# श्रीमहाकाल.

रूप ( पुस्तक ) १९—भाद्रपद कृष्ण० १४. संवत् १९६२. दर्शन ( अंक ) ११.

॥ ॐ श्री ॥

## आरंभक अभ्यर्थना.

*पद.

જય જય જય સિદ્ધેશ્વર સ્વામિ, થયા કૃતાર્થ શરણ આપ પામી.
પ્રિયતમ પ્રભુ છો આપ અમારા, પિતુવત્સલ અમે બાલ તમારા.
હર્ષ ધરી વિભુ નમીએ આજે, આપ પ્રેમઅનુગ્રહકાજે.
આપ સકલસિદ્ધિપ્રદ યોગી, બાલ અમે વિધવિધ સુખભોગી.
આપ સદા હિતકર દેનારા, જે આપો તે અમે ગ્રહેનારા.
અનવધિ આપ દયાના સિંધુ, મત્સ્ય અમે, આપ સ્વાતિબિંદુ.
ઘટ ઘટ વ્યાપક છો અવિનાશી, આપની સત્તા અમમાં પ્રકાશી.
પ્રેમસ્વરૂપ છો આપ વિભુજી, અમે આપ પ્રેમપાત્ર પ્રભુજી.
સમગ્રસિદ્ધિપ્રદ પ્રભુપ્રીતિ, અમમાં તેની કરાવો પ્રતીતિ.
આપ કૃપા ચહીને આરંભે, કાર્ય આપ બાલક આરંભે.
હૃદયની ઇચ્છા ફલીભૂત થાજે, સઉ સિદ્ધેશ્વરરૂપ બની જાજે.
નૃસિંહ નાથ છો આપ દયાલુ, સઉ અમે આપવિષે શ્રદ્ધાલુ.
આપ સ્વરૂપાનંદ અપાવી, સઉ શિશુને દો આજ હરખાવી.

---

* આ અંકમાં પ્રકટ કરેલાં સર્વ પદ્ય શ્રીસિદ્ધેશ્વરસમાજના મહોત્સવપ્રસંગે રચવામાં આવ્યાં હતાં.

# प्रणति.

પદ. ( જગવાલી તે હારી—એ લય. )

જય સ્વામિ! શિર નામી, પ્રણમીએ, દુઃખ વામી,
નિજપદધામી, તવ ચરણે સૌ રમીએઃ—
ધન્ય ધન્ય આ સમાજ, આપ જેના શિરતાજ,
હર્ષે સર્વે નમીએ આજ, સુખ અનુપમ પામીઃ—
અનંત શ્રમથી ના મળે, જે મહાપદઅધિકાર,
સહજે આપ કૃપાબલે, અનુભવીએ આ વાર.
નિજજનત્રાતા! અભયપ્રદાતા, જયપિતુમાતા! જ્ઞાતા! દાતા!
રહીએ પ્રભુપદમાંહિ વિરામી;—



# सिद्धपदमां स्थिर थवा सिद्धपदाधिकारि वीरने सुबोध

પદ ૨. ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય. )

વીર ! સિદ્ધપદમાં સ્થિર થજે, ત્યજી ભૂમિ ગગને નિવસજે.
ભયશોકચિંતાદિ વિષે, બહુ જનો રાત્રિદિવસ વસે,
સિદ્ધપદથી દૂર પ્રતિદિન ખસે, તું ક્ષણ ન પણ તે પ્રતિ જજે, વીર૦
સિદ્ધપદ અતિ ઉત્કૃષ્ટ છે, ભયશોકથી [1]અસ્પૃષ્ટ છે,
શુદ્ધસત્વ ત્યાં નિત્ય સ્પષ્ટ છે, ધરી તે તું સત્વર દીપજે, વીર૦
પ્રાપ્તિ થવી સિદ્ધપદતણી, કંઈ જન વિકટ માને ઘણી,
પણ સુલભ પુરુષાર્થથી ગણી, સત્પ્રયત્નથી ના વિરમજે, વીર૦
ગુરુયુક્તિ એવી જો જતી, તો સરળતા અનવધિ થતી,
હસ્તે ન યુક્તિ આવતી, ચરણો વિકટતાથી ધ્રુજે, વીર૦
ધ્યેયાનુરૂપ ધ્યાતા થતો, એ નિયમ જે જન સમજતો,
તેનો વિજયધ્વજ ઉડતો,—ગગને તરત, તું ઝાંખજે, વીર૦
આમાં તું રહે અતિક્ષણ ભળી, જોજે તું તે પાછો વળી,
ધ્યેયસ્વરૂપ તારૂં કળી, નીચું હોય તો ઝટ બદલજે, વીર૦
નિકૃષ્ટ ધ્યેયવિષે સતત, મન જે જનોનું રહેતું રત,

૧ નિર્લેપ.

અંતરબહિર્ નિજ ધ્યેયવત્, નિકૃષ્ટતાને તે સજે, વીર૦
સિદ્ધાંત સમજી આ હવે, બીજું બધું છોડી જવે,
સિદ્ધસ્વરૂપમાં મન જોડવે, કટિ બાંધીને ઉદ્યત હજે, વીર૦
જેવો થવા તું ઇચ્છતો, તે વિણુ ન બીજું ઝાંખતો,
દૃઢ પ્રેમ ધ્યેયે ધારતો, ઇંદ્રિયમને આલિંગજે, વીર૦
આલિંગી અગ્નિને કાષ્ઠ આ, અગ્નિસ્વરૂપ થાતું યથા,
આલિંગી નરહરિ પ્રભુ તથા, તું સિદ્ધપદમાં રાજજે, વીર૦



# अभ्यर्थना.

પદ. ( દિલ મારૂં માને નહિ, એ લય. )

સિદ્ધપદમાંહિ સ્થાપજો, બંધન સઉ કાપજો,
માગ્યું આજે પ્રભુ આપજો,
અનુગ્રહને દર્શાવજો, અમૃત વર્ષાવજો,
બ્રહ્મત્વ દૃઢ ઉરે છાપજો.
દુઃખદ અવિદ્યાદેશમાં બહુ જન્મથી ભટકયા કર્યું,
કરુણા થતાં કંઇ આપની, વિદ્યાપ્રદેશે મન ધર્યું,
દુર્ગમ નિહાળી પંથ ધૈર્ય પરંતુ પ્રભુ ઉરથી ખર્યું,
નેતા થશો એમ માની ઉત્સાહે હૃદય આજે ભર્યું,
પ્રભુ સત્વર પધારજો, કટિએ બેસાડજો;
ગંતવ્ય સ્થાને પહોંચાડજો; સિદ્ધ૦
દીનત્વ માત્ર નિહાળજો, દોષો ન નાથ નિહાળજો,
નજરે પડે દોષો કદી ગુણુમાં પલટી તે ભાળજો,
કાંચન કરી દે લોહને, આ સ્પર્શમણિ, વિચારજો,
નહિ દોષ દોષરૂપે રહેશે, નાથ ! દૃષ્ટિ પ્રસારજો,
આજ જીવપદ હણાવજો, સદ્રૂપ જણાવજો,
બહિરંતર નરહરિ વ્યાપજો, સિદ્ધ૦



# શ્રીઇષ્ટને દર્શનાર્થ પ્રાર્થના.

પદ. ( ઉડી ઉડી પંખીરાજ; એ લય. )

આવો, આવો, હૃદયનાથ! આજે આ નયને જણાઓ.
જણાઓ, દેખાઓ, ખીલાવો, હસાવો;—
હૃદય આ, આપના દર્શનહર્ષસિંધુમાંહિ રંગે ઝીલાઓ;—

ઘેલું થયું મન દેખવા, મનના માન્યા નાથ,
આશાભર્યા હૃદયે સ્તવે, દર્શન દો દીનનાથ!
મારૂં માગ્યું મને આજે અપાવો,
ઝાઝું હવે ન જીવન! તલસાવો,
આપ દયાળુ કહાવો;—
નથી અવર કંઇ માગવું, ઇચ્છું એક જ દાન,
અંતર્બહિર્ નિકટ સદા, પ્રકટ રહો ભગવાન્.
મુજને કસોટીમાં નહિ કસાવો,
આપ સ્વરૂપથી મુજને રસાવો,
વહાલા મારૂં માની જાઓ;—
કાલાવાલા આ શુણી, વહાલા કરો ન વાર,
નિજ બાલકને દેખવા, પ્રકટ થજો આ વાર
પ્રેમથી તાણ્યા પ્રેમીપાસે આવો,
પ્રેમગ્રંથિમાં પ્રીતમ જકડાઓ,
નાથ નૃસિંહ મનાઓ;—

## આરતી.

જય જય સિદ્ધેશ્વરમુકુટમણિ, જય જય સદ્ગુરુ શ્રીનૃસિંહ ધણી.
નિજ જનસમ શિશુને આજ ગણી, દો દર્શન કરુણા આણી ઘણી.
જોવા પ્રિય મૂર્તિ આપતણી, દૃષ્ટિ આ સ્થાપી આપ ભણી.
સકલ દોષ દુરિતને સઘ હણી, પ્રભુ પ્રકટ થજો આ વિનતિ શુણી
આપ અને અમે ઉભય મધ્યમાં, સાક્ષીરૂપે રહી પ્રકટી જ્યોતિ આ,
પ્રેમે પ્રાર્થીએ આવો નયનમાં, નાથ નિરંતર;—
નથી આપ સમાન આ ચિંતામણિ, છે આપથી તુચ્છ આ સ્પર્શમણિ,

છો આપ રાશિ, એ એક કણિ, નથી તુલ્ય કદાપિ આપતણી.
પ્રકટ નયનની નિકટ પેખીએ, હૃદયવિષે પણ નિત્ય દેખીએ,
આપ આપ સચરાચર લહીએ, બાહ્યાભ્યંતર;—
અમે સદા આપના છીએ ઋણી, નવ જોશો અમારી કશી કરણી,
સ્મરી માત્ર મહત્તા આપતણી, શિશુઉપર રહેજો દયાર્દ્ર બની.
પ્રકટ નેત્રમાં અભિમાની રહી, પ્રભુને જોવા મીટ માંડી દઇ,
નિર્નિમેષ જ્યોતિવત્ સ્થિર થઇ, બની રહે આતુર;—
જાણો છો ઉરની હૃદયમણિ ! જ્યોતિમાં આ કર્પૂરકણિ,
જેમ સદા રહે એકરૂપ બની, તેમ ભિન્ન અહં આ સદ્ય હણી.
આપરૂપે આ વિશ્વ સકલમાં, સિદ્ધપદાધિકારિમાત્ર આ,
દશદિશ આપ સ્વરૂપને જોતાં, રહો અજરામર;—



# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૨૩ થી ).

ज्ञेयत्वावचनाच्च ॥ ४ ॥

સૂત્રાર્થઃ—( અવ્યકત ) જ્ઞેય છે એમ અત્ર કોઇ વચન નથી તેથી ( અવ્યકત તે પ્રધાન નથી. )

આ સૂત્રમાં એ જણાવ્યું કે સાંખ્ય શાસ્ત્રપ્રમાણે તો ગુણ એટલે પ્રધાન અને પુરુષ એ બેના ભેદનો સાક્ષાત્કાર કરવાથી કૈવલ્ય પ્રાપ્ત થાય છે, એ સિદ્ધાન્ત છે. જ્યાંસુધી ગુણનું–પ્રધાનનું સ્વરૂપ જાણ્યું નથી ત્યાંસુધી એનાથી પુરુષનો ભેદ જાણી શકાય તેમ નથી. તેથી કૈવલ્યને માટે સાંખ્યશાસ્ત્ર પ્રધાનને જ્ઞેય ગણે છે. કોઇ કોઇ સ્થલે વિભૂતિવિશેષની પ્રાપ્તિમાટે પ્રધાન જ્ઞેય છે એમ એ શાસ્ત્ર સૂચવે છે. તેથી સાંખ્યશાસ્ત્રપ્રમાણે પ્રધાન જ્ઞેય છે; અને અહિં તો અવ્યકત એટલું પદમાત્ર છે. અવ્યકત જ્ઞાતવ્ય છે, ઉપાસિતવ્ય છે એવું કોઇ પણ વાક્ય નથી કે જેથી એ અવ્યકત જ્ઞેય હોય એવું જણાય. તેથી આ ભેદને લીધે અવ્યકત તે પ્રધાન હોઇ શકે નહિ. અમારા સિદ્ધાન્તપ્રમાણે તો રથાદિ રૂપકનું જ અત્ર અનુસરણ કરી વિષ્ણુનું પરમ પદ દર્શાવવા જ આ સર્વ ઉપન્યાસ છે.

આ પ્રમાણે આ સૂત્રથી પ્રધાનનું ગ્રહણ શા માટે ન કરવું તેમાં અન્ય હેતુ આપ્યો. એ હેતુમાં પ્રતિપક્ષીને શંકા થાય તેમ છે તેથી તે શંકા દર્શાવી તેને હવે શ્રીસૂત્રકાર દૂર કરે છે.

वदतीति चेन्न प्राज्ञो हि प्रकरणात् ॥ ५ ॥

**સૂત્રાર્થ:**—( અવ્યક્ત જ્ઞેય છે એમ ) શ્રુતિ કહે છે એમ કહો તો તે સાચું નથી કેમકે એ જ્ઞેય તે પરમાત્મા છે એમ પ્રકરણથી જણાય છે.

અહિં इति चेत् સુધી પૂર્વપક્ષીની શંકા દર્શાવનાર પદો છે. અને નથી શ્રીસૂત્રકારે જણાવેલું સમાધાન છે. આ સૂત્રથી એ જણાવ્યું કે અહિં પૂર્વ પક્ષી એમ કહેશે કે અવ્યક્તપદવાચ્ય જે પદાર્થ અર્થાત્ એના મતપ્રમાણે પ્રધાન તે જ્ઞેય છે એમ શ્રુતિ કહે છે. આ અવ્યક્તપદવાળા શ્લોક પછી अशब्दमस्पर्श० એ ૧૫ મો શ્લોક છે. તેમાં અશબ્દ, અસ્પર્શ ઇત્યાદિ પદોથી જેવું શબ્દાદિરહિત પ્રધાનનું સ્વરૂપ સાંખ્ય સ્મૃતિ જણાવે છે તેવું જ કહીને એવું જણાવ્યું છે કે એને સારી રીતે જાણનાર મૃત્યુના મુખથી ઉગરે છે. તેથી અવ્યક્ત પદાભિધેય વસ્તુ આ શ્લોકમાં જ્ઞેય કહી છે. માટે અવ્યક્ત તે પ્રધાન છે.

આ પ્રકારે પૂર્વપક્ષી શંકા આણે તો શ્રીસૂત્રકાર જણાવે છે કે એ શંકા ખોટી છે. આ अशब्द० એ વાક્યમાં પ્રધાનને જ્ઞેય કહી નથી. અહિં तम् પદથી પ્રકરણપ્રાપ્ત પરમાત્માનું ગ્રહણ કરાય છે અને તેને—પરમાત્માને જાણવાથી મૃત્યુમુખથી ઉગરાય છે એમ આ વાક્ય જણાવે છે. અહિં આ આખું પ્રકરણ પરમાત્માનું છે અને પ્રધાનનું નથી. पुरुषान्नपरं किंचित् ઇત્યાદિ કથન કરી एव सर्वेषु भूतेषू गूढोत्मा० એ વાક્યથી એ પરાગતિરૂપ પુરુષરૂપ જ દુર્જ્ઞાન છે, જાણવો કઠિન છે એમ સૂચવ્યું છે, અને એનું જ્ઞાન કેવી રીતે થાય એ આકાંક્ષા થતાં એના જ્ઞાન માટે જ यच्छेद् वाङ् मनसी ઇત્યાદિ વાણીનો મનમાં, મનનો બુદ્ધિમાં ઉપસંહાર કરવા આદિરૂપ યોગનું શ્રુતિએ વિધાન કર્યું છે. તેથી પ્રકરણ જોતાં જે જ્ઞેય વસ્તુ અત્ર કહી છે તે પરમાત્મા છે અને પ્રધાન નથી એ જણાય છે. વળી अशब्द એ વાક્યમાં પણ એ જ્ઞેયને જાણીને એને જાણનાર મૃત્યુના મુખથી ઉગરે છે એમ ફળકથન છે. જો तम् પદથી પ્રધાન લઇએ તો એ વાક્યનો અર્થ એવો થાય કે પ્રધાનના જ્ઞાનથી મૃત્યુપાર પમાય છે. પણ એ તો સાંખ્યશાસ્ત્રને પણ સંમત નથી. સાંખ્યશાસ્ત્ર પણ પ્રધાન માત્રના સાક્ષાત્કારથી કૈવલ્ય પદની પ્રાપ્તિ સ્વીકારતું નથી પણ ચેતનાત્માના સાક્ષાત્કારથી જ એ ફલ સ્વીકારે છે. તેથી આ ફલશ્રુતિ પણ અત્રનું જ્ઞેય તે પરમાત્મા જ છે એ સૂચવે છે. અને શબ્દરહિત, સ્પર્શરહિત ઇત્યદિ વિશેષણો પ્રધાનનાં જ નથી પણ સર્વ વેદાન્તમાં પરમાત્માનાં જ કહેલાં છે. તેથી ચતુર્થ સૂત્રમાંનો હેતુ સત્ય જ છે અર્થાત્ તેથી પ્રધાન તે અવ્યક્ત નથી એ જ ઠરે છે.

આ જ અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ ગ્રંથકાર હવે કહે છે.

**त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६ ॥**

**સૂત્રાર્થ:**—( આ પ્રકરણમાં ) ત્રણ પદાર્થોનો જ ઉપન્યાસ અને પ્રશ્ન છે તે અવ્યક્તને પ્રધાન ન લઇએ તો જ સંગત થાય છે.

આ સૂત્રમાં એ કહ્યું છે કે આ વિશેષ હેતુને લીધે પણ અવ્યક્ત તે પ્રધાન નથી અને જ્ઞેય જે વસ્તુ કહી છે તે પણ પ્રધાન નથી એ જણાય છે. તે હેતુ તે આ છે. આ કઠવલ્લી ગ્રંથમાં અગ્નિ, જીવ અને પરમાત્મા એ ત્રણ પદાર્થોના જ્ઞાનસંબંધમાં જ પ્રશ્ન છે, વરની પ્રાર્થના છે અને તેથી એ ત્રણનું જ્ઞાન જ વરદાનરૂપે આપેલું છે તેથી

એ ત્રણ વિષયક જ પ્રશ્ન અને પ્રતિવચન દેખાય છે. પ્રથમ તો स त्वमग्निं स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि तं श्रद्दधानाय मह्यम्—જે સ્વર્ગ્ય અગ્નિને હે યમરાજ ! તમે જાણોછો તે હું કે જે શ્રદ્ધાવાળો છું તેને તમે જણાવો, એ વાક્યથી અગ્નિવિષયક પ્રશ્ન છે. येयं प्रेते विचिकित्सा—એ વાક્યમાં જીવવિષયક પ્રશ્ન છે અને अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् अन्यत्र भूत च भव्याच्च यत्तत्पश्यसि तद्वद—શાસ્ત્રીય ધર્માનુષ્ઠાન તથા તેના ફલથી, અધર્મથી, આ કાર્યકરણથી અન્ય તથા ભૂત વર્તમાન અને ભવિષ્યત્થી અન્ય અર્થાત એ ત્રણે કાલથી અપરિચ્છિન્ન જે વસ્તુને તમે જાણો છો તે કહો—એ પરમાત્મવિષયક પ્રશ્ન છે. આમ પ્રશ્નો જોતાં અગ્નિ, જીવ અને પરમાત્મા એ ત્રણના સંબંધમાં જ પ્રશ્નો નચિકેતસ્તરફથી કરાયેલા છે.

એ પ્રશ્નોનાં પ્રતિવચન જોતાં પણ આ જ ત્રણ પદાર્થો જણાય છે. लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा જે જેટલી અને જે ક્રમથી અગ્નિચયનમાં વપરાય છે તે સર્વ ઇષ્ટકાસહ એ વિરાટ્રૂપે ઉપાસ્ય અગ્નિનો બોધ શ્રીયમરાજે કર્યો—એ પ્રતિવચન અગ્નિવિષયક છે. हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् । यथा च मरणं प्राप्य त्मा भवति गौतम ॥ योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः । स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ આ ગુહ્ય સનાતન બ્રહ્મ હું તને પુનઃ સમજાવું છું કે જેના જ્ઞાનથી સંસારનો ઉપરમ થાય છે અને જેને ન જાણવાથી જીવાત્મા મરણોત્તર સંસારને પામે છે. અવિદ્યાવશ કેટલાક જીવો પુનઃ શરીરગ્રહણને અર્થે યોનિને પામે છે અને અન્ય પોતપોતાનાં જ્ઞાનકર્માનુસાર જ વૃક્ષાદિ સ્થાવરભાવને પામે છે. ઇત્યાદિ પંચમ વલ્લીસ્થ પ્રતિવચન જીવવિષયક છે, અને न जायते म्रियते वा विपश्चित् —એ વિદ્વાન્ આત્મા જન્મમરણથી રહિત છે અર્થાત્ સચ્ચિત્સ્વરૂપ બ્રહ્મ જન્મમરણાદિ વિક્રિયાથી રહિત છે ઇત્યાદિ વિસ્તારવાળું પ્રતિવચન બ્રહ્મવિષયક છે. આમ જોતાં પ્રધાનના સંબંધમાં પ્રશ્ન પણ નથી અને પ્રશ્ન નહિ હોવાથી પ્રતિવચન પણ નથી. તેથી પ્રધાન અશબ્દ છે—અહિં પ્રતિપાદ્ય નથી.

અહિં પ્રતિપક્ષી પૂછશે કે येयं प्रेते विचिकित्सा० એ જે પ્રશ્ન છે તેનું જ અનુકર્ષણ अन्यत्र धर्माद्० એ વાક્યમાં છે કે એ વાક્યથી અન્ય અપૂર્વ પ્રશ્ન પૂછેલો છે ? જો પૂર્વના પ્રશ્નનું જ અનુકર્ષણ છે એમ તમે ઉત્તર આપો તો આ બે આત્મસંબંધી પ્રશ્નો એક જ થયા તેથી પછી અગ્નિવિષયક અને આત્મવિષયક એમ માત્ર બે પ્રશ્નો થયા તો પછી તમે પ્રશ્ન તથા પ્રતિવચનમાં ત્રણનો જ ઉપન્યાસ છે એમ કેવી રીતે કહો છો ? હવે જો अन्यत्र धर्माद्० એ વાક્યમાં અપૂર્વ પ્રશ્ન કર્યો છે એમ લો તો જેમ વરપ્રદાન નહિ છતાં પ્રશ્ન લેવામાં તમે દોષ માનતા નથી તેમ પ્રશ્નવિના પણ પ્રધાનસંબંધનું પ્રતિવચન હોય એમ લેવામાં શો દોષ આવે ? કોઇ જ નહિ.

આ આક્ષેપ જો પૂર્વપક્ષી અહિં કરે તો તેનું સમાધાન આ પ્રમાણે છે. સિદ્ધાન્તી કહે છે કે અમે વરપ્રદાનવિના કોઇ પણ પ્રશ્નની કલ્પના કરતા જ નથી કેમકે વાક્યનો ઉપક્રમ વરપ્રદાનરીતિથી છે. આ કઠવલ્લીની વાક્યપ્રવૃત્તિ મૃત્યુ અને નચિકેતસ્ના સંવાદરૂપ છે અને એના આરંભમાં વરપ્રદાનની આખ્યાયિકા આપેલી છે. ત્યાં કથાપ્રમાણે પિતાની આજ્ઞાથી આવેલા નચિકેતાને મૃત્યુએ ત્રણ વર આપ્યાં છે. તેમાં

પ્રથમ વરથી નચિકેતાએ પોતાના પિતાની પ્રસન્નતા માગી છે, દ્વિતીય વરથી અગ્નિવિદ્યા અને इति वराणामेष वरस्तृतीयः—વરોમાં આ તૃતીય વર છે—એ વાક્યથી તૃતીય વરરૂપે આત્મવિદ્યાની યાચના કરી છે. તેથી अन्यत्र धर्माद० એ વાક્યમાં જો નવો અપૂર્વ પ્રશ્ન લઇએ તો વરપ્રદાનથી અતિરિક્ત પ્રશ્નની કલ્પના થવાથી વાક્ય બાધિત થાય તેમ છે. તેથી અહિંનો પ્રશ્ન તે પૂર્વના પ્રશ્નનું અનુકર્ષણ જ છે: જો આની સામે તમે એવું કહો કે પ્રષ્ટવ્ય અહિં પૂર્વવાક્યકરતાં ભિન્ન છે. પૂર્વ પ્રશ્ન જે येयं प्रेते विचिकित्सा એ વાક્યમાં કર્યો છે અને જ્યાં સંશયનું માત્ર કથન છે તે જીવવિષયક છે. જીવ ધર્માદિવાળો છે તેથી अन्यत्र धर्माद० એ પ્રશ્ન એના સંબંધમાં લઇ શકાય તેમ નથી પણ પ્રાજ્ઞ જે પરમાત્મા કે જે ધર્માદિથી રહિત છે તેમના સંબંધમાં જ એ પ્રશ્ન હોઇ શકે તેમ છે. વળી બંને સ્થલે પ્રશ્નચ્છાયા પણ વિલક્ષણ દેખાય છે. પૂર્વત્ર એવો જીવ છે કે નહિ તે સંબંધમાં પ્રશ્ન છે અને ઉત્તરત્ર ધર્માદિથી અતીત વસ્તુ કયી છે તે સંબંધમાં પ્રશ્ન છે. તેથી બંને વાક્યમાં આ સર્વ ભેદને લીધે ઐક્યની પ્રત્યભિજ્ઞા થતી નથી માટે એ બંને ભિન્ન જ પ્રશ્ન છે અને પૂર્વ પ્રશ્નનું ઉત્તરત્ર અનુકર્ષણ નથી. આ પ્રકારે જો પૂર્વપક્ષી આ પ્રસંગમાં કહે તો તે યોગ્ય નથી કેમકે જીવ અને પ્રાજ્ઞ (પરમાત્મા) નું ઐક્ય જ વેદાન્તશાસ્ત્ર સ્વીકારે છે. પ્રષ્ટવ્યભેદથી પ્રશ્નનો ભેદ થાય એ વાત સાચી છે પણ અહિં તે નિયમ જ લાગતો નથી, કેમ કે એક વાક્યમાં પ્રષ્ટવ્ય જીવ છે અને ઇતરમાં પરમાત્મા છે તે બંને तत्त्वमसि ઇત્યાદિ શ્રુતિથી ભિન્ન ભિન્ન નથી પણ એક જ છે, એ સિદ્ધ થાય છે. અહિં પણ अन्यत्रधर्माद એ પ્રશ્નના પ્રતિવચનરૂપે કહેવામાં આવેલાં न जायते म्रियते वा विपश्चित० ઇત્યાદિ વાક્યો જન્મમરણનો પ્રતિષેધ કરી શારીર (જીવ) અને પરમાત્માનો અભેદ જ પ્રતિપાદ્ય છે એમ સૂચવે છે. નિષેધ ક્યાં કરવામાં આવે છે કે જ્યાં પ્રાપ્તિ હોય. જીવમાં જ જન્મમરણની પ્રાપ્તિ છે કેમકે જીવને જ શરીરસાથે સંબંધ હોવાથી તેના જન્મમરણનો આરોપ જીવમાં થઇ શકે. પરમાત્માને તો જન્મમરણની પ્રાપ્તિ જ નથી. તેથી આ પ્રતિવચન જીવના જીવભાવનો નિષેધ કરી તેનો પરમાત્માથી અભેદ પ્રતિપાદન કરે છે. તેમ જ स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति એ આ પ્રકરણનું વાક્ય પણ સ્વપ્ન અને જાગ્રત્‌ને અનુભવનાર જે જીવ તે મહાન્ છે, વિભુરૂપ છે, એ પ્રકારે તેનું મનન કરવાથી ધીર પુરુષ શોકવિચ્છેદને પામે છે એ કહી પરમાત્માથી જીવ ભિન્ન નથી એ જ દર્શાવે છે. પરમાત્માના જ વિજ્ઞાનથી શોકનો વિચ્છેદ છે એ વેદાન્તસિદ્ધાંત છે. વળી આગળ પણ यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ આ દેહમાં જે ચૈતન્ય છે તે જ સૂર્યાદિમાં પણ છે, જે ત્યાં છે તે જ અહિં આ દેહમાં છે, તેથી જે અખંડ એક રસ પરમાત્મામાં લેશ પણ ભેદ જુએ છે તે ભેદદર્શી મરણપરંપરાને પામે છે અર્થાત્ સંસારભયથી મુક્ત થતો નથી—આ પ્રમાણે જીવ અને પ્રાજ્ઞના ભેદના જ્ઞાનની નિંદા કરી છે તેથી અભેદજ્ઞાન જ સાચું છે એ દૃઢ થાય છે. આ જ પ્રમાણે જીવના અસ્તિત્વ, નાસ્તિત્વસંબંધમાં નચિકેતાએ પ્રશ્ન કર્યો પછી "બીજો વર નચિકેતા તું માગ" એમ કહી વિવિધ કામ્ય વિષયવડે યમરાજે નચિકેતાને લોભાવ્યો છે પણ જ્યારે ન-

ચિકેતસ્ લોભાયો નહિ અને પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ ત્યારે અભ્યુદય અને નિઃશ્રેયસરૂપ પ્રાપ્તવ્યના બે વિભાગ કરી નચિકેતાને વિદ્યા અને અવિદ્યાનું સ્વરૂપ કહી विद्याभीप्सितं नाचिकेतसं मन्ये તું નચિકેતસ્ વિદ્યાની ઇચ્છાવાળો છે કેમકે ઘણા ઘણા કામ્ય પદાર્થો તને દર્શાવ્યા છતાં તે તને આકર્ષી શક્યા નથી. એ પ્રમાણે એની પ્રશંસા કરી એના પ્રશ્નની પણ પ્રશંસા કરતા યમરાજે આ પ્રમાણે કહ્યું છે કે तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणं । अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥ તે જાણવો કઠિન, પ્રાકૃત વિષયવિજ્ઞાનથી પ્રચ્છન્ન, બુદ્ધિમાં રહેલા, અનેક રાગદ્વેષાદિ અનર્થથી સંકટ થયેલા કાર્યકારણરૂપ શરીરમાં રહેલા સનાતન પ્રકાશસ્વરૂપ આત્માને ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગવડે જાણીને ધીર પુરુષ હર્ષશોકને તરી જાય છે. આ પણ જીવ અને પ્રાજ્ઞનો અભેદ જ અત્ર વિવક્ષિત છે, એ બતાવે છે. જે પ્રશ્નને લીધે નચિકેતાએ મૃત્યુપાસેથી મોટી પ્રશંસા પ્રાપ્ત કરી તે પ્રશ્નને છોડી દઇને એ પ્રશંસા પછી તરત જ અન્ય પ્રશ્ન એ જો પૂછે તો અવશ્ય આ સર્વ પ્રશંસા અનુચિત જ ઠરવે, તેથી येयं प्रेते विचिकित्सा० એ પ્રસંશા મેળવી આપનાર પ્રશ્નનું જ अन्यत्र धर्माद० એ પ્રશ્નમાં અનુકર્ષણ છે, એ સિદ્ધ થાય છે. બંને પ્રશ્નની છાયામાં ભેદ છે એ સાચું છે પણ તે તો સ્વાભાવિક છે, કેમ કે પ્રથમ જે પ્રશ્ન કર્યો છે તેના વિશેષનો જ દ્વિતીય પ્રશ્ન છે. પ્રથમ દેહાદિથી અતિરિક્ત આત્મા છે કે નહિ એ પૂછેલું છે, અને પછી તે જ આત્મા અસંસારી છે એ પૂછ્યું છે. તેથી પ્રશ્નનો વિષય એક જ છે, છતાં એક જ આત્માના સંબંધમાં જૂદી જૂદી વાત પૂછેલી હોવાથી પ્રશ્નની ઢબમાં ફેર હોય એ યોગ્ય છે, પણ તેટલાથી પ્રષ્ટવ્યનો ભેદ થતો નથી. જ્યાંસુધી અવિદ્યાની નિવૃત્તિ થઇ નથી ત્યાંસુધી જીવ ધર્માદિગોચર છે અર્થાત્ જીવસ્વભાવથી રહિત થતો નથી પણ અવિદ્યાની નિવૃત્તિ જ્યારે થાય છે ત્યારે એ જ જીવ तत्त्वमसि એ શ્રુતિમાં પ્રબોધ્યાપ્રમાણે પરમાત્મા જ છે. અવિદ્યા હોવી અને તેનો અપગમ થવો તેટલાથી વસ્તુનો કોઇ રીતે ભેદ થતો નથી. કોઇ પુરુષ ઘણા અંધકારમાં પડેલી દોરડીને સર્પ માની અહિં તહિં ભયમાં કંપતો દોડે અને તેને અન્ય પુરુષ જણાવે કે તું ભય મા પામ, આ સર્પ નથી પણ દોરડી છે, તો તે બોધ સાંભળી સર્પબુદ્ધિજન્ય ભયને, કંપને તથા પલાયનને તે પુરુષ ત્યજી દે પણ સર્પબુદ્ધિસમયે તથા રજ્જુબુદ્ધિસમયે તે દોરડીરૂપ વસ્તુમાં લેશ પણ ભેદ આથી થતો નથી, તે જ પ્રમાણે અવિદ્યાના અપગમથી જીવમાં વાસ્તવ ભેદ કંઇ પણ થતો નથી. અવિદ્યા હોય ત્યારે અને તે જતી રહે ત્યારે બંને સમયે જીવ પરમાત્મા છે જ તે છે જ. આમ જીવ અને પ્રાજ્ઞનો અભેદ હોવાથી न जायते म्रियते वा० ઇત્યાદિ પણ અસ્તિત્વ પ્રશ્નના જ પ્રતિવચનરૂપ છે. સૂત્રમાં જે ત્રણ પદાર્થો કહ્યા છે તે જીવબ્રહ્મનો કલ્પિત ભેદ અંગીકાર કરી કહ્યા છે, તેથી તેમાં દોષ નથી. આત્માસંબંધનો પ્રશ્ન એક છતાં મરણાવસ્થામાં દેહથી અતિરિક્ત જીવ રહે છે કે નહિ એ સંશય દર્શાવેલો હોવાથી અને તેના સંસારિત્વ ધર્મોનો નિષેધ નહિ કરેલો હોવાથી તે પ્રશ્નને સૂત્રકારે જીવવિષયક કહ્યો છે અને अन्यत्र धर्माद० એ પ્રશ્નમાં ધર્માદિનો નિષેધ કરવાથી એ પ્રશ્નને પ્રાજ્ઞવિષયક સૂત્રકારે લીધો છે, અને આમ લઇ અગ્નિ, જીવ તથા પ્રાજ્ઞ એ ત્રણ પદાર્થોના સંબંધમાં પ્રશ્ન છે એમ કહ્યું છે, તે સર્વ રીતે યોગ્ય જ છે. આથી પ્રશ્ન

અને પ્રતિવચન જોતાં કોઇમાં પ્રધાનનો ગંધસરખો પણ દેખાતો નથી, તેથી પ્રધાન અવ્યકત પદથી ગ્રહણ કરાય તેમ નથી.

આ પ્રમાણે આખા પ્રકરણની સમાલોચના કરી અવ્યક્તનો અર્થ પ્રધાન નથી એ સ્થાપિત કર્યું પુનઃ એક અધિક હેતુ કહી શ્રીસૂત્રકાર આ અધિકરણની સમાપ્તિ કરે છે. ( અપૂર્ણ. )



# एक खगोलवेत्तानी दुःखमय कथा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૭૬૩ થી )

મંગળઉપર સ્વભાવથી જ મારૂં આકર્ષણ હતું, અને તેથી મેં તેનું જ નિરીક્ષણ કરવા માંડ્યું. તે નાના ગ્રહમાં સચેતન વ્યક્તિઓ વસે છે, તેનાં અનેક નિર્વિવાદ ચિહ્નો મારા રાક્ષસી કાચમાંથી મને જણાવા લાગ્યાં, તેથી હું રાજી રાજી થઇ ગયો. મંગળમાં મને મકાનો બાંધેલાં હોય એવું સ્પષ્ટ જણાવા લાગ્યું, અને હું અત્યાનંદમાં આવી જઇ અધિક ધ્યાનથી જોવા લાગ્યો, પણ એટલામાં મને જણાયું કે કોઇને જ વેધશાળામાં ન પ્રવેશવા દેવા મેં નોકરોને સખ્ત તાકીદ આપ્યા છતાં કોઇ ત્યાં છે. એમ છતાં મારા આંતર સ્ફુરણઉપર ધ્યાન ન આપતાં મેં જોવાનું જારી રાખ્યું. એટલામાં કોઇનાં પગલાંનો ધીમો અવાજ મેં સાંભળ્યો. ગુસ્સામાં દૂર્બિનમાંથી મેં કાઢી મેં પાછળ જોયું, અને તેર વર્ષઉપર ઇંગ્લાંડમાં મળેલા પેલા વિલક્ષણ પુરુષને મારી પાછળ ઉભેલો મેં જોયો.

તે બોલ્યો, તારકાપ્રસાદ ! આજે મારા અત્ર આવવાની તમે ભાગ્યે જ આશા રાખી હોય, એમ જણાય છે. ઇંગ્લાંડમાં હું તમને મળ્યો હતો, અને તેરે વર્ષે તમારા જન્મદિવસે તમને મળવાનો મેં જે કરાર કર્યો હતો, તે તમે ભૂલી તો નહિ જ ગયા હો ?

મેં ઉત્તર આપ્યો, તમને તથા તમારા કરારને હું વિસરી ગયો નથી, પણ આજે જ તમે મને મળવા આવનાર હતા, એ વાતનું તો મને તદન વિસ્મરણ થઇ ગયું હતું. તે વખતે તમે મને મળ્યા હતા ત્યારની અને આજની મારી સ્થિતિમાં આસ્માન-જમીનનો ફેરફાર તમને જણાતો હશે, નહિ વારૂ ?

તેણે કહ્યું, હા, આજે તમારી સ્થિતિ ભિન્ન પ્રકારની છે, એ ખરૂં છે, પણ કોના પ્રતાપથી તે થઇ છે, તે કદાચ તમે નહિ જાણતા હો. ત્યારે જાણો કે તમારી આ સ્થિતિ થવામાં વાસ્તવિક કારણ હું છું. તમને ખબર જ છે કે મારામાં તમને અદ્ભુત જણાય એવી કેટલીક શક્તિઓ છે. મારામાં વળી એક બીજું સામર્થ્ય છે, અને હમણા હું તે તમને કહું છું તે પ્રમાણે ન કહું તો કોઇ કાળે તે તમારા જાણવામાં આવે તેમ પણ નથી. તમને કદી વિચારસરખો પણ આવ્યો નહિ કે તમારા પિતાને પોતાના વિશ્વાસપાત્ર મિત્રોસાથે ઓચિંતો વિરોધ શા માટે થયો, અને નવું વીલ તૈયાર થયા પછી તેમાં સહી કરવા માટે તે ઘેરથી નીકળ્યા, એટલામાં ઓચિંતુ તેમનું મૃત્યુ શાથી થયું ?

શું તમને એમ લાગે છે કે તેમનું મૃત્યુ તે પ્રમાણે ઘરમાંથી નીકળવાની વખતે ન થયું હોત તો તેનો વારસો તમને કદી પણ મળત? જગત્ તમારા પિતાનું ખુન કરનાર તરીકે જેને ગણે તે મનુષ્ય આ પ્રમાણે તમારા મોં સામો આવીને ઉભો રહે અને નિર્ભયપણે પોતાનો ગુનો કબુલ કરે, એ શું સામાન્ય વાત છે?

મારા પિતાનો ઘાત કરનારને મારી પાસે ઉભેલો જોઇને મને કંપારી છુટ્યાવિના રહી નહિ. તે જોઇને તે બોલ્યો. મારા આ કૃત્યને હું પાપ ગણતો નથી, એ કહેવાની કશી જ અગત્ય નથી. તમારી કીર્તિના માર્ગમાં નડતી એક આડખીલીને કાઢી નાંખવાનું પરોપકારનું કૃત્ય મેં કર્યું છે, એમ જ મારૂં તો માનવું છે. વિચાર કરો, તમારા પિતાનું જે રીતે મૃત્યુ કરવામાં આવ્યું છે તે રીતે તેમનું મૃત્યુ ન થયું હોત તો તારકાપ્રસાદ! શું તમને લાગે છે કે આવી દુર્લભ વેધશાળામાં, આવા ભવ્ય દુર્બિનમાં દષ્ટિસરખી પણ નાંખવાનો તમને આજે પ્રસંગ આવ્યો હોત? પેલા વેષધારી ધવલગિરિપ્રસાદને નામે મહામુશીબતે લંડનમાં દહાડા કાઢતા હતા, તે ભૂલી ગયા કે? પાછી દાઢી બાંધીને તે ઓરડીમાં બેસવાનું પસંદ કરો છો કે પચાસ લાખના ધણી રહીને અહિં મોટા ખગોળશાસ્ત્રીતરીકે જગતમાં પ્રસિદ્ધ થવાનું પસંદ કરો છો?

હું શો ઉત્તર આપું છું, તે સાંભળવાને તે અટક્યો. પણ મારા મોંમાંથી કશો જવાબ નીકળ્યો નહિ. મને મારા પિતાઉપર લેશ પણ પ્રેમ હતો નહિ; અને તેમના મરણથી મને અકથ્ય લાભ થયો હતો તોપણ તેમનું અકાળે મૃત્યુ થવામાં હું નિમિત્તરૂપ થયો હતો, એ જાણી મને જરા પણ પ્રસન્નતા થઇ નહિ.

મને કંઇ પણ ન બોલતો જોઇને તે બોલ્યો, તમારૂં મોં શાથી સીડાઇ ગયું છે તે હું જાણું છું. ઉપકારની વૃત્તિ તમારા સ્વભાવમાં જ નથી, એ મને અજાણ્યું નથી. મારે તમારા જેવા કૃતઘ્નની કૃતજ્ઞતા જોઇતી નથી. પણ હવે આ વાત આટલેથી જ બધ રાખો. મેં આ તેર વર્ષમાં બીજી તમને શી શી મદદ કરી છે, તે હવે ગણાવી જવાની જરૂર નથી. પૂર્વે મારામાં રહેલા જે ચમત્કારિક સામર્થ્યનો મેં તમને અનુભવ કરાવ્યો છે, તે સામર્થ્ય પ્રાપ્ત કરવાનું જ્ઞાન મારા વડે તમને થાય, એવું નિર્માણ થયું છે, અને તેથી તે જ્ઞાન તમને આપી રહ્યા પછી મારે તમારો સંબંધ રાખી રહેવાની કશી જરૂર નથી. તમારે ફાવે તેમ તમે તમારૂં ફોડી લેજો. આવો ત્યારે, સત્વર કામનો નિકાલ આણો. આમ સામા બેસો, અને મારાં નેત્રસામુ જુઓ.

મને જણાયું કે તેને બહુ જ ગુસ્સો ચઢ્યો હતો, અને તેને શાંત પાડવાનો વિચાર કરીને હું તેના સામી નજર માંડીને બોલવા જતો હતો. એટલામાં, ઈંગ્લાંડમાં મારી ઓરડીમાં તે આવ્યો હતો, અને તેણે મારા સામું જોયું હતું તે સમયે મારૂં મગજ જેવું ચકરવકર ફરવા માંડ્યું હતું, તેવું જ આ વખતે થતું મને જણાયું; તોપણ આ વખતે તેથી મને બહુ ત્રાસ થયો નહિ. આ સ્થિતિમાં થોડી સેકંડો વીતતાં મને જણાયું કે મારા પિતાના મૃત્યુસંબંધી જે તેણે કહ્યું હતું, તે અક્ષરે અક્ષર ખરૂં હતું, એટલું જ નહિ, પણ મારા પિતાના ત્રણ વિશ્વાસપાત્ર મિત્રોસાથે તેમને ઝગડો થવામાં પણ તે જ કારણભૂત હતો, અને આ સઘળું તેણે કેવળ મારા હિતને જ માટે કર્યું

હતું. અગાધ જ્ઞાનના ભંડારજેવા તેના મગજમાંથી આટલી જ વાત મેં જાણી એટલામાં તો હું પાછો મારા પ્રથમના શરીરમાં આવ્યો હોઉં, એમ મને જણાયું.

જૉન સ્મિથે કહ્યું, તારકાપ્રસાદ ! મને જણાય છે કે તેર વર્ષ પૂર્વે હું તમને મળ્યો હતો તે સમયે તમારી માનસિક શક્તિઓ જેટલી વિકાસને પામી હતી તેના કરતાં આજે ઘણી વધારે વિકાસને પામી છે, અને તેથી પરમસ્તિષ્ક પ્રવેશનો વિધિ શીખવાને તમે અધિકારી થયા છો. મારા વિદ્યાર્થીઓને જ્ઞાનનું દાન જે વિધિએ હું કરૂં છું તે વિધિ જો જગતના સઘળા શિક્ષાગુરુઓને આવડતો હોત તો તેમનો કેટલો બધો શ્રમ ઓછો થાત, અને તેથી જગતને કેટલો બધો લાભ થાત ! મારા વિધિપ્રમાણે તમે હમણા જ અનુભવ કરશો તેમ વિદ્યાર્થીને, ગુરુ એક વિષયસંબંધમાં જેટલું જાણતો હોય છે, તેટલું બધું જ, થોડી ક્ષણોમાં કદી ન ભુલાય એવી રીતે પાકું ભણાવી દે છે. હવે હું જે કહું છું તે ઉપર અત્યંત એકાગ્રતાપૂર્વક ધ્યાન આપો, અને જેમ હું કહું તેમ જ અક્ષરે અક્ષર કરજો, નહિ તો તમારૂં અને મારૂં બંનેનું મૃત્યુ થશે. જે જ્ઞાન તમને હું આપવા ધારૂં છું, તેના ઉપર મારૂં મન હું એકાગ્ર કરીશ, જેથી તે જ જ્ઞાનના સંસ્કારો મારા મગજમાં તે સમયે જાગ્રત્ પામેલી સ્થિતિમાં રહેશે. મારાં નેત્ર ઉઘાડાં તમને જણાશે પણ મારી ચાક્ષુષવૃત્તિ, અંતરમાં લીન થઇ જશે, અને હું મુડદુ થઇને પડીશ. આ સમયે, બીજા જીવતા મનુષ્યના મગજમાં મનનો શી રીતે પ્રવેશ કરાવવો, તે જાણવાની તીવ્ર ઇચ્છા ધરી, એકાગ્ર થઇને તમે મારા સામી ત્રાટક કરજો; અર્થાત્ મારાં નેત્ર સામું આંખનો પલકારો માર્યાવિના એકી દૃષ્ટિએ જોયા કરજો. આમ કરતાં, મારા મગજમાં કેમ પ્રવેશ કરવો તે તમને આવડશે, અને તે પ્રમાણે તમે મારા મગજમાં પ્રવેશીને જે જ્ઞાન તમને આપવા મેં નિર્ણય કર્યો છે, તે જ્ઞાનને તત્કાળ શીખી લેજો. તે તમને પાકું આવડે કે તરત પાછા તમારા પોતાના શરીરમાં આવવાનો સંકલ્પ કરજો, અને જેવા તમારાં શરીરમાં આવો કે તરત જ, એક ક્ષણના પણ વિલંબવિના આ શીશીમાં જે કાંઇ છે, તે મારા ગળામાં રેડી દેજો. તેમ થતાં હું પાછો શુદ્ધિમાં આવીશ. ગમે તેમ થાય, તોપણ મારા મગજમાં બીજું શું શું જ્ઞાન ભર્યું છે, તે જોવાનો જરાસરખો પણ પ્રયત્ન કરશો નહિ; જો કરશો તો તમે અને હું બંને મરી જવાના. હું તો પાછો આ વિના કોઇ બીજા શરીરમાં પ્રવેશીશ, પણ તમારાથી ફરીતે તમારા પોતાના શરીરમાં પેસાવાનું નથી. તમે તો બહાર નીકળ્યા તે નીકળ્યા જ.

આમ કહીને મારી સામે બેઠેલા તે પુરુષે પોતાના હાથ લાંબા કરી મારા હસ્ત પકડ્યા, અને મારા સામું સ્થિર દૃષ્ટિથી જોવા માંડ્યું. તેનું દૃઢ બળવાન્ શરીર અમળાતુ તથા તેનાં નેત્ર કશું જ ન જોતાં હોય એવું વિલક્ષણ સ્વરૂપ ધરતાં મને જણાયાં. ધીમે ધીમે તેના હાથ પણ સખત થતા ગયા, અને મને પકડેલી જગાએ તેની પકડ એવી તો સાપની સુડજેવી સખત થતી ગઇ, કે તેના હાથમાંથી મેં મારા હાથને છોડાવવા ધાર્યા હોત તોપણ મારાથી તેમ ભાગ્યે જ થઈ શકત. પછી હું તેના તરફ આગળ નમ્યો, અને મારા મનને, મારે જે જ્ઞાન તેની પાસેથી પ્રાપ્ત કરવું હતું, તે ઉપર તીવ્રેચ્છાપૂર્વક એકાગ્ર કર્યું. એમ કરતાં જ મને જણાયું કે મારૂં ઇચ્છેલું જ્ઞાન, જેમ પાણીમાં નાંખેલી વાદળી, પાણી ચુશી લે, તેમ તેના મગજમાંથી ગ્રહણ કરી લે છે. એક ક્ષણમાં

આ ક્રિયા પૂર્ણ થતાં જ, મારા મૂળ શરીરમાં પાછા આવવાનો મેં સંકલ્પ કર્યો અને તેની સાથે જ હું મારા મૂળ શરીરમાં આવ્યો. મારી સામે બેઠેલા મારા શિક્ષાગુરુતરફ જોતાં મને જણાયું કે તેનું શરીર શિથિલ પડયું હતું, અને ડુબતા માણસની પેઠે મોં ફાડીને તે શ્વાસ લેવાનો પ્રયત્ન કરતો હતો. મેં ત્વરાથી પેલી શીશીમાંનો રસ, તેના મોંમાં રેડી દીધો, અને થોડીક આંકડીઓ આવ્યા પછી તે પાછો શુદ્ધિમાં આવ્યો.

જે વિલક્ષણ જ્ઞાન અને સામર્થ્ય તેની કૃપાથી મારામાં આવ્યું હતું, તેને માટે, અલબત, આ વખતે મેં તેનો અત્યંત આભાર માન્યો. તેણે કહ્યું, તારકાપ્રસાદ! તમે જાણો છો કે આજે જે મોટામાં મોટું વીરત્વનું કામ મેં કર્યું છે તેવું કરવાની ભાગ્યે જ કોઇ મનુષ્યે કદી હિંમત ધરી હશે? હું જાણતો હતો કે તમે મને તમારા પિતાનું ખુન કરનારતરીકે ગણતા હતા, અને ખુનનો બદલો ખુનથી લેવો જોઇએ, એવો તમારો નિશ્ચય પણ મને ખબર હતો, એમ છતાં જાણી જોઇને તમારા પંજામાં હું સપડાયો હતો. કારણ કે હમણાં જે ઔષધ તમે મને પાયું તે જો ન પાયું હોત તો હું અવશ્ય મરી જાત, અને તમારા માનવા પ્રમાણે તમારા પિતાનું વેર તમે વાળી શકત. શીશીમાં શું હતું, એ તમારે જાણવું છે? સાંભળો, એ સોમ નામની વનસ્પતિનો રસ હતો. આજે તમે મારા તરફ જે પ્રમાણિકપણું બતાવ્યું છે, તે માટે હું તમારો ઉપકાર માનું છું; અને હવે આપણે પરસ્પરના સમાગમનું કશું જ પ્રયોજન રહેલું ન હોવાથી, રામ રામ!

હું બોલી ઉઠયો, એક પળ વાર અટકો. હું નીચે તમને મૂકવા આવું છું. મારા મકાનમાંથી તમને નીકળતા જોઇને મારા નોકરો કદાચ વહેમાશે, અને તમને પકડી રાખશે. મને આશ્ચર્યજેવું તો એ લાગે છે. કે તમને નોકરોએ ઉપર આવવા શી રીતે દીધા? કારણ કે ગમે તે કારણસર કોઇને પણ ઉપર ન આવવા દેવાની મેં તેમને સખ્ત તાકીદ કરી હતી.

તે બોલ્યો, અંહ! એમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. તમારા નોકરોએ મને જોયો હતો, અને મને ઉપર આવતાં ખાળ્યો પણ હતો, પણ મેં આ મારી લાકડી તેમના માથાઉપર ફેરવતાં જ તેઓ ઘોર નિદ્રામાં પડી ગયા; અને હજી પણ તેઓ ઉંઘ્યા જ કરે છે. બહાર નીકળ્યા પછી હું તેમને જાગ્રત્ કરતો જઇશ. આમ બોલી તે તરત જતો રહ્યો.

તેના ગયા પછી થોડી વારસુધી, જ્ઞાન પ્રાપ્ત કરવાની જે ચમત્કારિક કળા મને પ્રાપ્ત થઇ હતી, તે સંબંધી વિચારોમાં તલ્લીન થઇને હું બેશી રહ્યો. મારી મોટામાં મોટી ઇચ્છા, જે આખા જગતમાં પ્રતિષ્ઠા સંપાદન કરવાની હતી, તે સિદ્ધ કરવાનું કામ હવે મને રમતજેવું થઇ પડયું હતું. કારણ કે હવે કોઇ પણ વિદ્વાનની પાસે જઇને તેના મગજમાં શું જ્ઞાન ભર્યું છે, તે એક ક્ષણમાં શીખી લેવાનું મારામાં સામર્થ્ય આવ્યું હતું. જેટલું જ્ઞાન મેળવતાં એક મનુષ્યનો આખો જન્મ નીકળી જાય, તેટલું જ્ઞાન એક ક્ષણમાં પ્રાપ્ત કરવું મને સુલભ થઇ પડયું હતું, અને તેથી દરરોજ જો એક જ વિદ્વાનના સમાગમમાં હું આવું તો એક વર્ષમાં મારા મગજમાં કેટલો અસાધારણ જ્ઞાનનો ભંડાર એકઠો થાય, તેનો વિચાર કરતાં મને જે આનંદ પ્રકટયો તે અવર્ણનીય હતો. મને

લાગ્યું કે થોડાં વર્ષમાં તો પૃથ્વીના એકેએક વિદ્વાનનું જ્ઞાન જેના મગજમાં ભર્યું છે, એવા મને જોઇને આખું જગત્ ચકિત થઇ જશે ! ખરે ! વિશમા સૈકામાં હું મોટામાં મોટા ચમત્કારરૂપ ગણાઇશ.

( અપૂર્ણ. )



# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૭૫૩ થી ).

આ રાશિનાં મનુષ્યો પોતાના ઉચ્ચ સ્વભાવને જ્યાંસુધી નથી કેળવતાં ત્યાંસુધી તેમને સુખ, શાંતિ અને સ્વાસ્થ્ય કદી પણ પ્રાપ્ત થતાં નથી. તેઓએ પોતાના દોષને ગમે તે પ્રકારે પણ જિતવા જ જોઇએ; નહિ તો તે દોષો તેમનો પ્રાણ લીધાવિના ભાગ્યે જ રહે છે.

બહારનો દેખાવ જોઇને જ આ મનુષ્યો સામાની કિંમત કરે છે, અને તેથી તેમને ઘણી વાર પશ્ચાત્તાપના સંભવો આવે છે. સુંદર મુખ અથવા સુંદર આકૃતિથી તત્કાળ તેઓ આકર્ષાઇ જાય છે, અને પોતાનો વિશ્વાસ તેને સોંપી દે છે. આવી બાબતમાં ઉપરચોટીયો અભિપ્રાય બાંધવાથી ઘણી સ્ત્રીઓ ફસાઇ પડે છે.

આ રાશિનાં મનુષ્યોને ગળાના અને ફેફસાંના, તથા જ્ઞાનતંતુની નબળાઇના વ્યાધિ થવાના સંભવો હોય છે. વળી આ રાશિમાં જન્મેલાં બાળકો તેમ જ મોટી ઉમરનાં મનુષ્યો જઠરના કૃમિથી અને ખરજવાથી પીડાતા હોય છે. આ સર્વ વ્યાધિઓ પોતાના આત્મસ્વરૂપના ચિંતનથી ટાળી શકાય છે, તેથી આ મનુષ્યોએ દેહમાં પોતાના હુંપણાનો ત્યાગ કરી આત્મામાં હુંપણું સ્થાપતાં શીખવું જોઇએ. જેઓ, હું નિર્વિકાર આત્મા છું, એવા ભાનને પોતાની વૃત્તિમાં નિરંતર જાગ્રત્ રાખે છે, તેઓના ઉપર વ્યાધિની કે બીજી કોઈ વિપત્તિની કશી જ અસર થતી નથી.

તત્ત્વજ્ઞાનના ગ્રંથોનો અભ્યાસ કરવાથી તથા અધ્યાત્મબલ વધે એવી ઉપાસનાની તથા યોગની ક્રિયાઓ કરવાથી જ આ મનુષ્યો પોતાના દોષો જિતીને પોતાની ઉન્નતિ કરવા સમર્થ થાય છે. શાંતિ બાહ્ય પદાર્થોમાં નથી, પણ અંતરાત્મામાં છે, એમ જાણીને તેમણે પોતાનું જીવન આધ્યાત્મિક કરવાનો પ્રયત્ન આગ્રહથી સેવવો જોઇએ. તેમણે ધૈર્ય તથા સ્થૈર્ય, એ બે સદ્દગુણોને કેળવવા જોઇએ. મિત્રમંડળમાં તેમણે બહુ ઓછા બોલા અર્થાત્ મૌનને સેવનારા થવું. તેમણે વાતો કરવી હોય તો ફલાણા મનુષ્યની કે ઢીંકણા મનુષ્યની વાતો ન કરતાં પરમાત્માની અથવા તત્ત્વજ્ઞાનસંબંધી વાતો કરવી. તેમણે વાણીમાં અને વર્તનમાં પૂર્વાપર સંગતિને રાખતાં શીખવું જોઇએ. બીજાં મનુષ્યોનાં જે કૃત્યો તેમણે દૂષિત ગણી કાઢ્યાં હોય તેવાં જ કૃત્યો તેમણે પોતે કદી પણ ન કરવાં જોઇએ. બીજાના દોષો કદી પણ ન કાઢવાનો, દુઃખનાં રોદણાં ન

રડવાનો, અને બડબડ ૫ડ૫ડ ન કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કરવો જોઇએ, કારણ કે આ ટેવ અભ્યાસથી એટલી હદસુધી વધી જાય છે કે પછી આ મનુષ્યો આખા કુટુંબમાં અને જેના જેના સંબંધમાં આવે છે, તે સર્વને અળખામણાં ઝેર જેવાં થઇ પડે છે. મૌન, અંતર્મુખના, મનન, નિદિધ્યાસન, એ વગેરે સાધનોને સેવીને તેમણે પોતાના આ દોષનો જય કરવો જોઇએ.

આ રાશિનાં મનુષ્યોને પોતાના હાથ તથા પગ હલાવ હલાવ કરવાની કુટેવ હોય છે. આ કુટેવ મનની વ્યગ્રતાનું ચિહ્ન છે, તેથી શરીરના આ અવયવોને તેમણે સ્થિર રાખવા જોઇએ, કારણ કે જ્યારે શરીરને સંપૂર્ણ અંશે સ્થિર રાખવામાં આવે છે, ત્યારે મન પણ આપોઆપ સ્થિર થાય છે, એવો નિયમ છે. આથી જ મનનો નિરોધ કરવા ઇચ્છનારને આસનની અગત્ય યોગશાસ્ત્રે સૂચવી છે.

આ રાશિનાં મનુષ્યોએ બીજી જે અગત્યની બાબત સ્મરણમાં રાખવાની છે તે એ કે તેમણે કોઇના પણ દોષોનું વાણીથી કથન ન કરવું, તેમ જ મનથી ચિંતન ન કરવું; પરંતુ પોતાનો સઘળો સમય અને બળ પોતાના જ દોષો ટાળવામાં વાપરવાં. કહેવાનું તાત્પર્ય એ છે કે ફલાણો આવો છે, અને ઢીંકણો આવો છે, એવો ઇનસાફ ન્યાયાધીશ બની જઇને જેને તેને માટે આપવાથી અલગ રહેવું.

આ રાશિનાં મનુષ્યોએ કુંભ રાશિમાં અથવા કન્યા રાશિમાં જન્મેલાં મનુષ્યો-સાથે લગ્ન કર્યું હોય છે તો તે અત્યંત સુખપ્રદ નીવડે છે. આવા લગ્નથી ઉત્પન્ન થ-નારી પ્રજા બળવાન્ અને બુદ્ધિવાળી હોય છે.

આ રાશિમાં જન્મેલાં બાળકોને શાંત, સૌમ્ય સ્વભાવવાળાં અને અવ્યગ્ર મન-વાળાં મનુષ્યોના સહવાસમાં રાખવાં જોઇએ. હદઉપરાંત આવેશથી તેમને બહુ હાનિ થાય છે. સ્ત્રીઓને તો પ્રસંગે મૂર્છા પણ આવી જાય છે. તેઓને બહુ લપલપાટ કરીને ખોતાં અટકાવવાં જોઇએ. વાત કરવામાં પણ તેમને જેમ બને તેમ ધીરેથી વાત ક-રતાં શીખવવું જોઇએ. આ રાશિનાં બાળકો કશા પણ દેખીતા કારણવિના ઘણી વાર માંદાં પડે છે. બહુ ઝડપથી ખાવાથી તથા જઠરમાં કૃમિ પડવાથી આમ બને છે. છેક નાનાં હોય છે ત્યારથી તેઓનાં મન વિવિધ કલ્પનાઓ કરી જ્યાં ત્યાં ખોટા ભયને ધરે છે. આ ટેવ મોટી ઉમરે ઘણી જ વધી જાય છે, અને ઘણા અનર્થકારક પરિણામો ઉપ-જાવે છે, તેથી નાનપણથી જ બાળકોને, આ જગતમાં વસ્તુતઃ ભય ધરવા જેવું કશું છે જ નહિ, અને સર્વત્ર નિર્ભયતા અને કલ્યાણ વ્યાપી રહ્યું છે, એ વેદાંતશાસ્ત્રનો પરમ-હિતકર બોધ દઢાવવો જોઇએ.

આ રાશિનો સ્વામિ બુધ છે. તેનાં રત્નો નીલમણિ, પિરોઝે અને ઘેરાં આસ્માની રત્નો છે. રાતો, આસ્માની અને ધોળો એ આ રાશિના રંગો છે.

## મિથુનરાશિમાં જન્મેલાં મનુષ્યોને હિતકર બોધ.

તમારામાં સારા અને નઠારા બંને સ્વભાવો એકે કાળે વર્તતા હોવાથી જ્યાંસુધી તમે તમારા નઠારા સ્વભાવનો યત્નથી જય નહિ કરો, ત્યાંસુધી આ જગતમાં તમને સુ-ખની થોડી જ આશા છે. દઢ નિશ્ચયથી તમારે તમારા દોષોનો લય કરવો જ જોઇએ,

આ પ્રકારે એકાગ્રતા કરવાથી કપાળના ઉપરના અર્ધ ભાગમાં આવેલી માનસિક શક્તિઓ તેજસ્વી થાય છે. કોઇ પણ વિષયને સમજવાની શક્તિ આશ્ચર્યકારક રીતે વૃદ્ધિને પામે છે. કોઇ કઠિન અને ગૂઢ વિષયનો આપણે અભ્યાસ કરતા હોઇએ, અને તેમાં જો આપણો યથેચ્છ પ્રવેશ ન થતો હોય તો આ ભાગમાં ઉપર વર્ણવ્યા પ્રમાણે એકાગ્રતા કરવાનો અભ્યાસ કરવાથી તે વિષયમાં સરળતાથી પ્રવેશ થાય છે, તથા પૂર્વે અગમ્ય અનેક વિચારોના અર્થનો મતિમાં અનાયાસ પ્રકાશ થાય છે; અને નિત્ય અભ્યાસ સેવાતાં ક્રમે ક્રમે બુદ્ધિનું બળ એટલું વધે છે કે જે વિષયમાં તેને નાંખી હોય તેમાં, કશા પણ પ્રતિબંધવિના આ પારથી પેલે પાર પ્રવેશી જાય છે.

મારી બુદ્ધિ જડ છે, મને કશું સ્મરણમાં રહેતું નથી, મને ઉત્તમ વિદ્યાકલાના ગ્રંથોઉપર અભિરુચિ થતી નથી, મારામાં ઉત્તમ લેખો લખવાનું તથા કવિતા જોડવાનું સામર્થ્ય નથી, એવી એવી સેંકડો બાબતોની ફરીયાદ કરનાર મનુષ્યોને માટે આ સ્થળે એક એવી સરળ ક્રિયા વર્ણવવામાં આવી છે કે તેનો જો તેઓ લાભ લે તો પછી તેમને તેવી ફરીયાદ કરવાનું કશુ જ કારણ ફરી ન રહે.

આ જગતમાં શ્રદ્ધા, દૃઢતા, આગ્રહ, આત્મબળમાં વિશ્વાસ વગેરે સદ્‌ગુણોવિના અસંખ્ય મનુષ્યો પોતાની ઉન્નતિ જેવી કરવી જોઇએ તેવી કરી શકતા નથી. આ શક્તિઓ પ્રત્યેક મનુષ્યમાં નથી એમ નથી. સર્વમાં તે શક્તિઓ બીજરૂપે રહેલી છે, પણ બીજકને ઉગાડવાને જેમ ઉત્તમ ભૂમિની તથા જળ, સૂર્યપ્રકાશ વગેરેની અગત્ય રહે છે, તેમ આ શક્તિઓનો પણ વિકાસ કરવાને મગજના જે ભાગમાં તે રહેલી છે તે ભાગને સુધારવાની અર્થાત્ તે ભાગમાં રહેલા અણુઓની સંખ્યામાં વૃદ્ધિ કરવાની તથા તેમને શુદ્ધ કરવાની અગત્ય રહે છે. આ શક્તિઓને બળવાન્ કરવાને માટે નીચે દર્શાવેલા સ્થાનમાં એકાગ્રતા કરવી.

કાનના છિદ્રઆગળથી તે માથાની ટોચસુધી ઉભી સીધી લીટી દોરવી. માથાની ટોચઆગળ એ લીટીનો જે છેડો આવે છે, તેના બરાબર પાછલા ભાગમાં શ્રદ્ધા, દૃઢતા આગ્રહ, આત્મબળમાં વિશ્વાસ વગેરે ઉચ્ચ શક્તિઓ રહેલી છે. આથી તે ભાગમાં, ઉપર એકાગ્રતા કરવાની જે રીત કહી છે, તે પ્રમાણે એકાગ્રતા કરવી. આમ કરવાથી તે ભાગના અણુઓ વધતાં આ શક્તિઓ દુર્બળ હશે તો બળવાન્ થશે, અને બળવાન્ હશે તો અધિક બળવાન્ થશે.

પ્રત્યેક મનુષ્યે આ ભાગમાં એકાગ્રતા કરવાની અત્યંત અગત્ય છે, કારણ કે મનુષ્યોના મોટા ભાગમાં પૂર્વોક્ત ગુણો બહુ જ ઓછા પ્રમાણમાં હોય છે, અને આ ગુણોને પોતાની સર્વોત્કૃષ્ટ ઉન્નતિ કરવાને માટે અત્યંત મોટા પ્રમાણમાં વધારવાની સર્વને જ અગત્ય છે.

શાંતિથી, અકળાયા વિના, દૃઢપણે આ ભાગમાં જ્યારે એકાગ્રતા કરવામાં આવે છે, અને તે સાથે સેવવામાં આવતી ક્રિયા ફળને અવશ્ય પ્રકટાવશે જ, એવી શ્રદ્ધા રાખવામાં આવે છે, ત્યારે પરિણામ બહુ જ સત્વર અને અધિક ઉત્તમ પ્રકારનો આવે છે.

મસ્તકના પાછલા નીચેના અર્ધા ભાગમાં પ્રયત્ન કરવાના સામર્થ્યની શક્તિ

રહેલી છે. જે મનુષ્યમાં આ શક્તિ કેળવાયલી હોય છે, તે મનુષ્ય કોઇ પણ કામ કરવામાં પાછો હઠતો નથી. તે કોઇ પણ કામને કઠિન જાણી કંટાળીને છોડી દેતો નથી, કારણ કે તેના પ્રયત્નની પાછળ, તે પ્રયત્નને પોષનાર પુષ્કળ સામર્થ્ય તેના મગજમાં રહેલું હોય છે. આત્મશ્રદ્ધાની શક્તિ જેનામાં કેળવાયલી હોય છે, તે મનુષ્ય, હું ગમે તે કાર્ય કરવા સમર્થ છું, એવા વિશ્વાસથી સર્વ પ્રકારનાં કાર્ય કરવા પ્રયત્ન કરનાર હોય છે ખરો, પણ જ્યારે તેનામાં પ્રયત્નને પોષનાર આ સામર્થ્યની શક્તિ કેળવાયલી હોય છે ત્યારે તો તેના પ્રયત્નના વેગને ખાળનાર ત્રિભુવનમાં કોઇ પણ સમર્થ નથી. તે પોતાના ધારેલા કાર્યમાં વિજય સંપાદન કર્યા વિના કદી પણ રહેતો નથી.

ઘણા મનુષ્યો પ્રયત્ન કરવાની ઇચ્છાવાળા હોય છે, અને પ્રયત્ન કરવા માંડે છે પણ ખરા, તથાપિ થોડી વારમાં થાકી જાય છે. ઇચ્છાપ્રમાણે પ્રયત્ન કરવાનું તેમને પોતાનામાં સામર્થ્ય જણાતું નથી. તેઓ બહુ આગ્રહ વાપરી કોઇ અગત્યનું કાર્ય સાધવા કદાચ પ્રયત્ન કરે છે, તો તેમને માથાના પાછલા ભાગમાં વેદના થાય છે. આ વેદના થવાનું કારણ તે ભાગમાં સામર્થ્યની શક્તિ દુર્બલ હોય છે, તે જ છે. આગ્રહથી કામ કર્યા કરનારમાં આ શક્તિ બળવાન્ હોય છે, પણ જેનામાં તે દુર્બલ હોય છે, તે પણ જો તેમ કરવા જાય છે તો 'દેખાદેખી સાધે જોગ' એ કહેવતપ્રમાણે તે કાર્ય સાધી શકતો નથી, એટલું જ નહિ પણ ઉલટો મસ્તકવેદનાથી પીડાય છે. આવાં અનેક ઉદાહરણો વ્યવહારમાં અવલોકન કરનારને જડી આવ્યા વિના રહેતાં નથી. આથી જે કાર્ય સાધવામાં બહુ આગ્રહવાળા બળની જરૂર છે, તેવાં કાર્યો સાધવા ઇચ્છનારે પ્રથમ આ શક્તિને કેળવવાની મુખ્ય અગત્ય છે. જે જે મનુષ્યોને આગ્રહયુક્ત અખંડ પ્રયત્ન કરવાથી મગજના પાછલા ભાગમાં થાકજેવું અથવા કંઇક વેદનાજેવું જણાય, તેમણે તરત કામને અટકાવી, તે ભાગમાં, પૂર્વે કહ્યાપ્રમાણે એકાગ્રતા સાધવી. વળી તે સ્થાનમાં સૂક્ષ્મ ઓજસ્‌નો પ્રવાહ વહ્યો આવે છે, અને તે વડે તે સ્થાનના અણુઓ પોષાય છે, એવી ભાવના કરવી. આમ કરવાથી, લાગેલો થાક તરત ઉતરી જશે, અને કામને ચાલુ રાખવાનું નવું બળ આવેલું સમજાશે. એકાગ્રતા કરતી વખતે, હું પોતે ચૈતન્યસ્વરૂપ છું, મગજમાં બધે ચૈતન્ય વ્યાપી રહ્યું છે, અને આખું શરીર ચૈતન્યથી ઓતપ્રોત થઇ રહ્યું છે, એ પ્રકારનું ભાન કાયમ રાખવાથી ધારેલું ફળ બહુ સત્વર પ્રકટે છે. મગજના પાછલા ભાગનો વિકાસ અને શુદ્ધિ. પૂર્વે એકાગ્રતા કરવાનો જે વિધિ કહ્યો છે, તે પ્રમાણે જ કરવાથી થાય છે, પરંતુ તેમાં અધિક એ કરવું કે એ ભાગમાં આ ક્રિયા કરવાથી પુષ્કળ સામર્થ્યનો સંચય થાય છે, એવી ધારણા કરવી.

કપાળનો ઉપરનો ભાગ કે જ્યાંથી વાળ શરૂ થાય છે, તે ભાગમાં, આ પ્રસંગે શું કરવું યોગ્ય છે, અને શું કરવું યોગ્ય નથી, તે જાણવાની અર્થાત્ યથાર્થ નિરીક્ષણ શક્તિ રહેલી છે. મનુષ્ય માત્રને એવા પ્રસંગો આવે છે કે જેમાં 'આ કરવું કે ન કરવું' તેનો નિર્ણય કરવામાં તેમની મતિ મુંઝાય છે. આવી મુંઝવણમાં અનેક મનુષ્યો જે માર્ગ ન ગ્રહણ કરવો જોઇએ, તે જ માર્ગ ગ્રહણ કરે છે, કારણ કે ખરા માર્ગને સુઝાડનારી યથાર્થ નિરીક્ષણ શક્તિ તેમનામાં કેળવાયલી હોતી નથી. ઘણા મનુષ્યોને પોતાની ચઢતી

થવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે. પરંતુ આ શકિતની ખામીને લીધે તેઓ તે પ્રસંગોનો અનાદર કરે છે, અને ખરા લાભથી દુર્ભાગી રહે છે. યોગ્ય પ્રસંગે યોગ્ય કાર્ય કરવાના અજ્ઞાનથી પારવિનાની ભૂલો થઇ બેસે છે. અને તેના પરિણામ જે વિવિધ દુઃખ તે સહન કરવાં પડે છે. નિરીક્ષણ શકિત, તુલના શકિત, ન્યાય શકિત, વિવેક શકિત, એ સર્વ જો યથાર્થ રીતે કેળવાયલી હોય તો આવી ભૂલો થવાનો કવચિત્ જ સંભવ આવે છે.

વ્યવહારમાં પ્રત્યેક મનુષ્યને આ શકિતનો ઉપયોગ કરવાના નિત્ય પ્રસંગો પ્રાપ્ત થાય છે. આ બેમાંથી શું કરવું, આ કરવું કે તે કરવું, બેમાંથી કયું કરવું વધારે લાભકારક છે, એવા સેંકડો પ્રશ્નો વ્યવહારમાં નિત્ય ઉભા થાય છે. આ સર્વનો તોડ તત્કાળ કાઢી આપવા માટે, અને હિતનો માર્ગ દર્શાવવાને માટે, આ શકિતનો પ્રત્યેક મનુષ્યને અત્યંત ઉપયોગ છે, અને તેથી પ્રત્યેક મનુષ્યે તેને કેળવવામાં પ્રમાદ ધરવો યોગ્ય નથી. આ શકિત કેળવવાને માટે તે સ્થાનમાં પૂર્વે કહ્યાપ્રમાણે એકાગ્રતા કરી ત્યાં રહેલા અણુઓને વિશુદ્ધ કરવા જોઇએ, તથા તેમની સંખ્યામાં વૃદ્ધિ કરવી જોઇએ. આમ થતાં જેમ સ્વચ્છ મોટા દર્પણમાં સૂર્ય અધિક તેજસ્વીપણે પ્રકાશે છે, તેમ તે સ્થાનમાં રહેલી નિરીક્ષણ શકિત પોતાના તેજનો અધિક પ્રકાશ દર્શાવશે. આ શકિત કેળવાતાં ગમે તેવી અટપટી વાતનો નિર્ણય પણ એક ક્ષણમાં મનુષ્ય કરવા સમર્થ થાય છે. પ્રયોગદ્વારા જેમણે આ ક્રિયાનું ખરાપણું નિર્ણય કર્યું નથી, તેમને આ વિષયમાં સંશય સ્ફુરે, એ સ્વાભાવિક છે, પરંતુ વિધિપ્રમાણે થોડો સમય ક્રિયા કરી જોનારને અનુભવ થયાવિના રહેશે નહિ કે આ ક્રિયા સુવર્ણની ખાણકરતાં પણ વધારે મૂલ્યવાન્ છે. ફળનો અનુભવ કરાવવામાં તે કદી પણ નિષ્ફળ ગઇ નથી.

આ પ્રમાણે મગજની ગમે તે શકિતને મનુષ્ય વધારવા ધારે તો વધારી શકે છે.

આ વિષયના આરંભમાં માનસિક શકિતઓના સામર્થ્યને વધારવા માટે ત્રણ વસ્તુઓની આવશ્યકતા જણાવી હતી. તેમાં મગજને કેવી રીતે ઉત્તમ પ્રકારનું કરવું, તે આપણે દર્શાવી ગયા. હવે બીજી અગત્યની વાત, જે મનની શકિતઓના સ્વરૂપનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન, એ છે, તે વિષે ટુંકામાં વિચાર કરીએ.

મગજના અણુઓઉપર એકાગ્રતા કરવાથી આપણે તેમની સંખ્યામાં વધારો કરી શકીએ છીએ, તથા તેમની શુદ્ધિ સાધી શકીએ છીએ. આ ક્રિયા જમીનને ખેડીને તૈયાર કરવાજેવી છે. જેમ સારી રીતે ખેડેલી ઉત્તમ ભૂમિમાં બીજકો ઉત્તમ પ્રકારે ઉગે છે, તેમ કંઇક મોટા કરેલા વિશુદ્ધ અણુવાળા મગજમાં માનસિક શકિતઓ ઉત્તમ પ્રકારે ખીલે છે. પરંતુ જેમ ઉત્તમ ભૂમિ છતાં તેમાં હલકા પ્રકારનાં બીજકો નાંખ્યાં હોય છે તો તેમાં ઉત્તમ પાક નીપજતો નથી, તે જ પ્રમાણે માનસિક શકિતઓનાં ઉત્તમ સ્વરૂપો જો મનુષ્યના લક્ષમાં હોતાં નથી, તો ઉત્તમ મગજ છતાં પણ તેમાંથી જેવી ઉત્તમ માનસિક શકિતઓ પ્રકટાવવા આપણે ઇચ્છીએ છીએ, તેવી શકિતઓ આપણે પ્રકટાવી શકતા નથી. આથી જે શકિતને કેળવવાને આપણે ઇચ્છતા હોઇએ, તે શકિતનું યથાર્થ ઉત્તમ સ્વરૂપ આપણા લક્ષમાં હોવું જોઇએ.

આ સ્થળે વિષયથી જરા આડું ઉતરાતું છતાં, એક બાબત સદ્વિવેકી વાચકના લક્ષમાં આણ્યાવિના રહી શકાતું નથી. ઘણા મનુષ્યો સંયમનો અભ્યાસ સેવનારા હોય છે.

કેટલાક મૂર્ધવગેરે વિવિધ લક્ષ્ય સ્થાનોમાં વિવિધ ઉપાસ્યોનું ધ્યાન ધરે છે. કેટલાક તત્ત્વની અથવા પરમતત્ત્વની ભાવના અથવા ધારણા કરનારા હોય છે. કેટલાક અંતર્યામી ઈશ્વરની, અથવા પોતાના સદ્‌ગુરુની, અથવા રામ, કૃષ્ણ, શિવ, વગેરે ઇષ્ટતનુઓની ધારણા કે ધ્યાન ધરનારા હોય છે. આ સર્વને પોતપોતાના સત્પ્રયત્નનું ફળ મળે છે જ, પરંતુ તે જેવું ઉચ્ચ અને અલૌકિક મળવું જોઈએ, તેવું મળેલું ઘણા પ્રસંગોમાં જોવામાં આવતું નથી. ધ્યાન કરનાર જેનું ધ્યાન કરે છે, તેના જેવો જ સર્વ પ્રકારે તે થવો જોઈએ, એવો યોગશાસ્ત્રનો ન ખંડન કરી શકાય એવો સિદ્ધાંત છતાં આ યોગસાધકો, દીર્ઘ કાલનો પ્રયત્ન સેવતાં છતાં, પણ પોતાના ઇષ્ટના જેવા સામર્થ્યને પ્રાપ્ત કરેલા બહુ જ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. રામનું અથવા કૃષ્ણનું ધ્યાન ધરનારમાં રામનું કે કૃષ્ણનું અસાધારણ ઐશ્વર્ય, ન્યૂન અંશમાં પ્રકટેલું પણ ક્વચિત્ જ જોવામાં આવે છે. આનું કારણ ધ્યાનની ક્રિયા અફળ છે, એ નથી, પરંતુ તે ક્રિયાના સર્વ અંશો સચવાયા નથી, એ છે. જેનું ધ્યાન ધરવામાં આવે છે, તેના સ્વરૂપની ઉંચામાં ઉંચી કલ્પના કરવામાં આવેલી હોય છે, તો જ ધ્યાન ધરનારમાં પોતાના ઇષ્ટના ઉંચા ગુણો આવે છે. સદ્‌ગુરુની મૂર્તિનું ધ્યાન ધરનાર, સદ્‌ગુરુ શબ્દથી એક ઉત્તમ મનુષ્ય એટલું જ સમજે છે, અથવા ઈશ્વર કે પરમાત્મા એટલું મુખથી કહે છે, પણ એ એ શબ્દમાં જે વિશાળ અર્થ રહ્યા છે, તેની હજારમા ભાગની છાયા પણ જો તેના હૃદયમાં ઉઠતી નથી તો તે ધ્યાન તેની વૃત્તિમાં કોઈ અલૌકિક ફળને ભાગ્યે જ પ્રકટાવે છે. ધ્યાન કરવાની મૂર્તિસંબંધમાં અલૌકિક ભાવ પ્રકટ્યાવિના ધ્યાન બીજી સામાન્ય વસ્તુઓનાં ચિંતનજેવું જ થઈ રહે છે, અને તેમ થતાં તેનું ફળ પણ તેવું સામાન્ય જ રહે છે. આથી ધ્યાન કરનારે પોતાની ક્રિયાનું સર્વોત્તમ ફળ પ્રકટે એટલા માટે પોતે જેનું ધ્યાન કરતો હોય તેના સ્વરૂપને યથાર્થ રૂપે બુદ્ધિમાં ઉતારવા પ્રયત્ન કરવો જોઈએ. શાસ્ત્રનો અભ્યાસ કરવાનું અને તેવડે સૂક્ષ્મ બુદ્ધિ કરવાનું કારણ આ જ છે. શાસ્ત્રાભ્યાસથી પરમેશ્વરનું અથવા પરમતત્ત્વનું, અથવા રામનું કે શિવનું કે સદ્‌ગુરુનું યથાર્થ સ્વરૂપ મોટે ભાગે સમજાય છે, અને તેમના સંબંધી ઉચ્ચ ભાવ વૃત્તિમાં આરૂઢ થાય છે. જેમ જેમ શ્રવણથી, અને મનનથી આ ઉચ્ચ ભાવ વધારે અને વધારે ઉત્કૃષ્ટ પંક્તિનો થતો જાય છે, અને તદનુસાર ધારણા કે ધ્યાન કે નિદિધ્યાસન થતું જાય છે, તેમ તેમ સાધક ઇષ્ટાકાર થતો જાય છે. આથી ધ્યાન કરવાની વસ્તુના સ્વરૂપની યથાર્થ કલ્પના ધ્યાનામાં હોવી અત્યંત અગત્યની છે. પ્રસંગ પ્રાપ્ત થવાથી પ્રકટેલો આટલો વિચાર જણાવી હવે પાછા મૂળ પ્રસંગપર આવીએ.

માનસિક શક્તિઓના સામર્થ્યને વધારવા ઇચ્છનારે પણ તે શક્તિઓ શું છે, અને તેમનું સ્વરૂપ કેવું છે, તે જાણવાની જરૂર છે. તે જાણ્યાવિના એકલી મગજની શુદ્ધિ કરવાથી ધારેલું ફળ પ્રકટતું નથી. આથી જે શક્તિને કેળવવી હોય, તેના સ્વરૂપને રૂડી રીતે લક્ષમાં લેવું.

ધારો કે આપણે શ્રદ્ધા, ભક્તિભાવ, અંતર્જ્ઞાન વગેરે આધ્યાત્મિક શક્તિઓ કેળવવી છે. હવે આ શક્તિઓને પ્રકટ થવાનું સ્થાન મૂર્ધ અને તેની નીચેનો પ્રદેશ છે. આ સ્થળમાં એકાગ્રતા કરતી વખતે આપણી વૃત્તિમાં ખરી ભક્તિનું, સાચી શ્રદ્ધાનું અને

અંતર્ગતનું સ્વરૂપ સમજાયલું હોવું જોઇએ. જો ભક્તિનું સ્વરૂપ આપણે ટીલાંટપકાં તાણવાં કે ગળામાં માળાના હારડા નાંખવા, કે તાળીઓ પાડી કુદી કુદીને ભજન ગાવાં એવું જ સમજતા હોઇએ, તો મગજમાં અણુઓની સંખ્યા વધતાં છતાં પણ આપણામાં સાચી ભક્તિ પ્રકટ થવાની નહિ, પરંતુ ભક્તિનું જેવું સ્વરૂપ આપણે સમજ્યા હોઇએ છીએ તેવી જ જાતની ભક્તિ આપણામાં પ્રકટે છે, અને તે પણ તેવી જ જાતની પ્રબળ વેગવાળી ભક્તિ પ્રકટે છે. આથી ધ્રુવ, પ્રલ્હાદ વગેરે ઉત્તમ ભક્તોનાં ચરિત્રોનો અભ્યાસ કરી આપણે સાચી ભક્તિના સ્વરૂપને સમજેલું હોવું જોઇએ.

એ જ પ્રમાણે શ્રદ્ધાએ કરીને ગાંડી શ્રદ્ધા કે એવું જ કંઇ અગડંબગડં આપણે સમજેલા હોઇએ છીએ, તો આપણી ક્રિયાથી પ્રકટનાર શ્રદ્ધા પણ તેવી જ ગાંડીઘેલી પ્રકટે છે. તેથી કરીને માનસિક શક્તિનાં ઉંચામાં ઉંચાં સ્વરૂપો સમજવા આપણે પ્રયત્નવાન્ થવું જોઇએ.

આટલા સંક્ષિપ્ત વિવેચનથી મનની શક્તિઓના સ્વરૂપનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન એટલે શું, તે બુદ્ધિમાન્‌ને લક્ષમાં આવ્યાવિના નહિ જ રહ્યું હોય. જે શક્તિને કેળવવાનો નિશ્ચય હોય તેનું ઉંચામાં ઉંચુ સ્વરૂપ, આપણી બુદ્ધિ પહોંચે ત્યાંસુધી કલ્પવું, અને તે ઉંચી કલ્પનામાં વૃત્તિને આરૂઢ કરીને પૂર્વોક્ત ક્રિયા કરવી. આથી મગજના અણુઓ વધવાની સાથે તથા તેમની શુદ્ધિ થવાની સાથે આપણે પ્રાપ્ત કરવા ધારેલી માનસિક શક્તિનું સ્વરૂપ પણ આપણામાં ઉત્તમ પ્રકારના સામર્થ્યવાળું રચાવા માંડશે.

હવે ત્રીજી અગત્યની વાતનો વિચાર કરીએ. ઉત્તમ વૃક્ષ થવામાં જેમ ઉત્તમ ભૂમિ, તથા ઉત્તમ બીજક એ બેની જ અગત્ય નથી, પણ બીજકને પોષનાર જે જળ, હવા તથા પ્રકાશ વગેરે પોષણનાં સાધનો છે, તેમની પણ અગત્ય છે, તે જ પ્રમાણે ઉત્તમ માનસિક શક્તિઓને માટે ઉત્તમ મગજ, તથા માનસિક શક્તિઓના સ્વરૂપનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન, એ બેની જ અગત્ય નથી, પણ મન જે સામર્થ્યવડે પોષાય છે, તે સામર્થ્યની વૃદ્ધિ કરવાની પણ અગત્ય છે.

આ સામર્થ્યથી મન ઉત્તમ પ્રકારે પોષાય એટલા માટે પ્રથમ તો આપણે તે સામર્થ્યનો જેટલો સંગ્રહ આપણને પ્રાપ્ત છે, તેનું રક્ષણ કરવું જોઇએ. પ્રત્યેક મનુષ્યના શરીરમાં આ સામર્થ્ય ઘણા મોટા જથામાં નિત્ય ઉત્પન્ન થાય છે, પણ ઘણા માણસો તો તે સામર્થ્યનો લગભગ અર્ધો ભાગ અને કેટલાક તો સોએ નેવું ટકા જેટલો ભાગ નકામી ક્રિયાઓવડે ગુમાવી દે છે. શરીરની નકામી ક્રિયાઓ કરવાથી અર્થાત્ બેઠા બેઠા પગ હલાવ્યા કરવાથી અથવા હાથ કે એવો જ કોઇ અવયવ હલાવ્યા કરવાથી, વાણીવડે નકામું બોલ બોલ કરવાથી અને મનવડે માલવિનાના નકામા વિચારો કરવાથી અસંખ્ય મનુષ્યોના આ સામર્થ્યનો ક્ષય થઇ જાય છે. ક્રોધથી, શોકથી, ચિંતાથી, ભયથી, વગેરે વિવિધ વિકારોથી જે પારવિનાનો ક્ષય થાય છે, તે તો વળી જૂદો..આ સર્વ ક્ષય અટકાવવાને માટે જેમ મનની અત્યંત સમાધાનવાળી શાંત સ્થિતિ કરવી જોઇએ, તેમ વાણીનો તથા શરીરનો પણ વ્યર્થ વલવલાટ ત્યજવો જોઇએ.

પોતાના જીવભાવનું વિસ્મરણ કરીને જેઓ પોતાના સત્ચિદ્ અને આનંદસ્વ-

રૂપના ભાનને વૃત્તિમાં નિરંતર જાગ્રત્ રાખવાનો પ્રયત્ન સેવે છે, તેમને મનની સમાધાનવાળી શાંત સ્થિતિ રાખવાનું કાર્ય લેશ પણ કઠિન જણાતું નથી.

સમાધાનવાળી શાંત સ્થિતિમાં પૂર્વે નહિ અનુભવેલું એવું બળ, મનમાં તથા શરીરમાં ભાસે છે. આ બળનો પ્રતિદિવસ વધારો થતો જ રહે છે, કારણ કે આવકકરતાં ક્ષય ઘણો જ ઓછો થયો છે. જે સત્સંસ્કારી પુરુષને આવા બળનું ભાન થાય, તેણે તે બળનો પોતાની માનસિક શક્તિઓને પૂર્વોક્ત પ્રકારે કેળવવામાં ઉપયોગ કરવો. આ કામ તેણે બહુ શાંતિથી અને સ્થૈર્યથી કરવું; કારણ કે ઉતાવળ કરવાથી, અથવા આકળા થવાથી, અથવા ઉત્સાહનો કે પ્રયત્નનો વેગ હદઉપરાંત વધારી મૂકવાથી સમાધાન વૃત્તિનો ભંગ થાય છે, અને તેમ થતાં સંચય કરેલા બળનો ક્ષય થઈ જાય છે. આથી શાંતિથી અને ધીરે ધીરે વૃત્તિને નિર્ણય કરેલા લક્ષ્ય સ્થળમાં એકાગ્ર કરવી.

આ લેખમાં લખેલી ક્રિયાથી જ્યારે માનસિક શક્તિઓનું બળ વધે છે ત્યારે મનુષ્ય વધારે અને વધારે મહત્વનાં કાર્યો કરવાને સમર્થ થાય છે; અને તેથી જ્યારે તે તેવાં કાર્યોનો આરંભ કરે છે, ત્યારે તેને અધિક અધિક બળની અગત્ય પડે છે. આ અધિક બળ પ્રત્યેક મનુષ્ય પોતાના આત્મામાંથી પ્રાપ્ત કરવાને સમર્થ છે. એ બળને પ્રાપ્ત કરવાનું જ્ઞાન મેળવવું એ મોટામાં મોટી સિદ્ધિ છે. મહાકાલના ભવિષ્યના અંકોમાં ઈશ્વરેચ્છા તો એ બળને પ્રાપ્ત કરવાનો વિધિ સામાન્ય મનુષ્યોને પણ સમજાય એવી રીતે લખવામાં આવશે હાલ તો માનસિક શક્તિઓનું સામર્થ્ય વધારવાને માટે ઉપર જે સંક્ષેપમાં વિધિ દર્શાવવામાં આવ્યો છે, તેનો સદ્વિવેકી વાચકો લાભ લે, એવી શુભેચ્છા ધરી આ ઉપયોગી વિષયને અટકાવવામાં આવે છે.

આ વિષય આ પ્રસંગે આ સ્થળે અત્યંત ટુંકામાં લખાયો છે, તથાપિ અવકાશ મળ્યે તેઉપર પુનઃ વિસ્તાર થશે. તે સમયે મનની બીજી શક્તિઓ મગજમાં કયે કયે સ્થળે છે, તથા તેમને કેળવવા શું કરવું, તે સર્વ લખવામાં આવશે.



# યોગિની.

( અનુસંધાન વર્તમાન ૨૫ના પૃષ્ઠ ૩૦૭ થી )

## પ્રકરણ ૨૧.

### યોગિનીનું સ્વગૃહપ્રતિ આગમન.

પ્રિય વાચક ! ગયા પ્રકરણમાં આપેલું યોગિનીનું પત્ર અત્યંત વિસ્તારવાળું છતાં, હું અનુમાન કરું છું કે તેથી તમને અત્યંત સંતોષ થયો હશે જ. એ પત્રનો વિષય માતાપિતા થવાની ઇચ્છા રાખનાર પ્રત્યેક સ્ત્રીપુરુષને અનિવાર્ય ઉપયોગનો છે, એમ શું તમને નથી લાગતું ? તમે તે પત્રમાં વર્ણેલા ઉત્તમ બોધપ્રમાણે વર્તવા નિશ્ચય કર્યો હશે જ, અને વર્તવા પણ માંડ્યું હશે જ. યોગિનીની હૃદયંગમ સુમધુર વા-

સુધી, હું ઇચ્છું છું કે તે બોધ તમારા અને તમારી ધર્મપત્નીના શ્રવણમાં આવ્યો હોત. હૃદયના ઉચ્ચ ભાવથી આ વિષયને વર્ણવતી તેને જોઇને અને સાંભળીને, તત્કાળ તે પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા ન કરે, એવું કઠોર હૃદયનું આ જગતમાં કોટિ મનુષ્યોમાં એક પણ ભાગ્યે જ મળે.

યોગિનીના અભ્યાસનાં પાંચ વર્ષ હવે પૂરાં થઇ રહેવાથી, તેને તેડી જવાનું સાવિત્રીબાઇનું પત્ર આવ્યું. આથી એક અનુકૂળ શુભ દિવસનો નિશ્ચય કરી હું યોગિનીને તેડી લાવવા સાવિત્રીબાઇને ત્યાં ગયો. સાવિત્રીબાઇએ યોગિનીને મારી સાથે મોકલવાની સૂચથી જ તૈયારી કરી રાખી હતી, તેથી તેમને ત્યાં અધિક સમય ન ગાળતાં, પ્રથમ મળતી ગાડીમાં યોગિનીને લઇને ઘરતરફ આવવા હું નીકળ્યો. માર્ગમાં એક દિવસ હું વડોદરે ઉતર્યો, અને ત્યાં સદ્‌ગુરુશ્રીનાં યોગિનીને દર્શન કરાવ્યાં. સદ્‌ગુરુશ્રીનો મંગળમય હસ્ત યોગિનીને શીર્ષે સ્થપાતાં, તેને પણ મારી પેઠે અમારા પૂર્વ વૃત્તાંતનું ભાન થઇ આવ્યું હતું. આ સર્વ વૃત્તાંત વિસ્તારથી પૂર્વે વર્ણેલો હોવાથી અત્ર પુનરુક્તિનું પ્રયોજન નથી. વિદ્યુત્પ્રભા અર્થાત્ યોગના પ્રગાઢ પ્રેમનું સ્મરણ થતાં યોગિની વિચારમાં ઉંડી ઉતરી ગઇ. સદ્‌ગુરુશ્રીએ સ્મિતપૂર્વક મધુર વચને જ્યારે કહ્યું કે ' કેમ બહેન ! શો વિચાર ચાલે છે ' ત્યારે જ તે જાગ્રત્ થઇ. ' જાગ્રત્ થઇને તેણે કશું જ ઉત્તર ન આપતાં, સજળ નેત્રે મને, તથા સદ્‌ગુરુશ્રીને પ્રણામ કર્યા. સદ્‌ગુરુશ્રીએ પ્રિય વચનોવડે તેનું સાંત્વન કર્યું. પછી મને કહ્યું કે ' ભાઇ ! તમારી પૂર્વજન્મની આ પત્નીનું શુદ્ધ પ્રેમથી રક્ષણ કરજો, અને પરમાત્માનું સ્મરણ કરતા પ્રસન્નતાથી કાળને વ્યતીત કરજો. ' આ પછી સદ્‌ગુરુશ્રીની આજ્ઞા લેઇને, તથા મારા પરમમિત્ર હરિહરરાયને સ્નેહપૂર્વક મળીને અમે તે જ દિવસે નીકળી અમારા નગરમાં આવ્યાં.

તારું જીવન નિષ્ફળ છે તેમ તારા વિના મારું જીવન પણ નિષ્ફળ જ છે. મારી શારીરિક, માનસિક, વ્યાવહારિક, કે આધ્યાત્મિક કોઇ પણ ઉન્નતિ તારા વિના સર્વોત્તમ પ્રકારે થઇ શકે એમ છે જ નહિ. તમે સ્ત્રીઓ અમને પુરુષોને અપૂર્વ આરોગ્યને આપનાર છો, એટલું જ નહિ, પણ મૃત્યુનો પણ જય કરાવનાર છો. તમારા સાહાય્યવડે અમારા મનોબળને અમે પ્રતિદિન અસાધારણ પ્રમાણમાં વધારવાને સમર્થ થઇએ છીએ. અમે એકલા અમારા વ્યવહારને પ્રયત્નવડે ઉંચો શકીએ છીએ, પણ તમારું જ્યારે અમને સાહચર્ય હોય છે, ત્યારે તો ઘણા જ ન્યૂન પ્રયત્ને અમે સ્વર્ગને ભૂમિઉપર આણી શકીએ છીએ. તમારા વિના અધ્યાત્મમંદિરનાં દ્વાર ઉઘાડવાને અમને જન્મના જન્મ વહી જાય છે, પણ તમે જ્યારે અમારી સાથે હો છો, અને અમારા આત્માસાથે તમારા આત્માનો સંયોગ કરો છો ત્યારે તે મંદિરનાં દ્વાર આપોઆપ ઉઘડી જાય છે. પ્રિય યોગિનિ! તમારાવિના અમારો પુરુષોનો એક ક્ષણભર પણ નિર્વાહ થઇ શકે એમ નથી, તો પછી આવું દીનત્વ શું કરવા ધરવું? શાસ્ત્રે હેતુપુરઃસર ભલે આજ્ઞા કરી હોય, પણ હવે આપણામાં તે હેતુ સિદ્ધ થવો અવશેષ રહ્યો નથી, આપણાં શરીર, મન, અને આત્માનો અભેદ સંબંધ થઈ ગયો છે; અને તેથી પ્રેમ જ આપણામાં આજથી પ્રધાનપણે હો.

મારાં વચનો શ્રવણ કરી મંદમંદ હસીને યોગિની બોલી, ભગવન્! આપનાં અત્યંત ગંભીર રહસ્યને વર્ણવનારાં વચનો મારે શિરસા વંદ્ય છે. તેને યથાર્થ સમજવાનું આપની કૃપાથી મારામાં સામર્થ્ય આવે, એટલા જ માટે શાસ્ત્રે પ્રબોધેલા મારા સ્વધર્મે આપના પ્રતિ હું વર્તું છું. અમો સ્ત્રીજાતિને આપ આટલું ગૌરવ અર્પો છો, તેથી જ આપ ઉદારાત્મા પ્રભુની દાસી રહેવા આ વૃત્તિમાં અમર્યાદ પ્રેમ પ્રકટે છે.

મેં કહ્યું, દેવિ! તારી સ્વતંત્રતાને લેઇ લેવા તથા તને અપ્રસન્ન કરવા હું ઇચ્છતો નથી. તારી ઇચ્છાનુકૂળ ભલે વર્તન રાખ. મારો કહેવાનો ભાવ એટલો જ છે કે નિષ્પ્રયોજન દૈન્યને ધરીને હૃદયને વ્યર્થ સંકોચવશ ન રાખીશ.

આ પછી ભોજનનો સમય થવાથી અમે જમી લીધું. હું યોગિનીની પ્રત્યેક ક્રિયા લક્ષપૂર્વક અવલોકતો હતો, અને તેથી ભોજનસમયે મને સમજાયું કે તેને આરોગ્યના નિયમોનું પણ ઘણું ઉત્તમ શિક્ષણ મળ્યું હતું. તે લપલપાટ કરીને ખાતી ન હતી, પણ પ્રત્યેક ગ્રાસને, મુખમાં તે જ્યાંસુધી લગભગ પાણીજેવો થાય ત્યાંસુધી ચાવતી હતી. ઘણાં મનુષ્યો પુરીનો કકડો મુખમાં મૂકીને તે ચવાયો, ન ચવાયો એટલામાં તો દુધનો ઘુંટડો ભરીને, તેને ગળે ઉતારી દે છે, તેમ ન કરતાં, તેણે પુરીને સ્વતંત્રપણે એકલી જ ચાવીને ખાધી, અને દુધને ભોજનના અંતમાં એકલું પીધું. તે પણ તેણે નાને નાને ઘુંટડે, અટકી અટકીને, તથા તે નાના ઘુંટડાને મુખમાં જરા રમાડીને પીધું. વળી તેણે બહુ જ મિતપણે ભોજન કર્યું. મેં તેને ત્યારે કહ્યું કે તું આટલું થોડું જ ખાય છે? ત્યારે તેણે ઉત્તર આપ્યું કે 'આપ પ્રભુ જાણો જ છો કે શરીરના પોષણમાટે જેટલા આહારની અગત્ય છે, તેના કરતાં એક ગ્રાસ પણ અધિક ખાવું, તે શરીરના બળનો નાશ કરનાર છે. અધિક ખાવાથી શરીરને અધિક પોષણ મળે છે, એમ જે લોકોનો મોટો ભાગ માને છે, તેમાં તેઓ બહુ જ ભૂલ કરે છે, એ મને ગુરુ સાવિત્રીબાઇએ વિસ્તારપૂર્વક સમજાવ્યું છે. વળી તે હસતાં હસતાં બોલી કે લોકો આજે જેટ

રહ્યું ખાય છે તેના કરતાં અર્ધું અથવા ત્રીજા ભાગનું ખાય, અને તે પણ બરાબર ચાવીને ખાય તો આપના અન્ય ડૉક્ટર તથા વૈદ્ય બાંધવોને સંન્યાસાશ્રમ છેક યુવાવસ્થામાં જ સ્વીકારવાનો સુદિન આવે.

ભોજન પછી અમે પાછાં એકલાં બેઠાં, અને વિવિધ વિષયોઉપર વાતો કરવા લાગ્યાં. મને અલ્પ સમયમાં જ સ્પષ્ટ થયું કે યોગિનીને સાવિત્રીબાઈને ત્યાં ઘણું જ ઉત્કૃષ્ટ પ્રકારનું શિક્ષણ મળ્યું છે. યોગિનીએ પોતાનાં વિવિધ પત્રોમાં આ સંબંધમાં મને સહજ સહજ જણાવ્યું હતું તોપણ તેનું ખરું સ્વરૂપ તો યોગિનીના સહવાસથી જ મારા જાણવામાં આવ્યું. બે અઠવાડીઆં વીત્યાં નહિ, એટલામાં મને પ્રાપ્ત થયેલા દુર્લભ રત્નનું અસાધારણ મૂલ્ય મારા સમજવામાં આવ્યું, અને આ ભૂલોકમાં હું મને પરમેશ્વરનો અદ્વિતીય કૃપાપાત્ર સમજવા લાગ્યો. યોગિનીને કેવા કેવા વિષયોનું શિક્ષણ મળ્યું હતું, એ જાણવાની, પ્રિય વાચક ! તમને સ્વભાવથી જ જિજ્ઞાસા હોવી જોઈએ એમ જાણી, હું તે સંબંધી અત્ર સહજ સૂચન કરું છું.

૧ પ્રથમ તેને આરોગ્યસંરક્ષણમાં ઉપયોગી શરીરશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન આપવામાં આવ્યું હતું. કેવા કેવા નિયમોનું પાલન કરવાથી આરોગ્ય જળવાય છે, અને કેવું વર્તન રાખવાથી આરોગ્ય બગડે છે, તે તેને બહુ જ સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યું હતું. પોતાને તથા પરને થયેલા વ્યાધિઓ મટાડવાના કુદરતી, ભૌતિક, માનસિક તથા આધ્યાત્મિક ઉપાયોનું પણ તેને જરૂરજેટલું શિક્ષણ આપવામાં આવ્યું હતું. કયા કયા આહારના પદાર્થો શરીરને ઉત્તમ પ્રકારે પોષે છે, તથા કયા કયા પદાર્થો, આહારના પદાર્થોમાં ગણાતાં છતાં પણ પૌષ્ટિક તત્ત્વોવિનાના છે, એનું પણ તેને જ્ઞાન આપવામાં આવ્યું હતું. આહારના પદાર્થોમાં પણ કયા કયા પદાર્થોનો સંયોગ હિતકર છે, અને કયા પદાર્થોનો સંયોગ અહિતકર છે, તથા કયી ઋતુમાં કયા પદાર્થો ખાવા અને કયી ઋતુમાં કયા પદાર્થો ન ખાવા, તે પણ તેને શીખવ્યું હતું. વળી બાળકોએ, યુવાનોએ વૃદ્ધોએ, સ્ત્રીઓએ, રોગવાળા તથા નીરોગ વિવિધ સ્થિતિઓમાં તેમ જ શારીરની મહેનત કરનારાઓએ તથા મગજની મહેનત કરનારાઓએ શું ખાવું, કેટલું ખાવું, ક્યારે ખાવું, તથા કેટલી વાર ખાવું, તે સંબંધી જ્ઞાન પણ તેને આપવામાં આવ્યું હતું. વળી તેને સૂર્યના પ્રકાશનો, વાયુનો, જળનો તથા પૃથ્વીનો શરીરના આરોગ્યમાટે શરીરની અંદર તથા બહાર કેવી રીતે ઉપયોગ કરવો તે પણ શીખવવામાં આવ્યું હતું શરીરને હાનિ થવાના આકસ્મિક પ્રસંગોમાં તત્કાળ શું કરવું, તે સંબંધી જ્ઞાન પણ તેને આપવામાં આવ્યું હતું. આ સાથે શુદ્ધ તથા અશુદ્ધ વિચાર આરોગ્યઉપર કેવી અસર કરે છે, તથા રોગસમયે અને આરોગ્યસમયે મનની કેવી સ્થિતિ હિતકર છે, તે પણ તેને સમજાવવામાં આવ્યું હતું. આ વિના પણ આરોગ્યવિદ્યાસંબંધી બીજી ઘણી સૂક્ષ્મ સૂક્ષ્મ બાબતોનું તેને જ્ઞાન આપવામાં આવેલું જણાતું હતું.

૨ સ્ત્રીપુરુષનાં સ્થૂલ શરીરના, સૂક્ષ્મ શરીરના, કારણ શરીરના, અને મહાકારણ શરીરના સંબંધનું સ્વરૂપ શું છે, અને કેવા પ્રકારે થયેલો તે સંબંધ સર્વોત્તમ અભ્યુદયનો હેતુ થાય છે, એ સબંધી આવશ્યક જ્ઞાન તેને આપવામાં આવ્યું હતું. આજે તો સ્થૂલ શરીરના સંબંધના જ્ઞાનમાં પણ વિવાહિત યુવાન સ્ત્રીપુરુષો પશુથી પણ મોટે ભાગે

અજ્ઞાન, દષ્ટિએ આવે છે, ત્યાં સૂક્ષ્માદિ શરીરના સંબંધના જ્ઞાનની તો સ્વપ્ને પણ આશા ક્યાંથી રાખવી ? નૌકા કેમ ચલાવવી, ને ખલાસીના ભરસમુદ્રમાં અને તે પણ તોફાની સમુદ્રમાં આજે હોડીઓને રમતી છોડી દેવામાં આવે છે, અને તેનો પરિણામ એ જ આવ્યો છે કે જીવનનો ખરો આરંભ થયા પૂર્વે હજારો હોડીઓ સમુદ્રને તળીએ બેસે છે. અભ્યુદય માત્રના મૂળ પાયારૂપ આ વિદ્યાનું જ્ઞાન સ્ત્રીપુરુષોને આજે કોણ જ્ઞાન આપે ? સ્થૂલ શરીરના સંબંધથી સ્થૂલ પુત્રો પ્રકટે છે, એટલું જ આજે મોટો ભાગ જાણે છે, પણ એ સંબંધમાં અજરામરત્વને અર્પનાર કુંચી રહેલી છે, તેનું આજે કોને ભાન છે ? વળી સ્થૂલ સંબંધ સ્થૂલ પુત્રો પ્રકટાવે છે, ત્યારે માનસ સંબંધ અને તેથી પણ આગળના સંબંધો શું પ્રકટાવે છે, તેનો કોને વિચાર કરવા અવકાશ છે ! પ્રથમ સંબંધમાં જ પારવિનાની અવ્યવસ્થા છે, ત્યાં ઉપરનાં પગથીયાંનો તો વિચાર જ કરવાનો ક્યાં રહ્યો ? પ્રજા હજી બહુ જ પાછળ છે. સ્થૂલ શરીરના સંબંધનું યથાર્થ જ્ઞાન થતાં હજી તેને સેંકડો વર્ષ જશે, અને માનસ વગેરે શરીર સંબંધનું ખરું જ્ઞાન થતાં હજારો વર્ષ જશે. અંધકારમય રાત્રિમાં નભોમંડળમાં શુક્રના તારાજેવા આ જ્ઞાનસંપન્ન કોઈ કોઈ વિરલ મહાપુરુષો પ્રકાશે છે, એટલાથી જ હાલ તો આપણે પ્રસન્ન થવા જેવું છે,

૩ ગર્ભ રહ્યા પૂર્વે, ગર્ભકાલે તથા બાળકનો પ્રસવ થયા પછી સ્ત્રીએ કેવી રીતે વર્તવું. શું ખાવું અને શું ન ખાવું, કેવા વિચારો કરવા અને કેવા વિચારો ન કરવા, એ વગેરે ઘણી બાબતો જે ગયા પ્રકરણમાં તેના પત્રમાં તમે વાંચી છે, તે સંબંધી જ્ઞાન તેને આપવામાં આવ્યું હતું. લેશ પણ કષ્ટવિના બાળકને પ્રસવ કેવા નિયમે વર્તવાથી થાય છે, તે તેને શીખવવામાં આવ્યું હતું. બાળકને ઉત્તમ પ્રકારના આરોગ્યવાળું તથા ગુણવાળું કરવા ગર્ભપૂર્વે તથા પછી માતાએ શું શું કરવું, તથા પ્રસવ પછીની ક્ષણથી બાળકના શરીરની ક્રમે ક્રમે કેવી રીતે સંભાળ લેવી, તે તેને સમજાવવામાં આવ્યું હતું. બાળકને વગરકષ્ટે દાંત આવે તેટલા માટે શું કરવું, દાંત આવ્યા પછી તેને શું ખવડાવવું, ક્યારે ખવડાવવું, અને કેટલી વાર ખવડાવવું, તે વગેરેનું જ્ઞાન તેને આપવામાં આવ્યું હતું. તેની સમજતી શક્તિને પોષનાર આહારના પદાર્થો કયા છે, તથા સૂર્યપ્રકાશ, વાયુ અને જળનો કેવી રીતે કરેલો ઉપયોગ તે શક્તિઓને સત્વર ખીલાવે છે, તે તેને પ્રબોધવામાં આવ્યું હતું તે અ.બો દિવસ રડ રડ ન કરે, ચીડીયા સ્વભાવવાળું ન થઈ જાય, પ્રસન્ન રહે, અને માબાપને ત્રાસ આપે નહિ, તે અર્થે શું કરવું, તથા તેના અસાધારણ ચાંચલ્યને ઉપયોગી દિશામાં કેવી રીતે વાળવું, તેનું તેને જ્ઞાન આપવામાં આવ્યું હતું. સ્વલ્પમાં માતાતરીકે તેના સંપૂર્ણ કર્તવ્યને બહુ પ્રશસ્ત પ્રકારે તેને શીખવવામાં આવ્યું હતું.

૪ આહારના પદાર્થો કેવી રીતે તૈયાર કરવા તે અર્થાત્ પાકવિદ્યા તેને શીખવવામાં આવી હતી. આ વિદ્યામાં અન્નને સ્વાદિષ્ઠ કરવા સાથે તેનાં પૌષ્ટિક તત્ત્વોનો નાશ ન થાય, તે સંબંધમાં તેને ખાસ જ્ઞાન આપવામાં આવ્યું હતું. આજે મીઠું, મરી, મરચાં, રાઈ, હીંગ વગેરે ગરમ મસાલા નાંખીને આહારના પદાર્થોને સ્વાદિષ્ઠ કરવામાં આવે છે, પરંતુ આ ગરમ મસાલાના સંયોગથી આહારના પદાર્થોમાં જે સ્વાદ

આવે છે, તે કૃત્રિમ હોય છે. તેના સ્વાભાવિક સ્વાદનો તેથી લોપ થઇ જાય છે. પદાર્થનો મૂળ સ્વાદ દબાઇ જાય છે, અને કૃત્રિમ સ્વાદ જ ઉપર તરતો રહે છે. પરંતુ આ કૃત્રિમ સ્વાદથી લાભ ન થતાં હાનિ જ થાય છે. પ્રથમ તો તેનાથી ભુખકરતાં અધિક ખવાય છે. આથી મનુષ્ય અમિતાહારી થાય છે, અને અમિતાહારી થતાં તે વિવિધ વ્યાધિઓનો ભોગ થઇ પડે છે. બીજુ કૃત્રિમ સ્વાદ આણવામાં જે ગરમ મસાલા વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે, તે આહારના પદાર્થો ન હોવાથી શરીરમાં વિષની ગરજ સારે છે. આથી શુદ્ધ પોષણ શરીરને ન મળવાથી શરીરમાં શુદ્ધ લોહી ઉત્પન્ન થતું નથી, પણ અશુદ્ધ થાય છે, અને તેથી પણ વિવિધ રોગો થાય છે. ત્રીજું અશુદ્ધ પોષણ મળવાથી મનુષ્ય પેટ ભરીને ખાતાં છતાં ભુખે મરે છે, તેના શરીરમાં રુધિર ઓછું થાય છે, અને તેથી તે દુર્બળ શરીરવાળો રહે છે, અથવા નકામી ચરબી અને કચરો વધવાથી કદરૂપા જાડા શરીરવાળો, અને થોડો શ્રમ કરતાં હાંફી જાય એવો થાય છે.

૫ ગૃહવ્યવસ્થા ઉત્તમ પ્રકારે રાખતાં તેને શીખવવામાં આવ્યું હતું. તેને મનનો ટોરો ન હતો, તથાપિ જ્યાં એક રૂપૈયો ખર્ચ કરવાની અગત્ય હોય ત્યાં બેદરકારીથી દશ ખર્ચવાની ટેવ પડવાથી પરિણામે તેની શરીરઉપર તથા મનઉપર કેવી માઠી અસર થાય છે, અને ક્ષુદ્ર બાબતોમાં બેદરકાર રહેવાથી તથા નિષ્પ્રયોજન ઉડાઉ થવાથી મહત્વની બાબતોમા મન પછી કેવું બેદરકાર થઇ જાય છે, એ તેને સમજાવવામાં આવ્યું હતું. આથી તેનામાં જેમ કૃપણતા આવી ન હતી, તેમ અવિવેકવાળું ઉડાઉપણ આવ્યું ન હતું.

આ મૃત્યુલોકનું ગાન ન હતું. તે દૈવી હતું. તેને શ્રવણ કરનારને આ બાહ્ય જગતનું તત્કાળ જ અજ્ઞાન થઇ જાય છે. ને શ્રોતાને એવા પ્રદેશમાં આકર્ષી જાય છે કે જે પ્રદેશનું વર્ણન કરતાં મારી વાણી તથા મતિ કુંઠિત થઇ જાય છે. તેના સ્વરની મધુરિમાને અમૃતની ઉપમા પણ મને ન્યૂન જ ભાસે છે. આરોહઅવરોહ ભેદવાળા તેના આલાપનાં આંદોલનો શ્રોતાનાં ચારે શરીરનાં સ્થૂલ સૂક્ષ્મ અણુઓને ડોલાયમાન કરી મૂકે છે. પ્રિય વાચક ! હું ઇચ્છું છું કે મૃત્યુલોકમાં દુર્લભ આ સંગીત એકાદ ક્ષણ પણ શ્રવણ કરવાને તમારા કર્ણ ભાગ્યશાળી થાય.

૯ હાલના સ્ત્રીશિક્ષણમાં કન્યાઓને શીવવાનું અને ભરવાનું શીખવવામાં આવે છે, અને તે વિષયો સ્ત્રીઓને ઉપયોગના છે જ, પરંતુ યોગિનીને તે ઉભયનું જ્ઞાન આપવામાં કશો જ પરિશ્રમ ન લેવા શ્રીસુરેશ્વરાચાર્યજીએ સાવિત્રીબાઇને આજ્ઞા કરી હતી. આથી શીવતાં તેને સામાન્ય પ્રકારે આવડતું હતું, અને ભરતાં બીલકુલ આવડતું ન હતું. એ જ પ્રમાણે તેને ચિત્રકળા પણ શીખવવામાં આવી ન હતી.

પ્રિય વાચક ! યોગિનીને જે શિક્ષણ મળ્યું હતું, અથવા સત્ય કહીએ તો જે જ્ઞાન મને તેનામાં પ્રતીત થયું હતું, તેનું કંઇક સ્વરૂપ ઉપર જણાવવા મેં પ્રયત્ન કર્યો છે. પરંતુ તેનામાં આટલું જ જ્ઞાન હતું, એવું ઉતાવળીયું અનુમાન ન બાંધી દેવા મારી પ્રાર્થના છે. વસ્તુતઃ તે ઘણું જ જાણતી હતી, પરંતુ મારા આગળ જેમ બને તેમ તે પોતાના જ્ઞાનનો ઓછો પ્રકાશ દર્શાવતી હતી. પાંચ વર્ષજેટલા ટુંકા સમયમાં અને તે પણ એક બીને, આટલા બધા વિષયનું, અને તેમાં પણ કેટલાક અત્યંત ગંભીર વિષયનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન શી રીતે થયું સંભવે, એમ તમને શંકા સ્ફુરતી હશે, પરંતુ યોગિની કોણ હતી, કયાંથી આ મૃત્યુલોકમાં આવી છે, અને તેના અદૃષ્ટ રક્ષક શ્રીસુરેશ્વરાચાર્ય કેવા અલૌકિક સામર્થ્યસંપન્ન છે, એ વિષે તમે સહજ વિચાર કરશો તો તમને સ્ફુરેલો સંશય, સૂર્યના ઉદયથી ઝાકળ જેમ અળપાઇ જાય છે, તેમ તત્કાળ અળપાઇ જશે.

શયનનો સમય થવાથી પછી મેં યોગિનીને કહ્યું, દેવિ ! હું શય્યામાં સુઇ જાઉં છું, અને તું તારૂં રચેલું ઇશ્વરસ્તુતિનું એક પદ ગા, જેથી સદ્વિચારના સંસ્કાર હૃદયમાં પડવાથી આપણને શાંત નિદ્રા આવે.

મારી ઇચ્છા જાણીને તેણે પછી નીચેનું પદ તેના સુમધુર કંઠથી ગાયું.

પદ. ( જિને આપકું જોયા નહિ, એ લય. )

પ્રભુ નમન કરીએ પ્રેમથી, ધરી ચરણમાં મન ને મતિ.
કર્તવ્ય દિવસતણું કર્યું, આપે દીધું બળ ચાપર્યું,
દુ:ખ પણ ન જૂદું છે થયું, ગણી આપને પ્રેરક પ્રતિ, પ્રભુ૦
નિદ્રાવિષે અજ્ઞાનમાં, રહીએ તમારા ધ્યાનમાં,
વહીએ ન વિષયે ભાનમાં, પ્રભુ દીન એ છે વિનતિ, પ્રભુ૦
પ્રાતઃસમય જાગ્રત થતાં, રૂપ આપનું ઉર ધારતાં,
કર્તવ્ય દિવસનું સાધતાં,—રહીએ, દીજે એવી ધૃતિ. પ્રભુ૦

વિધવિધ અનુકૂળતા દઇ, જનદિન અમારામાં રહી,—
પ્રભુ નાથને કરુણાળુ થઇ, વદી એ જ વાણી વિરમતી. પ્રભુ૦

યોગિનીની વાણી વિરમતાં, મારો અભિમાની પણ સ્થૂલમાંથી સૂક્ષ્મમાં, અને સૂક્ષ્મમાંથી તત્કાળ કારણમાં વિરમી ગયો. ( અપૂર્ણ. )



# केटलाक त्रासदायक व्याधिना घेर बनी शके एवा उपायो.

ગુહ્ય ભાગના વ્યાધિથી પીડાતા રોગીઓને ડો. હેનિશ નીચેનો ઉપાય સૂચવે છે. તાજો ફુદીનો લેવો. દુંટીની નીચે પેડુઉપર, વ સાંકઉપર બરાબર દુંટીની પાછળ તથા ગુહ્ય ભાગઉપર તેને મૂકી પાટો બાંધી લેવો. ગુહ્ય ભાગઉપર ફુદીનો અધિક પ્રમાણમાં બાંધવો. દર કલાકે ફુદીનાનું એક એક પાંદડું મોંમા મૂકી તેનો રસ ગળવો. સત્તાવિશ દિવસસુધી આ પ્રયોગ જારી રાખવો.

માથામાં જે ભાગમાં ઓછા વાળ હોય ત્યાં વાળ વધારવાને માટે અથવા વાળ ખરી પડતા હોય તેને અટકાવવાને માટે એ જ ડે કટર નીચેનો ઉપાય વર્ણે છે. ખુબ ઝીણાં વાટેલાં મીઠું તથા ગંધક એકેક ચપટી લેવાં તે બંનેને મેળવી માથામાં બે કે ત્રણ આઠ વાડીયાંસુધી ઘસવાં. આથી પુષ્કળ વાળ આવશે, તથા ખરી જતા અટકશે.

શરીરમાંથી રોગને કરનાર કચરો કાઢવા માટે નીચેનો ઉપાય રામબાણ ગણાય છે. પગમાંથી જોડા કાઢી નાંખવા, અને થોડી તપેલી રેતીમાં અથવા ધૂળમાં પગ દાઝે ત્યાંસુધી ચાલવું. પછી જરા છાયામાં ઉભા રહેવું. વળી તપેલી રેતીમાં ચાલવુ. આ પ્રમાણે એક કલાકસુધી કરવાથી શરીરમાંથી વિવિધ વ્યાધિઓને ઉત્પન્ન કરનાર કચરો નીકળી જાય છે.

ક્ષયના અને ફેફસાંના વ્યાધિવાળા મનુષ્યોએ સહન થાય એટલી તપેલી ધૂળમાં રેતીમાં કે માટીમાં પોતાના શરીરને દાટવું. માથાઉપર તડકો ન લાગે માટે લીલાં પાંદડાં ઢાંકવાં. એક કલાકસુધી રેતીમાં તડકે આ પ્રમાણે પડ્યા રહેવું. પછી ઉષ્ણ જળમાં લીંબુ નીચોવી તે જળથી સ્નાન કરવું. આ પ્રમાણે દશ દિવસસુધી લાગટ કરવું, અને પછી વીસ દિવસસુધી એકેક દિવસને અંતરે કરવું. આથી તેમને બહુ લાભ થવાનો સંભવ છે.

જેને સળેખમ થયું હોય તેણે તે વડે એકવાર ભીનો થયેલો રૂમાલ, સારી રીતે ધોયાવિના ફરીને વાપરવો નહિ. સળેખમ ચેપી છે, અને આવી સાવધાનતા નહિ રાખવાથી ઘણીવાર વ્યાધિ લાંબા સમયસુધી મટતો નથી.

એક ઔંસ વેસેલાઇનમાં બાર ટીપાં સ્વચ્છ કાર્બોલિક એસીડ મેળવીને ખસ, ખુજલી, ગુમડાં, ચાંદાં, ટાઢથી ફાટી ગયેલી ચામડી, તથા અગ્નિથી દાઝી ગયેલી ચામડીઉપર લગાડવાથી બહુ ત્વરિત આરામ થાય છે.

કેટલાક મનુષ્યોને પગના અંગુઠાનો નખ, બહાર ન વધતાં ચામડીની અંદર વધીને પેસે છે, અને બહુ પીડા આપે છે. કપાવતાં છતાં બહાર ન વધતાં તે પાછો અંદર જ વધે છે. આવા મનુષ્યોને કોયલાનો ભુકો બહુ જ લાભ કરે છે, પ્રથમ નખને કપાવવો; પછી કોયલાનો બારીક ભુકો કરવો, અથવા કેટલીક દીવાસળીઓ બાળીને તેના કોયલાનો બારીક ભુકો કરવો. આ ભુકાને નખની આજુબાજુ, ચામડીની અંદર દાબી દેવો. આથી નખ અંદર વધવાને બદલે બહાર વધશે. ફરી કોઇ વખત નખ અંદર વધવા માંડે ત્યારે પણ આમ જ કરવું.

ઓલઇવના તેલને સહજ ઉનું કરી તેનાં કાનમાં ધીરે ધીરે ટીપાં પાડવાથી કાનનો દુઃખાવો મટી જાય છે.

જમણી દાઢ દુઃખતી હોય તો ડાબા હાથને સહન થાય એટલા ઉના પાણીમાં બોળી રાખવો, અને ડાબી દાઢ દુઃખતી હોય તો જમણા હાથને ઉના પાણીમાં બોળી રાખવો. આ સાદા ઉપાયથી દાઢ દુઃખતી મટી જાય છે.



## હાલની નિશાળોથી વિદ્યાર્થીઓના આરોગ્યને થતી હાનિ.

નાનાં બાળકોને નિશાળોમાં પાંચ પાંચ અને છ છ કલાક ગોંધી રાખવામાં આવે છે, તેથી તેમના શરીરને જે હાનિ થાય છે, તે સત્તાધીશો તથા માબાપો લેશ પણ જાણતાં હોય એમ જણાતું નથી. આ વિષયમાં પ્રમાણભૂત વિદ્વાનો કહે છે કે સાતથી નવ વર્ષની ઉમરનાં બાળકોને આખા દિવસમાં ઘણે માત્ર સાડાત્રણ કલાક જ નિશાળમાં ગોંધી રાખવાં જોઇએ; અને વિશ્વપ્રસિદ્ધ વિર્ચાઉ ( Virchow ) નામનો શરીરશાસ્ત્રી તો કહે છે કે આ વખતમાંથી તેનો ઓછામાં ઓછો અર્ધો વખત, રમવામાં અને કસરતમાં ગળાવવો જોઇએ. હાલની નિશાળોમાં શું આમ થાય છે? ચીનની સ્ત્રીઓના પગને મજબુત પાટા બાંધીને વધવા દેવામાં આવતા નથી. એ જાણી આપણે તેમનું હાસ્ય કરીએ છીએ, અને શરીરને વધવાના સમયમાં આપણે બાળકોને નિશાળોમાં ગોંધી, તેમના શરીરની વૃદ્ધિને અટકાવીએ છીએ, તેને ડહાપણ માની રાજી થઇએ છીએ! નીરોગ શરીરમાં નીરોગ મન હોય છે ( A sound body has a sound mind ) એવાં વચનો મુખથી બોલવામાં જ આપણા વિદ્વાનો શૂરા હોય છે, પરંતુ બાળકોસાથેનું તેમનું આજસુધી થયેલું વર્તન તેમની વિદ્વત્તાને શરમાવનારૂં છે. કસાઇને ઘેર ગાય કે ઘેટું વેચનાર ઘેર ચાંડાળ ગણાય છે, પરંતુ પાંચ વર્ષની ઉમરથી પોતાનાં પ્રિય બાળકોને હાલની નિશાળોરૂપી કસાઇખાનાંમાં પાંચ પાંચ કે છ છ કલાક, આરોગ્યનો કેવળ વિનાશ કરનાર સ્થિતિમાં ગોંધાયા રહેવા મૂકનાર માબાપો બાળકની અત્યંત કાળજી લેનારાં તથા તેમનું મોટું હિત સાધનારાં ગણાય છે! એવી ગણના થયેલી છે કે આરોગ્યના સંરક્ષણમાટે એક બાળકને સારી રીતે હવાની અવરજવરવાળી ૨૫૦ ઘન ઇંચ જગાની અગત્ય છે. કયી નિશાળમાં વિદ્યાર્થીઓનાં આયુષ્યને રક્ષનાર આ સગવડ છે? જો નથી, તો હાલની સ્થિતિ વિદ્યાર્થીઓનાં આયુષ્યનો ક્ષય કરનાર નથી, એમ કોણ કહેવાની હિંમત ધરે એમ છે? અને આ સ્થિતિમાં નિશાળમાં ત્રણ કલાક ગોંધાઇ રહેવું, એ જ જો પ્રાણનો વિનાશ કરનારૂં છે, તો છ છ કલાક ગોંધી રાખવાનો જ્યાં નિયમ છે

• તેં નિશાળોને કસાઇખાનાં, અને સત્તાધીશોને કસાઇવિના બીજી કયી ઉપમા ઘટે તે કોઇ કહેશે ?

વિદ્યાર્થીઓના નેત્રની પણ નિશાળોમાં જ દુર્દશા થાય છે. નિશાળોનાં મકાનોમાં જોઇતો પ્રકાશ ન હોવો, એ નેત્ર બગડવાનાં અનેક કારણોમાંનું એક કારણ છે. ઘણી નિશાળો બાંધવામાં આ બાબતમાં હાલ લક્ષ અપાવા લાગ્યું છે, તથાપિ વિદ્યાર્થીઓનાં નેત્રનું સંરક્ષણ તેટલાથી જ થાય, તેમ નથી. નિશાળોમાં ચાલતાં તમામ પુસ્તકો જે કાગળઉપર છપાય છે તે કાગળો નેત્રને હાનિ કરનાર હોવાથી તેવાં પુસ્તકો નિશાળોમાં ચાલતાં બંધ કરી દેવા જોઇએ. સ્વચ્છ ધોળા કાગળઉપર છપાયેલાં પુસ્તકો નેત્રને શ્રમિત કરે છે, તેથી ઝાંખા રંગેલા કાગળોઉપર પુસ્તકો છપાવવાં જોઇએ. યુનાઇટેડ સ્ટેટ્સ આપણા કરતાં ઘણો આગળ વધેલો હોવા છતાં, તથા ત્યાંની નિશાળોમાં આપણી નિશાળોકરતાં બાળકોનાં સુખતરફ ઘણું ધ્યાન અપાતું છતાં પ્રાથમિક નિશાળોનાં ૧૭૦૦૦૦૦૦ બાળકોમાંથી ૧૨૦૦૦૦૦૦ બાળકો નેત્રના કોઇ ને કોઇ વ્યાધિથી પીડાતા અનુભવમાં આવ્યા છે. આપણા દેશના વિદ્યાર્થીઓની આથી પણ કેવી ખરાબ દશા હશે તેની કોણ ગણના કરે ! આ સઘળો પરિણામ વિદ્યાર્થીઓના આરોગ્યઉપર જેટલું ધ્યાન આપવું જોઇએ, તેટલું ન આપવાથી આવ્યો છે. પ્રજાનો અભ્યુદય ઇચ્છનાર પુરુષોએ આ વિષયઉપર સત્વર ધ્યાન આપવાની અગત્ય છે.



## માથાને તપાસીને મનુષ્યના ગુણદોષની પરીક્ષા કરનાર યંત્ર.

મનુષ્યમાં કેવા કેવા ગુણો તથા દોષો રહ્યા છે, તેની પરીક્ષા, તેના માથાને તપાસીને, મસ્તિષ્કવિદ્યાને જાણનારા વિદ્વાનો આજસુધી કરતા હતા, પણ અમેરિકામાં હમણાં જ શોધી કાઢવામાં આવેલા એક યંત્રની મદદથી ગમે તે મનુષ્ય, મસ્તિષ્કવિદ્યાને જાણનાર વિદ્વાન્‌પાસે ગયાવિના, પોતાના તથા બીજાના માથાની પરીક્ષા કરી શકવા સમર્થ થયો છે. આ યંત્ર વીજળીની મદદથી ચાલે છે, અને તે મનુષ્યનું મગજ કેવું છે, અને તેમાં કયી કયી શક્તિઓ અધિક વિકાસને પામી છે, તથા કયી કયી નથી પામી, તેનું બારીકીથી માપ કાઢે છે. એટલું જ નહિ, પરંતુ અર્ધી મિનિટમાં તેના ગુણદોષનું વર્ણન સંપૂર્ણ રીતે પોતાની મેળે લખીને આપે છે. આ યંત્રવડે પોતાની પરીક્ષા કરાવવા ઇચ્છનાર મનુષ્યે, એક જાતની ધાતુના બનાવેલા ટોપમાં પોતાનું માથું મૂકવું પડે છે. ગમે તેવા કદનું—નાનું કે મોટું માથું આ ટોપમાં મૂકી શકાય છે. યંત્રમાં માથું મૂક્યા પછી એક બાજુએ માલુમ એક હાથાને ફેરવે છે કે તરત જ ૨૮ નાની હથોડીઓ બહાર નીકળી આવે છે, અને માથામાં કયી કયી જગાએ ટેકા તથા ખાડા છે તેની સ્પર્શવડે તપાસ કરવા મંડી પડે છે. પછી ઘડીઆળના જેવો ઘરરર આવાજ થાય છે. અને વિશ સેકંડ પૂરી થતા જ તે મનુષ્યના ગુણદોષનું સંપૂર્ણ વર્ણન ૨૮ કલમોમાં એક કાગળઉપર સ્વચ્છ રીતે છાપીને આપી દે છે. દરેક માનસિક શક્તિના વર્ણનની પૂર્વે ૧ થી ૫ સુધીના અંકો માંડેલ હોય છે. આ અંક જે પ્રમાણમાં જે માનસિક શક્તિનો વિકાસ થયેલ હોય છે, તે દર્શાવે છે. અર્થાત્ અંક કુદરતી પ્રમાણે મળે છે. આ નવું યંત્ર સાઇકોમીટર એ નામથી ઓળખાય છે.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.

॥ ॐ श्रीं ॥

## जेनुं मनुष्य सउथी अधिक चिंतन करे छे, ते रूप ते क्रमे क्रमे थाय छे.

'ધ્યાતા ધ્યેયરૂપ થાય છે,' એ નામના વિષયમાં ગયા અંકમાં જે વિચારો દર્શાવવામાં આવ્યા હતા, તે વિચારો એટલા બધા મહત્વના છે, અને તે ઉપર આપણા સુખદુઃખનો એટલો બધો આધાર છે કે તેમની ગમે તેટલી પુનઃ પુનઃ ચર્ચા કરવામાં આવે તોપણ તે ન્યૂન જ ગણાય, એમ છે; અને તેથી આ વિષયમાં ફરી તેમને ચર્ચીએ છીએ.

મનુષ્ય જેનું સઉથી વિશેષ ચિંતન કરે છે, તેવો જ તે ધીરે ધીરે થાય છે, એ વાક્યમાં કેટલું ગંભીર રહસ્ય રહેલું છે, તેને થોડા જ મનુષ્યો સમજે છે; અને આ ન સમજતા હોવાથી જ મનુષ્યોનો મોટો ભાગ દુઃખથી પીડાતો, અથવા પોતાની ઇચ્છેલી વસ્તુને ન પ્રાપ્ત કરેલો જોવામાં આવે છે. આ વાક્યમાં રહેલા સત્યને જે ક્ષણે મનુષ્ય સમજે છે, તે ક્ષણે જ, સુખ અથવા સિદ્ધિ ગગનમાં રહેલી કોઇ અલભ્ય વસ્તુ છે, એમ તેને ભાસતું નથી, પણ પોતાના જ મુખઆગળ પડેલી અને હાથ લાંબો કરીને લેવા જેટલી સુલભ તેને ભાસે છે.

મનુષ્ય પોતાના વિચારનું અથવા ચિંતનનું જ પ્રતિબિંબ છે. બિંબથી જૂદા પ્રકારનું પ્રતિબિંબ દર્પણમાં કદી જ પડતું નથી. પણ જેવું બિંબ હોય છે, તેવું જ તે પડે છે, તે જ પ્રમાણે વિચારનું પ્રતિબિંબ જે મનુષ્ય, તે વિચારથી જૂદા પ્રકારનો કદી પણ હોતો નથી. તેનું શરીર, તેની વાણી, તેનું વર્તન, તેના અંતઃકરણની સ્થિતિ, તેનો સ્વભાવ, તેની ધર્મવૃત્તિ—સ્વલ્પમાં તેનું સર્વસ્વ, તેના વિચારના બીબામાં ઘડાઈ ઘડાઇને બહાર નીકળ્યું હોય છે. જે તત્ત્વોની તેના શરીરની સપ્ત ધાતુઓ બનેલી છે, તે તત્ત્વો પણ તેના વિચારપ્રમાણે સ્થૂલ ( અશુદ્ધ ) અથવા સૂક્ષ્મ ( શુદ્ધ ) હોય છે.

જ્યારે જ્યારે આપણે આ જગતના સ્થૂલ પદાર્થોનું અધિક ચિંતન કરીએ છીએ, ત્યારે આપણા વિચારો મોટે ભાગે સ્થૂલતાને ધારણ કરે છે; અને આ સ્થૂલ વિચારો આપણા શરીરના પ્રત્યેક અવયવમાં સ્થૂલતાને પ્રકટાવે છે. જડ વિષયોનું અધિક ચિંતન આપણા શરીરના અણુઅણુમાં અને રોમેરોમમાં જડતા અથવા અશુદ્ધિને જ પ્રસારે છે, અને શુદ્ધ વિચારનું અધિક સેવન રોમેરોમની શુદ્ધિ સાધી આખા શરીરને ઉત્તમ તથા વિશુદ્ધ કરે છે. વિષયી મનુષ્યોનાં શરીર લુખાં, નિસ્તેજ, વિવર્ણ, બેડોળ, અપ્રસન્નતા ઉપજાવે એવાં, તથા તેમનાં કપાળ ઠીકરાજેવાં હોય છે, તથા ખરા ઈશ્વરભક્તોનાં શરીર દેદીપ્યમાન, તેજસ્વી, ભવ્ય, સુંદર, પ્રતાપી, પ્રસન્નતા ઉપજાવનારાં તથા તેમનાં કપાળ બ્રહ્મવર્ચસથી પ્રકાશતાં હોય છે, તેનું કારણ આ જ છે.

કોઇ પણ મનુષ્યનું મુખ અને શરીર જોઇને જ જો તમે બુદ્ધિમાન્ હશો તો તરત જ કહી શકશો કે તે કેવા વિચારોને પ્રધાનપણે સેવે છે. લોકો કહે છે કે સામા મનુષ્યના મનના વિચારો કળાવા અશક્ય છે, પણ તે ખરૂં નથી. પ્રત્યેક મનુષ્યનું મુખ અને શરીર, તેના મનમાં શું છે, તે દર્શાવનાર ઉઘાડી ચોપડીએ છે.

જે મનુષ્ય નિરંતર પોતાના મનને પરમાત્મામાં જોડી રાખવાનો અભ્યાસ સેવે છે, તે પરમાત્માના દૈવી ગુણોનો જ નિરંતર વિચાર કર્યા કરે છે. પરમાત્માનો વિચાર એ સર્વોત્તમ શુદ્ધ વિચાર ગણાય છે, અને તેથી કરીને પરમાત્માનું યથાર્થ ચિંતન કરનાર સર્વોત્તમ શુદ્ધિને પોતાના શરીરના અણુઅણુમાં સ્થાપે છે. જેમ અગ્નિમાં નાંખેલું સુવર્ણ પ્રતિક્ષણ અધિક અને અધિક શુદ્ધ થતું જાય છે, તેમ પરમાત્માના ચિંતનમાં અખંડ પ્રવૃત્ત રહેનાર મહાપુરુષનું શરીર વગેરે સર્વ, પ્રતિક્ષણ અધિક અને અધિક શુદ્ધ થતું જાય છે. મહાપુરુષોના ચરણનો સ્પર્શ, પાપને હરે છે, તથા અનેક તીર્થોમાં સ્નાન કરવાથી થનાર પુણ્યથી પણ અધિક પુણ્યને પ્રકટાવનાર છે, એમ જે સત્‌શાસ્ત્રો કહે છે, તે શાથી સાચું છે, એ હવે આપણને સમજાય છે.

જે મનુષ્ય જેનું અધિક ચિંતન કરે છે, તેના જેવો જ તે થાય છે. બળનો, શક્તિઓનો અને સિદ્ધિઓનો અધિક વિચાર કરનાર બળને, શક્તિઓને અને સિદ્ધિઓને પોતાનામાં અવશ્ય ઉત્પન્ન કરે છે. અધિક ચિંતન, ચિંતન કરવામાં આવતી વસ્તુને મેળવી આપનાર સામર્થ્ય શરીરમાં પ્રકટાવ્યાવિના રહેતું જ નથી.

જે મનુષ્ય પૂર્ણ આરોગ્યનો અખંડ વિચાર કરે છે, અને એક ક્ષણ રોગના વિચારને હૃદયમાં પ્રવેશવા દેતો નથી, તથા આરોગ્યનાં જ ચિત્રોને વૃત્તિથી રચીને તેમને જ જોયા કરે છે, તે મનુષ્ય આજે ભલેને સેંકડો અસાધ્ય વ્યાધિઓથી પીડાતો હોય તો પણ ક્રમે ક્રમે પોતાના શરીરમાંથી વ્યાધિને નિવારતો જાય છે, અને લાંબો સમય ગયા પૂર્વે, પોતે ચિંતન કરેલા પૂર્ણ આરોગ્યને પોતાનામાં પ્રકટેલું અનુભવે છે. અધિક સમય ચિંતનમાં, અને ચિંતનથી વિરોધી વિચારભણી નજર સરખી પણ ન માંડવામાં સુખની અને સર્વ પ્રકારની સિદ્ધિની કુંચી રહેલી છે. જેમ ઉષ્ણતા વધતાં ટાઢ ઓછી થવા માંડે છે, અને દીપકનો પ્રકાશ વધતાં અંધકાર ન્યૂન થતો જાય છે, તેમ આરોગ્યનું ચિંતન અધિક થતાં, વ્યાધિનું બળ ન્યૂન થતું જાય છે.

કોઇ પણ દુઃખદ સ્થિતિનું, મનુષ્ય જ્યાં સુધી પોતાનામાં ભાન કર્યા કરે છે, ત્યાં સુધી તે દુઃખદ સ્થિતિ મડાગાંઠની પેઠે તેને છોડતી નથી. દુઃખદ સ્થિતિનો વિચાર જ

દુઃખદ સ્થિતિનું આપણને ભાન કરાવે છે, પરંતુ જ્યારે આપણે તેનો વિચાર કરવાનું છોડી દઇ કોઇ બીજા જ વિચારમાં પ્રવેશીએ છીએ ત્યારે તે દુઃખદ સ્થિતિનું ભાન આપણને થતું નથી. આ પ્રમાણે બીજા જ વિચારમાં લાંબો કાળ પ્રવેશેલા રહીને દુઃખદ સ્થિતિનું જો આપણે આપણને ભાન ન થવા દઇએ, તો જળ ન મળતાં જેમ છોડ સુકાઈ જાય છે, તેમ દુઃખદ સ્થિતિ નાશ પામે છે.

કનિષ્ઠ સ્થિતિને આપણો પકડેલો પીછો છોડાવવાનો એક જ ઉપાય છે, અને તે એ કે તેના તરફ આપણે મોં ન માંડવું, તે આપણને પ્રાપ્ત છે, એમ ન જાણવું, અને ઉત્કૃષ્ટ સ્થિતિનું રસપૂર્વક ચિંતન કરવું, તથા તે આપણને પ્રાપ્ત છે, એમ કલ્પવું.

આ જગતમાં સુખદુઃખ આપનાર એક જ સત્તા છે, અને તે આપણાં કર્મ છે. એ કર્મના કરનારા આપણે પોતે છીએ, અને તેથી આપણને સુખદુઃખ આપનાર આપણાવિના અન્ય કોઇ જ નથી. સુખદુઃખને ઉત્પન્ન કરનારી સત્તા આપણા પોતાનામાં જ છે, અને તે આપણા વિચારો જ છે. વિચારમાં અને કર્મમાં કશો જ ભેદ નથી. વિચાર એ બીજ છે, અને કર્મ એ વૃક્ષ છે. જેવું બીજ હોય છે, તેવું જ વૃક્ષ થાય છે, અને ફળ આપે છે. તેથી વિચારના ઉપર અંકુશ મેળવતાં કર્મરૂપ વૃક્ષ અને તેના ઉપર આવનાર સુખદુઃખરૂપ ફળઉપર આપોઆપ આપણી સત્તા જામે છે.

આપણા શરીરરૂપ બ્રહ્માંડમાં વિચાર એ જ સ્રષ્ટા અર્થાત્ બ્રહ્મા છે. તે નિરંતર આપણા શરીરમાં સરજવાનું કાર્ય કર્યાં જ કરે છે. શું સરજવાનું? આપણી શારીરિક, વ્યાવહારિક, માનસિક, તથા આધ્યાત્મિક સુખદુઃખરૂપ સ્થિતિ. તેને પૂર્ણ આરોગ્યના ઉચ્ચ વ્યવહારસુખના, ઉચ્ચ મનોબળના અને ઉચ્ચ દૈવી સદ્ગુણોના નમુના આપ્યા કરો; તમારા માટે તમારા નમુનાપ્રમાણેની જ સ્થિતિઓ રચીને તે તમારા ચરણસમીપ ધરશે.

જ્યારે આપણા શરીરનું આરોગ્ય, આપણું વ્યવહારસુખ, આપણું મનોબળ, આપણું ઉચ્ચ વિશુદ્ધ વર્તન, આપણા હૃદયની શાંતિ, અને આપણને પ્રાપ્ત થનાર લૌકિક તથા અલૌકિક ઐશ્વર્ય એ વગેરે સઘળું જ અખંડપણે ચિંતન કરાતા આપણા વિચારઉપર જ આધાર રાખે છે, જ્યારે વિચાર જ આપણા સર્વોત્કૃષ્ટ અભ્યુદયનું મૂળ છે, ત્યારે વિચાર કરવાની કળાકરતાં વધારે ઉચ્ચ કળા, આ જગતમાં બીજી હોવી શું સંભવે છે? વિચાર કરતાં શીખવું, એ શું જેવી તેવી વિદ્યા છે? એનાથી ચઢીયાતી વિદ્યા કે કળા કોઇ દર્શાવી શકશે? એ વિદ્યા જેને યથાર્થ આવડે, અને એ કળા જેને યથાર્થ બેશી જાય, તેને જગતમાં શું પ્રાપ્ત કરવું દુર્લભ છે? શું તે રાજાઓના રાજાના પદમાં પોતાને મૂકવા સમર્થ નથી થતો? થવો જ સંભવે છે, અને થાય જ છે. અને તોપણ આજે જ્યારે જણાવવામાં આવે છે કે પ્રજાનો ઉદય કરવાને માટે તેને ધર્મનું શિક્ષણ આપવાની સહુથી પ્રથમ અગત્ય છે અને તેવું શિક્ષણ આપ્યાવિના પ્રજાનો વાસ્તવિક અને સ્થાયી ઉદય કદી જ થવાનો નથી ત્યારે અસંખ્ય મનુષ્યો સામા થાય છે, અને ધર્મના શિક્ષણની આજે દેશને કશી જ જરૂર નથી, એમ પૂર્ણ વિચાર કર્યાવિના વદે છે. પરંતુ વસ્તુતઃ ભારત પ્રજાને ધર્મના શિક્ષણની જ આજે પ્રથમ અગત્ય છે. કારણ કે ધર્મ જ તેને વિચાર કરવાની કળા શીખવે છે. ધર્મ જ તેને કયા વિચારો કરવા યોગ્ય છે, અને કયા કરવા અયોગ્ય છે, તે શીખવે છે. ધર્મ જ તેને કાર્યપ્રદેશમાંથી કારણપ્ર-

દેશમાં લેઇ જઇને સુખદુ:ખના હેતુઓ ત્યાં કેવી રીતે રચાય છે, તે પ્રત્યક્ષ દર્શાવે છે, તથા તે હેતુઓને પોતાની ઇચ્છાપ્રમાણે ફેરવવાને શું કરવું તે શીખવે છે. સ્વલ્પમાં ધર્મ જ તેને વિચારને સ્વાધીનમાં રાખવાનો અંકુશ આપે છે.

દેશની પડતી દૂર કરવાને માટે પડતીનાં મૂળ કારણોને શોધવાં જોઇએ, અને તેમનો નાશ કરવો જોઇએ. આજે જે કારણોનો નાશ કરવા પ્રયત્ન થાય છે, તે કારણો સપાટીઉપરનાં છે. તેમનો નાશ દુ:ખને દૂર કરતાર નથી. દુ:ખનાં ખરાં કારણો તો અંતર રહેલાં છે: પ્રજાના વિચારમાં—મનમાં રહેલાં છે. સેના તે સ્થળમાં ચઢાવવાની છે, અને શસ્ત્રાસ્ત્રો ત્યાં વાપરવાનાં છે. વિચારનો પ્રદેશ જ આજે અવ્યવસ્થિત છે. અધર્મે ઉઠાવેલા બંડથી ત્યાં ભારે ત્રાસ વર્તી રહ્યો છે. ધર્મનું સામ્રાજ્ય ત્યાં સ્થપાયાવિના તે દૂર થઇ શકે તેમ નથી. શુદ્ધ ધર્મવડે જ—વિચારોની શુદ્ધિ સાધવાથી જ—તે પ્રદેશમાં વ્યવસ્થા થાય એમ છે.

પૂર્ણ વિચાર કર્યાવિના, ઘણા ઇશ્વરનું ખંડન કરે છે, ઘણા ભક્તિનું ખંડન કરે છે, કેટલાક જપનું, કેટલાક યોગનું, કેટલાક સંધ્યાપૂજનાર્ચનાદિનું, કેટલાક મૂર્તિપૂજનનું, એમ જેને જેમ ફાવે છે તેમ ધર્મનાં આ વિવિધ અંગો તથા સાધનોઉપર કુહાડાના ઘા લગાવે છે. પરંતુ આ સર્વ, વિચારઉપર અંકુશ રાખવાનું શીખવનાર સાધનો છે, એટલું જ નહિ, પણ મનુષ્ય જે ઉન્નતિને પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે ઉન્નતિના તથા તેથી કોટિગુણ ચઢીયાતી અન્ય પ્રકારની ઉન્નતિના, વિચારરૂપ સ્રષ્ટાના નમુના છે, યોગ્ય ઉપદેશકદ્વારા આ નમુનાઓનો ઉપયોગ કરતાં વિચારને શીખવવામાં આવે તો ભરતખંડની ઉન્નતિ જે આજે કરોડો ગાઉ દૂર ભાસે છે, તે દૃષ્ટિમર્યાદામાં દેખાવા માંડે.

ભરતખંડની અવનતિના ચિત્રતરફ જ આજે સર્વની દૃષ્ટિ સ્થપાયલી છે. આ ચિત્રનું જ અધિક ભાગે જ્યાં ત્યાં ચિંતન ચાલ્યા કરે છે. અવનતિ જેમ બને તેમ મોટા અને ત્રાસદાયક સ્વરૂપમાં જણાય એવું ચિત્ર વર્ણવવામાં જે અધિક કુશળતા દર્શાવે છે, તે અધિક દેશાભિમાની અને અધિક દેશહિતચિંતક મનાય છે. પ્રજાની દુર્બળતાને, દુ:ખને, દોષને, દરિદ્રતાને એ વગેરે નિકૃષ્ટ ભાવોને જ દૃષ્ટિની આગળ ને આગળ રાખવામાં આવે છે. આ સર્વનો પરિણામ તે તે દોષોને સ્થિર રાખવામાં જ આવ્યો છે. જે જાગ્રતિ જણાય છે તે કાર્યસાધક જાગ્રતિ નથી, પણ સંતાપની અને બળાપાની વ્યાકુળતા છે.

જેનું મનુષ્ય સઉથી અધિક ચિંતન કરે છે, તે રૂપ તે ક્રમે ક્રમે થાય છે, એ અબાધિત નિયમનું મનુષ્યે પોતાની, કુટુંબની, જ્ઞાતિની, સમાજની, નગરની, દેશની, રાજ્યની—એમ સર્વ પ્રકારની ઉન્નતિ સાધવામાં સર્વદા પાલન કરવું જોઇએ. બાળકથી તે વૃદ્ધસુધી સર્વને—સ્ત્રીને તથા પુરુષને—આ નિયમનું સાંગોપાંગ જ્ઞાન આપવું જોઇએ, તથા પ્રાપ્ત કરેલા જ્ઞાનને અનુભવમાં ઉતારતાં શીખવવું જોઇએ. એ જ ઉન્નતિનો ખરો માર્ગ છે. તે અલ્પ સમયમાં સિદ્ધ થાય તેમ નથી. પ્રજાની હાલની સ્થિતિમાં તેને અનુભવમાં ઉતારતાં વર્ષોનાં વર્ષ, અને કેટલાકને જન્મોના જન્મ વહી જાય એમ છે—એમ થવું જ જોઇએ—પરંતુ બુદ્ધિમંતોએ ખરા ઉપાયને જ ગ્રહણ કરવો, એ જ યોગ્ય છે. સ્થાયી ફળને આપનાર પ્રયત્નથી દીર્ઘ કાળ જવાના ભયથી નિરમવું ઉચિત નથી.

ગયા અંકમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે જેની આપણા અંતઃકરણમાં છાપ પડે છે, તેના વિચારો આપણા મનમાં ચાલે છે. જે વિષયની અંતઃકરણઉપર છાપ પડતી નથી, તે સંબંધી વિચારો મનમાં ઉપજતા નથી. આથી જેના વિચારો આપણે અધિક કરવા હોય તેની આપણે અંતઃકરણમાં ઉંડી છાપ પાડવી જોઇએ, અને જેના વિચારો બિલકુલ ન કરવા હોય તેની અંતઃકરણમાં જરા પણ છાપ પડવા ન દેવી જોઇએ.

ઘણા મનુષ્યોને નવરા પડે છે ત્યારે નાટકનાં ગાયનોની કડીઓની કડીઓ શાથી સ્ફુર્યા કરે છે ? એ જ કારણથી કે તેમણે તે ગાયનોને રસપૂર્વક શ્રવણ કરીને તેમની અંતઃકરણમાં છાપ પડવા દીધી છે. અંગ્રેજી નાટકમાં અંગ્રેજી ભાષાના જ્ઞાનવિનાનાં કોઇ મનુષ્યને જોવા બેસાડ્યો હોય અને તેણે આખું નાટક જોયું તથા સાંભળ્યું હોય તોપણ તેને એક પણ ગાયનની કડી બીજે દિવસે સ્ફુરતી નથી, તે શાથી ? એ જ કારણથી કે ગાયનોને સાંભળ્યા છતાં પણ તેને તેમાં રસ ન પડવાથી તેમની છાપ તેના અંતઃકરણમાં પડી હોતી નથી.

જેવા આપણે વિચારો કરીએ છીએ તેવા જ આપણે થઇએ છીએ; અને જેની આપણા અંતઃકરણમાં છાપ પડે છે, તેના જ વિચારો આપણા અંતઃકરણમાં ચાલે છે, તેથી ઉંચી જાતના વિચારોવડે પોતાની ઉંચી સ્થિતિ કરવા ઇચ્છનારે પોતાના અંતઃકરણમાં ઉંચી છાપ પાડવા માટે સર્વદા સાવધાન રહેવું જોઇએ. મનુષ્ય ઉદયને માટે ગમે તેટલો પ્રયત્ન કરતો હોય, પણ તેના અંતઃકરણમાં અસ્તની છાપ હોય તો ઉદયને તે કદી પણ સાધી શકતો નથી.

લેખકને એક દિવસ એક શ્રીમાન્‌ને ત્યાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તે પ્રાતઃકાળમાં સ્નાનને કરીને નિયમિત રીતે દેવસેવામાં આગ્રહથી બેસતા. પોતાના ઇષ્ટદેવની આગળ નાના પ્રકારનું સંગીત થતું રહે તો સેવાનું એક ઉત્તમ અંગ સાચવેલું ગણાય એ હેતુથી તેમણે દેવગૃહમાં એક ગ્રામોફોન મૂકયું હતું, અને સેવાનો આરંભ થતાં જ આ ગ્રામોફોનને ચલાવવામાં આવતું હતું. તેમાં જે ગાયનો ઉતારેલાં આવેલાં હતાં, તેમાં રહેલા રસને અને ભક્તિરસને ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવજેટલું છેટું હતું. કેટલાંક ગાયનો નાટકોનાં હતાં. કેટલાંક ગાયનો પ્રસિદ્ધ નાયકાઓનાં હતાં, અને કેટલાંક કોઇ કોઇ ગવૈયાનાં હતાં. વૃત્તિને પરમેશ્વરમાં આકર્ષે, ભક્તિને પુષ્ટ કરે, વિરાગાદિ ઉચ્ચ ગુણોનો અંતઃકરણમાં આવિર્ભાવ કરે, એવું કશું જ એકે ગાયનમાં ન હતું. દીર્ઘ સમયથી આ ગાયનો તે શ્રીમાન્ પુરુષ દેવને શ્રવણ કરાવતા હતા, અને પોતે પણ સાંભળતા હતા. પ્રત્યેક પ્રસંગે ગાનની જ છાપ તેમના અંતરમાં ઉંડી પડતી હતી. દેવસેવા કરતાં છતાં પણ તેમનો ચિંતનીય વિષય દેવ થયો ન હતો, પણ ગાયનો થયાં હતાં. અંતઃકરણમાં દેવને સ્થાને નાયકાઓ, નાટકના છોકરાઓ, અને મુસલમાન ગવૈયાઓ આરૂઢ થયા હતા. બીજું આરૂઢ શી રીતે થાય ? પરિણામ એ આવ્યો હતો કે ઘણાં વર્ષોથી દેવસેવામાં અધિક સમય ગાળતાં છતાં પણ, અંતઃકરણમાં ભક્તિરૂપ શુભ પ્રયત્નનો એક પણ પરિણામ પ્રકટ્યો ન હતો. તેમનો વ્યવહાર જોતાં કોઇને પણ ભાન થયા વિના રહે તેમ ન હતું કે તેમના રજસ્ અને તમસ્ ન્યૂન થવાને બદલે પ્રતિદિન વધતા જતા હતા.

મનુષ્યોએ સ્વેચ્છાથી ગમે તે વિષયોનો ઇંદ્રિયસાથે સંબંધ ન જ થવા દેવો જોઇએ. વિષયનો અને ઇંદ્રિયનો પ્રેમપૂર્વક થયેલો સંબંધ અંતઃકરણમાં તે વિષયની છાપ પાડે છે, અને આ છાપ પોતાના જેવા જ વિચારો પ્રકટાવીને આપણને તેવા જ કરી મૂકે છે. આથી જો આપણે ઉંચા થવું છે તો હલકા વિષયોનો સંબંધ કરીને તેમની હલકી છાપ હૃદયમાં ન જ પાડવી જોઇએ.

જેમ ઉંચા વિષયોનો સબંધ સેવવો જોઇએ, તેમ આપણાથી ઉચ્ચ ગુણવાળા મનુષ્યોના સહવાસમાં જ આપણે પ્રીતિપૂર્વક રહેવું જોઇએ. હલકા પ્રકારના ગુણવાળા, હલકા પ્રકારના વિચારવાળા, અને હલકા પ્રકારની પ્રવૃત્તિ કરનારા મનુષ્યોનો સહવાસ આપણા હૃદયમાં હલકી જ છાપો પાડે છે, અને તેના પરિણામમાં આપણા વિચારો હલકા પ્રકારના રહેતાં, આપણી ઉન્નતિ થવાનો કદી પણ સંભવ આવતો નથી.

ઉચ્ચ થવા ઇચ્છનારે ઉચ્ચ વિચારોને જ કરવા જોઇએ, અને ઉચ્ચ વિચારો, ઉચ્ચ પ્રાણિપદાર્થોના સંબંધથી અંતઃકરણમાં જ્યારે ઉચ્ચ છાપ પડે છે ત્યારે જ સ્વભાવથી પ્રકટે છે, તેથી અંતઃકરણમાં નિરંતર ઉચ્ચ છાપને આરૂઢ રાખવી, એ જ ઉંચા પ્રકારના વિચારોને સ્ફુરાવવાની કળા છે.

અંતઃકરણમાં છાપ બે પ્રકારે પડે છે. એક બાહ્ય જગતના સંબંધથી અને બીજી આંતર જગતના સંબંધથી. બાહ્ય જગતમાં જે અસંખ્ય પ્રાણીપદાર્થોનો આપણને સંબંધ થાય છે, તેમાં કેટલાક પ્રાણીપદાર્થ ઉંચા પ્રકારના હોય છે, અને કેટલાક હલકા પ્રકારના હોય છે, તેમનો સંબંધ થવા માત્રથી જ જો આપણા અંતઃકરણમાં તેમની છાપ પડી જતી હોત તો તો દુઃખથી મુક્ત થવાનું કાર્ય ઘણું જ કઠિન થઈ પડત. પરંતુ સુભાગ્યે જે પ્રાણીપદાર્થોનો સંબંધ આપણી વૃત્તિ પ્રીતિપૂર્વક કરતી નથી, તેમની છાપ, આપણી ઇંદ્રિયનો અને તેમનો સંબંધ થયા છતાં પણ આપણા અંતઃકરણમાં પડતી નથી. આપણે છાપ પડવા દેઇએ તો જ પડે છે, અને ન પડવા દઇએ તો નથી પડતી. આમ અંતઃકરણમાં છાપ પાડવાનું આપણા જ હાથમાં રહેલું હોવાથી, હલકા વિષયોનો આપણને સંબંધ થઈ જાય ત્યારે તે સંબંધમાં આપણે પ્રીતિ ન પ્રકટાવવી, એ તે તે વિષયોના દુઃખજનક સંબંધથી બચવાનો ઉપાય છે.

આપણે મનમાં જે સૃષ્ટિ રચીએ છીએ અને તે સૃષ્ટિના અને આપણી આંતર ઇંદ્રિયોના સંબંધથી આપણા અંતઃકરણઉપર જે છાપ પડે છે, તે આંતર જગતના સંબંધથી પડેલી છાપ કહેવાય છે. જેમ બાહ્ય જગતમાં ગમે તેવા સારા નઠારા પ્રાણિપદાર્થોનો અવિવેકથી સંબંધ સેવીને મનુષ્યો અસંખ્ય દુઃખદ છાપો અંતઃકરણમાં પાડે છે, તેમ આંતર જગતમાં પણ તેઓ તેટલું જ બેદરકારપણું બતાવે છે. તેઓ મનમાં ગમે તેવી કલ્પનાઓ કરે છે, અને તેમાં મોટે ભાગે તો દુઃખની જ કલ્પના કરે છે. એક અઠવાડીયું વરસાદ મોડો આવે તો તરત દુષ્કાળની કલ્પના કરે છે. હજારો મનુષ્યોને અને પશુઓને મનોમય સૃષ્ટિમાં મરેલાં જુએ છે. પોતાના મહેલ્લામાં એકાદ મનુષ્યનું તાવથી મૃત્યુ થાય તો તરત આખા નગરમાં પ્લેગને પ્રસરવાની અને હજારોના કચ્ચરઘાણ નીકળી જવાની કલ્પના કરે છે. નાની તુચ્છ વાતને કલ્પનામાં મોટી જુએ છે, અને આ પ્રમાણે મનોમય સૃષ્ટિમાં અર્થાત્ કારણ પ્રદેશમાં, જે કાર્યને પ્રકટેલું

જોવાનું તે ઇચ્છતો નથી, તેનાં બીજકો નાંખે છે. જ્યાં સેંકડો અને હજારો મનુષ્યો આવી ક્રિયા દિવસોના દિવસો નિત્ય કર્યા કરે, ત્યાં વ્યાધિ અને વિપત્તિ ઘર કરીને રહે તેમાં આશ્ચર્ય શું છે?

બાહ્ય જગતમાં, અંતઃકરણઉપર સારી છાપ પાડે, એવા ઉત્તમ પ્રાણીપદાર્થો ન જોવામાં આવે તો મનુષ્યે આંતર જગતમાં પ્રવેશવું જોઇએ,. અને ત્યાં પોતાની કલ્પનાથી હિતનું સર્વોત્તમ ચિત્ર રચીને તેની છાપ હૃદયમાં ઉંડી પાડવી જોઇએ. આમ થતાં તે છાપને અનુકૂળ વિચારોનો પ્રવાહ વહેવા માંડશે, અને તેમ થતાં, મનુષ્ય જેવું અધિક ચિંતન કરે છે, તેવો જ તે થાય છે, એ નિયમપ્રમાણે તેનું સર્વોત્તમ હિત સધાવાનું.

આંતર જગતમાં સર્વોત્તમ હિતનાં ચિત્રો કેમ રચવાં, તે જ વિષયને યોગ, ઉપાસના, અને તત્ત્વવિચાર શીખવે છે. અંતઃકરણમાં સર્વોત્તમ છાપ પાડનાર પરમેશ્વરકરતાં ચઢીયાતી બીજી કયી વસ્તુ છે? સમગ્ર જ્ઞાન, સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર સામર્થ્ય, સમગ્ર સદ્‌ગુણો, સમગ્ર હિત, સમગ્ર સુખ, એ આદિ સર્વ જેમાં એકે કાળે એકત્ર થયાં હોય, એવું બીજું કોઇ તમે બતાવી શકશો? આવા સમગ્ર કલ્યાણના મહોદધિ પરમાત્માની ભક્તિથી, જપથી, ધારણાથી, ધ્યાનથી, કે તત્ત્વચિંતનથી, અંતઃકરણમાં સર્વ પ્રકારના પ્રયત્નથી ઉંડી છાપ પાડવાનો ઉપદેશ આપવામાં સત્શાસ્ત્રોનો કેટલો કલ્યાણકારક આશય છે, એ શું હવે આપણને નથી સ્પષ્ટ થતું? પરમેશ્વરની અંતઃકરણમાં ઉંડી છાપ પાડતાં એવી કયી ઉન્નતિ છે કે જે આપણને મળવી અશક્ય રહે? સર્વ જ ઉન્નતિ મળવી શક્ય છે, તો પછી 'બુદ્ધિમાને મને અન્નવસ્ત્ર ક્યાંથી મળશે, તેનું ચિંતન કરવાનું પ્રયોજન નથી, પણ એક ધર્મનું જ ચિંતન સર્વ પ્રકારના પ્રયત્નથી કરવું' એમ જે અનુભવી જનો વદે છે, તેમાં તેઓ શું ખોટું કહે છે?

જ્યારે અંતઃકરણમાં પરમેશ્વરની છાપ પડી રહેવાથી પરમેશ્વરની જ મૂર્તિ રમી રહે છે, ત્યારે આપણા શરીરમાં રહેલું ઉત્પાદક (સર્જનાર) બળ, પોતાને મળેલા નમુનાપ્રમાણે જ આપણને નવેસરથી ઘડવા માંડે છે. આપણા જ્ઞાનતંતુઓમાં અને આપણા મગજ વગેરેમાં જે વિદ્યુન્મય સામર્થ્ય વ્યાપી રહેલું છે, જેને આપણે જીવનતત્ત્વ, અથવા ઓજસ્ વગેરે શબ્દોથી ઓળખીએ છીએ તે જ આ ઉત્પાદક બળ છે. આ બળ આપણા અંતઃકરણમા જે વિચાર પ્રધાનપણે આરૂઢ થયેલો હોય છે, તેના ગુણધર્મજેવું પ્રથમ થાય છે, અને તે પછી આપણને સર્વાંગ તેવા કરવા માંડે છે.

પરમેશ્વર આપણા અંતઃકરણમાં આરૂઢ થતાં આ બળ પ્રથમ પોતે અંતર્ગત વિશુદ્ધ અને ઐશ્વર્યમય થાય છે. પછી તે શરીરના અણુઅણુને વિશુદ્ધ કરી મૂકે છે. પોતાને મળેલા નમુનાપ્રમાણે જ તે સાતે ધાતુઓને ઘડે છે. જો શ્રીકૃષ્ણની ત્રિભુવનમોહક મૂર્તિ હૃદયમાં આરૂઢ થઇ હોય છે, તો પગથી તે શિખાસુધી શરીરને શ્રીકૃષ્ણરૂપ કરે છે. જો શ્રીરામની મૂર્તિ હૃદયમાં દૃઢ આલેખાઇ હોય છે તો શરીર શ્રીરામરૂપ થાય છે. જેઓ પોતાને ભક્ત કહેવડાવતા હોય, છતાં જેમનાં શરીરમાં આવા સ્પષ્ટ ફેરફાર ન થયા હોય તેમનાં હૃદયમાં પોતાના ઇષ્ટની મૂર્તિ શાસ્ત્રો જે પ્રકારે વર્ણે છે, તેવી આરૂઢ નથી થઇ, એ જ સિદ્ધ થાય છે. અથવા તો પોતાના ઇષ્ટની જે મૂર્તિ તેમના હૃદયમાં આરૂઢ થઇ હશે, તે તેમનાં વિરૂપ અને નિસ્તેજ શરીરના જેવી જ વિરૂપ અને નિસ્તેજ હોવી જોઇએ.

ઇષ્ટની મૂર્તિની યથાર્થ કલ્પના જે કરી શકે છે, અને તે કલ્પનાપ્રમાણે જેના હૃદયમાં ઇષ્ટમૂર્તિ આરૂઢ થાય છે, તેનું શરીર ઇષ્ટના જેવું થાય જ છે. ધ્યાતા ધ્યેયસ્વરૂપ અંતર્બાહ્ય થવા જ જોઇએ.

મગજમાં રહેલું આ ઉત્પાદક બળ એકલા સ્થૂલ શરીરને જ ઉત્કૃષ્ટ કરીને અટકતું નથી, પણ તે ઇંદ્રિયોના સામર્થ્યને પણ તે જ પ્રમાણે વધારે છે. પોતાને મળેલો નમુનો જે પરમેશ્વર, તેમના જેવું જ તે ઇંદ્રિયોનું બળ વધારી મૂકે છે. નેત્ર અત્યંત દૂરના પદાર્થોને જોઇ શકે છે, કાન અત્યંત દૂરના શબ્દોને શ્રવણ કરી શકે છે, વગેરે.

મનમાં, બુદ્ધિમાં, ચિત્તમાં, અને અહંકારમાં પણ આ ઉત્પાદક બળ તેવા જ ફેરફાર કરે છે. તે ઈશ્વરભક્ત સત્યસંકલ્પ થાય છે. ઈશ્વરની સિદ્ધિઓ પોતાનામાં પ્રકટેલી અનુભવે છે. સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્ત્વ સ્વાતંત્ર્ય, અપ્રતિમ આનંદ વગેરે ઈશ્વરના સર્વ અંશો પોતાનામાં પ્રકટેલા હોય, એવું તેને ભાન થાય છે.

બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાય છે, એવું શ્રુતિ મેઘનાદજેવું ગર્જન કરી વદતાં છતાં, ઘણા મનુષ્યો, માણસ, ઈશ્વર થાય જ નહિ, એમ અવિચારથી કહે છે. તેનું કારણ એટલું જ છે કે તેઓએ ઉપર વર્ણેલા ઉત્પાદક બળના સ્વરૂપનો વિચાર કરેલો હોતો નથી. તેમના શરીરમાં તથા મનમાં આ બળ, તેમણે પોતાના હૃદયમાં આરૂ રાખેલા નમુનાપ્રમાણે નિત્ય ફેરફાર કર્યા જ કરે છે, તથાપિ તે પ્રતિ તેમણે કદી પણ લ નાંખેલું નહિ હોવાથી ધ્યાનથી ધ્યાતા ધ્યેયસ્વરૂપ થાય છે, એ વાર્તા તેમને સાર ભાસતી નથી.

પ્રિય વાચક ! તમે નિત્ય શાનું ચિંતન કર્યા કરો છો, અને તમારા અંતઃકરણમ પ્રધાનપણે શું આરૂઢ છે, તેનો નિવૃત્તિએ બેશી વિચાર કરજો. જેનું તમે અધિક ચિંતન કરશો, અને જેની છાપ તમે અંતઃકરણમાં અધિક ઉંડી પાડશો તેવા જ ત થશો, તેથી ગમે તેવા વિચારો નવરા બેઠા કરશો નહિ. મિત્રોમાં બેશી ગમે તેવી વાતો તડાકા મારી તેની અયોગ્ય છાપો હૃદયમાં પડવા દેશો નહિ, અને ગમે તેવી ક્રિયા મનને જોડશો નહિ. તમારે કેવા થવું છે, તેનો એક વાર શાંત ચિત્તે વિચાર કરજો, અ પછી જેવા થવું હોય તેના જ વિચાર કરજો. પ્રાતઃકાળે સ્નાન કરી પા કે અર્ધો કલાક બે કલાક આમ કરવાનું છે, એમ જાણશો નહિ, પણ જાગ્રત્ અવસ્થાના સર્વ કાળમ તમે જેવા થવા ઇચ્છો છો, તેના જ વિચારને હૃદયમાં આરૂઢ રાખવાનો છે. અને એ બીજી વાત સ્મરણમાં રાખો કે જેવા તમે થવા ઇચ્છો છો, તેથી વિરોધી વિચારનું દિમના કોઇ પણ ભાગમાં હૃદયમાં બળ જામવા ન દેશો. આમ એક અઠવાડીયું કે મા અઠવાડીયાં કરીને પલાંઠી વાળીને બેસવાનું નથી, પણ મહિનાના મહિના અને જરૂર પ તો વર્ષોનાં વર્ષ કર્યા જ કરવાનું છે. ઉત્પાદક બળે હજી સુધી ફળ કેમ ન પ્રકટાવ્યુ એ વિચાર તમારે કરવાનો નથી. ફળ પ્રકટાવવાનું કામ, તમારા કરતાં તે બહુ ઉત્તમ પ્રકારે સમજે છે. તમે તમારૂં જ કર્તવ્ય કર્યા કરો, આનંદથી અને શ્રદ્ધાથી કર્યા કરો, અને તે તેનું કર્તવ્ય કરવામાં આળસ કે પ્રમાદ કરે એમ છે જ નહિ. તે નિયમના કર્મનું નિયમ ફળ આપે છે. તેને ત્યાં ઉધાર ખાતું છે જ નહિ. તમે ફળ પ્રકટાવવાના તેના પ્રયત્નને જો શકતા નથી, માટે જ તમને અશ્રદ્ધા પ્રકટવાનો સંભવ આવે છે. જો જોઇ શકત હોત તો સત્પ્રયત્નમાં તમે કદી પણ શિથિલ પડો જ નહિ. ત્યારે અવિરત ઉત્સાહથી અને આનંદથી સત્પ્રયત્નને સેવો અને કદી પણ વિસરશો નહિ કે જેવું મનુષ્ય સૌથી અધિક ચિંતન કરે છે, તે રૂપ તે ક્રમે ક્રમે થાય જ છે.

---

## "સાધન સમારંભ" ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

રા. રા. માણેકલાલ હરગોવિંદ (પોતાના બંધુની સદ્ગતિનિમિત્ત) જરોદ રૂ. ૨-૦-૦

રા. રા. ઉદેદાસ તારાચંદ (પોતાની નાની બહેનની સદ્ગતિ નિમિત્ત) કરાંચી. રૂ. ૫-૦-૦

રા. રા. શિવશંકર છગનલાલ વકીલ. જંબુસર. રૂ. ૧-૦-૦

ચિ. અમૃતલાલ તથા ચિ. મહાલક્ષ્મીની સદ્ગતિનિમિત્ત. રૂ. ૨-૦-૦

રા. રા. બેચરલાલ રામદાસ (પોતાની ધર્મપત્નીની સદ્ગતિ નિમિત્ત) જઘડીયા રૂ. ૨-૦-૦

---

## प्रत्येक ग्राहके लक्षमां लेवा योग्य सूचना.

મહાકાલનું નવું વર્ષ આવતા કાર્તિક માસથી શરૂ થાય છે. કાર્તિક માસનો અંક વી. પી. થી મોકલી આજસુધી લવાજમ વસુલ કરવામાં આવતું હતું, પણ આ નવા વર્ષથી, તે નિયમ ફેરવ્યો છે. જેઓ મનીઓર્ડરથી લવાજમ મોકલશે તેમનાં ઉપર જ હવેથી અંકો બીડવામાં આવશે. આથી જેમને કાર્તિકનો અંક નિયમિત સમયે ન મળે તેમણે તે ન મળવાનું કારણ લવાજમ નથી મોકલ્યું એજ છે, એમ સમજી લેવું. પ્રાતઃકાલ તથા મહાકાલ બંનેના ગ્રાહકોએ ભેગું લવાજમ મોકલવાથી તેમને મનીઓર્ડરના ખર્ચમાં બચાવ થશે.

व्यवस्थापक, महाकाल, [illegible]

Registered No. B.185.




कप (पुस्तक) २०.—आश्विन कृष्ण १४. संवत् १९६४. दर्शन (अंक) १२.

श्लोकः।

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूमकलेवरस्य।
यस्येह तस्य भगवंस्तव साङ्गनस्य
रीत्या कया भवति धूलिकणे निवासः॥

અર્થઃ—હે ભગવન્! ભૂમા અર્થાત્ અતિ મહાન્ વિગ્રહવાળા આપ, જેમનું સિંહાસન રચવામાટે વિશાલ આકાશ પણ ખરે પૂરતું થયું નહિ, તે આપની માયાશક્તિસાથે શી રીતે ભૂલોકમાં ધૂળના રજકણમાં મોકળાશથી રહી શકો છો?

---

प्रसिद्ध करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

શ્રી "સત્યવિજય" પ્રેસ.—પાંચકૂવા, નવા દરવાજા—અમદાવાદ.

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# श्रीमहाकाल.

रूप (पुस्तक) २०—आश्विन. कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) १२.

॥ ॐ श्रीँ ॥

## अंतिम अभ्यर्थना.

પદ. ( મળજો વિમળ જશ રામને—એ લય. )

સદ્ગુરુદેવ ! આ પ્રણામ, લહેજો અંતરમાંહિ.
સાધકના સાચા વિરામ ! રહેજો અંતરમાંહિ.
આંકેલા જેમ વૃષભને, કોઇ ન કરતું કાંઇ,
અંતર આપ પ્રકટ થતાં, પડરિ પીડે નાહિ,—
જે ન જુએ નિજ શરીરને, ( તેથી ) બીજું શું જોવાય,
અંતરમાં નવ જોઇએ, ( તો ) બીજે કેમ લહાય;—
પ્રકટ પ્રથમ રહો અંતરે, પછી સઉ સ્થલે જણાઓ,
પરિણામે આ હુંવિષે,—પણ આપ જ દેખાઓ;—
ધ્યેય, ધ્યાન, ધ્યાતાપણું, હરી કરો તદ્રૂપ,
નિજપદ આપી શિર ધરો, વિશ્વપતિનો ખુંપ;—
ભેદપણું આ આપથી, ઉપજાવે અતિ ક્લેશ,
ભિન્નાસ્તિત્વ જતાં ન રે', સાધકસદ્ગુરુવેષ;—
એ દિન સત્વર આણજો, આપવિષે થઈ લીન,
નિજરૂપમાં રમીએ સદા, પડતાં કદી ન ભિન્ન.—

# श्रीसद्गुरु कोण होइ शके? गृहस्थ के संन्यासी?

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૦ થી )

બ્રહ્મસૂત્ર ૩-૪-૩૬ માં વિધુરાધિકરણમાં જે પુરુષો વિધુર છે એટલે દ્રવ્યાદિ સંપત્તિથી રહિત છે અને તેથી કોઇ પણ આશ્રમનો સ્વીકાર કરી શકે તેમ નહિ, હોવાથી અંતરાલવર્તી છે તેમને તત્ત્વજ્ઞાન થઇ શકે કે નહિ, તેમનો બ્રહ્મવિદ્યામાં અધિકાર છે કે નહિ, એ સંશય આણી, આશ્રમ કર્મો બ્રહ્મવિદ્યાના હેતુરૂપ છે, યજ્ઞયાગાદિ ગૃહસ્થનાં કર્મો, વેદાનુવચનાદિ બ્રહ્મચારીનાં કર્મો, તપશ્ચર્યાદિ વનીનાં કર્મો અને શમદમાદિ સંન્યાસીનાં કર્મોની બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ થવામાં અપેક્ષા છે માટે એ વિધુર તત્ત્વજ્ઞાની નહિ થઇ શકે, એવો પૂર્વપક્ષ આમ કરી શ્રીશંકરાચાર્યે સિદ્ધાન્ત જણાવ્યો છે કે अनाश्रमित्वेनान्तराले वर्तमानोऽपि विद्यायामाधिक्रियते कुतः, तद्दृष्टेः रैक्ववाचक्नवी प्रभृतीनामेवंभूतानामपि ब्रह्मवित्वश्रुत्युपलब्धेः॥ જે અનાશ્રમી છે અને તેથી મધ્યવર્તી છે તેનો પણ તત્ત્વજ્ઞાનમાં અધિકાર છે. તે અધિકાર કેવો? ઉત્તર જન્મે તત્ત્વજ્ઞાન થાય તેવો? ના, તેવો નહિ, કેમકે રૈક્વ, વાચક્નવી આદિ અનેક આ સ્થિતિમાં રહ્યા છતાં તેઓ બ્રહ્મવિદ્ તેજ જન્મમાં થયાં છે એવું શ્રુતિ ભગવતી કહે છે. આટલું જ નહિ પણ કોઇ પણ આશ્રમની પ્રતિપત્તિવિના એ કેવી રીતે બ્રહ્મવિદ્ થઇ શક્યા હશે તેની ઉપપત્તિ પણ એ જ પાદના ૩૮ મા સૂત્રમાં કરી બતાવી છે કે એ વિધુરાદિને સર્વ પુરુષો સાધી શકે તેવા, કોઇને પણ સાધતાં વિરોધ નહિ આવે એવાં જપ, ઉપવાસ, દેવતારાધનઆદિ વિશિષ્ટ ધર્મના અનુષ્ઠાનથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઇ શકે છે. એ વાત સત્ય છે કે જે આશ્રમી છે-તે જે આ સાધનો સાધે છે તો તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ વહેલી થાય છે અને આ વિધુરને સાધનસંપત્તિની ન્યૂનતાને લીધે કાંઇક વિશેષ વિલંબ લાગે છે, ( જુઓ એ જ પાદનું સૂત્ર ૩૯ ) પણ શ્રીશંકરાચાર્ય કહે છે કે એમને તત્ત્વજ્ઞાન થતું જ નથી અને જો એ સંન્યાસ લે તો જ થાય એમ માનવું એ મંદમતિની ભ્રાન્તિનો જ વિલાસ છે. આમ હોવાથી તૈત્તિરીયોપનિષદ્ભાષ્યમાં સંન્યાસાશ્રમની સિદ્ધિ કરી એમણે સર્વના સારરૂપ વચન કહ્યું છે કે सर्वेषां चाधिकारो विद्यायां परं च श्रेयः केवलाया विद्याया इयेति सिद्धम्-સર્વનો બ્રહ્મવિદ્યામાં અધિકાર છે, સર્વ તત્ત્વજ્ઞાનને પામી શકે છે પણ જે મોક્ષ છે તેનું સાધન તો માત્ર એ તત્ત્વજ્ઞાનરૂપ વિદ્યા જ છે અને એ જેને સિદ્ધ થઇ તેને કંઇ પણ મોક્ષમાટે કર્તવ્ય રહેતું નથી.

નૃસિંહસરસ્વતીતીર્થ વેદાન્તડિંડિમમાં આ સર્વ અર્થને સંક્ષેપમાં જણાવતાં કહે છે કે योगिनो भोगिनो वाऽपि त्यागिनो रोगिणोऽपि च । ज्ञानान्मोक्षो न संदेह इति वेदान्तडिंडिमः ॥ ११ ॥ જે પુરુષો યોગને સાધે છે તેમને, જેઓ પ્રારબ્ધવશાત્ આમ થતા સ્ત્રીપુત્રાદિ ભોગોને ઇશ્વરાર્પણબુદ્ધિથી ભોગવતા રહે છે તેમને, જેઓ સંન્યાસને ગ્રહણ કરે છે તેમને, જે રોગાદિથી પીડિત છે તેમને-એ સર્વને તત્ત્વજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઇ શકે છે, અને એ થતાં એ જ્ઞાનથી એમનો મોક્ષ થાય છે એ નિઃસંદેહ છે, એ વેદાન્તનો ડિંડિમ છે.

ઐતરેયોપનિષદ્ના દ્વિતીયાધ્યાયના અંતમાં तदुक्तमृषिणा એ શ્રુતિની ઉપાનિકામાં શ્રી શંકરાચાર્ય જણાવે છે કે सर्वोलोकः संसारसमुद्रे निपतितः कथंचिद्यथाश्रुत्युक्तमात्मानं विजानाति यस्यां कस्यांचिदवस्थायां तदैव मुक्तः सर्व संसारबन्धनः एतत्क्यो

भवति ॥ સર્વ પ્રાણીઓ સંસારસમુદ્રમાં જે ડુબેલા છે તે કોઇ પણ રીતે જો શ્રુતિએ પ્રતિપાદન કર્યું છે તે પ્રમાણેના તત્ત્વજ્ઞાનને **પોતે ગમે તે અવસ્થામાં** હોય તેમાં જાણે છે તો તે જ ક્ષણે સર્વ સંસારબન્ધનથી મુક્ત થઇ તે કૃતકૃત્ય થાય છે, એ સિદ્ધાન્ત, શ્રુતિ વામદેવના સર્વાત્મભાવના દૃષ્ટાન્તથી સિદ્ધ કરે છે. વામદેવને ગર્ભમાં રહ્યાં જ જ્ઞાન થયું છે તો તે સમયે કોઇ પણ આશ્રમ એમને નહોતો માટે ગમે તે દશામાં તત્ત્વજ્ઞાન થઇ શકે છે અને તે થતાં જ મોક્ષની સિદ્ધિ થાય છે એ શ્રુતિનો સિદ્ધાન્ત છે એમ શ્રીશંકરાચાર્ય અત્ર કહે છે, અને એનું સમર્થન આનંદગિરિ કરે છે કે यद्यपि गर्भे श्रवणादिज्ञानसामग्री नास्ति तथाऽपि पूर्वजन्मकृतश्रवणादिसामग्रीवशादेव प्रतिबन्धनिवृत्तौ सत्यां गर्भेऽपि ज्ञानोत्पत्तिः संभवतीति भावः ॥ યદ્યપિ તત્ત્વજ્ઞાનનાં સાધનરૂપ કર્મ, સંન્યાસ, શમાદિ સંપત્તિ અને વેદાન્તનું શ્રવણાદિ કોઇ પણ ગર્ભમાં થઇ શકે એમ નથી, છતાં તેટલા ઉપરથી કોઇ મંદમતિ માને કે કોઇને ગર્ભમાં જ્ઞાન થાય જ નહિ કેમકે તે સંન્યાસીની દશામાં નથી તો તે તેની ભ્રાન્તિમાત્ર છે કારણકે પૂર્વજન્મમાં કરેલાં શ્રવણાદિરૂપ સામગ્રીને લીધે, તે જન્મમાં જ્ઞાન થવામાં કોઇ પ્રતિબંધ આવ્યો હોય તો તે નિવૃત્ત થતાં, ગર્ભમાં પણ તત્ત્વજ્ઞાન થવું સંભવે છે એ આ શ્રુતિનો સિદ્ધાન્ત છે. બ્રહ્મસૂત્ર ૩–૪–૫૧ ના ભાષ્યમાં શ્રીશંકરાચાર્ય પોતે પણ સ્પષ્ટ કહે છે કે गर्भस्थ एव च वामदेवः प्रतिपेदे ब्रह्मभावमिति वदन्ती जन्मान्तरसंचितात् साधनादपि जन्मान्तरे विद्योत्पत्तिं दर्शयति ॥

**ભાવાર્થ:**—વામદેવને ગર્ભમાં જ જ્ઞાન થયું એમ શ્રુતિ કહે છે તેમાં વામદેવ સંન્યાસી નહોતા માટે તેને જ્ઞાન થયું નહોતું અથવા જ્ઞાન થયું હોય તો તે મોક્ષપ્રદ જ્ઞાન નહોતું એમ માનવારૂપ મૂર્ખતા શાંકરવેદાન્તને છાજે તેમ નથી પણ એ પ્રતિપાદન કરનાર શ્રુતિ સત્ય જ છે અને એ શ્રુતિ એ જ દર્શાવે છે કે એક જન્મે જ્ઞાનસામગ્રી સિદ્ધ કરી હોય તો ફરી તેની સિદ્ધિ ઉત્તર જન્મે કરવાની રહેતી નથી, પણ પ્રતિબંધક કર્મની નિવૃત્તિ થઇ રહે છે એટલે તે ઉત્તર જન્મમાં તે પુરુષ ગમે તે આશ્રમમાં હોય, ગમે તે સ્થિતિમાં હોય તોપણ ત્યાં તેને પોતાનું ફળ જે તત્ત્વજ્ઞાન તે આપે છે.

તૈત્તિરીયોપનિષદ્‌ના વાર્તિકમાં શ્રીસુરેશ્વરાચાર્ય કહે છે કે (પૃ ૭૫) मुमुक्षोस्तत्परस्यैवं श्रौतस्मार्तेषु कर्मसु । आर्षं च प्रातिभं ज्ञानमाविर्भवति मोक्षदम् ॥ १. ५. ६०. ॥ અને એ શ્લોકનો અર્થ સ્પષ્ટ કરતાં આનંદજ્ઞાન જણાવે છે કે न केवलं जपस्यैव ब्रह्मज्ञानं फलं किन्तु सर्वकर्मणामित्याह । मुमुक्षोरिति । ईश्वरार्थेषु श्रौतेषु स्मार्तेषु च कर्मसु फलाभिसंधिवर्जितस्येश्वरायेत्येवं तात्पर्येण प्रवृत्तस्य परिशुद्धबुद्धेर्मोक्षमेवापेक्षमाणस्यार्षं यथार्थं प्रातिभमुपदेशानपेक्षं मोक्षफलज्ञानमुद्भावयति । ભાવાર્થ:—ઉપર જે મંત્રામ્નાય આપ્યો છે તે મંત્રનો જપ મોક્ષની ઇચ્છાવાળાએ કર્યા કરવો. કેવલ એ જપમાત્રથી જ તેને બ્રહ્મજ્ઞાન થાય છે. એ જપથી જ ઉપદેશની અપેક્ષાવિના સ્વતઃ બ્રહ્મજ્ઞાન થાય છે એટલું જ નહિ પણ શ્રૌત તથા સ્માર્ત કર્મો જો પરમેશ્વરપ્રીતિઅર્થે કર્યા કરવામાં આવે તો મોક્ષમાત્રની ઇચ્છાવાળો પુરુષ એ પ્રકારના કર્માનુષ્ઠાનવડે જ યથાર્થ બ્રહ્મજ્ઞાનને પામે છે કે જેમાં ઉપદેશની પણ તેને અપેક્ષા રહેતી નથી, અને જે જ્ઞાન થતાં મોક્ષ તેના કરકમલમાં રમણ કરતો રહે છે. તેથી આ ઉભય યતિઓ જણાવે છે કે આ પ્રકારનું જપરૂપ સાધન તથા કર્માનુષ્ઠાનરૂપ સાધન એવું છે કે સંન્યાસાશ્રમશિવાય તે સાધકને તત્ત્વજ્ઞાન આપે છે.

સંક્ષેપશારીરકના કર્તા શ્રીસર્વજ્ઞમુનિ એ ગ્રંથમાં તત્ત્વજ્ઞાનના સાધનમાં કર્મ અને સંન્યાસ બન્નેને આવશ્યક સાધન ગણે છે કેમકે બન્ને શ્રુતિસિદ્ધ છે અને તેથી સંન્યાસના સંબંધમાં વિવિધ પ્રકારે આગ્રહયુક્ત વચનો લખીને છેવટે જણાવે છે કે આથી એમ સમજવાનું નથી કે ગૃહસ્થને તત્ત્વજ્ઞાન ન થાય; એથી એટલું જ માત્ર સમજવાનું છે કે શ્રુતિમાં સંન્યાસને પણ સાધનરૂપે વર્ણ્યો છે માટે એક વાર સંન્યાસનો સ્વીકાર કરવો જોઈએ. તે પૂર્વ જન્મમાં થયો હોય તો પછી આ જન્મમાં તેને સ્વીકારવા આવશ્યકતા નથી. તેથી જે ગૃહસ્થાદિને આ જન્મમાં તત્ત્વજ્ઞાન થયું છે તેમણે પૂર્વે સંન્યાસ લીધો હશે એવી કલ્પના કરવી પણ ગૃહસ્થને તત્ત્વજ્ઞાન થતું નથી એવું મંદમતિનું મત સ્વીકારવું નહિ. આ અર્થને સ્પષ્ટ કરતાં એઓ જણાવે છે કે—

> जन्मान्तरेषु यदि साधनजातमासीत्
> संन्यासपूर्वकमिदं श्रवणादिरूपम् ।
> विद्यामवाप्स्यति जनः सकलोऽपि यत्र
> तत्राश्रमादिषु वसन्ननिवार्यतामः ॥ ३. ३६० ॥

**ભાવાર્થઃ**—જો પૂર્વજન્મોમાં આ બ્રહ્મનિષ્ઠાસહિત શ્રવણાદિરૂપ સાધનોનો સંન્યાસાશ્રમમાં સ્થિતિપૂર્વક અભ્યાસ કરવામાં આવ્યો હોય તો પછી એ સર્વ મનુષ્યો ગમે તે આશ્રમમાં હાલ પ્રતીત થતા હોય છતાં તેમને તત્ત્વજ્ઞાન થઈ શકે છે અને તેની અમારાથી ના કહેવાય એમ નથી. અમે જે માત્ર કહીએ છીએ તે એ જ કે એક વાર આ સર્વ સાધનોનો યથાવિધિ અભ્યાસ થઇ જવો જોઇએ. એ થયા પછી ગમે તે આશ્રમીઓ બ્રહ્મનિષ્ઠ થઈ શકે છે એટલું જ નહિ પણ તે એ ભૂમિકાથી આગળ જઈ બ્રહ્મવિદ્‌ થઇ રહે છે. આ શ્લોકની ઉત્થાનિકામાં મધુસૂદન સરસ્વતી એ જ જણાવે છે કે શ્રીજનક આદિ વિવિધ મહાત્માઓ ગૃહસ્થાશ્રમમાં જ રહેલા છે, છતાં તેમને તત્ત્વજ્ઞાનનો ઉદય કેવી રીતે થયો છે? જો સંન્યાસ બ્રહ્મજ્ઞાનના પરિપાકના સાધનરૂપ હોય તો એમને તેમ નહિ થવું જોઇએ. આ શંકાનો, આ પૂર્વપક્ષનો, ઉત્તર આ શ્લોકથી આપ્યો છે કે એ સર્વને જ્ઞાન થવામાં લેશ પણ પ્રતિબંધ નથી. શ્રુતિને ચરિતાર્થ કરવા એમણે પૂર્વ જન્મમાં સંન્યાસ લીધો હશે, એ કલ્પના કરવી બસ છે. હાલના નાદાન વેદાન્તીઓની દલીલ અને આ સિદ્ધાન્તગ્રંથકારોનાં વચનમાં કેટલો ભેદ છે એ સુજ્ઞને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

સિદ્ધાન્તલેશસંગ્રહમાં જેઓ સંન્યાસને અદૃષ્ટદ્વારા જ્ઞાનના હેતુરૂપ માને છે તેઓ સંન્યાસને અનિવાર્ય સાધન ગણે છે, એ જણાવી તેમનો સિદ્ધાન્ત આપતાં પણ જણાવ્યું છે કે येषां तु गृहस्थानामेव सतां जनकादीनां विद्या विद्यते तेषां पूर्वजन्मनि संन्यासाद् विद्याप्राप्तिः ॥ જે શ્રીજનક આદિ ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં બ્રહ્મજ્ઞાનને પામ્યા છે તેમણે પૂર્વે કોઈ જન્મમાં સંન્યાસ લીધો હશે અને તેથી આ જન્મે તેમને ગૃહસ્થદશામાં તત્ત્વજ્ઞાન થયું છે. સંન્યાસના સંબંધમાં જે આગ્રહયુક્ત વચનો શાંકરવેદાન્તને સ્વીકારનાર આપે છે તે સર્વ વચનો, આ રીતે, ગૃહસ્થાદિને તત્ત્વજ્ઞાનનો અધિકાર લઇ લેનાર નથી, ગૃહસ્થાદિ બ્રહ્મનિષ્ઠ નહિ હોય, બ્રહ્મવિદ્‌ નહિ હોય એમ કહેનાર નથી, પણ માત્ર પૂર્વજન્મમાં સંન્યાસ લીધાના સૂચક માત્ર છે તે આથી સ્પષ્ટ થાય છે.

આ વિષયમાં જોઈએ એનો પ્રસંગ પામનાર શાંકરવેદાન્તનો ગ્રંથ તે જીવન્મુક્તિવિવેક

છે. એ ગ્રંથમાં (પૃ. ૨, ૩) શ્રીવિદ્યારણ્યસ્વામીએ આ વિવિદિષા સંન્યાસનું સ્વરૂપ આદિ સર્વ પ્રકારતાં જણાવ્યું છે કે इह जन्मनि जन्मान्तरे वा सम्यगनुष्ठितैर्वेदानुवचनादिभिरुत्पन्नया विविदिषया संपादितत्वादयं विविदिषासंन्यास इत्यभिधीयते ॥ अयं च वेदनहेतुः संन्यासो द्विविधः, जन्मापादककाम्यकर्मादि त्यागमात्रात्मकः, प्रैषोच्चारणपूर्वक दण्डधारणाद्याश्रमरूपश्चेति ॥ આ જન્મમાં અથવા પૂર્વ જન્મમાં સારી રીતે અનુષ્ઠાન કરાયેલાં વેદાધ્યયન, યજ્ઞ, તપશ્ચરણ આદિવડે ઉત્પન્ન થતી બ્રહ્મજ્ઞાનની તીવ્ર ઇચ્છારૂપ વિવિદિષાવડે આ સંન્યાસ કરાય છે, માટે એ વિવિદિષાસંન્યાસ કહેવાય છે. અને એ તત્ત્વજ્ઞાનના હેતુરૂપ, તત્ત્વજ્ઞાનમાટે આવશ્યક સંન્યાસ તે બે પ્રકારનો છેઃ (૧) ઉત્તર જન્મને આપનાર કામ્યકર્મ આદિ કર્મોનો ત્યાગ અને (૨) પ્રૈષોચ્ચારપૂર્વક દંડધારણાદિસહિત ચતુર્થાશ્રમનો સ્વીકાર. આ બંનેમાંથી ગમે તે પ્રકારે સંન્યાસ લેવામાં આવે તો ચાલે છે, બંને પ્રકારે સર્વએ લેવો જોઇએ એ આવશ્યક નથી. આ અર્થને સ્પષ્ટ કરવા એ જ પ્રસંગમાં એ જ ગ્રંથકાર જણાવે છે કેઃ—

ब्रह्मचारिगृहस्थवानप्रस्थानां केन चिन्निमित्तेन संन्यासाश्रम स्वीकारे प्रतिबन्धे सति स्वाश्रमधर्मेष्वनुष्ठेय मानेषु अपि वेदनार्थो मानसः कर्मादित्यागो न विरुध्यते॥ श्रुतिस्मृतीहासपुराणेषु लोके च तादृशां तत्त्वविदां बहूनामुपलम्भात् ॥

ભાવાર્થઃ—બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ આશ્રમમાં રહેનારામાં જેમનાથી કોઈ કારણને લઇને સંન્યાસાશ્રમનો સ્વીકાર કરી શકાય તેમ નહિ હોય તો તેમને શું જ્ઞાન થતું નથી? તેમણે કર્મો કર્યા કરી બ્રહ્મજ્ઞાનની આશા રાખવી મિથ્યા છે? ના, નહિ જ. તેઓ પોતાના આશ્રમધર્મને ઈશ્વરાર્પણબુદ્ધિથી અનુષ્ઠાન કર્યા કરે, છતાં કર્મોનો તેઓ માનસત્યાગ કરે તો તેમાં કોઇ રીતે શાસ્ત્રનો બાધ નથી, તેઓ કોઇ રીતે તત્ત્વજ્ઞાનમાટે કર્મત્યાગ કરવાથી પ્રત્યવાયી થતા નથી, તેમને એ આશ્રમમાં રહે જ બ્રહ્મસંસ્થા પ્રાપ્ત થાય છે, એટલું જ નહિ પણ એના ફલરૂપ બ્રહ્મવિદ્‌ સ્થિતિને તેઓ એ જ આશ્રમમાં રહ્યા પામે છે. કેમકે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણો જોતાં અને લોકમાં આ પ્રકારના સાધનથી, બાહ્ય સંન્યાસ લીધાવિના હજારો મહાપુરુષો તત્ત્વવિદ્‌ થયેલા દેખાય છે.

આ વાક્યથી પ્રસ્તુત સંન્યાસના સંબંધમાં, છેક અંધ હોય તેમને પણ જણાય એવી સ્પષ્ટ રીતે એમણે પ્રકાશ કર્યો છે અને ડિંડિમ વગાડી જણાવ્યું છે કે બ્રહ્મનિષ્ઠામાટે, તત્ત્વજ્ઞાનમાટે આશ્રમરૂપ સંન્યાસની આવશ્યકતા નથી જ. જે આવશ્યકતા છે તે માત્ર કર્માદિના ત્યાગની જ અને તે સર્વ આશ્રમીઓ કરી શકે છે. કોઇપણ સ્ત્રી કે પુરુષ બ્રહ્મજ્ઞાનમાટે કર્મત્યાગ કરે તેમાં પ્રત્યવાયી થતો જ નથી, 'પ્રત્યવાયી થાય છે તથા તેથી એ કર્મત્યાગ ન કરવો અને સંન્યાસાશ્રમ જ સ્વીકારવો જોઇએ' એક એમ કહેનાર મૂઢબુદ્ધિ જ છે; એટલું જ નહિ પણ કોઇ કોઇ ઉદ્ધત દુર્જનો એવું જણાવવા સાહસ કરે છે કે પૂર્વે જનક આદિ મહાત્માઓ થઇ ગયા તે થઇ ગયા પણ હાલ એવો કોણ ગૃહસ્થ છે કે જે બ્રહ્મજ્ઞાનવાળો કહેવાય, (અર્થાત્ જાણે પૂર્વે સ્વર્ગમાં ચઢવાની સીડીઓ હતી અને હવે તે લઇ લેવાઈ છે અને હવે સ્વર્ગનાં દ્વાર બંધ થઇ ગયાં છે, ). તે ઉદ્ધત દુર્જનને આ વાક્યથી શાસન કરવામાં આવ્યું છે કે શ્રુતિસ્મૃતિમાં જ એવા બ્રહ્મવિદ્‌ મહાત્માઓ ગૃહસ્થદશામાં થઇ ગયા છે એટલું જ નહિ પણ હાલ પણ લોકમાં અનેક પુરુષો આ રીતે બ્રહ્મવિદ્‌ થયેલા પ્રત્યક્ષ ઉપ-

લભ્ય થાય છે. આમ કહી આ ઉદ્ધત દુર્જનના ધૂર્તપ્રલાપોને રહેવાનો એક તસુજેટલો પણ અવકાશ ન રહે એવી વ્યવસ્થા એમણે કરી મૂકી છે.

વળી 'શ્રીકું ઠાકર સુમેં મું લગાયા હૈ' એવું કહેનાર ભાગવતના અભ્યાસીના જેટલું વેદાન્તશાસ્ત્રના જ્ઞાનવાળા કોઇ કોઇ મંદમતિઓ અણસમજથી એવો બરાડો પાડે કે, જો આ પ્રમાણે માનસ કર્મત્યાગ ચાલતો હોય તો પછી શ્રુતિમાં સંન્યાસાશ્રમનું વિધાન કરનાર વિધિવાક્ય નિરવકાશ અને નિરર્થક થઇ જશે તેમને પણ સંન્યાસાશ્રમના સંબંધનું મર્મ સમજવું છે કે આમ માનસ કર્મત્યાગ કરવાથી એ વિધિવાક્યો નિરવકાશ પણ થતાં નથી અને નિરર્થક પણ થતાં નથી. શાસ્ત્રીય સંન્યાસ જ તત્ત્વજ્ઞાનના એક સાધનરૂપ શ્રુતિ કહે છે અને તે સંન્યાસ બજારમાંથી પૈસાનો ગેરૂ લાવી તેમાં કપડાં રંગી પહેરવાથી સિદ્ધ થતો નથી, પણ શાસ્ત્રીય રીતે જ એ સંન્યાસ લેવાય છે તો જ સાર્થક છે. શાસ્ત્રીય રીતે એ સંન્યાસ અધિકારી જ લઈ શકે છે અને સર્વ એ સંન્યાસ ગ્રહણ કરી શકતા નથી. અધિકારી પણ શાસ્ત્ર અનુજ્ઞા આપે ત્યારે જ એને ગ્રહણ કરી શકે છે અને અનુજ્ઞા શાસ્ત્ર નહિ આપે ત્યારે ગ્રહણ કરી શકતો નથી. જો અનુજ્ઞાવિના ગ્રહણ કરે છે તો એના ફળથી લોભાયેલો એ મૂર્ખ પાતકી થઈ અધઃપતનને જ માત્ર પામે છે.

( અપૂર્ણ.)

---

## विषयलुब्ध जीवने उपालंभपूर्वक हितोपदेश.

પદ. ( હો જીવડા, જાગીને જોતાં જગ ખોટું રે જી, એ લય ).

હો જીવડા ! ચાતુરી ભુલે પડી તારી રે જી.
જન્મ ધર્યો આ તારો સફળ થયો ના ભાઈ, બાજી તું બેઠો બધી હારી રે,
હો જીવડા૦
બાંધ્યા તે બંગલા ને બાંધી હવેલીઓ ને ગાડીઘોડે નિત્ય ફરીયોરે જી,
ચાર દિવસકેરૂં ચાંદરણું એ છે, મૃત્યુથી જો તું ના ઉગરીઓ રે, હો જીવડા૦
રસનાએ મિષ્ટ કટુ ખાટા અને ખારા, રસ આ ગ્રહી ગ્રહી તું રાચેરે જી,
મૃત્યુના મુખમાં પ્રતિક્ષણ વહ્યો જાતો તોએ, ગાંડા શું થેઇ થેઈ નાચે રે, હો૦
પહેર્યુંને ઓઢ્યું તારૂં, ખાધું ને પીધું સઘળું, કામમાં નહિ ત્યારે આવેરે જી,
પકડીને ટોટો તારો, યમતણા દૂતો જ્યારે, યમપતિનિકટે તને લાવે રે, હો૦
ગર્ભથી પ્રસંગ્યો ત્યાંથી આજ દિવસસુધી, કહે શું કર્યું તે કામ રૂડું રે જી,
કરવાનું નેવે મુકી, કીધું તેં ન કરવાનું, તોએ શું ગર્વે આમ ઉડું રે, હો૦
ધનઅર્થ ધુમ્યો, ધુમ્યો સ્ત્રીસુતસત્તાઅર્થ, ધુમ્યો તું મિથ્યા દશ્યકાજેરે જી,
નિત્યસુખદાતા સ્વરૂપ શ્રમ ન કીધો તેં, બેઠો તું ભવમાં કાચે જહાજે રે, હો૦
શમદમઆદિ સાચા મણિને ઉવેખી તેં, કામાદિ કાચ સદા વહોર્યારે જી,
નરિસ્સે તનમન પોષ્યાં ન, ઉદરે,–નિષિદ્ધ પદાર્થોને ઓર્યા રે, હો જીવડા૦

ડહાપણનો દરીઓ થઇ થઇ ફરે ભલે જ્યાં ત્યાં તું, સૂઝતા તારે રોમે રોમેરે જી,
વિષ્ઠાના ઉંડા કુંડ જાણુ તું કુવ્યો, માને તું ભ્રમથી ઉડું વ્યોમે રે, હો૦
સમજીશ હજીએ તો થયું નથી મોડું, ખેલ ન છેક હજી કથળ્યોરે જી,
નરહરિનાથચરણો ભજ શુદ્ધ પ્રેમે, છોડીને આ શ્રમ ગાંડો સઘળો રે હો૦

# ગ્રહો તથા રાશિઓની મનુષ્યના જીવનપર થતી અસર.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૧૩થી)

આળસ, સ્વાર્થબુદ્ધિ, ઈર્ષ્યા, અહંકાર, અને બીજાઓના આગળ આડંબર બતાવવાને માટે તથા પૈસાને માટે જ પૈસાનો લોભ, એ કર્કરાશિમાં જન્મેલા મનુષ્યોના દોષો છે. પોતાના દોષોનો જય નહિ કરનારી કર્કરાશિની સ્ત્રી સુંદર વસ્ત્ર, ઘરેણાં તથા હીરામોતીના દાગીનામાટે ગાંડી તુર બની જાય છે, અને તેમને પ્રાપ્ત કરવાને માટે ન કરવાનાં કામ કરી બેસે છે. આ સ્ત્રીઓને ઝગઝગતા હીરારત્નજડિત અલંકારો પહેરીને લોકોમાં ફરવાહરવાનો પારવિનાનો મોહ હોય છે.

આ રાશિમાં જન્મેલાં સ્ત્રીપુરુષોને કીર્તિનો ભારે લોભ હોય છે. વર્તમાનપત્રોમાં તેઓનાં નામ છપાયલાં જોવાની તથા જનસમુદાયનાં વખાણ સાંભળવાની તેમને અત્યંત ઇચ્છા હોય છે. તેઓ હમેશાં તેને માટે પ્રયત્ન કરતાં જ રહે છે. ખુશામત અને વખાણ તેમને ઘણાં જ ગમે છે, અને લોકોમાં તેમની નામના થતી હોય તો પૈસા કે જે કંઈ આપવું પડે તે આપતાં વાર લગાડતાં નથી. આથી, તેઓના આ દોષને જાણનાર પ્રપંચી મનુષ્યો તેમના ઉપર નિત્ય ફાવી જાય છે, અને તેમની પાસેથી પોતાનું કામ કઢાવી લે છે.

કર્કરાશિનાં સ્ત્રી તથા પુરુષો અને અસ્થિર વૃત્તિનાં તથા લાલચીયાં હોય છે. તેઓનો ગૃહસ્થાશ્રમ ક્વચિત્ જ સુખદ નીવડે છે. સ્ત્રીઓ પુરુષોકરતાં અત્યંત ચલિત મનવાળી હોય છે. આશ્ચર્યજેવું એ છે કે આ રાશિનાં મનુષ્યો પોતે જાતે અસ્થિર, અદૃઢ, અને વ્યભિચારવૃત્તિવાળા હોવા છતાં, બીજાઓને તેઓ દૃઢ અને અવ્યભિચારવૃત્તિવાળા જોવાનો અત્યંત આગ્રહ દર્શાવે છે.

તેઓ વારંવાર સત્યની સાક્ષાત્ મૂર્તિ હોવાનો દાવો કરે છે, અને તો પણ પોતે ઘણું જુઠાણું ચલાવે છે. બારે રાશિઓમાં એકલી કર્કરાશિ જ એવી છે કે જેનો અધિપતિ ચંદ્ર છે; અને આ રાશિમાં જન્મેલાં મનુષ્યોનો અસ્થિર સ્વભાવ હોવામાં આ રાશિનો અધિપતિ ચંદ્ર છે, એ જ કારણ છે.

આ સઘળું છતાં એવો એકે દોષ અને અપલક્ષણ નથી કે જેનો ખરા મનથી પ્રયત્ન કરવામાં આવતાં નાશ ન થાય. આ રાશિનાં મનુષ્યોમાં નવું નવું જાણવાની ભારે યોગ્યતા હોય છે, અને તેથી જો તેઓ તત્ત્વજ્ઞાન, અને ગુપ્ત વિદ્યાઓના અભ્યાસમાં જોડાય તો તેઓનું મનોબળ વધતાં તેઓ દૃઢ મનના થાય, તેમની બુદ્ધિ શુદ્ધ અને સ્થિર થાય, અને આમ થતાં તેઓનું જ્ઞાન અને અનુભવ વધતાં તેઓ નિર્દોષ થાય એટલું જ નહિ, પણ ઉંચી ઉંચી શક્તિઓને પ્રાપ્ત કરી આ જગતમાં સર્વોત્તમ ઉન્નતિમાં સ્થિર થઇ રહે. વસ્ત્ર, સુવર્ણના અલંકાર અને હીરામોતીનાં ભૂષણોમાં મોહવાળી આ રાશિની સ્ત્રીઓએ તેમનો મોહ

લગ્નને આંતર ઉચ્ચ ગુણોને કેળવવાતરફ ધ્યાન આપવું. બહારના ઠાઠમાઠઉપર તેઓએ પુઠ ફેરવવી. તેઓએ પાતિવ્રત્ય, શુદ્ધ નિદ્રા, અને સઘળી બાબતમાં વિશિષ્ટતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો. આ રાશિનાં મનુષ્યોએ ખાલી દમામ વધારીને લોકોના હાસ્યના પાત્ર થવું નહિ. તેઓએ મિથ્યા અભિમાનથી અંધ ન થવું, પણ બીજા જે દૃષ્ટિથી તેમને જોતા હોય તે દૃષ્ટિથી તેમણે પોતાને જોવા તેઓએ પોતાની જીભઉપર અંકુશ રાખવો, અને બીજાઓના વિચારને અને અભિપ્રાયને માન આપવું; અને તેમાં ભૂલ જણાય તો પણ તે પ્રતિ ઉપેક્ષાબુદ્ધિ કરવી.

આ રાશિમાં જન્મેલાં મનુષ્યોને મંદાગ્નિના અને એવા જ બીજા જહરના વ્યાધિઓ થવાનો સંભવ હોય છે. આ અને એવા જ બીજા સર્વ પ્રકારના વ્યાધિ પોતાના નિરામય આત્માનું ધ્યાન ધરવાથી, અને આત્મા એ જ હું છું, એવું વૃત્તિમાં ભાન રાખવાથ કેવળ મટી જાય છે.

લગ્ન કરવામાટે આ રાશિનાં મનુષ્યોએ ઉતાવળ કરવી નહિ. બાળપણમાં તેમણે કદી પણ લગ્ન કરવું નહિ. જેઓનો સ્વભાવ અત્યંત અસ્થિર હોય તેમણે લગ્ન કર્યાં પૂર્વે તે સ્વભાવનો જય કરવો જોઇએ. આ રાશિની સ્ત્રીઓએ બને ત્યાં સુધી લગ્ન ન કરવું, એ જ તેમને માટે હિતકર છે. જ્યારે આ રાશિનાં મનુષ્યોનાં લગ્નનો પરિણામ દુઃખદ આવે છે ત્યારે તેઓ અત્યંત ભયંકર મનુષ્યો થાય છે. તે સમયે તેઓ તેમનાં અત્યંત નિકટનાં અને અત્યંત પ્રિય મનુષ્યોની સલાહઉપર પણ કિંચિત્ પણ ધ્યાન આપતા નથી. તેઓ પ્રતિકૂળ લગ્નની બેડીમાં જકડાઇ રહેવાનું કશું પણ કારણ જોતા નથી, અને તેથી જે તે રીતે તે બંધનમાંથી છૂટવાનો પ્રયત્ન કરે છે.

આ રાશિનાં મનુષ્યો જો પોતાના ગુણદોષનો યથાર્થ અભ્યાસ કરે છે, અને પોતાના દોષોઉપર અંકુશ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય કેળવે છે તો જ તેઓનો ગૃહસ્થાશ્રમ સુખમય થવાનો સંભવ આવે છે. પરંતુ અવિવાહિત રહેવાથી જ તેઓ ખરેખરા પ્રકાશી નીકળે છે.

આ રાશિનાં બાળકોની અસતિ કાળજી લેવી જોઇએ. છેક નાનપણમાંથી જ તેમને કેળવવાનો આરંભ કરવો જોઇએ. તેઓ અત્યંત લાગણીવાળાં સ્વભાવનાં હોવાથી તેમને વશમાં રાખવાં બહુ કઠિન પડે છે; એમ છતાં જો તેમની સાથે માયાળુપણું વર્તન ચલાવવામાં આવ્યું હોય છે તો તેઓ ઘણાં કૃતજ્ઞ અને નમ્ર નીવડે છે. દુઃખથી ભરેલા અને શોકવાળા પ્રસંગો તેમની નજરે પાડવા નહિ, તેમ જ દુઃખી મનુષ્યોના સંબંધમાં થોડો પણ સમય તેમને ગાળવા દેવો નહિ. તેઓને સ્મશાનમાં કદી લેઇ જવાં નહિ. કારણ કે આવાં સ્થળોના દેખાવ તેમના મનઉપર બહુ જ અસર કરે છે. જે જે સુંદર અને સુખપ્રદ હોય તેમના પ્રતિ જ તેમનું ધ્યાન વાળવું જોઇએ. અને તેમના જ ચિંતનમાં તેમને યોજવાં જોઇએ.

તેઓ સુંદર પોશાકનાં ઘણાં શોખી હોય છે. માબાપ ગમે તેવી સ્થિતિનાં હોય તો પણ તેમને હમેશાં સારાં વસ્ત્ર પહેરાવવાં જોઇએ. કન્યાને હદઉપરાંત ભભકાદાર વસ્ત્રો પહેરાવવાથી પ્રસંગે તેનું આખું જીવન ધૂળ મળી જાય છે. જે તે પ્રકારે આ રાશિનાં બાળકોને નમ્ર અને શાંત સ્વભાવનાં કરવાની બહુ જ જરૂર છે. દરરોજ દિવસમાં ત્રણ અથવા ચાર વાર તેમને ઓછામાં ઓછી પાંચ મિનિટ પણ શરીર અને મનના સર્વ વ્યાપારો ઢીલાકરીને પૂર્ણ શાંતિથી બેસી રહેવાનો અભ્યાસ કરીને અભ્યાસ પડાવવો જોઇએ; અને આ અભ્યાસ ઉત્તમ પ્રકારે સિદ્ધ થવા માટે તેમને સંધ્યા, ધ્યાન અથવા જપ કરતાં શીખ-

આ રાશિનાં બાળકોને ગાયન સાંભળવા દેવું, એ હિતકર છે. તેમને દિવસે અથવા રાત્રે એકલાં જ સુવાડવાં. માતાએ, પિતાએ, અથવા ઉછેરનાર મનુષ્યે તેમને પડખામાં વળગાડીને સુવાડવાથી તેમના શરીરની યોગ્ય પ્રકારે વૃદ્ધિ થતી નથી. પરસ્પરના શરીરને અડીને સુવાથી ઉત્પન્ન થતા વિદ્યુન્મય પ્રવાહ ત્રાસજનક, ઉત્તેજક, અને જ્ઞાનતંતુના વ્યૂહમાં ઘણી જ નિર્બળતા આણનાર હોય છે. કોઇ પણ રાશિના બાલકે વૃદ્ધ મનુષ્યોના ભેગા નહિ સુઇ રહેવું જોઇએ, પણ કર્ક રાશિના બાળકે તો ખાસ કરીને નહિ સુવું જોઇએ, કારણ કે તે તેને દુર્બળ અને વ્યાધિગ્રસ્ત કરનાર છે. વળી આ રાશિનાં બાળકોને અજાણ્યા માણસોને છાતીસાથે કદી પણ લાડથી દાબવા ન દેવાં જોઇએ, તેમ જ તેમને ચુંબન પણ ન કરવા દેવું જોઇએ.

માબાપોએ અને વડિલોએ આ રાશિનાં બાળકોને જીવનના નિયમોથી સર્વ પ્રયત્નવડે જાણીતાં કરવાં જોઇએ. ખોટી સભ્યતા ધારણ કરીને સ્ત્રીપુરુષના સંબંધના નિયમોથી તેમને અજાણ્યા રાખવાં, એ તેમને મોટામાં મોટી હાનિને કરનાર છે. તેમને સારો અને પથ્ય આહાર આપવાઉપર પણ ખાસ ધ્યાન આપવું. વળી તેઓને સારી પેઠે ઉંઘવા તથા વિશ્રાંતિ લેવા દેવાં જોઇએ.

જ્યારે શાંત સ્વભાવનાં અને પ્રેમાળ માતાપિતા અથવા વડિલોથી આ રાશિનાં બાળકોની યોગ્ય પ્રકારે સંભાળ લેવામાં આવે છે, ત્યારે તેઓ બહુ બળવાન, ઉપયોગી અને યશસ્વી મનુષ્યો નીવડે છે.

આ રાશિનો સ્વામી ચંદ્ર છે. તેનાં રત્ન લીલમ (મરકત) અને કાળો ગોમેદ છે. લીલો અને રાતો ભુરો, એ તેના રંગો છે.

## કર્ક રાશિમાં જન્મેલાં મનુષ્યોને હિતકર બોધ.

તમારા સ્વભાવમાં રહેલી વ્યગ્રતાનો અને પોચકાપણાનો જય કરવાની તમારે અત્યંત અગત્ય છે. પ્રવાસનો તમને શોખ હોવાથી તમે એવા ઉદ્યોગો પસંદ કરજો કે જેમાં તમારે બહાર ફરવાનું બહુ આવે. પ્રવાસનાં, ઇતિહાસનાં, અને જીવનચરિત્રોનાં ઉત્તમ પુસ્તકો વાંચી જગતસંબંધી તમારા જ્ઞાનમાં વૃદ્ધિ કરજો. આત્મસ્તુતિનાં કદી બણગાં ફુંકશો નહિ. જે કરવા ધાર્યું હોય, તેને વાણીવડે પ્રકાશ ન કરતાં, પ્રયત્નવડે કરવા જ માંડજો. બીજાઓના જેવાં મહત્વનાં કામ તમારાથી ન થઇ શકે તો નિરુત્સાહ ન થશો. શાંત અને ધૈર્યવાળા થવાથી સમય જતાં તમે પણ તેવાં જ કામ કરી શકશો. એક જ ધંધાને આગ્રહથી વળગી રહેજો. એક કામ ઝાલી તેને પડતું મુકી બીજાને, બીજું પડતું મુકી ત્રીજાને, એમ કરશો નહિ. અસત્ય કદી બોલતા નહિ. સર્વદા સત્ય બોલનારા અને પ્રમાણિક થજો. આત્મબળમાં અપૂર્વ શ્રદ્ધા ધરજો. એથી તમે નિરંતર આગળ અને આગળ વધ્યા જ જશો. આળસ, સ્વાર્થ, અહંકાર, ઇર્ષ્યા, અને અપ્રમાણિકતાને તમારા ઉપર કદી પણ ફાવવા દેશો નહિ. તમારે સુંદર વસ્ત્ર પહેરવાં હોય તો પહેરજો, પણ દેવું કરીને કદી નહિ. એક પાઇનું પણ ખરચ કરો તો પણ તે પાઇ તમારી પોતાની કમાણીની હોવી જોઇએ. ખુશામતથી કદી રાજી થતા ના. ચંચળ મનના અથવા વ્યભિચારી થશો નહિ. પ્રતિક્ષણે વધારે અને વધારે ઉચ્ચ થવાની તીવ્ર ઇચ્છા ધર્યા કરજો. માનસ શાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રનો પરિશ્રમ લેઇ અભ્યાસ કરજો. પરમેશ્વરની પાસે સદ્બુદ્ધિની અને તમને નિરંતર સન્માર્ગમાં દોરે, એવી યાચના કરજો. આવી પ્રાર્થના પરમેશ્વર સર્વદા શ્રવણ કરે છે.

### મિથુન અને કર્કરાશિમાં જન્મેલાં મનુષ્યોનો સંધિસમય.

કર્કરાશિ જ્યુનની ૨૧ મીએ બેસે છે, અને તેની પૂરે પૂરી અસર થતાં ૭ દિવસ લાગે છે, તેથી આ ૭ દિવસમાં એટલે ૨૧ મી જ્યુનથી ર૭ મી જ્યુનસુધીમાં જેમનો જન્મ થાય છે તેમનો જન્મ મિથુન અને કર્કરાશિના સંધિસમયમાં થયેલો ગણાય છે. આ સંધિસમયમાં જન્મેલાં મનુષ્યોની બાળપણમાં અત્યંત સંભાળ લેવાની જરૂર છે. એકલાં મિથુન રાશિમાં કે એકલાં કર્કરાશિમાં જન્મેલાં બાળકોની જ્યારે અત્યંત સંભાળ રાખવાની હોય છે ત્યારે આ બંને રાશિના સંધિમાં જન્મેલાં બાળકોની કેટલી અધિક રાખવી જોઇએ, એ સહજ સમજાય તેવું છે. મિથુનરાશિ સ્વેચ્છાપ્રમાણે ગગનમાં ઉડે છે, ત્યારે કર્કરાશિ સ્વેચ્છાપ્રમાણે જળમાં તરે છે. આ સંધિસમયમાં જન્મેલાં મનુષ્યો આપમતીયાં અને સ્વચ્છંદી હોય છે, પરંતુ જો તેમને તેમની મરજીપ્રમાણે વર્તવા દેવામાં આવે છે તો તેઓ બહુ ઉત્તમ મિત્રો તથા પાડોશીઓ નીવડે છે. આ સંધિસમયમાં જન્મેલી સ્ત્રીઓ ઘણીવાર નખરાંબાજ, અને વિશ્વાસઘાતી હોય છે. લગ્નનું બંધન તેઓએ વિકારને વશ વર્તાને સ્વીકાર્યું હોય છે, અને ગમે ત્યારે તેઓ તેથી મુક્ત થાય છે. પોતાનાં સંતાનોઉપર તેમને અમર્યાદ પ્રેમ હોય છે, અને પતિપત્નીને છૂટાછેડા થવાનો પ્રસંગ આવતાં તેમના સ્વામિત્વને માટે છેક જતા સુધી લડે છે. પુરુષોને મોજમજા ઘણી ગમે છે, અને તેને માટે ધંધાનો કે ઘરનો ભોગ આપતાં પાછું વાળીને જોતા નથી. જગતમાં જે જે રંગીલાં અને વિલાસી મનુષ્યો જોવામાં આવે છે, તે આ સંધિસમયમાં જન્મેલાં હોય છે. તે ઓને ઠાઠમાઠ બહુજ ગમે છે. તેઓનામાં કંઇક એવો આકર્ષક ગુણ રહ્યો હોય છે કે સઘળું તેમના પ્રતિ આકર્ષાઇ આવે છે. જો તેઓને પોતાના ધંધામાં ખોટ આવે છે, તો ગમે તે કોઇ તેમની વ્હારે ચઢી આવે છે, અને તેમને નવેસરથી પોતાનો ઉદ્યોગ શરૂ કરવાની સગવડ કરી આપે છે; અને આ વ્હારે ચઢી આવનાર ઘણું કરીને કોઇ સ્ત્રી હોય છે. જો સ્ત્રીને તેવી જ વિપત્તિ આવે છે, તો કોઇ પુરુષ તેની વ્હારે ચઢી આવે છે. મિથુન રાશિની ઇંદ્રિયલોલુપતા અને કર્કરાશિની વિષયસુખાસક્તિ એ બંનેના સંયોગથી ઉત્પન્ન થયેલા મનોવિકારનો જય કરવાનું કામ ઘણું કઠિન છે. તેઓ તેજસ્વી બુદ્ધિવાળા હોય છે, અને તેમનામાં રહેલી ચમત્કારિક આકર્ષક શક્તિવડે તેઓ હમેશાં દીપી નીકળે છે. તેઓ છટાબંધ વાત કરનારા તથા વાંચનારા હોય છે, પરંતુ તેઓનું જ્ઞાન ઉપરચોટીયું હોય છે. પ્રીતિભાવ એ આ મનુષ્યોનું વિશેષ લક્ષણ છે.

મિથુન અને કર્ક રાશિનાં રત્નો અને રંગોમાંથી આ મનુષ્યોએ પોતાને રુચે તે રત્નો તથા રંગો પસંદ કરી લેવા.

(અપૂર્ણ.)

---

## इष्टस्मरण करवा साधकोने निमंत्रण.

પદ. (ઇશ્વર ક્યાં અમો શોધું, બતાવો—એ લય.)

આવો સાધકો આજે નૃહરિ પ્રભુના ગુણો ગાઇએ,<br>
નૃહરિ પ્રભુના ગુણો ગાઇએ, અનાયાસે નૃહરિ થઇએ, આવો૦<br>
જીવપદ દૂર થવાના અવર ઉંધા પંથે શીદ વહીએ,

દ્રવ્ય સુવાસદાતા કપુરનો ઉદ્યમ ન કાં ગ્રહીએ, નૃહરિ૦
જય જય જય નૃહરિપ્રભુ પ્રેમનો ધરી ઉમળકો કહીએ,
માતા પિતા બંધુ સખા અને ધન, નૃહરિપ્રભુ લહીએ, નૃહરિ૦
મૃત્યુરોગ દેનારા વિષય કાં મેળવવા જઇએ,
જનનમરણવિદારક નૃહરિ ભજી ભયદુઃખ સઉ દહીએ, નૃહરિ૦
મુખથી નૃહરિ નૃહરિ બોલી, મૂર્તિ રાખીએ હૈયે,
નેત્રથી ન્યાળી સઉમાં નૃહરિપ્રભુ, નૃહરિમય રહીએ, નૃહરિ૦
વિલવો વિવિધ ઐહિક કે ન આમુષ્મિક કદી ચહીએ,
મિથ્યા મોહથી, થઇ નરહરિશિશુ, કેમ અંજાઇએ, નૃહરિ૦
નરહરિપ્રભુસમ ઉત્તમ ગુણોથી, નિત્ય શોભઇએ,
નરહરિઅર્થ કદી સહેવાં પડે દુઃખ કોટિ તો સહીએ, નૃહરિ૦
એકાકાર થઇ સ્મરી નરહરિ ચિત્ત બીજે ના દઇએ,
પામી નૃહરિઅનુગ્રહ નરહરિમાં, અંતે વિલઇએ, નૃહરિ૦

---

# अंतरमां रहेलुं अमर्याद सामर्थ्यवान् कंइक.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨૦ થી )

(૭)

આંતર મનમાંથી અધિક સામર્થ્ય આપણને મળે એટલા માટે, આંતર મનમાં જે વિચારનાં ઉંડાં મૂળ આપણે નાંખીએ તે વિચારને આપણે આપણાથી બને તેટલા સામર્થ્યવાળા કરવા જોઇયે. અર્થાત્ વિચારરૂપી જે બીજક આપણને પ્રાપ્ત હોય, તેને ઉંચી પંક્તિની ભૂમિમાં રોપવું જોઇએ. બાહ્ય મનથી પોતાનાથી જેટલા બળવાન્ અને ઉત્તમ વિચાર કરી શકવાનું બને તેટલા બળવાન્ અને ઉત્તમ વિચાર તેણે કરવા જોઇયે. આથી આંતર મનમાંથી અધિક સામર્થ્ય પ્રકટ થશે. આ પ્રાપ્ત થયેલા અધિક સામર્થ્યવડે પુનઃ પૂર્વના કરતાં અધિક બળવાન્ અને ઉત્તમ વિચાર કરવા. આથી વળી અધિક સામર્થ્ય પ્રાપ્ત થશે: આમ નિરંતર કર્યાં કરવાથી નિરંતર સામર્થ્યની વૃદ્ધિ થયાં જશે.

આરંભ આ પ્રમાણે કરવો. આખા શરીરમાં વ્યાપી રહેલા આંતર મનઉપર વૃત્તિને એકાગ્ર કરવી, અને પછી શરીરમાં ક્રિયા કરતાં સઘળાં સામર્થ્યોને, ઉંડી લાગણીથી પણ શાંતિથી આંતર મનમાં એકઠાં થવાની ઇચ્છા કરવી. અર્થાત્ બાહ્ય શરીરમાં ક્રિયા કરતાં સઘળાં સામર્થ્યોને, પાછાં આકર્ષીને આંતર મનમાં એકઠાં થવાનો સંકલ્પ કરવો.

શરીરમાંથી જેમ અધિક બળને પાછું આકર્ષીને આંતર મનમાં એકઠું કરવામાં આવે છે, તેમ તેમાં અધિક બળ ઉત્પન્ન કરવાના સંસ્કાર પડે છે, અને જેમ અધિક બળને ઉત્પન્ન કરવાના સંસ્કાર આંતર મનઉપર પડે છે, તેમ અધિક બળને તે બહાર પ્રકટ કરે છે.

નિયમ એવો છે કે જે કંઇ સામર્થ્યના આંતર મનઉપર સંસ્કાર પાડવામાં આવે છે, તેથી અધિકગુણ સામર્થ્ય આંતર મન, બાહ્ય મનમાં પાછું પ્રકટાવે છે. ઉત્તમ ભૂમિમાં વાવેલાં

બીજમાંથી જેમ દશગણુ, વિશગણુ, સાઠગણુ અને પ્રસંગે શતગણુ પાક પણુ ઉતરે છે, તે જ પ્રમાણે આમાં પણ થાય છે.

આપણુને સર્વને અનુભવ જ છે કે આજે કોઇ કામ જો આપણે તનમનથી કરીએ છીએ તો કાલે તે કામ કરવાનું અધિક બળ આપણામાં આવેલું આપણુને ભાસે છે.

આથી કરીને જેટલું સામર્થ્ય હાલ આપણામાં પ્રકટ થયેલું ભાસતું હોય, તે સર્વ સામર્થ્યને નિત્ય જાગ્રત્ કરીને તેના આંતર મનઉપર સંસ્કાર પાડવાથી આપણુને પ્રાપ્ત સામર્થ્યનું પ્રમાણુ નિરંતર વધતું જાય છે; અને તે સામર્થ્યના આંતર મનઉપર સંસ્કાર પાડવા પૂર્વે તેના ગુણુધર્મને ઉત્તમ પ્રકારના કરવાથી જેમ પ્રમાણુમાં આપણું સામર્થ્ય વધતું જાય છે, તેમ તે ઉત્તમ પ્રકારનું પણ સાથે સાથે થતું જાય છે.

આંતર મનઉપર વૃત્તિને એકાગ્ર કરવાપૂર્વે આપણા સઘળા વિચારોને અને મનોભાવોને આપણાથી બને તેટલા વિશુદ્ધ અને ઉચ્ચ પ્રકારના આપણે કરવા જોઇએ. જે જે નીચા વિષયોમાં આપણી વૃત્તિ રમતી હોય, ત્યાંથી તેને પાછી ખેંચી લેવી જોઇએ, અને ઉચ્ચ ભાવવાળી કરવી જોઇએ. આથી આંતર મનમાં ઉચ્ચ પ્રકારના સંસ્કાર પડશે, અને તે ઉચ્ચ સંસ્કાર ઉચ્ચ સ્વરૂપે બહાર દર્શન દેશે.

જે જે સામાન્ય અથવા ઉતરતા પ્રકારના વિષયો કે વાતો હોય, તેમને મનમાં કદી પણુ આરૂઢ ન રાખવાં જોઇએ, અથવા એક ક્ષણુ પણુ વૃત્તિએ તેમાં કદી તન્મય ન થવું જોઇએ, કારણુ કે સામાન્ય વિષયોમાં તન્મય થવાથી સામાન્ય વિષયોના જ સંસ્કાર આંતર મનમાં પડે છે. અને આમ કરવું, એ કનિષ્ટ પ્રકારનાં બીજક ભૂમિમાં વાવવા બરાબર છે; અને આવાં હલકાં બીજકમાંથી ઉત્પન્ન થનાર પાક હલકો, સાધારણુ, અને ટકાનું તોલું મળનારો હોય છે.

હું કનિષ્ટ પ્રકારનો છું, એવો પોતાના માટે હલકો વિચાર કોઇ પણુ મનુષ્યે કદી પણુ ન કરવો જોઇએ. એ જ પ્રમાણે મારામાં આટલી અપૂર્ણતા અથવા દોષો છે, એવું કોઇએ કદી પણુ ભાન ન કરવું જોઇએ. પોતાતામાં અપૂર્ણતાને સ્વીકારવી અથવા પોતાનામાં દોષોનું ભાન કરવું, એ અપૂર્ણતાનાં અને દોષોનાં અધિક બીજકો આંતર મનમાં વાવવાતુલ્ય છે; અને તેથી અંતે અધિક અપૂર્ણતા અને અધિક દોષોનો જ પાછો પાક ઉતરે છે.

આપણામાં હાલ આપણુને જેટલું અને જેવું પ્રતીત થાય છે, તેના કરતાં અત્યંતગણુ વધારે અને અત્યંતગણુ ઉંચા પ્રકારનું રહેલું છે. જે જીવપણામાં આપણે હુંપણું ધરીને હું હું એવું ભાન કરીએ છીએ, તે ખરેખર આપણે નથી. આપણે તેથી ઘણા જ ઉંચા અને વિશુદ્ધ પ્રકારના છીએ. આપણામાં જે આ ઉચ્ચતા અને વિશુદ્ધિ રહેલી છે, તેનો જ આપણે સ્વીકાર કરવો જોઇએ. અપૂર્ણતા અને દોષોનું ભાન ન કરતાં આ ઉચ્ચતા અને વિશુદ્ધિનું જ આપણે આપણામાં ભાન કરવું જોઇએ. આપણાસંબંધી જ્યારે જ્યારે આપણે વિચાર કરવો ત્યારે આ ઉચ્ચતા અને વિશુદ્ધિને લક્ષમાં રાખીને જ વિચાર કરવો. આપણા ઉચ્ચ અને વિશુદ્ધ સ્વરૂપને અનુરૂપ જે જે વિચારો આપણા અંતરમાં ઉઠે તે વિચારોના જ, એકાગ્ર થઇને આપણે આપણા આંતર મનમાં સંસ્કાર પાડવા જોઇએ; અને આપણું આંતર મન આપણે પાડેલા સંસ્કારોપ્રમાણે જ આપણા આખા મનને અને આપણી આખી વ્યક્તિને ઉચ્ચ અને વિશુદ્ધ કરશે.

સામાન્ય મનુષ્યો ઉન્નતિને પ્રાપ્ત કરવામાં નિષ્ફળ જાય છે, અને જેવા હોય છે તેવાને તેવા જ રહે છે, તેનું કારણ એ કે તેઓ પોતાની અપૂર્ણતાનું અને દોષોનું જ મુખ્યત્વે કરીને નિરંતર ભાન કર્યા કરે છે. અમે બહુ સામાન્ય મનુષ્યો છીએ, અને અમારામાં અમુક અમુક દોષો ભરેલા છે, એવા તેઓ નિત્ય વિચાર કરે છે, અને આપ્રમાણે આંતર મનઉપર પોતાના દોષોના જ અખંડ સંસ્કાર પાડયા કરે છે. આંતર મન, તેમણે નાંખેલા આ સંસ્કારપ્રમાણે જ તેમના શરીરમાં અને મનમાં દોષોને ઉપજાવે છે, અને દૃઢ રાખે છે.

જે મનુષ્ય પોતે બાંધેલા ઉચ્ચ લક્ષ્યમાં જ રહે છે, જે પોતાનામાં રહેલી ઉચ્ચતા અને વિશુદ્ધિનો જ અખંડ વિચાર કરે છે, અને તેને જ જોયા કરે છે, અને જે પોતાના આત્મામાં રહેલી આ ઉચ્ચતા અને વિશુદ્ધિનો અનુભવ કરવા પ્રયત્ન સેવ્યા કરે છે, તે આંતર મનમાં ઉચ્ચતાના અને વિશુદ્ધિના જ સર્વદા સંસ્કારો નાંખ્યા કરે છે; અને ક્રિયા અને પ્રતિક્રિયાના નિયમપ્રમાણે તેનું મન અને શરીર નિરંતર અધિક અધિક ઉચ્ચ અને અધિક અધિક વિશુદ્ધ થતું જાય છે.

આંતર મનમાં જે જાતનો સંસ્કાર નાંખવામાં આવ્યો હોય છે, તે જાતના સંસ્કારપ્રમાણે જ આંતર મન આપણને પાછું ફળ આપે છે. આથી આંતર મનમાં સંસ્કાર પાડવાપૂર્વે, અર્થાત્ એકાગ્ર થવાપૂર્વે આપણે આપણા વિચારોને અત્યંત શુદ્ધ, અને અત્યંત ઉચ્ચ કરવાની અનિવાર્ય અગત્ય છે.

વિચારોને જેમ જેમ આપણે અધિક શુદ્ધ કરતા જઈએ છીએ, તેમ તેમ પરિણામ અધિક અધિક ઉચ્ચ આવતો જાય છે.

આપણો આશય ચઢતા અને ચઢતા પ્રકારની મહત્તા પ્રાપ્ત કરવાનો છે, તેથી આપણે વધારવા ધારેલા સામર્થ્યના ગુણ અને પ્રમાણ બંને ઉપર આપણે ધ્યાન આપવાની અગત્ય છે; કારણ કે આ બંને જ્યારે ભેગાં ભળેલાં હોય છે, ત્યારે જ મહત્તા ઉત્પન્ન થાય છે.

આપણા આત્મસ્વરૂપની મહત્તા અને વિશુદ્ધિનું નિરંતર ભાન કરવાથી આંતર મનઉપર મહત્તા અને વિશુદ્ધિના અખંડ સંસ્કાર પડે છે. આથી આંતર મન મહત્તા અને વિશુદ્ધિની વૃદ્ધિ કરી આપણા બાહ્ય મનના અણુઅણુમાં તે પ્રકટાવે છે.

જેમ જેમ અંતરમાં મહત્તા વિકાસને પામતી જાય છે, તેમ તેમ આપણને મહત્તાનું ભાન વધારે ઊંડાણમાં, વધારે દૃઢ અને વધારે તીવ્ર થતું જાય છે. આમ થતાં મહત્તાના અધિક વિશાળ અને અધિક સૂક્ષ્મ વિચાર આપણામાં પ્રકટીને આંતર મનઉપર તેના સંસ્કાર પડે છે; અને આ સંસ્કારનાં ફળ પુનઃ અધિક વિશાળ અને અધિક સૂક્ષ્મ પ્રકટે છે. આમ 'ભરતામાં ભરાય' એ જનકથનાનુસાર મહત્તા નિરંતર વૃદ્ધિને પામ્યા જ કરે છે.

સઘળા પ્રકારની વૃદ્ધિ આંતર મનમાંથી જ પ્રકટે છે, અને આંતર મનના ભંડાર અખુટ હોવાથી આંતર મનમાં યોગ્ય સંસ્કાર પાડવાથી કોઈ પણ મનુષ્ય આશ્ચર્યકારક અને અસાધારણ મનોબળ, બુદ્ધિબળ તથા અધ્યાત્મબળ પ્રાપ્ત કરી શકવા સમર્થ થાય છે.

આંતર મનમાં પાડેલા ઉચ્ચ સંસ્કારો જ આશ્ચર્યકારક અસાધારણ બુદ્ધિબળનું કારણ છે. તેથી કરીને આંતર મનમાં ઉચ્ચ સંસ્કારો પાડવાથી કોઈ પણ મનુષ્ય અસાધારણ પ્રતિભાશાલી થઈ શકે છે.

પ્રત્યેક મનુષ્યના આંતર મનમાં ઈશ્વરત્વ છન્ન (ગુપ્ત) રૂપે રહેલું છે. શ્રુતિ પણ કહે

છે કે ભૂત માત્રના અંતરમાં એક દેવ નિગૂઢપણે રહેલા છે. મનુષ્યમાત્રમાં રહેલું આ ઈશ્વરત્વ હાલ નિદ્રિત છે. પ્રત્યેક મનુષ્યે તેને જાગ્રત્ કરવાનું છે, એટલું જ નહિ, પરંતુ તે જાગ્રત્ થયેલું ઈશ્વરત્વ, જે બાહ્ય મનદ્વારા, પોતાનો પ્રકાશ આપણને જણાવે છે, તે બાહ્ય મનને પણ આપણે વિધિપૂર્વક કેળવવાનું છે. કારણ કે સ્વચ્છ હાંડીમાંથી જ જેમ માં પ્રકટાવેલા દીપકનો પ્રકાશ બહાર આવી શકે છે, તેમ સુશિક્ષિત મનદ્વારા જ આત્મા પોતાનો શ્રેષ્ઠ પ્રકાશ બહાર દર્શાવી શકે છે.

આંતર મનમાં સંસ્કાર પાડીને તેને કેળવવું જોઇએ; બાહ્ય મનપાસે ઉત્તમ વિચાર કરાવીને તેને સુશિક્ષિત કરવું જોઇએ. બાહ્ય મનપાસે સદ્વિચાર સેવવારૂપ પુરુષાર્થ કરાવવો જોઇએ; આંતર મનને અધિક અધિક પુરુષાર્થ કરવાનું અધિક અધિક બળ બાહ્ય મનને આપવા પ્રેરવું જોઇએ.

આંતર મનમાં કોઇ પણ પુરુષમાં ઈશ્વરત્વ પ્રકટાવવાનું સામર્થ્ય છે—કલ્પનામાં પણ ન આવે એવું ઈશ્વરત્વ પ્રકટાવવાનું સામર્થ્ય છે. પરંતુ જે બાહ્ય મનદ્વારા આ ઈશ્વરત્વ બહાર પ્રકટે છે, તે મનને તે ઈશ્વરત્વ પ્રકટી શકે એટલા માટે ઉત્તમ પ્રકારે વિશુદ્ધ કરવું જોઇએ.

વિશુદ્ધિના સંસ્કારો આંતર મનઉપર પાડ્યા પછી, આંતર મનદ્વારા બાહ્ય મનને જ્યારે વિશુદ્ધિ પ્રાપ્ત થાય ત્યારે વિવિધ કાર્યોમાં તે વિશુદ્ધિનો તેણે ઉપયોગ કરવો જોઇએ. કાર્યોમાં વિશુદ્ધિનો ઉપયોગ કરવાથી જ બાહ્ય મન સુશિક્ષિત થાય છે.

શરીરમાં બળ પ્રાપ્ત થયા છતાં પણ જો તેનો ઉપયોગ કરવામાં નથી આવતો તો તે જતું રહે છે, તેમ ઉપયોગવિના વિશુદ્ધિ ક્ષીણ થાય છે.

આંતર મન અને બાહ્ય મન ઉભયે અત્યંત અનુકૂળપણે વર્તવું જોઇએ; અર્થાત્ બાહ્ય મને આંતર મનઉપર સુદૃઢ સંસ્કાર પાડવા જોઇએ, અને આંતર મને તે સંસ્કારાનુસાર આપેલા બળપ્રમાણે બાહ્ય મને વ્યવહારમાં પ્રમાદરહિતપણે કાર્યો કરવાં જોઇએ.

આપણા અંતરમાં રહેલા આપણા અનંત સ્વરૂપની અધિક અને અધિક ઉચ્ચ સ્થિતિઓનું જેમ જેમ આપણે ભાન કરતા જઇએ છીએ, તેમ તેમ આપણું મન અધિક અધિક વિકાસને પામતું જાય છે; અને આપણું સ્વરૂપ અનંત ઐશ્વર્યવાળું હોવાથી આપણા મનના વિકાસનો કોઈ અવધિ નથી.

આપણા અનંત સ્વરૂપના ઐશ્વર્યનો આપણને સાક્ષાત્કાર થવાને માટે આપણે આપણા મનને આપણા અનંત આત્મામાં ઉંડું અને ઉંડું અખંડ જોડવું જોઇએ; અને આપણી બાહ્ય વહેતી મનોવૃત્તિઓને જ્યારે અંતરમાં ઉંડી અને ઉંડી ઉતરવાનો આપણે અભ્યાસ પાડીએ છીએ ત્યારે જ આ સિદ્ધ થાય છે.

જે પ્રતિ આપણે પુષ્કળ ધ્યાન આપીએ છીએ તે પ્રતિ આપણી મનોવૃત્તિઓ વહેવાના સ્વભાવવાળી થાય છે. આથી તીવ્ર ભક્તિથી અંતરાત્માનો નિરંતર વિચાર કરવાથી આપણી મનોવૃત્તિઓ અંતરાત્માપ્રતિ વહે છે, અને તેમાં સ્થિર થાય છે; અને આપણા આંતર મનમાં આપણા વિચારોના દૃઢ સંસ્કાર પાડીને જે કંઇ આપણે સિદ્ધ કરવા ધાર્યું હોય છે, તેને સિદ્ધ કરે છે.

જ્યારે સઘળી મનોવૃત્તિઓ અંતરાત્માપ્રતિ અભિમુખ થાય છે, અને આપણું મન ભક્તિપુરઃસર અંતરાત્માના જ વિચારોમાં એકતાન થાય છે, ત્યારે વિશુદ્ધ તત્ત્વવિચારના

આપણા ઉપર અખંડ સંસ્કાર પડવાથી આપણું સમગ્ર જીવન બદલાઇ જાય છે; આપણી વાણી, મન, મતિ, જીવન સઘળું જ વિશુદ્ધરૂપે દર્શન દે છે.

મનોવૃત્તિઓ જેમ અધિક ભક્તિથી અંતરમાં પ્રવેશે છે તેમ અધિક અંશમાં અંતરાત્મા જાગ્રત્ થાય છે. અને અંતરમાં પ્રકટેલો અંતરાત્માનો પ્રકાશ મનુષ્યના બાહ્ય જીવનમાં અવશ્ય પ્રકટે છે.

આથી સ્પષ્ટ થાય છે કે જ્યારે આપણે સપાટીઉપરનું જીવન ગાળતા અટકીએ છીએ અર્થાત્ આપણા જીવભાવવાળું જીવન ગાળતા બંધ પડીએ છીએ, ત્યારે આપણું સપાટીઉપરનું જીવન આપણે નિરંતર સુધારતા જઇએ છીએ. મનવડે આંતર પ્રદેશમાં રહેવાથી અર્થાત્ આપણી વૃત્તિઓને આત્માકાર રાખવાથી આપણે આપણા બાહ્ય પ્રદેશને-આપણા બાહ્ય જીવનને-અધિક બળવાન્, અધિક ઐશ્વર્યવાન્, અને અધિક પૂર્ણ કરીએ છીએ. સ્વલ્પમાં આંતર પ્રદેશમાં વધારે અને વધારે ઉંડા ઉતરવાથી, અને આંતર કારણોને વધારે ગુણવાન્ અને વધારે સામર્થ્યવાન્ કરવાથી આપણે આપણા બાહ્ય જીવનને વધારે ઉન્નત કરીએ છીએ.

અંતરમાં જે વાસ્તવિક રીતે ઉંડા ઉતરે છે, તેના શરીરની અવગણના થતી નથી, અર્થાત્ તેનું શરીર બગડતું નથી. જેઓ વાસ્તવિક રીતે અંતરમાં ઉંડા ન ઉતરતાં, ઉંડા ઉતરવાની વ્યર્થ કલ્પના જ કરે છે, તેઓનાં જ શરીર બગડવાનો પ્રસંગ આવે છે. જેઓ આંતર જીવનને અધિક વિશાળ અને અધિક ઉન્નત કરતા જાય છે, તેઓ શરીરને સર્વોત્તમ કરવાને સમર્થ હોય છે. બાહ્ય પ્રદેશમાં રમનારા જેવું શારીરિક સુખ ભોગવે છે, તેના કરતાં અનંતગુણ શ્રેષ્ઠ શારીરિક સુખનો તેઓ અનુભવ કરે છે. દત્તાત્રય, ભરત આદિ આંતર પ્રદેશમાં જ નિરંતર વિચરનારા મહાપુરુષોનાં હૃષ્ટપુષ્ટ શરીરોનાં વર્ણન સત્શાસ્ત્રોમાંથી જેમણે અવલોક્યાં હશે, તેઓને આ વિષયની સત્યતા તત્કાળ સ્પષ્ટ થશે.

એ એક સ્થાપિત સત્ય છે કે આંતર પ્રદેશમાં જે કંઈ ગુણધર્મ આપણે પ્રકટાવીએ છીએ અને વિકાસને પમાડીએ છીએ, તે સ્થૂલ રૂપે બાહ્ય જીવનમાં અવશ્ય પ્રકટ થાય છે.

(અપૂર્ણ.)

---

# તત્ત્વમાં વિલીન વૃત્તિના અનુભવોદ્ગાર,

૫૬. (મને આવે છે ફેર—એ લય.)

મારૂં સુખ ન કહ્યું જાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં,
મનવાણી સ્તબ્ધ થાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં;
પાર કે અંત જણાય ના, ઉંચે નીચે પણ તેમ.
મટ્યે મારૂં હુંપણું,
કદી લહું છુટું અણુ,
કદી ના ભળાય———ઝીલું૦
ઉલટ્યો અનુભવ અવનવો, શુદ્ધ્યો જોયો ન ક્યાંહિ,

રાજી થાઉં જોઇને,
કહી ન શકું કોઇને,
પરામાં લહાય——જીલું૦
કામ ન શેષ હવે રહ્યો, મળ્યું આસન્ય આંત્ર,
મન ન હવે ઉઠતું,
ભિન્ન ન સ્વરૂપથી થતું,
(જેમ) જળજળે જણાય,——જીલું૦

---

# धनप्राप्तिमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨૪ થી. )

## પ્રકરણ ૩.

### ભય તથા ચિંતા.

ભય તથા ચિંતા એ મનુષ્યની ઉન્નતિને અટકાવનાર મોટામાં મોટા શત્રુ છે. જેટલા જેટલા હાનિને કરનારા મનોવિકારો છે, તે સર્વના પિતા ભય છે, અને તે સર્વ ભયની આજુબાજુ સર્વદા વીંટળાઇ વળેલા જોવામાં આવે છે. ચિંતા, અવિશ્વાસ, અશ્રદ્ધા, સંકોચ અથવા લજ્જા, અદક્ષતા, બીરુતા ( બીકણપણું ), નિરુત્સાહ, ગ્લાનિ, અને તેવા જે બીજા હૃદયબળને ક્ષીણ કરનારા મનોવિકાર અને મનોભાવ ભયનાં સંતાન છે. મનુષ્યના હૃદયમાંથી ભયનો નાશ કરો, અને ઉપર ગણાવેલા સઘળા મનોવિકારો એકદમ અદૃશ્ય થઇ જશે. ભયને હૃદયમાંથી હાંકી કાઢતાં તમારી મનોવાટિકા વિવિધ સદ્‌ગુણરૂપી પુષ્પતરુને ખાઇ જનાર કીડાઓથી તત્કાળ રહિત થશે. એક ભયનો લય કરતાં તમારા અંતઃકરણમાં ફરતાં ત્રિવિધ વિકારરૂપી કાળાં વાદળાં નાશ થઇ, તમારું હૃદયાકાશ સ્વચ્છ થશે, અને તેમાં આનંદરૂપી સૂર્ય તેજસ્વીપણે પ્રકાશશે.

ભય અને તેમાંથી ઉત્પન્ન થતી વૃત્તિઓ, સર્વ પ્રકારના ઉપયોગી પુરુષાર્થનો જડ મૂળમાંથી નાશ કરે છે. ભય આપણને કોઇ પણ સારું કામ કરવા દેતો નથી. ભય આપણા અંતઃકરણમાં પ્રકટી આપણી રચેલી સઘળી ઉત્તમ યોજનાઓ એક ક્ષણમાં ધૂળધાણી કરી નાંખે છે. ભય એ મનુષ્યજાતિના રુધિરને ચુસનાર મોટો રાક્ષસ છે. હજારો મનુષ્યોનાં જીવન તેણે ખરાબખસ્તા કરી નાંખ્યાં છે. સુંદર પુષ્પની પેઠે ખીલી નીકળતા સ્ત્રીપુરુષોના સદ્‌ગુણોનો તેણે વિનાશ કર્યો છે, અને આત્મબળમાં શ્રદ્ધાવાળા, દૃઢ નિશ્ચયવાળા, અને ઉપયોગી કાર્ય કરવામાં નિર્ભયપણે પ્રવૃત્તિ કરનાર વીર પુરુષોને બદલે તેણે શંકાશીલ, અદક્ષ અને કાયર મનુષ્યોને ઉત્પન્ન કર્યા છે.

ભયનું સઉથી પ્રથમ સંતાન ચિંતા છે. તે મનુષ્યના અંતઃકરણમાં જ્યારે પ્રવેશ કરીને રહે છે, ત્યારે તેમાં જે કંઇ સારું હોય છે, તે સર્વને હાંકી કાઢે છે. જેમ ચકલીના માળામાં કોયલ બરાબર જાય છે, અને તેમાં વસનાર ખરાં હકદાર સર્વને હાંકી કાઢે છે, અથવા મારી નાંખે છે, તેમ ચિંતા મનમાં નિવસતા સઘળા સદ્‌ગુણોને હાંકી કાઢે છે, અથવા તેમનો નાશ કરે છે. ભયરૂપ

આપણાં અંતઃકરણમાં ઈંડાની પેઠે મૂકેલી ચિંતા, થોડા જ સમયમાં સેવાઈને સર્પરૂપે બહાર નીકળે છે, અને આપણા હૃદયમાં રહેલા સર્વ સદ્ગુણોને દંશીને તેમના પ્રાણ હરે છે. ચિંતારૂપ સર્પિણીનો આપણા હૃદયમાં નિવાસ થતાં, 'આ કામ કરવાનું મારામાં સામર્થ્ય છે, અને તે હું કરી શકીશ જ, એવા ઉત્સાહથી ભરેલા નિશ્ચયને બદલે આપણા અંતઃકરણમાં એવા વિચારો સ્ફુરે છે કે 'આ કામ હું કરું ખરો, પણ,' 'ધારો કે કામ કરવા મેં માંડ્યું, પણ પછી,' 'મારાથી આ થઈ શકે તેમ નથી' 'હમણાં મારા દિવસ પાધરા નથી'—આ પ્રમાણે આપણા કરવા ધારેલા કામમાં આડા પથરા નાંખનાર વિચારોની લ્હારની લ્હાર આપણા અંતઃકરણમાં ખડી થાય છે, અને આપણો કામ કરવાનો ઉત્સાહ અને વેગ તોડી પાડે છે. આપણા શરીરનો તેમ જ મનનો જુસ્સો તે હરી લે છે. આપણી વૃદ્ધિને તે અટકાવે છે, અને આ પ્રમાણે આપણા અભ્યુદયના માર્ગમાં તે નિરંતર મોટા વિઘ્નરૂપ થાય છે.

ભય અને ચિંતા એ એવા દુષ્ટ સ્વાર્થી વિકારો છે કે તે આપણા અંતઃકરણમાં પ્રકટી આપણું સામર્થ્ય હરી લે છે, તથાપિ તેના બદલામાં આપણું હિત કરે, એવું કશું જ આપતા નથી. જેમના અંતઃકરણમાં ભય અને ચિંતા થાણું જમાવે છે, તેઓએ આ જગતમાં જાણવાજેવું કશું જ સાધ્યું હોય, એવું એક પણ ઉદાહરણ, આજ સુધી બન્યું નથી. જાણવા જેવું તો રહ્યું, પણ એક સાધારણ કામ પણ ભય અને ચિંતાવડે ઘેરાયલા મનુષ્યથી થઈ શકતું નથી. ભય અને ચિંતાના પંજામાં સપડાયલો મનુષ્ય અભ્યુદયના માર્ગમાં એક તસુ પણ આગળ વધેલો જાણવામાં આવ્યો નથી. નિર્ભય અને નિશ્ચિંત પુરુષો જ વિજયના માર્ગમાં વેગથી આગળ વધ્યા છે, વધે છે, અને વધશે. ભય અને ચિંતાગગનમાં ઉડતા મનુષ્યને તત્ક્ષણ સાતમા પાતાળમાં દાબી દે છે. ભય અને ચિંતાએ કોઈને ઊર્ધ્વગામી કદી કર્યો જ નથી. તેઓ કરી શકે એમ છે જ નહિ, કારણકે તેઓનું સઘળું વલણ મનુષ્યને અધોગામી કરવાનું જ છે, કાંઈ ઊર્ધ્વગામી કરવાનું નથી. જે વિષયોની આપણે ચિંતા કરીએ છીએ, અને જેમનો આપણે ભય ધરીએ છીએ, તે વિષયોનો મોટો ભાગ ભવિષ્યમાં કદી બનતો જ નથી, અને જે થોડો ભાગ બને છે, તે જેવો ખરાબ આપણે ધાર્યો હોય છે, તેવો બન્યો હોતો જ નથી. વર્તમાન કાળમાં આપણને પ્રાપ્ત થયેલાં દુઃખો, કસોટીઓ કે કાળજીથી આપણે નિરુત્સાહ થતા નથી, અને આપણા હાથપગ ભાગી જતા નથી, પણ ભવિષ્યમાં કોઈ સમયે જે દુઃખો આવવાનો આપણે ભય ધરીએ છીએ, તે ભય આપણા હાથપગ ભાગી નાંખે છે, અને આપણને નિરુત્સાહ કરે છે. વર્તમાન કાળમાં પડતાં દુઃખો સહન કરવાનું સઘળામાં જ સામર્થ્ય હોય છે, કારણ કે સઘળા જ તે ભોગવે છે, પરંતુ વર્તમાન કાળમાં પડતાં દુઃખોઉપર, જ્યારે મનુષ્ય કાલનાં, પરમ દિવસનાં, પેલા દિવસનાં અને એમ ભવિષ્યના સેંકડો દિવસનાં ભયે ઉપજાવી કાઢેલાં કલ્પિત દુઃખોને ખડકે છે, અને આપ્રમાણે મોટો ગંજાવર દુઃખનો પહાડ બનાવે છે, ત્યારે તેના અસાધારણ બોજો તેનું મન સહન કરી શકતું નથી, અને હાથીના પગતળે જેમ દેડકું છુંદાઈ જાય તેમ તે છુંદાઈ જાય છે.

ભવિષ્યમાં આવનાર કલ્પિત દુઃખોના ભયથી અને ચિંતાથી જે બળનો, પુરુષાર્થનો, સ્ફુર્તિનો, અને વિચારસામર્થ્યનો આપણે ક્ષય કરી નાંખીએ છીએ, તેમનું પ્રમાણ એટલું બધું મોટું હોય છે કે નિત્ય જે ખરેખરાં દુઃખો આપણા ઉપર આવી પડે છે, તેમને સહન કરવાનું આપણને જરા પણ કઠિન ન પડે. અચિંત્ય આવી પડતાં ગમે તેવાં ભારે દુઃખોને

સહન કરવા જેટલા સામર્થ્યનો સંચય આપણામાં હોય જ છે, પણ અજ્ઞાનથી અને અવિચારથી કાલે અથવા આવતે અઠવાડીએ, અથવા આવતે માસે કે આવતે વર્ષે, આવનાર કલ્પિત દુઃખોનો ભય ધરી આપણે આ પ્રાપ્ત બળનો ક્ષય કરી નાંખીએ છીએ, અને તેથી જ્યારે કોઇ ખરેખરૂં દુઃખ આવી પડે છે, ત્યારે તે સહન કરવાનું બળ આપણામાં હોતું નથી. જેમ કોઇ શ્રીમાન્ પુરુષ, પોતાને ઘેર ટાણું ન છતાં નિત્ય નવાં નવાં ટાણાં કલ્પીને પોતાનું સઘળું ધન ઉડાવી દે, અને પછી ખરૂં-ટાણું આવતાં, ધનવિના વીલે મુખે, ટાણું કર્યાવિના હાથ ઘસીને રહે છે, તેમ ભય અને ચિંતાને સેવનાર આપણે કરીએ છીએ. ભય અને ચિંતાથી દુઃખોની ખોટી કલ્પનાઓ કરી કરીને આપણે આપણા સત્ત્વબળને ઉડાવી દઇએ છીએ, અને પછી ખરે પ્રસંગે દેવાળુ કાઢીએ છીએ.

પ્રિય વાચક! ભયરૂપ મહા રાક્ષસનો નાશ કરવાનો મહામંત્ર એક વાર જો તમે શીખશો અને સિદ્ધ કરશો, અને તે વડે ભયને અને તેની ત્રાસદાયક ભુંજરવેડને ભસ્મીભૂત કરશો તો આ સંસાર જે આજે તમને અનેક દુઃખોથી ભરેલો ભાસે છે, તે તત્કાળ તમને જુદા રૂપમાં ભાસશે. તમને નરકને સ્થાને સ્વર્ગલોકનું ભાન થશે. ઉજડ અરણ્યને સ્થાને તમને નંદનવન દૃષ્ટિએ આવશે. તમને અનુભવ થશે કે સંસારમાં જન્મ ધરવાને જે સર્વ મનુષ્યો મોટું દુઃખ સમજે છે, તે તેમ નથી, પણ ઉલટું મોટું સુખ છે. ઇશ્વરના અંકમાં બેઠેલા મહા નિર્ભય અને આનંદોદધિમાં રેલતા નૃસિંહ મહેતાની પેઠે તમે પણ નિઃશંક થઇને નિશ્ચિંતપણે બોલશો કે ' હરિના જન તે તો મુક્તિ ન માગે, માગે જન્મો જન્મ અવતારા રે'. અંતઃકરણમાં ભય હોય છે, ત્યાં સુધી જ જન્મ ધરવામાં દુઃખ છે. જેનો ભય નાશ પામે છે, તેનાં સર્વ દુઃખ નાશ પામે છે. જેના હૃદયમાં ભય રમે છે, તે રત્નજડિત સુવર્ણના પર્યંકમાં લોટતો છતાં તથા સર્વ સંપત્તિથી વીંટળાયલો છતાં પણ દુઃખી જ છે. ભયરહિત જીવન તે જીવન છે; ભયસહિત જીવન તે મૃત્યુ છે. ભયયુક્ત મન ઝાંખરાં અને કાંટાવાળું, તથા સિંહ, વ્યાઘ્ર, સર્પ વગેરેથી ભરેલું ગાઢ જંગલ છે; ભયરહિત મન કુશલ માલાકારથી વ્યવસ્થાપૂર્વક રચાયલું મનોહર ઉદ્યાન છે. સભય મન વિકારોરૂપી ભૂત, પિશાચ અને પ્રેતોને ખેલવાની સ્મશાન ભૂમિ છે; નિર્ભય મન શ્રદ્ધા, પ્રશાંતિ, આદિ દૈવી સંપત્તિરૂપ દેવાંગનાઓને રમણ કરવાની મનોહારિણી વિહારભૂમિ છે.

ભયનો તમારા અંતઃકરણમાંથી ઉચ્છેદ થતાં તમે આજે બીજાઓને જે અયોગ્ય બોધ આપી તેમને નિરુત્સાહ કરી નાંખો છો, તે કરતા અટકશો. આજે ભયરૂપ ભૂતથી ધૂણતા અસંખ્ય મનુષ્યો, જ્યાં ત્યાં ઉત્સાહથી કામ કરવાનો આરંભ કરતા મનુષ્યોઆગળ સર્વદા પોતાનું માથું ધૂણાવ્યા જ કરે છે. 'આ કામ હું કરવા ધારૂં છું, તેમાં તમારી શી સલાહ છે,' એવું પૂછતાં તરત જ ગંભીર થઇને માથુ ધૂણાવે છે, અને ભયના પ્રેર્યા બોલે છે કે તમે કરવા ધારો છો ખરા, પણ મને ભય રહે છે કે તમે તેમાં નિષ્ફળ થશો. કારણ કે તમારા જેવા ક્ષુદ્ર માણસ આવું ભારે કામ કરવાને લાયક જ નથી. પ્રિય વાચક! તમને માથુ ધૂણાવી આવા ભાવનું કોઈ કહે તો તરત જ નિશ્ચય કરજો, કે ભય નામનું ભૂત આ મનુષ્યમાં ભરવાથી તે આમ ધૂણે છે, અને એલફેલ બોલે છે. ભયનો તમારામાંથી નાશ થતાં તમે જ્યાં ત્યાં આત્મશ્રદ્ધાને જ પ્રકટાવવાના. આમ થશે ને તેમ થશે, એવાં ભય ઉપજાવનારાં વચનો વદીને તમે ઉત્સાહી હૃદયને નિરાશ નહિ કરી નાંખો. તમે મનુષ્યના પ્રયત્નને પોષશો, અને

તેના આગળ વધવામાં ઉત્સાહ દ્વિગુણ થાય એવાં જ વચનો વદશો. ભયનો તમારામાંથી નાશ થતાં તમારા સંબંધમાં આવનાર સર્વના હૃદયમાં તમે આશા, ઉત્સાહ, વિશ્વાસ, વગેરે દૈવી ગુણોનો પ્રકાશ નાંખશો.

વળી ભયનો ઉચ્છેદ થવાથી તમારી ભાવનામાં અદ્ભુત સામર્થ્ય આવેલું તમને જણાશે. તમે શંકાવિના જે ભાવનાને સેવશો, અને તેથી તે સત્વર સફળ થશે. વળી નિર્ધનતાનો ભય તમારા હૃદયમાંથી સમૂળે નીકળી જવાથી તમને નિર્ધનતાના કદી પણ વિચાર નહિ આવવાના, અને તેથી ગયા પ્રકરણમાં કહેલા આકર્ષણના નિયમપ્રમાણે તે કદી પણ તમારા પ્રતિ આવવાની નહિ, પણ ઉલટી સધનતા જ આવવાની. જેમ કોઇ વસ્તુની આપણે ઇચ્છા કરીએ છીએ ત્યારે તે ઇચ્છેલી વસ્તુને જેમ આપણે આપણા પ્રતિ આકર્ષીએ છીએ, અથવા આપણે તે વસ્તુપ્રતિ જઇએ છીએ, તેમ જે વસ્તુનો આપણે ભય ધરીએ છીએ તે વસ્તુને પણ આપણે આપણા પ્રતિ આકર્ષીએ છીએ, અથવા આપણે તેના પ્રતિ જઇએ છીએ. આનું કારણ એ છે કે જ્યારે આપણે કોઇ વસ્તુની ઇચ્છા કરીએ છીએ અથવા તેનો ભય ધરીએ છીએ ત્યારે તે વસ્તુનું માનસિક ચિત્ર આપણા મનમાં રચાય છે; અને મનમાં રચાયલાં ચિત્રો જ્યારે વૃત્તિમાં દીર્ઘ કાલ આરૂઢ રાખવામાં આવે છે. ત્યારે આ જગતમાં તેઓ સ્થૂલ રૂપે આપણને પ્રત્યક્ષ થાય છે. આ કારણથી જ શાસ્ત્રોમાં ભક્તિથી ઇશ્વરને ભજનાર પ્રલ્હાદ વગેરેને જેમ ઇશ્વરનાં દર્શન થયાં છે. એમ વર્ણવ્યું છે તે જ પ્રમાણે દ્વેષથી ઇશ્વરનું ચિંતન કરનાર હિરણ્યકશિપુ વગેરેને પણ ઇશ્વરનાં દર્શન થયાં છે, એમ વર્ણવ્યું છે. અને માનસશાસ્ત્રના નિયમથી તેમ સંભવે જ છે. કારણ કે પ્રેમવડે ભક્તિ કરનારના હૃદયમાં જેમ ઇશ્વરનું માનસિક ચિત્ર રચાય છે, તેમ ઇશ્વરનો તીવ્ર દ્વેષ કરનારના હૃદયમાં પણ તેમનું માનસિક ચિત્ર રચાય છે; અને દીર્ઘ કાલ મનમાં આરૂઢ રાખવામાં આવેલું ઇશ્વરનું માનસિક ચિત્ર સ્થૂલ રૂપે ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે. હજારો બાબતોનો મનુષ્યો ભય ધરે છે, પણ તેમાંથી થોડી જ બાબતોનો તેને જગતમાં સાક્ષાત્કાર થાય છે, તેનું કારણ એ છે કે જે હજારો બાબતોનો મનુષ્યો ભય ધરે છે, તે બાબતોને તેઓ મનમાં દીર્ઘ કાલ આરૂઢ રાખતા નથી. તેઓ ચાર દિવસ તેનો ભય ધરેછે, અને પછી તેને ભૂલી જાય છે. આથી માત્ર તેઓના બળનો જ ક્ષય થાય છે, પણ જેનો ભય ધરવામાં આવ્યો હોય છે, તે વસ્તુ તેમને સ્થૂલ રૂપમાં પ્રત્યક્ષ થતી નથી. પરંતુ જેનો તેઓ દીર્ઘકાલ ભય ધર્યા કરે છે, અને જેના માનસિક ચિત્રને તેઓ અખંડ રટ્યા કરે છે, તે વસ્તુ તેમને પ્રત્યક્ષ થયા વિના રહેતી જ નથી. આથી જ સારી હવામાં રહેનારા છતાં પણ પ્લેગનો અખંડ ભય ધરનારા સર્વ મનુષ્યોને પ્લેગ થાય છે, અને પ્લેગનો સામાન્ય ભય ધરનારને માત્ર બળનો ક્ષય થયાવિના બીજી કોઇ હાનિ થતી નથી. કોઇ વસ્તુનું મન ભારે એકાગ્રતાપૂર્વક ચિંતન કરે છે,—પછી તે ચિંતન ભયથી કરે છે કે પ્રેમથી કરે છે—ત્યારે જ તે વસ્તુ આકર્ષણના નિયમપ્રમાણે તે મનુષ્યપ્રતિ આકર્ષાઇ આવે છે.

આથી તમને સ્પષ્ટ થશે કે ભયનો જો તમે તમારા મનમાંથી નાશ નહિ કરો તો જેનો તમે ભય ધરો છો, તે વસ્તુને તમે તમારા પ્રતિ આકર્ષી આણશો અથવા તમે તેના પ્રતિ જશો. ભય જેનો તમે ભય ધરો છો તે વસ્તુને દીપકરૂપ બનાવે છે, અને તમને પતંગીયારૂપ બનાવી તેની આસપાસ ફેરવે છે, અને અલ્પ સમયમાં તે વસ્તુનો તમને ભેટો કરાવે છે. આથી ધનની ઇચ્છાવાળા તમારે સર્વ પ્રકારના પ્રયત્નથી નિર્ધનતાના ભયનો સમૂળ નાશ કરવો જોઇએ.

સહન કરવા જેટલા સામર્થ્યનો સંચય આપણામાં હોય જ છે, પણ અજ્ઞાનથી અને આ ચારથી કાલે અથવા આવતે અઠવાડીએ, અથવા આવતે માસે કે આવતે વર્ષે આવ કલ્પિત દુઃખોના ભય ધરી આપણે આ પ્રાપ્ત બળનો ક્ષય કરી નાંખીએ છીએ, અને તે જ્યારે કોઇ ખરેખરૂં દુઃખ આવી પડે છે, ત્યારે તે સહને કરવાનું બળ આપણામાં હોતું ન જેમ કોઇ શ્રીમાન્ પુરુષ, પોતાને ઘેર ટાણું ન છતાં નિત્ય નવાં નવાં ટાણાં કલ્પીને પોતા સઘળું ધન ઉડાવી દે, અને પછી ખરૂં ટાણું આવતાં, ધનવિના વીલે મુખે, ટાણું કર્યાવિ હાથ ધસીને રહે છે, તેમ ભય અને ચિંતાને સેવનાર આપણે કરીએ છીએ. ભય અને ચિ તાથી દુઃખોની ખોટી કલ્પનાઓ કરી કરીને આપણે આપણા સત્ત્વબળને ઉડાવી દઇએ છી અને પછી ખરે પ્રસંગે દેવાળુ કાઢીએ છીએ.

પ્રિય વાચક ! ભયરૂપ મહા રાક્ષસનો નાશ કરવાનો મહામંત્ર એક વાર જો તમે શીખશો અને સિદ્ધ કરશો, અને તે વડે ભયને અને તેની ત્રાસદાયક ભુંજરવેડને ભસ્મીભૂત કરશો તો આ સંસાર જે આજે તમને અનેક દુઃખોથી ભરેલો ભાસે છે, તે તત્કાળ તમને જુદ રૂપમાં ભાસશે. તમને નરકને સ્થાને સ્વર્ગલોકનું ભાન થશે. ઉજ્જડ અરણ્યને સ્થાને તમને નંદ નવન દૃષ્ટિએ આવશે. તમને અનુભવ થશે કે સંસારમાં જન્મ ધરવાને જે સર્વ મનુષ્યો મોટુ દુઃખ સમજે છે, તે તેમ નથી, પણ ઉલટું મોટું સુખ છે. ઈશ્વરના અંકમાં બેઠેલા મહ નિર્ભય અને આનંદોદધિમાં રેલતા નૃસિંહ મહેતાની પેઠે તમે પણ નિઃશંક થઇને નિશ્ચિંત પણે બોલશો કે 'હરિના જન તે તો મુક્તિ ન માગે, માગે જન્મો જન્મ અવતાર રે' અંતઃકરણમાં ભય હોય છે, ત્યાં સુધી જ જન્મ ધરવામાં દુઃખ છે. જેનો ભય નાશ પામે છે, તેનાં સર્વ દુઃખ નાશ પામે છે. જેના હૃદયમાં ભય રમે છે, તે રત્નજડિત સુવર્ણના પર્યંકમાં લોટતો છતાં તથા સર્વ સંપત્તિથી વીંટળાયલો છતાં પણ દુઃખી જ છે. ભયરહિત જીવન તે જીવન છે; ભયસહિત જીવન તે મૃત્યુ છે. ભયયુક્ત મન ઝાંખરાં અને કાંટાવાળું, તથા સિંહ, વ્યાઘ્ર, સર્પ વગેરેથી ભરેલું ગાઢ જંગલ છે; ભયરહિત મન કુશલ માલાકારથી વ્યવસ્થાપૂર્વક રચાયલું મનોહર ઉદ્યાન છે. સભય મન વિકારોરૂપી ભૂત, પિશાચ અને પ્રેતોને ખેલવાની સ્મશાન ભૂમિ છે; નિર્ભય મન શ્રદ્ધા, પ્રશાંતિ, આદિ દૈવી સંપત્તિરૂપ દેવાંગનાઓને રમણ કરવાની મનોહારિણી વિહારભૂમિ છે.

ભયનો તમારા અંતઃકરણમાંથી ઉચ્છેદ થતાં તમે આજે બીજાઓને જે અયોગ્ય બોધ આપી તેમને નિરુત્સાહ કરી નાંખો છો, તે કરતા અટકશો. આજે ભયરૂપ ભૂતથી ધૂણતા અસંખ્ય મનુષ્યો, જ્યાં ત્યાં ઉત્સાહથી કામ કરવાનો આરંભ કરતા મનુષ્યોઆગળ સર્વદા પોતાનું માથું ધૂણાવ્યા જ કરે છે. 'આ કામ હું કરવા ધારૂં છું, તેમાં તમારી શી સલાહ છે?' એવું પૂછતાં તરત જ ગંભીર થઇને માથુ ધૂણાવે છે, અને ભયના પ્રેર્યા બોલે છે કે તમે કરવા ધારો છો ખરા, પણ મને ભય રહે છે કે તમે તેમાં નિષ્ફળ થશો. કારણ કે તમારા જેવા ક્ષુદ્ર માણસ આવું ભારે કામ કરવાને લાયક જ નથી. પ્રિય વાચક ! તમને માથુ ધૂણાવી આવા ભાવનું કોઈ કહે તો તરત જ નિશ્ચય કરજો, કે ભય નામનું ભૂત આ મનુષ્યમાં ભરાવાથી તે આમ ધૂણે છે, અને એલફેલ બોલે છે. ભયનો તમારામાંથી નાશ થતાં તમે જ્યાં ત્યાં આત્મશ્રદ્ધાને જ પ્રકટાવવાના. આમ થશે ને તેમ થશે, એવાં ભય ઉપજાવનારાં વચનો વદીને તમે ઉત્સાહી હૃદયને નિરાશ નહિ કરી નાંખો. તમે મનુષ્યના પ્રયત્નને પોષશો, અને

તેનો આગળ વધવામાં ઉત્સાહ દ્વિગુણ થાય એવાં જ વચનો વદશો. ભયનો તમારામાંથી નાશ થતાં તમારા સંબંધમાં આવનાર સર્વના હૃદયમાં તમે આશા, ઉત્સાહ, વિશ્વાસ, વગેરે દૈવી ગુણોનો પ્રકાશ નાંખશો.

વળી ભયનો ઉચ્છેદ થવાથી તમારી ભાવનામાં અદ્‌ભુત સામર્થ્ય આવેલું તમને જણાશે. તમે શંકાવિના જે ભાવનાને સેવશો, અને તેથી તે સત્વર સફળ થશે. વળી નિર્ધનતાનો ભય તમારા હૃદયમાંથી સમૂળ નીકળી જવાથી તમને નિર્ધનતાના કદી પણ વિચાર નહિ આવવાનો, અને તેથી ગયા પ્રકરણમાં કહેલા આકર્ષણના નિયમપ્રમાણે તે કદી પણ તમારા પ્રતિ આવવાની નહિ, પણ ઉલટી સધનતા જ આવવાની. જેમ કોઇ વસ્તુની આપણે ઇચ્છા કરીએ છીએ ત્યારે તે ઇચ્છેલી વસ્તુને જેમ આપણે આપણા પ્રતિ આકર્ષીએ છીએ, અથવા આપણે તે વસ્તુપ્રતિ જઇએ છીએ, તેમ જે વસ્તુનો આપણે ભય ધરીએ છીએ તે વસ્તુને પણ આપણે આપણા પ્રતિ આકર્ષીએ છીએ, અથવા આપણે તેના પ્રતિ જઇએ છીએ. આનું કારણ એ છે કે જ્યારે આપણે કોઇ વસ્તુની ઇચ્છા કરીએ છીએ અથવા તેનો ભય ધરીએ છીએ ત્યારે તે વસ્તુનું માનસિક ચિત્ર આપણા મનમાં રચાય છે; અને મનમાં રચાયલાં ચિત્રો જ્યારે વૃત્તિમાં દીર્ઘ કાલ આરૂઢ રાખવામાં આવે છે. ત્યારે આ જગતમાં તેઓ સ્થૂલ રૂપે આપણને પ્રત્યક્ષ થાય છે. આ કારણથી જ શાસ્ત્રોમાં ભક્તિથી ઇશ્વરને ભજનાર પ્રહ્‌લાદ વગેરેને જેમ ઇશ્વરનાં દર્શન થયાં છે. એમ વર્ણવ્યું છે તે જ પ્રમાણે દ્વેષથી ઇશ્વરનું ચિંતન કરનાર હિરણ્યકશિપુ વગેરેને પણ ઇશ્વરનાં દર્શન થયાં છે, એમ વર્ણવ્યું છે. અને માનસશાસ્ત્રના નિયમથી તેમ સંભવે જ છે. કારણ કે પ્રેમવડે ભક્તિ કરનારના હૃદયમાં જેમ ઇશ્વરનું માનસિક ચિત્ર રચાય છે, તેમ ઇશ્વરનો તીવ્ર દ્વેષ કરનારના હૃદયમાં પણ તેમનું માનસિક ચિત્ર રચાય છે; અને દીર્ઘ કાલ મનમાં આરૂઢ રાખવામાં આવેલું ઇશ્વરનું માનસિક ચિત્ર સ્થૂલ રૂપે ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે. હજારો બાબતોનો મનુષ્યો ભય ધરે છે, પણ તેમાંથી થોડી જ બાબતોનો તેને જગતમાં સાક્ષાત્કાર થાય છે, તેનું કારણ એ છે કે જે હજારો બાબતોનો મનુષ્યો ભય ધરે છે, તે બાબતોને તેઓ મનમાં દીર્ઘ કાલ આરૂઢ રાખતા નથી. તેઓ ચાર દિવસ તેનો ભય ધરેછે, અને પછી તેને ભૂલી જાય છે. આથી માત્ર તેઓના બળનો જ ક્ષય થાય છે, પણ જેનો ભય ધરવામાં આવ્યો હોય છે, તે વસ્તુ તેમને સ્થૂલ રૂપમાં પ્રત્યક્ષ થતી નથી. પરંતુ જેનો તેઓ દીર્ઘકાલ ભય ધર્યા કરે છે, અને જેના માનસિક ચિત્રને તેઓ અખંડ રચ્યા કરે છે, તે વસ્તુ તેમને પ્રત્યક્ષ થયા વિના રહેતી જ નથી. આથી જ સારી હવામાં રહેનારા છતાં પણ પ્લેગનો અખંડ ભય ધરનારા સર્વ મનુષ્યોને પ્લેગ થાય છે, અને પ્લેગનો સામાન્ય ભય ધરનારને માત્ર બળનો ક્ષય થયાવિના બીજી કોઇ હાનિ થતી નથી. કોઇ વસ્તુનું મન ભારે એકાગ્રતાપૂર્વક ચિંતન કરે છે,—પછી તે ચિંતન ભયથી કરે છે કે પ્રેમથી કરે છે—ત્યારે જ તે વસ્તુ આકર્ષણના નિયમપ્રમાણે તે મનુષ્યપ્રતિ આકર્ષાઇ આવે છે.

આથી તમને સ્પષ્ટ થશે કે ભયનો જો તમે તમારા મનમાંથી નાશ નહિ કરો તો જેનો તમે ભય ધરો છો, તે વસ્તુને તમે તમારા પ્રતિ આકર્ષી આણશો અથવા તમે તેના પ્રતિ જશો. ભય જેનો તમે ભય ધરો છો તે વસ્તુને દીપકરૂપ બનાવે છે, અને તમને પતંગીયારૂપ બનાવી તેની આસપાસ ફેરવે છે, અને અલ્પ સમયમાં તે વસ્તુનો તમને ભેટો કરાવે છે. આથી ધનની ઇચ્છાવાળા તમારે સર્વ પ્રકારના પ્રયત્નથી નિર્ધનતાના ભયનો સમૂળ નાશ કરવો જોઇએ.

પણ તમે અકળાઇને પૂછો છો કે ભયનો નાશ હું કરૂં શી રીતે? ભયનો નાશ તમે બહુ જ સુગમતાથી કરી શકો એમ છે. સાંભળો, ભયનો નાશ કરવાની રીત આ છે. ધારો કે એક અંધકારવાળી ઓરડીમાં તમે બેઠા છો, અને તમારે અંધકારને કાઢી નાંખવો છે. શું તમે પાવડા અને ટોપલા લાવીને અંધકારને ટોપલામાં ભરી ભરીને બહાર કાઢી નાંખવાનો પ્રયત્ન કરશો? અથવા શું સાવરણી લેઇને અંધકારને વાળી કાઢશો? આમાંનું તમે કશું જ નહિ કરો, પણ માત્ર ઓરડીની બારીઓ ઉઘાડી નાંખશો અને પ્રકાશને અંદર આવવા દેશો. જ્યારે બારીઓમાંથી પ્રકાશ અંદર આવશે ત્યારે અંધારૂ પોતાની મેળે જ જતું રહેશે. એ જ પ્રમાણે તમારા હૃદયરૂપ મંદિરમાં વ્યાપી રહેલા ભયરૂપ અંધકારને ટાળવાનો પ્રયત્ન કરો— હૃદયમંદિરની બારીઓ ઉઘાડી મૂકો, અને દૈવી ગુણોરૂપ સૂર્યના પ્રકાશને અંદર આવવા દો. આત્મશ્રદ્ધા, નિર્ભયતા, હિંમત, ઉત્સાહ વગેરે ઉત્તમ સદ્‌ગુણોના વિચારોને મનમાં પ્રકટાવો, અને ભય અદૃશ્ય થઇ જશે. જ્યારે જ્યારે ભય મનમાં ડોકીયું કાઢે કે તરત જ નિર્ભયતાની ગદાથી તેનું માથું ભાગી નાંખો. તમારા આત્મસ્વરૂપભણી જોઇને કહો કે 'હું નિર્ભય છું; મને ત્રિભુવનમાં કશાનો જ ભય નથી.' અથવા તમે પરમેશ્વરના પુત્ર છો, તેમનાં વડે નિરંતર રક્ષાયલા છો, તે સર્વદા તમારૂં કલ્યાણ જ કરે છે, અને તેથી તમારે ભય ધરવાનું કશું જ કારણ નથી, એવા વિચારો પુનઃ પુનઃ કરો. શુદ્ધ વિચારના સૂર્યને હૃદયમાં ઉગાડો. પુનઃ પુનઃ શુદ્ધ વિચારને સેવો. શુદ્ધ વિચાર દૃઢ થતાં ભય અળપાઇ જશે.

(અપૂર્ણ)

---

# श्वसनविद्याकला.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૧૭ થી )

## પ્રકરણ ૨૫.

### જનનેંદ્રિયને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

જનનેંદ્રિયમાં વૃશ્ચિક રાશિની સત્તા પ્રવર્તે છે, તેથી આ ક્રિયા વૃશ્ચિક રાશિ જે ૨૩ મી ઓકટોબરે બેસે છે, અને ૨૨ મી નવેંબરે ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

ઉપરના પ્રકરણમાં કહ્યાપ્રમાણે ઉભા રહેવું. બને હાથને નીચે લટકતા રાખવા. મુઠીઓ વાળવી, અને સ્નાયુઓને તંગ કરવા. જમણા પગને જમીનથી એક અથવા બે તસુ ઉંચો કરવો, પણ ઘુંટણને સંપૂર્ણ રીતે તંગ અને સીધો રાખવો. શરીરનું બધું વજન ડાબા પગઉપર રાખવું. પછી કમરના સાંધામાંથી જમણા પગને આમળીને ડાબી બાજુ જેટલો બને તેટલો ફેરવવો. પાછો જમણી બાજુએ તે જ પ્રમાણે તેને બને તેટલો ગોળ ફેરવીને લાવવો. શરીરને ઝોલો ખાવા દેવું નહિ, અને પગને જમીનસાથે અડવા દેવો નહિ. પછી જમણા પગઉપર ઉભા રહેવું, અને ડાબા પગથી તે જ પ્રમાણે કસરત કરવી. પછી અવયવોને શિથિલ કરવા, અને પાછું તે જ પ્રમાણે કરવું. આમ પાંચ સાત મિનિટસુધી અથવા શ્રમ જણાય ત્યાં સુધી કરવું. કસરત કરતી વખતે બધો સમય એક સરખી રીતે દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કર્યા કરવા.

આ કસરત કરતી વખતે મનને જનનેંદ્રિયઉપર એકાગ્ર કરવું. તે ભાગ પૂર્ણ આરોગ્યયુક્ત સ્થિતિમાં છે, એમ જોવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવોઃ—હું બળવાન્ અને પૂર્ણ વીર્યવાન્ છું. આ જીવનપ્રદ ક્રિયા મને અત્યંત લાભ કરે છે. મને મારા શરીરમાં નવા જીવનનું અને ઉલ્લાસનું ભાન થાય છે.

વૃષભ, સિંહ અને કુંભ રાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરવાની ઇચ્છા હોય તો કરવી. ( અપૂર્ણ. )

---

# ग्रंथसत्कार.

**इलिझावेथ राणीचो समय**—( ભાષાંતરકર્તા રા. રા. જીવાભાઇ રેવાભાઇ પટેલ, **બી. એ. એલ. એલ. બી.,** મૂલ્ય રૂ. ૧–૫–૦ ) આ અને ત્યારપછીના નીચે જણાવેલા સાત ગ્રંથો શ્રીમંત ગાયકવાડ સરકારના દેશી કેળવણી ખાતાતરફથી પ્રકટ કરવામાં આવ્યા છે. શ્રીમંત ગાયકવાડ સરકારનો ઉત્તમ પ્રકારના ગુજરાતી તથા મરાઠી સાહિત્યની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન અત્યંત સ્તુત્ય છે. વિદ્વાન્ ભાષાંતરકર્તા લખે છે, તેમ ઇતિહાસના ગ્રંથો જનસમાજની ભારે સેવા બજાવે છે, તે કેવળ સત્ય છે. પ્રસ્તુત ઐતિહાસિક ગ્રંથ 'ધી એજ ઑફ ઇલીઝાબેથ' નામના ઇંગ્રેજી ગ્રંથનું ભાષાંતર છે, અને રા. રા. જીવાભાઇએ તેનું ભાષાંતર બહુ ઉત્તમ પ્રકારે કર્યું છે.

**श्रीमंत थोरले सयाजीराव महाराज यांचे चरित्र**—( રચનાર રા. રા. અનંત નારાયણ ભાગવત; મૂલ્ય પ્રથમ ભાગ રૂ. ૧–૮–૦; દ્વિતીય ભાગ રૂ. ૧–૮–૦ ) આ ઐતિહાસિક ગ્રંથ બે વિભાગમાં પ્રકટ કરવામાં આવ્યો છે. શ્રીમંત કૈલાસવાસી મોટા સયાજીરાવ મહારાજસાહેબનું જીવનચરિત્ર આ ગ્રંથોમાં વર્ણવવામાં આવ્યું છે.

**सचित्र मराठी खेळांचें पुस्तक**—(રચનાર રા. રા. અનંત બાબાજી દેવધર; મૂલ્ય રૂ. ૪–૮–૦) આ ગ્રંથમાં વિવિધ દેશી રમતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. તેના બે ભાગ પાડવામાં આવ્યા છે. પ્રથમ ભાગમાં છોકરાઓવડે રમાતી અને દ્વિતીય ભાગમાં છોકરીઓવડે રમાતી રમતોનાં સુંદર ચિત્રોસાથે વર્ણન આપવામાં આવ્યાં છે.

**आईबाप आणि मुलें ह्यांचे परस्पर धर्म, व त्या संबंधाने विचारांत हिंदुलोकां मध्ये प्राचीनकाळापासून आजपावेतों झालेलीं रूपांतरें ह्या विषयीं निबंध**—(રચનાર રા. રા. ગણેશ રામચંદ્ર ભરાડે; મૂલ્ય રૂ. ૧–૨–૦) આ ગ્રંથમાં માબાપ અને છોકરાંના પરસ્પરના ધર્મનું તથા પ્રાચીન કાળથી આજસુધીમાં તેમાં કેવું રૂપાંતર થયું છે, તે વિષે ઉત્તમ પ્રકારે વિવેચન કરવામાં આવ્યું છે.

**प्राचीन पुराणोनी बालबोधक वार्तासंग्रह**—( રચનાર સૌ. શારદા મહેતા, **બી. એ.**; મૂલ્ય રૂ. ૦–૮–૦ ) આ લઘુ ગ્રંથમાં પ્રાચીન પુરાણોમાંથી ૪૦ ઉત્તમ સુબોધક વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. પ્રત્યેક વાર્તાના અંતમાં તે વાર્તાનો સારાંશ આપવામાં આવ્યો છે. આ પુસ્તકથી બાળકોના હાથમાં મૂકવાયોગ્ય પુસ્તકોમાં એક ઉત્તમ પુસ્તકનો વધારો થયો છે. રસિક વાર્તાઓદ્વારા પોતાનાં બાળકોનાં હૃદયમાં સદ્ગુણના સંસ્કાર રોપવા ઇચ્છ-

નાર પ્રત્યેક માબાપે પોતાનાં પ્રિય બાળકોના હાથમાં આ ઉત્તમ પુસ્તક આપવાની અગત્ય છે.

**वहेमखंडन**—( રચનાર રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ; મૂલ્ય રૂ. ૦-૯-૦ ) આ ગ્રંથમાં આપણા લોકોમાં ચાલતા વિવિધ વિચારો, જેને ગ્રંથકાર વહેમ કહે છે, તેનું ખંડન કર્યું છે. લેખકનો આશય સ્તુત્ય છે; વહેમનું અવશ્ય ખંડન કરવું જ જોઇએ, પરંતુ લેખક જેને વહેમમાં ગણી કાઢે છે, તે સઘળા વહેમ જ છે કે કેમ, તે બહુ વિચારવાજેવું છે. વહેમની પાછળ ઘણી વાર સત્ય રહેલું હોય છે, અને તે સત્ય જ્યાં સુધી નથી જણાતું ત્યાં સુધી વહેમ ખંડન કરવાયોગ્ય લાગે છે. લેખકે ભૂતયોનિ, જ્યોતિશ્શાસ્ત્ર, મંત્રશાસ્ત્ર, પુરાણના સમુદ્રમંથન આદિ પ્રસંગો, ધાતુવાદ વગેરે વિવિધ વિષયોને વહેમમાં ગણી કાઢ્યા છે. પરંતુ તેમના તે વિચારોસાથે અમે એકમત થઇ શકતા નથી. ભૂતયોનિ, જ્યોતિશ્શાસ્ત્ર, મંત્રશાસ્ત્ર, ધાતુવાદ વગેરેની સત્યતા પાશ્ચાત્ય વિદ્વાનોને પણ હવે થોડાં વર્ષથી સમજાવા લાગી છે, અને આજે જે વહેમોમાં ગણાય છે, તેની પાછળ સત્ય કેવા રૂપમાં રહેલું છે, તેનો જગતમાં પ્રકાશ થવાને હવે ઘણાં વર્ષનો વિલંબ નથી.

**प्रोटेस्टंट परिवर्तन**—( ભાષાંતર કરનાર રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત, બી. એ.; મૂલ્ય રૂ. ૨-૦-૦ ) 'ધી એરા ઓફ ધી પ્રોટેસ્ટંટ રેવોલ્યુશન' એ નામના ઇંગ્રેજી પુસ્તકનું આ ગ્રંથ ભાષાંતર છે. ખ્રિસ્તી ધર્મમાં જે જે પરિવર્તનો થયાં છે, તે સર્વનું આ ગ્રંથમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

**अखा भक्त अने तेमनी कविता**—( લેખક રા. રા. અંબાલાલ બુલાખીરામ ) મુંબાઇમાં મળેલી દ્વિતીય સાહિત્ય પરિષદમાં આ લેખ વાંચવામાં આવ્યો હતો. અખાભક્તની કવિતાના ગાઢ અભ્યાસના પરિણામમાં આ લેખ લખાયલો હોવાથી તેના વિદ્વાન્ લેખક, આ તત્વજ્ઞાની કવિની કવિતાના ગુણદોષ દર્શાવવામાં પ્રશસ્ય પ્રકારે વિજયી થયા છે.

**श्रीमद् भागवतनो एकादश स्कंध**—( પ્રસિદ્ધ કરનાર ભિક્ષુ શ્રીઅખંડાનંદ; મૂલ્ય ૦-૭-૬. ) 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' તરફથી આ ગ્રંથની બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે. આ ગ્રંથમાં ભાગવતના એકાદશ સ્કંધનું મૂળસહિત ભાષાંતર આપવામાં આવ્યું છે. આવો સસ્તો ઉત્તમ ગ્રંથ ગુજરાતીમાં ભાગ્યે જ કોઇ હશે. સ્વામિ શ્રીઅખંડાનંદ સસ્તા ગ્રંથો પ્રસિદ્ધ કરવા જે ભાગીરથ પ્રયત્ન કરે છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

**उत्तम-बोध**—( પ્રસિદ્ધકર્તા ઉત્તમનું મિત્રમંડળ, ભાવનગર ) રા. રા. ઉત્તમચંદ ગીરધરભાઇ કાપડીયા નામના એક વિદ્વાન્ યુવકે પત્રોમાં તથા ભાષણોમાં વિવિધ પ્રસંગે જે વિચારો દર્શાવ્યા હતા, તેનો આ લઘુ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે. રા. રા. ઉત્તમચંદનું વય માત્ર અઢાર વર્ષનું છતાં તેમણે ભિન્ન ભિન્ન વિષયોઉપર જે વિચારો દર્શાવ્યા છે, તે એક પક્વ મતિના વિદ્વાનને પણ શોભા આપનારા છે. તેઓ અધિક જીવ્યા હોત તો ભવિષ્યમાં એક ઉત્તમ વિદ્વાનરૂપે પ્રસિદ્ધિમાં આવ્યા વિના રહેત નહિ.

**वल्लभकाव्य**—( રચનાર રા. રા. વલ્લભજી ભાણજી મહેતા, મોરબી; મૂલ્ય ૦-૬-૦) આ લઘુ ગ્રંથમાં વિવિધ વિષયોઉપર બોધક છંદો તથા પદ્યો લખ્યાં છે. ગ્રંથના ઉત્તર ભાગમાં 'વલ્લભરત્નમણકા' એ નામનો એક સુબોધક ગદ્યાત્મક લેખ આપ્યો છે.

**धर्म तथा सनातन धर्म**—( યોજક રા. રા. જોશી સોમેશ્વર નાથજી, ડાકોર. ) શ્રી સનાતન ધર્મ ગ્રંથમાળાનો આ ગ્રંથ પ્રથમ અંક છે. ધર્મ તથા સનાતન ધર્મવિષે

તેમાં બહુ વિચારપૂર્વક ચર્ચા ચલાવવામાં આવી છે.

**પ્રકાશિકા**—( રચનાર મિ. અરદેશર ફરામજી ખબરદાર, મુંબઇ. ) આ ગ્રંથ વિવિધ પ્રસંગે વિવિધ વિષયોઉપર લખેલાં ઉત્તમ કાવ્યોનો સંગ્રહ છે. પારસી છતાં મિ. ખબરદાર ઉત્તમ સંસ્કારી ભાષા લખી શકે છે/ એ તેમને ઓછું માનપ્રદ નથી. તેમનાં કાવ્યોમાં હૃદયને દ્રવીભૂત કરનારું કવિત્વ ઝળકી રહ્યું છે. 'પ્રકાશિકા' એ ગુજરાતી ભાષાના સાહિત્યકોષમાં એક અમૂલ્ય રત્નરૂપે વિરાજે છે.

**ગુરુદર્શન અથવા સાત સુવર્ણમય કુંચીઓ**—( લેખક રા. રા. **મણિલાલ નથુભાઈ દોસી, બી. એ. સત્યવિજય** પ્રેસ, **અમદાવાદ**, મૂલ્ય ૦-૬-૦ ) આ ઉત્તમ ગ્રંથ 'સત્ય વિજય' માસિકનાં ગ્રાહકોને બીજા વર્ષની ખુશાલીમાં ભેટ આપવામાં આવ્યો છે. તેમાં દાન, શીલ, ક્ષાન્તિ, વૈરાગ્ય, વીર્ય, ધ્યાન, અને પ્રજ્ઞા, એ સાત વિષયોઉપર પ્રત્યેક સુખેચ્છકને બહુ મનન કરવાયોગ્ય વિચારો દર્શાવવામાં આવ્યા છે.

**સ્વદેશી, બહિષ્કાર, સ્વરાજ્ય**—( સંગ્રહ કરનાર રા. રા. જયન્ત, મૂલ્ય ૦-૪-૦ ) **ભારતના**-પરમભક્ત અને સ્વાત્માર્પણ આદિ ઉચ્ચ ગુણોનું આશ્ચર્યકારક ઉદાહરણ આપનાર શ્રીયુત તિલકે પોતાના કેસરિ પત્રમાં ભિન્ન ભિન્ન પ્રસંગે સ્વદેશી, બહિષ્કાર, સ્વરાજ્ય આદિ વિષયોસંબંધમાં જે ઉત્તમ લેખો લખ્યા હતા, તેમનો આ લઘુ ગ્રંથમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. સહરાના અરણ્યજેવાં શુષ્ક હૃદયમાં સ્વદેશાનુરાગનો નિર્મળ ઝરો વહેવડાવવાને માટે, આ પુસ્તકના જેવું અન્ય પુસ્તક મળવું દુર્લભ છે.

**વીરસૂ**—( લેખક રા. રા. **વિહારી**, ઉપલેટા, મૂલ્ય ૦-૦-૬ ) વીરપુત્ર ઉત્પન્ન કરનાર વીરમાતાને ઉદ્દેશીને આ લઘુ કાવ્યમાં, શૌર્ય આદિ ગુણોથી યુક્ત ઉત્તમ પ્રજાને ઉત્પન્ન કરવા તથા કેળવવા, વિવિધ છંદોમાં બોધ આપ્યો છે.

**તિલક કેસ**— ( પ્રસિદ્ધકર્તા **ડૉ. એમ. એમ. રાયજી, સુરત** ) થોડા સમયઉપર શ્રીયુત તિલકઉપર મુંબઇમાં ચાલેલા કેસનો સવિસ્તર વૃત્તાંત આ પુસ્તકમાં આપ્યો છે.

**શક્તિ**—( તંત્રી ડૉ. **એમ. એમ.** રાયજી, સુરત; વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ ) થોડા સમયથી વૃદ્ધિને પામતી રાજકીય જાગ્રતિના પરિણામમાં આ સાપ્તાહિક પત્ર પ્રકટ થયું છે. તેમાં આવતા લેખો વિદ્વત્તા ભરેલી રીતે લખાય છે, તથા તેની પ્રત્યેક પંક્તિમાં સ્વદેશાનુરાગની તીવ્ર લાગણી દૃષ્ટિએ પડે છે.

**વૈરાગ્યશતક અને બ્રહ્મજ્ઞાન**—(પ્રસિદ્ધ કરનાર રા. રા. હરજીવન **ત્રિભુવન ત્રિપાઠી**, ભુજ; મૂલ્ય રૂ. ૧-૪-૦) આ ગ્રંથમાં **શ્રીભર્તૃહરિ**કૃત વૈરાગ્યશતકના, મૂળ સંસ્કૃત શ્લોક, તેમનું **પંજાબ**ના પ્રસિદ્ધ કવિ **હરિદયાળે** હિંદી ભાષામાં કરેલું પદ્યાત્મક ભાષાંતર, તેનો ઉપરથી ગુજરાતી ભાષામાં વિવિધ છંદોમાં પ્રસિદ્ધકર્તાએ કરેલું ભાષાંતર, તથા અંતના ભાગમાં વૈરાગ્ય અને બ્રહ્મજ્ઞાનસંબંધી અનેક શાંતરસપ્રધાન પદ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મુમુક્ષુઓને આ ગ્રંથ ઉપયોગી છે.

**પ્રાણીહિંસા અને પ્રાણીખોરાકનિષેધક**—(રચનાર રા. રા. **મોતીલાલ મનસુખરામ શાહ**, **જૈનહિતેચ્છુ ઓફીસ, અમદાવાદ**, મૂલ્ય (કાચું પુંઠું) ૦-૫-૦, (પાકું પુંઠું) ૦-૭-૦) પ્રાણીઓની હિંસા કરવી, તથા તેમના માંસનો આહારતરીકે ઉપયોગ કરવો, એ કેટલું અયોગ્ય તથા હાનિકારક છે, તથા વનસ્પતિઆહાર એ માંસાહારકરતાં કેટલો શ્રેષ્ઠ છે, એ આ

ગ્રંથમાં વિવિધ યુક્તિથી, તથા આર્યઅનાર્ય શાસ્ત્રોનાં, તથા વિદ્વાનોનાં પ્રમાણભૂત વચનોનો સિદ્ધ કર્યું છે. પરદેશીઓના સહવાસથી તથા તેમની લુલી દલીલોથી મોહાંધ થઇ જેઓ વનસ્પતિઆહારકરતાં માંસાહારને શ્રેષ્ઠ માને છે, તેમને આ ગ્રંથ વાંચવાથી પોતાના વિચારો કેટલા ભૂલભરેલા છે, તે સહજે સ્પષ્ટ થશે.

**સતી સ્ત્રીઓનાં લક્ષણો**—( રચનાર રા. રા. મણિલાલશર્મા, ડુવા ) સતી સ્ત્રીઓનાં લક્ષણોને વર્ણવનાર આ લઘુ લેખ, વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, એ સ્થળે પત્ર લખવાથી ધર્મજિજ્ઞાસુ સ્ત્રીઓને વિનામૂલ્યે મળે છે.

---

# प्रकीर्ण विचारसंग्रह.

—પ્રત્યેક મનુષ્યને પોતે જે ઉદ્યોગ કરતો હોય તેમાંથી પ્રસંગોપાત્ત થોડી થોડી વિશ્રાંતિ લેવાની જરૂર છે, જીવતાસુધી પોતાને પ્રાપ્ત અખંડ ઉદ્યોગ કર્યા કરવો, એ તનના તથા મનના બળનો ક્ષય કરનાર છે. વર્ષમાં ઓછામાં ઓછું એક વાર પણ પ્રત્યેક મનુષ્યે પોતાનો નિત્યનો ઉદ્યોગ છોડી દઇને આનંદને આપનારી વિશ્રાંતિ લેવી જોઇએ. જેઓ આમ નથી કરતા, તેમને કુદરત વિશ્રાંતિ લેવાની ફરજ પાડે છે, અર્થાત્ તેમને કોઇ મોટો મંદવાડ આવે છે, અને પછી તેમને ચાર પાંચ માસ ખાટલામાં વિશ્રાંતિ લેવી પડે છે. અખંડ કામ કરનાર અને વિશ્રાંતિ નહિ લેનારનું શરીર ઘસાતું જાય છે, માનસિક શક્તિઓ દુર્બળ થતી જાય છે, અને પ્રસન્નતા ન્યૂન થવા માંડે છે.

—મનુષ્યોને કામથી વિશ્રાંતિ લેવાની અસંત અગત્ય હોવાથી જ તહેવારોની યોજના કરવામાં આવી છે. આમ છતાં રજાના દિવસોમાં પણ ઘણા વિશ્રાંતિ ન લેતાં કામ કર્યા જ કરે છે. ગમે તેવું ઉત્તમ કામ હોય તથા રસવાળું હોય, તોપણ વિશ્રાંતિ લીધા વિના જો તે અખંડ કરવામાં આવે છે તો સમય જતાં શરીર અને મન અકળાઇ જાય છે, તે જુલમગાર રાજાથી કંટાળેલી પ્રજાની પેઠે બંડ કરી ઉઠે છે, અને આપણને તેનો વ્યાજસાથે બદલો આપે છે.

—વિશ્રાંતિ લેવાનો અર્થ કેવળ આળસુ થવું, એવો નથી, પરંતુ જે કામ નિત્ય આપણે કરતા હોઇએ, તેને બદલે તદ્દન જુદા પ્રકારના થોડા શ્રમવાળા કામમાં તનને અને મનને જોડવાં.

—કામ મનુષ્યનો ક્ષય કરતું નથી, પણ ઘાંચીના બળદની પેઠે એકના એક ચીલામાં નિત્ય ફર્યા કરવાથી મનુષ્યનો મરો થાય છે.

—માસમાં બે ચાર દિવસ સઘળાં કામો છોડી દઇને કોઇ નદીતટે આવેલાં ગામોમાં અથવા રમ્ય સ્થળોમાં આનંદને માટે જવું જોઇએ. આમાં કરેલો ખર્ચ, વિશ્રાંતિ ન લેવાથી જે મંદવાડ આવે છે, તેમાં ખર્ચ થાય છે, તેના કરતાં હમેશાં ઓછો થાય છે, એટલું જ ... તે ખર્ચ તન, મનનું બળ વધારનાર હોવાથી ખરૂં જોતાં, ઉગી નીકળે છે.
આ લઘુ
ગમાં 'વસ્ત્રઅરલ્નમંર્ણુકા ...ની અનુકૂળતા ન હોય તેમણે પોતાના ઘરમાં પણ વિશ્રાંતિ લેવી
**ધર્મ તથા સનાતન ધર્મ-** ...વગેરે રમતો વિશ્રાંતિ મળવામાટે જ શોધી કાઢવામાં આવી
શ્રી સનાતન ધર્મ ગ્રંથમાળાનો આ... તેમણે સંગીતકલા, ચિત્રકલા, કે એવી જ કોઇ વિદ્યા

શીખવામાં ચિત્તને જોડીને, પ્રાપ્ત ઉદ્યોગમાંથી મનને કાઢીને તેને વિશ્રાંતિ આપવી જોઇએ.

—એકની એક સ્થિતિ મનને કંટાળો આપે છે. આથી બુદ્ધિમાને પોતાના ઘરની સ્થિતિ પણ વારંવાર બદલ્યા કરવી. પ્રસંગે પ્રસંગે નિત્ય કરવાનું કામ છોડી દઇને ઘરના સામાનની ફેરફારી કરી નાંખવી. પલંગ, પેટીઓ, કબાટો વગેરે જે જગાએ નિત્ય રહેતાં હોય ત્યાંથી તેમને બદલીને બીજે સ્થળે ગોઠવવાં. સુવાનો ઓરડો બને તો બદલી નાંખવો. પ્રત્યેક ખંડની વ્યવસ્થા બદલીને જૂદા પ્રકારની કરી નાંખવી. સરસામાનની વ્યવસ્થા ઉત્તરની દક્ષિણ કે પશ્ચિમ કે પૂર્વની કરી નાંખવી. ઘરનો રંગ ધોળો હોય તો પીળો કરવો, પીળો હોય તો લાલ કરવો, લાલ હોય તો વાદળી કરવો. ગોદડાં, રજાઇઓ, બિછાનાં વગેરે સઘળું જ બદલી નાંખવું. આહારમાં પણ ફેરફાર કરી નાંખવો. જાણે કોઇ નવી જ જગાએ ગયા હોઇએ, તેમ બને તેટલો સઘળામાં ફેરફાર કરી નાંખવો.

—આ પ્રકારે તનમનના વ્યાપારોને બદલીને પછી પ્રસંગે પ્રસંગે શરીરનાં અને મનનાં સઘળાં જ કામ અટકાવી દેવાની પણ વિશ્રાંતિ લેવી. બપોરે જમીને મેદાનમાં કોઇ વૃક્ષતળે કે ઘરમાં ખુલ્લી હવામાં બને તેટલાં ઓછાં વસ્ત્રો રાખીને નિરાંતે ઉંઘવું. જાણે જગત્ ત્રિકાળમાં થયું જ નથી, એમ માની સઘળી ચિંતાઓને છોડી દઇને નિશ્ચિંતપણે ઉંઘવું. ઉંઘવાની ઇચ્છા ન હોય અને કાંઇ વાંચવું હોય તો તેમ કરવું, પણ જે વાંચો તે આનંદને ઉપજાવનારું અને વૃત્તિને શાંત કરનારું હોવું જોઇએ. વૃત્તિને ઉકાળે ચઢાવે એવું અથવા તેને પરિશ્રમ પહોંચાડે એવું તે ન હોવું જોઇએ. મિત્રોની સાથે રમવાની કે હરવાફરવાની અનુકૂળતા હોય તો તેમ કરવું. જે કામ કર્યાવિના છુટકો જ ન હોય તેટલું જ કામ આવા વિશ્રાંતિના દિવસોમાં કરવું અને બાકીના સમયમાં, ખાવું, પીવું, ઉંઘવું, હરવું, ફરવું, અને નિશ્ચિંતપણે પડ્યા રહેવું. સ્મરણમાં રાખજો કે જે કામ કર્યાવિના છુટકો જ ન હોય તે કામ કરવું, એવું ઉપર કહ્યું છે, તે નિત્યનું કરવાનું કામ નહિ; પણ તેનાથી જુદું તે દિવસે ખાસ કોઇ કામ કરવાનું આવી પડ્યું હોય, અને જે કરવાનું તમને ગમતું હોય તેવું જ કામ કરવું.

—જ્યારે જ્યારે તમારૂં શરીર તથા મન તમને શ્રમિત જણાય ત્યારે આવી વિશ્રાંતિ લેજો. આ દીપોત્સવીના દિવસમાં નિત્ય કરવાનું સઘળું કામ છોડી દેઈ, સઘળી ચિંતાથી મુક્ત રહી આનંદથી રહેજો. નવીન વર્ષમાં તમને અધિક કામ કરવાનું શરીરબળ તથા મનોબળ પ્રાપ્ત થયેલું જણાશે.

---

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૩૧ થી )

હે દેવિ! આ કહીને મારે તને જે સ્પષ્ટ કરવાનું છે તે એ છે કે આ વિશ્વમાં જે કંઇ બને છે, તે આપણી સ્થૂલ દૃષ્ટિથી આપણને અયોગ્ય અને અહિતકર પ્રસંગે ભાસે છે, પરંતુ વિશ્વવ્યવસ્થાપક સત્તાની દૃષ્ટિથી તે તેમ હોતું નથી.

જે વસ્તુ એકનું અહિત કરનારી હોય છે, તે જ વસ્તુ અન્યનું હિત કરનારી હોય છે. એવી કોઇ પણ વસ્તુ નથી, જે કોઇનું કોઇ પ્રકારનું પણ હિત કરનારી ન હોય. આપણી દૃષ્ટિથી

આ વસ્તુ સારી છે, અને આ ખોટી છે, એમ આપણે કહીએ તો તે યોગ્ય છે, પરંતુ આપણને ખોટી જણાતી વસ્તુનું વિશ્વમાં અસ્તિત્વ જ ન હોય, એવું ઇચ્છવું એ અયોગ્ય છે. ઘાસ એ આપણી દૃષ્ટિથી ખાવાયોગ્ય પદાર્થ નથી; પરંતુ તેથી પશુઓને પણ તે ખાવા યોગ્ય નથી, એમ નિશ્ચય કરી બેસવું એ ભારે ભૂલ છે. વિષ્ઠા જેવા દુર્ગંધમય પદાર્થોથી આપણને ત્રાસ અને ગ્લાનિ ઉપજે, એ સ્વાભાવિક છે. પણ તેમાં જ ઉત્પન્ન થનારા અને તે વડે વૃદ્ધિને પામનારા અસંખ્ય કીડાઓને તેમાં આનંદ ભાસતો જોઇને આપણે કલેશ શા માટે કરવો જોઇએ ? તે દુર્ગંધમય પદાર્થોમાંથી તે કીડાઓને બહાર કાઢી અંત્તરના કુંડમાં મૂકવાથી શું તેમનું હિત કરેલું ગણાશે ?

એક વિરાગવાન્ સદાચારી પુરુષની દૃષ્ટિથી હાલનાં નાટકો દોષની વૃદ્ધિ કરનાર ગણાય તો તે યોગ્ય છે, પણ તે કોના દોષની વૃદ્ધિ કરનાર ? જેને પોતાનું અંતઃકરણ દૈવી સંપત્તિવાળું ઈશ્વરપરાયણ કરવું છે તેના કે અન્યના ? અફીણ એ જેનો આહાર નથી તેના તે પ્રાણ હરે, પણ જેનો તે આહાર છે, એવા અફીણમાં ઉછરેલા કીડાના તે કેવી રીતે પ્રાણ હરશે ?

આ જગતમાં પામર, વિષયી, મુમુક્ષુ અને મુક્ત એવા ચાર પ્રકારના પુરુષો છે, તેમાં વિષયીનો અધિકાર પામરથી ચઢીયાતો છે, મુમુક્ષુનો વિષયીથી ચઢીયાતો છે, અને મુક્તનો મુમુક્ષુથી ચઢીયાતો છે. વિષયી જે ક્રિયાઓ કરે છે, તે મુમુક્ષુ અને મુક્તની દૃષ્ટિથી દુઃખદ અને હાનિ કરનારી છે, પરંતુ પામરના હિતને તે સાધનારી છે. વિષયીનો અધિકાર પામરથી ઉંચો હોવાથી પામર, વિષયીની ક્રિયાઓ કરે છે તો તેથી તેને હાનિ ન થતાં લાભ જ થાય છે. વિષયીની ક્રિયાઓ મુમુક્ષુ તથા મુક્તના અધિકારની ન હોવાથી તે કરવાથી તેમનું અહિત થવું સંભવે છે, પણ પામરનું અહિત થવું સંભવતું નથી.

આ પ્રમાણે નાટકો મુમુક્ષુના તથા મુક્તના હિતને સાધનારાં ન ગણીએ તો તેમાં વિરોધ લેવા જેવું નથી, પણ પામર તથા વિષયીના હિતને સાધનારાં પણ તે નથી, એમ નિશ્ચય કરી બેસવું, તે યોગ્ય નથી. જેમ ઘાસનો સિંહને અધિકાર ન હોવાથી ગમે તેટલી લંઘન થયાં છતાં પણ તે તેને ખાતો નથી, તેમ નાટકોનો જેને અધિકાર નથી, એવા મુમુક્ષુઓને નાટકોના મધ્યમાં બેસાડ્યા છતાં પણ તેનાથી સ્પર્શ થતો જ નથી. અન્ય જેઓ તેના પ્રતિ આકર્ષાય છે, તેઓ તેના અધિકારી હોવાથી જ તેના પ્રતિ આકર્ષાય છે. નિર્દોષને નાટકો દોષવાન્ કે દુરાચારી કરતાં જ નથી. પણ જેઓ ઉતરતા અધિકારવાળા છે, તેમનામાં સંતાઇ રહેલા ઉતરતા અધિકારને તેઓ બહાર આણે છે, અને બહાર આણીને પણ પરિણામે તેમને બગાડતાં નથી, પણ દોષનાં દુઃખોનું તેમને ભાન કરાવીને તેમનું હિત સાધે છે.

નાટકોએ લોકોને ખરાબ કરી નાંખ્યા, એવું જેઓ કહે છે, તેઓને 'ખરાબ કરી નાખવામાં આવેલા લોકોના અંતઃકરણનું સ્વરૂપ જ જાણવામાં હોતું નથી. શું તેઓ પૂર્વે સદ્ગુણી હતા, અને સદ્ગુણોના ભંડાર હતા, અને આ નાટકોએ તેમના તે સદ્ગુણોનો નાશ કરી નાંખ્યો ? તેઓનાં અંતઃકરણનો અધિકાર નાટકો જોવાપૂર્વે ઉંચો હતો જ નહિ. નાટકો જોવા પૂર્વે પામરત્વ અથવા વિષયીત્વ જ તેમના અંતઃકરણમાં હતું, અને તેથી જ તેઓનું તેમના પ્રતિ આકર્ષણ થયું છે. જો આમ છે તો પછી નાટકોથી તેઓ ભ્રષ્ટ થયા છે, એ કહેવું કેટલું પાયાવિનાનું છે ? વળી તેઓ થોડા ભ્રષ્ટ હતા, અને નાટકોએ તેમને અધિક ભ્રષ્ટ કર્યાં, એ કહેવું અને માનવું પણ તેટલું જ ભૂલભરેલું છે. સદ્ગુણ જ્યાં સુધી કસોટીએ ચઢીને નિર્મળ

રૂપે પ્રકાશેલો સિદ્ધ થયો નથી હોતો ત્યાં સુધી તે સદ્ગુણ ગણાતો જ નથી. સદ્ગુણને કસોટીએ પુનઃ પુનઃ ચઢવાની અને પોતાની દૃઢતા સિદ્ધ કરી આપવાની અગત્ય છે; અને જ્યાંસુધી વિવિધ લાલચોના મધ્યમાં તેને આણવામાં આવતો નથી ત્યાં સુધી તેની દૃઢતા કદી પણ વૃદ્ધિને પામતી નથી. પામર અને વિષયી મનુષ્યોનું, તત્ત્વજ્ઞાન કે વિરાગના વિચારો હિત કરનાર નથી; તેમનું હિત કરનારં તો વિષયો જ છે. વિષયોના ઉપભોગવડે, પુનઃ પુનઃ ઉપભોગવડે, તેમની દુઃખરૂપતાનું ખરૂં ભાન થયાવિના વિરાગનો કે તત્ત્વવિચારનો ઉપદેશ તેમને માટે નિષ્ફળ છે. ઇંદ્રને વિરાગનો ઉપદેશ આપતાં દધીચિ ઋષિની કેવી દશા થઇ હતી, તે શું, પ્રિય દેવિ ! તે દિવસે આત્મપુરાણમાંથી આપણે નહોતું વાંચ્યું ? જેના અધિકારની જે વસ્તુ છે તે જ તેને આપવામાં તેનું હિત રહ્યું છે. અધિકારથી ઉપરની વસ્તુ અધિકારહીનને આપવા જતાં તેનું હિત સધાતું નથી, એટલું જ નહિ, પરંતુ આપનારનો શ્રમ અને આપેલી વસ્તુ ઉભય નિષ્ફળ જાય છે.

હાલનાં નાટકોની પ્રજા અધિકારી હોવાથી જ તેઓ ટકી રહ્યાં છે. પ્રજાનો જો હાલનાં નાટકોમાટે અધિકાર ન હોત તો તેઓનું આયુષ્ એક ક્ષણ પણ ટકી રહેવું કઠિન થઇ પડત. બ્રાહ્મણોના મહેલ્લામાં ખાટકીએ પોતાની દુકાન કરેલી કદી સાંભળી છે ? જ્યાં જેનો ઉપયોગ હોય છે, ત્યાં જ તે વસ્તુ સ્થિતિ કરીને રહે છે. હાલનાં નાટકોનો હાલની પ્રજાને ઉપયોગ છે, માટે જ તેઓ ટકયાં છે. તેઓના ટકવાથી આપણે વ્યર્થ રુધિર બાળવાનું પ્રયોજન નથી.

તને આજનું નાટક જોઇ ત્રાસ આવ્યો, એમાં આશ્ચર્યજેવું કશું જ નથી. તને ત્રાસ આવવો જોઇતો જ હતો. કારણકે તારો અધિકાર આજના નાટકમાં ભજવાયલા રસથી ઘણો જ ઉંચો છે. પરંતુ તારા જેવો અધિકાર જેમને નથી આવ્યો તેમની પાસેથી પણ તારા અધિકારની ક્રિયાઓ તું ઇચ્છે તે શી રીતે બને ?

ધારો કે આ નાટકોની રંગભૂમિમાં, નાટકોને સ્થાને આપણે ગીતાની કે ઉપનિષદ્ની કથાઓ કરાવીએ તો શું તું ધારે છે કે તે ખીચોખીચ ભરાયલા નાટકગૃહમાં પાંચ ખુરશીઓ પણ ભરાય ? આજે ત્યાં આવેલા મનુષ્યોમાંથી તો ભાગ્યે જ કોઇ ત્યાં આવે ! આ શું બતાવે છે ? એ જ કે આ મનુષ્યોને નાટકો જ જોઇએ છે; તે તેમના અધિકારની વસ્તુ છે, અને તેથી જ તે તેમને મળી છે.

પણ તું કહીશ કે નાટકોને બદલે ગીતાની કથા થતી રહે, અને તેથી ત્યાં કોઇ નહિ આવે, તોપણ તેમાં હાનિ શી ? પણ આવા શૃંગારમય પ્રસંગો જોવાથી મનુષ્યોની વૃત્તિઓ બગડતી તો અટકશે ? પણ તારૂં એ ધારવું ભૂલભરેલું છે. આ નાટકોના અધિકારવાળા મનુષ્યોને નાટકો જોવા મળે છે, એ જ સારૂં છે. જો તેમને તે નહિ મળે તો તેમની પ્રીતિના વિષયો મેળવવા તે બીજા રસ્તાઓ શોધી લેશે, અને તેમ થતાં જનમંડલને આજના કરતાં પણ વધારે હાનિ થશે. હાલ તો નાટકોવડે તેમની વૃત્તિઓ સંતોષાય છે, તેથી તેઓ બીજા કોઇ આડા રસ્તાઓ લેતા નથી. તેઓનો રાત્રિનો સમય નાટકો જોવામાં અને દિવસે ઉંઘવામાં જાય છે; આથી તેઓને ઉન્મત્ત થવાનો બહુ ઓછો સમય મળે છે, પણ જો નાટકો ન હોય તો આ વધેલા સમયને ગાળવામાટે તેઓ કોઇ બીજા જ વિષયોને શોધે અને તેમ થતાં 'નવરો મનુષ્ય નખોદ વાળે' એ જનકથનપ્રમાણે થયાવિના રહે જ નહિ. આ વગેરે વિચારથી તને સમજાશે કે હાલનાં નાટકો જેવાં અનર્થ કરનારાં કેટલાક સજ્જનો માને છે, તેવાં

તે અનર્થ કરનારાં નથી, પરતુ અન્યાય માર્ગે વિષયને પ્રાપ્ત કરવા મથનાર મનુષ્યને કાંઇ ઓછા દોષદ્વારા વિષયને પ્રાપ્ત કરી આપનાર હોવાથી હિત કરનારાં છે.

વળી એક બીજો વિચાર પણ આ સ્થળે કરવાયોગ્ય છે. આ સૃષ્ટિમાં કેટલાક જીવ પશુસૃષ્ટિમાંથી માનવસૃષ્ટિમાં આવ્યા હોય છે. પશુસૃષ્ટિમાં જે વિષયો ભોગવવાના હોય છે, તે કરતાં માનવસૃષ્ટિમાં જે વિષયો ભોગવવાના હોય છે, તે ઉંચા પ્રકારના હોય છે. માનવસૃષ્ટિના આ વિષયો તત્ત્વદૃષ્ટિથી ત્યજવાયોગ્ય છતાં પશુસૃષ્ટિના જીવોનો અધિકાર વધારનારા હોય છે અને તેથી પશુસૃષ્ટિમાંથી માનવસૃષ્ટિમાં આવેલા જીવોને તે ત્યજવા યોગ્ય નથી પણ સેવવાયોગ્ય જ હોય છે. આ વિચારથી પશુસૃષ્ટિમાંથી મનુષ્યસૃષ્ટિમાં આવેલા જીવો હાલમાં ભજવાતાં નાટકોજેવા નિકૃષ્ટ પ્રકારના વિષયોથી અહિત થતું નથી, પણ હિત થાય છે, અને આથી આ નાટકોનો સદ્વિવેકીઓએ ઉચ્છેદ કરવો યોગ્ય નથી.

પ્રિય દેવિ ! આપણી સૃષ્ટિમાં ઉંચા પ્રકારનું જ સર્વત્ર જોવાની ઇચ્છા કરવી, એ સૃષ્ટિના નિયમનું અજ્ઞાન જ સૂચવે છે. તામસ, રાજસ, અને સાત્વિક એવા ત્રણ પ્રકારના મનુષ્યો હોવાથી સર્વને જ એક સરખા વિષયોપ્રતિ અભિરુચિ ક્યાંથી હોય ? નાટકોનો જગતમાંથી નાશ કરી નાંખવામાં આવે તો આ રાજસ તામસ મનુષ્યોને તેમના વિષયો આપવાનાં કોઇ બીજાં દ્વાર ઉઘાડવાં જ જોઇએ. અને તે બીજાં દ્વાર હાલનાં નાટકોકરતાં ભાગ્યે જ સારાં હોવાનાં. તેથી પ્રિય દેવિ ! જે છે તે જ બહુ યોગ્ય છે.

વળી હું નાટકને પ્રીતિથી જોતો હતો, તે જોઇને તને આશ્ચર્ય થયું હતું, પરંતુ પામર અને વિષયી મનુષ્યો જે દૃષ્ટિથી નાટકને જોતા હતા, તે દૃષ્ટિથી હું કંઇ નાટક જોતો ન હતો. જેમ મધમાખી ગમે તે પુષ્પમાંથી મધને ચુસી લે છે, તેમ આ જગતમાં તત્ત્વદૃષ્ટિવાળા સારગ્રાહી પુરુષો પ્રત્યેક પ્રસંગમાંથી સારને જ ગ્રહણ કરે છે. ખરૂં છે કે હાલનાં નાટકોમાંથી ઉત્તમ પ્રકારના સારને ગ્રહણ કરવામાં બહુ સૂક્ષ્મ બુદ્ધિની અગત્ય છે; અને તેથી સર્વથી તે બની શકે તેવું નથી જ, તોપણ આ જગતમાં સારા અને નઠારા પ્રસંગોનો સઘળા મનુષ્યોને સર્વદા સંબંધ થયા કરતો હોવાથી સારગ્રાહી દૃષ્ટિને પ્રાપ્ત કરવાની પ્રત્યેક મનુષ્યને અગત્ય છે. સામાન્ય મતિને નિકૃષ્ટ જણાતા પદાર્થોમાં પણ ઘણી વાર ઉત્તમ તત્ત્વ રહેલું હોય છે, તેથી નિકૃષ્ટ જણાતા પદાર્થોનો સંબંધ થતાં સદ્વિવેકીએ કેસરપુષ્પની પેઠે નાસાનાસ કરવાનું કશું જ કારણ નથી, પણ ધૈર્યથી તેમાં રહેલા તત્ત્વને શોધવાપ્રતિ જ લક્ષ સ્થાપવું જોઇએ. રસ્તામાં રઝળતાં ચીંથરાને નિકૃષ્ટ ગણીને વિજ્ઞાનવિદોએ તજી દીધાં હોત તો તેઓ તેમાંથી ખાંડ જેવો આહારનો પદાર્થ શી રીતે શોધી શક્ત ? અથવા વિષ્ઠાજેવા દુર્ગંધ પદાર્થમાંથી તેઓ સુગંધ શી રીતે આકર્ષી શક્ત ? વળી તું જાણે જ છે કે આપણે જે રસવિદ્યાનો અભ્યાસ કરીએ છીએ તેમાં જેમાંથી રસ પ્રાપ્ત કરાય છે, એવો આપણો પદાર્થ કેવો નિકૃષ્ટ પ્રકારનો છે ? લોકો તેના ઉપર થુંકે છે, અને તેને પગતળે ચગદી નાંખે છે, તથાપિ મહાજનો કહે છે કે તેમાં આપણી પૃથ્વીજેવી અસંખ્ય પૃથ્વીઓ પ્રાપ્ત કરી શકાય એવું મહા મૂલ્યવાન્ રત્ન રહેલું છે, આમ નિકૃષ્ટતામાં પણ ઉત્કૃષ્ટતા શોધકને જડી આવવાનો પૂર્ણ સંભવ છે, કારણ કે નિકૃષ્ટતા અને ઉત્કૃષ્ટતા એ સર્વનું અધિષ્ઠાન અથવા આધાર પરમાત્મા છે. તેથી બુદ્ધિમાનનું કર્તવ્ય છિદ્રને શોધવાનું નથી, પણ સારગ્રાહી થવાનું છે. આ પ્રકારના વિચારથી પ્રિય દેવિ ! જો કે આજના નાટકમાં એક પક્ષથી ઘણા દોષો હતા, તોપણ તે સર્વપ્રતિ આંખ

આડા કાન કરી મેં સારપ્રતિ જ મારી દષ્ટિ સ્થાપી હતી, અને તેથી મને તેમાં આનંદનું ભાન થયું હતું.

અમારી વાત આટલે સુધી ચાલી એટલામાં બગી અમારા ઘરઆગળ આવી પહોંચી, અને તેથી અમે નીચે ઉતર્યા. ઘરમાં પ્રવેશ કરતાં યોગિનીએ કહ્યું, ભગવન્! આપને મેં વ્યર્થ પરિશ્રમ આપ્યો છે, તેની ક્ષમા કરજો. આપના વિચાર, બહુ પ્રૌઢ અને મનન કરવાયોગ્ય છે, અને તેથી મારા અંતઃકરણનું ઘણું સમાધાન થયું છે. આ પછી રાત્રિ વિશેષ ગયેલી હોવાથી અમે અધિક વાતચીત અટકાવી નિદ્રાવશ થયાં.

(અપૂર્ણ)

## આરોગ્ય સ્થિર રહેવા માટે કેટલા ઉપવાસ કરવા.

પ્રત્યેક મનુષ્યે પોતાનું આરોગ્ય સ્થિર રહે એટલા માટે દરેક મહિનાના અંતમાં અથવા આરંભમાં બે ઉપવાસ કરવા જોઇએ. આ ઉપવાસમાં માત્ર ટાઢું જળ જ પીવું, (બરફ નાંખેલું નહિ. (અન્ન, ફળ, ફળનો રસ, દુધ, ચાહા કે એવું કશું જ ખાવું કે પીવું નહિ. જળ પાંચ શેરથી સાત શેરસુધી આખા દિવસમાં થઇને પીવું. ભુખ્યા પેટે જળ પીવાથી હાનિ થાય છે, એ વિચાર ખરો નથી. નાને ઘુંટડે એક પવાલું પ્રત્યેક કલાકે પીવાથી લાભ જ થાય છે. બે બે માસે લાગટ ચાર કે પાંચ ઉપવાસ કરવા, એ અધિક લાભ કરનાર છે. પ્રત્યેક વર્ષે જેમનાથી બની શકે તેમણે વિશ અથવા ત્રિશ દિવસના અખંડ ઉપવાસ કરવા. આમ કરનારનું આયુષ્ વિશથી ત્રિશ વર્ષ વધે છે. વળી તેથી મગજ સ્વચ્છ થાય છે. પ્રત્યેક ધર્મના મહાપુરુષોએ અંતઃકરણની શુદ્ધિને માટે લાંબા ઉપવાસ કર્યાં છે. બુદ્ધ શાક્યમુનિએ ચાળીશ દિવસના ઉપવાસવડે દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કરેલું પ્રસિદ્ધ છે. ઇસુ ખ્રિસ્તે પણ તે જ પ્રમાણે આ ૪૦ દિવસના ઉપવાસ કર્યાં છે. મહમદ પેગંબરે પણ એક માસથી અધિક ઉપવાસ કર્યાં છે. ફ્રેન્ચ વગેરે ભક્તોએ પણ દીર્ઘ કાળના ઉપવાસ કર્યાં છે. ઉપવાસથી તન, મન, મતિ સર્વની જ શુદ્ધિ થાય છે, તથા તેઓ બળવાન્ થાય છે.

લાંબા ઉપવાસ કરનારે તે પૂરા થઈ રહ્યા પછી ખાવાનો આરંભ કરતાં બહુ સાવધાનતા સેવવી જોઈએ. ઉપવાસ તોડવાને દિવસે પેટ ભરીને ખાવાથી બહુ હાનિ થાય છે. આરંભમાં એક લીંબુના રસમાં થોડું પાણી તથા સાકર મેળવી તે પીવું. પછી એકાદ કલાક જવા દઈ નારંગી; દ્રાક્ષ કે એવું કોઇ ફળ ખાવું. કેળાં સારાં પાકેલાં હોય તો તે ખાવાં, પણ જે ફળ ખાવામાં આવે તે સારી પેઠે ચાવવાં જોઇએ. દુધ પીવાની ઇચ્છા હોય તો તે પણ પીવું, પણ તેને ફળના સાથે ન પીવું. બે ત્રણ દિવસ આમ ફળાહારઉપર રહેવું. પછી ધીરે ધીરે અન્ન વગેરે ખાવું.

## ઘણે ઉંચેથી પાણીમાં ડુબકી મારનાર પ્રો. જેકોબ.

પ્રો. જોસેફ જેકોબ હાલ ૨૬ વર્ષની ઉમરનો છે. સોળ વર્ષ થયાં તે પાણીમાં ઘણે ઉંચેથી ડુબકી મારે છે. તેને જમીનઉપર રહેવા કરતાં પાણીમાં રહેવું ઘણું ગમે છે. સામાન્યમનુષ્યો જેટલી ઉંચાઇથી પાણીમાં ભુસકો મારતા કંપે, તેટલી ઉંચાઇથી પ્રો. જેકોબ તેની

૧૪ વર્ષની ઉમરે ભુસકો મારતો હતો. તે કહે છે કે સો અથવા તેથી પણ વધારે ફીટની ઉંચા ઉપરથી, આગગાડીના જેવા વેગથી નીચે ઠંડા પાણીમાં કુદી પડવાથી શરીરમાં વિલક્ષણ પ્રકાર આરોગ્યને વધારનારો ઝમઝમાટ થઇ રહે છે. એવો એક દિવસ ખાલી જતો નથી કે જે તેને દિવસમાં એક અથવા બે વાર આટલે ઉંચેથી ભુસકા મારવાનાં આમંત્રણ ન આ હોય. તેણે સઉથી મોટામાં મોટો ભુસકો ૧૪૦ ફીટની ઉંચાઇથી મારેલો પ્રસિદ્ધ છે. ભુસકો તેણે પાંચ ફીટ ઉંડા પાણીમાં માર્યો હતો.

પ્રો. જેકોબ આરોગ્યના નિયમો પાળે છે, તે દારૂ, તમાકુ, ચાહા કે કોફીનો સ્પ સરખો પણ કરતો નથી. નિત્ય પાણીમાં ભુસકા મારવાથી તેમની ગરદનના સ્નાયુઓ બહુ વૃદ્ધિને પામ્યા છે. તેમની સાથળના જેટલી જ તેમની ગરદન છે. તે ઘણે ઉંચેથી પડતું નાં છે ત્યારે સમડીની પેઠે પડે છે, અર્થાત્ પગ ઉંચા અને માથું નીચે એ રીતે પડે છે. તે છે કે ૫૦ ફીટ ઉંચેથી ભુસકો મારવો, એના જેવી આનંદ આપનાર બીજી થોડી જ કસરત હ

---

## સાડી એકાવન કલાક અખંડ પીયાનો વગાડનાર મી. હીલી.

**મી. હીલી** આરોગ્યશાસ્ત્રના નિયમોપ્રમાણે શરીરને કેળવનાર એક ઓસ્ટ્રેલી મલ્લ છે. તે બને તેટલી સ્વચ્છ હવાના દીર્ઘ શ્વાસ લે છે, સાદો ખોરાક ખાય છે, અ કસરત કરે છે. મગજ અને શરીર સાથે લાંબો સમય પરિશ્રમ કરવાને અશક્ત છે, એ પ્રચલિત મત ખોટો છે, એ દર્શાવવાને તેણે મેલ્બોર્નમાં હજારો લોકોની વચ્ચે સાડી એ વન કલાક અખંડ પીયાનો વગાડ્યો હતો. તેણે ગુરુવારે રાત્રે આઠ વાગે પીયાનાને વગાડવા આરંભ કર્યો હતો, અને શનિવારની રાત્રે સાડા દશ વાગે તે વગાડવાનું બંધ કર્યું હતું. વચમાં એક ક્ષણ પણ અટક્યો ન હતો. આ સાડી એકાવન કલાકમાં તેણે કાંઇ પ ખાધું ન હતું, તથા પાણી પણ પીધું ન હતું. આ સમયમાં તેણે ત્રણસેં જૂદા જૂદા રાગ ફરી ફરીને વગાડ્યા હતા. બધા થઇને હજારઉપર રાગ તેણે વગાડ્યા હતા. આરોગ્યના નિયમ પાળનાર કેટલું શારીરિક તથા માનસિક કામ કરી શકે છે, તે આ ઉપરથી સિદ્ધ થાય છે.

---

## એક હજાર કલાકમાં એક હજાર માઇલ ચાલનાર ડેન ઓલીયરી.

ડેન ઓલીયરી ચાલવાની કસરતનો ભારે શોખી છે. ચાલવાની કસરતથી થ આનંદને ખાતર જ તે નિત્ય દશથી વિશ માઇલસુધી ચાલે છે. તેની ઉમર હાલ ૬૩ વર્ષ છે. જે ઉમરે આપણે ત્યાંના વૃદ્ધોનો મોટો ભાગ ખાટલામાં એં એં કરતો પડ્યો રહે છે, વર્ષે લાકડીના ટેકા વગર મી. ઓલીયરી સીધા વાંસડાની પેઠે ટટાર ચાલે છે. ઇ. સ. ૧૮૭૪ સાલમાં ૭ દિવસમાં ૫૦૦ માઇલ ચાલવું, એ અશક્ય છે, એમ મનાતું હતું. ઘણાએ તે પ્રયત્ન કર્યો હતો, અને તેમાં હારી ગયા હતા. ઓલીયરીએ તેમ કર્યું, અને તેમાં જય મે વ્યો. ત્યાર પછી ઘણું ચાલવામાં એક્કા ગણાતા અનેક મલ્લોની સાથે ઓલીયરીએ શર બકી, અને તે સર્વને તેણે હરાવ્યા. પ્રસિદ્ધ પહેલવાન એડવર્ડ પેસન વેસ્ટન, તેમ જ એસ્ટલ બેલ્ટ પણ તેનાથી હાર્યા છે. સિનસિનેટીમાં ગયે વર્ષે તેણે પોતાના બળનો જે પ્રયોગ કરી બતાવ્યો, તે ઘણા વિદ્વાનોથી અત્યંત આશ્ચર્યકારક ગણાયો છે. આ પ્રયોગમાં તેને એક હજા કલાકસુધી, દર કલાકે એક માઇલ એ રીતે હજાર માઇલ ચાલવાનું હતું.

ઉપરથી જોતાં ઘણાને આ પ્રયોગ ઘણો જ સરળ ભાસે છે, પરંતુ ખરું જોતાં તે તેવો નથી. ઉત્તમ પ્રકારનું શારીરિક તેમ જ માનસિક બળ હોય છે, તથા તે સાથે અસંત સહનશક્તિ હોય છે, તે જ મનુષ્ય આ પ્રયોગ કરી શકે છે

ઓલીવરી પોતે જ કહે છે કે જ્યારે આ પ્રયોગ મેં કરી જોયો ન હતો સારે મને પણ તે ઘણો જ સરળ ભાસતો હતો. ઘણાએ તે પ્રમાણે હજાર માઇલ ચાલવા પ્રયત્ન કર્યો હતો, પણ આજ સુધી કોઈને વિજય મળ્યો ન હતો. આરંભમાં તે દશ મિનિટ ચાલી નાંખતો, અને બાકીની ૫૦ મિનિટમાં ખાવું, પીવું, ઉંઘવું વગેરે ક્રિયાઓ કરી લેતો. આ પ્રમાણે અખંડ એક હજાર કલાક ચાલીને તેણે કસરત, પથ્ય આહાર વગેરે આરોગ્યના નિયમો શરીરને કેવું સુદૃઢ કરે છે, તે જગતને દર્શાવી આપ્યું છે.

ઓલીવરી ચાહા, કોફી, દારૂ, તમાકુ વગેરે ઉત્તેજક અને માદક પદાર્થો કદી ગ્રહણ કરતો નથી. વળી તે તળેલા પદાર્થો પણ કદી ખાતો નથી, કારણ કે જઠરના વિવિધ વ્યાધિઓ તેથી થાય છે, એમ તે માને છે. ધંધાતરીકે આજ સુધી તે ૯૯૦૦૦ માઇલ ચાલ્યો છે. પૂરા એક લાખ માઇલ થયે તે ધંધાથી ઉપરામ થવાનો છે. કસરતને ખાતર જ તે દરરોજ ઘણા ગાઉ ચાલે છે, અને ભાડુતી ગાડીમાં તે કદી બેસતો નથી.

---

## રોગને નિવારવામાં રેતીનો ઉપયોગ.

ગયા આષાઢ માસના અંકમાં આ વિષયવિષે કેટલુંક લખવામાં આવ્યું હતું. અધિક જાણવાની ઇચ્છાવાળા પુરુષોને માટે ' બોસ્ટન પોસ્ટ ' નામના પત્રે રેતીનો ઉપયોગ કરનાર હેન્રી કલાર્ક નામના પુરુષનો વૃત્તાંત જે થોડા સમયઉપર પ્રકટ કર્યો છે, તે અત્ર લખીએ છીએ.

હેન્રી કલાર્ક પ્રોવિડન્સ નામના ગામમાં પાણીના ખાતામાં નોકર છે. વૈદ્યોએ તેને રેતી ખાવાની ના કહ્યા છતાં તથા તેથી અત્યંત નુકસાન થશે એવી રોકી રોકીને ચેતવણી આપ્યા છતાં, પોતાના વાડાની જમીનમાંથી રેતી ખોદી કાઢીને તેનો આહાર તેણે કર્યો છે, અને તેથી તેના શરીરના સઘળા રોગ નાશ પામ્યા છે, એટલું જ નહિ પણ તેની ૭૦ વર્ષની ઉમર થયા છતાં તેને પાછી જુવાની આવી છે. આથી વૈદ્યો તથા આરોગ્યવિદ્યાના સુરક્ષિમાયતીઓ સડક થઇ ગયા છે.

ગયાં ચાર વર્ષથી મી. કલાર્ક નિત્યની દશથી સાડાબાર તોલા રેતી ખાય છે. તે કહે છે કે આરોગ્યને આપનારો છેલ્લામાં છેલ્લો શોધી કઢાયલો આ આહારનો પદાર્થ મેં આજ સુધીમાં આશરે સાતસેં શેર ખાધો છે.

આ વિચિત્ર ખોરાક જ્યારે તેણે ખાવા માંડ્યો ત્યારે તેનું શરીર દુર્બળ પડી ગયું હતું, અને તેનું આરોગ્ય સપાટાબંધ લથડી જવા માંડ્યું હતું.

હાલ તે નિત્ય બાર માઇલ ચાલી શકે છે, ઉંધે માથે ઉભો રહી શકે છે, અને તેના શરીરને કોઈ પણ જાતનું દરદ અથવા દુઃખ નથી.

ડૅાક્ટરોએ તેને કહ્યું હતું કે સર્વ વ્યાધિને નિવારનાર આ નવું ઔષધ જો તું ખાઇશ તો થોડા દિવસમાં તારે કબરમાં સુવું પડશે. હેન્રીએ ડૅાક્ટરોની આ ચેતવણીને હસી કાઢી અને નિયમિત રીતે પોતાના ઉદરમાં રેતીને નાંખવાનું જારી રાખ્યું.

તે રેતીને એકલી પણ ખાય છે, અને પાણીસાથે પણ ખાય છે. પોરટના ખબરપત્રીના દેખતાં તેણે એક શેર રેતી ભરેલી કોથળી કાઢી અને તેમાંથી ચાર નાના ચમચા ભરીને પોતાના મુખમાં નાંખ્યા. પછી થુંકથી જ્યારે તે રેતી તેના મુખમાં પલળી ગઈ ત્યારે તે તેને ગળી ગયો.

તે કહે છે કે મેં નિત્ય રેતી ખાવા માંડી ત્યારથી મારા શરીરના વજનમાં કેટલાક શેરનો વધારો થયો છે, અને જેમ સૂર્યોદયથી ઝાકળ અળપાઈ જાય તેમ મારાં ઘણાં દરદો નાબુદ થયાં છે. વળી તે કહે છે કે હું ૭૦ વર્ષને બદલે ૪૫ વર્ષનો થયો હોઉં એમ મને લાગે છે.

પ્રસિદ્ધ વૈદ્યોએ તેને કહ્યું હતું કે પહેલે દિવસે રેતી ખાવાથી તમને એવું દરદ થશે કે તમારે તે ઉલટી કરીને કાઢી નાંખવી પડશે; બીજે દિવસે જઠરની આળી ચામડીનો નાશ થશે, અને એક અઠવાડીયું પૂરુ થતાં તો તમારી સ્વારી ઠાઠડીમાં બેસીને શ્મશાનમાં પધારશે. હમણાં પ્રોવિડન્સ ગામમાં મી. કલાર્ક મનુષ્યના રૂપમાં ઓસ્ટ્રીચ પક્ષિ તરકે ઓળખાય છે.

ચાર પાંચ વર્ષથી તે રેતી ખાય છે. રેતી ખાવા પહેલાં લાંબા વખતથી તે ઉદરના વ્યાધિથી પીડાતો હતો. વૈદ્યો તેને મટાડી શકયા ન હતા. પાંચ વર્ષસુધી તેણે ડોકટરોની દવા ખાધા કરી હતી, અને હજારો રૂપૈયા ખરાબ કર્યાં હતા.

આખરે કોઇએ તેને રેતી ખાવાને કહ્યું, અને રોજ ચાર પાંચ ઔંસ ખાવા માંડી. તરત જ તેનું શરીર સુધરવા માંડયું. થોડી મુદતમાં તેને પૂર્ણ આરામ થઈ ગયો, અને તેની નોકરીઉપર તે હાજર થયો.

તે કહે છે કે રેતીથી સઘળા જ રોગ મટે છે, એમ હું કહેતો નથી. મને કોઇ રોગ અચિંતો થાય તો હું તરત ડોકટરની સલાહ લેવાનો; તોપણ ગમે તેમ થાય તોપણ રેતી ખાવાની તો હું છોડવાનો નહિ જ.

તે કહે છે કે તાવમાં રેતી બહુ લાભ કરે છે. એક માણસને તાવ આવ્યો હતો. ડૉકટરે તેને ખાટલામાં સુવાડ્યો, તેના પગઆગળ ધગધગતી સગડી રાખી, માથા ઉપર ભૂકો કરેલા બરફની કોથળી મૂકી અને પછી તેને દોઢપાશેર રેતી ખવડાવી. તેનો તાવ છ કલાકમાં ઉતરી ગયો. ત્યાર પછી હજી સુધી તેને કોઇ દિવસ તાવ આવ્યો નથી. દરેક જાતની રેતી સારી છે, પણ ગોળ રેતી સઉથી ઉત્તમ છે. રેતીની સાથે એક પવાલું પાણી પીવું એ લાભકારક છે. હું રોજ બાર માઇલ ચાલી શકું છું, અને મને તે જરા પણ જણાતું નથી. હું દારૂ કે તમાકુ હવે પીતો નથી. નાનો હતો ત્યારે જેમ હું ઊંધે માથે ઉભો રહેતો તેમ આજે ઉભો રહું છું, અને આ બધા લાભ મને રેતીથી થયા છે.*

* ગોળ રેતી કયાં મળે છે, એવો પ્રશ્ન કેટલાક વાચકોતરફથી અમને કરવામાં આવ્યો હતો, તેમને જણાવવાનું કે The Dr. M. Windsor Laboratory 1 Oxford Terrace, Boston, Mass. એ સ્થળે પત્ર લખવાથી ગોળ રેતી મળશે. પચીશ સેન્ટ (સાડા બાર આના) ની અર્ધો પાઉન્ડ અથવા એક ડૉલર (ત્રણ રૂપૈયા બાર આના) ની ત્રણ પાઉંડ એ ભાવે મળે છે.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जवो धारे छे तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## जेनुं चित्र आपणे मनमां अखंड आरूढ राखी रहीए छीए, ते परिणामे आपणा बाह्य जीवनमां आपणने प्रत्यक्ष थाय छे.

પૂર્વે પ્રતિપાદન કરવામા આવેલા માનસ શાસ્ત્રના સિદ્ધ નિયમનો આ નિયમ બંધુ છે તે નિયમ એ હતો કે આપણા મનમા જેવુ ચિત્ર પ્રધાનપણે રમ્યા કરતુ હોય છે, તેના અનુસાર જ આપણા સઘળા વિચાર ઘડાય છે આ નિયમ એ સૂચવે છે કે આપણા મનમાં રમ્યા કરતા માનસિક ચિત્રોપ્રમાણે જ આપણુ સમગ્ર બાહ્ય જીવન નિત્ય રચાયા કરે છે આપણા મનમા રમણ કરતા ચિત્રોજેવા જ આપણા વિચારો હોય છે, અને જેવા આપણા વિચારો હોય છે, તેવી જ આપણી બુદ્ધિ, ઉદ્દેશ તથા વર્તન હોય છે અને આપણે શુ સિદ્ધ કરી શકીશુ, અથવા ભવિષ્યમા આપણે કેવા થઇશુ અને શુ શુ પ્રાપ્ત કરી શકીશુ, તેનો નિર્ણય આપણા બુદ્ધિબળ, ઉદ્દેશ અને વર્તનઉપરથી જ કરી શકાય છે

એવો એક નિયમ છે કે જેવી આપણી આંતર સૃષ્ટિ હોય છે, અર્થાત્ જે પ્રકારનુ આંતર જીવન આપણે ગાળતા હોઇએ છીએ તે પ્રમાણેની જ વસ્તુઓ આપણા બાહ્ય જીવનમા આપણા પ્રતિ આકર્ષાઇ આવે છે. આપણે પોતે લોહચુંબકજેવા છીએ, અને જેમ લોહચુંબક લોહને પોતાના પ્રતિ આકર્ષે છે, તેમ આપણે જેવા રહીએ છીએ તેવા જ પદાર્થોને આપણે આપણા પ્રતિ આકર્ષીએ છીએ

આપણા શરીરમા હુ એવુ અભિમાન ધરનાર જે છે, તેને જ આ સ્થળે લોહચુંબકની ઉપમા આપી છે એ હુમા આપણા શરીરમા ક્રિયા કરતા સઘળા સામર્થ્યોનો, શક્તિઓનો, ઇચ્છાઓનો, ઉદ્દેશોનો, વિચારોનો અને આપણી સઘળી માનસિક સ્થિતિઓનો સમાવેશ થાય છે આજસુધીમા આપણા જીવાત્માએ જે જે સ્વભાવસત્તાને તથા કર્મસત્તાને પોતા-

નામાં પ્રકટ કરી છે, તેનો આ હુંમાં સમાવેશ થાય છે. આપણામાં જે જે ચૈતન્યમય પ્રતીત થતું હોય તે સર્વને એકત્ર કરો, અને આપણને આપણું હું શું છે, તે સ્પષ્ટ થશે.

આ આપણું હું અને તેનો વિવિધ ઉપાધિ જે પ્રકારનો આજે આપણામાં જામેલો આપણને પ્રતીત થાય છે, તેનું તે પ્રકારનું સ્વરૂપ રચાવામાં આજસુધી આપણે જે વિચારો સેવ્યા છે, તે જ કારણ છે. આપણાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે આજે પ્રકારનાં છે, તે પ્રકારનું જ આપણા હુંનું સ્વરૂપ આજે આપણને જણાય છે. આપણાં મન, બુદ્ધિ વગેરેને બદલી નાંખીએ, અર્થાત્ આપણા વિચારો હાલ જેવા છે, તેથી જો ભિન્ન પ્રકારના આ ક્ષણે આપણે કરી નાંખીએ તો આ ક્ષણે જ આપણા હુંનું સ્વરૂપ પણ ભિન્ન પ્રકારનું થવાનું; અર્થાત્ જો આપણે સારા વિચારો કરીએ તો આપણું હું સારૂં થવાનું, અને નઠારા કરીએ તો નઠારૂં થવાનું.

આપણું બાહ્ય જીવન આપણા હુંનો આબેહુબ નમુનો છે, અર્થાત્ આપણું બાહ્ય જીવન અંતરમાં જેવા આપણે છીએ તેવું જ બરાબર હોય છે; આપણું હું આપણા વિચારોનો આબેહુબ નમુનો હોય છે, અને આપણા વિચારો આપણા મનમાં જે ચિત્રો આરૂઢ હોય છે, તેમનો આબેહુબ નમુનો હોય છે. આમ હોવાથી આપણા મનમાં જેવું જેવું ચિત્ર પડે છે, તે આપણા બાહ્ય જીવનમાં આપણને પ્રત્યક્ષ થાય છે.

આમ છતાં, આવાં ચિત્રો ક્ષણિક ન હોવાં જોઇએ, પણ મનમાં અખંડ આરૂઢ હોવાં જોઇએ, અથવા તો આપણું આખું હુંપણું બદલાઇને નવેસરથી રચાય તેટલા લાંબા સમયસુધી તે મનમાં આરૂઢ હોવાં જોઇએ.

જ્યારે કોઇ અમુક ચિત્ર મનમાં રચાય છે, ત્યારે તે ચિત્રના જેવો જ વિચાર ઉત્પન્ન થાય છે. આ વિચાર મનમાંથી બહાર નીકળે છે, અને આખા શરીરમાં વ્યાપી જાય છે, અને કંઇક અંશે આપણા હુંપણામાં ફેરફાર કરે છે. પણ આખા હુંપણાને બદલીને તેને કેવળ નવું કરતાં તેને વખત જાય છે. આથી કરીને આપણું આખું હુંપણું તદન બદલાઇ જાય અને આપણે રચેલા ઉચ્ચ ચિત્રપ્રમાણેનું બની જાય ત્યાં સુધી આપણું ધારેલું ચિત્ર આપણે મનમાં અખંડ આરૂઢ રાખી રહેવું જોઇએ, અને આપણું આખું હુંપણું પૂરેપૂરં બદલાઈ ગયું કે નહિ તે આપણે સહેલાઈથી સમજી શકીએ છીએ, કારણ કે આપણું હુંપણું બદલાય છે કે તરત જ આપણા બાહ્ય વ્યાવહારિક જીવનની પ્રત્યેક વસ્તુ બદલાઇ જાય છે.

આપણા હુંપણાનો જુનો ઉપાધિ બદલાઇને જ્યારે કેવળ નવો ઉપાધિ થાય છે ત્યારે તે નવાં મનુષ્યોને, નવી સ્થિતિઓને, નવા પ્રસંગોને, અને નવાં સ્થાનોને આપણા પ્રતિ આકર્ષી લાવે છે. જ્યાં સુધી આપણા બાહ્ય જીવનમાં કશો જ ફેરફાર થતો નથી,-અર્થાત્ તે જેવું હોય છે, તેવું ને તેવું જ રહે છે, ત્યાં સુધી આપણે જાણવું જોઇએ કે આપણા હુંપણાને આપણે સંપૂર્ણ અંશે બદલવામાં વિજય મેળવ્યો નથી, અર્થાત્ આપણું હુંપણું પૂરેપૂરં આપણે બદલી શકયા નથી. તેને નવેસરથી રચવાની ક્રિયા કદાચ ચાલતી હોય છે, તથાપિ જુનાને મારી હઠાવે એવું નવાનું બળ હજી જામ્યું હોતું નથી.

જ્યારે હુંપણું એટલે બધે દરજ્જે બદલાઇ જાય છે કે નવાની પ્રધાનતા થાય છે, અને જુનાની ગૌણતા થાય છે ત્યારે નવી વસ્તુઓ આપણા પ્રતિ આકર્ષાવા માંડે છે. આથી

પૂરેપૂરું હુંપણું ન બદલાયું હોય તોપણ મોટે ભાગે બદલાતાં નવી વસ્તુઓને આપણે આપણા પ્રતિ આકર્ષવા માંડીએ છીએ.

આપણા હુંપણાનો થોડો ભાગ જ્યારે બદલાઇને નવો થાય છે, ત્યારે તે બદલાયલો નવો ભાગ તરત જ નવી વસ્તુઓને પોતાના પ્રતિ આકર્ષવા માંડે છે, અને આપણા હુંપણાના જે ભાગને બદલવાનો આપણે પ્રયત્ન નથી કર્યો હોતો તે ભાગ પ્રથમની પેઠે જ જુની વસ્તુઓને પોતાના પ્રતિ આકર્ષવાનું જારી રાખે છે. પારમાર્થિક નવું જીવન ગાળવાનો આરંભ કરવા છતાં કેટલાક મનુષ્યોના પ્રતિ દુઃખો શા માટે આવ્યા કરે છે, તેનું કારણ આથી સ્પષ્ટ થશે.

હુંપણું સંપૂર્ણ બદલાઇ જાય ત્યાં સુધી ઉચ્ચ ચિત્ર મનમાં અખંડ આરૂઢ રાખી રહેવું જ જોઇએ, એવો નિયમ હોવાથી વિચારોને અથવા યોજનાઓને કેટલાક સમયપછી બદલી નાંખવાથી, તેટલા સમયસુધીનું કાંતું પીંજ્યું ધૂળ મળી જાય છે. આરંભેલાં ઉત્તમ કાર્યોમાં ઘણા માણસો આ કારણથી જ નિષ્ફળ જાય છે. પોતાના જીવનને ઉચ્ચ પ્રકારનું કરવાને ઇચ્છનાર અસંખ્ય મનુષ્યો, પોતાના ઉચ્ચ ઉદ્દેશને દીર્ઘ કાળપર્યંત મનમાં આરૂઢ રાખી રહેતા નથી; પોતે ધાર્યું હોય છે તેટલા સમયમાં ફળ ન જણાવાથી તે પોતાની યોજનાઓમાં ફેરફાર કરી નાંખે છે અને મનમાં નવા પ્રકારનાં ચિત્રો રચે છે. તે અર્ધી ચણાયલી ઇમારતને ખોદી નાંખે છે, અને નવેસરથી પાયા ખોદવા માંડે છે. પાછો થોડો સમય જતાં તે નિરુત્સાહ થઈ જાય છે, અને કોઇ ત્રીજી જ યોજના ઘડે છે.

આપણા જ્ઞાનના પ્રમાણમાં જે ઉદ્દેશો આપણે બાંધ્યા હોય છે, તે જ્યારે સર્વોપરિ હોય છે, ત્યારે આપણે તેમને ઘડી ઘડી બદલવા પડતા નથી. કારણ કે જ્યાં સુધી આપણું પ્રાપ્ત હુંપણું બદલી નાંખીને આપણે તેને ઉંચા પ્રકારનું કરતા નથી, ત્યાં સુધી આપણે નિર્ણય કરેલા સર્વોત્તમ ઉદ્દેશોથી વધારે સારા ઉદ્દેશ આપણને જડી શકતા નથી.

મનમાં જે કંઇ ચિત્ર રચવામાં આવે તે પ્રત્યેક ચિત્રને આપણા બાહ્ય જીવનમાં પ્રત્યક્ષ કરવાને આપણે સમર્થ છીએ, એવો નિર્ણય આપણે કરી બેસવાનો નથી; કારણ કે મનમાં રચાતાં ચિત્રોનો મોટો ભાગ એવા પ્રકારનો હોય છે કે તેને આપણે મનમાં અખંડ આરૂઢ રાખી શકતા નથી.

જે માનસિક ચિત્રો સ્વભાવથી જ સાંસારિક વિષયોનાં હોય છે, તેઓ મનમાં અખંડ આરૂઢ રાખી શકાતાં નથી. તે જ પ્રમાણે કોઇ ખાસ ઘડી કાઢેલી યોજનાનું ચિત્ર પણ અખંડ આરૂઢ રાખી શકાતું નથી.

જે માનસિક ચિત્ર એટલું વિશાળ હોય કે આપણા હુંપણાનું સંપૂર્ણ રૂપાંતર કરી નાંખે તથા જે એટલું ઉચ્ચ હોય કે જ્યાં સુધી આપણા સઘળા વર્તમાન ઉદ્દેશો સિદ્ધ થાય ત્યાં સુધી તે આપણામાં ઉત્સાહ પ્રેર્યા કરે તે માનસિક ચિત્ર મનમાં અખંડ આરૂઢ રાખી શકાય છે.

અખંડ આરૂઢ રહી શકે એવા કોઇ ચિત્રને જ્યારે આપણે મનમાં રચીએ છીએ અને પછી તેને મનમાં નિરંતર આરૂઢ રાખી રહીએ છીએ, ત્યારે આપણા બાહ્ય જીવનમાં આપણે તેને અવશ્ય પ્રકટ કરીએ છીએ.

જેનું આપણે મનમાં ચિત્ર રચ્યું છે તે ભવિષ્યમાં વ્યવહારમાં આપણને પ્રત્યક્ષ થવાનું જ, અને તે ભવિષ્યનો સમય બહુ દૂર નથી, એવી પૂર્ણ શ્રદ્ધાથી આપણે રહેવું જોઇએ.

માનસિક ચિત્ર રચનારે અને તેને મનમાં આરૂઢ રાખનારે છગડગ મન થવા દેવું ન જોઇએ. વિજય મળતાપર્યંત ધૈર્યથી અને સ્થૈર્યથી તેણે પ્રયત્ન સેવવો જોઇએ.

વિધિપૂર્વક માનસિક ચિત્ર રચનારે બહુ ઝીણી ઝીણી બાબતોઉપર ધ્યાન આપવાની જરૂર નથી, તેમ જ એટલી સાધારણ બાબતોથી પણ સંતોષ ન માનવો જોઇએ. આવશ્યક અંશોનું ચિત્ર અવશ્ય રચવું જોઇએ.

પ્રાપ્ત શરીરકરતાં વધારે પૂર્ણતાવાળું શરીર પ્રાપ્ત કરવાની તમારી ઇચ્છા હોય તો તે પૂર્ણતાવાળા શરીરની તાદૃશ આકૃતિ મનમાં કલ્પવાની જરૂર નથી. તેનું પૂર્ણતાવાળું શરીર કેવું દેખાતું હશે તેનો તમને હાલ ખ્યાલ પણ કદાચ નહિ હોય. આથી શરીરના પ્રત્યેક ભાગમાં માત્ર પૂર્ણતાના ગુણની જ કલ્પના કરવી; અને તે પૂર્ણતાના ગુણની કલ્પના - પૂર્ણતાવાળી શરીરની આકૃતિ સર્જશે.

હાલ જે વૈભવાદિ તમને પ્રાપ્ત હોય તેના કરતાં વધારે ચઢીયાતા વૈભવોની તમને ઇચ્છા હોય તો ઉત્તમ વૈભવી સ્થાનોની, અથવા વસ્તુઓની અથવા મનુષ્યોની કલ્પના ન કરશો. સર્વોત્તમ વૈભવનો અર્થ શાંતિ, આનંદ, પ્રેમ, સૌંદર્ય, અનુકૂલતા, પ્રમાણિકતા, અને જે સઘળું શુભ છે, તેની પુષ્કળ પ્રાપ્તિ તથા તેમાં એકતા એ છે. આથી વૈભવના આ અર્થનાં મનમાં ચિત્રો રચજો, અને તેમને જ મનમાં એવી શ્રદ્ધાને સેવતા આરૂઢ રાખજો કે આ સઘળું જે સ્થળમાં અને જે સ્થિતિમાં મને પૂર્ણપણે પ્રાપ્ત થવાનો સંભવ છે, તે સ્થાન અને સ્થિતિ મને અવશ્ય સત્વર મળશે જ; અને જેનું તમે અખંડ ધ્યાન ધરશો તે તમને વ્યવહારમાં પ્રત્યક્ષ થવાનું જ.

પૂર્ણ આરોગ્ય અને બળનું ચિત્ર જો આપણે મનમાં દીર્ઘકાલ આરૂઢ રાખી રહીએ તો ગમે તેવો વ્યાધિ પરિણામે નાશ પામે છે. આ ઉપાયને અનુસરવાથી ઘણા મનુષ્યોએ થોડાં અઠવાડીયાંમાં અને થોડા દિવસોમાં પણ પોતાના જુના હઠીલા વ્યાધિ મટાડ્યા છે, અને રોગનું મનમાં કદી પણ ચિંતન ન કરવાથી અને પૂર્ણ આરોગ્યના જ ચિત્રને સર્વદા જોયા કરવાથી સઘળા જ મનુષ્યો પોતાના વ્યાધિ નિવારવામાં વિજય મેળવે છે.

આપણને વિજય નહિ મળે, એવો જ્યારે જ્યારે આપણે ભય ધરીએ છીએ ત્યારે ત્યારે આપણે આપણા મનમાં ખોટાં ચિત્રોને ઉત્પન્ન કરીએ છીએ. આ ખોટાં ચિત્રોના જેવા જ ખોટા વિચારો પછી આપણા મનમાં ચાલવા માંડે છે, અને તેમ થતાં પરિણામમાં આપણે રચેલાં ખોટાં ચિત્રોની જ દુઃખદાયક સ્થિતિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જેનો આપણે ભય ધર્યો હોય છે, તે જ આપણા ઉપર આવી પડે છે.

ભાવનાથી અર્થાત્ માનસિક ચિત્રોને મનમાં દીર્ઘકાલ આરૂઢ રાખવાથી માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ આશ્ચર્યકારક રીતે સધાય છે, તેનું મુખ્ય કારણ એ છે કે વિધિપૂર્વક કરેલામાં આવતી ભાવના ઉચી ભૂમિકામાં આપણી મનોવૃત્તિને આકર્ષીને સ્થાપે છે.

જો તમે કોઇ માનસિક શક્તિનો વિકાસ કરવાને ઇચ્છતા હો, અથવા કોઇ આધ્યાત્મિક ઉચ્ચ બળને પ્રાપ્ત કરવાની તમારી ઇચ્છા હોય તો તે માનસિક શક્તિ અથવા તે આધ્યાત્મિક ઉચ્ચ બળ પૂર્ણ પ્રકારે તમને પ્રાપ્ત છે, એવું ચિત્ર તમારા મનમાં રચજો, અથવા જે ઉચ્ચ સ્થિતિએ પહોંચવા તમે ઇચ્છતા હોય તે ઉચ્ચ સ્થિતિમાં જ તમે સ્થિત છો," એવી કલ્પના કરજો.

એકલી આવી ભાવનાથી જ તેમને ઘણો લાભ થયેલો જણાશે; પરંતુ આ ભાવનાની સાથે ઉન્નતિને પ્રકટાવનારાં બીજાં સાધનો પણ જો તમે યોજશો તો પરિણામ અવશ્ય બહુ જ ઉચ્ચ પ્રકારનો આવવાનો.

ભાવના જે રીતે કરવી જોઇએ તે રીતે જેમણે કોઇ દિવસ કરી નથી, તેમને આ વચનો સ્વપ્નસમાન મિથ્યા લાગશે; તેઓને આ વચનો રમણીય દેખાતાં છતાં પ્રમાણવિનાનાં ભાસશે; પરંતુ થોડો સમય તેમને આચારમાં મૂકી જોતાં તેમના સઘળા સંશય તરત જ નિર્મૂળ થશે.

મલિન મનના અને દુરાચારી મનુષ્યોના જ સહવાસમાં માત્ર રહો; દુરાચરણોનો અને દુષ્કૃત્યોનો જ માત્ર વિચાર કર્યા કરો; આમ ને આમ કેટલાંક વર્ષોસુધી ચલાવ્યા કરો, અને પછી જુઓ કે તમે કેવા થાઓ છો? લાખમાં એકાદ મનુષ્ય જ, આવા સહવાસમાં રહીને અને આવા વિચારો સેવીને પૂર્વે જેવો નિર્દોષ હતો તેવો નિર્દોષ રહી શકે. અને લાખમાં નિર્દોષ રહી શકનાર આ એકાદ મનુષ્ય પણ તેવો રહી શકવાનું કારણ માત્ર એ જ છે કે તેણે પોતાના મનઉપર અંકુશ પ્રાપ્ત કર્યો હોય છે. તે દુરાચારીઓના સહવાસમાં રહ્યા છતાં પણ તેમના સંગનો રંગ પોતાના મનઉપર લાગવા દેતો નથી. તે અયોગ્ય વિચારોમાં ભળતાં છતાં પણ પોતાના વિશુદ્ધ સ્વરૂપપ્રતિ વારંવાર દૃષ્ટિ નાંખ્યા કરે છે. તેના મનમાં દુર્ગુણોનાં ચિત્ર તે અખંડ પડવા દેતો નથી. આ કારણથી જ તે દોષોમાં સપડાતો નથી, અને દુરાચારી થતો નથી. પરંતુ સર્વમાં કંઈ આવું સામર્થ્ય હોતું નથી. સર્વ દુષ્ટ સહવાસથી પોતાનાં મનમાં પડતાં દુરાચારનાં ચિત્રો ખાળી શકતા નથી; અને તેથી તે ચિત્રોપ્રમાણે તેમના વિચારો થતાં તેઓ અંતે દુરાચારી થઇ જાય છે. આથી ઉત્તમ ચિત્રમાં જ સુખેચ્છકે પોતાની વૃત્તિને નિરંતર જોડેલી રાખવી. પોતાના આત્મસ્વરૂપજેવું સર્વોત્તમ ચિત્ર આ જગતમાં બીજું એકે નથી, તેથી વૃત્તિમાં વારંવાર પોતાના આત્મસ્વરૂપની ભાવના કરવી, અથવા ઈશ્વરના મનોહર સ્વરૂપમાં વૃત્તિને જોડેલી રાખવી. કોઇ પણ હલકાં ચિત્રને વૃત્તિમાં કદી ઉત્પન્ન થવા દેવાં નહિ. પરમાત્માનો અથવા આત્મસ્વરૂપનો જ નિરંતર વિચાર કરવો; આથી કોઈ પણ અયોગ્ય કામ કરવા વૃત્તિ કદી લલચાશે નહિ.

ભાવનાપ્રમાણે અથવા માનસિક ચિત્રોપ્રમાણે આપણે સદાચરણી અથવા દુરાચરણી થઇએ છીએ, એ નિયમને ઘણા સ્વીકારે છે, પરંતુ ભાવનાથી માનસિક શક્તિઓનો વિકાસ થાય છે, અથવા ઉત્તમ પ્રકારના સદ્ગુણોની સિદ્ધિ થાય છે, અથવા ઉત્તમ પ્રકારના વૈભવાદિ પ્રાપ્ત થાય છે, એ વાર્તાને તેઓ સ્વીકારતા નથી. પરંતુ જો ભાવનાથી મનુષ્યના વર્તનમાં ફેરફાર થાય છે, તો બુદ્ધિ વગેરેમાં કેમ ફેરફાર ન થાય? અને વિધિપૂર્વક ભાવનાથી જો બુદ્ધિ આદિ શક્તિઓ વધારી શકાય છે, તો પછી વ્યવહારમાં બુદ્ધિ આદિ શક્તિઓ વધવાથી ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય, એમાં આશ્ચર્ય શું છે?

જે મનુષ્ય પોતાના બુદ્ધિ સામર્થ્યને નિરંતર વધાર્યા કરે છે તે પોતાના ભાવિને જ સુધાર્યા કરે છે, એટલું જ નહિ પણ તે ભાવિને પ્રતિદિન અધિક અને અધિક તેજસ્વી કરે છે. તેથી કરીને જો ભાવના બુદ્ધિનું સામર્થ્ય વધારી શકે છે તો પછી વ્યવહારસુખને પણ તે વધારી શકે જ એ સહજ સ્પષ્ટ થાય છે.

ભાવનાથી અથવા માનસિક ચિત્રોથી બુદ્ધિનું સામર્થ્ય વધે છે, એ નિયમનું ખરાપણું

કોઇ પણ મનુષ્ય સંતોષકારક રીતે સિદ્ધ કરી શકે એમ છે. હલકા વિચારો સેવવાથી આજ સુધીમાં કેવાં કૃત્યો કરવા તે સમર્થ થયો છે, અને ઉંચા વિચારો સેવવાથી કેવાં કૃત્યો કરવા તે સમર્થ થયો છે, એ બંનેની તુલના તેણે કરી જોવી, અને તરત જ આ નિયમની સત્યતા તેને સિદ્ધ થશે.

જ્યારે આપણું મન ઉચ્ચતાનાં ચિત્રોથી પૂર્ણ હોય છે ત્યારે આપણે ઉચ્ચતાભરેલા, શુદ્ધ, અને વધારે મૂલ્યવાન્ વિચારો કરીએ છીએ. અને આવા ઉચ્ચ વિચારો મનની શુદ્ધિ કરી બુદ્ધિનું સામર્થ્ય વધાર્યા વિના રહેતા જ નથી.

ઇચ્છાઓ, મનોવૃત્તિઓ, અને ઉદ્દેશોને ઉત્પન્ન કરનાર માનસિક ચિત્રો જ છે, અને મનુષ્યના જીવનમાં આ ત્રણનું જ સામ્રાજ્ય હોય છે. આપણી ઇચ્છાઓ, અને મનોવૃત્તિઓનું આપણા ઉપર એટલું બધું ચલણ હોય છે કે જ્યાં સુધી તેઓમાં ફેરફાર નથી કરવામાં આવતો ત્યાં સુધી આપણામાં કશો પણ ફેરફાર થઈ શકતો નથી. આપણે ઉચ્ચ થવું હોય તો આ ત્રણમાં ફેરફાર કરવો જ જોઇએ. પરંતુ ભાવનાને અથવા માનસિક ચિત્રોને ફેરવ્યાવિના ઇચ્છાઓ અને મનોવૃત્તિઓ બદલાતી જ નથી. આથી માનસિક ચિત્રોને ફેરવવાની અત્યંત અગત્ય છે. કેટલાક મનુષ્યો આ સિદ્ધાંતનો સ્વીકાર નહિ કરે, પરંતુ તે ન સ્વીકારવામાં તેઓ પોતાના અજ્ઞાનને જ સૂચવે છે.

વિધિપૂર્વક ભાવનાને સેવવાથી તમે ગમે તે ઇચ્છાને તમારા મનમાં નવી ઉત્પન્ન કરી શકશો, અથવા મનમાં ઘર કરી રહેલી ગમે તે ઇચ્છાનો નાશ કરી શકશો. તે જ પ્રમાણે ગમે તે ઉદ્દેશને તમે ઉત્પન્ન કરી શકશો અથવા તેનો નાશ કરી શકશો. આમ કરવાને માટે જે સઘળું કરવાની અગત્ય છે તે એ જ કે જે ઉદ્દેશને અથવા ઇચ્છાને તમારા મનમાં તમારે પ્રકટાવવી હોય તેના આબેહુબ ચિત્રની મનઉપર છાપ પાડવી અને પરિણામ જણાતાંસુધી તે ચિત્રને મનમાં આરૂઢ રાખવું.

માનસિક ચિત્ર એ એવી વસ્તુ નથી કે વ્યવહારમાં સ્થૂલ પદાર્થોને જેમ આપણે જોઇ શકીએ છીએ તેમ તેને જોઇ શકીએ. તે એક કલ્પના અથવા વિચાર અથવા ભાવના છે, અને બુદ્ધિ વૃત્તિ જ તેને જોઇ શકે છે.

માનસિક ચિત્રને મનમાં આરૂઢ રાખવાને માટે તે ચિત્રના સર્વ અવયવોને વૃત્તિસંમુખ રાખી રહેવા જોઇએ; એટલે કે તે ચિત્રના ગુણધર્મોનું, તેના સામર્થ્યનું અને તેથી પ્રકટનાર સંભવોનું વૃત્તિમાં ભાન કરવું જોઇએ.

મન ઘણું વિશાળ હોવાથી નજરમાં આવે તેટલાં ઉત્તમ ચિત્રોની તેમાં કલ્પના કરી શકાય છે; પરંતુ આરંભમાં થોડાં ચિત્રો કલ્પવાં એ ઉત્તમ છે.

પૂર્ણ આરોગ્યવાળા સુંદર શરીરનું, ઉત્તમ શક્તિઓવાળા મનનું, વિશુદ્ધ વર્તનવાળા જીવનનું, અને જીવબ્રહ્મના અભેદનું ભાન કરાવનાર તત્ત્વજ્ઞાનનું ચિત્ર રચો. અંતરમાં મન, વચન, અને કર્મની એકતાનું ચિત્ર રચો, અને તેની સાથે સર્વોત્તમ સુખવાળા બાહ્ય જીવનની કલ્પના કરો.

આ ચિત્રોને મનમાં અખંડ આરૂઢ રાખો, અને તમને જણાશે કે તમારું બાહ્ય જીવન નિત્ય અધિક અધિક બદલાઇને તે ચિત્રોજેવું જ થતું જાય છે. પરિણામે તારી ભાવના-

પ્રમાણે જ તમારું બાહ્ય જીવન થયેલું તમને અનુભવમાં આવશે. પછી ભવિષ્યમાં તેથી પણ વધારે ઉત્તમ પ્રકારના થવા માટે નવાં અને અધિક રમણીય ચિત્રો રચજો, અને તેમને વૃત્તિમાં આરૂઢ રાખજો.

## सुबोधक वचनो.

કઠિનતાનો વિચાર કરનારને પ્રત્યેક કાર્ય કઠિન ભાસે છે; પરંતુ પ્રત્યેક કાર્ય કરવાને તમે સમર્થ છો, એવું જ્યારે તમે ભાન કરો છો, ત્યારે કઠિનતા આપોઆપ જાય છે.

* * * *

સત્ય પ્રેમ પોતાના ઉપર કોઇ પ્રેમ કરે, એવી ઇચ્છા દર્શાવતો નથી; તે કોઇ પણ પ્રકારના બદલાને ઇચ્છતો જ નથી. તે પ્રેમ કરે છે, કારણ કે પ્રેમ એ તેનું સ્વરૂપ છે, અને તેણે પ્રેમ કરવો જ જોઇએ.

* * * *

ચિંતા માત્રને મનમાંથી વેગળી કરો. તેમને મરી જવા દો. તમારે તેમની કદી જરૂર પડવાની નથી.

* * * *

મુખમાંથી શબ્દ બોલતાં સર્વદા સાવધાનતા સેવો. તમારી પાસે કંઇ કહેવા જેવું હોય ત્યારે જ મુખને ઉઘાડો. મનુષ્યના જીવનને પ્રકાશિત કરનાર વચનોને જ માત્ર વદો. જેને તમે સત્ય માનતા હો તે જ બોલો. જેને તમે અસત્ય માનતા હો તેને તેવે જ રૂપે દર્શાવો. જે વિષયનું તમને જ્ઞાન ન હોય તેમાં મૌન ધરો.

# विंशतितमवर्षसमाप्तिनिमित्ता श्रीमहाकालाभिन्न-श्रीसद्गुरुस्तुतिः ।

### गीतिः

अग्रे बभूव किल यो मध्ये तेने येनेदं सर्वम् ।
अन्तं यस्य न कश्चित् परिकलयेत्तं नृहरिं प्रणमामः ॥ १ ॥
पूर्वेभ्यो यः पूर्वः पूर्वः कश्चन यस्मान्नैव भवेत् ।
द्रष्टा यो द्रष्टॄणां गुरुर्गुरूणां नृहरिः स श्रीमान् ॥ २ ॥
भास्करशशधरतारकशतहुताशज्वलनाः सर्गारंभे ।
द्योतं यं भिक्षन्ते सोऽस्मत्प्रभुरमितद्योतो नृहरिः ॥ ३ ॥
विद्यार्थे वाचस्पतिरोजोऽर्थे पुरुहूतो गुह्यकराड् ।
द्रविणार्थं समुपास्ते यं स श्रीनृहरिः कल्पतरुः ॥ ४ ॥
असतः सत्तमसश्च ज्योतिर्मृत्योर्गमयन्नमृतत्वम् ।
नृहरिः प्राणेशो नश्चुंबितचरणांबुजयुगलानाम् ॥ ५ ॥
यत्स्मितभापरिवेष्टितभक्तजनो हेयामिह खलु मनुते ।
त्रिभुवनशासनभूतिं तं नृहरिं प्रेम्णाऽद्य प्रणमामः ॥ ६ ॥

कलौ मलीमसमानसदुरितचयप्रक्षालनानिष्णाता ।
काऽपि नृहरिदृग्गङ्गा निःश्रेयसनीरा किल लसातितमाम् ॥ ७ ॥
वांछितवितरण शिक्षितभवाटवीमञ्जनविधिसुपटुमते ।
कल्पावनिरुह परशो नरहरिचरणास्माकं त्वं शरणम् ॥ ८ ॥
साधिष्ठं प्रापयति त्वत्तो विदिता विद्या छत्रगणम् ।
नेदिष्ठं स्थापयति त्वत्तो लब्धा युक्तिः परतत्त्वम् ॥ ९ ॥
लीलां लोकातीतां वीक्ष्य यदीयां विमनस्का आस्म ।
विश्वस्मिन्नन्यत्र श्रीमन्तं तं नृहरिं प्रणमामः ॥ १० ॥

अभ्यर्थना

एकविंशस्वरूपं ते प्रभास्तोमेन मण्डितम् ।
ध्वान्तं स्वान्तस्थमज्ञानां प्रभो सद्यो व्यपोहतु ॥ ११ ॥

**અર્થ:**—જે નિઃસંશય સૃષ્ટિપૂર્વે હતા, મધ્યે જેમનાથી આ સઘળું વિશ્વ વ્યાપ્ત થયું છે, અને જેમનો અંત કોઈ પણ કળી શકે એમ નથી એવા શ્રીનૃહરિને અમે પ્રણામ કરીએ છીએ. (૧)

પૂર્વ (પ્રજાપતિઓ આદિ) થી પણ જે પૂર્વ છે, જેનાથી પ્રાચીન કોઈ પણ નથી જ, અને જે દ્રષ્ટાઓના પણ દ્રષ્ટા છે તે શ્રીમાન્ નૃહરિ ગુરુઓના પણ ગુરુ છે. (૨)

સૂર્ય, ચંદ્ર, તારા, વિદ્યુત્ અને અગ્નિ સર્ગના આરંભકાલે જેમની પાસેથી પ્રકાશની ભિક્ષા માગે છે તે અમિત પ્રકાશવાળા શ્રીનૃહરિ અમારા પ્રભુ છે. (૩)

વિદ્યાને માટે બૃહસ્પતિ, સામર્થ્યને માટે ઇંદ્ર, અને ધનને માટે ગુહ્યકપતિ કુબેર જેમની સમ્યક્ ઉપાસના કરે છે તે શ્રીનૃહરિ અમારા કલ્પતરુ છે. (૪)

અસત્ વસ્તુથી સત્ વસ્તુને, અંધકારથી પ્રકાશને, અને મૃત્યુથી અમૃતત્વને પમાડનાર શ્રીનૃહરિ, અમે કે જેમણે તેઓના ચરણકમલયુગલનો સ્પર્શ કર્યો છે તેમના, પ્રાણેશ છે. (૫)

જેમના સ્મિતપ્રકાશથી વીંટળાયલો ભક્તગણ ત્રૈલોક્યના રાજ્યના વૈભવને ખરે આ લોકમાં ત્યજવા યોગ્ય માને છે તે શ્રીનૃહરિને પ્રેમવડે અમે પ્રણામ કરીએ છીએ. (૬)

મલિન ચિત્તવાળા મનુષ્યોના પાપ સમૂહનું પ્રક્ષાલન કરવામાં કુશલ, અને નિઃશ્રેયસરૂપ જલથી પૂર્ણ એવી શ્રીનૃહરિદષ્ટિરૂપ અનિર્વચનીય ગંગા કલિયુગમાં ખરે અત્યંત પ્રકાશી રહી છે. (૭)

હે શ્રીનૃહરિચરણ! તું કે જે ઇષ્ટ વસ્તુને અર્પણ કરવામાં કુશલ કલ્પવૃક્ષ છે, અને ભવાટવીને છેદન કરવાના કાર્યમાં અતિ પ્રવીણમતિ કુઠાર છે તે અમારુ શરણ છે (૮)

તારાથી જાણેલી વિદ્યા શિષ્યસમુદાયને શુભતમની પ્રાપ્તિ કરાવે છે, અને તારાથી મેળવેલી યુક્તિ પરમ તત્વને અત્યંત સમીપ સ્થાપે છે. (૯)

જેમની અલૌકિક લીલાઓને અવલોકી અમારું મન વિશ્વના અન્ય પદાર્થોથી ઉઠી ગયું તે શ્રીમાન્ નૃહરિને અમે પ્રણામ કરીએ છીએ, (૧૦)

પ્રાર્થના.

હે પ્રભો! પ્રકાશના સમૂહથી ભૂષિત આપનું એકવિંશ રૂપ અજ્ઞ જનોના હૃદયમાં રહેલા અંધકારને સત્વર દૂર કરો! (૧૧)

---

# विशामा रूपनी प्रभावलि ( विषयानुक्रमीणका. )

प्रभा.　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　विस्तार.

१ પદ્યસંગ્રહ.

**ગ્રંથસત્કાર.**

## 'સાધનસમારંભ ફંડ' માં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

રા. સા. જમનાપ્રસાદ ગોવર્ધનપ્રસાદ વ્યાસ. મહેમદાવાદ. રૂ. ૫૦-૦-૦
રા. રા. પંડ્યા વલ્લભરામ શિવશંકર (પુત્રની સદ્ગતિનિમિત્ત). ખંભાત. રૂ. ૨-૦-૦
રા. રા. શિવશંકર વિશ્વનાથ (પોતાની ધર્મપત્નીની સદ્ગતિનિમિત્ત) અંકલેશ્વર. રૂ. ૨-૦-૦
મી. ગુલામખાં ફતેહખાં (પુત્રની સદ્ગતિનિમિત્ત). સોનગઢ. રૂ. ૨-૦-૦

---

## શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં રચેલાં અત્યંત લોકપ્રિય પુસ્તકો.

### ભામિનિભૂષણ. ( પાંચ ભાગમાં )

સ્ત્રીઓને વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો ઘણા શોધે છે, પણ તેમને જડતાં નથી. ભામિનિભૂષણના પાંચે ભાગ આ ખોટ પૂરી પાડે છે તેમાં પરણેલાં સ્ત્રીપુરુષોને આ સંસારમાં જે જાણવાની જરૂર છે, તે રસભરી વાર્તાઓમાં તથા વિવિધ આડ પ્રસંગોમાં એવા તો ઉત્તમ પ્રકારે વર્ણવવામાં આવ્યું છે કે તેને વાંચનાર સ્ત્રીપુરુષોમાં તે જ દિવસથી સુધારો થયાવિના રહેતો નથી. આ પુસ્તકો એક વાર ખરીદો અને તમને તેથી કદી પણ પશ્ચાત્તાપ થશે નહિ. પાંચે ભાગોનું એકંદર મૂલ્ય રૂ. ૫-૦-૦ પોસ્ટેજ ૦-૬-૦. પ્રત્યેક ભાગ છૂટો પણ મળી શકશે.

---

### શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ.

તમે વાર્તાનાં અનેક પુસ્તકો વાંચ્યાં હશે. પણ આ પુસ્તક તમે જ્યાંસુધી વાંચ્યું નથી ત્યાંસુધી ઉત્તમ બોધ, રસવાળી વાર્તામાં કેવી રીતે ગુંથવામાં આવે છે, તે તમારા જાણવામાં ભાગ્યે જ આવ્યું હશે. સત્શાસ્ત્રોના નિશ્ચયો, વાંચનારને અત્યંત આનંદ આપે એવી રીતે વાર્તાના રૂપમાં જો કોઇ પણ પ્રથમ ગુંથવામાં આવ્યા હોય તો તે આ જ ગ્રંથ છે. તેને વાંચતાં તમારા અંતઃકરણની અત્યંત ઉંચી સ્થિતિ થયેલી તમે તત્કાળ અનુભવશો.

મૂલ્ય રૂ. ૧-૪-૦ પોસ્ટેજ રૂ. ૦-૨-૦

---

### શ્રીસિદ્ધાંતસિન્ધુ ( પ્રથમ તથા દ્વિતીય રત્ન. )

યોગ, તત્ત્વવિચાર, તથા ભક્તિના સિદ્ધાંતોનો આ ગ્રંથ સમુદ્ર છે, આ ગ્રંથમાં પણ વાર્તાના રૂપમાં મનુષ્યને જાણવાનું, મેળવવાનું તથા કરવાનું સ્પષ્ટ તથા સરળ રીતે સમજાવ્યું છે. સંસાર ત્યજવાથી જ મોક્ષ મળે છે, એવું માનનારને આ ગ્રંથ-ખાતરી કરી આપે છે કે ગૃહસ્થાશ્રમનું યોગ્ય પ્રકારે પાલન કરવામાં આવે તો સંસારનો ત્યાગ કર્યાવિના પણ મોક્ષ-સુખનો અનુભવ થાય છે.

આ ગ્રંથમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીની સુંદર છબી આપવામાં આવી છે. મૂલ્ય ૧-૮-૦ પોસ્ટેજ ૦-૨-૦.

---

## श्रीनृसिंहवाणीविलास–द्वितीय पुस्तक.

બીજી આવૃત્તિ છપાઇને હમણાં જ તૈયાર થઇ છે. રોયલ આઠ પેજી ૨૫૨ પૃષ્ઠ, સુંદર પાકું પુઠું. મૂલ્ય રૂ ૧–૦–૦ પોસ્ટેજ ૦–૨–૦

## श्रीनृसिंहवाणीविलास–तृतीय पुस्तक.

બીજી આવૃત્તિ હમણાં જ તૈયાર થઇ છે. રોયલ આઠ પેજી પૃષ્ઠ ૧૭૦. મૂલ્ય ૦–૬–૦ પોસ્ટેજ ૦–૧–૦

## श्रीभामिनीभूषणांतर्गत पद्यसंग्रह.

બીજી આવૃત્તિ હમણાં જ પ્રકટ કરવામાં આવી છે રોયલ આઠ પેજી પૃષ્ઠ ૧૪૦ મૂલ્ય ૦–૬–૦ પોસ્ટેજ ૦–૧–૦

## श्रीनृसिंहवाणीविलास ( तृतीय पुस्तक ) तथा भामिनीभूषणांतर्गत पद्यसंग्रह.

આ ગ્રંથમાં આ બંને પુસ્તકો એકઠાં બાંધવામાં આવ્યા છે, તથા સુંદર પાકું પૂઠું બંધાવવામાં આવ્યું છે. મૂલ્ય રૂ ૧–૦–૦ પોસ્ટેજ ૦–૨–૦

## सदुपदेशश्रेणी–सप्तम उपदेश.

બીજી આવૃત્તિ. મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

## सदुपदेशश्रेणी–पंचदश सदुपदेश.

બીજી આવૃત્તિ. મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

## सदुपदेशश्रेणी–षोडश सदुपदेश.

બીજી આવૃત્તિ મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

## बालकोने केवी रीते केळववां.

બીજી આવૃત્તિ મૂલ્ય ૦–૫–૦ પોસ્ટેજ ૦–૧–૦

## सद्बोधस्रवन्ती.

આમાં શ્રીયુત હણીયા, શ્રીયુત નર્મદાશંકર, શ્રીયુત કૌશિકરામ તથા શ્રીયુત સઘની એ. મેના તરીન નિબંધોનો સમાવેશ કર્યો છે. મૂલ્ય ૦–૪–૦ પોસ્ટેજ ૦–૧–૦

## ब्रह्मचर्य.

( ચતુર્થ આવૃત્તિ ) મૂલ્ય ૦–૦–૬ પોસ્ટેજ ૦–૦–૬

## रोग टाळवाना अने नीरोग रहेवाना उपायो.

બીજી આવૃત્તિ મૂલ્ય ૦–૧–૬ પોસ્ટેજ ૦–૦–૬

व्यवस्थापक, महाकाल, वडोदरा.

# श्रीमहाकाल.

रूप ( पुस्तक ) १९—चैत्र कृष्ण० १४. संवत् १९६३. दर्शन ( अंक ) ६.


॥ ॐ श्रीं ॥

## ब्रह्मभावना.*

હું છું અખંડ સુખઘન બ્રહ્મ, હું છું આદિ અનાદિ અનંત.
હું છું બ્રહ્મા વિષ્ણુ રુદ્ર, હું છું અનવધિ ચિતિસમુદ્ર.
હું સામર્થ્યરૂપ સર્વેશ, હું છું જ્ઞાનસ્વરૂપ મહેશ.
હું છું સકલસિદ્ધિપ્રદ ઇશ, હું છું વ્યાપક આ દશદિશ.
હું છું સુભર સઉ સ્થલમાંહ્ય, મુજમાં દૃશ્યપ્રપંચ શમાય.
હું ઉત્પત્તિસ્થિતિનું મૂલ, મુજમાં શમે સૂક્ષ્મ ને સ્થૂલ.
હું છું ત્રિગુણાતીત માયેશ, હું નહિ કાલ વસ્તુ કે દેશ.
હું છું દૈવીશક્તિસંપન્ન, હું ભૂ, જલ નભ વાયુ અન્ન.
હું છું સર્વસુખાધિષ્ઠાન, સમગ્રશ્રીપતિ હું ભગવાન.
હું છું સચ્ચિત્આનંદરૂપ, હું છું કેવલ પ્રેમસ્વરૂપ.
હું છું સમગ્ર વર્ણાતીત, હું નથી મન બુદ્ધિ કે ચિત્ત.
હું સર્વજ્ઞ સિદ્ધસંકલ્પ, હું પરિપૂર્ણ અનુપ અનલ્પ.
હું છું અજર અમર અવિનાશ, હું છું અવિક્રિય સ્વપ્રકાશ.
મુજમાં સર્વ દેવનો વાસ. હું છું સૂર્ય ચંદ્ર આકાશ.

* ગયા સાધનસમારંભનિમિત્ત રચવામાં આવેલી.

મુજને જે જે જપતા જીવ, તેનું નિત્ય કરૂં હું શિવ.
મુજમાં શ્રદ્ધા સેવે જેહ, તેને આપું મુક્તિ વિદેહ.
જે મુજ સ્વરૂપે ધારે પ્રીત, તેનું કરૂં નિરંતર હિત.
જે મુજ કરે ભક્તિથી સેવ, તેને સઘ કરૂં હું દેવ.
જે મુજ સ્વરૂપે રમતા નિત્ય, તેની યમ પણ ધારે ભીત.
જે જન મારૂં ધરતા ધ્યાન, તેને કરૂં હું મુજ સમાન.



## शुद्ध ज्ञानने प्रकटाववा इष्टने अभ्यर्थना.

પદ. ( આજ શ્યામ મોહે લીનો—એ લય. )

આજ શુદ્ધ જ્ઞાન પ્રભો, હૃદયમાં સ્ફુરાવજો,
હૃદયમાં સ્ફુરાવજો, આ ધ્વાંતને નિવારજો; આજ૦
પ્રતિકૂલ પ્રતિબંધ કાપી, અનુકૂલ હિતયુક્તિ આપી,
અતુલ આનંદમાંહિ સ્થાપી, વિજયઘોષ ગજાવજો; આજ૦
અનુપમ આપનો પ્રતાપ, દાખવો નયનનિકટ બાપ,
શમે જેથી તાપ પાપ, વાત્સલ્ય દર્શાવજો; આજ૦
દૈવી સુગુણ દેજો સકલ, દૈવી વિભવ દેજો અમલ,
દૈવી તથા આપજો બલ, શિશુસમૂહ હુલાવજો; આજ૦
સ્થાપીને નિજ કટિલંક, સાધકગણ આ અપંગ,
દૈવી જ્ઞાનગિરિશૃંગ, નૃહરિપ્રભુ ચઢાવજો; આજ૦



## द्वैताभाव.

પદ. ( શ્યામ રંગી કાગ ક્યાંથી હંસવર્ણો થાશે—એ લય. )

પ્રકાશમધ્યે અંધકારનો સંભવ ગણાય ક્યાંથી રે હાં,
દશ દિશ તત્ત્વ રહ્યું છે વ્યાપી શાસ્ત્રો સઘળાં ગાય,
પછી ક્યાં દૃશ્યતણું ઠેકાણું.
હરિથી ભિન્ન કશું ના, તોપછી, ભય શાનો ને શાથી રે હાં,
પ્રતિબિંબ જોઈ પોતાનું, શાણા શું ગભરાય; પછી૦
દંડ, સર્પ, જળરેલો, માળા, ભિન્નભિન્ન રૂપ ભાસે રે હાં,

વસ્તુતઃ રજ્જુ પણ જ્યારે, સાચી દૃષ્ટિ થાય; પછી૦
યથાર્થ દૃષ્ટિમાં તદ્વત્ આ, ભેદ ન કોઇ જણાશે રે હાં,
કરી કલ્પના ભેદની ખોટી, અજ્ઞાની પીલાય; પછી૦
સાચી સમજ સવેળા ધરતાં, દુઃખનો આરો આવે રે હાં,
જ્ઞાનવિના ના દુઃખ વિલાતું, કરતાં કોટિ ઉપાય; પછી૦
પોતાનામાં, પરપદાર્થમાં, હરિને જોતાં ભાવે રે હાં,
દૃઢ અભ્યાસ થતાં, ના નયને, હરિવિણ અન્ય જણાય; પછી૦
જે નથી જ્યાં તેને ત્યાં જોવું, મૂળ એ દુઃખનું મોટું રે હાં,
જે જ્યાં છે તેને ત્યાં જોતાં, સુખઉદધિ રેલાય; પછી૦
ભયદુઃખાદિ મન કલ્પે છે, ક્યાંહિ ન કિંચિત્ ખોટું રે હાં,
વ્યાપક હરિમાં ભયાદિનો ક્ષણ, ટકી શકે કેમ પાય; પછી૦
'સુખ છે સઘળે, શુભ છે સઘળે, અભય સકળ સ્થળ વ્યાપ્યું' રે હાં,
કાં જે સત્તા હરિની સઘળે, અનુભવમાંહિ જણાય; પછી૦
હુંમાં તુમાં હરિ જોનારે, અશેષ દુઃખને કાપ્યું રે હાં,
ભેદ વિસરીને તે પોતાને, ભાળે નરહરિરાય; પછી૦

# आत्मपुराणनो सार.

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૨ થી. )

હે બ્રાહ્મણો ! જેમ લોકોમાં પુષ્પવિના જ ફળ આપનારા પિપલાદિક ઝાડ મિથ્યા જણાય છે, તેમ આ મનુષ્યાદિક શરીર પણ મિથ્યા જણાય છે. જેમ પિપળના ઝાડને અનેક પાંદડાં હોય છે, તેમ આ મનુષ્યશરીરને અનેક વાળ હોય છે. પિપળની બહારની છાલ જેમ કઠણ હોય છે, તેમ આ શરીરની ત્વચા પણ કઠણ છે. જેમ પિપળને કુહાડાથી કાપીએ તો અંદરથી રસ નીકળે છે, તથા શ્વેત વસ્ત્રમાફક છાલની નીચેનો ભાગ નીકળે છે, તેમ આ શરીરનું પણ શસ્ત્રથી છેદન કરીએ તો લોહી નીકળે છે તથા સફેત વસ્ત્રજેવો ત્વચાની નીચેનો ભાગ નીકળે છે. વળી જેમ પિપલાદિક વૃક્ષમાં રહેલી નાડીઓ મળીને ગાંઠો થાય છે, તેમ શરીરમાં અનેક સૂક્ષ્મ નાડીઓ મસ્તકાદિક અંગમાં એકઠી થઇને ગાંઠો થાય છે. મતલબ કે મનુષ્યશરીર અને પિપલાદિક વૃક્ષ સર્વ રીતે મળતાં છે. પરંતુ મનુષ્યશરીરમાં અને પિપલાદિક વૃક્ષમાં એક વિશેષતા પણ છે. એ વિશેષતા જે કારણથી છે, તે કારણ તમે સર્વ બ્રાહ્મણો કહો. હે બ્રાહ્મણો ! જેમ કુહાડાથી ઝાડને કાપ્યા પછી ફરીને તે જ મૂળમાંથી નવું ઝાડ થાય છે, તે આપણ સર્વ જાણીએ છીએ, તેમ આ શરીર નાશ પામ્યા પછી જે મૂળમાંથી નવું શરીર ઉત્પન્ન થાય છે, તે મૂળ પ્રત્યક્ષ દેખાતું નથી અને મૂળવિના નવા શરીરની ઉત્પત્તિ

સંભવે નહિ, માટે આ શરીરનું કોઈ મૂળ હોવું જોઇએ. એ મૂળ તમે સર્વ મને કહો. જો તમે કહો કે આ શરીરનું મૂળ પિતાનું વીર્ય અને માતાનું રક્ત છે, તો તે યોગ્ય નથી. કેમકે પ્રાણ ધારણ કરનારા જે દેહધારી જીવ છે, તેમાં અન્નભક્ષણથી વીર્યની ઉત્પત્તિ થાય છે, અને મારા પૂછવાનો ભાવાર્થ એ છે કે સુષુપ્તિઅવસ્થામાં તથા પ્રલયસમયે સંપૂર્ણ કાર્યપ્રપંચનો નાશ થયા પછી કયા મૂળ કારણથી નવીન દેહ ઉત્પન્ન થાય છે. પ્રલયસમયે તો માતાપિતાનું શરીર હોય નહિ, એટલે દેહનું મૂળ કારણ વીર્ય નથી. જો તમે કહો કે પિપલનું ઝાડ મૂળવિના પણ બીજા ઝાડઉપર નવું ઉત્પન્ન થાય છે તેમ આ શરીર પણ મૂળવિના નવીન ઉત્પન્ન થતું હશે. પરંતુ તે પણ બરાબર નથી. બીજા ઝાડઉપર પિપલનું ઝાડ થાય છે પણ તે ત્યાં પિપલનું બીજ પક્ષી વગેરે લેઇ જઇ નાંખે છે ત્યારે થાય છે, બીજવગર બીજા ઝાડઉપર પિપલનું ઝાડ થાય નહિ, તેમ આ શરીરનો મૂળરૂપ કારણનો અભાવ છતાં પણ બીજરૂપ કોઈ કારણ તો તમારે કહેવું જોઇએ. આ શરીરનું એ બીજના જેવું કયું કારણ છે તે કહો. જો તમે કહો કે એ બીજરૂપ કારણનો નિશ્ચય કરવાનું શું પ્રયોજન છે, તો હું કહું છું કે જેમ કોઇને ઝાડનો નાશ કરવાની ઇચ્છા હોય તો તેણે તે ઝાડનું મૂળ ખોદીને કહાડી નાંખવું જોઇએ તથા બીજને અગ્નિમાં બાળી નાંખવાં જોઇએ. એ બંને ઉપાયથી ઝાડનો નાશ થાય; તેમ જે અધિકારી પુરુષને શરીરાદિક પ્રપંચના મૂળનું તથા બીજનું જ્ઞાન હોય છે તે અસંગ બુદ્ધિરૂપ શસ્ત્રથી તથા જ્ઞાનરૂપી અગ્નિથી તે મૂળનો તથા બીજનો નાશ કરે છે. મૂળ ને બીજના જ્ઞાનવિના તેનો નાશ શી રીતે કરી શકે? માટે દેહાદિક પ્રપંચનું મૂળરૂપ કારણ તથા બીજરૂપ કારણ અવશ્ય જાણવું જોઇએ. વળી જો તમે એમ કહો કે જે પદાર્થ એક વાર ઉત્પન્ન થાય છે તે પદાર્થ ફરીને બીજી વાર ઉત્પન્ન થતો નથી. પણ સ્વભાવરૂપ કારણથી કોઈ અપૂર્વ પદાર્થ જ ઉત્પન્ન થાય છે. માટે મૂળનો વિચાર કરવાનું કાંઈ પ્રયોજન નથી. તમારૂં એ કહેવું પણ બરાબર નથી. કેમકે એક વાર ઉત્પન્ન થએલા પદાર્થની ફરીને ઉત્પત્તિ થાય છે એમ આપણે સ્વીકારવું પડશે. જો તેમ નહિ સ્વીકારીએ તો કરેલાં પુણ્યપાપરૂપ કર્મોનો ભોગવિના જ નાશ થશે અને નહિ કરેલાં કર્મોનાં સુખદુઃખરૂપ ફળ ભોગવવાં પડશે. એ કૃતનાશ અને અકૃતાભ્યાગમ એ બંને દોષોનું નિવારણ કરવાને પૂર્વ ઉત્પન્ન થએલા પદાર્થની ફરીને ઉત્પત્તિ અંગીકાર કરવી જોઇએ. કેમકે પૂર્વ જન્મમાં આ જીવે જે પુણ્યપાપરૂપ કર્મ કરેલાં તેનાં સુખદુઃખરૂપ ફળ આ જન્મમાં તે ભોગવે છે, અને આ જન્મમાં કરેલાં કર્મનું ફળ જન્માંતરમાં ભોગવશે. એટલે પૂર્વ ઉત્પન્ન થએલા પદાર્થમાં જ પુણ્યપાપરૂપ અદૃષ્ટ રહે છે. અને નરશૃંગનીપેઠે જે પદાર્થ પૂર્વે કોઈ વાર ઉત્પન્ન થયો જ નથી તે પદાર્થમાં પુણ્યપાપરૂપ અદૃષ્ટ સંભવતું નથી. વળી પૂર્વ ઉત્પન્ન થએલા પદાર્થની ફરીને ઉત્પત્તિ નહિ અંગીકાર કરીએ તો માતાના ગર્ભથી ઉત્પન્ન થએલું બાળક તે જ વખતે સ્તનપાન કરે છે, તે ન કરવું જોઇએ. કેમકે આ પદાર્થ સુખનું સાધન છે એવું જ્ઞાન જ જીવોની પ્રવૃત્તિનું કારણ છે. સુખસાધનતાજ્ઞાનવિના કોઇ જીવની પ્રવૃત્તિ થતી નથી. અને જન્મ થતાં જ સ્તનપાન સુખનું સાધન છે એવું જ્ઞાન તે બાળકને છે નહિ; તેથી સ્તનપાન કરવામાં તે બાળકની પ્રવૃત્તિ થવી ન જોઇએ. પણ જો પૂર્વ ઉત્પન્ન થએલા પદાર્થની ફરીને ઉત્પત્તિ સ્વીકારીએ તો

આ દૂષણનો બાધ થાય છે. કેમકે જન્મકાળમાં સ્તનપાનવિષે સુખસાધનતાજ્ઞાન તે બાળકને નથી પણ પૂર્વ અનંત જન્મોવિષે એ જીવે સ્તનપાનમાં સુખસાધનતાનો અનુભવ કરેલો છે તે અનુભવજન્ય સંસ્કારોથી એ જીવને જન્મકાળવખતે સ્તનપાન સુખનું સાધન છે એવું સ્મૃતિજ્ઞાન હોય છે, તેથી સ્તનપાન કરવાને તે બાળક પ્રવૃત્ત થાય છે. માટે ઉત્પન્ન થએલા પદાર્થની જ ઉત્પત્તિ થાય છે; અપૂર્વ પદાર્થની ઉત્પત્તિ થાય નહિ. હવે જો તમે એમ કહો કે જેમ બીજથી અંકુર ને અંકુરથી ફરીને બીજ થાય છે, તેમ પુણ્યપાપરૂપ અદૃષ્ટથી આ શરીર થાય છે અને આ શરીરથી ફરીને પુણ્યપાપરૂપ અદૃષ્ટ થાય છે. માટે બીજું કોઇ કારણ શોધવાની જરૂર નથી. તમારું એ કહેવું પણ સંભવિત નથી. કેમકે જેમ બીજમાં તથા અંકુરમાં પૃથ્વીરૂપ મૂળ કારણ અનુગત થયેલું જણાય છે, તેમ પુણ્યપાપરૂપ અદૃષ્ટમાં અને શરીરમાં કોઈ અનુગત કારણ જણાતું નથી. તેથી બીજ, અંકુરરૂપ વિષમ દૃષ્ટાંતવડે અદૃષ્ટ શરીરનો કાર્યકારણભાવ સિદ્ધ થાય નહિ. જેમ બીજમાં તથા અંકુરમાં પૃથ્વીરૂપ મૂળ કારણ અનુગત છે તેમ પુણ્યપાપરૂપ અદૃષ્ટમાં તથા શરીરમાં કોઇ મૂળભૂત કારણ અનુગત હોવું જોઇએ. જો કે એ મૂળભૂત કારણ પ્રત્યક્ષાદિક લૈકિક પ્રમાણોવડે સિદ્ધ નથી તો પણ વેદરૂપ લૈકિક પ્રમાણવડે સિદ્ધ છે. માટે પુણ્યપાપરૂપ અદૃષ્ટનું તથા શરીરાદિક પ્રપંચનું જે ઉપાદાન કારણ છે, તેનું સ્વરૂપ તથા લક્ષણ તમે કહો.

આ પ્રમાણે જ્યારે યાજ્ઞવલ્કયે સર્વ બ્રાહ્મણોને પ્રશ્ન કર્યો ત્યારે તે સર્વ બ્રાહ્મણો જગતના કારણને જાણતા ન હોવાથી પરાજય પામ્યા. તેથી યાજ્ઞવલ્કય મુનિ મુમુક્ષુજનોના કલ્યાણમાટે પોતે જ એ પ્રશ્નનો ઉત્તર આપવા લાગ્યા. તેમણે કહ્યું કે હે બ્રાહ્મણો ! સ્થૂળસૂક્ષ્મરૂપ જેટલો જડ પ્રપંચ છે તેનું કારણ વિજ્ઞાન આનંદરૂપ પરમાત્મા છે. એ પરમાત્મા સુવર્ણાદિક પદાર્થોનું દાન કરનારા પુરુષને સુખરૂપ ફળ આપનાર અને બ્રહ્મહત્યાદિક પાપ કરનારાને દુઃખરૂપ ફળ આપનાર છે. હવે જેમ વૃક્ષના મૂળનો નાશ થતાં પણ ફરીને વૃક્ષની ઉત્પત્તિ થવામાં બીજ કારણ છે, તેમ આ જીવોના સ્થૂલ શરીરનો નાશ થતાં પણ ફરીને સ્થૂળ શરીરની ઉત્પત્તિ થવામાં સૂક્ષ્મ શરીર કારણ છે. તથા જેમ એ બીજોનો નાશ થયા પછી કેવળ પૃથ્વી રહે છે, તેમ સુષુપ્તિઅવસ્થામાં તથા પ્રલયકાળમાં એ સૂક્ષ્મ શરીરનો લય થયા પછી કેવળ અજ્ઞાન રહે છે. આ પ્રમાણે યાજ્ઞવલ્કયનું બોલવું સાંભળી બ્રાહ્મણોએ કહ્યું કે જ્યારે અજ્ઞાનથી તથા સૂક્ષ્મ શરીરથી પણ જગતની ઉત્પત્તિ સંભવ હોઇ શકે છે, ત્યારે બ્રહ્મને અંગીકાર કરવાનું શું કારણ ? યાજ્ઞવલ્કયે કહ્યું કે જેમ વૃક્ષની ઉત્પત્તિ કરવામાં બીજના અદૃષ્ટરૂપ નિમિત્ત કારણની જરૂર રહે છે તેમ સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરવામાં સૂક્ષ્મ શરીરને પરમાત્માની જરૂર રહે છે. ચૈતન્યરૂપ પરમાત્માની સત્તા વિના જડ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરી શકે નહિ. માટે પરમાત્માને અવશ્ય અંગીકાર કરવા જોઇએ. અથવા પૃથ્વીમાં જે બીજ છે તેનું અંકુરરૂપ કાર્યદ્વારા જ્ઞાન થાય છે. એટલે પૃથ્વીમાં સંસ્કારરૂપે જે બીજની સ્થિતિ છે તે અંકુરરૂપ કાર્યદ્વારા બીજનું જ્ઞાન થવામાં કારણ છે. કેમકે જો સંસ્કારરૂપે પૃથ્વીમાં બીજ ન હોય તો અંકુરરૂપ કાર્યદ્વારા તે બીજનું જ્ઞાન થશે નહિ, તેમ સુષુપ્તિ અવસ્થામાં તથા પ્રલયકાળમાં જે અજ્ઞાન છે તે સૃષ્ટિકાળમાં સૂક્ષ્મ શરીરાકાર પરિણામ

અને પામે છે તેથી અજ્ઞાનમાં જે સૂક્ષ્મ શરીરના સંસ્કાર છે તે સંસ્કાર સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિનું કારણ છે. કેમકે પ્રલયકાળમાં જો સૂક્ષ્મ શરીરના સંસ્કાર અજ્ઞાનમાં ન હોય તો સૃષ્ટિકાળમાં અજ્ઞાનથી સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ થાય નહિ, માટે પ્રલયકાળમાં સૂક્ષ્મ શરીરના સંસ્કાર અજ્ઞાનમાં રહે છે, અને તે સંસ્કાર અત્યંત સૂક્ષ્મ છે, તેથી સર્વજ્ઞ પરમાત્માવિના તે કોઇ જીવના જાણવામાં આવે નહિ તેથી એ સૂક્ષ્મ સંસ્કારોને જાણનાર સર્વજ્ઞ પરમાત્મા અવશ્ય સ્વીકારવા જોઇએ. અથવા જેમ અમૂર્ત્ત આકાશમાં આ મૂર્તરૂપ પૃથ્વી રહેલી છે તેમ વિજ્ઞાનરૂપ પરમાત્મામાં એ જડ અજ્ઞાન રહેલું છે. ચૈતન્યરૂપ પરમાત્માવિના બીજા કોઇ પદાર્થમાં અજ્ઞાન રહે નહિ, કેમકે ચૈતન્ય પરમાત્માથી ભિન્ન જેટલા જડ પદાર્થ છે, તે અજ્ઞાનનું કાર્ય છે. તેથી એ જડ પદાર્થોમાં અજ્ઞાન રહે નહિ. અથવા અજ્ઞાન જેને આશ્રયે રહે છે તે પદાર્થને અંધકારની પેઠે આવરણ કરે છે એ અજ્ઞાનનો સ્વભાવ છે. અને આકાશાદિક જડ પદાર્થ સ્વભાવથી જ આવરણરૂપ છે. તેથી અજ્ઞાનકૃત આવરણ એ જડ પદાર્થોમાં સંભવે નહિ. એ કારણથી પણ જડ પદાર્થોમાં અજ્ઞાન રહેતું નથી એમ કહેવાય. સર્વ વેદાંતનો સિદ્ધાંત પણ એ જ છે કે અજ્ઞાન શુદ્ધ પરમાત્માને આશ્રયે રહે છે.

હવે વિજ્ઞાન ને આનંદનો અભેદ બતાવે છે. આ લોકમાં પણ વિજ્ઞાનથી ભિન્ન આનંદ જણાતો નથી. કેમકે "હું સુખી છું" એ પ્રકારના જ્ઞાનવિના આનંદની સિદ્ધિ થાય નહિ. તેથી આનંદ વિજ્ઞાનરૂપ છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે "विज्ञानमानंदं ब्रह्म" વિજ્ઞાન ને આનંદ એ બ્રહ્મનું રૂપ છે. એટલે સુખ, આનંદ ને વિજ્ઞાન સ્વપ્રકાશ આત્મારૂપ છે. હે બ્રાહ્મણો! સંપૂર્ણ જગતનું મિથ્યાત્વ બોધન કરવામાટે શ્રુતિ વિજ્ઞાનઆનંદરૂપ આત્માને બ્રહ્મરૂપ કરીને કહે છે. મતલબ કે દેશ, કાળ ને વસ્તુ એ ત્રણ પરિચ્છેદોથી રહિત મહાન્ અર્થનો બોધ બ્રહ્મ શબ્દ કરે છે. હવે જો પ્રપંચને સત્ય માનીએ તો બ્રહ્મમાં વસ્તુપરિચ્છેદ પ્રાપ્ત થશે. તેથી બ્રહ્મ શબ્દ આત્માથી ભિન્ન સર્વ જગતનું મિથ્યાત્વ બોધન કરે છે. વળી જેમ એક આકાશમાં ઘટમઠાદિક ઉપાધિઓથી નાના પ્રકારના ભેદ જણાય છે તેમ એક જ અદ્વીતિય આત્મામાં અજ્ઞાનાદિક ઉપાધિઓથી નાના પ્રકારના ભેદ જણાય છે. તેથી બ્રહ્મમાં સજાતીય ભેદ નથી. વળી જેમ માયાવી પુરુષે પોતાની માયાવડે આકાશમાં માયામય શરીર ઉત્પન્ન કર્યું, તે શરીરરૂપ ઉપાધિ હોવાથી માયાવી પુરુષનો જે આકાશાદિકમાં ભેદ જણાય છે તથા આકાશાદિકનો જે માયાવી પુરુષમાં ભેદ જણાય છે, એ ભેદઉપાધિ મિથ્યા હોવાથી મિથ્યા જ છે, તેમ અજ્ઞાનાદિક ઉપાધિઓ મિથ્યા હોવાથી તે અજ્ઞાનાદિકથી થએલો બ્રહ્મમાં નાના પ્રકારનો ભેદ પણ મિથ્યા જ છે. તેથી બ્રહ્મમાં વિજાતીય ભેદ પણ નથી. વળી વિજ્ઞાનઆનંદરૂપ બ્રહ્મ સર્વદા એકરસ તથા નિરવયવ છે; તેથી બ્રહ્મમાં સ્વગત ભેદ પણ નથી. હે બ્રાહ્મણો! મેં તમને આ વિજ્ઞાન આનંદરૂપ બ્રહ્મનું વર્ણન કર્યું: એ શુદ્ધ બ્રહ્મ જગતનું કારણ હોય નહિ. પરંતુ માયાવિશિષ્ટ બ્રહ્મ જ જગતનું કારણ છે. અને એ જ અભિપ્રાયથી શ્રુતિમાં પુણ્યપાપના ફળના આપનારને જગતનું કારણ કહ્યું છે. શુદ્ધ બ્રહ્મમાં ફળ પ્રદાતૃત્વ સંભવે નહિ. વળી હે બ્રાહ્મણો! વેદમાં શુદ્ધ બ્રહ્મને સર્વ જગતનું અધિષ્ઠાન કહેલું છે. એ શુદ્ધ કેવળ જડ અજ્ઞાનનું જ અધિષ્ઠાન નથી પણ બ્રહ્મચર્યાદિક સાધનોવડે જે

પુરુષોને " હું બ્રહ્મ છું," એવું અભેદ જ્ઞાન થયું છે તે વિદ્વાન્ પુરુષોનું પણ એ શુદ્ધ બ્રહ્મ જ પરમ સ્થાન છે.

ગુરુએ કહ્યું. હે શિષ્ય ! માયાવિશિષ્ટ બ્રહ્મ પુણ્યપાપના ફળનો દાતા છે. તથા માયાથી રહિત થએલો બ્રહ્મજ્ઞાનિનો જે આત્મા છે તે જ બ્રહ્મ આ જગતનું ઉપાદાન કારણ છે. એ અભિપ્રાયથી યાજ્ઞવલ્કય મુનિએ સર્વે બ્રાહ્મણોને જગતનું કારણ પુછયું હતું પરંતુ એ સર્વે બ્રાહ્મણો એ જગતના કારણને જાણતા નહોતા. એ કારણરૂપ બ્રહ્મ અમે અધિકારીઓએ વેદનાં વચનોથી સાંભળ્યો છે. હે શિષ્ય ! એ પ્રકારે સૂર્ય ભગવાનના શિષ્ય યાજ્ઞવલ્કય મુનિયે ગાયોને લઇ જવારૂપ નિમિત્તથી સર્વે બ્રાહ્મણોનો પરાજય કર્યો તથા બ્રહ્મવેત્તાના દ્વેષી શાકલ્યને બાળીને ભસ્મ કર્યો. તથા જે બ્રહ્મવિદ્યા સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કય મુનિને શીખવી હતી અને જે બ્રહ્મવિદ્યા યાજ્ઞવલ્કયે સર્વે બ્રાહ્મણોને પુછી હતી, તે બ્રહ્મવિદ્યાનો યાજ્ઞવલ્કય મુનિએ શ્રદ્ધાવાન્ જનક રાજાને ઉપદેશ કર્યો. **પાંચમો અધ્યાય સમાપ્ત.**

( અપૂર્ણ. )



# योगिनी.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૫૮ થી )

આઠમા માસમાં બાળકની લંબાઇ વધવાને બદલે જાડાઇ વધે છે. તે માત્ર સોળથી અઢાર તસુ જ લાંબું હોય છે. અને તોપણ તેનું વજન ચારથી પાંચ શેરનું થાય છે. ત્વચાનો વર્ણ ઘણો જ રાતો હોય છે, અને તે એક જાતના ચીકણા પદાર્થથી ખરડાયલી હોય છે. વળી તેના ઉપર રૂંવાટી ઉગી નીકળી હોય છે. નીચેનું જડબું જે પ્રથમ ઘણું ટુંકું હતું, તે આ માસમાં ઉપરના જેટલું જ લાંબું થયું હોય છે.

નવમા માસમાં અર્થાત્- પુરેપુરી મુદત થયે ગર્ભની લંબાઇ ઓગણીશથી ત્રેવીશ તસુ થઇ હોય છે; અને તેનું વજન છથી નવ રતલ થયું હોય છે. વાળજેવી સૂક્ષ્મ રક્તવાહિનીઓમાં રાતું લોહી વહેવા માંડે છે, અને ત્વચાને પરસેવો પણ થાય છે.

ગર્ભાધાનસમયે ગર્ભાશયમાં પુરુષ જે બીજક રોપે છે, તેની લંબાઇ એક તસુનો છસેંમો ભાગ હોય છે. પુરુષના વીર્યરૂપ બીજકની સાથે સ્ત્રીનું શુક્ર ભળતાં, ઉભયના સંયોગનો જે અણુસમૂહ રચાય છે, તેનો વ્યાસ એક તસુનો બસેં ચાળીશમો ભાગ હોય છે. આ અણુસમૂહમાં જેમ વડના બીજમાં મોટું વડનું ઝાડ રહ્યું હોય છે, તેમ ભવિષ્યમાં થનાર સ્ત્રી અથવા પુરુષ રહ્યાં હોય છે. માબાપો ! ગર્ભાધાનપૂર્વે તમે જેવું વર્તન કર્યું હોય છે, તે સર્વના સંસ્કાર આ રાઇના દાણાજેટલા અણુસમૂહમાં પડ્યા હોય છે. આ અણુસમૂહમાંથી તમે ધારો છો તો એક મહા યોદ્ધા કે એક હીજડો પ્રકટાવી શકો છો; આ અણુસમૂહમાંથી તમે ધારો છો તો એક મહા યોગી કે એક દુષ્ટ રાક્ષસ ઉત્પન્ન કરી શકો છો; આ અણુસમૂહમાંથી તમે ધારો છો તો એક મહા વિદ્વાન્ કે એક જડમતિ ગુડયલ ઉપજાવી શકો છો. સદ્‌ગુણી કે દુર્ગુણી, વ્યસની કે નિર્વ્યસની, કામી કે

નિષ્કામ મનુષ્ય, આ અણુસમૂહમાંથી તમારા ગર્ભાધાનપૂર્વેના વિચાર, અને વર્તનપ્રમાણે પ્રકટે છે, અને તેથી તમારે માથે કેટલી ભારે જવાબદારી રહેલી છે એ તમારે કોઇ ક્ષણે પણ વિસરી જવું જોઇતું નથી.

ગર્ભ રહ્યાપૂર્વે માતા અને પિતા ઉભયના વિચાર અને વર્તનના સંસ્કાર ભવિષ્યમાં થનાર બાળકઉપર પડે છે, પરંતુ ગર્ભ રહ્યા પછી તો વિશેષે કરીને માતાના વિચાર અને વર્તનનો સંસ્કાર વૃદ્ધિ પામતા ગર્ભઉપર સ્થપાય છે; અને તેથી કરીને ગર્ભ રહ્યા પછી માતાએ પોતાના વર્તનમાં અત્યંત સાવધાન રહેવું જોઇએ. આથી એમ સમજવાનું નથી કે ગર્ભ રહ્યા પછી પિતાના વિચાર તથા વર્તનની અસર ગર્ભઉપર નથી થતી. પિતાની પણ થાય છે, પરંતુ તે માતાના જેટલી નહિ. માતાનો ગર્ભસાથે જેટલો સાક્ષાત્ સંબંધ છે, તેટલો પિતાનો નથી અને તેથી માતાએ આહાર, વિહાર, અને વિચારમાં બેદરકાર રહેવું, એ હાનિ કરનાર છે.

ગર્ભનું પોષણ માતાના રુધિરવડે થતું હોવાથી, તથા તેના રચાતા મગજને તે રુધિર જ પોષણ આપતું હોવાથી એ આહારના નિયમોના પાલનઉપર લક્ષ આપવું, યોગ્ય છે. મનુષ્ય જે વિચાર તથા ક્રિયા કરે છે, તેની અસર તેના જઠર વગેરે અવયવોમાંથી સ્રવતા રસઉપર થાય છે, અને આ રસની અસર રુધિરઉપર થાય છે. રુધિર પુનઃ જ્ઞાનતંતુના સમૂહઉપર અસર કરે છે, અને આ પ્રમાણે મનુષ્યમાં સારા અથવા નઠારા વિચારોના અને વર્તનના સંસ્કાર સ્થપાય છે. આથી મનુષ્યના રુધિરના એક બિંદુમાં તેના આખા જીવનવૃતનાં સૂક્ષ્મ બીજકો રહ્યાં છે, એમ કહીએ તો તે ખોટું નથી.

ચીડીયા સ્વભાવવાળી, દાયરાજેવું મોં કરી આખો દિવસ બેશી રહેનારી, નકામો બળાપો કરનારી, અને ખેદને સેવનારી માતાના રુધિરના પ્રત્યેક રજકણમાં તેના આ સ્વભાવના સંસ્કારો સુદૃઢ રીતે સ્થપાય છે, અને તે રુધિરથી નવ માસસુધી પોષાયલા બાળકના રોમેરોમમાં માતાના તે સ્વભાવના સંસ્કારો વ્યાપી રહે છે. છેક નાની ઉંમરમાં પણ બાળકો ચીડીયાં, રીસાળ, આખી રાત રડરડ કરનારાં, અને બળીયલ શાથી હોય છે, તેનું કારણ હવે તમને સ્પષ્ટ સમજાય છે ? તેમાં બાળકની કસુર નથી, પણ માતાની અને પિતાની છે.

શુદ્ધ નિર્દોષ રુધિરથી ગર્ભકાળે બાળકને પોષણ આપ્યા કરો, અને જન્મ્યા પછી તે કદી પણ રીસાળ અને રડરડ કરનાર નહિ જ થાય.

માતાના શરીરમાં શુદ્ધ રુધિર ઉત્પન્ન થાય એટલા માટે પ્રથમ તેણે શુદ્ધ આહાર સેવવો જોઇએ. ગર્ભની સ્થિતિકાળે જે સ્ત્રીઓ ગમે તે અલાબલા ખાય છે, તેઓને પ્રસૂતિસમયમાં સુખપૂર્વક પ્રસવ થતો નથી, એટલું જ નહિ, પણ દુષ્ટ આહારથી ઉત્પન્ન થયેલા દુષ્ટ રુધિરવડે પોષાયલું બાળક પણ દોષવાળું જ થાય છે. સાદું અન્ન, તાજાં ફળ, અને તાજું શાક, એ જ શુદ્ધ આહાર ગણાય છે. કેટલાક વિદ્વાનો, એકલાં તાજાં ફળને અને તાજા શાકને જ ગર્ભવતી સ્ત્રીઓને માટે નિર્દોષ આહાર ગણે છે, અને તે જ તેમને ખાવાની સલાહ આપે છે. ફળનો અને શાકનો સંયોગ કરીને ખાવાની તેઓ મના કરે છે; અર્થાત્ સવારે એકલાં ફળ ખાવાં, અને સાંજે એકલું શાક ખાવું. ફળની સાથે રોટલી ખાતાં અડચણ નથી, પણ તે બહુ જ ઓછા પ્રમાણમાં ખાવી. કારણ કે

વધારે પ્રમાણમાં ખાવાથી ગર્ભનાં હાડકાં કઠિન થઇ જવાનો સંભવ આવે છે, અને તેથી પ્રસવકાળે અધિક કષ્ટ થાય છે. ફળ ખાવાં તે પણ એકી વખતે એક જ જાતનાં ફળ ખાવાં. બે ત્રણ જાતનાં ફળ સાથે ખાવાં નહિ, તેમ જ બે ત્રણ જાતનાં શાક પણ સાથે ખાવાં નહિ. શુદ્ધ લોહીને જ કરવાનો મુખ્ય ઉદ્દેશ હોવાથી માતાએ, ઘી, દુધ, ખાંડ, તેલ, મીઠું, મરચાં, મરી, રાઇ, મસાલા, વગેરે પદાર્થો બહુ જ ન્યૂન પ્રમાણમાં વાપરવા. અને તે મીઠું, મરચું, મરી, રાઇ મસાલા વગેરે તો બિલકુલ જ ન વાપરવાં. ચહા, કોફી જેવી ચાલાખતાઓનો સ્પર્શ સરખો પણ ન કરવો.

આ સમયમાં ગર્ભવંતી સ્ત્રીઓને ગર્ભનું ઉત્તમ પ્રકારે પોષણ થાય એ માટે બમણો કે ત્રમણો આહાર ગ્રહણ કરવાની તેમ જ ભાતભાતનાં સ્વાદિષ્ઠ પડ્રસ ભોજન ગ્રહણ કરવાની અગત્ય છે, એમ મનુષ્યના મોટા ભાગનું માનવું હોય છે, અને તેથી ગર્ભવંતી સ્ત્રીઓ ઇચ્છામાં આવે તેવા પદાર્થો આંખો મીંચીને ખાય છે, પરંતુ આ તેમનું માનવું ભૂલ ભરેલું છે. ગર્ભવંતી સ્ત્રીઓને ગર્ભના આરંભના માસોમાં તેઓ જેટલો આહાર ગ્રહણ કરતી હોય તેથી વધારે આહારની જરૂર જ હોતી નથી, અને જે આહાર બીજે સમયે ગ્રહણ કરવામાં આવે છે ત્યારે વિકારી રુધિરને ઉત્પન્ન કરે છે, તે આહાર ગર્ભકાળે નિર્દોષ રુધિરને ઉત્પન્ન કરે, એ સંભવતું નથી; અને તેથી દોષવાળા આહારની શરીરમાં અગત્ય માનવી, એ ભુલ ભરેલું છે.

પૂર્વે કહેલા આરોગ્યના નિયમો પાળનાર સુદૃઢ શરીરવાળી નીરોગ સ્ત્રીઓને તો 'ભાતભાતનાં સ્વાદિષ્ઠ પડ્રસભોજન' ખાવાની ઇચ્છા જ થતી નથી. જેઓ રોગી હોય છે, અને જેમણે મને તેવા કચરા ખાઇને જ્ઞાનતંતુઓને અને ઇંદ્રિયોને બહેકાવી મૂક્યાં હોય છે, તેમને જ ગર્ભકાલે, આ ખાઉં કે તે ખાઉં, એવા ભસકા થાય છે.

માતાઓએ સ્મરણમાં રાખવું જોઇએ કે આ સમયે આહારને ગ્રહણ કરવાના નિયમો—જેવા કે હદઉપરાંત ન ખાવું, બરાબર ચાવ્યા વિના લપલપાટ કરી ન ખાવું, ઉની ઉની રોટલી, ઉની ઉની કઢી, ઉનાં ઉનાં ભજીયાં વગેરે ઉના ઉના પદાર્થો ન ખાવા, મેદાની રોટલી કે પૂરી કે શીરો, કે ઘીમાં કે તેલમાં તળેલાં વિધિવ ન પચે એવા ભારે પદાર્થો, ખાંડની વિવિધ વસ્તુઓ, અથાણાં, ચટણીઓ, રાઇતાં, વગેરે ન ખાવાં, વગેરે નિયમોનો ભંગ કરવાથી મંદાગ્નિનો અથવા અજીર્ણ વિકારનો ત્રાસદાયક વ્યાધિ, ભવિષ્યમાં જન્મનાર બાળકને થાય છે, અને શરીરના બંધારણસમયે જ પ્રકૃતિમાં પ્રાપ્ત થયેલો આ વ્યાધિ મોટી ઉમરે પછી કાયમ રહે છે, અને તેને મટાડવામાં બહુ પરિશ્રમ અને કષ્ટ વેઠવું પડે છે. વળી આ સમયે માતા જે જે અયોગ્ય આહારને સેવે છે, અને જે જે પદાર્થોની ભારે લલુતા રાખે છે, તે જ પદાર્થો સેવવાની બાળકને જન્મ પછી બળવાન્ ઇચ્છા રહે છે. આ કારણથી જ ઘણાં બાળકો ખાણઉપર બેશી પેટ ગાગરડીજેવું થાય છે, સાં સુધી ખાખા કરે છે, મિતાહાર શું છે તે ગમે તેટલું સમજાવતાં છતાં સમજતાં નથી, ખાવાનું નથી આપવામાં આવતું તો માબાપની આડીઅવળી નજર થતાં ઘરમાંથી ગમે ત્યાંથી ખાવાનું શોધી કાઢી ચોરીને ખાઇ જાય છે, અને તેવો લાગ નથી ફાવતો તો પૈસા ચોરીને બજારમાંથી છાનામાના ખાવાનું લેઇ આવી, પોતાની લોલુપ વૃત્તિને તૃપ્ત કરે છે, સારે જ તેમને જંપ વળે છે.

વચનો વદીને પોતાની પત્નીના ઉત્સાહને જાગ્રત્ રાખવો તથા વધારવો. તેણે પોતે પણ મારો પુત્ર આ પ્રકારનો થાઓ, એવા સંકલ્પો ર્ક્યા કરવા. વાતચીતથી, વિચારોથી તથા બાહ્ય સાધનોથી ઘર અને ઘરનું વાતાવરણ એવું કરી મૂકવું કે ઉભયને પોતે આરંભેલા ઉત્કૃષ્ટ કર્તવ્યનું અખંડ સ્મરણ રહે. પરંતુ આ સર્વ કરતાં ચિંતાને સેવવી નહિ. ધારેલો પરિણામ આવશે કે નહિ, કરેલો આવો ભારે શ્રમ વ્યર્થ તો નહિ જાય, એવા સંશયને કે ભયને જરાપણ ધરવો નહિ. કારણ કે આ સમયે ચિંતા, સંશય ભય વગેરે સેવવાં, એ ભવિષ્યમાં થનાર બાળકનામાં ચિંતા, સંશય, અને ભયનાં કારણો રોપવા બરાબર છે. તેથી પ્રસન્નતાને અને શ્રદ્ધાને જ સેવ્યા કરવી. ગર્ભપૂર્વે અને ગર્ભસમયે માતાપિતા જેવા વિચાર કરે છે, અને જેવું વર્તન રાખે છે, તેવી જ સંતતિ થાય છે, એ સિદ્ધ નિયમનું નિત્ય સ્મરણ રાખવું. જે નિશ્ચયમાં જેમને શ્રદ્ધા હોતી નથી, તે નિશ્ચયમાં તેઓ કદી પણ ખરા મનથી પ્રવૃત્તિ કરતા જ નથી. આથી આપણું આ પ્રકારનું વર્તન અવશ્ય આપણું ઇચ્છેલું ફળ પ્રકટાવશે જ, એવી શ્રદ્ધાને દૃઢ કરતા જવું.

માતાપિતાના વિચારોની અને વર્તનની અસર ગર્ભસ્થિત બાળકને થયા વિના રહેતી જ નથી, એ નિશ્ચય કપોલકલ્પિત નથી, પણ અનુભવથી સિદ્ધ થયેલો છે. એવી દૃઢ શ્રદ્ધા આપણામાં પ્રકટે, એ માટે આ સ્થળે થોડાં વિશેષ ઉદાહરણો આપીએ છીએ. આ ઉદાહરણોમાં કેટલાંકમાં માતાપિતાએ આ નિયમનું જ્ઞાનપૂર્વક પાલન કર્યું છે, અને કેટલાંકમાં તેમનાથી અજાણતાં પાલન થઇ ગયું છે, એમ છતાં જેમ અગ્નિને જાણીને અડીએ તોપણ દઝાય છે અને અજાણતાં અડીએ તોપણ દઝાય છે, તેમ જ્ઞાનપૂર્વક પાલનથી અને અજ્ઞાનપૂર્વક પાલનથી પણ પરિણામ તો સરખો જ આવ્યો છે.

અભિમન્યુ ગર્ભરૂપે જ્યારે સુભદ્રાના ઉદરમાં હતો, ત્યારે શ્રીકૃષ્ણે કોઠાયુદ્ધ કેમ કરવું, તે સુભદ્રાને શ્રવણ કરાવ્યું હતું. ગર્ભકાલે અભિમન્યુમાં પડેલા આ સંસ્કારે, આગળ ઉપર કુરુક્ષેત્રના યુદ્ધમાં કેવું અસાધારણ પરાક્રમ દર્શાવ્યું છે તે વિશ્વપ્રસિદ્ધ છે.

ગર્ભકાલે બુદ્ધની માતાના વિચારનું સ્વરૂપ તથા તેનો આવેલો પરિણામ પૂર્વે

આપ્યું લેતા પખતે રે...રના અને દેવદૂતનાજ વિચારમાં નિમગ્ન રહેનારી મેરીનો પુત્ર

હવાથી ફેફસાં ...કોઇને અજાણ્યું નથી. એ જ પ્રમાણે બીજા પણ અનેક મહા

ચાર કે પાંચ સે...ા આવે તો આપણને સ્પષ્ટ થયા વિના ભાગ્યે જ રહેશે કે આ

શક્તિ વધે છ, સાત...મનાં માતાપિતાથી ગર્ભપૂર્વ કે ગર્ભકાલે જાણતાં કે અજાણતાં

ખાલી કરવામાં ગાળ

ખુલી હવામાં કરવા

બાળક ઉત્તમ પ્રકા...સ્ટનમાં જેસી પોમેરૉય નામના પંદર વર્ષના એક છોકરાએ

ગર્ભવતી ...તકીપણે મારી નાંખવાથી આખું નગર ખળભળી ઉઠ્યું હતું.

તપણે નિદ્રા લે... માતાની જુબાનીથી નીકળી આવ્યું હતું કે તેનો ધણી કસાઇનો

...જ્યારે જ્યારે તે પશુઓનો વધ કરતો ત્યારે તે સ્ત્રી અત્યંત

પૂર્વે કહ્યું ...કરતી હતી.

પૂરાં સ્થાઇ રહે

...ં તથા

ન્યુયોર્કમાં એક સ્રીને નાટકનો ધંધો કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી હતી. આથી તે પોતાનું મન તૃપ્ત કરવા માટે તે દરરોજ નાટકો જોવા જતી, અને સ્રી પાત્રના હાવભાવ વગેરે અત્યંત રસપૂર્વક અવલોકન કરતી. આ સમયે તે ગર્ભવતી હતી. તેને જે પુત્ર થયો તે છેક નાની ઉમરમાં જ સ્રીપાત્રોના હાવભાવ વગેરેનું તેની માએ અવલોકન કર્યું હતું, તે પ્રમાણે જ હાવભાવની, બરાબર નકલ કરવા લાગ્યો. ત્રણ વર્ષની ઉમરે આ છોકરો સ્રીનાં વસ્ત્ર પહેરતો, અને બરાબર સુરતાલસાથે ગાતો અને નાચતો, અને તે સાથે તે એવા તો લાવણ્યવાળા અને મનોહર હાવભાવ કરતો કે તેને જોનાર પ્રત્યેક જણ કહેતા કે તેણે નાટકમાં રહીને શિક્ષણ લીધું છે. આ છોકરામાં જો સ્રીનાં અને પુરુષનાં બન્ને લક્ષણો હોત તો આ ઉદાહરણ, આપણા નિશ્ચયને એટલું બધું પુષ્ટિ આપનાર ન થઇ શકત, પરંતુ આ છોકરાને તો કોઇ છોકરો કહેતું તો તે ચીડાઇ જતો. તે છોકરી થવાનું, દેખાવાનું અને કહેવડાવવાનું પસંદ કરતો.

(અપૂર્ણ)



# આકાશગંગા.

વાદળાંવિનાના સ્વચ્છ આકાશમાં રાત્રિએ દૃષ્ટિ નાંખતાં, મધ્યમાં એક છેડાથી બીજા છેડાસુધી, ધોળા વાદળાજેવો, અને ચારેક હાથ પહોળો, એક પ્રકાશિત પટ વ્યાપી રહેલો જે જોવામાં આવે છે, તે આકાશગંગા છે. સામાન્ય લોકો તેને દુધગંગા પણ કહે છે, અને અંગ્રેજીમાં પણ એવા જ ભાવને સૂચવનારા શબ્દથી (Milky way) તે ઓળખાય છે. આ પ્રકાશિત પટ અથવા દુધગંગા, એ કંઇ દુધની નદી નથી, પણ અસંખ્ય તારાના પ્રકાશથી બનેલો એક તેજનો પટ છે.

મોટામાં મોટા દૂરદર્શક (દુર્બિન) યંત્રથી, આ આકાશગંગાનો જેટલો ભાગ એકી વખતે જોઇ શકાય, તેટલા ભાગની પ્રો. બાર્નાર્ડે એક છબી લીધેલી છે. મૂળ છબીઉપરથી જે હજારો નકલો કરવામાં આવી છે, તેમાં મૂળની સર્વ ખુબી આવી શકી નથી, પરંતુ મૂળ છબીને જ્યારે સૂક્ષ્મદર્શકયંત્રમાં મૂકીને જોવામાં આવે છે, ત્યારે ખગોળનું જ્ઞાન ધરાવનારા મહાવિદ્વાનો, તે જોઇને આશ્ચર્યથી સ્તબ્ધ થઇ જાય છે. આકાશગંગાની આ છબી, તે ઓગણીસમા સૈકાનો એક અત્યંત આશ્ચર્યકારક ચમત્કાર છે. આ છબીમાં ચાળીસ હજાર ઝીણાં ઝીણાં ટપકાં જોવામાં આવે છે. આ પ્રત્યેક ટપકું એક એક સૂર્યની છબી છે. ચંદ્ર અને તેની પાસેના પાંચ સ્થાનિક ગ્રહોશિવાય, આકાશમાં રાત્રે જે જે પદાર્થો જોવામાં આવે છે, તે સર્વે શુક્લઉષ્ણ અથવા રક્તઉષ્ણ પ્રકાશિત સૂર્યો છે. આપણે આ સર્વને તારા એવું નામ આપીએ છીએ, પણ તે નામ ખોટું છે, કારણ કે તેમા કશો જ શાસ્રીય અર્થ નથી. આપણો સૂર્ય આપણી પૃથ્વીકરતાં ૧,૩૧૦,૦૦૦ ગણો મોટો હોવા છતાં, રાત્રે આકાશમાં જણાતા આ તારાઓસાથે સરખાવતાં એક સામાન્ય નાના તારાજેવો છે. આકાશગંગા જે આખા આકાશમાં વ્યાપી રહેલી છે, તેમાં જે કરોડો નાનામોટા તારા આપણે જોઇએ છીએ

તે સર્વ આપણા સૂર્યથી પણ ઘણા મોટા સૂર્યો જ છે. તેઓ ઘણા દૂર હોવાને લીધે જ એકબીજાની છેક પાસે હોય તેમ આપણને જણાય છે, પણ વસ્તુતઃ તેઓને સર્વને એકબીજાથી કરોડોગાઉનું છેટું હોય છે. જંગલમાં વૃક્ષો દૂરથી એકબીજાની છેક પાસે હોય તેમ આપણને જણાય છે, પણ જેમ જેમ તેમની પાસે આપણે જતા જઈએ છીએ, તેમ તેમ તેઓ એકબીજાથી નિરાળાં અને છેટે ઉગેલાં જણાય છે. આકાશગંગાનો પ્રકાશિત પટ પણ જાણે આકાશમાં મોતીના વસ્ત્રનો સળંગ લાંબો ચીરો પાથરી દીધો હોય તેમ જણાય છે, પણ દુર્બિનથી જોતાં કરોડો છુટા છુટા તારા જણાય છે. અત્યંત બળવાળા દુર્બિનથી આકાશગંગાનું જે અપ્રતિમ સૌંદર્ય દૃષ્ટિએ પડે છે, તેનું વર્ણન કોઇ પણ પ્રકારના શબ્દોથી થઇ શકે તેમ નથી. નીચેના ઉદાહરણથી તેનો કંઇક આભાસ તમારા મગજમાં આવી શકશે. એક મોટા ઓરડામાં કાળી મખમલ પાથરી દો, અને તેની છતમાં પુષ્કળ વીજળીના દીપકો ગોઠવી દો. પછી તે ઓરડાની કાળી ભોંયપર બે મણ હીરા, માણિક્ય, મોતી, લીલમ, અને વિવિધ પ્રકારનાં રત્નોની કણિકાઓ પાથરી દો. પછી દીપકો પ્રકટાવો. દુર્બિનમાંથી જે અસાધારણ સૌંદર્યવાળો દેખાવ દૃષ્ટિએ પડે છે, તેનો કંઇક ઝાંખો આભાસ તમને થશે. અગાધ આકાશ મોટાં દુર્બિનોમાં કાળું જ દેખાય છે. કોઇ કોઇ સ્થળે આ સૂર્યોના જાણે મોટા ગંજ મારી મુકયા હોય અને તેમની મોટી મોટી પાળો અને અગાશીઓ બાંધી દીધી હોય એવું જણાય છે. કોઇ કોઇ જગાએ તેમના વડે મોટા મોટા દરવાજા બાંધી લીધા હોય, અથવા મીનારા બાંધી લીધા હોય, તેમ જણાય છે કોઇ કોઇ જગાએ તેઓ એટલા ખીચોખીચ થઇ ગયા હોય છે કે તેઓ કેવી વ્યવસ્થામાં ગોઠવાયા છે, તે બળવાન્ દુર્બિનથી પણ જણાતું નથી. અને આ સઘળું જોતા વિદ્વાનોને થતા આનંદની કલ્પના પણ અન્યને આવી શકે એમ નથી. પરમેશ્વરના આ અદ્‌ભુત સૌંદર્યમય રચનાને જોતાં વિદ્વાનો ક્ષુધાને, તૃષાને, અને આ સંસારની ક્ષુદ્ર જંજાળને પણ વિસરી જાય છે. વળી આ સૂર્યમય પ્રદેશમાં મોટી ગુહાઓ, મોટી મોટી બખોલો, અને મોટાં મોટાં પોલાણો જોવામાં આવે છે. અવકાશનાં અનંત અરણ્યોમાં જોવાની જાણે તેઓ બારીઓ હોય, એમ લાગે છે. સૂર્યોની આજુબાજુની પ્રકાશિત શુકલ ભીંતિસાથે સરખાવતાં તેઓનાં મુખ કાજળજેવાં કાળાં જણાય છે. સૂર્યોના તેજસ્વી પ્રદેશઉપરથી, પેલી બાજુના અગમ્ય પ્રદેશમાં જોતું મુખ પડે છે, એવી કાળી મેંશજેવી આમાંની કોઇ બારીતરફ જ્યારે દુર્બિનનું મોં વાળવામાં આવે છે, ત્યારે તે જોઇને જોનાર હમેશાં ચમકી જાય છે.

છબી પાડવાના યંત્રથી મનુષ્ય ગગનના ચમત્કારો બીજાને યત્કિંચિત્ સમજાવવા સમર્થ થયો છે. આ અદ્‌ભુત દેખાવ દૃષ્ટિ ટગર ટગર જોયા કરે છે, પણ વાણી તેને ઉચ્ચારી શકતી નથી. મગજમાં તેની પડેલી છાપ તત્કાળ અળપાઇ જાય છે, અને હૃદય પાછી ઉપજાવી શકાય છે, તોપણ તે કોઇને દર્શાવી શકાતી નથી, પરંતુ છબીને ગ્રહણ કરનાર તકતીઓ આ અદ્‌ભુત દેખાવના ચિત્રને પોતાનામાં ઉતારી લે છે. દુર્બિન પણ ન દેખાડી શકે, એવાં કરોડો સૂર્યોનાં અતિશુદ્ધ સૂક્ષ્મ ચિત્રો તકતીઓઉપર ઉતારી શકાય છે, એ વર્તમાન યુગની અદ્‌ભુતમાં અદ્‌ભુત શોધ છે. આખા

નક્ષોમંડળની છબીઓ પચીસ હજાર નિરનિરાળી તકતીઓઉપર ઉતારી લેવામાં આવી છે. એ તકતીઓમાં ગગનના જે અદ્દભુત ચમત્કારો દૃષ્ટિએ પડે છે તેને વર્ણવવા મનુષ્યની વાણી અને કલમ, જીવવિનાના મુડદાજેવી છે. ખગોળ શાસ્ત્રીઓનાં મન અને બુદ્ધિ આશ્ચર્યના મહાસાગરમાં ઓગળી જાય છે.

આકાશગંગા આપણાથી કેટલી દૂર છે, તેની કલ્પનાસરખી પણ આપણામાંથી ઘણાને ભાગ્યે જ થઇ હશે. તેની દૂરતાનું આપણને કંઇક ભાન થાય માટે, ચાલો આપણે ત્યાં જવાને આજે નીકળીએ. ધારો કે એક મિનિટે એક માઇલ ચાલતી ગાડીમાં આપણે બેઠા છીએ, અને આકાશગંગાતરફ પ્રયાણ કરીએ છીએ. કલાકે સાઠ માઇલના વેગથી દોડતી આપણી ગાડી રાત્રિદિવસ ચાલ્યા જ કરે છે. આપણી પૃથ્વીને, આપણા ચંદ્રને અને આપણા સૂર્યને વટાવીને આપણે આગળ નીકળી ગયા છીએ. આ પ્રમાણે એક અબ્જ વર્ષ સુધી રાત્રિદિવસ આપણે પ્રવાસ કરીએ છીએ, ત્યારે આપણા પ્રવાસનો અર્ધો અર્ધ માર્ગ આપણે કાપી રહીએ છીએ ! વિચાર કરો, કલાકના સાઠ માઇલ કાપતી ગાડીએ એક અબ્જ વર્ષમાં કેટલા માઇલ કાપ્યા હશે! વિચાર કરતાં કલ્પના હબક ખાઇ જાય છે ! આ સ્થળથી પણ આકાશગંગા પૃથ્વીઉપરથી આપણે તેને જેવી જોતા હતા તેવી ને તેવી જ દેખાય છે. આ સ્થળથી જો આપણે તેની છબી લઇએ તો તેમાં અને પૃથ્વીઉપરથી લીધેલી છબીમાં જાણવાજેવો કશો જ ફેરફાર જણાતો નથી. અત્યંત બળવાન્ સૂક્ષ્મદર્શક મંત્રથી જ કંઇક ભેદ જણાઇ શકાય. દુર્બિનમાંથી જોતાં પણ તારાઓમાં પરસ્પર અંતર જણાતું નથી. પાછું વળીને જોતાં આ સ્થળેથી આપણો સૂર્ય આપણને જણાતો નથી. અત્યંત બળવાન્ દૂરદર્શકયંત્રથી જોઇએ તો કદાચ તે આપણને એક તારાજેવો જણાય, અને તો પણ તેના જેવા બીજા કરોડો તારામાંથી આપણે તેને ઓળખી શકવા ભાગ્યે જ સમર્થ થઇશું. પાછી આપણી ગાડીને આગળ દોડવા દો, અને બીજાં એક અબ્જ વર્ષસુધી આમ ને આમ પ્રવાસ કર્યા કરતાં આપણે આકાશગંગાની બહારની મર્યાદાના કોઇ ભાગમાં કદાચ આવીએ તો આવીએ.

આ ઉલ્લા અબ્જ વર્ષના પ્રવાસમાં જો આપણે પ્રત્યેક હજાર હજાર વર્ષના અંતરે આકાશગંગાની છબી લીધા કરીશું, તો પૂર્વે લીધેલી પ્રત્યેક છબીનો ત્યારપછી લીધેલી પ્રત્યેક છબીથી કિંચિત્ કિંચિત્ ભેદ પડેલો જણાતો જશે. પૂર્વની છબીઓમાં તારાનાં બિંદુઓ બહુ જ પાસે પાસે પડેલાં છે, અને હવે તે કંઇક છેટે છેટે પડેલાં છે, જેમ જેમ વધારે પાસે આવતા જઇએ છીએ તેમ તેમ ખુલ્લી આંખથી પણ હવે આપણે હજારો સૂર્યને આકાશમાં છૂટા છૂટા જોઇએ છીએ. હજી પણ વધારે આગળ જઇએ છીએ ત્યારે સૂર્યો વધારે અને વધારે તેજસ્વી જણાતા જાય છે, અને તેમનું અંતર પણ અધિક અધિક જણાતું જાય છે. આમ ને આમ ચાલ્યા કરતાં, બે અબ્જ વર્ષ પૂરાં થતાં, જો કે આકાશગંગાના જ પ્રદેશમાં આપણે આવ્યા છીએ તોપણ આ આકાશગંગા જ છે, એમ આપણે તેને ઓળખી શકવાના નહિ. કારણ ઉંચે દૃષ્ટિ નાંખતાં ગગનનો ઘુમટ, પૃથ્વીઉપરથી આપણે જોતા હતા, તેવો ને તેવો જ હજી જણાય છે, અને તેમાં તેટલા જ અસંખ્ય તારા દૃષ્ટિએ પડે છે. પ્રવાસમાં આપણી ગાડી કોઇ સૂર્યની પાસે ન જાય તેની આપણે સાવધાનતા રાખવી જોઇએ. નહિ તો ગાડી અને આપણે ભસ્મીભૂત થઇ જવાના, અને અનંત પ્રદેશમાં આપણી રાખ ક્યાં ગઇ તેનો પત્તો પણ લાગવાનો નહિ.

આકાશગંગાનું આ છેડું અત્ર બહુ જ ઓછામાં ઓછું આપ્યું છે, નહિ તો વસ્તુતઃ તે તેથી પણ વધારે દૂર છે. ઘણાં ખગોળવેત્તાઓએ ગણના કરી છે કે આકાશગંગાના કેટલાક તારા એટલા દૂર છે કે ત્યાંથી પ્રકાશને આપણી પૃથ્વીઉપર આવતાં ૩૦૦૦ થી ૧૫૦૦૦ વર્ષ લાગે છે. હવે પ્રકાશનો વેગ એક સેકંડમાં ૧૮૬૦૦૦ માઇલ હોય છે, તો એ નિયમે આકાશગંગાના આ સૂર્યો આપણી પૃથ્વીથી કેટલા દૂર હશે, તેની કલ્પના વાંચનારે પોતે જ કરી લેવી.

આકાશના અગાધ પ્રદેશમાં આવેલા આ અતિ મહાન્ સૂર્યો, જે અત્યંત બળવાન્ દુર્બિનથી જ જોઇ શકાય છે, તે સૂર્યો જે અસંખ્ય પૃથ્વીઓને પ્રકાશ આપે છે, તે પૃથ્વીઓને યંત્રની સાહાય્યથી જોવાને પણ આપણે અસમર્થ છીએ. પ્રિય વાચક! એ પૃથ્વીઓ કેવી હશે, તેમાં કેવા પ્રકારની વસતિ હશે, તેમાં રાજ્યકીય, ધાર્મિક, નૈતિક વગેરે બંધારણો કેવા પ્રકારનાં હશે, એ વિષે તમને કંઇ પણ કલ્પના આવી શકે છે? ધારો કે આવા એક અબ્જ સૂર્ય છે—જો કે ખરૂં જોતાં આથી પણ તેમની ઘણી મોટી સંખ્યા છે—અને જેમ આપણા સૂર્યની પાછળ આઠ પૃથ્વી ફરે છે, તેમ તેમાંના પ્રત્યેકની પાછળ આઠ આઠ પૃથ્વીઓ ફરતી હોય તો આઠ અબ્જ પૃથ્વીઓ આ અગાધ આકાશમાં આપણે ન દેખીએ તેમ રહેલી છે, એ સ્પષ્ટ થાય છે. એ આઠે અબ્જ પૃથ્વીઓ એકે ક્ષણે નાશ થઇ જાય તોપણ આકાશના આ અનંત પ્રદેશમાં તેમની ખોટ જણાય તેમ નથી. જ્યાં આવી અબ્જો પૃથ્વીઓના હિસાબ નથી, ત્યાં મહાસાગરઆગળ પાણીના ટીપાં જેવી આપણી પૃથ્વી કીસ ગણતીમાં! પરમેશ્વરની આ અનંત અને અપાર સૃષ્ટિમાં આપણી પૃથ્વી કશા હિસાબમાં નથી. આપણી પાસે શુક્ર અને મંગળમાં વસતા આપણા પાડોશીઓ શિવાય બ્રહ્માંડમાં કોઇ તેને ઓળખતું નથી. નદીની રેતીની અસંખ્ય કણિકાઓમાંથી એક કણિકા રહી તોએ શું ને નાશ પામી તોએ શું! તેમ માયાપ્રદેશમાં આપણાજેવી એક પૃથ્વી રહી તોએ શું ને નાશ પામી તોએ શું! જ્યાં મોટી મોટી કરોડો પૃથ્વીઓના અને કરોડો સૂર્યોના હિસાબ નથી, ત્યાં પ્રિય વાચક! આપણા જેવા ક્ષુદ્ર મનુષ્યનું તો લેખું જ શું? પરમેશ્વરની આ અલૌકિક રચનાનો વિચાર કરતાં, કોનું અભિમાન ગળી જવું નથી સંભવતું?

આકાશમાં વિસ્તરી રહેલી આ અસંખ્ય પૃથ્વીઓ, સૂર્યો, તારાઓ વગેરે સર્વ મળી એક બ્રહ્માંડ કહેવાય છે. એવાં એકવિશ બ્રહ્માંડો છે, એમ આપણાં શાસ્ત્રો કહે છે. તે સર્વ માયાના પ્રદેશના જે ભાગમાં આવી રહ્યા છે, તેનાથી પણ અત્યંતગુણ મોટો માયાનો બીજો પ્રદેશ છે, જેમાં બ્રહ્માંડો જેવું કશું જ ઉત્પન્ન થયું નથી. એ સમગ્ર માયાનો પ્રદેશ, આપણી દૃષ્ટિથી અનંત છતાં મર્યાદાવાળો છે. પરમાત્માના અનંત અને અપાર સ્વરૂપમાં માયાનો આવડો મોટો પ્રદેશ પણ શરીરનાં સાડાત્રણ કરોડ રૂંવાટાંમાં એક રૂંવાટું કોઇ ખુણે પડી રહ્યું, હોય તેની પેઠે પડી રહ્યો છે,, એમ યોગતત્ત્વવિદો વદે છે! મનુષ્ય! માયાના પ્રદેશમાં જ તું તો, તારી પૃથ્વીનો કે બ્રહ્માંડોનો પણ હિસાબ નથી તો પરમાત્મપ્રદેશમાં તને કોણ પૂછે એમ છે? અભિમાન ત્યજ, નમ્ર થા, અને આ અનવધિ આશ્ચર્યકારક પરમાત્માને જાણવાનો પ્રયત્ન સેવ.

# * श्रीसद्‌गुरु कोण होई शके–गृहस्थ के संन्यासी ?

ગુરુ અને સદ્ગુરુનો ભેદ પ્રાયશઃ સર્વ વિવેકી જે આ વિચારમાં ઉતરે છે તેમને જ્ઞાત છે. લૌકિક વિદ્યાના ઉપદેશ કરનારને; ધર્મ અને આચારનો જ માત્ર ઉપદેશ કરનારને ગુરુ સંજ્ઞા અપાય છે ત્યારે નિઃશ્રેયસને પ્રાપ્ત કરનાર જે બ્રહ્મવિદ્યા તેને જે જાણે છે, એ વિદ્યાનો જે અધિકારીને ઉપદેશ કરે છે તે સદ્ગુરુ છે. ગામડી નિશાળથી માંડી; મોટી મોટી કોલેજ અને યુનિવરસિટિના શિક્ષકો, પ્રોફેસરો આદિ સર્વ ગુરુસંજ્ઞાને યોગ્ય છે ત્યારે જીવબ્રહ્મનો અભેદ જેનો પ્રધાન પ્રતિપાદ્ય વિષય છે તેવા ઉપનિષદ્‌ની બ્રહ્મવિદ્યાનું દાન કરનાર શ્રીસદ્ગુરુ છે. લૌકિક કલામાત્રના શિક્ષકો તે જ્યારે ગુરુ છે ત્યારે બ્રહ્માત્મૈક્યનો દૃઢ અપરોક્ષપણે અનુભવ કરવાની કલા જે શ્રીઆચાર્યદ્વારા પ્રાપ્ત થાય છે તે શ્રીસદ્ગુરુ છે. આપ્રમાણે ગુરુ અને સદ્ગુરુમાં સામાન્ય રીતે ભેદ મનાય છે. પણ એટલાથી એવું સમજવાનું નથી કે સદ્ગુરુથી જીવબ્રહ્મના અભેદનો બોધ માત્ર કરે છે. બ્રહ્માત્મૈક્યરૂપ શ્રેયસ્ એ કેવલ સમજાવવાની વાત નથી કે એક વાર યુક્તિપ્રયુક્તિ અને શ્રુતિથી સમજાવી એટલે શિષ્ય કૃતાર્થ થઈ જાય. બુદ્ધિમાં એ જ્ઞાન આરૂઢ થયા પછી પણ એને અનુભવમાં ઉતારવામાટે ઘણું કરવાનું બાકી રહે છે. એમાટે મુખ્યત્વે કરીને ધ્યાન તથા ઉપાસના અર્થાત્ સંયમ અને સંયમદ્વારા સંયમનાં સર્વ અંગોને સેવવાનાં રહે છે. આ સર્વ પણ કોઈ પોતાની મેળે સાધી શકે તેમ નથી પણ તેમાટે શ્રીસદ્ગુરુની સહાય અપેક્ષિત છે. આ જ હેતુથી શ્રુતિમાં निदिध्यासितव्यो આત્માનું નિદિધ્યાસન કરવું જોઈએ—એ પદ છે. આ જ હેતુને લઈને ઉપનિષદોમાં પ્રતીકોપાસના તથા અહંગ્રહોપાસનાનું સર્વ જ્ઞાનપ્રકરણમાં પ્રતિપાદન છે. તેથી સ્પષ્ટ થાય છે કે સદ્ગુરુપદને ધારણ કરનાર જે મહાત્મા હોય છે તેમને માત્ર ગાદીપર બેસીને પોતાના મુખથી तत्त्वमसि, अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्म એટલાનો ઉચ્ચાર માત્ર કરવાનો નથી પણ એ વાક્યોમાં જે બ્રહ્માત્મૈક્યને લક્ષિત કર્યું છે તેનો, વિવિધ સાધનો અધિકારપરત્વે યોગ્ય શિષ્યોને અનુભવ કરાવવાનો છે. આ અનુભવ જ્યારે થાય છે ત્યારે જ तरति शोकमात्मविद्, ब्रह्मविद् ब्रह्मैव भवति, हर्षशोकौ जहाति ઇત્યાદિ ફલશ્રુતિમાં પ્રતિપાદન કરેલું ફલ મળે છે. એ અનુભવ નહિ હોવાથી, એ અનુભવમાટે અપેક્ષિત ઉપાસના, સંયમ આદિ સાધનોની સિદ્ધિ નહિ કરેલી હોવાથી જ હાલ સ્થળે સ્થળે વેદાન્તની કથા વાંચનાર અને શ્રવણ કરનાર યતિ, શાસ્ત્રી, ગૃહસ્થ આદિ દેખાય છે છતાં તેનો અનુભવ તપાસીએ છીએ તો ત્યાં મોટું વર્તુલ જ નજરે પડે છે. એ શ્રોતા અને વક્તા ઉભય હર્ષશોકની મર્યાદામાં જ રહેલા હોય છે એટલું જ નહિ પણ એમને એક મિથ્યા શબ્દજ્ઞાનનું અભિમાન વધારામાં પ્રાપ્ત થયેલું હોય છે. આ સર્વ અનર્થનું મૂલ તે એ શબ્દવેદિત શુદ્ધ જ્ઞાનને અનુભવમાં નહિ ઉતારેલું હોય છે તે જ છે. તેથી સર્વ વિવેકીને સહજ સમજાય તેમ છે કે સદ્ગુરુની સહાય આ સર્વ અનર્થની

* ગુજરાતીના તા૰ ૧૦ મી માર્ચ ૧૯૦૭ ના અંકમાં રા. હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફે આપેલા ચર્ચાપત્રઉપરથી આ લેખ લખવામાં આવેલો છે.

નિવૃત્તિમાટે અપેક્ષિત છે અર્થાત્ આ સર્વ અનર્થની નિવૃત્તિ શ્રીસદ્ગુરુએ જ કરવાની છે. આમ હોવાથી જ શ્રીશંકરાચાર્ય સદ્ગુરુને અનુપમ કહે છે; શ્રીસદ્ગુરુ પારસમણિ જેવા છે એમ કહેવામાં પણ હીનોપમા જ જણાવે છે, કેમકે પારસમણિ લોહનું સુવર્ણ કરે છે પણ લોહનો પારસમણિ કરતો નથી, અને સદ્ગુરુના શિષ્યો તો પરિણામે સદ્ગુરુરૂપ જ થઇ રહે છે.

આ પ્રકારના સદ્ગુરુ કોણ હોઇ શકે એ વિચાર અત્ર પ્રસ્તુત છે. પ્રિય વાચક! તમારી સરલ અને સંસ્કારી મતિને લાગશે કે આ વિચાર ખાસ કર્તવ્ય નથી કેમકે એ પ્રશ્નનું ઉત્તર સરલ છે. જે જે પુરુષોને બ્રહ્માત્મૈક્યનો અનુભવ થયો હોય-પછી તે ગૃહસ્થ હોય, બ્રહ્મચારી હોય કે સંન્યાસી હોય તે સર્વ સદ્ગુરુ થઈ શકે. એ વાત સાચી છે પણ આ પ્રશ્ન કેટલાક મંદમતિઓએ પોતાની જાળમાં પોતે ગુંચાઈ જ ઉભો કર્યો છે. તમે ધારો છો તેમ જગત્ ઋજુવૃત્તિવાળા મનુષ્યોથી ભરેલું નથી પણ જેમ સારા વૃક્ષની આસપાસ પણ કાંટા પડેલા હોય છે તેમ વેદાન્તશાસ્ત્રનું આપાતતઃ અધ્યયન કરનારમાં આવા કંટકરૂપ પુરુષો ઘણા છે. કેટલાક પુરુષો તો સંન્યાસ આશ્રમમાટે માનદષ્ટિવાળા હોવાથી સંન્યાસી અભણ હોય, દુરાચારી હોય તો પણ તેમાં માહાત્મ્ય કલ્પે છે અને તેથી પોતાની ગતિના મંદતાથી સંન્યાસી જ સદ્ગુરુ હોઈ શકે તેમ માને છે. ઇતર કેટલાક ગૃહસ્થાશ્રમી પોતે ગૃહસ્થની સ્થિતિમાં હોઇને પોતાનાથી બ્રહ્મજ્ઞાનમાટે અપેક્ષિત પ્રયત્ન નહિ થઇ શકતો હોવાથી સર્વ ગૃહસ્થાશ્રમીએ આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનરહિત હોવા જોઇએ એવો નિશ્ચય બાંધવા ચંપલાવી પડે છે. કેટલાક દુરાચારી ગૃહસ્થાશ્રમીઓ ઇતર ગૃહસ્થાશ્રમીને પોતાના સમાન ગણતા હોવાથી અમુક ગૃહસ્થાશ્રમી છે, મારા જેવા જ છે તો પછી એમને સદ્ગુરુનું માન શા માટે મળે, એ પ્રકારે અસૂયાદોષથી પ્રજ્વળતા અંતઃકરણને લીધે સદ્ગુરુ તે સંન્યાસી જ હોવા જોઇએ એમ લોકને જણાવે છે. વળી કેટલાક સંન્યાસીઓ પણ પોતાનો હક કાયમ રહે એ આશયથી, પોતાને જ સદ્ગુરુમાનનો હલો મળે તેટલામાટે જ સ્વાર્થબુદ્ધિથી જ બીજાને એવો પ્રબોધ આપે છે કે સંન્યાસી જ સદ્ગુરુ હોઇ શકે. આ સંન્યાસીનો બોધ સાંભળનાર ઇતર મૂઢ જનો પણ એ જ મતને સ્વીકારી મૂઢતાથી એ જ પ્રમાણે કોલાહલ મિથ્યા મચાવે છે. આ પ્રકારની સ્થિતિ હોવાથી આ સંબંધમાં સહજ વિચાર કરવાની આવશ્યકતા પ્રાપ્ત થાય છે. એ વાત સાચી છે કે વેદશાસ્ત્રાત્મક શબ્દપ્રમાણ અને યુક્તિરૂપ અનુમાન પ્રમાણથી આ પ્રસંગમાં સત્ય શોધનારને તે જરા કઠિનતા રહે તેમ નથી. તેથી આવા મોહાંધ થયેલા, અથવા અસૂયાથી પ્રજળતા અથવા સ્વાર્થી પુરુષો ઇતર સરલ પ્રજામાં મિથ્યા મોહ ન ઉત્પન્ન કરે એટલા આશયથી આ સરલ વિચારમાં પણ વ્યાપૃત થવા જરૂર પડે છે. બાકી એ તો પૂર્વથી જ જાણીતું છે કે જે અસૂયાદોષકલુષિત અંતઃકરણવાળા છે અથવા સ્વાર્થબુદ્ધિપરાયણ છે તેમનાં નેત્રમાં તો પડળ આવેલાં હોવાથી ગમે તેવું સત્ય તેમની નજર આગળ ધરવામાં આવે તોપણ તે તો જોઇ શકવાના નથી જ.

સંન્યાસીમાત્ર જ સદ્ગુરુ હોઇ શકે એમ માનનાર એવું સમજાવે છે કે તત્ત્વજ્ઞાન, બ્રહ્માત્મૈક્યનો અપરોક્ષ અનુભવ સંન્યાસીને જ થાય છે. ઉપાસના નૈરંતર્-

ચર્યથી કરવાની હોય છે, સંયમ પણ નિરુપાધિક સ્થિતિમાં સાધી શકાય છે અને ગૃહસ્થાશ્રમીને એવો નિરુપાધિક સમય મળી શકતો નથી. તેમને વ્યવહારની ઉપાધિ હોય છે તેપ્રતિ ધ્યાન આપવું પડે છે, કુટુંબના સંબંધના કર્તવ્યમાં તેમને વ્યાપૃત થવાનું હોય છે, તેમ જ ગૃહસ્થાશ્રમના ધર્મોનું અનુષ્ઠાન કરવાનું હોય છે અને તેસાથે સામાજિક કર્તવ્ય હોય છે. આ સર્વ ઉપાધિને લીધે અખંડ બ્રહ્માકાર વૃત્તિ તેમની રહી શકે તેમ નથી પણ વ્યવહારને અંગે ઉત્થાન તેમને સેવવું પડે છે અને તેથી સંયમ સાધી શકાતો નથી. તાત્પર્ય કે ઉપાધિના સદ્‌ભાવથી તેમને યથાર્થ બ્રહ્મજ્ઞાન થતું નથી. જો બ્રહ્મજ્ઞાન ગૃહસ્થાશ્રમમાં થતું હોય તો શાસ્ત્ર ઉત્તર આશ્રમનું શામાટે વિધાન કરે ? શાસ્ત્રમાં સ્પષ્ટ છે કે બ્રહ્મચર્યના કલેશોને શમાવવામાટે ગૃહસ્થાશ્રમનું સેવન કરવું, ગૃહસ્થાશ્રમના કલેશો શમાવવામાટે વની થવું અને વનીના કલેશ શમાવવામાટે યતિ થવું. યતિદશામાં સર્વ કલેશ દૂર થાય છે તેથી એ જ દશામાં પરમાનંદનો અનુભવ થાય છે એમ શાસ્ત્ર સૂચવે છે. શ્રુતિ કહે છે કે स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् જેમ કૃષિઆદિ કર્મથી ઉત્પન્ન થતા શસ્યાદિ ભોગો અનિત્ય છે તે પ્રમાણે યજ્ઞયાગાદિથી ઉત્પન્ન થતા સર્વ ભોગો અનિત્ય છે એ નિશ્ચય કરી બ્રાહ્મણ નિર્વેદને-વૈરાગ્યને પામે છે અને મોક્ષ કે જે નિત્ય ફલ છે અને નિત્ય ફલ હોવાથી કર્મરૂપ અનિત્ય સાધનથી જે મળી શકે તેમ નથી તે મોક્ષરૂપ બ્રહ્મના જ્ઞાનમાટે તે સાધક હાથમાં સમિધ્ લઇ શ્રીસદ્‌ગુરુની પાસે જ જાય છે. આ શ્રુતિ गुरुमेवाभिगच्छेत् એમ "એવ" શબ્દ વાપરી એ જ જણાવે છે કે એ સાધક કર્મમાત્રનો ત્યાગ કરે છે અર્થાત્ ચતુર્થાશ્રમી થઇ જાય છે અને સદ્‌ગુરુને શરણ થાય છે. વળી અધિકારીનાં લક્ષણમાં શમ નામની સંપત્તિ શ્રુતિ જણાવે છે. તે શમ તે ચતુર્થાશ્રમ જ છે. અન્ય શ્રુતિ न कर्मणा न प्रजया न दानेन त्यागेन एके अमृतत्वमानशुः—એમ કહી એ સૂચવે છે કે કર્મ કરવાથી, પ્રજાવડે કે દાનવડે અમૃતત્વરૂપ મોક્ષની પ્રાપ્તિ થતી નથી પણ માત્ર ત્યાગવડે જ—સંન્યાસવડે જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. ઇતર શ્રુતિ पुत्रैषणायाः ઇત્યાદિ કહી એ જ દર્શાવે છે કે ત્રિવિધ એષણાનો પરિત્યાગ કરી યતિ થવું અને તેમ થવાથી જ પછી બ્રહ્માત્મૈક્યનો બોધ થાય છે. અન્ય શ્રુતિ संन्यस्य श्रवणं कुर्यात्—સંન્યાસ ગ્રહણ કરી પછી શ્રવણ કરવું, એમ કહી અસંન્યાસીને શ્રવણના અધિકારનો નિષેધ કરે છે અને સંન્યાસીને જ માત્ર વેદાન્તશ્રવણનો અધિકાર આપે છે. વેદાન્તશાસ્ત્રના અધિકારીનાં લક્ષણમાં વૈરાગ્ય એ મુખ્ય લક્ષણ છે અને શ્રીજાબાલશ્રુતિ કહે છે કે यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्—જે ક્ષણે આરૂઢ વિરાગ થાય તે જ ક્ષણે પ્રવ્રજ્યા સંન્યાસ લેવો. તેથી વિરાગ થતાં જ સંન્યાસનું વિધાન છે અને વિરાગની અપેક્ષા સર્વાનુમતે બ્રહ્મજ્ઞાનમાં છે તેથી બ્રહ્મજ્ઞાનમાટે સંન્યાસ જરૂરનો છે અર્થાત્ અસંન્યાસી બ્રહ્મજ્ઞાની હોઇ શકે, નહિ. અન્ય શ્રુતિ પણ ब्रह्मचर्यादेव प्रव्रजेत्—મોક્ષના હેતુરૂપ સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિમાટે બ્રહ્મચર્યથી તરત જ પારિવ્રાજ્યનું અનુષ્ઠાન કરવું એમ કહી તત્ત્વજ્ઞાનમાટે સંન્યાસની આવશ્યકતા જણાવે છે. શ્રીબૃહસ્પતિસ્મૃતિ પણ કહે છે કે संसारमेव निःसारं दृष्ट्वा सारदिदृक्षया । प्रव्रजन्त्यकृतोद्वाहाः परं वैराग्यमाश्रिताः ॥ સંસારને સારરહિત જાણીને-સાર રૂપ બ્રહ્મતત્ત્વને જાણવાની ઇચ્છાથી પુરુષો ઉદ્વાહ-વિવાહ કરયવિના અર્થાત્ ગૃ-

શકે તેમ છે. જ્યારે સંન્યાસીને સ્નાનમાટે દૂર રહેલી નદીને શોધવી પડે છે ત્યારે ગૃહસ્થ પોતાના સુવાના ઓરડામાં જ શીત અથવા ઉષ્ણ જે અનુકૂળ લાગે તે જલ મંગાવી સ્નાનની સિદ્ધિ કરી શકે તેમ છે. તેથી સમયના ઉપર વિચાર કરવામાં આવે તો શમની સિદ્ધિ સંન્યાસીકરતાં ગૃહસ્થને સાધવી સરલ છે. ખરૂં જોતાં અહિં શ્રવણાદિ ક્રિયા કરવી એનું નામ શમ છે જ નહિ પણ શ્રવણાદિથી અતિરિક્ત વિષયોપર મન બલાત્કારથી જે જા જા કરે છે તેથી વિરોધી મનની સ્થિતિનું નામ જ શમ છે અને એ મનની સ્થિતિ હૃદ્બલઉપર આધાર રાખેછે, તેથી જેનું હૃદ્બલ અધિક હોય તેને જ સિદ્ધ થાય છે અને આશ્રમની અપેક્ષા રાખતી નથી આ જ હેતુને લઇને ઘણા ત્રિદંડી સંન્યાસીઓ-કરતાં ઘણા ગૃહસ્થોને શમનું આધિક્ય જણાયછે તે ઉપપન્ન કરે છે. વળી યતિના આશ્રમનું વિધાન તે આપણી ભારતવર્ષની ત્રૈવર્ણિક પ્રજામાટે જ છે અને ઇતરમાટે નથી. તો તેટલાઉપરથી ઇતર પ્રજામાં કોઇને શમની પ્રાપ્તિ થઇ નથી અને થવાની નથી એ પ્રકારનું માનવું એ ચસકી ગએલા મગજની જ નિશાની છે. આ જ પ્રમાણે વિરાગમાટે પણ વિરતિની આવશ્યકતા શાસ્ત્ર સૂચવે છે. જે પુરુષો ગૃહસ્થાશ્રમના ભારને વહન કરવા અશક્ત હોય તે ભલે અધિકાર પ્રાપ્ત થયે સંન્યાસને સેવે પણ જેઓ એ ભારને વહન કરવા સશક્ત છે તેણે નાશી જવાની જરૂર શાસ્ત્ર માનતું નથી.

કોઇને જો એવું લાગે કે સ્રક્ચંદનવનિતાઆદિ ભોગ સંપન્ન હોય અને તેમાં અવિરતિ થાય એ બને જ કેમ ? તો એ વિરાગના સ્વરૂપનું અજ્ઞાન જ સૂચવે છે. જો એ સ્રક્, ચંદન, વનિતા આદિની સમીપતા વિરાગમાં ભંગ કરનાર હોય તો યતિની પણ દુર્દશા થાય તેમ છે. યતિને પણ મિષ્ટાન્ન જમવાનું મળે ત્યારે તેને વિરાગ થએલો હોવા છતાં તે અન્ન જૂદા રસનું લાગતું નથી, તેને દુધપાક કડવો લાગતો નથી કે મરચાં મીઠાં લાગતાં નથી. જે પ્રકારનો સ્વાદ અયતિને લાગે છે તે જ પ્રકારનો સ્વાદ તે યતિની જિહ્વાએ બહેર નહિ મારી ગઇ હોય તો તેને પણ જણાય છે. તેથી વિરાગ થવાથી પદાર્થોના ગુણધર્મોમાં ભેદ થતો નથી અર્થાત્ વિરાગમાટે પદાર્થોના ગુણધર્મોના ભેદ થવાની જરૂર લેશ પણ નથી. પણ વિરાગસહિત અને વિરાગરહિત પુરુષોમાં ફેર એટલો છે કે જેને વિરાગ થયો નથી તેને તે તે વિષયપ્રતિ રાગ, તૃષ્ણા હોય છે અને તે તે વિષયનો ભોગ તે રાગ અથવા તૃષ્ણાપૂર્વક લે છે અને વિરાગ થએલા પુરુષો તે તે સમાન વિષયને જ ભોગવે છે, પણ તેમાં તેમને તૃષ્ણા, લાલસા કે રાગ હોતાં નથી. આ જ હેતુથી રૂપાદિ વિષયના દર્શનાદિરૂપ ભોગ ઉભયને સમાન હોવા છતાં વૈરાગ્યસંપન્ન પુરુષોને ગૌણ ભોગ શાસ્ત્ર સ્વીકારે છે. વળી પ્રસ્તુત વિરાગના પ્રસંગમાં તો તકરારની જરૂર જ રહેતી નથી. પૂર્વપક્ષી ચતુર્થાશ્રમનું સાધક જે વચન બતાવે છે તે જ તેથી વિપરીત અર્થને સાધે છે. યદહરેવ વિરજેત્ તદહરેવ પ્રવ્રજેત્ ઇત્યાદિ શ્રુતિઓ એમ જણાવે છે કે, જે ક્ષણે-જે દિવસે વિરાગ થાય તે ક્ષણે, તે દિવસે તે પુરુષ પ્રવ્રજ્યાને ધારણ કરે. આમાં ચતુર્થાશ્રમના અધિકારીનું લક્ષણ વિરાગ દર્શાવ્યું છે તેથી વિરાગ થયા પછી જ ચતુર્થાશ્રમનું ગ્રહણ થઇ શકે, એ શ્રુતિ જ સૂચવે છે. તેથી વિરાગ પૂર્વાશ્રમમાં જ થવો જોઇએ. જો ચતુર્થાશ્રમ વિરાગની પ્રાપ્તિમાટે આવશ્યક હોત તો આ શ્રુતિ જ્યારે પ્રવ્રજ્યા ધારણ કરે ત્યારે વિરાગ થાય એમ કહેત પણ આમ ઉંધું નહિ કહેત કે જ્યારે

વિરાગ થાય ત્યારે પ્રવ્રજ્યા ધારણ કરે. વળી આ શ્રુતિનું તાત્પર્ય શું છે ? ઇતર કેટલીક શ્રુતિઓ આશ્રમાદાશ્રમં ગચ્છેત્ એક પછી એક આશ્રમનું ગ્રહણ કરવું એમ જણાવે છે અને તેથી એવો બોધ કરે છે કે બ્રહ્મચારીએ ગૃહસ્થ થવું જ જોઇએ, ગૃહીએ વની થવું જ જોઇએ, એમ થયાવિના તેનાથી સંન્યાસનું ગ્રહણ ન થાય. ઉત્સર્ગરૂપે આ પદ્ધતિ જ સારી છે પણ આ શ્રીજાબાલ શ્રુતિ એવો અપવાદ સ્થાપે છે કે કોઇ પુરુષ બ્રહ્મચારી કે ગૃહી જો તેને તીવ્ર વિરાગ થયો હોય તો તે અનન્તર ઉત્તર આશ્રમને સ્વીકાર્યાવિના પણ ચતુર્થાશ્રમમાં પ્રવેશ કરવા અધિકારી છે. આટલું જ માત્ર આ શ્રુતિનું તાત્પર્ય છે. તેમાં બ્રહ્મજ્ઞાનમાટે ચતુર્થાશ્રમ ધારણ કરવો જ જોઇએ એનો તો ગંધ પણ નથી પણ એથી ઊલટું વિરાગની સિદ્ધિ ચતુર્થાશ્રમપૂર્વે થઇ જાય છે, થવી જ જોઇએ એવું એ શ્રુતિ સ્થાપે છે. આ જ પ્રમાણે ચતુર્થાશ્રમની રજા આપનાર સર્વ શ્રુતિ, સ્મૃતિ વગેરે જોઇશું તો તેમાં આ સિદ્ધાન્ત જ સ્થાપેલો છે કે વિરાગવિના ચતુર્થાશ્રમ ગ્રહણ નહિ કરવો અને કોઇ પણ સ્થળે ચતુર્થાશ્રમવિના વિરાગ થાય નહિ એવું મિથ્યા સૂચવ્યું સરખું પણ નથી.

न कर्मणा न प्रजया न दानेन त्यागेन एके अमृतत्वमानशुः—

કર્મવડે નહિ, પ્રજાવડે નહિ, દાનવડે નહિ પણ ત્યાગવડે કેટલાક પુરુષો અમૃતરૂપ મોક્ષને પ્રાપ્ત કરનાર થયા છે—આ વાક્ય પણ બ્રહ્મજ્ઞાનમાટે ચતુર્થાશ્રમની આવશ્યકતા સ્થાપન કરતું નથી. પ્રથમ તો એમાં एके—કેટલાક—એવું પદ વાપર્યું છે તેથી કેટલાકે આ પ્રકારે અમૃતત્વની પ્રાપ્તિ કરી છે એટલું કહ્યું છે, તો તેથી એ ધ્વનિ પણ નીકળે છે કે બીજાએ બીજી રીતે તેની પ્રાપ્તિ કરી છે. જો સર્વ માટે ત્યાગની આવશ્યકતા હોત તો શ્રુતિ एके નહિ કહેત પણ सर्वे જ કહેત, તેથી પ્રથમ તો एके—કેટલાક—કહેવાથી બીજાએ બીજી રીતે ત્યાગવિના, પૂર્વપક્ષીના મતપ્રમાણે સંન્યાસવિના જ, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરી છે એવું આ શ્રુતિ જ સિદ્ધ કરે છે. ખરું જોતાં તો અહિંનો ત્યાગ શબ્દ સંન્યાસનો વાચક છે જ નહિ, પણ માત્ર એષણાત્યાગ અને કર્મફલત્યાગને જ સૂચવે છે. જે કર્મ કરવું તેના ફલની અપેક્ષા રાખ્યાવિના તે કેવલ પરમેશ્વરપરાયણ બુદ્ધિથી, ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવું તેનું નામ કર્મફલત્યાગ છે અને એ જ ત્યાગને શ્રીમદ્ભ૦ ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ સ્થાપન કર્યો છે. ત્યાં કહ્યું છે કે कर्मण्येवाधिकारस्ते न फलेषु कदाचन ॥ તારો અધિકાર કર્મ કરવા માત્રમાં જ રાખ અને ફલવિષે નહિ જ રાખ; અર્થાત્ ફલાભિસંધિવિના જ કર્મ કરવાનો અભ્યાસ રાખવો એ નિઃશ્રેયસનું સાધન છે. આગળ એની ઉપપત્તિ પણ કરી છે કે न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः। यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ જે શરીરી છે તેનાથી સર્વ કર્મોનો ત્યાગ થઇ શકવો અસંભવ છે તેથી જે કર્મનાં ફલોનો ત્યાગ કરે છે તે જ ત્યાગી કહેવાય છે. તેથી સ્પષ્ટ છે કે શ્રીમદ્ગીતામાં કર્મના ફલના ત્યાગને જ સાધનરૂપે સ્થાપ્યો છે અને ચતુર્થાશ્રમની આવશ્યકતા ગણી જ નથી. આ હેતુથી શ્રીઅર્જુન યુદ્ધ નહિ કરી ચતુર્થાશ્રમ ગ્રહણ કરવા તત્પર થયા હતા, તેમને શ્રીકૃષ્ણે ઉલટા વાર્યા છે અને ગૃહસ્થાશ્રમમાં રહી કર્મ કરવા સૂચવ્યું છે અને ચતુર્થાશ્રમ ગ્રહણ કર્યાવિના જ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે. કર્મફલનો ત્યાગ કરવા શિષ્યાસક્તનું છેદન આવશ્યક

નથી. જો ત્યાગ હોય છે તો શિખાસૂત્રના છેદનથી તેમાં વૃદ્ધિ થતી નથી અને નથી હોતો તો એ છેદનથી તે જન્મ પામતો નથી. એ ત્યાગ સાધકે કરેલા વિચારો તથા વિવિધ સત્ક્રિયાથી જામેલા સાત્વિક સ્વભાવઉપર આધાર રાખે છે અને બાહ્યવેષઉપર આધાર રાખતો નથી. તેથી એ ત્યાગમાટે અધિકારપરત્વે સર્વ આશ્રમો અનુકૂળ છે અર્થાત્ અમુક આશ્રમમાં એ થાય અને અમુકમાં નહિ થાય એવું લેશ પણ નથી. આ જ કારણથી શ્રીમદ્‌ગીતાનું સાધનનિરૂપણનું જે વાક્ય પૂર્વપક્ષીએ દર્શાવ્યું કે विविक्तदेशसेवित्वम्, अरतिर्जनसंसदि--તે પણ ચતુર્થાશ્રમની આવશ્યકતા સ્થાપતું નથી. ગૃહસ્થોએ સદા સર્વદા જનસમુદાયમાં અથવા પોતાના કુટુંબની સમીપે રહેવું એવી કોઈ શાસ્ત્રની આજ્ઞા નથી. (અપૂર્ણ.)



# શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો મહોત્સવો.

**શ્રીશ્રેયસ્સાધક અધિકારિવર્ગનો શ્રીસિદ્ધેશ્વરસમાજ**ના અંગભૂત ૭૦ મો મહોત્સવ નિર્ણય કરેલે સ્થલે નિર્ણય કરેલે સમયે પાલન કરવામાં આવ્યો હતો. તે ઉત્સવની અત્ર ગણના કરવા શિવાય, તેમાં આચરવામાં આવેલા ઉપયોગી કર્તવ્યનું આ સર્વસામાન્ય માસિકમાં વર્ણન આપવું, સર્વને ઉપયોગી ન હોવાથી, તેમ કરવું યોગ્ય ગણ્યું નથી.

**અષ્ટમ સાધનસમારંભ** નામનો આ વર્ગનો **૭૧** મો મહોત્સવ આ વર્ષે **મું**બઈમાં મહાલક્ષ્મીના પુણ્ય સ્થાનસમીપ સમુદ્રતટપર પાલન કરવામાં આવ્યો હતો, અને પરમાત્માના અનુગ્રહથી તે સર્વ પ્રકારે વિજયી નીવડ્યો હતો. સ્થળવગેરેની અનુકૂળતા કરી આપવામાં ઓનરેબલ વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીએ, તેમનાં ધર્મમૂર્તિ માતુશ્રી શ્રીમતી નાથીબાઈએ, સૌજન્યમૂર્તિ શેઠ શ્રી દામોદરદાસ વૃંદાવનદાસે, શેઠ શ્રી ધીરજલાલ વૃંદાવનદાસે, શેઠ શ્રી જગમોહનદાસ વૃંદાવનદાસે તથા મુંબઈનિવાસી શ્રેયસ્સાધકોએ અત્યંત પરિશ્રમ લીધો હતો. તેમાં પણ શેઠ શ્રીદામોદરદાસે લીધેલો પરિશ્રમ અસાધારણ અને અવર્ણનીય હતો. સમારંભનો વિજય, એ તેમના તથા શ્રીયુત અમીચતરામ, શ્રીયુત મોતીલાલ, તથા સી. કે. બ્રધર્સ વગેરે શ્રેયસ્સાધકોના અશ્રાન્ત પ્રયત્ન તથા ઉત્સાહનો વિશેષે કરીને પરિણામ હતો, એમ આ સ્થળે લખતાં અમને અત્યંત આનંદ થાય છે.

વિધવિધ સ્થળેથી ચારસેં ઉપર શ્રેયસ્સાધકો આ ઉત્સવમાં ભાગ લેવા પધાર્યાં હતા. મુંબઈનિવાસી અન્ય અનેક સજ્જનોએ પણ સર્વ પ્રસંગોમાં ભાગ લેઈ પોતાના ઉજ્જ્વળ સંસ્કારને તથા આ વર્ગની પ્રવૃત્તિપ્રતિ સમભાવને તથા પ્રેમને પ્રદર્શિત કર્યો હતો.

સમુદ્ર તટઉપર આવેલા દામોદરભુવનના રમણીય શાંત તથા એકાંત ઉપવનમાં, ચિત્તના પ્રસાદને પોષનારી સંયમશાળા રચવામાં આવી હતી. પૂર્વે પ્રકટ કરેલા કાર્યક્રમપ્રમાણે સંયમસાધક વિવિધ સાધનોનો, વિવિધ અધિકારવાળા સાધકોથી ત્યાં પ્રાતઃકાળે ચાર કલાકથી અધિક કાળસુધી અભ્યાસ કરવામાં આવતો હતો. નિકટવર્તી

મનુષ્યો આશ્ચર્ય કહેતાં કે સભામંડળોમાં ચારસેં કરતાં અધિક મનુષ્યો હોય છતાં ત્યાં એટલી બધી શાંતિ વ્યાપી રહેતી કે કોઇ મનુષ્ય ત્યાં બેઠું જ નથી, એમ તેમને ભાન થતું. મુંબઇથી મહાલક્ષ્મીનું સ્થાન દૂર છતાં અને ગાડીની તથા ટ્રામની જોઇએ તેવી સગવડ ન છતાં પણ સેંકડો મનુષ્યો સમારંભનાં આ પ્રશાંત પ્રસંગનું દર્શન કરવા આવતાં, અને કોઈ ઋષિના તપોવનનું દર્શન કરવાથી જેવો આનંદ તથા શાંતિ થાય તેવો આનંદ તથા શાંતિનું ભાન થયાના ઉદ્ગારો પરસ્પર ઉચ્ચારતાં પાછા જતા.

સાધકોને ઉતરવાનાં સ્થાનોની પણ વ્યવસ્થા બહુ ઉત્તમ પ્રકારે કરવામાં આવી હતી. ભોજનશાળા પણ ભિન્ન સ્થળે રાખવામાં આવી હતી, અને ત્યાં પણ વ્યવસ્થાપકોએ ભોજનવગેરેની વ્યવસ્થા એટલી તો પ્રશસ્ય પ્રકારે કરી હતી કે આબાલવૃદ્ધ સર્વને પરમસંતોષ થયો હતો.

ત્રણ વાગ્યા પછીનો કેટલોક સમય વ્યાખ્યાનમંડપમાં શ્રવણમનનમાટે રાખ્યો હતો. આ સમયમાં સાધકોની વૃત્તિ જે શાંતિસાગરમાં ઝીલતી હતી, તથા જે વિલક્ષણ સુખનો આસ્વાદ કરતી હતી, તેનો આભાસસરખો પણ, જેમણે તે પ્રસંગમાં ભાગ લીધો નથી, તેમને થવો કઠિન છે.

બરાબર ૭ વાગતાં વ્યાખ્યાનોનો આરંભ થતો હતો. બે હજારથી અધિક મનુષ્યોનો સમાવેશ થઈ શકે, એવો એક સુશોભિત મંડપ વ્યાખ્યાનોને માટે, મહાલક્ષ્મીના તળાવઉપરના વિશાળ મેદાનમાં બાંધવામાં આવ્યો હતો, અને તેને ધ્વજપતાકાઓથી તથા ગૅસના દીપકોથી અલંકૃત કરવામાં આવ્યો હતો. મંડપના અંતર તથા બહાર, જ્ઞાનનાં, ભક્તિનાં તથા ઉપદેશ વગેરેનાં વિવિધ સૂત્રરૂપ વચનો, વિવિધ સુંદર વર્ણોમાં ધવલ પટઉપર આલેખી, સર્વની દૃષ્ટિ પડે એવી રીતે, પ્રધાન સ્થળોમાં, સુશોભિત રીતે સ્થાપવામાં આવ્યાં હતાં. શ્રોતૃવર્ગને માટે ખુરશીઓ તથા પાટલીઓની વ્યવસ્થા કરવામાં આવી હતી, તેમ જ સ્ત્રીઓને માટે પણ મર્યાદાનું સંરક્ષણ થાય, તેવી રીતે નિરાળી યોજના કરવામાં આવી હતી. સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર, શેઠશ્રીધરમસી મોરારજી ગોકળદાસ, શેઠશ્રીવ્રજભૂખણદાસ આત્મારામ, શેઠશ્રીત્રિભોવનદાસ વરજીવનદાસ, શેઠશ્રીમનમોહનદાસ રામજી, ઓનરેબલ શેઠશ્રીવિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી, શ્રીયુત લલ્લુભાઇ સામળદાસ, શેઠશ્રીકરસનદાસ હરગોવનદાસ, શેઠશ્રીમનમોહનદાસ દયાળદાસ, શેઠશ્રીત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઇ, શેઠશ્રીપુરુષોત્તમ વિશ્રામ માવજી, શેઠશ્રીદેવીદાસ વૃંદાવનદાસ, શ્રીયુત ભાઇશંકર નાનાભાઇ સોલીસીટર, શેઠશ્રીકલ્યાણદાસ કેશવદાસ, શ્રીયુતઇચ્છારામ સૂર્યરામ દેસાઈ (ગુજરાતીના અધિપતિ), શેઠશ્રીમોરારજી વેલજી, પંડિત શ્રીયુત ફતેહચંદ કર્પૂરચંદ લાલન, શ્રીયુત રેવાશંકર જગજીવન, શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ સોલીસીટર, તથા પ્રોફેસર જેઠાલાલ જેઠાભાઈ કણીયાની સહીથી નગરના સંભાવિત ગૃહસ્થોને, તથા શ્રીમતી નાથીબાઇ, (શેઠ દામોદર ઠાકરસીનાં ધર્મપત્ની), સૌ. શ્રીમતી જમનાબાઇ (શેઠ દામોદરદાસ વૃંદાવનદાસનાં ધર્મપત્ની) તથા શ્રીમતી શિવગૌરી (પ્રો. દિ. દે. ગજ્જરનાં ભગિની) ની સહીથી નગરની કુલીન સન્નારીઓને સાતે દિવસ વ્યાખ્યાનો શ્રવણ કરવાને માટે પધારવાને આમંત્રણપત્રિકાઓ મોકલવામાં આવી હતી;

અને લગભગ બસેં પ્રતિષ્ઠિત સ્ત્રીઓ, તથા મુંબઇની પ્રજાના નવનીતરૂપ લગભગ દોઢ હજાર સંસ્કારી સજ્જનો નિત્ય વ્યાખ્યાનો શ્રવણ કરવા અત્યંત ઉત્સાહ તથા પ્રેમથી પધારતા હતા. પ્રથમ વ્યાખ્યાન આ વર્ગના આચાર્ય **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને સ્વદેશમમત્વ અને ધર્મસંસ્થા** એ વિષયઉપર, દ્વિતીય તથા તૃતીય વ્યાખ્યાન આ પત્રના અધિપતિ શ્રીયુત છોટાલાલ જીવનલાલે **સંયમ-તેનો વ્યવહારમાં ઉપયોગ**, તથા **સંયમ-તેનો પરમાર્થમાં ઉપયોગ**, એ વિષયોઉપર, ચતુર્થ વ્યાખ્યાન ભાવનગર કોલેજના સંસ્કૃત પ્રોફેસર શ્રીયુત જેઠીસનદાસ જેઠાભાઇ કણુિયા બી. એ. એમણે **ઇશ્વરાવતારનીસિદ્ધિ** એ વિષયઉપર, પંચમ તથા સપ્તમ વ્યાખ્યાન શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. એમણે **ઉપનિષદની બ્રહ્મવિદ્યા** તથા **કર્તવ્યનિષ્ઠા** એ વિષયોઉપર, તથા ષષ્ઠ વ્યાખ્યાન 'વિદ્યાર્થીજીવનના' અધિપતિ શ્રીયુત 'નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ **પરમાર્થ** એ વિષ ઉપર આપ્યું હતું. વ્યાખ્યાનોથી શ્રોતૃવર્ગને એટલો બધો સંતોષ તથા આનંદ થતો હતો કે વ્યાખ્યાનોનો આરંભ બરાબર ૭ વાગે થતો હોવા છતાં પુષ્કળ સજ્જનો, બેસવાનું સારૂં સ્થળ મળે તે અર્થે છેક પાંચ વાગતાથી આવતા હતા, એટલું જ નહિ પરંતુ લગભગ બે હજાર મનુષ્યો એકત્ર થવા છતાં તેઓ સર્વ જે શાંતિથી અને એકાગ્રતાથી શ્રવણ કરતા હતા તેવી શાન્તિ અને એકાગ્રતા ક્વચિત્ જ કોઇ સભામાં કોઇના જોવામાં આવી હશે. વ્યાખ્યાનકારોના, વિષયને પ્રતિપાદન કરવાના અપૂર્વ સામર્થ્યથી, અસ્ખલિત વાક્પ્રવાહથી તથા હૃદયંગમ જ્ઞાનોપદેશથી શ્રોતૃવર્ગના મોટા ભાગને ઉંડી અસર થઇ હતી; અને ગુણના કરતાં મિથ્યા દોષો જોવામાં જ તત્પર, દુરાચારથી કલુષિત મતિવાળા તથા મિથ્યા પાંડિત્યનો ગર્વ ધરનાર કોઇ કોઇને અસૂયાનો અગ્નિ પણ પ્રકટ્યો હતો.

મુંબઇની પ્રજાને જે લાભ આપ્યો હતો તેને માટે, શ્રોતૃવર્ગતરફથી અસરકારક શબ્દોમાં તેનો ઉપકાર માન્યો હતો. તે જ પ્રમાણે શ્રીયુત વાસદેવ ગણેશ દેશપાંડે, બી. એ. એલ. એલ. બી. એમણે પણ પ્રજાતરફથી આભારસૂચક વચનો ઇંગ્રેજીમાં અત્યંત છટાથી હૃદયદ્રાવક રીતે કહી બતાવ્યાં હતાં. ત્યાર પછી બીજા કેટલાક સજ્જનોને પોતાના ઉપકાર જાહેર રીતે પ્રદર્શિત કરવાને પ્રબળ ઇચ્છા છતાં અવકાશના અભાવે સર્વતરફથી પંડિત શ્રીફતેહચંદ કર્પૂરચંદ લાલને હૃદયહારિણી વાણીમાં અત્યંત ઉત્તમ પ્રકારના વક્તૃત્વપૂર્વક, શ્રેયસ્સાધકઅધિકારીવર્ગે પોતાના અપૂર્વ ઉત્સવના પાલનથી મુંબાઇની પ્રજાને દૃષ્ટાંતથી તથા ઉપદેશથી જે શીખવ્યું હતું, તે વર્ણી બતાવી, દેવાલયઉપર જેમ સુવર્ણનો કલશ ચઢાવી, તેને શોભાવવામાં આવે છે, તેમ પૂર્વના વક્તાઓનાં ઉપકારસૂચક વચનોને અલંકૃત કર્યા હતાં વિરુદ્ધ વિચારવાળાઓને પણ પોતાના પક્ષમાં આકર્ષી લે, એવા અદ્ભુત વક્તૃત્વથી પંડિત શ્રીલાલને જણાવ્યું હતું કે વેદાંતના સિદ્ધાંતો તો સ્થળે સ્થળે શ્રવણ કરીએ છીએ, પણ તે વ્યવહારમાં રહીને આચારમાં મૂકી શકાતા હશે કે કેમ, તેનો આજ સુધી સંશય હતો. પરંતુ શ્રેયસ્સાધકઅધિકારીવર્ગે આ સાત દિવસના પોતાના દૃષ્ટાંતથી આપણને ખાતરી કરી આપી છે કે વ્યવહારમા પણ વેદાંત આચરી શકાય તેવું છે. આ વર્ગ લુખા શબ્દપાંડિત્યથી પોતાને કૃતકૃત્ય માનનારો નથી, પરંતુ અનુભવને પ્રકટાવનાર સાધનોને સેવનાર, તથા તે સાધનેનો, સંબંધમાં આવનાર સર્વને પ્રબોધ કરનાર છે. આ વગેરે વચનો કહી, અંતમાં તેમણે શ્રીમદ્ઉપેન્દ્રભગવાન્‌ને પ્રતિવર્ષે મુંબઇમાં આવી આ પ્રમાણે આ ઉત્સવનું પાલન કરવા યોગ્ય શબ્દોમાં વિજ્ઞપ્તિ કરી હતી. આ સ્થળે જણાવવું જોઇએ કે પંડિત લાલન જૈન હોવા છતાં તથા જૈનધર્મપ્રતિ દૃઢ મમત્વ તથા અનુરાગ હોવા છતાં અન્ય ધર્મોમાં રહેલા સત્યને ઉત્તમ પ્રકારે જોઇ શકવાના સામર્થ્યવાળા છે, એટલું જ નહિ પરંતુ તે સત્યને અન્યઆગળ તેના ખરા રૂપમાં દર્શાવવામાં એટલા તો ઉત્સાહ તથા હિંમતવાળા છે કે તેમના તે ઉત્તમ સદ્‌ગુણને ન જાણનાર કોઇ કોઇ જૈનો તેમને ભ્રાંતિથી અન્ય ધર્મના અનુયાયી હશે, એમ માને છે; પરંતુ તેવું કશું જ નથી. સત્ય જાણનાર તથા સમજનાર પંડિત લાલનનો દુરાગ્રહ છુટી ગયો છે, અને અંતઃકરણ એટલું તો નિરભિમાન થયુ છે કે પોતાનું જ બધું ખરૂં, અને પરનું બધું ખોટું, એવા અસલિશ્ચયને ત્યજી તેઓ જૈનધર્મમાં જે સત્યને જુએ છે, તે જ સત્ય પરધર્મમાં જ્યાં જ્યાં હોય છે, તેને તત્કાળ ઓળખી શકે છે, અને તેથી સત્યમાં ઉચ્ચ ભક્તિવાળા તેઓ પોતાના પ્રેમને દાબી શકતા નથી.

પંડિત શ્રીલાલનનું ઉપકારકથનસૂચન વ્યાખ્યાન પૂર્ણ થયા પછી શ્રીયુત છોટાલાલ જીવનલાલે તથા શ્રીમદ્ઉપેન્દ્ર ભગવાને ઑનરેબલ શેઠશ્રી વિઠ્ઠલદાસ વગેરે સજ્જનોનાં વચનોનો યોગ્ય શબ્દોમાં ઉત્તર વાળ્યો હતો. અંતમાં લીમડીનરેશે તથા પૂર્વોક્ત સર્વ સજ્જનોએ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્‌ને પુષ્પમાળાઓ અર્પી હતી. તથા પરોપકારનાં અનેક સત્કર્મ માટે બ્રિટિશ સરકારે જેમને કે. સી. આઇ. ઇ. નો ખિતાબ આપ્યો છે, તે શ્રીમતી જાનકીબાઇએ સ્વહસ્તે તૈયાર કરેલી કર્પૂરની મનોહર માલા તેઓશ્રીના કંઠમાં આરોપી હતી. પછી જયજયના ઉચ્ચારપૂર્વક ઉત્સવની સમાપ્તિ કરવામાં આવી હતી.

# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनउपर थती असर.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૨૨ થી )

## પ્રકરણ ૨.

## સિંહ રાશિ.

( ૨૨ મી જ્યુલાઇથી ૨૨ મી ઑગસ્ટસુધી. )

( આ રાશિની સત્તા શરીરમાં હૃદયમાં પ્રવર્તે છે. તેની સત્તા હૃદય અને રુધિરઉપર હોય છે. તે શ્રદ્ધા અને આત્મસંયમ એ બે ઉચ્ચ ગુણોને પોષે છે. પ્રત્યેક વર્ષની જ્યુલાઈની બાવીસમી તારીખે અથવા એ અરસામાં સૂર્યનો આ રાશિમાં પ્રવેશ થાય છે, અને બાવીશમી ઓગસ્ટે અથવા એ અરસામાં તેમાંથી નીકળી બીજી રાશિમાં તે પ્રવેશે છે. આ રાશિની ખરેખરી અસર, સૂર્યનો તેમાં પ્રવેશ થયા પછી, છ દિવસ પછી થાય છે તેથી કરીને ૨૨ મી જ્યુલાઇથી ૨૮ મી જ્યુલાઇસુધીના છ દિવસોમાં જેમનો જન્મ થયો હોય છે, તેમના ઉપર આ રાશિની પૂરેપૂરી અસર થતી નથી તેઓનો સંધિગત રાશિમાં જન્મ થયેલો ગણાતો હોવાથી તેમનાં સ્વભાવ, ગુણ, લક્ષણ વગેરે કંઇક પૂર્વની રાશિનાં અને કંઈક આ રાશિનાં હોય છે. વળી જન્મસમયે ચંદ્ર જે રાશિમાં હોય છે, તે રાશિનાં ઘણાંખરાં લક્ષણો પણ તેમનામાં હોય છે. )

સિંહ રાશિમાં જન્મેલાં મનુષ્યો માયાળુ, ઉદાર, સામાની દાઝ જાણનારાં, અને બીજાના મનને પોતાના તરફ આકર્ષણ કરે એવાં હોય છે. માંદાં મનુષ્યપ્રતિ જો તેમને થોડી ઘણી લાગણી હોય છે તો તેમની આરવાર કરવામાં તેઓ પોતાનાં સઘળાં સુખનો અને પ્રસંગે પ્રાણનો પણ ભોગ આપે છે. તેમના પ્રેમી અને મમતાભરેલા સ્વભાવથી સર્વ મનુષ્યો તેમના ઉપર પ્રીતિ કરે છે, અને જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં સર્વનાં હૃદયને હરી લે છે. તેઓનો સ્વભાવ લાગણીવાળો હોય છે, પરંતુ તેમનામાં અંતર્જ્ઞાન ( intuition ) અધિક હોય છે, અને તેથી તેઓનાં અયોગ્ય કૃત્યનાં ફળથી પોતાનો બચાવ કરવાને તેઓ સમર્થ હોય છે. વાતચીત કરવામાં તેમ જ અક્કલવાળો હાજરજવાબ આપવામાં તેઓ બહુ કુશળ હોય છે. તેઓને ઘણે પ્રસંગે સારી રસિક વાર્તાઓ કહેતાં આવડતી હોવાથી તેમના સહવાસમાં રહેવું મનુષ્યોને ઘણું ગમે છે. તેઓ કોઇ પણ વાતમાં રહેલા મુદ્દાને તરત સમજી જાય છે.

જ્યારે આ રાશિની ઉત્તમ અસર, તેમાં જન્મેલાં મનુષ્યોઉપર પ્રવર્તતી હોય છે ત્યારે તેઓ ઉચ્ચ અભિલાષવાળાં, તથા સાચા, વિશ્વાસ રાખવાયોગ્ય, શુદ્ધ અને પુષ્કળ પ્રેમવાળાં હોય છે. સ્વભાવથી જ તેઓ સજ્જન હોવાથી તેઓ પોતાની આજુબાજુ સુખ અર્પનારું વાતાવરણ રચે છે.

તેઓનું મન વ્યાવહારિક તેમ જ આધ્યાત્મિક બન્ને વિષયોપ્રતિ પ્રીતિવાળું હોવાથી તેઓ લોકોનું કલ્યાણ કરવાને અત્યંત સમર્થ હોય છે. બીજાઓને તેઓ સત્વર સન્માર્ગમાં વાળી શકે છે. શ્રોતાઓના મોટા સમૂહોઉપર આ રાશિમાં જન્મેલા વક્તાઓ પ્રબળ અસર કરવાને શક્તિમાન હોવાથી, પ્રજામનને પોતાની ધારેલી દિશામાં તેઓ

વાળી શકે છે. જગતમાં જે જે મોટા પુરુષો થઇ ગયા છે, તેમાંના ઘણા આ રાશિમાં જન્મેલા છે. તેમાંના ઘણાના હૃદયમાં આધ્યાત્મિક જ્યોતિનો પ્રકાશ થતો હોય એમ જણાય છે, અને તેથી મનુષ્યોના સમૂહો તેમના પ્રતિ આકર્ષાઇ આવે છે. પોતાનામાં રહેલી આધ્યાત્મિક શક્તિઓને જ્યારે તેઓ ઉત્તમ પ્રકારે કેળવે છે ત્યારે તેઓનામાં સર્વને જ પોતાના વિચારને અધીન કરવાનું અસાધારણ બળ આવે છે. સમર્થ જ્યોતિર્વિદો વદે છે કે આ રાશિની ખરેખરી અસર જે સ્ત્રીપુરુષોઉપર થઇ હોય છે, તેઓ જો મૌનના માર્ગને ગ્રહણ કરે છે તો આ જગતમાં અજિત થાય છે.

આ રાશિમાં જન્મેલાં મનુષ્યો નિર્ભય અને હિંમતવાન્ હોય છે. સઘળા પ્રકારનાં ભય અને સંકટો સામે ટકી રહેવાનું તેમનામાં મનોબળ હોય છે.

આ મનુષ્યોને પોતાનાં મનુષ્યોઉપર અત્યંત પ્રેમ હોય છે. પોતાનાં બાળકોના સંબંધમાં બીજા કોઇની સલાહને કે પ્રેરણાને તેઓ કદી પણ તાબે થતાં નથી. આ રાશિમાં જન્મેલી સ્ત્રીઓ બીજા બધા વર્તનમાં વિનયી, નમ્ર અને માયાળુ હોય છે, પરંતુ તેમનાં બાળકોને જો કોઇ જરા પણ ઇજા કરે છે, અથવા તેમને ઠપકો આપે છે, અથવા તેમનો શિક્ષક કે મિત્ર તેમની કોઇ કસુરમાટે ફરીયાદ કરે છે, તો તેઓ અત્યંત ગુસ્સે થઇ જઇ તત્કાળ વિકરાળ વરૂજેવી થાય છે. ' મને અને મારી દુંદને પણ સાત સલામો કરો ' એ ન્યાયે તેઓ વર્તનારી હોય છે, અર્થાત્ તેઓ પોતાના તેમ જ પોતાના મમત્વના પ્રત્યેક પ્રાણિપદાર્થઉપર અન્ય મનુષ્યો પ્રેમ કરે, એવી ઇચ્છાવાળી હોય છે.

સ્વભાવથી જ આ મનુષ્યોમાં અત્યંત ચમત્કારિક અંતર્જ્ઞાન હોય છે, અને તેથી તેઓ ઘણું જાણે છે, પણ તે જ્ઞાન તેમને ક્યાંથી થયું અથવા કેવી રીતે થયું, તે તેઓ કહી શકતાં નથી. દશ પ્રસંગોમાં છ પ્રસંગોમાં તેઓનાં અનુમાન ખરાં પડે છે, પણ તે ખરાં પડેલાં અનુમાનો તેમણે કેવી રીતે બાંધ્યાં, તે તેઓ સમજાવી શકતાં નથી. આ મનુષ્યો જે વિષયમાં જે અભિપ્રાય બાંધે, તે તેમને સુખેથી બાંધવા દેવો; તેમાં વચ્ચે પડવાની અથવા તેમનાથી આપણો વિરુદ્ધ અભિપ્રાય દર્શાવવાની કશી જ જરૂર નથી, કારણ કે તેમની દિવ્ય આંતર દૃષ્ટિ તેમને યોગ્ય માર્ગે ચલાવવાને સમર્થ હોય છે. વિરુદ્ધ અભિપ્રાય દર્શાવવાથી અથવા કારણો આપીને આપણો અભિપ્રાય સાચો છે, એમ સિદ્ધ કરવાથી કશો અર્થ સરતો નથી, પણ ઉલટો ક્લેશ જ થાય છે.

મેષ રાશિમાં જન્મેલાં મનુષ્યોને જેમ કોઇ પણ કામની ઝીણી ઝીણી તપસીલ ગમતી નથી, તેમ આ રાશિમાં જન્મેલાં મનુષ્યોને પણ ગમતી નથી. તેઓ પ્રસંગોપાત્ત બહુ જ આળસુ હોય છે. કામ કરતાં તેમને કીડીઓ ચડે છે, અને હીંચકાઉપર, કે પાટઉપર કે ઘરના કોઇ ખુણામાં કે ઓટલાઉપર કલાકોના કલાકો એદીની પેઠે ગાળ્યા કરે છે. ' હસતાં રંમતાં રામજી મિલે તો મેરેકું ભી કહીઓ ' તેની પેઠે થોડી મહેનતે અથવા વગર મહેનતે જો કાંઇ થતું હોય તો કરવું, એવા સ્વભાવવાળા તેઓ હોય છે. તોપણ તેઓને કોઇ કામ કરવાની જ્યારે ફરજ પડે છે, ત્યારે તેઓ જાગ્રત્ થઇ જાય છે, આળસને ખંખેરી નાંખી કામ કરવા મચી પડે છે, અને કર્તવ્યથી એક તસુ પણ હઠતા નથી. પશુઓનાં તેમ જ ઘરનાં સુખોના તેઓ ઘણા શોખી હોય છે. પુરુષો ગૃહસુખની વસ્તુઓ સઉથી સારી ક્યાં મળે છે, તે વિશેષે કરીને સારી રીતે જાણના હોય છે. ભોજનની

વસ્તુઓ ઉત્તમ પ્રકારની લાવી આપવામાં તેઓ બહુ બુદ્ધિશાળી હોય છે. સ્ત્રીઓમાં પણ ઉત્તમ પદાર્થોની પરીક્ષા કરવાની તેવી જ બુદ્ધિ હોય છે, અને અત્યંત ઉત્તમ પ્રકારે રસોઇ કરનાર સ્ત્રીઓમાંની ઘણી ખરી, આ રાશિમાં જ જન્મેલી હોય છે.

આ રાશિમાં જન્મેલાં મનુષ્યોનાં શરીર બળવાન્ અને હૃષ્ટપુષ્ટ હોય છે. તેઓ પ્રમાણસર ઉંચાઇના હોય છે, તેમ જ તેમના અન્ય અવયવો જેવા જોઇએ તેવા પ્રમાણના હોય છે. તેઓના ખભા પહોળા હોય છે, મસ્તક ગોળ હોય છે, અને મુખનો વર્ણ ગૌર અથવા સુરખીદાર હોય છે. તેઓનાં નેત્ર મોટાં, સુંદર અને નિર્મળ હોય છે, અને તેઓની દૃષ્ટિ વેધક હોય છે. તેઓનો સ્વર ગંભીર અને બળવાન્ હોય છે. તેઓની આજુબાજુ સૂર્યના સૂક્ષ્મ પ્રવાહનું વાતાવરણ બંધાયલું હોય છે, અને તેઓ પોતાના-પ્રતિ ગ્રહોમાંથી એવા પ્રવાહોને આકર્ષે છે કે જેથી તેઓનામાં પ્રસંગોપાત્ત જીવનતત્ત્વ ઉભરાઇ જાય છે. આવે પ્રસંગે કોઇ અગમ્ય સત્તા તેમનામાં પ્રવર્તતી હોય એમ જણાય છે. તે સમયે તેઓ ઘણા જુસ્સાવાળા તથા ઘણા સુખી હોય છે.

આ મનુષ્યોએ ઉચ્ચ અને પ્રશસ્ત ઉદ્દેશો ધરવા, એ હિતકર છે. તેઓએ લોભને લઇ વધારે ઉચ્ચ જીવન ગાળવાની અભિલાષા ધરવી જોઇએ; અર્થાત્ લોભનું ઉચ્ચ અભિલાષામાં રૂપાંતર કરવું જોઇએ. સિંહ રાશિમાં જન્મેલા સુશિક્ષિત બુદ્ધિમાન્ મનુષ્યોને લોભ એ મોટા શાપરૂપ છે. જો તેને તેઓ જિતતા નથી તો તે તેમના જીવનને ઉંચી કળાએ કદી પણ ચઢવા દેતો નથી.

સિંહ રાશિના મનુષ્યોને ધન રાશિમાં જન્મેલા મનુષ્યોસાથે જ સર્વોત્તમ મિત્રતા થઇ શકે છે. તેથી ઉતરતા પ્રકારની મિત્રતા તુલા અથવા મેષ રાશિનાં મનુષ્યોસાથે થઇ શકે છે.

આ રાશિનાં મનુષ્યોમાં કેટલાક ખરાબ દોષો હોય છે, પણ તે ટાળી શકાય એવા હોય છે. આ લેખ લખવાનો મુખ્ય હેતુ પ્રત્યેક મનુષ્યમાં જન્મથી રહેલા દોષો દર્શાવવા, અને તેમને જિતવા તેઓને પ્રેરણા કરવી; કારણ કે દોષો ન જિતવાથી જ મનુષ્યની જેવી જોઇએ તેવી ઉન્નતિ થતી નથી. તેથી સિંહ રાશિનાં મનુષ્યોએ પોતાના દોષોને ખાસ કાળજીથી જાણી લેવા અને પછી સાવધાન થઇને સર્વ પ્રકારના પ્રયત્નથી તેમને ટાળવા. પોતાના દોષોને ટાળીને પોતાની નિર્બળતાનો જ્યારે જય કરવામાં આવે છે, ત્યારે આ મનુષ્યોની ઉન્નતિના અસાધારણ સંભવો પ્રકટે છે.

સિંહ રાશિમાં જન્મેલા મનુષ્યોમાંથી કેટલાક, બહુ લુચ્ચા, કાવાદાવા કરનારા, બેવચની, અને નિત્ય દેવું કરનારા હોય છે. કેટલાક અતિશય આકળા સ્વભાવના, ઉતાવળીઆ, ગરમ મિજાજના, ઝાંઝી, વા સાથે વઢે એવા, તીખા અને તમોગુણી હોય છે. સ્ત્રીઓથી તેઓ સત્વર મોહિત થઇ જાય છે, અને ભાગ્યે જ વ્યભિચારદોષથી મુક્ત હોય છે. તેઓના આ દોષથી તેઓ અનેક દુઃખ તથા વિપત્તિના ભોગ થઇ પડે છે. તેઓ પૂરી ચોકસી કર્યાવિના કોઇના વિરુદ્ધ એકદમ અભિપ્રાય બાંધી બેસે છે. ખરું છે કે આવા એકદમ અભિપ્રાય બાંધવામાં તેઓ ઘણી વાર ખરા પડે છે, તોપણ એકદમ અભિપ્રાય બાંધવા કરતાં ઠરીને શાંતિથી અભિપ્રાય બાંધવો, એ પરિણામે તેમને માટે હિતકર છે, કારણ કે આવી કુટેવથી તેઓ ઘડીએ ઘડીએ એવી ભૂલો કરી

બેસે છે કે જેથી તેમને શોક, સંતાપ, હાનિ અને દુઃખ થયાવિના રહેતાં નથી આ રાશિમાં પ્રસંગોપાત્ત અપ્રમાણિક જુદા મનુષ્યો પણ મળી આવે છે, અને તેમાંના કેટલાક, બિલાડીની પેઠે, જે પોતાનું નથી તે હોઇયાં કરી જવાના દાનતવાળા પણ હોય છે.

રાશિચક્રમાં સૂર્યના અધિપતિપણાવાળી આ એક જ રાશિ છે, અને સૂર્યની સત્તાને લીધે જ આ રાશિમાં જન્મેલાં મનુષ્યોમાં તામસ અને તાલાવેલીયાપણું હોય છે. સ્ત્રીઓમાં આ દોષો પ્રસંગે ઓછા જોવામાં આવે છે, પણ તેથી એ જ સિદ્ધ થાય છે કે ગ્રહોની સત્તા ગમે તેટલી બળવાન્ છતાં પ્રયત્નવડે તે જિતી શકાય છે. પુરુષોકરતાં સ્ત્રીઓને, છેક નાની ઉમરથી સાસરામાં પરાધીનપણે જીવન ગાળવું પડે છે; અને લગ્નથી તથા સાસુ વગેરેની ધાકથી તેમને વારંવાર પોતાના સ્વભાવને દાબી રાખવો પડે છે. પુરુષોની પેઠે તેમનાથી સ્વચ્છંદ વર્તન થઇ શકતું નથી, અને તેથી તેઓ પુરુષોકરતાં, પથ્થરકરતાં જેમ ઇંટ કુણી હોય છે, તેમ કંઇક ઓછા દોષવાળી હોય છે. પરંતુ જ્યાં બાલ્યાવસ્થાથી જ સ્ત્રીઓઉપર આવો અંકુશ હોતો નથી, અને તેમને સ્વતંત્ર રહેવાનો પ્રસંગ મળે છે, ત્યાં સ્ત્રીઓ પુરુષોકરતાં પણ ચાર ચંદા ચઢીયાતી જોવામાં આવે છે. તેઓ કાવાદાવામાં અને જીભના સ્વાદમાં 'પરમેશ્વરતોબા' હોય છે.

જ્યારે આ મનુષ્યો વધારે સારું અને ઉપયોગી જીવન ગાળવાની અત્યંત આતુરતા ધરે છે, અને પછી પોતાના દોષો જિતવાને કમર બાંધી પ્રયત્ન કરે છે, ત્યારે બીજી કોઇ પણ રાશિનાં મનુષ્યો તેમનાથી વધારે સારાં, અને વધારે ઉપયોગી થઇ શકતાં જ નથી વળી વિશેષમાં, જ્યારે તેઓ દોષોથી મુક્ત થાય છે ત્યારે તેમનાથી ચઢીયાતું સર્વજનપ્રિયત્વ, કોઇનું પણ હોતું નથી. તેમ જ સામાના મનને આકર્ષવાની શક્તિ તેમનાથી અધિક કોઇનામાં પણ હોતી નથી. એ જ પ્રમાણે તેઓ એક વાર પોતાના મનોવિકાર, અયોગ્ય કામનાઓ, તથા જીભના સ્વાદને જિતે છે ત્યાર પછી ધન સંપત્તિ મળવામા પણ તેમને કંઇ ન્યૂનતા રહેતી નથી.

આ મનુષ્યોએ કદી પણ ઉદાસ અથવા ખિન્ન અથવા નાહિંમત ન થઇ જવું; કારણ કે ઉદાસી અથવા ખેદથી તેમને બહુ હાનિ થાય છે. આ રાશિવાળાઓને ફેફસાંની નબળાઇના વ્યાધિ, હૃદયના રોગ, ગુપ્ત તાવ, પીઠના અને મૂત્રાશયના રોગ, અને યકૃતના રોગ થવાનો સંભવ હોય છે, અને લાંબો કાળ ખેદને કે નિરાશાને સેવ્યા કરવાથી આ વ્યાધિઓ પ્રસંગે પ્રકટી નીકળે છે.

પરંતુ આ વિવિધ વ્યાધિના તથા દુઃખોના સંભવો, શુદ્ધ પ્રયત્ન સેવવાથી આ મનુષ્યો નિવારી શકવાને સમર્થ છે. ગ્રહો ગમે તેટલા બળવાન્ છે, તો પણ મનુષ્યની પ્રયત્નશક્તિ તેમના કરતાં અધિક બળવાન્ છે, અને તેથી જ જ્યોતિશ્શાસ્ત્રનું જ્ઞાન ઉપયોગનું છે. જો પ્રયત્નથી ગ્રહોની દુષ્ટ અસર નિવારી શકાતી ન હોત તો આ વિદ્યા જાણી અને ન જાણી સરખી જ છે. પરંતુ પ્રયત્નથી ગ્રહોની હાનિકારક અસર નિવારી શકાતી હોવાથી જ પ્રાચીનકાળથી વિદ્વાન અને પ્રાજ્ઞ પુરુષો આ વિદ્યાનો અભ્યાસ કરતા આવ્યા છે. આ વિદ્યાના જ્ઞાનથી મનુષ્યો પોતાના દોષો જાણે અને તેમને ટાળવા પ્રયત્ન કરે તો કેટલા થોડા વખતમાં તેઓ પોતાના જીવનને સુખમય કરી શકે!

જ્યાં સુધી આ રાશિનાં મનુષ્યો પોતાના પશુસ્વભાવને જિતતાં નથી અને દેવસ્વભાવને ખીલવતાં નથી, ત્યાં સુધી તેઓ કદી પણ સુખનો અને સાચા ઉદયનો અનુભવ કરતાં નથી, એ અનુભવથી સિદ્ધ થયેલી વાતો છે.

હું ચૈતન્યસ્વરૂપ છું, અને દોષમાત્રથી રહિત છું, એવા ભાનને વારંવાર હૃદયમાં જાગ્રત્ રાખવાથી સર્વ પ્રકારના વ્યાધિઓ તથા દુઃખોના સંભવો નાશ થાય છે; તથા દોષો જિતાય છે. વિકારો પ્રકટે કે તત્કાળ આ રાશિનાં મનુષ્યોએ એકાંતમાં જવું, નેત્ર મીંચવાં, અને ત્યાં પોતાના આત્માનું અથવા ઈશ્વરનું ચિંતન કરવું. વિકારોને ભૂલી જઇ આત્માને અથવા પરમાત્માને જ વૃત્તિમાં આરૂઢ રાખવા. આમ કરવાથી આ રાશિના ઉત્તમ ગ્રહોની ઉત્તમ અસરો આપણા તરફ વહેવા માંડે છે, અને તેમ થતાં શરીરમાં તથા મનમાં નવુ બળ, નવું સત્વ તથા નવું જીવન ભરાતું જણાય છે.

પ્રતિદિન આ પ્રકારે અર્ધો કલાક અથવા કલાક, સવારે અને સાંજે, આત્મોપાસન અથવા ઈશ્વરોપાસન આ રાશિનાં મનુષ્યોએ કરવાની અત્યંત અગત્ય છે. આ રાશિનો સ્વામી સૂર્ય હોવાથી શીતળતાનો અને ઉષ્ણતાનો, અને પ્રકાશનો અને અંધકારનો સંયોગ કરવાથી જ સાચો ઉદય અને અભિવૃદ્ધિ થાય છે, એ નિયમનું આ રાશિમાં જન્મેલાં મનુષ્યોએ વિસ્મરણ કરવું નહિ. તાત્પર્ય કે તેમના આકળા તામસ સ્વભાવસાથે તેમણે શાંત સાત્વિક સ્વભાવને પણ ખીલવવો જોઇએ.

આ મનુષ્યોને ભારે સંકટ, ભારે વિપત્તિ, ભારે હાનિ, અને ભારે રોગોના અનુભવથી જેવો બોધ થાય છે, તેવો બીજા કશાથી થતો નથી. ત્યારે જ તેઓ તેમની અજ્ઞાનની નિદ્રામાંથી જાગ્રત્ થાય છે, અને સમજે છે કે હરાઈ અને દુષ્ટ કામનાઓ, એ મનુષ્યના મોટામાં મોટા શત્રુ છે; ત્યારે જ તેઓના દોષોનું તેમને ભાન થાય છે; અને તેઓને તે ટાળવાનો તથા વધારે શુદ્ધ જીવન ગાળવાનો વિચાર થઇ આવે છે.

પોતાનામાં જન્મથી કેવાં ઉચ્ચ લક્ષણો બીજરૂપે રહ્યાં છે, તે આ મનુષ્યો જ્યારે સમજે છે, અને તેમને ઉગાડવા અને ઉછેરવા પ્રયત્ન સેવે છે ત્યારે તેમનો જે ઉદય થવા માંડે છે, તેનો અવધિ નથી. આત્મોપાસન અને ઈશ્વરોપાસનથી આ બીજ ઉગે છે, અને ઉછરી વૃક્ષરૂપ થાય છે. તેથી ઉપાસનાવિના એક દિવસ પણ આ મનુષ્યોએ પડવા દેવો, એ પોતાના જ પગમાં કુહાડો મારવા બરાબર છે.

આ મનુષ્યોએ સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરી પરાર્થબુદ્ધિ કેળવવી જોઇએ. તેમણે પોતાનાં સુખઉપર ઓછું ધ્યાન આપવું, અને અન્યના સુખઉપર અધિક આપવું; અર્થાત્ પોતાનું સુખ સધાતું હોય અને બીજાને હાનિ થતી હોય તો તે કાર્ય કદી પણ ન કરવું. સ્વાર્થબુદ્ધિથી પરિણામે દુઃખવિના બીજા કશાનો જ અનુભવ થતો નથી.

(અપૂર્ણ.)



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.

॥ ॐ श्री ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * દર્શન, એ સર્જન છે. હા, દર્શન એ સર્જન છે, એ સિદ્ધાંત અક્ષરશઃ સત્ય છે.

* * ઇચ્છેલું ફળ ઉત્પન્ન કરવાની કુંચી, 'દર્શન એ સર્જન છે,' એ સાત અક્ષરના સૂત્રમાં સમાયલી છે. એ કુંચી જેને પ્રાપ્ત થઇ છે, અને તેનો ઉપયોગ કેમ કરવો, એ જેને યથાર્થ રીતે આવડે છે, તે ઈશ્વરોનો પણ ઈશ્વર છે. આ વિશ્વમાં તેને અશક્ય, અસાધ્ય કે દુર્લભ કશું જ નથી.

* * કાર્યસિદ્ધિના આ સૂત્રનું સ્વરૂપ તમારા લક્ષમાં હજી બરાબર ઉતર્યું જણાતું નથી. સંક્ષેપમાં તે વર્ણવીએ છીએ. એકાગ્ર થઈ શ્રવણ કરો.

* * પરમેશ્વરનાં દર્શન કરવાને માટે કોઈ ભક્ત હૃદયમાં, મૂર્ધમાં, અથવા ઇચ્છામાં આવે તે સ્થળમાં તેમને જોવાનો આરંભમાં પ્રયત્ન કરે છે. શાસ્ત્રે અથવા સદ્ગુરુએ વર્ણવેલા ઈશ્વરના સ્વરૂપને તે કલ્પનાથી રચે છે, અને પોતાના લક્ષ્ય સ્થાનમાં જાણે તે સ્વરૂપને જોતો હોય એમ ધારે છે. આરંભમાં તેને કશું જણાતું નથી, અથવા પોતાની ધારણાથી કંઇ જુદું જ જણાય છે, એ ખરું છે, અને તોપણ પોતાના ધારેલા સ્વરૂપને જોવાનો તે પ્રયત્ન સેવ્યે જ જાય છે. ધારેલા અર્થને જોવનો તે જે પ્રયત્ન કરે છે, તે પ્રયત્ન દર્શન નામની ક્રિયા છે. એ દર્શનની ક્રિયા હજી સર્વાંશે પૂર્ણ થઈ નથી. જોવાનો પ્રયત્ન ચાલે છે, પણ હજી જોવામાં કશું આવતું નથી; પરંતુ જોવાનો પ્રયત્ન કરનાર ભક્ત, જો પ્રયત્નને છોડી ન દેતાં, આગ્રહથી પ્રયત્ન સેવ્યે જાય છે, તો પોતાના લક્ષ્ય સ્થાનમાં અર્થાત્ હૃદયમાં, મૂર્ધમાં કે બાહ્ય સ્થળમાં ઈશ્વરના સ્વરૂપને જુએ છે. ભક્તની દર્શનની ક્રિયા સર્વ પ્રકારે યથાર્થ થતાં, ઈશ્વરનું સ્વરૂપ તેને પ્રત્યક્ષ

થાય છે. દર્શનનો પરિણામ સર્જનમાં અર્થાત્ ધારેલા ફળને ઉત્પન્ન કરવામાં આવે છે. આથી જ અનુભવી પુરુષો વદે છે કે **દર્શન એ જ સર્જન છે.**

* * પરમેશ્વરનો સાક્ષાત્કાર કરવામાં જ આ સૂત્ર ઉપયોગી છે, અને અન્ય સ્થળે નથી, એમ કંઈ નથી. જે સત્ય સિદ્ધાંત છે, તે સર્વત્ર જ સત્ય હોય છે. ગમે ત્યાં અને ગમે તે સમયે તેનો ઉપયોગ કરો, તોપણ તે સર્વ સ્થળે, અને સર્વ સમયે સત્ય જ રહે છે.

* * જ્યાં જ્યાં વ્યાવહારિક કે પારમાર્થિક ફળની ઉત્પત્તિ થયેલી તમે જોશો, ત્યાં ત્યાં આ સૂત્ર જ પ્રવર્તેલું તમારા જોવામાં આવશે. વ્યવહારમાં માનસિક પ્રયત્નની સાથે શારીરિક પ્રયત્ન પણ હોય છે, અને પરમાર્થમાં વિશેષતઃ માનસિક પ્રયત્ન હોય છે, એટલો જ ભેદ હોય છે; પરંતુ ઉભયમાં દર્શનની ક્રિયામાં આવશ્યક માનસિક પ્રયત્ન તો હોય જ છે. એ પ્રયત્ન અપૂર્ણ થતાં ફલની ઉત્પત્તિ અથવા સર્જન કદી જ થતું નથી.

* * ઉચ્ચ અભિલાષા અથવા ઉચ્ચગ્રાહ ( ideal ) ને નિરંતર મનમાં ધાર્યા કરવો, એવો દર્શનનો ઘણા મનુષ્યો અર્થ કરે છે; અને તે ખરો છે. જે ઉચ્ચ ફળ આપણે મેળવવું હોય તેને જ મનમાં જોયા કરવું, એ જ દર્શનની ક્રિયા છે. મેળવવા ધારેલું ઉચ્ચ ફળ મનની દૃષ્ટિથી જ્યારે યથાર્થ દેખાય છે, અને તેમાં સંશય ઉઠતો નથી, ત્યારે બાહ્ય જગતમાં આપણું ધારેલું ફળ ઉત્પન્ન થએલું પ્રત્યક્ષ જણાય છે.

* * ફળની ઉત્પત્તિનો મુખ્ય અને પ્રથમ હેતુ જ્યારે દર્શન છે, તો પછી સુખરૂપ ફળને ઇચ્છનારે મનની દૃષ્ટિથી સુખવિના બીજું કશું જ ન જોવું જોઇએ, એ સહજ સ્પષ્ટ થાય છે. તમે મનની દૃષ્ટિથી નિષ્ફળતાને, નિર્ધનતાને કે એવાં જ અન્ય દુઃખોને જોયા કરો તો તમારી તે ક્રિયા તમને નિષ્ફળતા, નિર્ધનતા કે દુઃખ આપ્યાં જ કરે, એ સ્વાભાવિક છે. તમે મનની દૃષ્ટિથી તમને મર્યાદાવાળા, વિકારોથી ભરેલા, અલ્પજ્ઞ અને અલ્પશક્ત જીવ જોયા કરો તો તમે બાહ્ય જગતમાં તમને પોતાને તેવા જ અનુભવો, એમાં આશ્ચર્યજેવું કશું જ નથી. કારણ કે દર્શન એ જ સર્જન છે. તમે મનની દૃષ્ટિથી જેવું જોયા કર્યું છે, તેવું જ તમને મળ્યું છે; અને મળવું જ જોઇએ: કાર્ય કારણપ્રમાણે જ પ્રકટવું જોઇએ.

* * વ્યવહારમાં કે પરમાર્થમાં નિષ્ફળતાના સ્વરૂપને મનથી કદી જ રચશો નહિ. જે કાર્ય આરંભ્યું હોય તેમાં વિજય પ્રાપ્ત થયાનાં સ્વરૂપોને જ જાગ્રતમાં અને સ્વપ્નમાં જોયા કરજો. માનસિક જગત્ સ્થૂલ જગતનું કારણ છે, એમ જાણી માનસિક જગતની ઇમારતો ભવ્ય, દેદીપ્યમાન, અને તમને ગમે તેવી જ સર્વદા બાંધજો. માનસિક જગતને નંદનવનજેવું કરવામાં જેટલા તમે વિજયી નિવડશો, તેટલો જ તમારો સ્થૂલ જગતનો વ્યવહાર નંદનવનજેવો તમે કરી શકશો. માનસિક જગતને જો તમે હાયપીટ અને રડારોળથી ભરી દેશો, તો બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર, તમને સુખી કરવા ધારશે તોપણ તમારો વ્યવહાર કે પરમાર્થ હાયપીટ અને રડારોળથી ભરેલો રહેવાનો.

* * વિજયને જ મનની દૃષ્ટિથી જોયા કરવા છતાં, પૂર્વે અથવા પૂર્વજન્મમાં સેવેલા કોઇ અયોગ્ય વિચારના ફળરૂપે પ્રસંગે દુઃખ આવી પડતું ક્વચિત્ જોવામાં આ-

વેછે, તેથી વિજયને જોયા કરનારે, ભવિષ્યમાં દુઃખના અનુમાનથી સાવધાનતા સેવવાની અગત્ય સ્વીકારીએ તો સ્વીકારી શકાય, પણ આ સાવધાનતાને અને તે સાવધાનતાએ સૂચવેલા ઉપાયને દિવસમાં સો વાર સ્મરણમાં આણવો, એ અનુગાન કરેલા દુઃખને સત્વર આવવાનું નિમંત્રણ કરવાતુલ્ય છે. સાવધાનતાએ સૂચવેલા દુઃખના અનુમાનને સમૂળ વિસરી જવું, એ સર્વોત્કૃષ્ટ છે; તેમ ન બને તો પ્રાપ્ત થનાર દુઃખના પ્રસંગે શું કરવું તેની યોજના એક વાર ઘડી કાઢી, પછી તે યોજનાને મગજના સાતમા પાતાળમાં ડુબાવી દેવી; અને ભવિષ્યમાં દુઃખ આવે તો જ તેને બહાર ડોકું કાઢવા દેવી. નહિ તો તેને નિરંતર ડુબેલી રાખવામાં જ, અર્થાત્ ભુલી જવામાં જ હિત છે.

* * વિજયનાં જ ચિત્રો મનમાં રચ્યા કરો. જાગ્રતમાં, સ્વપ્નમાં, સર્વ અવસ્થામાં વિજયને જ જોયા કરો. તમારાં મન, વાણી અને ક્રિયાને વિજયના વિચારોવડે જ રંગી નાંખો. પરાજયની કે દુઃખની કલ્પનાસરખી પણ ન કરો. બળવાન્ સંકલ્પથી અર્થાત્ આત્મસંયમથી દુઃખના વિચારને તમારા મનમાં પ્રવેશવા ન દો. તમારું મન શું જોયા કરે છે, શાનું ચિત્ર રચે છે, તે સાવધાન થઇને વારંવાર જોયા કરો. જો તે રોગનું, નિર્ધનતાનું, નિષ્ફળતાનું, છીનત્વનું ચિત્ર રચતું હોય, તો તત્કાળ તે ચિત્રને પલટી નાંખી તેને સ્થાને આરોગ્યનું, ઐશ્વર્યનું, વિજયનું, અને બ્રહ્મત્વનું ચિત્ર રચો. એક વાર આવું ચિત્ર રચીને બેશી ન રહો, પણ પુનઃ પુનઃ રચો. તમારા મનમાં તમે રચેલું સુખદ ચિત્ર પ્રત્યક્ષ દેખાય, તે તમને સ્વભાવસિદ્ધ થઈ જાય, ત્યાં સુધી પ્રયત્ન કાયમ રાખો. પ્રયત્નથી કાયર થાઓ નહિ. કચરાના ઢગલાવાળા અવાવર ઘરને સાફ કરવાની મહેનતથી જેઓ કંટાળે છે, તેઓ ઉકરડામાં જ રહેવાને લાયક છે, પણ સ્વચ્છ ઘરમાં રહેવાને લાયક નથી.

* * જેના ઉપર તમે તમારી દૃષ્ટિ સ્થાપો છો, જે વસ્તુને તમે તમારો ધ્યેય કરો છો, તે વસ્તુની પાસે અને પાસે તમે આવતા જાઓ છો, અથવા તે વસ્તુ તમારી પાસે આવતી જાય છે. આ અધ્યાત્મશાસ્ત્રનો સિદ્ધાંત છે. વિજયપ્રતિ દૃષ્ટિ સ્થાપતાં તમે વિજયની સમીપ જતા જાઓ છો, અથવા વિજય તમારી પાસે આવતો જાય છે.

* * દર્શન એ સર્જન છે, એ સૂત્રને કદી વિસરશો નહિ. જે તમારે જોઇતું હોય તેને જ જોયા કરો,–એ જ ટુંકો ને ટચ વિજયનો ઉપાય છે. જે ન જોઇતું હોય તેને કદી જ જોતા નહિ. જગતનો મોટો ભાગ આખો દિવસ આમ જ કરે છે; અને દુઃખી રહે છે. દુઃખને ટાળવાનો અને સુખને મેળવવાનો ઉપાય હવે કોઇને પૂછવા જતા નહિ. સિદ્ધેશ્વર ઘંટાનાદ કરીને કહે છે કે **દર્શન એ જ સર્જન છે**. તમને તે સંભળાય છે? અને સમજાય છે? હા; તો આ ક્ષણથી જ આચારમાં મૂકો: કારણ કે સાંભળવાથી થતા ફળકરતાં, સમજવાનું ફળ હજારગણું વધારે છે, અને સમજવાના ફળકરતાં આચારમાં મૂકવાનું ફળ લાખગણું અધિક છે.

# कारण अने कार्यप्रदेश.

'કામ કામને શીખવે છે,' એ કહેવત પ્રસંગપરત્વે અસંખ્ય મનુષ્યો બોલે છે, પણ તેમાં રહેલા ઉંડા બોધને ગ્રહણ કરી કેટલા થોડા મનુષ્યો પોતાનાં જીવન ઉચ્ચ પ્રકારનાં કરે છે!

તમને કોઇ કામ આરંભમાં ન આવડતું હોય, પણ જો તમે તેને કરવા માંડો છો, અને ગમે તેવી કઠિનતા જણાય તોપણ તેથી ન ડગતાં ફરી ફરીને તે કર્યા જ કરો છો, તો અંતે તે કામ તમને આવડયાવિના રહેતું જ નથી.

આ આવડત અથવા જ્ઞાન મનુષ્યમાં ક્યાંથી આવે છે? મનુષ્ય પોતે જ પોતાનામાંથી. તે કાઢે છે. બહારથી તેનામાં તે કોઇ નાંખે છે, એમ નથી; કારણ કે બહારથી જો તે નંખાતું હોત તો પ્રયત્ન ન કરનાર સઘળા જ મનુષ્યો, ગમે તેમાં અત્યંત કુશળતા ધરાવનાર થાત. શ્રીમંતો વિદ્વાનોને ધન આપત, અને વિદ્વાનો પોતાનું જ્ઞાન શ્રીમંતોમાં નાંખત, અને વગરશ્રમે શ્રીમંતો વિદ્વાન્ થઇ જાત. પરંતુ પોતાના પ્રયત્નવિના ગમે તેટલું ધન આપતાં છતાં પણ શ્રીમંતો વિદ્વાન્ થતા નથી. તેથી એ સિદ્ધ થાય છે કે જ્ઞાન મનુષ્યે પોતાના જ પ્રયત્નથી પોતાનામાંથી જ પ્રકટ કરવાનું છે.

પોતાનામાંથી પ્રયત્નવડે મનુષ્ય કયું જ્ઞાન પ્રકટ નહિ કરી શકે, એ કહી શકાય તેમ નથી, અર્થાત્ પ્રયત્નથી તે ગમે તે જ્ઞાન પ્રકટ કરી શકવા સમર્થ છે, એવો સિદ્ધાંત અનુભવી મહાપુરુષો જે સ્થાપે છે, તે કેવળ સત્ય છે.

પૃથ્વીમાં જળ નથી, એમ નથી. સર્વ સ્થળે છે. અને તે પણ અખુટ છે, પણ કોઇ સ્થળે થોડી ઉંડાઇમાં છે, અને કોઇ સ્થળે ઘણી ઉંડાઇમાં છે. તે જ પ્રમાણે સર્વ પ્રકારનું જ્ઞાન મનુષ્ય માત્રમાં છે. અને તે પણ અમર્યાદ છે, પણ કોઇ મનુષ્યમાં થોડા પ્રયત્નથી તે પ્રકટ થાય છે અને કોઇમાં ઘણા પ્રયત્નથી તે પ્રકટ થાય છે.

આપણા જીવનના બે પ્રદેશ છે. એક પ્રદેશનું નામ કારણ પ્રદેશ છે, અને બીજા પ્રદેશનું નામ કાર્યપ્રદેશ છે. આપણો કારણ પ્રદેશ અમર્યાદ વિસ્તારવાળો છે. તે અમર્યાદ ઐશ્વર્ય, અમર્યાદ સુખ, અમર્યાદ જ્ઞાન, અમર્યાદ આરોગ્ય, સ્વરૂપમાં સર્વ પ્રકારના અમર્યાદ ગુણથી ભરેલો છે. આપણો કાર્યપ્રદેશ મર્યાદાવાળો છે, અને કારણપ્રદેશમાંથી પ્રયત્ન કરીને જેટલું આપણે બહાર આણ્યું હોય છે, તેટલાનો જ આપણે કાર્યપ્રદેશમાં અનુભવ કરી શકીએ છીએ.

આપણા કારણપ્રદેશમાં શું શું ભર્યું છે, તે આપણે જાણતા નથી, અને તેથી આપણે જે જોઇતું હોય છે, તે તેમાં નહિ હોય, એવી શંકાને વશ થઇ, આપણે પ્રયત્ન કરી, તે બહાર કાઢતા નથી, અને તેથી દુઃખી રહીએ છીએ.

જેમ પોતાના ઘરમાં અનર્ગલ દ્રવ્ય દાટેલું હોય છે, પણ તે ન જાણનાર મનુષ્ય કોદાળાવડે તે ખોદી કાઢવા પ્રયત્ન કરતો નથી, અને નિર્ધનતાનાં દુઃખો સહે છે, તે જ પ્રમાણે આપણા કારણપ્રદેશમાં અનર્ગલ સુખવિભવાદિ ભરેલાં છે, પણ તે ન જાણનાર આપણે પ્રયત્નવડે તેને કાર્યપ્રદેશમાં પ્રસરી લાવતા નથી.

આપણા આ કારણપ્રદેશને સત્શાસ્ત્રો બ્રહ્મ અથવા પરમતત્ત્વ અથવા ઈશ્વર કહે છે. એ કારણપ્રદેશસાથે આપણો અભેદ સંબંધ છે. કારણપ્રદેશમાં જેટલું છે, તે સઘળું આપણું જ છે. પણ પ્રયત્નવડે તેને બહાર કાઢી આપણે પ્રત્યક્ષ ન કરીએ ત્યાં સુધી તેનો ઉપભોગ આપણે કરી શકતા નથી.

કારણપ્રદેશમાં ફાવે તેવી આપણી કલ્પનામાં આવે તેવી નિરુપમ વસ્તુ છે, એવું વિશ્વાસપૂર્વક માનવાની આપણને સ્વતંત્રતા છે, કારણ કે તેવી વસ્તુ જો ત્યાં ન હોય તો આપણી કલ્પનામાં તે આવી શકે જ નહિ. તે જ પ્રમાણે તે નિરુપમ વસ્તુને પ્રયત્ન કરીને કાર્યપ્રદેશમાં આણી પ્રત્યક્ષ કરવાને પણ આપણામાં સામર્થ્ય છે; કારણ કે સામાન્ય મનુષ્યોવડે અસંભવિત મનાએલી હજારો વસ્તુઓ પ્રયત્ન કરી કરીને, કારણપ્રદેશમાંથી બહાર આણવામાં અનેક મનુષ્યોએ વિજય મેળવ્યો છે.

મનુષ્યોએ કાર્યપ્રદેશપ્રતિની પોતાની દૃષ્ટિ ફેરવીને કારણપ્રદેશપ્રતિ નાંખવાની છે. કાર્યપ્રદેશમાં જોતાં બહુધા આપણને નિરાશા અને નિરુત્સાહ પ્રકટે છે. કાર્યપ્રદેશમાં સેંકડો મનુષ્યોને આપણે રોગી, દીન, દુઃખી અને અજ્ઞાન જોઇએ છીએ. કોઇ સ્થળે તાવ ફાટી નીકળ્યો હોય છે, તો કોઇ સ્થળે પ્લેગ પ્રવર્તી રહેલ હોય છે. કોઇ સ્થળે નિર્ધનતા અને દુષ્કાળનું સામ્રાજ્ય હોય છે તો કોઇ સ્થળે અનાચાર, અને અધર્મ કેર વર્તાવતાં હોય છે. આપણને ક્યાંહિ પણ શુભ દેખાતું નથી. આપણે નિરાશ અને નિરુત્સાહ થઇ જઇએ છીએ. આ સર્વ સ્થળે વ્યાપી રહેલા દુઃખમાં આપણને સુખ થવાની આશા શી, એવી શંકા આપણને પ્રકટે છે. અવિશ્વાસ અને અશ્રદ્ધાનો ઉદય થતાં આપણા હાથ હેઠા પડે છે; આપણી પ્રયત્નની શક્તિઓ શિથિલ થઇ જાય છે.

કારણપ્રદેશમાં આવું કશું જ નથી. આપણી કલ્પનાવડે એ પ્રદેશને જેવો ઉચ્ચ અને સુખદ આપણે કલ્પવો હોય તેવો કલ્પવા આપણે સ્વતંત્ર છીએ. આપણી કલ્પના તેને અમૃતનો મહોદધિ ધારે છે, તો તે તેવો જ હોય છે. આપણી કલ્પના તેને આનંદ, શાંતિ, ઐશ્વર્ય, અને જ્ઞાનવગેરેનો અગાધ કોશ ધારે છે, તો તે તેવો જ પ્રતીત થાય છે. આથી આપણી શ્રદ્ધા પુષ્ટ થાય છે, આશા અને ઉત્સાહને નવો વેગ મળે છે, પ્રયત્નમાં નવું બળ સિંચાય છે, અને તેમ થતાં પ્રયત્નમાં મચ્યા રહેનાર આપણે આપણા કાર્યપ્રદેશને આપણી ઇચ્છેલી સુરમ્ય વસ્તુઓથી અલંકૃત થએલો જોઇએ છીએ.

તમે અને હું કારણપ્રદેશમાં સર્વજ્ઞ, સર્વશક્ત, સર્વૈશ્વર્યસંપન્ન અને સર્વવ્યાપક છીએ. કાર્યપ્રદેશમાં અલ્પજ્ઞ, અલ્પશક્ત, અલ્પૈશ્વર્યયુક્ત અને પરિછિન્ન છીએ. કારણપ્રદેશમાં વારંવાર પ્રવાસ કરીને, તે પ્રદેશનું ઐશ્વર્ય પ્રયત્નવડે કાર્યપ્રદેશમાં પ્રત્યક્ષ કરીને પરિણામે કારણપ્રદેશ અને કાર્યપ્રદેશ ઉભયને એકાકાર કરી નાંખવા, એ જ આપણો ઉદ્દેશ અને કર્તવ્ય છે.

ઘણા જ થોડા મનુષ્યો કારણપ્રદેશમાં જ્ઞાનપૂર્વક પ્રવાસ કરવાના અભ્યાસને સેવે છે; અને તેથી દિવસે દિવસે તેઓ ક્ષીણ બળવાળા થતા જાય છે. કારણપ્રદેશસાથે તેઓનો અભેદ હોવાથી, સ્વસ્થ નિદ્રાવાળી વિશ્રાંત અવસ્થામાં તેઓ કારણપ્રદેશથી પોષાય છે, પણ તેઓ જાગ્રત થાય છે કે તરત જ આ સંબંધવચ્ચે પોતાના મર્યાદાવાળા વિચારનો પડદો નાંખે છે. આથી નવું બળ આવતું બંધ થાય છે, અને પ્રાપ્ત બળને તેઓ

સેંકડો ક્રિયામાં વાપરી નાંખે છે. જેમ પ્રત્યેક મનુષ્યને પોતાની આજુબાજુ તથા ઉંચે આકાશમાં વ્યાપી રહેલી શુદ્ધ હવાનો અખંડ સંબંધ છે, પણ જે મનુષ્ય બારીબારણાં અડકાવી ઘરમાં બેસે છે, તેને ઘરમાં જેટલી હવા હોય છે તેટલાથી જ નિર્વાહ કરવો પડે છે, અને પરિણામે શુદ્ધ હવા ખુટી જતાં મરણને વશ થવું પડે છે, તે જ પ્રમાણે પ્રત્યેક મનુષ્યનો કારણપ્રદેશસાથે અભેદ્ય સંબંધ છતાં, આ સંબંધને જે મનુષ્ય તત્ત્વવિચારવડે અખંડિત નથી રાખતા, પણ અતત્ત્વવિચારના આડા પડદા તેમાં નાંખે છે, તેઓની કાર્ય કરવાની શક્તિઓ ક્રમે ક્રમે ક્ષીણ થઇ પરિણામે તેઓ કશું જ કરવાને સમર્થ રહેતા નથી.

કારણપ્રદેશમાંથી બળ પ્રાપ્ત કરીને જ મનુષ્યો કાર્યપ્રદેશમાં પ્રયત્ન કરી શકે છે. આપણે જે જોઇએ તે કારણપ્રદેશમાંથી પ્રયત્ન કરતાં આપણને મળી શકે એમ છે, એવો જે મનુષ્યોને વિશ્વાસ હોતો નથી, તેઓ ઉચ્ચ અભિલાષાવિનાના હોય છે, અને કદાચ અભિલાષા ધરે છે, તો શ્રદ્ધાવિનાના હોવાથી પ્રયત્નરહિત હોય છે.

પશુઓમાં જિરાફ નામનું એક ઉંચું પ્રાણી થાય છે. પૂર્વે તેની ગરદન ટુંકી હતી. કારણપ્રદેશમાંથી ટુંકી ગરદન જ તેણે મેળવી હતી; પણ તેનો ચારો ખુટી ગયો, અને તાડનાં પાંદડાં તેને ખાવા મળે તો જ તેનો નિર્વાહ ચાલે, એવો સમય આવ્યો. તેણે ઉંચી નજર નાંખવા માંડી, અને તાડનાં પાંદડાંને પહોંચવા લાંબી ડોક કરવા માંડી. તે ઉંચું છતાં, તેની ડોક તાડનાં પાંદડાંસુધી પહોંચે તેમ ન હતું. તોપણ ક્ષુધાના વેગથી તેણે લાંબી ડોક કર્યા જ કરી. આ અસામાન્ય કસરતથી પરિણામે તેની ગરદન લાંબી થઇ, અને આજે તે એટલી લાંબી થઇ છે કે સહેલાઇથી તાડનાં પાંદડાંને પહોંચી શકે છે. કારણપ્રદેશમાંથી પ્રયત્નવડે તેણે લાંબી ડોક પ્રાપ્ત કરી છે. હવે પ્રયત્ન કરવાનું તેને પ્રયોજન રહ્યું નથી, અને તેથી તે લાંબી થતી અટકી છે. હજી પણ તેનો પ્રયત્ન ચાલુ રહ્યો હોત તો હજી પણ તે લાંબી થાત. પ્રયત્ન અટકવાની સાથે વૃદ્ધિ થતી અટકી છે. કામ કામને શીખવે છે, તે જેટલું ખરૂં છે, તે પ્રમાણે ખરેખરી જરૂર, પ્રયત્ન કરાવીને, તે જરૂરની વસ્તુને ગમે ત્યાંથી પણ મેળવી આપે છે, તે પણ તેટલું જ ખરૂં છે.

તમારે સેંકડો વસ્તુઓની અગત્ય હશે જ. તમારા કારણપ્રદેશમાં તે છે, અને તે તમને મળે એમ છે, એમ માનીને તેમને મેળવવા તમે જિરાફની પેઠે પ્રયત્નને સેવ્યા કરો છો? તમે નિત્ય તમારી ડોક થોડી અને થોડી અધિક લાંબી કરતા રહો છો! અને પ્રયત્ન કરતાં શ્રમ જણાતાં, કારણપ્રદેશમાં દૃષ્ટિ નાંખી, તેમાં એકાકાર થઇ, પ્રયત્ન કરવાના નવા બળને, અને નવા ઉત્સાહને નિત્ય પ્રાપ્ત કરતા રહો છો?

અપ્રાપ્ય વસ્તુને પ્રાપ્ત કરવાની કળા આ જ છે; અને તે એ કે કારણપ્રદેશમાં એકાકાર થવું, અને ત્યાંથી બહાર આવી કાર્યપ્રદેશમાં કમર કસી પ્રયત્ન કરવો. નિયમિતપણે વિધિપૂર્વક જેઓ આમ કરે છે, તેઓ ઉન્નતિ, અભ્યુદય, વિજય, સામર્થ્ય સર્વ પ્રાપ્ત કરે છે.

કાર્યપ્રદેશમાં પ્રયત્ન કરતાં શ્રમ જણાય ત્યારે પ્રયત્ન અટકાવો, કારણપ્રદેશ જે સર્વત્ર વ્યાપેલું પરમતત્ત્વ છે, તેપ્રતિ દૃષ્ટિ ફેરવો, તે સર્વ પ્રકારના સામર્થ્યથી, ઐશ્વર્યથી જ્ઞાનથી, સુખથી, આરોગ્યથી પૂર્ણ છે, એમ કલ્પનાથી ધારો, અર્થાત્ તેવી ભાવના કરો,

કલ્પનાનું ચિત્ર બરાબર રચાતાં તેમાં એકાકાર થઈ જાઓ, તે હું છું એમ ધારો, અને એ વિચારમાં ને વિચારમાં તમને યથાર્થ વિશ્રાંતિ મળે, અને બળ આવેલું જણાય ત્યાં સુધી શાંતિથી પડી રહો. પછી જાગ્રત્ થાઓ, અને મેળવેલા બળનો પ્રયત્નમાં ઉપયોગ કરો. કારણપ્રદેશમાં જે ઐશ્વર્યવગેરેની કલ્પના કરી હોય તેને સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરો.

કેટલાક ધારે છે કે હું બ્રહ્મ છું, એટલે કે હું આનંદસ્વરૂપ છું, હું જ્ઞાનસ્વરૂપ છું, હું નિરામય છું, એ વગેરે વિવિધ પ્રકારની ભાવના ભક્તિની વિરોધી છે. એમાં પરમેશ્વરની ભક્તિજેવું કશું જ આવતું નથી. એમાં ઉલટું પોતાને ઈશ્વર માનવાનું મિથ્યા અભિમાન ઉભું થાય છે, અને તેથી તે લાભને બદલે હાનિને જ કરનાર છે; પણ આ તેમનું માનવું, 'હું બ્રહ્મ છું' એ પ્રકારની ભાવનાના રહસ્યને ન સમજવાથી જ થએલું હોય છે.

જ્યારે કોઈ મનુષ્ય 'હું આનંદસ્વરૂપ છું' એવી ભાવના કરે છે, ત્યારે તે પરમેશ્વરની જ ભક્તિ કરે છે. એ ભાવનામાં તે પરમેશ્વરનો જ આશ્રય લે છે. તે પોતાના મિથ્યા હુંપણાને ભુલી જઈને પરમેશ્વરનું જ ચિંતન કરે છે, અને પરમેશ્વરને જ પોતાના અણુઅણુમાં વ્યાપેલા જુએ છે. 'હું ઐશ્વર્યસ્વરૂપ છું, એવી ભાવના કરીને અનંતપ્રદેશપર્યંત વ્યાપી રહેલા પરમાત્માનું જ તે ધ્યાન કરે છે. 'હું નિરામય છું' એવી કલ્પના કરીને તે દશે દિશાએ વિસ્તરી રહેલા અવિક્રિય તત્ત્વમાં જ એકાગ્ર થાય છે. ભક્તિનો તત્ત્વાર્થ આથી બીજો કયો છે ? પરમાત્માની ઉપાસના આથી અધિક ઉત્તમ પ્રકારે શી રીતે થઈ શકે એમ છે ?

વ્યાધિ થતાં, 'હું આરોગ્યસ્વરૂપ છું' એવી ભાવના કરનાર, રોગ ટાળવા પરમેશ્વરનું સ્મરણ નથી કરતો તો બીજા કોનું કરે છે ? 'હે ઈશ્વર ! મને સત્વર નિરામય કરો' એમ પ્રાર્થના કરનાર, પરમેશ્વરના જે નિરામય સ્વરૂપને ચિંતે છે, તેને જ આ ભાવના કરનાર ચિંતે છે; પ્રાર્થના કરનાર શ્રદ્ધાથી જેમ માને છે કે મારી પ્રાર્થના સ્વીકારી પરમેશ્વર હવે મારો વ્યાધિ ટાળે છે, અથવા ટાળશે, તેજ પ્રમાણે ભાવના કરનાર પણ પોતાના અણુઅણુમાં વ્યાપી રહેલા પરમતત્ત્વથી પોતાને આરોગ્ય મળે છે, એમ શ્રદ્ધાથી માને છે. બંનેના પ્રયત્નની દિશા, લક્ષ્ય, અને પરિણામ એક છે તો પછી એક ભક્ત છે, અને બીજો અભક્ત છે, એક નમ્ર છે, અને બીજો મિથ્યાભિમાની છે એવા અસત્ય આરોપને ક્યાં અવકાશ છે ?

દુ:ખના સમયમાં અથવા વ્યાકુળતાના સમયમાં તમે દુ:ખના વિચારોમાં ડુબી જાઓ છો, તે શું ઈશ્વરની ભક્તિ છે ? પરમેશ્વરને તમારા હૃદયમાંથી શું તે સમયે તમે બહાર નથી કાઢી મૂકતા ? એથી ઉલટું આવા સમયમાં 'હું સુખસ્વરૂપ છું' એવું ચિંતન કરતાં શું તમે પરમેશ્વરને તમારા હૃદયસિંહાસનઉપર આરૂઢ નથી કરતા? હું સુખસ્વરૂપ છું એવી ભાવના કરી પરમેશ્વરને તમારામાં ઓતપ્રોત શું તમે નથી જોતા ? તમારા મિથ્યા અહંને વિલાવીને, તમારા પરિચ્છિન્ન પોતાપણાને વિસરી જઈને, તમે પરમાત્માના શું અનન્ય ભક્ત નથી થતા ?

સુખ, ઐશ્વર્ય, આનંદ, આરોગ્ય, શાંતિ, જ્ઞાન, પ્રેમ, એ સર્વ પરમેશ્વરના જ નામ છે, અને પોતાની વૃત્તિમાં તેમને આરૂઢ રાખનાર પરમેશ્વરને જ પોતાના હૃદયમાં અરૂઢ રાખે છે,

હું દુખી છું, હું રોગી છું, હું નિર્ધન છું, હું અજ્ઞાની છું, એમ બોલનાર અને માનનાર પોતાના હૃદયમાથી પરમેશ્વરને હાકી કાઢે છે. તે પરમેશ્વરની સમર્થ સત્તાનો પોતાનામાથી લોપ કરી, પોતાની તુચ્છ સત્તાને આગળ પાડે છે તે મિથ્યાભિમાની છે, કારણ કે પોતાનું જીવપણુ જે મિથ્યા છે, તેને જ તે ખરૂ માને છે, અને તેને જ તે આગળ પાડે છે તે અભકત છે, કારણ કે સુખસ્વરૂપ પરમેશ્વરને પોતાના હૃદયમા રાખવાને બદલે તે દુઃખને જ પોતાના હૃદયસિંહાસનઉપર બેસાડે છે, અને તેને જ ભેગો કરે છે. તે પરમેશ્વરનું પૂજન મૂકીને પિશાચોનુ જ પૂજન કરે છે, કારણ કે જ્ઞાન, આનંદ, પ્રેમ વગેરે ગુણો જે પરમેશ્વરસ્વરૂપ છે અને જે સત્ત્વગુણના પ્રકાશમા વિચરનારા છે, તેમનો અનાદર કરી અજ્ઞાનરૂપી રાત્રિમા મહાલનારા શોક, ભય, સંતાપ, ચિંતા વગેરેને તે પોતાના હૃદયમા પ્રીતિથી આમંત્રણ કરે છે, અને તેમને જ પુષ્ટ કરે છે.

હું જીવ છું, એમ ધારવું એ મિથ્યાભિમાન છે. એ પરમેશ્વરથી વિમુખતા છે. એ પરમેશ્વરનુ અપૂજન છે. હું બ્રહ્મ છુ, એવી ભાવના કરવી, અને તે ભાવનાના અંશમાં તન્મય થવું, એ નિરભિમાન છે, એ પરમેશ્વરની સર્વોત્કૃષ્ટ અભિમુખતા અથવા ભકિત છે, અને એ જ પરમેશ્વરનુ સર્વોત્કૃષ્ટ પૂજન છે.

નિવૃત્તિના સમયમા હુ બ્રહ્મ છુ, એવી ભાવનાવડે પરમાત્મામા એકાકાર થાઓ, અને નિવૃત્તિથી ઉઠતા, પ્રયત્નવડે બ્રહ્મત્વને કાર્યપ્રદેશમા પોતે પ્રત્યક્ષ કરી, અન્યને પ્રત્યક્ષ કરો.



રણભૂમિમાં જ્યાં શસ્ત્રો ઉછળે છે, ત્યા જતાં અથવા અંધારામાં જતાં જેઓ પાછી પાની કરે છે, તેઓ જ માત્ર કાયર, બીકણ કે બાયલા છે, એમ કંઈ નથી, પરંતુ પોતાને જે ખરૂ લાગે છે, તે કરતાં, અથવા જે વિચારો પોતાને સાચા જણાય છે, તે બીજાના આગળ જણાવતાં જેઓ ડરે છે, તેઓ પણ બીકણ અને બાયલા જ છે પોતાને જણાતું સાચુ કરવાની અને કહેવાની જેનામા હિંમત નથી, તેનાથી ઉન્નતિ હંમેશ હાથ છેટે રહે છે.

---

મગજના અણુઓ ( cells ) માં વૃદ્ધિ કરવાથી, માનસિક શક્તિઓ વધે છે કે કેમ, તે સબંધમા પ્રો. એલ્મર ગેટ્સ કેટલો સમય થયા પ્રયોગો ચલાવે છે. તેમણે ઉંદર, સસલાં વગેરેનાં મગજનાં અણુઓમાં વધારો કરવાના અનેક પ્રયોગો કર્યા છે, અને તેથી તે જનાવરોની દિવ્યશક્તિ આશ્ચર્યકારક પ્રમાણમાં વધેલી તેમના અનુભવમાં આવી છે. મનુષ્યના મગજની શક્તિઓ એ જ ધોરણે વધારવાના પ્રયોગો હાલ તેઓ કરે છે, અને તેમાં ઉત્તમ પ્રકારનો વિજય મળવાની તેઓ આશા રાખે છે.

*REGISTERED No* B. 185.




# महाकाल

रूप [ पुस्तक ] १९. श्रावण सं० १९६३. दर्शन ( अंक ) १०

श्लोकः ॥

यस्योत्तमांगोपरि तावकीना
पादाब्जकांतिर्मुकुटायमाना ।
तस्यांघ्रियुग्मस्य भवत्यधस्ता-
दापद्गण शोचति चातिसर्वं ॥

**અર્થ** —હે સર્વાતીત પ્રભો ! જેના મસ્તક ઉપર આપના ચરણકમલની કાંતિ મુકુટરૂપ થઈ રહે છે, તે પુરુષના પોતાના ચરણ યુગલની નીચે આપત્તિનો સમૂહ આવી શોક કરે છે ( અર્થાત્, આપના ઉપાસકો વિપત્તિમાત્રને પોતાના પગતળે ચાંપે છે )

प्रतिष्ठा करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग.

धारक्षेत्र ' लक्ष्मीविलास ' लिमिटेड प्रेसमा मुद्रांकित कर्युं

वार्षिक उपहार सर्वारम्भकाले ज्ञ रु. २.

# श्रीमहाकाल.

रूप ( पुस्तक ) १९—श्रावण कृष्ण० १४. संवत् १९६३. दर्शन ( अंक ) १०.

॥ ॐ श्रीं ॥

## सहर्ष स्तवन.

*પદ ૧. ( નથી જગતમાં સાથ, એ લય. )

ચિતિસ્વરૂપ અવિનાશ, નૃહરિ પ્રભુ ! નિજજનહૃદયપ્રકાશ,
ધરી અંતર અતિ ઉલ્લાસ, સ્તવે પ્રભુને પ્રભુપ્રિય નિજ દાસ.
નયન ભરીને આજ નિરખીએ, હૃદય ને મૂર્ધાકાશ,
આપવિના અંતર કે બાહિર, ખાલી નથી અવકાશ.
દશદિશ સ્વરૂપને લહીએ, નિજરૂપ આજ થઈ રહીએ,
લહી યથાર્થ આપવિલાસ, ભેદને લહીએ મિથ્યા ભાસ;—
જીવત્વ ક્યાં એ પૂર્વનું, ક્યાં આજનું શિવત્વ,
આપકૃપાથી આપથી, લહીએ આજ સમત્વ,—
એ હર્ષભર્યાં આ દાસ, પ્રણામ અનંત કરે પ્રભુપાસ;—



* આ અંકમાં આપેલાં પદો 'ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ' નામના ઐશ્વરસાધક-અધિકારિવર્ગના ૭૩ મા મહોત્સવનિમિત્તે રચવામાં આવ્યાં હતાં.

# चितिरविने प्रकट थवा साधकरूपी कमलनी प्रार्थना.

પદ ૨. ( જે કરશે તે ભરશે, એ લય. )

§ અજ્ઞાચ્છાદિત ચિતિરવિ હજી ક્યાં લગી રહેશો,
આ શિથિલ કમલને ક્યારે દર્શન દેશો.
જોવા પ્રિય દિવ્ય વદનને, અહેવા જીવપ્રદ જીવનને,
હું નિરખું નિત્ય ગગનને, *કર ક્યાં લગી તાણી લેશો, અજ્ઞા૦
જીવન ! જીવન કરમાતું, તનુ પ્રતિપળ દુર્બળ થાતું,
ઉંચું ન અધિક જોવાતું, કાં મુખ ન બતાવો કહેશો, અજ્ઞા૦
આજે નહિ તો પ્રિય કાલે, દેખાશો મુજને વહાલે,—
( એવી ) આશામાં આયુષ્ ચાલે, નિર્દયતા ક્યાં લગી અહેશો, અજ્ઞા૦
અભ્રથી પ્રિય બહિર્ પધારો, સ્મિતપૂર્વક *કર વિસ્તારો,
મૃત્યુથી, દઇ જીવન ઉગારો, + છદ્મ નૃહરિ નભમાં વહેશો, અજ્ઞા૦

---

# चितिसिंधुमां तन्मय थवा मनने प्रबोध.

પદ ૩. ( અલખ નિરંજન માળા. રટ મન, એ લય. )

ચિતિદરીએ ગળી જાજે, હે મન ! ચિતિદરીએ ગળી જાજે,
લવણતણી બની પુતળી પ્રિય આજે, હે મન૦
ચિતિસિંધુ દશદિશ નિરખીને, સર્વાંગે ગહિં નહાજે,
આલિંગી જળને અણુઅણુથી, પ્રતિપળ જળમય થાજે, હે મન૦
કાષ્ઠ, ધાતુ, પાષાણની પુતળી બની ચિતિપ્રતિ ના ધાજે,
કાર્ય જૂદું કારણથી પડી કો. કારણમાં શું રાજે ? હે મન૦
લહી તુજને તું કાર્ય ચિતિનું, ચિતિમય થાવા ચહાજે,
[1]પરિચ્છિન્નતા ભેદે સ્થાપી, સુખના હેતુ ભાજે, હે મન૦
મૂકી તુજરૂપ જળ જાણી જળ થા, અપૂર્વ ગુરુતા કાજે,
નરહરિચિતિમાં ચિતિરૂપ રહેતાં, દુંદુભિ સ્વર્ગે વાજે, હે મન૦

---

§ બાદળથી ઢંકાયલા. * કિરણ. + ગુપ્ત.

૧ પરિચ્છિન્નપણું ભેદમાં સ્થાપીને સુખના હેતુઓનો નાશ કરે છે.

# अवबोधोद्घोष.

પદ ૪. ( સનનનનનન મોર કરતી. એ લય. )

ઝળળ કરતી આ અહો ! શી, દિવ્ય રશ્મિ આવતી,
કોણ પ્રેરે, ક્યાંથી આવે, દિવ્ય દ્યુતિ પ્રસરાવતી.
એક ક્ષણમાં પ્રકટી સત્વર, ભેદી અંડકટાહ ગઈ,
સપ્ત પાતાલોવિષે પણ, સભર ક્ષણમાં પ્રસરી રહી;—
જોતજોતામાંહિ વ્યાપી, સકલ મધ્ય પ્રદેશમાં,
રશ્મિમય કરી વિશ્વ દીધું, તિમિર કહીં રહ્યું લેશ ના;—
આમ જોતાં તેમ જોતાં ચમકતી આ ચિતિદ્યુતિ,
મુજ વિષે જ્યાં ન્યાળું ત્યાં પણ, એ જ જ્યોતિ પ્રકટતી;—
અવિદ્યાબંધન દ્યુતિએ , તરત મારાં તોડીયાં,
કર્મક્લેશવિપાકઆદિ, સઘ મુજથી છોડીયાં;—
એક ક્ષણમાં મુક્ત કીધો, કર્યો સર્વતણો પતિ,
જોઈ આ આશ્ચર્ય હું ત્યાં, ભાન કરૂં મુજ મનમતિ;—
લીન થાતાં તો તરત હું, મુજને ભૂલી ગયો,
સર્વપતિપણું પણ ન મુજમાં, રશ્મિમય આપે થયો;—
જાગી જોતાં ન્યાળું મુજને, સદા સર્વતણો પતિ,
ભાન મારૂં વિલાવું જે ક્ષણ, તે જ ક્ષણ હું ચિતિદ્યુતિ.—



# चिदनुभवोद्गार.

પદ ૫.

હવે શું બાકી કરવું મારે–હવે શી ચિંતા રહી છે મારે,
ચિતિરૂપ હું થયો રે.
જીવને બંધન જે જે વળગ્યાં, તે રહે હાવે મુજથી અળગાં,
નિરાવરણ ને નિર્વિકાર મુજને લહો રે;—
નિત્ય શુદ્ધ ને અભય હું, સ્વતંત્ર ને સર્વજ્ઞ,
અવિકલ અને અસંગ હું, પૂર્ણ નિરામય પ્રજ્ઞ,
હુંથી રહિત જગતનો એકે ન અણુ રહોર રે;—
સત્ ચિદ્ ને આનંદ જે, તે છે મારા ધર્મ,

નામરૂપજડ હું નથી, હું કેવલ નિષ્કર્મ,
દુર્ઘટ જનનમરણનો ક્લેશ મેં દહ્યો રે;–
સર્વવ્યાપી અનંત ને, અપાર અપરિચ્છિન્ન,
મુજ સ્વરૂપે કરી સર્વથી, અભિન્ન ને વળી ભિન્ન,
વેદશ્રુતિએ પણ મુજને 'નેતિ' કહ્યો રે;–
દૃશ્યરૂપે ચિતિ પ્રસરતાં, હું પણ થઈ રહું દૃશ્ય
જ્યાં જે રૂપે ચિતિ રહે, તદ્રૂપ થાઉં અવશ્ય,
ચૌદ ભુવન, બ્રહ્માંડે, મારો વિજય વહ્યો રે;–



# चित्तनी चिन्मयावस्था.

પદ ૬. ( ગરજી પ્રભુની પ્રમાણે બને છે–એ લય. )

ચિતિતત્ત્વમાં ચિત્ત મારૂં રમે છે, સમુદ્રે તરંગોસમું થઇ શમે છે.
કદી દૃશ્યને આ ન મન ચિંતવે છે, સ્વરૂપથી લગનિ એ લગાવી રહે છે—
નથી સ્પર્શતા સુખદુઃખાદિ ધર્મો, નથી બાધતાં લેશ પણ કોઇ કર્મો.—
નથી હાનિ વૃદ્ધિ કદી ક્યાંહિ જોતું, નથી પામતું કે નથી કાંઇ ખોતું;—
યથારૂપ આ વિશ્વનું સઉ જણાતું, ન આશ્ચર્ય કોથી કદી કાંઇ થાતું;—
ન દેહાદિને માત્ર મારૂં ભણે છે, સકલ વિશ્વને એક મારૂં ગણે છે;—
અનવધિ પ્રદેશે સદા વિસ્તરી તે, સ્વપરભાવને છે ગયું વિસરી તે,—
કદા સચ્ચિદાનંદ રૂપે પ્રકાશે, કદા સાક્ષીરૂપે નિરાળું જ ભાસે;—
મળી જાય જળમાંહિ જળ એક રૂપે, મળ્યું ચિત્તચૈતન્ય એકસ્વરૂપે;—
નથી ચિત્ત એ ચિત્ત, પણ એ ચિતિ છે, ચિત્તરૂપ અવસ્થા હવે તો વીતી છે;—
ઉપેન્દ્રચિતિસ્પર્શથી ચિત્ત આજે, ઉપાધિ દહીને ચિતિમાં વિરાજે:—



# आत्मपुराणनो सार.

( અનુસંધાન વર્તમાન રચના પૃષ્ઠ ૧૮૩ થી. )

અધ્યાય ૬ ઠો.

શિષ્ય ગુરુને પુછે છે કે હે ભગવન્! પહેલા અધ્યાયમાં આપે વામદેવાદિક અશ્વિ-
શરીઓના અને સનકાદિક ઋષિઓના સંવાદરૂપે ઐતરેય ઉપનિષદનો અર્થ સમજાવ્યો.

બીજા અધ્યાયમાં ઇન્દ્રપ્રતર્દન રાજાના સંવાદરૂપે કૌશીતકી ઉપનિષદ્‌નો અર્થ સમજાવ્યો. ત્રીજા અધ્યાયમાં પણ અજાતશત્રુબાલાકિના સંવાદરૂપે એ જ ઉપનિષદ્‌નો અર્થ સમજાવ્યો. ચોથા અધ્યાયમાં દધ્યઙ્ અથર્વણ, અશ્વિનીકુમાર, અને દેવરાજ ઇન્દ્રના સંવાદરૂપે બૃહદારણ્યક ઉપનિષદ્‌ના મધુકાંડનો અર્થ સમજાવ્યો. અને પાંચમા અધ્યાયમાં યાજ્ઞવલ્ક્યઅશ્વલાદિક ઋષિઓના સંવાદરૂપે બૃહદારણ્યક ઉપનિષદ્‌ના યાજ્ઞવલ્ક્યકાંડનો અર્થ સમજાવ્યો. એ સર્વ અધ્યાયોમાં નાના પ્રકારની બ્રહ્મવિદ્યા આપે સમજાવી. પાંચમા અધ્યાયની અંતમાં આપે કહ્યું હતું કે સૂર્યભગવાન્‌ના શિષ્ય યાજ્ઞવલ્ક્ય મુનિએ જનક રાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. એ બ્રહ્મવિદ્યા સાંભળવાની મને ઇચ્છા છે, માટે તે કૃપા કરીને કહો. ગુરુ કહે છે, હે શિષ્ય ! યાજ્ઞવલ્ક્યમુનિએ જે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ જનક રાજાને કર્યો છે, તે હું તને કહું છું તે સાવધાન થઇને તું સાંભળ.

હે શિષ્ય ! જ્યારે શાકલ્ય મૃત્યુ પામ્યો અને સર્વ બ્રાહ્મણોનો પરાજય થયો ત્યારે જનકરાજા અને બીજા સર્વ સભાજનો પોતપોતાને ઘેર ગયા. પ્રાતઃકાળમાં રાજા જનક સ્નાનાદિક નિત્યકર્મથી પરવારી રાજ્યસભામાં આવી બેઠા તથા બીજા બ્રાહ્મણ ક્ષત્રિયાદિક પ્રજાજનો પણ પોતપોતાને આસને આવી બેઠા. પછી યાજ્ઞવલ્ક્યમુનિ સૂર્યભગવાન્‌નું આરાધન કરી પોતાના શિષ્યોસહિત જનકરાજાની સભામાં આવ્યા એટલે જનકરાજાસહિત સર્વ સભ્ય જનોએ ઉભા થઇને માન આપી તેમને બેસાડી તેમનું અર્ઘ્યપાદ્યાદિકથી પૂજન કર્યું. પછી યાજ્ઞવલ્ક્ય મુનિની આજ્ઞાથી સર્વ સભાજનો પોતપોતાના આસનઉપર બેઠા. પછી જનકરાજાએ યાજ્ઞવલ્ક્યમુનિને નમસ્કારપૂર્વક કહ્યું કે હે મુનિ ! આપજેવા વિદ્વાન્ બ્રાહ્મણો અમારા જેવા અજ્ઞાનીઓના પરમદેવતા છો. આપની સર્વ પ્રાણીઉપર સમાન દૃષ્ટિ હોઇને શમદમાદિ ગુણયુક્ત તથા મત્સરાદિ વિકારો અને સર્વ કામનાઓ રહિત છો આ પૃથ્વીઉપર આપનું ફરવું અમારા જેવા અજ્ઞાન જીવોનો ઉદ્ધાર કરવા વાસ્તે જ હોય છે. આપ સૂર્યભગવાન્‌ના શિષ્ય આનંદસ્વરૂપ આત્માના અપરોક્ષજ્ઞાનથી મુક્ત છો તથા ત્રણે પ્રકારના એષણાઓથી રહિત છો. હે મુનિ ! આ સંસારરૂપી ગર્તમાં હું ફસેલો છું તેનો ઉદ્ધાર કરવાને જ આપ પધાર્યા છો એવો મને નિશ્ચય થાય છે. અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ પ્રકારનાં દુઃખરૂપ ત્રણ ફળાંવાળું અજ્ઞાનરૂપી લોહાની બનેલી સંસારરૂપી શૃંખલામાં હું ફસેલો છું તેનો ઉદ્ધાર કરવાને જ આપ પધાર્યા છો. એ વગર આપને અહિં પધારવાનું બીજું કોઇ કારણ મને સમજાતું નથી. માટે હે મુનીશ્વર ! આપ આ અજ્ઞાન જીવઉપર દયા કરીને એને ઉપદેશ કરો. આ પ્રકારનાં જનક રાજાનાં વિનયયુક્ત વચનો સાંભળીને પ્રસન્નતાથી યાજ્ઞવલ્ક્યે જનકને કહ્યું કે, હે જનક ! આજસુધીમાં તમારે ત્યાં જે જે બ્રાહ્મણોએ જે જે જ્ઞાનનો ઉપદેશ કર્યો હોય તે જ્ઞાન જો ગોપ્ય ન હોય તો મને કહો, પછી હું તમને ઉપદેશ કરીશ.

આ પ્રમાણે જ્યારે યાજ્ઞવલ્ક્ય મુનિએ જનકરાજાને પુછ્યું ત્યારે જનકે કહ્યું કે હે મુનીશ્વર! શિલિનઋષિના પુત્ર જીત્વાઋષિએ અગ્નિદેવતાને જ બ્રહ્મરૂપ કહી ઉપદેશ કર્યો. શુલ્બઋષિના પુત્ર ઉદંકઋષિએ વાયુદેવતાને બ્રહ્મરૂપ કહ્યા. વૃષ્ણઋષિના પુત્ર બર્કુઋષિએ સૂર્યને બ્રહ્મરૂપ કહ્યા. ભારદ્વાજગોત્રના ગર્દભીવિપીત નામે ઋષિએ દિશાઓને

બ્રહ્મરૂપ કહી. જબાલાના પુત્ર સત્યકામઋષિએ ચંદ્રમાને બ્રહ્મરૂપ કહ્યા. એ પ્રમાણે જુદા જુદા ઋષિઓએ જુદું જુદું બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું છે જનકનું એવું વચન સાંભળી યાજ્ઞવલ્ક્યે કહ્યું કે હે જનક! અગ્નિઆદિક દેવતા સર્વ જગતનો નિર્વાહ ચલાવનાર છે તેથી બ્રહ્મરૂપે તેની ઉપાસના કરવી શ્રેષ્ઠ છે. પરંતુ માત્ર એટલા જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. જ્યાંસુધી આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થતી નથી ત્યાંસુધી મોક્ષ મળતો નથી, અને અગ્નિઆદિક દેવની ઉપાસના ( સગુણ ) થી નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી અને નિર્ગુણ બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથી નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યારે જ મોક્ષ મળે છે.

યાજ્ઞવલ્ક્યનું એવું વચન સાંભળીને જનકરાજા મુનિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે મુનીશ્વર! હું આ સંસારરૂપી ગહન ઘોર વનમાં ભૂલો પડી ભટકી દુઃખી થાઉં છું. આપ દયાળુ પ્રભુ એ ઘોર વનમાંથી બહાર નીકળવાનો માર્ગ મને બતાવો. આ પ્રમાણે જનકરાજાએ દીનતાથી કરેલી પ્રાર્થના સાંભળીને યાજ્ઞવલ્ક્યમુનિએ તેના અધિકારની પરીક્ષામાટે કહ્યું કે હે જનક! તમે મને જે માર્ગ પુછ્યો તે ક્યાં જવાનો માર્ગ તમારે જાણવો છે તે જાણ્યાવગર હું તમને માર્ગ બતાવી શકતો નથી, માટે પ્રથમ તમે મને તમારૂં ગંતવ્યસ્થાન કહો એટલે ત્યાં જવાનો માર્ગ હું બતાવું. મતલબ કે આજસુધી તમે અગ્નિ, વાયુ, સૂર્ય, દિશા, ચંદ્રમા ને પ્રજાપતિ એ છ દેવતાઓની બ્રહ્મરૂપે ઉપાસના કરી છે, અહિંસા સત્યાદિક દૈવીસંપદ્‌સંપન્ન છો, વેદના પૂર્વકાંડનો અભ્યાસ કર્યો છે, તથા અનેક ઋષિઓથી તમે ઉપાસનાનું રહસ્ય સમજ્યા છો, તેથી એ કર્મઉપાસનારૂપ સાધનોવડે તમારી આ શરીરનો પરિત્યાગ થતાં ક્યા સ્થાનમાં ગતિ થશે તે સ્થાન તમે જાણતા હો તો કહો. એટલે તે સ્થાનમાં જવાના માર્ગનો હું તમને ઉપદેશ કરૂં. ગંતવ્યસ્થાન જાણ્યાશિવાય માર્ગનો ઉપદેશ કરવો વ્યર્થ છે. માટે હે રાજન્! ચિત્તશુદ્ધિદ્વારા કર્મઉપાસનારૂપ સાધનોથી તમે ક્યા સ્થાનમાં જશો તે જાણો એટલે ત્યાં જવાનો માર્ગ હું તમને બતાવું આ પ્રમાણે જનકને યાજ્ઞવલ્ક્યે પુછ્યું તેની એ મતલબ હતી કે જો રાજા એ ગંતવ્યસ્થાન જાણીને પુછતો હશે તો એ શ્રદ્ધાવાન્ નથી અને તેથી એ બ્રહ્મવિદ્યાનો અધિકારી નથી. અને જો એ ગંતવ્યસ્થાન નહી જાણવાથી પુછતો હશે તો એ શ્રદ્ધાવાન્ હોઇને બ્રહ્મવિદ્યાનો અધિકારી છે એમ સમજાશે. મતલબ કે યાજ્ઞવલ્ક્યનો ઉપરનો પ્રશ્ન જનકના અધિકારની પરીક્ષામાટે હતો. આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યનો પ્રશ્ન સાંભળી જનકે કહ્યું કે હે મુનીશ્વર! કર્મઉપાસનાદિક સાધનો કરવાથી ક્યા સ્થાનમાં જવાશે તે મને માલમ નથી. હે મુનિ! હું ક્યા સ્થાનથી આવ્યો છું અને ક્યા સ્થાનમાં જવાનો છું તે મને માલમ નથી. હે ભગવન્! કર્મરૂપી વાયુને વશ આ સંસારરૂપ અગ્નિમાં પડેલો આ જનક કેવળ દુઃખનો જ અનુભવ કરે છે. તે પોતાના આત્માને, દુઃખનાં કારણોને કે બીજા કોઇ પદાર્થને જાણતો નથી. એવો મૂઢબુદ્ધિ હું જનક, કર્મઉપાસનાવડે ક્યા સ્થાનમાં જવાશે તે કેમ જાણી શકું ? માટે હે ભગવન્! આપ કૃપા કરીને એ મારે જવાના સ્થાનનો તથા તેના માર્ગનો મને ઉપદેશ કરો. હે શિષ્ય! આ પ્રમાણે જનકનું બોલવું સાંભળી, તેને બ્રહ્મવિદ્યાનો અધિકારી જાણી યાજ્ઞવલ્ક્યે કહ્યું, હે જનક! અધિકારી પુરુષ કર્મઉપાસનાદિક સાધનોવડે

ચિત્તશુદ્ધિદ્વારા જે સ્થાનમાં જાય છે, તે સ્થાનનો હું તને ઉપદેશ કરૂં છું. એ સ્થાનના જ્ઞાનવડે તું સંપૂર્ણ નિર્ભય થઇશ.

હે જનક ! જે કોઇ પુરુષ પોતાને જવાનું સ્થાન નહિ જાણીને તે સ્થાનનો માર્ગ પુછે છે તેને દયાળુ પુરુષો તે સ્થાનનો તથા તે સ્થાનમાં જવાના માર્ગનો એ બને ઉપદેશ કરે છે, તેમ તું પણ જવાનું સ્થાન નહિ જાણીને તેનો માર્ગ મને પૂછે છે, તો તું શ્રદ્ધાવાનને હું પ્રથમ જવાના સ્થાનનો ઉપદેશ કરૂં છું. એ ગંતવ્યસ્થાનમાં ચિત્તની એકાગ્રતા થવી એ જ તેનો માર્ગ છે. માટે હે જનક ! તું સંશયરહિત થઇને, મન સાવધાન કરીને એ ગંતવ્યસ્થાન હું કહું છું તે શ્રવણ કર. હે શિષ્ય ! એ પ્રમાણે યાજ્ઞવલ્ક્યનું વચન સાંભળી, પ્રસન્ન મનથી જનકરાજાએ કહ્યું કે હે મુનીશ્વર ! હું સાવધાન છું, આપ કૃપા કરીને મને એ ગંતવ્યસ્થાનનો ઉપદેશ કરો. એ રીતનું જનકનું વચન સાંભળી યાજ્ઞવલ્ક્ય ઉપદેશ કરવા લાગ્યા.

યાજ્ઞવલ્ક્યે કહ્યું કે હે જનક ! સૂર્ય ભગવાને જે જ્ઞાનનો ઉપદેશ મને કર્યો છે તે જ્ઞાન હું તને કહું છું એ જ્ઞાનથી આત્મસાક્ષાત્કાર થાય છે, તથા તે યજ્ઞાદિક બહિરંગ સાધનોથી અને વિવેકાદિક અંતરંગ સાધનોથી પ્રાપ્ત થાય છે. હવે તુર્યરૂપ શુદ્ધ બ્રહ્મનો બોધ કરવાને જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાના અભિમાની અનુક્રમે વિશ્વ, તૈજસ્ ને પ્રાજ્ઞનું સ્વરૂપ બતાવે છે. તેમાં પ્રથમ વૈશ્વાનરરૂપ વિશ્વનું સ્વરૂપ વર્ણન કરે છે. હે જનક ! અવિદ્યાવડે દેહાદિકોસાથે તાદાત્મ્યભાવને પામેલો આ પરમાત્માદેવ જે સમયે નેત્રાદિક ઇંદ્રિયોદ્વારા રૂપાદિક વિષયો ગ્રહણ કરે છે તે સમયે એ પરમાત્માદેવ જાગ્રત્ અવસ્થાવાળો થાય છે. એ જાગ્રત્ અવસ્થામાં તે બે રૂપે રહે છે. ભોક્તા ઇંદ્રરૂપે જમણા નેત્રમાં અને ભોગ્ય ઇંદ્રાણીરૂપે ડાબા નેત્રમાં રહે છે. એ રીતે વૈશ્વાનરના ઉપાસક પુરુષ વિશ્વાત્માનું ઇંદ્રઇંદ્રાણીરૂપે ધ્યાન કરે છે. એ ઇંદ્રઇંદ્રાણી વાક્આદિક દશ ઇંદ્રિઓના અધિષ્ઠાતા હોવાથી તેમને વિરાટ્ પણ કહે છે. હે જનક ! એ રીતે જાગ્રત્ અવસ્થામાં એ પરમાત્માદેવ ઇંદ્રઇંદ્રાણીરૂપે સર્વ જીવોના જમણા ને ડાબા નેત્રમાં રહે છે. એ પરમાત્મારૂપ ઇંદ્ર સમષ્ટિરૂપે એક છે તથાપિ વ્યષ્ટિ ઉપાધિવડે બ્રાંત પુરુષોને અનેકની પેઠે જણાય છે. હે જનક ! ઇંદ્રિયોદ્વારા નાના પ્રકારના સ્થૂલ ભોગને જે અવસ્થામાં તું હમણાં ભોગવે છે, તે અવસ્થા તે જાગ્રત્ અવસ્થા છે. એ જાગ્રત્ અવસ્થામાં તું પરમાત્માદેવ ભોક્તા ઇંદ્રરૂપે અને ભોગ્ય ઇંદ્રાણીરૂપે સર્વ શરીરોમાં રહી સર્વ વ્યવહાર કરે છે. મતલબ કે જે અવસ્થામાં પરમાત્મા ઇંદ્રઇંદ્રાણીરૂપે ભિન્ન ભિન્ન સ્થાનમાં રહે છે તે પરમાત્માનું વૈશ્વાનરરૂપ વિશ્વનું સ્વરૂપ છે. અને જે અવસ્થામાં પરમાત્મા ઇંદ્રઇંદ્રાણીરૂપે એક જ સ્થાનમાં હોય છે તે હિરણ્યગર્ભ સૂત્રાત્મારૂપ તૈજસનું તથા ઈશ્વરરૂપ પ્રાજ્ઞનું સ્વરૂપ છે. હવે તૈજસ ને પ્રાજ્ઞના સ્વરૂપનો તફાવત બતાવે છે.

હૃદયકમળમાંથી અનેક નાડીઓ નીકળી આખા શરીરમાં પસરેલી છે. એ નાડીઓ એક વાળના હજારમા ભાગ જેટલી સૂક્ષ્મ છે. જેમ ઝાડના એક થડમાંથી અનેક શાખા નીકળે છે તેમ સુષુમ્ણા નામે એક નાડી થડરૂપ છે તેની શાખારૂપ અનેક નાડીઓ છે. એ સુષુમ્ણા નાડી હૃદયમાંથી નીકળી મૂર્દ્ધસ્થાનમાં થઇ બ્રહ્મલોકપર્યંત ગએલી છે. એ સુષુમ્ણાનાડી પરમાત્મારૂપ ઇંદ્રઇંદ્રાણીને જાવાઆવવાનો માર્ગ છે. જ્યારે એ પર-

નિદિધ્યાસનનું વિધાન કરે છે. એકવાર 'પણ જેણે ઉપાસનાનો-ધ્યાનનો ઉપક્રમ કરી અનુભવ કરી જોયો નથી તેને એમ લાગે છે કે ધ્યાનમાં કઠિનતા નથી, પણ સત્ય વાત એ નથી જ. શ્રવણ અને મનન એ બાલકની ચેષ્ટા બરાબર છે અને ધ્યાન એ જ સર્વોપરી.સાધન છે. જે કઠિનતા છે તે શ્રવણમનનમાં ઘણી ન્યૂન છે અને ધ્યાનમાં જ ખરી કઠિનતા રહી છે. અને તે વારંવાર સદ્ગુરુના બોધવિના, સદ્ગુરુથી અપાતી યુક્તિવિના દૂર થતી નથી. શ્રીજીવન્મુક્તિવિવેકમાં વાસનાક્ષય, મનોજય અને તત્ત્વજ્ઞાન એ ત્રણને આવશ્યક સાધન માની મનોજયની જ કઠિનતા સૂચવી છે. જ્યાંસુધી અંતઃકરણમાંથી રજસ્ અને તમસ્નો અભિભવ થયો નથી, જ્યાંસુધી વાસનાનું સામ્રાજ્ય અંતર્માં વિરાજે છે, જ્યાંસુધી અંતઃકરણ સૂક્ષ્મ પદાર્થઉપર પણ બે મિનિટ સ્થિર થઇ શકતું નથી,ત્યાંસુધી અહંબ્રહ્મોપાસ્તિની માત્ર વાણીની વાતો જ છે. અંતઃકરણનો જય કરવો એ જ સૌથી કઠિનમાં કઠિન કાર્ય છે, અને એ સદ્ગુરુશ્રીની સાહાય્યવિના કોટિ કલ્પે થતું નથી. એ માટે પ્રતિક્ષણે શ્રીસદ્ગુરુના અનુગ્રહની, શ્રીસદ્ગુરુની સાહાય્યની અપેક્ષા રહે છે. આમ હોવાને લીધે જ ઇંદ્રજેવા સમર્થ દેવવિગ્રહવાળા અધિકારીને પણ બ્રહ્મતત્ત્વના જ્ઞાનમાટે હજારો વર્ષ તપશ્ચરણ આદરવું પડેલું શ્રૌત છે, શ્રીવાલ્મિકીજેવા સમર્થ આગ્રહ અને વિરાગસંપન્ન પુરુષને હજારો વર્ષ શ્રીરામસ્મરણ કરવું પડ્યું છે, શ્રી કૃષ્ણપરમાત્મા પણ આ કઠિનતાને લીધે જ मनुष्याणां सहस्रेषु ઇત્યાદિ વચનથી બ્રહ્મજ્ઞાનમાટે સાચો પ્રયત્ન કરનારની વિરલતા જ સ્મરે છે અને શ્રુતિ પણ शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः-શ્રવણ કરનારા હજારોમાંથી પણ કોઇ વિરલ ધીરવીર પુરુષ જ એ બ્રહ્મને જાણે છે એમ કહે છે. તેથી આ ધ્યાનની સિદ્ધિ થવામાટે, અધિકારપરત્વે વિવિધ ઉપાસનાનો બોધ સમયસર શ્રીસદ્ગુરુપાસે લેવો પડે છે; અને એ કાર્ય યતિકરતાં ગૃહસ્થ સદ્ગુરુદ્વારા જ સરલતાથી થઇ શકે છે. વળી એ પણ સ્મરણમાંથી ખસેડવું જોઇતું નથી કે શ્રવણમાટેનો જે અધિકાર તે પણ સદ્ગુરુવિના આવવો કઠિન છે. જેમ મનોજયનું સાધન કઠિન છે તે જ પ્રમાણે વાસનાક્ષય નામનું સાધન પણ તેટલું જ કઠિન છે. હાલના યતિની સ્થિતિ જોતાં સર્વ સુજ્ઞને આની સત્યતા હસ્તામલકવત્ સિદ્ધ થઇ શકે છે. જેમણે સંસારઉપાધિનો બહારથી ત્યાગ કર્યો છે તેમને પણ સંસારનો મોહ અંતર્થી ગયો નથી, પણ સંસાર તેમને ગૃહસ્થાશ્રમીકરતાં પણ વધારે વેગથી પોતાના તરફ આકર્ષે છે. એ વાસનાક્ષય વ્યવહારમાં રહ્યા છતાં કેવા પ્રકારે વ્યવહારને સેવવાથી થઇ શકે છે, વ્યવહારના પ્રત્યેક પ્રસંગને કેવા પ્રકારના મનોભાવથી સેવવો, કેવા કેવા વિચારને આશ્રય આપવો ઇત્યાદિ સર્વને દૃષ્ટાન્તવડે દર્શાવી શકે, તેનું વિસ્મરણ થાય તો તત્કાલ શિષ્યોને સાવધાનતામાં સ્થાપી શકે અને શુદ્ધ માર્ગમાં લાવી શકે— એ આદિ સામર્થ્ય યતિનું રહ્યું નથી, પણ લોકસંગ્રહાર્થ ગૃહસ્થાશ્રમને સેવનાર સદ્ગુરુશ્રીનું જ છે. વળી હાલનો સમય જોતાં આ સિદ્ધાન્ત દૃઢ થતો જાય તેમ છે, જ્યારે બ્રહ્મચર્યાશ્રમમાં આખા વેદનું અધ્યયન થતું અને તેના વિધિનું પછી નિયમસર અનુષ્ઠાન કરવામાં આવતું ત્યારે ગૃહીદશાની પ્રાપ્તિ થતાં તે પુરુષોને કર્તવ્યનું જ્ઞાન હતું, તેથી ઉપનિષદનો તત્ત્વવિચાર અથવા અદ્વૈતસ્થિતિમાં પ્રવેશ શેષ રહેતો. પણ હાલ તેવો સમય નથી: ગૃહીદશામાં પણ અનેકસંખ્ય વ્યક્તિઓ પોતાના સર્વ શાસ્ત્રીય ક-

ર્તવ્યથી અજ્ઞાન જ દેખાય છે. ઘણાને વેદ શું છે તેનું પણ જ્ઞાન નથી, વેદના વિભાગને સમજનાર તો તેથી પણ વિરલ હોય છે, અને ઉપનિષદ્‌ને જોયેલ મનુષ્યોની સંખ્યા તો તેથી પણ થોડી હોય છે. આવી જ્યારે પ્રજાવર્ગની સ્થિતિ થઇ છે, ત્યારે હાલ માત્ર બ્રહ્મવિદ્યાનો બોધ કરવાનું કામ શ્રીસદ્‌ગુરુનું રહ્યું નથી પણ કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનો બોધ કરવા અને એ ત્રણેનું અનુષ્ઠાન કરાવવાનું શ્રીસદ્‌ગુરુને રહે છે. કર્મવડે અંતઃકરણના મલદોષની નિવૃત્તિ સાધવી, ઉપાસનાના બોધવડે ચિત્તની સ્થિરતા આણવી, અને તત્ત્વોપદેશવડે આવરણનો ભંગ કરવો, એ સર્વ શ્રીસદ્‌ગુરુએ જ કરવાનું છે. આ સર્વ કાર્ય ગૃહસ્થાશ્રમને સેવનાર પુરુષ જ કરાવી શકે છે અને યતિનું એમાં કામ ચાલે તેમ નથી. જનોઈ તોડાવી, મસ્તક મુંડાવવું હોય ત્યાં યતિની ખાસ જરૂર રહે છે પણ આ તો જનોઈ આપવાની છે, જનોઈ આપી વિવિધ કર્મો શિષ્યોપાસે કરાવવાનાં છે. તે તે કર્મ ગપરૂપ છે, અને અજ્ઞાનીનો વિલાસ છે એવા ઇતર મનુષ્યોતરફથી થતા આક્ષેપને જાણી તેને દૂર કરી શિષ્યોની શ્રદ્ધા કાયમ રાખી તે તે ભૂમિકામાં સ્થાપી ત્યાંથી ઉન્નતિના શિખરપર લઇ જવાનું હોય છે. યતિએ ત્યાગાશ્રમ, ઉપાધિ દૂર કરવા અને અખંડ બ્રહ્માનુભવ કરવા સ્વીકાર્યો છે તેથી કોઇ ખરા યતિ પોતાના ઉદ્દેશનો ઉચ્છેદ કરી પુનઃ ઉપાધિમાં પ્રવેશે એવો સંભવ ઓછો છે. પણ જેઓ લોકસંગ્રહાર્થે ઉપાધિયુક્ત દશામાં જ રહ્યા છે તેવા ગૃહસ્થાશ્રમીરૂપે પ્રતીત થતા સદ્‌ગુરુથી જ આ સર્વની સાંગોપાંગ સિદ્ધિ કરાવે તેમ છે. એ સત્ય છે કે હાલ પણ ઘણા યતિઓ સ્થળે સ્થળે વેદાંતની કથાવાર્તા કરનાર છે, પણ એ તેમના ધર્મથી પ્રતિકૂળ છે. પ્રથમ તો એ યતિના આશ્રમની પૂર્વાવસ્થા તપાસીએ છીએ તો ઘણામાં તો પોકળ જ જણાય છે. વિરાગની આરૂઢ દશાએ એ આશ્રમનું તેમણે ગ્રહણ કર્યું નથી. પણ ઘણા ખરામાં તો દઢ ગૃહીની સર્વ એષણા અતિવેગ વડે જાગ્રત્ રહેલી છે અને તેને જ ગુપ્તપણે સાધવા માત્ર ભગવાં વસ્ત્રનો જ જભો તેમણે ઓઢેલો છે. આ યતિઓદ્વારા શ્રેયસ્‌ની સિદ્ધિ થતી નથી પણ ઘણે અંશે દુરાચારનો જ પ્રચાર ચાલે છે. જે ખરા યતિ કવચિત્ કવચિત્ હશે તે બહુધા બહાર આવતા નથી પણ પોતાના લક્ષ્ય બિન્દુરૂપ બ્રહ્મચિંતનમાં એકાન્તસેવન કરતા નિમગ્ન રહે છે. માત્ર ઉપનિષદ્‌ની કથાવાર્તા કરવી એનું નામ ઉપનિષદ્‌ની વિદ્યાનો બોધ નથી, એનું નામ તત્ત્વજ્ઞાન નથી અને એ સદ્‌ગુરુનું કર્તવ્ય નથી. જો પુસ્તક વાંચી સંભળાવવું એ જ કર્તવ્ય હોય તો, જો એટલાથી જ સદ્‌ગુરુ થવાતું હોય તો હાલના ઘણા ખરા યતિઓ સદ્‌ગુરુ છે એમ કહેતાં આચકો ખાવા કારણ નથી. એવું સદ્‌ગુરુપણું આ યતિઓમાં છે; પ્રો. મેકસમ્યૂલર, ડુઇસન આદિ અનેક અંગ્રેજો, જર્મનો આદિમાં પણ છે, અને કોઇ વેશ્યા પણ અભ્યયન કરી વાંચી સંભળાવે તો તેમાં પણ છે અને વિધવા કે પરસ્ત્રીરૂપ સધવામાં આસક્તિ બાંધનાર વિષયલંપટમાં પણ છે. પણ શાસ્ત્ર આ પ્રકારે સદ્‌ગુરુપણાને વર્ણવતું નથી અને આવા તુચ્છ શિક્ષકપણાના અધિકારમાટેની ચર્ચામાં આપણે ઉતરયા પણ નથી. યથાર્થ બ્રહ્મજ્ઞાનની દઢ અપરોક્ષપણે જેમના દ્વારા પ્રાપ્તિ થાય છે તેમને જ યથાર્થ સદ્‌ગુરુપણું છે અને તેવું સદ્‌ગુરુપદ આ યતિમાં કે ઇતર વર્ણવેલામાં નથી પણ તે તો જે જીવન્મુક્ત મહાત્મા થયા છે તેમનામાં જ છે; અને તે પ્રાયશઃ ગૃહસ્થાશ્રમને સેવનારમાં હોઇ શકે છે.

યતિનો આશ્રમ આજે આપણે વ્યવસ્થિત થયેલો કેટલાંક વર્ષ થયાં જોઇએ છીએ

અને તેથી ઘણાનું એવું માનવું પણ થાય તો તે સંભવે છે કે જેમ ગૃહીનો આશ્રમ પરંપૂર્વથી ચાલતો આવ્યો છે તે જ પ્રમાણે આ સંન્યાસીનો આશ્રમ પણ પરાપૂર્વથી-જ ચાલ્યો આવતો હશે. પણ ઉપનિષદો જોતાં સર્વ વિવેકી એ નિશ્ચયપર આવી શકે તેમ નથી. પ્રો. ડુઇસન ( Deussen ) પોતાના ફિલોસોફી ઑફ ધી ઉપનિષદ્સ નામના ગ્રંથમાં, In the older Upanishadas the theory of the four ash'ranias is seen in the course of formation. Chad. 8. 15 mentions only the Brahman-student and householder, and promises to these in return for study, the begetting of children, the practice of Yoga, abstinence from doing injury, and sacrifice, a doparture hence without return etc.—પ્રાચીન ઉપનિષદ્માં ચાર આશ્રમની પ્રક્રિયા બંધાતી ( બંધાયેલી નહિ ) જણાય છે. છાંદોગ્યોપનિષદ્ ૮. ૧૫ માં तद्धैतद् ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्य आचार्य कुलाद् वेदमधीत्य...ब्रह्म लोकमभिसंपद्यते न स पुनरावर्तते न स पुनरावर्तते । આ વિદ્યાનો બ્રહ્માએ પ્રજાપતિને, પ્રજાપતિએ મનુને અને મનુએ પ્રજાને બોધ કર્યો ઇત્યાદિ કહી માત્ર બ્રહ્મચારી તથા ગૃહી એ બેનું કથન કરે છે અને એ બેને સ્વાધ્યાય, પ્રજોત્પત્તિ, યોગાભ્યાસ, અહિંસા અને યજ્ઞાદિ કરવાના ફળરૂપે પુનરાવૃત્તિરહિત બ્રહ્મલોકની પ્રાપ્તિ જણાવે છે—આ આદિ વાક્યોથી સર્વ ઉપનિષદ્માં ચાર આશ્રમનું કથન નથી પણ ઘણે અંશે બ્રહ્મચારી અને ગૃહી અને પછી તે સાથે વની અને છેવટે જ યતિનું કથન આવે છે, એમ કહે છે. આ સંબંધમાં એ પ્રોફેસર અનેક ઉપનિષદ્નાં વાક્યો ઉદાહરણરૂપે આપે છે, છતાં આ વિચાર પ્રમાણરૂપ જ માનવો એવો આગ્રહ અત્ર કરવા કારણ નથી. અત્ર કહેવાનું ખાસ તાત્પર્ય એ છે કે જ્યારે ગૃહીની સ્થિતિ સર્વત્ર સિદ્ધ જ છે, ત્યારે યતિની સ્થિતિ, યતિના આશ્રમનું અસ્તિત્વ તેવું સિદ્ધ હોય એમ ન માનવાનાં પણ કારણ વિવેકી સમાલોચકોને જણાય છે. તો પછી યતિમાં જ સદ્ગુરુત્વની યોગ્યતા સ્થાપનારના મતને એમની દૃષ્ટિથી તો લેશ પણ ટેકો મળે તેમ નથી, પણ ઉલટું પૂર્વે તો ગૃહી જ સદ્ગુરુ હતા અને યતિનું નામ જ નહોતું એમ એ પ્રમાણે તો નીકળે તેમ છે. આમ છતાં પાશ્ચાત્ય પદ્ધતિપર શ્રદ્ધા ન રાખનાર, તેના પ્રતિ તિરસ્કારદૃષ્ટિથી જોનાર પણ જો યતિના આપેલા ધર્મોનું ચિંતન કરશે તો તેને સ્પષ્ટ જણાય તેમ છે કે યતિમાં સદ્ગુરુત્વનું અસ્તિત્વ આપદ્ધર્મરૂપે જ સ્વીકારી શકાય તેમ છે અને ગૃહીમાં તો પૂર્વે આપી ગયેલાં વિવિધ પ્રમાણોથી દૃઢરૂપે એ સિદ્ધ થએલું જ છે. જો યતિને જ સદ્ગુરુ થવાનો અધિકાર શાસ્ત્ર આપતું હોય તો એના કર્તવ્યમાં સૌથી પ્રથમ સ્થાન શિષ્યોને બોધ આપવાના ધર્મને રહે છે. કારણ કે પરા અને અપરા બે પ્રકારની વિદ્યામાં પરાવિદ્યારૂપ બ્રહ્મવિદ્યા પ્રધાન વિદ્યા છે. અપરા વિદ્યાને સારી રીતે જાણીને સિદ્ધ કરનારને પણ પરા વિદ્યા જાણવાની બાકી રહે છે અને પરાવિદ્યાનું જ્ઞાન થયે કંઇ પણ જાણવાનું શેષ રહેતું નથી પણ સર્વ વસ્તુ જણાઇ છે એ પ્રકારે એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા વિવિધ ઉપનિષદ્ કરે છે. આથી પરાવિદ્યારૂપ બ્રહ્મવિદ્યાનો લોપ ન થાય એ પ્રતિ શાસ્ત્ર પ્રધાન લક્ષ આપે એ જ ઉચિત છે. હવે જો યતિ માત્ર જ સદ્ગુરુ થઇ

શકે તેમ હોય તો એ લોપ નહિ થવાનો એ યતિઓ જ આધાર રહે છે તેથી એની સંક્રાન્તિ શિષ્યોને કરવાનું અવશ્ય શાસ્ત્ર વિધાન કર્યાવિના રહે તેમ નથી. પણ એવું કોઇ સ્થળે દેખાતું નથી. સંન્યાસીના કર્તવ્યનો કણ્ઠશ્રુતિ, આરુણેય, સંન્યાસ, પરમહંસ આદિ ઉપનિષદોમાંથી સાર આપતાં પ્રો. ડુસન જણાવે છે કે સંન્યાસી યજ્ઞયાગ કરતા નથી, વેદાધ્યયન પણ છોડી દે છે, માત્ર ઉપનિષદ્ અને આરણ્યકનું પઠન કરે છે તો કરે છે. સ્નાન, ધ્યાન અને પવિત્ર જલવડે શુદ્ધિ એ યતિએ કરવાનું છે. વિશેષ કરીને સંન્યાસીએ મૌન સેવવું, બ્રહ્મચિંતન અને યોગાભ્યાસમાં કાળ ગાળવો, બ્રહ્મચર્ય, અહિંસા અપરિગ્રહ અને સત્ય એ સદ્‌ગુણોને ખાસ કરીને ધારણ કરવા, ધનગ્રહણ યતિએ નહિ કરવું, તેના પ્રતિ જોવું સરખું એ નહિ—આ આદિ સંન્યાસીના વ્યાપારો ઉપનિષદોમાં વર્ણવેલા જણાય છે. તેમાં શિષ્યો કરવા કે ઇતરને બોધ કરવો એવું તો નામ પણ દેખાતું નથી. પણ એથી ઉલટું મૌનસેવન અને ધ્યાનપરાયણ ચિત્ત રાખવું એવું વિધાન કર્યું છે કે જે સદ્‌ગુરુપદમાં ન્યૂનપણે જ થઇ શકે તેમ છે. સ્મૃતિઓઆદિ જોતાં ત્યાં પણ આ જ સ્થિતિ દેખાય છે. શ્રીમનુ યતિના સંબંધમાં કહે છે કે एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायकः। પોતાને આત્મજ્ઞાનની સિદ્ધિ થાય તે માટે યતિએ નિરંતર એકલા જ, બીજાની સંગતિવિના જ રહેવું. શ્રીદક્ષ પણ જણાવે છે કે एको भिक्षुर्यथोक्तस्तु द्वावेव मिथुनं स्मृतम्। त्रयो ग्रामः समाख्यातास्तदूर्ध्वं तु नगरायते॥ नगरं तु न कर्तव्यं ग्रामोऽपि मिथुनं तथा। एतत्त्रयं प्रकुर्वाणः स्वधर्माच्च्यवते यतिः॥—એક ભિક્ષુ ઉપર કહ્યાપ્રમાણે છે, બે હોય તો તે મિથુન થાય છે, ત્રણ થાય તો ગ્રામ કહેવાય છે અને ત્રણથી અધિક થાય તો તે નગરરૂપ છે. ભિક્ષુએ નગર તો નહિ જ કરવું, તેમ જ ગ્રામ અને મિથુન પણ નહિ કરવું; કેમકે એ ત્રણને કરનાર યતિ પોતાના યતિધર્મથી ભ્રષ્ટ થાય છે. આ ઉપર શ્રીમાધવાચાર્ય વિશેષ એ સૂચવે છે કે શ્રુતિમાં કહ્યું છે કે वर्षासु ध्रुवशीलोऽष्टौ मासानेकाकी यतिश्चरेद् द्वौ वा चरेत्—વર્ષાઋતુના ચાર માસ એક સ્થલે રહે પણ બીજા આઠ માસ તો એકાકી જ યતિએ વિચરવું અથવા બેએ સાથે વિચરવું—તેથી જ્યારે પોતાને શ્રવણાદિની સંપત્તિનો અભાવ હોવાથી પોતે આત્મજ્ઞાન સિદ્ધ કરવા અસમર્થ હોય ત્યારે જ તેણે બીજો એવો સશક્ત યતિ હોય તેની સાથે વિચરવું. તાત્પર્ય કે યતિએ એકાકી વિચરવું એ પ્રધાનપક્ષ છે અને આત્મજ્ઞાનની સિદ્ધિમાટે વિદ્વત્ સંન્યાસીની સાથે વિચરવું, એ બીજો પક્ષ છે. શ્રીમેધાતિથિ પણ યતિના ધર્મને સંગ્રહ કરતાં જણાવે છે કે आसनं पात्रलोपश्च संचयः शिष्यसंग्रहः। दिवास्वापो वृथा जल्पो यतेर्बन्धकराणि षट्॥ આસન, પાત્રલોપ, સંચય, શિષ્ય કરવો, દિવાસ્વાપ (દિવસમાં નિદ્રા અથવા વિદ્યાભ્યાસમાં પ્રમાદ), વૃથા વાણીનો ઉપયોગ એ છ યતિને બંધન કરનાર છે. શ્રી દક્ષ અન્યત્ર કહે છે કે नाध्येतव्यं न वक्तव्यं न श्रोतव्यं कथं च न। एतैः सर्वैः सुनिष्पन्नो यतिर्भवति नेतरः॥ યતિએ અધ્યયન નહિ કરવું, બોલવું નહિ અર્થાત્ મૌન સેવવું, શ્રવણ પણ નહિ કરવું; આ સર્વ બાબતને પ્રાપ્ત જે હોય તે જ યતિ છે અને ઇતર અર્થાત્ વિરુદ્ધ વર્તન કરનાર તે યતિ નથી. શ્રીબૃહસ્પતિ પણ કહે છે કે न तीर्थवासी नित्यं स्यान्नोपवासपरो यतिः। न चाध्ययनशीलः स्यान्न व्याख्यानपरो भवेत्॥ યતિએ નિરંતર તીર્થમાં વાસ નહિ કરવો, વારંવાર ઉપવાસ કરવાનો અભ્યાસ ન રાખવો, અધ્યયન

કરવાની ટેવ નહિ રાખવી, અને વ્યાખ્યાન કરવામાં તતપરતા પણ ન સેવવી. अंधवन्मूकवत् पङ्गु वधिरक्लीबवश्चयः । आस्ते व्रजतियो नित्यं सकैवल्याश्रमे वसेत् । જે અંધવત્, મૂગાની માફક, તેમ જ પાંગળો, બહેરો અને નપુંસકની માફક નિત્ય રહે તે જ કૈવલ્યાશ્રમ—સંન્યાસમાં વાસ કરે. તાત્પર્ય કે આ આશ્રમ પ્રવૃત્તિપ્રધાન નથી પણ નિવૃત્તિપ્રધાન છે તેથી એમાં નિવૃત્તિનું જ પ્રધાન સેવન કરવાનું હોય છે. પ્રવૃત્તિ સેવવી હતી તો ગૃહસ્થાશ્રમ શું ખોટો હતો કે તે ત્યજીને આ આશ્રમ ગ્રહણ કરવાનો વિચાર થયો ? તેથી નિવૃત્તિપ્રધાન હોવાથી બ્રહ્મમીમાંસાથી અતિરિક્ત કોઈનું અધ્યયન કે શ્રવણ કે કથન યતિએ કરવાનું હોતું નથી. જીવન્મુક્ત થનાર ગૃહી મહાત્મા જેમ વસ્તુતઃ તુર્યાતીત થવાથી અતિવર્ણાશ્રમી છે છતાં ગૃહીની દશામાં રહે છે ત્યાંસુધી સર્વ સદ્‌ગુણોને તથા ગૃહીના ધર્મનું પાલન કરનાર રહે છે તે જ પ્રમાણે વિવિદિષા સંન્યાસમાં ઉપર પ્રમાણે જેણે યતિધર્મોનું પાલન કર્યું છે તે પછી તત્ત્વજ્ઞાનસંપન્ન થાય છે ત્યારે પણ તેમનામાં એ જ યતિધર્મોની અનુવૃત્તિ અલંકારવત્ રહેવી જ ઘટે છે. તેથી આ સર્વ સ્મૃતિઆદિ વચનો જોતાં યતિએ બનતાસુધી શિષ્યો ન જ કરવા, યતિએ ગૃહીસાથે તો ન જ રહેવું, સહાય જોઈએ તો તે વિદ્વાન્ યતિને લેવો એ જ સર્વનું તાત્પર્ય દેખાય છે; અને યતિએ ગૃહીઆદિને બોધ કરી સદ્‌ગુરુપદે વિરાજવા તત્પર થવામાં તાત્પર્યવાળું એક પણ વચન દેખાતું નથી. તેથી સ્પષ્ટ રીતે જણાય છે કે ઉપનિષદો તથા સ્મૃતિઆદિનું પ્રધાન વલણ યતિને સદ્‌ગુરુત્વ આપવાનું નથી પણ નિવૃત્તિમાં બેસાડવાનું, એકાન્તમાં રહી બ્રહ્મચિંતન કરાવવાનું જ છે.

જેને મતાંધતા થયેલી છે તેને ગમે તે દેખાઓ, પણ વિવેકપૂર્વક પ્રાચીન પ્રદ્ધતિ, પ્રાચીન સંપ્રદાય જોતાં અને શ્રુતિસમૃતિઅનુકૂળ તર્કને આશ્રય આપતાં આ સર્વ વિચારથી સર્વને સ્પષ્ટ થાય તેમ છે કે બ્રહ્મવિદ્યાના સદ્‌ગુરુ થવાનો મુખ્ય અધિકાર ગૃહસ્થ બ્રહ્મવિદ્‌ને છે અને પછી યતિઆદિ ઇતર આશ્રમીઓને છે. સદ્‌ગુરુપદનું યતિમાં જ મર્યાદીકરણ કરવું, એ શ્રુતિસ્મૃતિઆદિ સર્વ પ્રમાણોથી વિરુદ્ધ છે, તર્કને સહન કરી શકે તેમ નથી, અને શિષ્ટ પુરુષોથી સેવાએલું નથી. જે જે મહાપુરુષોને યથાર્થ બ્રહ્માત્મૈક્યનો દૃઢ અપરોક્ષ અનુભવ થયો હોય છે તે સર્વને સદ્‌ગુરુપદની યોગ્યતા છે. અમુક મહાપુરુષ તો ક્ષત્રિય છે કે વૈશ્ય છે કે બ્રાહ્મણ છે કે ગૃહી છે કે યતિ છે કે બ્રહ્મચારી છે કે વૃદ્ધ છે કે યુવાન છે કે બાલક છે, એવાં મિથ્યા વચનો આ અધિકારને સંકુચિત કરી શકતાં નથી. શ્રીઅજાતશત્રુ ક્ષત્રિય હતા, શ્રી ચૂડાલા તથા વાક્‌સ્ત્રી હતાં અને ગર્ભમાંથી જ જન્મતાં શ્રીવામદેવ બાલક હતા, છતાં સર્વને સદ્‌ગુરુપદનો અધિકાર શાસ્ત્રે સંમત કર્યો છે તેથી शिशुत्वं स्त्रैणं वा भवतु ननुवन्द्यासि जगतां । गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं नच वयः ॥ શ્રી સીતા ભલે શિશુ હોય કે સ્ત્રીત્વવાળાં હોય, ગમે તે હોય છતાં સમગ્ર જગતને વંદ્ય છે, ગુણો જ પૂજાનું સ્થાન છે અને બાહ્યલિંગ કે ઉમર નથી, એ શ્રી ભવભૂતિનું વચન તથા भुवमधिपतिर्बालावस्थोऽप्यलं परिरक्षितुं । नखलु वयसाजात्यैवायं स्वकार्यसहोभरः ॥ બાલક હોય તો પણ રાજાનો પુત્ર જ પૃથ્વીપાલન કરવા સમર્થ છે, પોતાના પ્રાપ્ત કાર્યને કરવાનું સામર્થ્ય વયઉપર આધાર રાખતું નથી પણ જાતિવડે જ

એ પ્રાપ્ત થાય છે—એ શ્રીકાલિદાસનું વચન વ્યવહાર તથા પરમાર્થ ઉભય વિષયમાં એક સરખી રીતે જ લાગે છે, કેમકે પ્રકૃતિનિયમને અનુસરી એ રચાયેલાં છે. નિયતિના નિયમોને જ એ જણાવનાર છે, તેથી જેમ વનના આધિપત્યનો અધિકાર શિયાળીઆને નથી પણ સિંહકુલોત્પન્ન નાના અથવા મોટા સિંહને જ છે તે પ્રમાણે સદ્ગુરુપદે સ્થિત થવાનો અધિકાર પુસ્તકો વાંચી વાચાટ થયેલાને હોતો નથી, તેમ માત્ર દંડને ધારણ કરનારને હોતો નથી પણ વયની અપેક્ષાવિના જે યથાર્થ સદ્ગુરુના શિષ્ય છે અર્થાત્ યથાર્થ સદ્ગુરુથી જેણે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરી છે તે સર્વને અને તે સર્વને જ છે એ સિદ્ધ થાય છે. (અપૂર્ણ.)



# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૧૪ થી.)

## વાયુ તત્ત્વની ત્રણ રાશિઓ.

ક્ષણે તેઓ પુષ્કળ ધનને ઇચ્છે છે, અને બીજી જ ક્ષણે તેઓ ધનની બેદરકારી બતાવે છે. એક સમયે તેઓ પોતાનું ખુબ લાંબુ આયુષ્ય હોય, એવી ઇચ્છા કરે છે, અને તરત જ બીજે સમયે, આ ક્ષણે તેમનું મૃત્યુ થાય એવું તેઓ ઇચ્છે છે. પોતાના આ દ્વિધા સ્વભાવને આ રાશિનાં મનુષ્યો પોતે જ યથાર્થ સમજી શકતાં નથી, કારણ કે અમુક મનુષ્યઉપર મારો અત્યંત પ્રેમ છે એવું જે ક્ષણે તે માને છે, તેની બીજી જ ક્ષણે મારો તેના ઉપર જરા પણ પ્રેમ નથી, એમ તે માને છે. તેઓમાં એક જ ક્ષણમાં ઉત્સાહ અને નિરુત્સાહ બંને જ જણાય છે.

આ રાશિનાં જે મનુષ્યોએ પોતાના મનોવિકારોનો જય કરી ઉચ્ચ સદ્ગુણોને કેળવ્યા હોતા નથી તેઓ ઘણા દુઃખી જોવામાં આવે છે. પરસ્પરથી ઉલટા ગુણો જેવા સ્પષ્ટ રીતે આ રાશિના મનુષ્યોમાં દૃષ્ટિએ પડે છે, તેવા બીજી કોઇ પણ રાશિમાં જન્મેલાં મનુષ્યોમાં પડતા નથી. આજે તેઓ અત્યંત દુરાચારી તથા નરપિશાચ થાય છે તો આવતી કાલે અત્યંત સદ્ગુણી તથા સાધુજેવા થઇ જાય છે. તેઓનામાં દુર્ગુણનું બલ જેમ અત્યંત હલકા પ્રકારનું હોય છે, તેમ સદ્ગુણનું બળ અત્યંત ઉંચા પ્રકારનું હોય છે. તેઓ જ્યારે પોતાના નીચ સ્વભાવને જિતે છે, અને ઉચ્ચ સ્વભાવનું અંતઃકરણમાં સામ્રાજ્ય પ્રવર્તાવે છે, ત્યારે તેઓ જગતમાં અત્યંત સમર્થ કવિઓ, મહાત્માઓ, તત્ત્વજ્ઞાનીઓ, વિચારકો, અને ત્રિકાલદર્શીઓ થાય છે.

તેઓનામાં આ પ્રકારના પરસ્પરથી ઉલટા ગુણો હોવાથી તેમના મનની સ્થિતિ બહુ વ્યગ્ર રહે છે. આ વ્યગ્રતાને જિતવાનું કાર્ય તેઓને ઘણું જ કઠિન જણાય છે. તેઓ પોતાના સુસ્વભાવને પ્રયત્નથી મનમાં નિત્ય આગળ પડતો નથી રાખતા તો તેઓને શરીરનાં તથા મનનાં અનેક દુઃખો સહન કરવાં પડે છે, અને તેમને સાચું સુખ કદી પણ પ્રાપ્ત થતું નથી. આથી કરીને આ રાશિમાં જન્મેલાં મનુષ્યોએ આ વાતને જેમ બને તેમ સત્વર જાણવી જોઇએ.

આ રાશિનાં મનુષ્યો અત્યંત પ્રેમાળ અને ઉદાર હોય છે. તેઓ સર્વેની સાથે સભ્ય, વિવેકી, માયાળુ અને નમ્ર હોય છે. તેઓના આ ગુણોને લીધે તેઓ ઘણા પ્રીતિપાત્ર થઇ પડે છે. તેઓને પોતાના કુળનું બહુ અભિમાન હોય છે. તેઓનામાં લેશ પણ સ્વાર્થ અથવા કૃપણતા હોતી નથી. તેઓ ગરીબોની ચિંતા ધરનારા અને તેમનાં દુઃખની દાઝ જાણનારા હોય છે. બીજાઓને મદદ કરવામાં તેઓ ઘણી વાર પોતાના સ્વાર્થને હાનિ પહોંચાડે છે. તેઓના દ્વિધા સ્વભાવથી તેઓ કોઇ કોઇ પ્રસંગે સ્વાર્થી જણાય છે, તથાપિ તેઓ કોઇ પણ અંશમાં તેવા હોતા નથી.

જ્ઞાનની તથા અસાધારણ બુદ્ધિનું સામર્થ્ય મેળવવાની તેઓને ભારે તૃષ્ણા હોય છે. વિદ્યા અને કલાનો તેમને અત્યંત શોખ હોય છે. તેઓ વાચનના ભારે રસિયા હોય છે, અને વાતચીત કરવામાં બહુ જ કુશળ હોય છે. ઉપહાસમાં અથવા કોઇ પણ વાતમાં રહેલા મર્મને તેઓ તરત સમજી જાય છે.

આ મનુષ્યોમાં લાંબી નજર ન પહોંચાડવાનો મોટો દોષ હોય છે, અને તેથી તેઓ કરકસરથી ખરચ કરતા નથી. તેઓ જેટલું કમાય છે, તેટલું તરત ઉડાવી દે છે. પરંતુ એક વાર જો તેઓ પોતાના વિકારો અને વાસનાઓઉપર અંકુશ મેળવે છે, તો

તેઓ ધનનો પુષ્કળ સંગ્રહ કરનારા થાય છે, અને પ્રસંગ આવ્યે મોટી રકમો ઉદારતાથી ખરચે છે. મનને સ્વાધીન કરનાર આ રાશિના સ્ત્રીપુરુષમાં જે ફેરફાર થઇ જાય છે, તે અત્યંત આશ્ચર્ય ઉપજાવે છે. પશુ મટીને તેઓ એકાએક દેવ જ થઇ જાય છે.

ધર્મવિષયમાં તેઓનું વલણ બહુ બળવાન્ હોય છે; અને તેપણ તેઓ અમુક એક ધર્મને અથવા સંપ્રદાયને સ્વીકારીને બેશી રહેતા નથી. સર્વ ધર્મના ગુરુઓપ્રતિ તેઓ માનબુદ્ધિ ધરાવે છે. તેઓ પોતાના વિચારથી ઉલટા બીજાના ધર્મના વિચારોને સહન કરવાની ઉદારવૃત્તિવાળા હોય છે. તેઓ કોઇ વિષયઉપર સ્વતંત્રપણે વિચાર કરતાં પ્રસંગોપાત્ત ભયને ધરે છે. આનું કારણ એ છે કે તેઓને બીજાના ઉપર આધાર રાખવાની ટેવ પડી ગઇ હોય છે, અને કોઇ મહત્વના વિષયસંબંધમાં કોઇ પણ નિશ્ચયઉપર આવવાનું પોતાનામાં સામર્થ્ય નથી, એમ તેઓ માનતા હોય છે.

બારે રાશિમાં જન્મેલાં મનુષ્યોમાં મિથુન રાશિમાં જન્મેલાં મનુષ્યોજેવાં પ્રેમાળ, ઉદાર, નિસ્સ્વાર્થી અને આત્માર્પણ કરનારાં મનુષ્યો કોઇ પણ હોતાં નથી.

તેઓ બહુ અસ્વસ્થ અને વ્યાકુળ વૃત્તિવાળા હોય છે, અને તેઓને કોઇ ને કોઇ પ્રકારનો ફેરફાર નિરંતર જોઇએ છે. તેઓ પોતાના આ સ્વભાવનો જય નથી કરતા તો તેઓનું જીવન વ્યગ્રતામાં અને દુઃખમાં પસાર થાય છે. ઘણીવાર તેઓના અંતઃકરણમાં કંઇક કરવાને માટે બહુ જ આકુળતાવ્યાકુળતા થાય છે, પણ શું કરવાને માટે, તે તેઓ કહી શકતા નથી.

મિથુન રાશિનાં મનુષ્યોની કલ્પનાશક્તિ વિશેષે કરીને ઘણી તીવ્ર અને તેજસ્વી હોય છે. નવલ કથાઓ અને નાટકોનાં વસ્તુ તેઓને તત્કાળ સ્ફુરે છે. વળી મોટી મોટી યોજનાઓ રચવામાં તેઓ બહુ કુશળ હોય છે.

સૃષ્ટિસૌંદર્યના તેમ જ કળામાં રહેલા સૌંદર્યના તેઓ બહુ જ શોખી હોય છે. તેમાં સ્ત્રીઓ તો ખાસ કરીને અધિક શોખી હોય છે. વળી સ્ત્રીઓને વિવિધ જાતિના સુંદર રંગોઉપર તથા પુરુષોઉપર બહુ પ્રેમ હોય છે.

આ રાશિનાં મનુષ્યોના મોટા ભાગના મનમાં કોઇ વાત ભરાઇ ગઇ હોય તો તે કાઢવાને માટે ગમે તેટલાં કારણો અથવા ખુલાસા આપવામાં આવે તો પણ તેથી કશું જ વળતું નથી. વાયુતત્વની રાશિમાં જન્મેલાં મનુષ્યોનો મોટો ભાગ આ સંબંધમાં આવા જ સ્વભાવનો હોય છે.

આ રાશિમાં જન્મેલા લેખકોએ અને કવિઓએ જે ઉત્તમ લેખો અને કાવ્યો લખ્યાં હોય છે, તે બુદ્ધિને પૂર્વથી કેળવીને લખ્યાં હોતાં નથી, પણ અંતર્જ્ઞાનથી લખ્યાં હોય છે. અમેરિકાના સમર્થ વિચારક અને વિદ્વાન્ રાલ્ફ વોલ્ડો ઇમર્સનનો તથા માર્ગરેટ ફુલ્લર ઓસોલીનો જન્મ આ રાશિમાં થયો હતો.

આ રાશિનાં મનુષ્યોનો શરીરનો બાંધો સારો હોય છે. તેઓનાં નેત્ર અને મુખ તેજસ્વી તથા સુંદર હોય છે. તેઓ બળનું અને વીર્યનું ભાન કરાવે એવા હોય છે.

આ મનુષ્યોએ શાંત, સૌમ્ય, થોડું બોલનારા અને વિચારશીલ મનુષ્યોનો સંઘ-

શ્વાસ સેવવો જોઇએ. કુંભરાશિમાં જન્મેલાં મનુષ્યોની મિત્રતા તેમને બહુ લાભ કરે છે. તેથી ઉતરતો લાભ કન્યા રાશિનાં મનુષ્યોની મિત્રતાથી તેમને થાય છે.

• આખો દિવસ વ્યગ્ર રહેવું, અને પોતાને પ્રાપ્ત બળનો ક્ષય કરી નાંખવો એ, આ મનુષ્યોમાં રહેલો હોય છે. તેઓ એકી વખતે ઘણાં કામ કરવા ઇચ્છે છે, અને આથી તેઓનાં મન નિરંતર વ્યાકુળ રહે છે. તેઓ આખો દિવસ અસંતોષના ઉદગાર કાઢ્યા કરે છે, જેના તેના ઉપર ધુરકીયાં કરે છે, ગડદાપાટુ કરતાં પણ પાછા હઠતા નથી અને જેમાં તેમાં અનિષ્ટની કલ્પના કર્યા કરે છે. આમ છતાં તેઓને જો કોઈ ભારે જોખમદારીનું કામ આપવામાં આવ્યું હોય છે, અથવા તેઓને જો કોઇ ભારે વિપત્તિ આવી પડે છે, તો તેઓ એકદમ આ દોષોનો ત્યાગ કરીને સુધરી જાય છે.

તેઓ જ્ઞાન પ્રાપ્ત કરવાને અત્યંત આતુરતાવાળા હોય છે, તથાપિ જે ઉપાયોવડે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે ઉપાયોને સ્થૈર્યથી સાધવાનું ધૈર્ય તેમનામાં હોતું નથી. કોઇ ચમત્કારિક યુક્તિથી સહેલાઇથી જ્ઞાન અથવા વિજય પ્રાપ્ત કરવા માટે તેઓ અત્યંત વલખાં મારે છે. જ્ઞાન અને સંપત્તિ પ્રાપ્ત કરવાનો, સદુદ્યોગવિના બીજો કોઈ પણ સરળ રાજમાર્ગ નથી, એ તેમણે જેમ બને તેમ સત્વર નિર્ણય કરી લેવું જોઇએ. તેમ તેઓ નથી કરતા તો મિથ્યા ભ્રાંતિમાં કુટાઇને તેઓ પોતાના અમૂલ્ય આયુષ્યનો વ્યર્થ ક્ષય કરે છે. કેટલાક સર્વોત્તમ વક્તા અને વ્યાખ્યાતાઓનો જન્મ આ રાશિમાં થયો હોય છે, એ ખરૂં છે તથાપિ નિરંતર આગ્રહયુક્ત પ્રયત્ન કરવાથી જ તેઓએ તે ઉત્તમતા પ્રાપ્ત કરી હોય છે.

પૂર્વે કહ્યા પ્રમાણે આ મનુષ્યોમાં પરસ્પરથી ઉલટા ગુણો હોય છે. તેઓએ પોતાના દોષોને દાબીને ઉત્તમ ગુણોનું બળ વધારવું જોઇએ. તેમ તેઓ નથી કરતા તો તેઓ પોતાનું આરોગ્ય બગાડી મૂકે છે.

તેઓ જે કામ કરવાનું આદરે છે, તેમાં ઘણી વાર મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. આ કારણથી જ આ મનુષ્યોને આપણે કોઇ પ્રસંગે અત્યંત સદ્ગુણી અથવા કોઇ પ્રસંગે અત્યંત દુર્ગુણી જોઇએ છીએ. તેઓને મધ્યમ માર્ગમાં રહેતાં આવડતું નથી. મધ્યમ માર્ગને તેઓ સમજતા જ નથી. આ છેડાનું કે પેલા છેડાનું જ તેમને જ્ઞાન હોય છે. તેઓ કાંઇ પણ કામ કરવાને હમેશાં આકુળવ્યાકુળ રહે છે, પણ કયું કામ કરવા માટે તેમને આ વ્યાકુળતા થાય છે તે તેઓ પોતે જ જાણી શકતા નથી. આથી તેઓને નિત્ય અસંતોષ તથા બેચેની રહ્યા કરે છે. તેમનો દોષવાળો સ્વભાવ જ્યારે પ્રબલ હોય છે, ત્યારે તેઓ ઘણા વહેમી, અપ્રમાણિક અને અવિશ્વાસ કરવાયોગ્ય હોય છે. (અપૂર્ણ.)

# શ્વસનવિદ્યાકલા.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૧૦ થી).

## પ્રકરણ ૧૩.

### સૂર્યમાંથી વહેતું પ્રાણતત્ત્વ શરીરના કયા કયા ભાગને પોષે છે.

જે જે દૈવી શાસ્ત્રો હોય છે, તે સર્વને પરસ્પર થોડા અથવા ઘણા પ્રમાણમાં

સંબંધ હોય છે. જ્યોતિઃશાસ્ત્ર અને રસવિદ્યા બંને દૈવી શાસ્ત્રો હોવાથી તેઓને અત્યંત નિકટનો સંબંધ છે, અને રસવિદ્યાના અનેક ગૂઢ મર્મોને તે વિદ્યાના પારંગત પુરુષોએ જ્યોતિશ્શાસ્ત્રસાથે કેવા ઓતપ્રોત કર્યા છે, તે રસવિદ્યામાં પ્રવેશેલા સૂક્ષ્મ મતિમાન્ પુરુષો સારી રીતે જાણે છે. જેમ જ્યોતિશ્શાસ્ત્રને રસવિદ્યાસાથે સંબંધ છે, તે જ પ્રમાણે યોગશાસ્ત્રસાથે પણ તેને તેવો જ નિકટનો સંબંધ છે. એ સંબંધને વિસ્તારથી સ્પષ્ટ કરવાનો આ લઘુ લેખમાં અવકાશ તેમ જ પ્રયોજન નથી, તથાપિ શ્વસનવિદ્યાકલા કે જે યોગવિદ્યાનું એક અંગ છે, તેની સાથે એ શાસ્ત્રનો જે સંબંધ છે, તે પ્રતિ, વાચકોનું આ પ્રકરણમાં ઉપયોગપૂરતું લક્ષ ખેંચવું યોગ્ય ગણ્યું છે.

શ્વસનવિદ્યાકલાનો મુખ્ય ઉદ્દેશ શરીરની તથા મનની સર્વોત્તમ ઉન્નતિ કરવી, અને તે દ્વારા આધ્યાત્મિક ઉન્નતિમાં સહાયભૂત થવું, એ પૂર્વે કહેવાઈ ગયું છે. જ્યારે શરીર રોગરહિત, વિશુદ્ધ અને સુદૃઢ થાય છે, ત્યારે શરીરના ધાતુઓવડે પોષાતું મન પણ વિશુદ્ધ અને બળવાન્ થાય છે, તેથી શરીરની તથા મનની સર્વોત્તમ ઉન્નતિ કરવા ઇચ્છનારે શ્વસનવિદ્યાકલાના અભ્યાસવડે શરીરને પ્રથમ રોગરહિત, વિશુદ્ધ અને સુદૃઢ કરવાની અત્યંત અગત્ય છે, કારણ કે પ્રાણનું શરીરમાં ગ્રહણ એ જ શરીરને જીવતું રાખનાર, તેનું જીવન વધારનાર, અને તેને વિશુદ્ધ કરનાર છે.

પ્રાણમાં રહેલા જીવનતત્ત્વથી શરીરનો પ્રત્યેક અવયવ પોષાય છે. બ્રહ્માંડમાં જે પ્રાણ વ્યાપી રહેલો છે, તે શરીરને પોષણ આપવાના સામર્થ્યમાં હમેશાં એક જ પ્રકારનો હોય છે, એમ કંઇ નથી. જેમ સૂર્ય તેનો તે છતાં તેની ઉષ્ણતામાં અને જીવનપ્રદ શક્તિમાં પ્રત્યેક ઋતુમાં ભેદ પડે છે, તેમ પ્રાણ તેનો તે છતાં, સૂર્યની ગતિના ફેરફારને લીધે, અથવા શાસ્ત્રીય રીતે કહીએ તો આપણી પૃથ્વીની ગતિના ફેરફારને લીધે, તેમ જ આપણા સૂર્યમંડળના અન્ય ગ્રહોની ગતિના ફેરફારને લીધે તેના જીવન આપનાર સામર્થ્યમાં ભેદ પડે છે. અને આવો ભેદ પડે, એ સ્વાભાવિક છે. કારણ કે પ્રાણમાં જીવનને પોષનાર જે સૂક્ષ્મ વિદ્યુન્મય તત્ત્વો રહેલાં છે, તે અન્ય કંઇ જ નથી, પણ સૂર્ય તથા વિવિધ ગ્રહોમાંથી વહેતું સૂક્ષ્મ ઓજસ્ છે. જેમ પુષ્પમાંથી પુષ્પનો સુવાસ બહાર નીકળ્યા જ કરે છે, અને ચારે બાજુએ પ્રસરે છે, તેમ સૂર્યાદિ ગ્રહોમાંથી સૂક્ષ્મ જીવનતત્ત્વ ચારે બાજુએ વહ્યા જ કરે છે, અને વાયુદ્વારા તે આ પૃથ્વીના જડ તથા અજડ સર્વ પ્રાણીપદાર્થોને પોષે છે.

ગ્રહોમાંથી વાયુમાં સિંચાતા આ ઓજસ્‌ના ગુણમાં તેમની ગતિને લીધે પૃથ્વીથી ભિન્ન ભિન્ન સમયે જે તેમનું અંતર પડે છે, તેથી ભેદ પડે છે. કોઇ સમયે પ્રાણમાં મસ્તકને પોષનાર દ્રવ્ય અધિક હોય છે, તો કોઇ સમયે તેમાં છાતી, ઉદર, ઘુંટણ વગેરે અવયવોને પોષનાર દ્રવ્ય અધિક હોય છે. કોઈ સમયે તેમાં અમુક એક ઇંદ્રિયને પોષનારું તત્ત્વ અધિક હોય છે તો કોઇ સમયે તેમાં અમુક અન્ય ઇંદ્રિયને પોષનારું તત્ત્વ અધિક હોય છે. કોઈ સમયે તેમાં અમુક એક માનસિક શક્તિને પોષનાર ઓજસ્ અધિક હોય છે, તો અન્ય સમયે તેમાં અમુક અન્ય માનસિક શક્તિને પોષનાર ઓજસ્ અધિક હોય છે. આ વગેરે હેતુથી જે સમયે પ્રાણમાં શરીરના જે અવયવને તથા શક્તિને પોષ-

નાર તત્ત્વ અધિક હોય તે સમયે શરીરના તે અવયવમાં પ્રાણની સૂક્ષ્મ કળાને મનદ્વારા પ્રવેશાવવાથી તે અવયવ તથા શક્તિ અધિક પોષાય છે.

દૈવી વિદ્યાનો અભ્યાસ કરનાર સર્વ પુરુષો જાણે છે કે પ્રત્યેક જડ તથા ચેતન વ્યક્તિને, પોતાનામાંથી વહેતા સૂક્ષ્મ દ્રવ્યનું પોતાની આજુબાજુ આવેષ્ટન હોય છે. આ આવેષ્ટન અથવા મંડળને સામાન્ય મનુષ્યનાં નેત્ર જોવાને સમર્થ હોતાં નથી, પરંતુ યોગસાધનમાં કેટલેક અંશસુધી વધેલા પુરુષો તે મંડળને જોઇ શકે છે.

પ્રત્યેક મનુષ્યમાંથી તથા પદાર્થમાંથી વહેતા આ સૂક્ષ્મ દ્રવ્યના મંડળને, સૂર્યમાંથી વહેતા સૂક્ષ્મ દ્રવ્યના મંડળસાથે સંબંધ છે. સૂર્ય બાર રાશિમાં થઇને ગતિ કરતો હોવાથી, સૂર્યના આ સૂક્ષ્મ દ્રવ્યના મંડળના બાર વિભાગ પાડવામાં આવ્યા છે, અને તેનો પ્રત્યેક વિભાગ પ્રત્યેક મનુષ્યના તથા પ્રત્યેક પદાર્થના સૂક્ષ્મ દ્રવ્યના અમુક વિભાગસાથે જ સંબંધવાળો હોય છે. દૃષ્ટાંત તરીકે સૂર્ય જ્યારે મેષ રાશિમાં થઇને ગતિ કરતો હોય છે, ત્યારે સૂર્યનું મેષરાશિનું જીવનતત્ત્વ પૃથ્વીઉપર આવે છે, અને પ્રત્યેક મનુષ્યના શરીરના તથા પ્રત્યેક પદાર્થના અમુક વિભાગસાથે સંબંધવાળું થઇને તે તે વિભાગઉપર અસર કરે છે.

આમ હોવાથી જેમ સૂર્યના ઓજસ્‌ના બાર વિભાગ કરવામાં આવ્યા છે, તેમ પ્રત્યેક પ્રાણિપદાર્થના ઓજસ્‌ના પણ બાર વિભાગ કરવામાં આવ્યા છે; અને તે દરેક વિભાગઉપર સૂર્યના સજાતીય વિભાગની અસર થાય છે.

સૂર્ય જ્યારે મેષ રાશિનો થાય છે ત્યારે તેમાંથી મેષ રાશિનું જીવનતત્ત્વ વહે છે, અને તેનો મનુષ્યના શરીરમાં મસ્તક અને મુખસાથે સંબંધ હોવાથી તે બે ભાગઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે વૃષભ રાશિનો થાય છે ત્યારે તેમાંથી વૃષભ રાશિનું જીવનતત્ત્વ વહે છે, અને મનુષ્યશરીરમાં ગરદન અને ગળાસાથે તેનો સંબંધ હોવાથી તે બે અવયવઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે મિથુન રાશિમાં આવે છે, ત્યારે તેમાંથી મિથુન રાશિનું પ્રાણતત્ત્વ વહે છે, અને મનુષ્યશરીરમાં બાહુ, ખભા અને ફેફસાંસાથે તેનો સંબંધ હોવાથી તે અવયવોઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે કર્ક રાશિમાં પ્રવેશે છે ત્યારે તેમાંથી કર્ક રાશિનું ઓજસ્‌ વહે છે, અને મનુષ્યશરીરમાં છાતી, સ્તન, અને જઠરસાથે તેનો સંબંધ હોવાથી તે તે ભાગઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે સિંહ રાશિમાં થઇને ગતિ કરે છે, ત્યારે તેમાંથી સિંહ રાશિનો વિદ્યુન્મય પ્રવાહ વહે છે, અને મનુષ્યશરીરમાં હૃદય, પીઠ, અને કરોડસાથે તેનો સંબંધ હોવાથી તે અવયવોઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે કન્યા રાશિમાં આવે છે, ત્યારે તેમાંથી કન્યા રાશિનું જીવનતત્ત્વ વહે છે, અને મનુષ્યશરીરમાં આંતરડાં તથા મોટા નળસાથે તેનો સંબંધ હોવાથી તે તે ભાગઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે તુલા રાશિમાં પ્રવેશે છે ત્યારે તેમાંથી તુલા રાશિનું સૂક્ષ્મ દ્રવ્ય વહે

છે, અને મનુષ્યશરીરમાં કટિ તથા ગુર્દા ( મૂત્રાશય ) સાથે તેનો સંબંધ હોવાથી તે અવયવોઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે વૃશ્ચિક રાશિમાં પ્રવેશે છે ત્યારે તેમાંથી વૃશ્ચિક રાશિનું જીવન વહે છે, અને મનુષ્યશરીરમાં જનનેંદ્રિયસાથે તેનો સંબંધ હોવાથી તે ભાગઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે ધન રાશિનો થાય છે ત્યારે ધન રાશિનો સૂક્ષ્મ પ્રવાહ તેમાંથી વહે છે, અને મનુષ્યશરીરમાં નિતંબ અને જંઘાસાથે તેનો સંબંધ હોવાથી તે બે ભાગઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે મકર રાશિનો થાય છે ત્યારે તેમાંથી મકર રાશિનું જીવનતત્ત્વ વહે છે, અને મનુષ્યશરીરમાં ઘુંટણસાથે તેનો સંબંધ હોવાથી તે ભાગઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે કુંભ રાશિનો થાય છે ત્યારે કુંભરાશિનું સૂક્ષ્મ દ્રવ્ય તેમાંથી વહે છે, અને શરીરમાં પગના નળાના પાછલા માંસવાળા ભાગ ( પિંડી ) સાથે અને ઘુંટીસાથે તેનો સંબંધ હોવાથી તે અવયવોઉપર તેની અસર થાય છે.

સૂર્ય જ્યારે મીન રાશિનો થાય છે ત્યારે મીન રાશિનું દ્રવ્ય તેમાંથી વહે છે, અને શરીરમાં પગ અને પગનાં આંગળાંસાથે તેનો સંબંધ હોવાથી તેમના ઉપર તેની અસર થાય છે.

મેષ, કર્ક, તુલા, અને મકર રાશિના દ્રવ્યને, મસ્તક, જઠર, અંડાશય, કટિ, યકૃત, અને ત્વચાની સાથે સંબંધ છે.

વૃષભ, સિંહ વૃશ્ચિક અને કુંભરાશિના દ્રવ્યને કંઠ, હૃદય, જનનેંદ્રિય, ગુર્દા, અને રુધિરસાથે સંબંધ છે.

મિથુન, કન્યા, ધન, અને મીન રાશિના દ્રવ્યને ફેફસાં, નાના તથા મોટા નળી, જ્ઞાનતંતુવ્યૂહ, અને ગર્ભાશયસાથે સંબંધ છે.

સૂર્યમાંથી વહેતા આ જીવનતત્ત્વથી, શ્વસનક્રિયાવડે શરીરના ઉપર ગણાવેલા ભિન્ન ભિન્ન અવયવોને કેવી રીતે પોષવા તે આવતા પ્રકરણમાં લખવામાં આવશે.

( અપૂર્ણ. )

# एक खगोलवेत्तानी दुःखमय कथा.

મારૂં નામ તારકાપ્રસાદ છે. ડી મૌરાંગો નામના વિદ્વાને મંગલ નામના ગ્રહસંબંધી જે આશ્ચર્યકારક વાતો કેટલાક સમયઉપર પ્રકટ કરી હતી, અને જે જાણીને આખી દુનિયાં તે સમયે ચકિત થઇ ગઇ હતી, તે વાતો ખરૂં જોતાં મેં શોધી કાઢી હતી. તેનું માન સઘળું અને જશ મળવું જોઇતું હતું. આજે દુનિયામાં એક સમર્થ ખગોલવેત્તાતરીકે હું જ પંકાતો હોત, અને મારૂં નામ અમર થઇ ગયું હોત. પણ મારા દુર્ભાગ્યે મારી આશાઓ ધુળ મળી ગઇ છે, અને મને મળનાર કીર્તિ મારો શત્રુ ડી મૌરાંગો ખાટી ગયો છે.

એ કેમ બન્યું તે તમને સમજાય અને ખરી વાતપર બરાબર અજવાળું પડે, માટે મારી કથા હું ટુંકામાં લખી જાઉં છું, જો કે તેમ કરવાથી મારી તો ખાનગી જ

છે કે દુનિયાં, ડી મૅારિયેને મળેલી કીર્તિ પાછી લઇ લેઇને, તેનો ખરો હકદાર જે હું તારકાપ્રસાદ તેને આપવાની જ નથી.

હું મેટ્રીક્યુલેશન ક્લાસમાં હતો ત્યારથી જ મને ખગોળવિદ્યાઉપર બહુ જ પ્રેમ હતો. નવરાશના વખતમાં અમારી લાઇબ્રેરીમાંથી તે વિદ્યાનાં વિવિધ પુસ્તકો હું લેઇ આવતો, અને વાંચતો. કોલેજમાં ગયા પછી મેં મારો અભ્યાસ ઘણો વધારી મૂક્યો, અને તેના પરિણામમાં ગેલીલીયો, કેપ્લર અને ટાઇકો બ્રાહે જેવા અતિ સમર્થ વિદ્વાનોની પંક્તિમાં મારૂં નામ ગણાવાની મને તીવ્ર અભિલાષા થઇ આવી. આવા મહાપુરુષોજેવું દુનિયામાં નામ કાઢવાને મારેગમે તેવો ભોગ આપવો પડે તોપણ તે કરવાને હું તત્પર થઇ ગયો.

કલકત્તાની યુનીવરસીટીમાં ખગોળવિદ્યાસંબંધી જેટલું જ્ઞાન મળે તેટલું મેળવી લીધા પછી મારા પિતાની અનુમતિ લેઇ હું યુરોપ ગયો, અને ત્યાંનાં વિવિધ સ્થળોમાં ફરીને મેં મારા પ્રિય વિષયનો અભ્યાસ કર્યો. ખગોળની સાથે પ્રસંગ પ્રાપ્ત થવાથી મેં વિજળી, વરાળ, વગેરે કુદરતી સામર્થ્યોનો તેમ જ યંત્રવિદ્યાનો પણ થોડો ઘણો અભ્યાસ કર્યો.

ત્રણેક વર્ષ વીતી ગયા પછી ઘેર સત્વર પાછા ફરવા મારા પિતાના વારંવાર પત્રો આવવા લાગ્યા, પણ મને અભ્યાસઉપર એટલો બધો પ્રેમ જામ્યો હતો કે ઘેર જવું મને રુચ્યું નહિ.

અઢારમે વર્ષે હું હિંદુસ્થાનમાંથી યુરોપમાં આવવા નીકળ્યો હતો. અભ્યાસમાં દશ વર્ષ વીતી ગયાં અને હું પાછો ફર્યો નહિ, ત્યારે મારા પિતા ખુબ ચીડાઇ ગયા, અને તેમણે મને લખ્યું કે હવે હું વૃદ્ધ થયો છુ, અને મારી પુષ્કળ સંપત્તિ જે લગભગ વીસ લાખની છે તે તથા મારો ભારે વ્યાપાર તને સોંપવા ધારૂં છું, માટે આ પત્ર વાંચતાં તરત તારે અત્ર આવવું, અને જો તું તેમ નહિ કરે તો તારા ખરચમાટે હવેથી તને એક દમડી પણ મોકલવામાં નહિ આવે. એટલું જ નહિ પણ હું તારી છ માસસુધી વાટ જોઇશ, અને તે અરસામાં પણ તું પાછો નહિ આવે, તો આ મારી સઘળી દોલત હું ગમે તેને આપી જવાનું વીલ કરીશ. મેં પણ આ કાગળનો તરત જ સામો જવાબ વાળ્યો કે હું તમારા ખરચની કોડીભર દરકાર રાખતો નથી, અને દોલત બીજાને આપી દેવાનું વીલ કરવામાટે છ મહિનાની વાટ જોવાની કશી જરૂર નથી. કારણ દોલતની લાલચથી હું પાછો આવવાનો જ નથી. તેથી નિરાંતે એ કચરો બીજાને આપી દેવો. હું મારી વિદ્યાને જ મારૂં ખરૂં ધન સમજું છું.

યુવાવસ્થાના મદમાં આવો ઉત્તર હું લખતાં તો લખી બેઠો પણ તેનાં કેવાં ફળ મારે શોખવાં પડશે તેનું તે સમયે મને ભાન રહ્યું નહિ. મારા પિતાએ તો મારો પત્ર પહોંચતાં જ મને મોકલવામાં આવતી માસિક રકમ બંધ કરી દીધી. એકાદ માસ તો મેં કરકસરથી નિભાવ કર્યો, પણ પછી હું ગભરાયો. નિર્વાહનું કશું જ સાધન મારી પાસે ન હતું. આથી નિર્વાહમાટે મેં ખગોળસંબંધી વિષયો માસિકોમાં લખવા માંડ્યા. એથી મને જુજ આવક થઇ, પણ તે મારા નિર્વાહપુરતી નૃ હતી. આથી મેં એક નવી યુક્તિ કરી. હું થોડું જ્યોતિષ્ ભણ્યો હતો; અને તેથી ‘ ધનગ્રગિરિપ્રસાદ

નામના હિંદુસ્તાનના મોટા જોશી જુવા સાંજના સાતથી નવસુધી ભવિષ્યસંબંધી ગમે તે પ્રશ્નના ખુલાસા કરશે ' એવું એક પાટીયું તૈયાર કરાવી, એક ઓરડી ભાડે લેઇ તેને મોખરે તે પાટીયું મારી વેષ બદલી હું દરરોજ સાંજે ત્યાં બેસવા લાગ્યો. આ ઓરડીમાં કાનીયા ટોપી પહેરીને લાંબી ધોળી દાઢી બાંધીને તથા ટીલાંટપકાં તાણીને મોટા ઠાઠમાઠથી હિંદુ જોશીબાવો બનીને હું બેસતો. જે કોઇ મને પ્રશ્ન પૂછવા આવતા તે મારૂં સ્વરૂપ જોઇને ભયથી થરથરતા ઉભા રહેતા.

એક દિવસે સાંજે, ઉપર વર્ણવેલી રીતે મારી ઓરડીમાં, કોઇની કુંડલિઉપર કાંઇક ગણિત કરતો હું બેઠો હતો, એટલામાં બહાર બેસાડી રાખેલા મારા નોકરે મને અંદર આવીને જણાવ્યું કે આપને કોઇ મળવા માટે બહાર આવ્યું છે. મેં ઉંચું ડોકું કર્યાવિના જ કહ્યું કે જા જઇને પૂછ કે તમારૂં નામ શું ? નોકર પૂછીને આવ્યો અને કહ્યું કે ' જૉન સ્મિથ '. મેં ભભકાથી કહ્યું, જા, અંદર તેડી લાવ.

ક્ષણવારમા જ પાછું બારણું ઉઘડયું, અને ઝાંખા બળતા દીવાની છાયામાં એક આકૃતિ આવીને ઉભી સહજ ઉંચી દૃષ્ટિ કરી ભારેખમ અવાજથી હું બોલ્યો, જૉન સ્મિથ ! નજીક આવો. તમે તમારા ભવિષ્યના સંબંધમાં મારી સલાહ લેવા ઇચ્છો છો ? કહો, તમારી શી ઇચ્છા છે ?

મારાં વચનો સાંભળી તે મનુષ્ય દીવાના પ્રકાશમાં આવ્યો. મને જણાયું કે આજસુધી મને જે જે મનુષ્યો મળી ગયાં હતાં, તેના કરતાં આ મનુષ્ય તદન જૂદા જ પ્રકારનો હતો. તેણે છેક પગની પાનીસુધી અડે એવો કાળો જમ્ભો શરીરઉપર નાંખી દીધો હતો. તેનું માથું ઉઘાડુ હતું, અને તેના કાળા ભમ્મર વાળ, તેના બંને કાનને ઢાંકી દઇને તેના ખભાના આગલા ભાગઉપર લટકતા હતા. તેનો વર્ણ સહજ ગોર હતો. તેનું કપાળ ઉંચું અને પહોળું હતું.

સહજ દૃષ્ટિ નાંખીને આ સઘળું મેં જોઇ લીધું; પણ તેની અને મારી નજર જ્યારે મળી ત્યારે હું લાચાર બની ગયો. અંધકારમાં ચળકતા બે તારાની પેઠે તેનાં નેત્ર ચમક ચમક થતાં હતાં; અને મનને ગમે તેટલું સખ્ત રાખતાં છતાં હું ભયથી કંપી ઉઠ્યો; કારણ કે મને સમજાયું કે મારા મનનો ગુપ્તમાં ગુપ્ત વિચાર પણ તે જાણી ગયો છે. મને સ્પષ્ટ થયું કે મારા સંમુખ ઉભેલા મનુષ્યમાં મારા અંતઃકરણને ઉઘાડા ચોપડાની પેઠે વાંચવાનું સામર્થ્ય છે. તે મારા ઉપર ' હિપ્નોટિઝમ ' નું બળ અજમાવતો હતો, એમ પણ મને લાગ્યું નહિ: કારણ કે હિપ્નોટિઝમ અથવા મેસ્મેરિઝમના પ્રયોગોમાં તો મેં પણ કુશળતા મેળવી હતી. ત્યારે મારા ઉપર તે કયી વિદ્યા ચલાવતો હતો ?

મેં હિંમત ધરી પૂછ્યું, કેમ મહેરબાન ! મને શું પૂછવા તમે આવ્યા છો ? તમારો પ્રશ્ન મને કહો તો હું ગણિત કરી ઉત્તર આપું.

મારો પ્રશ્ન સાંભળી તે મંદમંદ હસ્યો, પણ ઓ મારા બાપ ! તેનું મંદ હાસ્ય જોઇને મારો તો ડોળ ને દમામ સઘળાં સાતમે પાતાળે જ પેશી ગયાં ! મારી મૂર્ખતાને સ્પષ્ટ સૂચવનાર તેમાં કોઇ એવો તો ભાવ રહેલો હતો કે મારૂં તો મોઢું જ ઢીલું પડી ગયું. મારી આ સ્થિતિ જોઇને તે સ્પષ્ટ અને પ્રતાપવાળા સ્વરથી બોલ્યો, હું

જ્યોતિર્વિદ્યામાં પારંગત પુરુષને જ પ્રશ્ન કરું છું. ધવલગિરિપ્રસાદ તેવા છે, એમ મને કોઇના તરફથી કહેવામાં આવ્યું છે. તે ક્યાં છે ? હું તેમને મળવા આવ્યો છું.

મેં ઉત્તર આપ્યો, હું પોતે જ ધવલગિરિપ્રસાદ છું.

પાછી ઓરડામાં શાંતિ વ્યાપી રહી, અને મનને ગમે તેટલું સાવધ રાખવા છતાં પણ મને જણાયું કે મારું મસ્તક ફરે છે અને મારી મતિ બ્હેર મારી જાય છે. એમ છતાં ભારે પ્રયત્નથી મારા મગજઉપર નંખાતા દબાણને—અથવા કહો કે ભુરકીને—મેં ખસેડી નાંખ્યું, અને હું પાછો હોંશિયારીમાં આવી ગયો. આ જોઇને તે અજાણ્યો માણસ ખડખડ હસવા લાગ્યો.

મને ભય અને ક્રોધ બંને થયાં. હું પગ ઠોકીને બુમ પાડી બોલ્યો, સાહેબ ! મારા ઘરમાં આ નાટક હવે બહુ પહોંચ્યું ! ધવલગિરિપ્રસાદ હું જ છું. કહો, મારું તમારે શું કામ છે ?

તેણે કહ્યું, એમ કે ? આપ જ ધવલગિરિપ્રસાદ છો કે ? હું જેવો જૉન સ્મિથ છું, તેવા તમે ધવલગિરિપ્રસાદ જોશીબુવા છો ! તોપણ તમારું અને મારું બંનેનું નામ ખોટું છે. તમારું ખરું નામ તારકાપ્રસાદ છે. મારું ખરું નામ શું છે, તે કહી શકો છો, જોશીબુવા મહેરબાન ! ?

પહોળે મોઢે અને ફાટેલે ડોળે મેં ઉત્તર આપ્યો, ના. અને હું કોઇ અત્યંત દયાપાત્ર મનુષ્ય હોઉં તેમ તે મારી તરફ જોવા લાગ્યો.

તેણે ઠંડે પેટે કહ્યું, પણ મારું ખરું નામ શું છે, તેની તમને ખબર પડવી જોઇતી જ હતી. હમણાં જ તમારા મગજમાં શું શું ભરેલું છે, તે જાણવા મેં મારી વૃત્તિને સંકલ્પપૂર્વક પ્રેરી હતી, અને તેમ કરતાં મેં મારા મગજને વિચારશૂન્ય રાખ્યું હતું; એટલા માટે કે તમે પણ મારા મગજમાં શું શું ભરેલું છે, તે જાણવાને ભાગ્યશાળી થાઓ.

મેં ઉત્તર આપ્યો, તમારું કહેવું હું સ્વીકારું છું. અને તો પણ હું કબુલ કરું છું કે તમને હિપ્નોટાઇઝ કરવા ( કૃત્રિમ નિદ્રા આણવા ) જો કે મેં પ્રયત્ન કર્યો હતો તો પણ તેમ કરતાં મારી બુદ્ધિ ભમી જતી હોય એમ મને ભાન થયું હતું. એક મિનિટ આ સ્થિતિ વધારે વાર ટકી રહી હોત તો હું ગાંડો થઇ જાત.

તેણે કહ્યું, તમારી પરીક્ષા કરવા મેં કરેલા પ્રયોગથી એમ થયું હતું. હું જ્ઞાનવાન્ વિદ્વાનની સલાહ લેવા આવ્યો હતો, અને તેથી તમે મારા કરતાં વધારે વિદ્વાન્ કે જ્ઞાનવાન્ છો કે કેમ, તેનો નિર્ણય કરવાની મારે પ્રથમ અગત્ય હતી. તમારા મગજમાં કેટલું જ્ઞાન રહેલું છે, તે જાણવાને, મારી વિદ્યાથી તમારા મગજમાં મારા મનને મેં બળથી પ્રેર્યું ત્યારે મારા મગજને મેં શૂન્ય રહેવા દીધું હતું, અને તમારું મન, ગલબત, મારામાં પ્રવેશ્યું. પરંતુ મારા મગજમાં જે જ્ઞાનનો સંચય હતો, તે સમજવાને પણ તમારું મન અસમર્થ હોવાથી, જેમ કોઇ ગામડાનો ગૅંચો, કોઈ મોટા મહારાજાના સર્વ પ્રકારે શણગારેલા મહાલયમાં ઓચિંતો આવી ચઢતાં ગભરાઈ જાય છે, તેમ તમે ગભરાઈ ગયા; અને તેથી જો તે જ ક્ષણે ડહાપણ વાપરીને મેં મારા શરીરમાં પાછો પ્રવેશ ન કર્યો હોત તો તમારા મગજનો ટકાવ થવા શકવો કઠિન હતો.

મેં પૂછ્યું, તમે પાછા વળવામાં વિલંબ કર્યો હોત તો શો પરિણામ આવત? શું હું ભ્રમિત્ત ચિત્તવાળો થઇ જાત?

તેણે કહ્યું ભાઇ! એથી પણ ખરાબ પરિણામ આવત. તમે મરી જાત.

મેં પૂછ્યું, તમારા કહેવામાં મને કશી જ સમજણ પડતી નથી.

તેણે કહ્યું, હા, તમને નથી સમજણ પડતી, એ મને સમજાય છે. મને લાગે છે કે મારા કહેવાનો ભાવ હું જોઇએ તેટલો સ્પષ્ટ નથી કરી શકયો. જુઓ, ફરી સાંભળો. જ્યારે મારા સંકલ્પબળથી મેં મારા મનને મારા મગજમાંથી કાઢયું, અને ક્ષણવાર તમારા મગજમાં નાખ્યું, ત્યારે તમારા મનકરતાં તે વધારે બળવાન્ હોવાથી, તેણે તેને તમારા મગજમાંથી ધકકો મારી બહાર કાઢી મૂકયું. આ વખતે તમારા મનને રહેવાનું સ્થાન મારા મગજવિના બીજું કોઇ જ ન હતું. તમારા મગજમાં રહેલો જ્ઞાનનો અત્યંત ક્ષુદ્ર સંચય, એક ક્ષણમાં મેં હસ્તગત ન કરી લીધો હોત તો તમારી હયાતી હમણા હોત જ નહિ. પણ તમારૂં મન મરી જાત તે સમયે તમારા શરીરમાં હું પ્રવેશેલો હોવાથી તમારા મનના મૃત્યુસાથે મારૂં શરીર પણ મરી જાત. આમ થવાથી જ્યાં સુધી વધારે સારૂં શરીર મને ન મળત, ત્યાંસુધી તમારા ભુંડના જેવા ગંધાતા શરીરમાં મારે રહેવું પડત.

હું વચમાં બોલી ઉઠયો, પણ મારો જીવ તો—

તે તિરસ્કારપૂર્વક બોલ્યો, બસ, નકામી ટેચ નહિ કરો. જીવ એટલે શું, તે જાણો છો? જીવ અને મન એક જ છે. મહાપુરુષો જેમણે પોતાના આત્માને મનથી જૂદો જાણ્યો છે, અને અનુભવ્યો છે, તેમની વાત નિરાળી છે, બાકી તમારા જેવા સાધારણ મનુષ્યો તો મન અને મનના ધર્મોસાથે એવા તો એકાકાર થઇ ગયા હોય છે કે તેઓનો જીવ મનની સાથે જ જ્યાં ત્યાં વસડાયો જાય છે. મહાપુરુષોનો આત્મા જ મનના ધર્મોથી અલિપ્ત રહે છે, અર્થાત્ મનના ધર્મો તેઓ પોતાનામાં સ્વીકારતા જ નથી. આવા પુરુષોને પરકાયામાં પ્રવેશ કરવો લેશ પણ કઠિન નથી. તેઓને એક શરીરનો ત્રાસ આવે છે તો તેઓ બીજા અધિક અનુકૂળ શરીરમાં પ્રવેશે છે. આ મારૂં શરીર પાંત્રિશ વર્ષપૂર્વે ઉજ્જયિનીમાં જન્મ્યું છે; પણ જે મૂળ શરીરમાંથી નીકળી આજે હું આ શરીરમાં તમારા સંમુખ દેખાયો છું, તે મારા મૂળ શરીરનો જન્મ કલિયુગના આરંભમાં હસ્તિનાપુરપાસેના એક નાના ગામડામાં થયો હતો.

હું આશ્ચર્યથી બોલ્યો, એમ! ત્યારે તો તમે પાંડવોને, દુર્યોધનને શ્રીકૃષ્ણ ભગવાનને સર્વને જોયા હોવા જોઇએ. તમે વ્યાસ છો, સુત છો, શૌનક કે કોણ છો?

તેણે ઉત્તર આપ્યો, મેં પાંડવોને જોયા હતા કે કોને જોયા હતા, તથા હું વ્યાસ છું કે વાલ્મીકિ છું, એ બધું મારા મગજમાં રહેલો જ્ઞાનભંડાર સમજવા તમે શક્તિમાન્ થયા હોત તો તમારા જાણવામાં તરત આવત. તેવા સામર્થ્યવિના, તમારા જેવાને જે કંઈ કહેવું, તે ટાઢા પહોરની ગપમાં જ ગણાવાનું.

હું નિસાસો મુકી ધીરેથી બોલ્યો, હે ભગવાન્! આવું જ્ઞાન મને કયારે થશે? હું એવું શું કરૂં કે મારામાં સામાના મગજમાં રહેલો જ્ઞાનભંડાર તત્કાળ સમજી જવાનું સામર્થ્ય આવે!

એક ક્ષણવાર સ્થિર દૃષ્ટિથી તે મારા સામું જોઇ રહ્યો, અને પછી બોલ્યો, મને લાગે છે કે આ સામર્થ્ય તમને મળે એવું તમારા ભાગ્યમાં છે. પણ તે મેળવવાને માટે તમારે તમારા આત્માકરતાં પણ પ્રિય એવી કોઇ વસ્તુનો ભોગ આપવો પડશે. પણ ઉભા રહો, મને ખાતરી કરી જોવા દો. આમ બોલી તે નીચો વળ્યો, અને મેજઉપરથી કાગળનો એક કકડો લેઇને તેના ઉપર કંઇ આંકડા મૂકવા મંડ્યો.

હું વિચારવા લાગ્યો, મારા આત્માથી પણ પ્રિય એવી કોઇ વસ્તુનો મારે ભોગ આપવો પડશે! એવું તો કશું હોય એમ મને જણાતું નથી. ખચિત આ ભાઇસાહેબ કંઇક ભૂલ્યા છે. પરમેશ્વર કરે ને એ ભૂલ્યો હોય. એ કહે છે, એવું સામર્થ્ય મને મળે તો જગતમાં મારી કીર્તિનો તો ડંકો જ વાગી જાય.

તે કાગળઉપર આંકડા માંડતો હતો, તે તરફ મેં જરા લાંબું ડોકું કરીને જોયું. તેણે મારી કુંડળિ માંડી હતી, અને જે ગણિત કરતો હતો તે ઉપરથી મને અનુમાન થયું કે જ્યોતિષ્વિદ્યામાં તે બહુ જ કુશળ હતો.

થોડી વારે તેણે ઉંચું જોયું, અને તે બોલ્યો, મેં કહ્યું એમ જ છે. તમારે ભોગ આપવો જ પડશે. શાનો ભોગ તે આગળઉપર જણાશે, પણ આવું ભારે સામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે, હજી બીજાં તેર વર્ષસુધી તમારા મનનો અધિકાર આવશે નહિ. આજથી તેરે વર્ષે ઇ. સ. ૧૯૦૧ ની સાલમાં તમારા જન્મદિવસે પાછો હું તમારી પાસે આવીશ, અને આ ચમત્કારિક સામર્થ્ય પ્રાપ્ત કરવાનો વિધિ તમને શીખવીશ. તમારા શરીરનું મૃત્યુ થવા પહેલાં ખગોળવિદ્યાની ઘણી ઘણી નવી વાતો તમારા જાણવામાં આવશે; પરંતુ તમારે બહુ સાવધ રહેવું જોઇશે, અને સ્વાર્થબુદ્ધિનો પરિત્યાગ કરવો પડશે. તેમ નહિ કરો તો તમારૂં મૃત્યુ થશે. આ તેર વર્ષમાં ખગોળસંબંધી તમારૂં જ્ઞાન જેટલું વધારાય તેટલું વધારજો, અને તેરે વર્ષે યોગ્ય સમયે હું પાછો તમને મળીશ. આમ બોલી, તે તત્કાળ મારી સમીપમાંથી ચાલ્યો ગયો.

તેર વર્ષમાં મેં ખગોળવિદ્યામાં મારો અભ્યાસ બન્યો તેટલો વધાર્યો. તે સંબંધમાં વિસ્તારથી વર્ણવવાનું પ્રયોજન નથી. ઈંગ્લાંડની મોટામાં મોટી વેધશાળાઓમાં જઇને હું મારી વિદ્યાતુરતાને તૃપ્ત કરતો. એટલું જ નહિ, પરંતુ એક વેધશાળામાં તો આસિસ્ટંટતરીકે મેં થોડો સમય નોકરી પણ કરી. આ સમયમાં જ શુક્રની આજુબાજુ એક બીજો ગ્રહ ફરે છે, એ મેં શોધી કાઢી મારા ઉપરીની ખાતરી કરી આપી હતી, અને તેથી તેમની મારા ઉપર બહુ પ્રીતિ થઇ હતી. બીજી કેટલીક નાની શોધ પણ મેં આ સંધિમાં જ કરી હતી. આ પ્રમાણે સમય વીતતાં એક દિવસે મને લંડનના પ્રસિદ્ધ સોલિસીટર મિ. ડફટની ચીઠી, તેમની ઓફીસમાં તત્કાળ આવવાની મળી તે ઉપરથી હું ત્યાં ગયો. તેમણે મને જણાવ્યું કે તમારા પિતાનું કલકત્તામાં મૃત્યુ થયું છે, અને તેની મોટી દોલતના વારસ તમે થયા છો.

સ્તુતિ કરી. તેણે કહ્યું કે તારકાપ્રસાદ! તમારા પિતાનું જે સમયે મૃત્યુ થયું તે સમયે જો તે ન થયું હોત તો તમને એક દમડીસરખી પણ ન મળત.

મેં પૂછ્યું, કેમ વારૂ?

તેણે કહ્યું, તમને ખબર તો હશે જ કે તમારા પિતા અમારાથી કશું જ છાનું રાખતા ન હતા. તમારે બંનેને જ્યારે વિરોધ થયો ત્યારે અત્યંત ક્રોધાવેશમાં તે મારી પાસે આવ્યા અને મને કહ્યું કે મારા છોકરાને મારી મિલ્કત આપી જવાનું જે વસીયતનામું મેં કર્યું છે, તે પાછું આપો. તેમના માગ્યાપ્રમાણે તે તેમને આપતાં જ તેમણે તેના ટુકડેટુકડા કરી નાંખ્યા. પછી તેમણે એક નવું વીલ ઘડી કાઢવા અમને કહ્યું. તે વીલમાં તેમની સઘળી મિલ્કત તેમના મરણપછી તમારી જ્ઞાતિના ત્રણ પ્રતિષ્ઠિત પુરુષોને સોંપી જવાનું તથા તેના વ્યાજમાંથી જ્ઞાતિનાં સઘળાં છોકરાંછોકરીઓને વિદ્યા ભણાવવાનું લખવામાં આવ્યું હતું. આ વાર્તા વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ અને તેમની કીર્તિ સઘળે ગવાઇ. આજસુધી આ પ્રમાણે બધું વ્યવસ્થાથી ચાલતું હતું, પણ એટલામાં ગયા મહિનામાં પેલા ત્રણ પુરુષોસાથે તમારા પિતાને કોઇ કારણથી ભારે વિરોધ થયો. આથી પોતાની મિલ્કત તેમને સોંપી જવાનું તેમને યોગ્ય ન લાગવાથી વળી એક દિવસ અત્યંત ક્રોધમાં તે અમારી ઓફીસમાં આવ્યા, અને પૂર્વની પેઠે જ વીલ માગીને તેના કકડેકકડા કરી નાંખ્યા. પછી પાછું અમને નવું વીલ ઘડવા તથા તેમાં નવાં નામ નાંખવા કહ્યું, અને ઘેર ગયા. તેમના કહેવાપ્રમાણે અમે વીલ ઘડ્યું. તેમની સહી કરાવવી જ માત્ર બાકી હતી. તેને માટે અમારી ઓફીસમાં તે આવવા નીકળ્યા એટલામાં જ તેમને ચકરી આવી, અને તેમના પ્રાણ છુટી ગયા. આથી વીલ વીલને ઠેકાણે રહ્યું, અને જે દોલત તમારી જ્ઞાતિના બાળકોની કેળવણીપાછળ ખરચાવાની હતી, તે હવે તેના વારસ જે તમે તેમને મળી.

આ પછી મારા પિતાની સઘળી દોલત મને મળી. મેં સ્થાવર મિલ્કત વગેરે સર્વ ત્વરાથી વેચી નાંખ્યું. સર્વ હિસાબ ગણતાં મને જણાયું કે મને પચાસ લાખ રૂપૈયા મળ્યા છે. આ રૂપૈયા બેંકમાં મારે નામે જમા કરાવીને હું તરત જ પાછો ઈંગ્લાંડ આવ્યો, અને મારો અભ્યાસ ચલાવવા લાગ્યો. બે ત્રણ વર્ષમાં મને ઈંગ્લાંડનો કંટાળો આવવાથી હું અમેરિકા ગયો અને ત્યાં વિવિધ વેધશાળાઓમાં અભ્યાસ કરવા લાગ્યો. એટલામાં મને મારી પોતાની વેધશાળા બાંધવાની વૃત્તિ થઇ આવી. અને તે પ્રમાણે એક અનુકૂળ સ્થળે મેં તે બંધાવી. દ્રવ્યનું સામર્થ્ય અપૂર્વ હોય છે. અલ્પ સમયમાં વેધશાળા તૈયાર થઇ ગઇ, અને મેં તેમાં આવીને નિવાસ કર્યો. તારાઓનું નિરીક્ષણ કરવાનાં જેટલાં જેટલાં યંત્રો શોધી કઢાયાં છે, તે સર્વ મેં મારી વેધશાળામાટે આણ્યાં, પરંતુ મને મળેલા દુર્બિનથી મને સંતોષ થયો નહિ. આથી દુર્બિનો બનાવનારા એક પ્રસિદ્ધ કંપનીને, મેં એક અતિ મોટું દુર્બિન બનાવવાનો 'ઓર્ડર' આપ્યો; અને સીત્તેર ઇંચના કાચવાળું મારૂં તે દુર્બિન તૈયાર થતાં સુધી જે બચુકડુંસરખું દુર્બિન મારી પાસે હતું, તે વડે મેં નિભાવવા માંડ્યું.

આ સંધિમાં મંગળની શોધોમાટે વિશ્વમાં આજે જે પ્રસિદ્ધ છે, તે ગ્રેબિયલ ડિ મોશીઓસાથે મારે ઓળખાણ થયું. આરંભમાં તેને મારે મને બહુ ઉંચું માન

હતું. તે ખગોળવિદ્યાનો બડો શોખી હતો, અને તે સાથે વળી આનંદી સ્વભાવનો હોવાથી અમે દિવસનો ઘણો ભાગ સાથે ગાળવા લાગ્યા. મારા કામમાં તેણે એટલો બધો રસ લેવા માંડ્યો કે તે ન જાણે તેમ મેં મારૂં વીલ બનાવી તેમાં લખ્યું કે ભવિષ્યમાં જે કીર્તિ હું સંપાદન કરૂં, તેને વધારવાનો સર્વ પ્રકારે પ્રયત્ન જો તે કરે તો મારી સઘળી દોલતનો તે વારસ થાય.

પાછળથી મને સમજાયું કે ઉપરથી જો કે તે મારી સાથે મિત્રતા દર્શાવતો હતો તોપણ અંદરખાનેથી તે મને પોતાના પ્રતિસ્પર્ધીતરીકે ગણતો હતો. મને જણાયું કે જે નવા વિચારો મેં યત્નથી શોધી કાઢ્યા હતા, તથા જે નાની નાની શોધો મેં કરી હતી, અને મારા પરિચયમાં નિત્ય રહેવાથી જે તેના જાણવામાં આવી હતી, તે સઘળી, પોતાની પ્રતિષ્ઠા વધારવાને માટે તે પોતાને નામે પ્રકટ કરતો હતો. આથી મેં તેને સખ્ત ઠપકો આપ્યો, અને પછી તીખી તમતમી વાણીની લડાઇ થયા પછી, અમે અમારો મિત્રતાનો સંબંધ તોડી નાંખ્યો. તે પછી તે મારો ઉઘાડો શત્રુ થયો.

આ પ્રમાણે કેટલોક સમય વહી ગયા પછી મારૂં અનુપમ દુર્બિન તૈયાર થઇને આવ્યું. મારી વેધશાળામાં તે ગોઠવાઇ રહ્યા પછી વિદ્વાનોને અને વર્તમાનપત્રોના ખબરપત્રીઓને તે જોવાનો એક અઠવાડીયું સંતોષ આપ્યા પછી, મેં તે વડે નભોમંડળનું નિરીક્ષણ કરવા માંડ્યું.

(અપૂર્ણ.)



# मानसिक शक्तिओनुं सामर्थ्य केवी रीते वधारवुं.

પોતાની માનસિક શક્તિઓને મનુષ્ય દ્વિગુણ અથવા ત્રિગુણ સામર્થ્યવાળી કરી શકે ખરો ? હા, પ્રયત્નવડે મનુષ્ય સઘળું જ કરવા સમર્થ છે.

નબળા હાથને અને પગને કસરતવડે મનુષ્ય બળવાન્ કરી શકે છે, નબળાં ફેફસાંને કસરતથી અને દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયાથી મોટાં અને જબરાં કરી શકે છે; નબળા જ્હરને, નબળા યકૃતને, સ્વલ્પમાં શરીરના પ્રત્યેક અવયવને, અને આખા શરીરને પણ મનુષ્ય જો પ્રયત્નથી બળવાન્ કરી શકે છે, તો મનની દુર્બળ શકિતઓને, અને પરિણામમાં આખા મનને તે પ્રયત્નથી શા માટે બળવાન્ ન કરી શકે ?

તર્કશક્તિ, તુલનાશક્તિ, સ્મરણશક્તિ, લેખનશક્તિ, કાવ્યશક્તિ, ઉદ્યોગશક્તિ, આગ્રહશકિત, શ્રદ્ધાશકિત, દઢતાશકિત, સ્થૈર્યશકિત, અને એવી એવી સેંકડો શકિતઓ આપણા મનમાં રહેલી છે. આ સર્વ શક્તિઓનું બળ ઇચ્છાપ્રમાણે મનુષ્ય વધારી શકે છે, એમાં કશો જ સંશય નથી.

પ્રત્યેક મનુષ્યના મનની શક્તિઓ તે જન્મે છે ત્યારથી જેમ જેમ મોટો થતો જાય છે, તેમ તેમ પ્રકટ થઇ થઇને વધતી જાય છે; પણ તેને વધારવામાં કશા ધોરણને અથવા નિયમને કોઇ મનુષ્યો અનુસરતા હોય એમ જણાતું નથી. જે મનુષ્ય જેવી સંગતિમાં અને જેવા સંજોગોમાં જન્મ્યો હોય છે, તે સંગતિમાં અને તેવા સંજોગોમાં

મનની જે જે શક્તિઓનો ઉપયોગ થતો હોય છે, તે શક્તિઓ તેનામાં પ્રકટતી અને ખીલતી વિશેષે કરીને જોવામાં આવે છે. કવિતા જોડનાર કુટુંબમાં અથવા મિત્રોમાં જન્મેલા અને ઉછરેલા મનુષ્યની કવિત્વશક્તિ પ્રકટવાનો અને ખીલવાનો સંભવ આવે છે; સૈનિકના કુલમાં જન્મેલામાં નિર્ભયતા આવે છે, અને આમ વિવિધ સંજોગોમાં વિવિધ શક્તિઓ પ્રકટે છે, અને ખીલે છે, પરંતુ તે સર્વમાં મનુષ્યનો સ્વેચ્છાપૂર્વક પ્રયત્ન બહુ જ ઓછો હોય છે. કવિને ત્યાં જન્મેલા બાળકમાં કવિત્વશક્તિ હોય એ સહજ છે, પણ તેવા સંજોગમાં ન જન્મેલા બાળકમાં તે શક્તિ પ્રકટાવવી અને વધારવી સંભવિત છે કે કેમ, તે પ્રશ્ન છે.

મજુરના કુળમાં જન્મેલા મનુષ્યનું શરીર નિત્ય થતી સ્વાભાવિક કસરતથી અત્યંત બળવાન્ હોય છે, પરંતુ શ્રીમાન્‌ને ત્યાં જન્મેલા બાળકનું શરીર તેવું વિશેષે કરીને હોતું નથી; અને તોપણ આપણે જાણીએ છીએ કે શ્રીમાન્‌નો સુકુમાર બાળક જો શાસ્ત્રીય પ્રકારે કસરતને કરે છે તો એક બળવાન્ મજુરના શરીરકરતાં પણ અધિકગુણ સુદૃઢ શરીર પ્રાપ્ત કરી શકે છે.

ધોરણથી અથવા નિયમથી કરવામાં આવતી શારીરિક કસરતથી જેમ શરીરનો ઇચ્છામાં આવે તે અવયવ અથવા આખું શરીર બળવાન્ કરી શકાય છે, તેમ ધોરણથી અને નિયમથી સેવવામાં આવતી મનોમય ક્રિયાઓથી મનની, ઇચ્છામાં આવે તે શક્તિઓ બળવાન્ કરી શકાય છે.

કોઇ પણ મનુષ્યનામાં અમુક માનસિક શક્તિ નથી, એવું હોતું નથી. એક સમર્થ મહાપુરુષમાં જેટલી શક્તિઓ હોય છે, તેટલી જ એક જડ જંગલી મનુષ્યમાં પણ હોય છે; પણ મહાપુરુષમાં જ્યારે વિવિધ માનસિક શક્તિઓ જાગ્રત્ થયેલી હોય છે તથા વૃદ્ધિને પામેલી હોય છે, ત્યારે એક અભણ જડ મનુષ્યમાં તે શક્તિઓ જમીનમાં નહિ રોપેલા, અને જળ પાઇને વૃક્ષરૂપે નહિ કરેલા બીજકજેવી હોય છે.

મનની શક્તિઓને પોતાનું સામર્થ્ય જણાવવાનું દ્વાર મગજ છે. જેમ ઉત્તમ ગાયક, સારૂં વાદિત્ર હોય છે, તો જ પોતાની કળા દર્શાવી શકે છે, તેમ મનની શક્તિઓ પણ ઉત્તમ મગજમાં જ પોતાનું સામર્થ્ય દર્શાવી શકે છે. ભાગલા તુમડાવાળો, અવ્યવસ્થ પડદાવાળો, અને કટાઇ ગયેલા તારવાળો એક સતાર, ગાંધર્વ લોકથી ઉતરી આવેલા કોઇ દૈવી ગાયકને તમે આપો તોપણ તે તેમાં એક પણ ગાયન સારૂં ઉતારી શકશે જ નહિ. આથી જેમ ગાયકને ઉત્તમ વાદિત્રની અગત્ય હોય છે, તેમ મનની શક્તિઓને પોતાનું સામર્થ્ય પ્રકટ કરવાને ઉત્તમ મગજની અગત્ય હોય છે.

માનસિક શક્તિઓનું સામર્થ્ય ઉત્તમ પ્રકારે પ્રકટાવવાને માટે અને વધારવાને માટે ત્રણ વસ્તુઓની ન ચાલે એવી અગત્ય છે: ૧ ઉત્તમ મગજ; ૨ મનની શક્તિઓના સ્વરૂપનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન; ૩ મન જે સામર્થ્યવડે પોષાય છે, તે સામર્થ્યનો સંચય.

આ ત્રણનાં સ્વરૂપ જ્યારે તે ત્રણઉપર સહજ વિસ્તારથી વિવેચન કરીશું ત્યારે સ્પષ્ટ થશે.

પ્રથમ ઉત્તમ મગજવિષે વિચાર કરીએ. મગજના વિવિધ ભાગમાં વિવિધ માનસિ ક

શક્તિઓ રહેલી છે. કેટલીક માનસિક શક્તિઓ જ્યારે મગજના આગલા ભાગમાં રહેલી છે, ત્યારે કેટલીક મધ્ય ભાગમાં અને કેટલીક પાછલા ભાગમાં રહેલી છે. આ શક્તિઓ મગજના જે ભાગમાંથી પ્રકટ થાય છે, તે ભાગમાં રહેલા અણુઓ (cells) ની સંખ્યાના પ્રમાણમાં તેઓ દુર્બળ અથવા બળવાન્ હોય છે. દૃષ્ટાંતતરીકે મૂર્ધના ભાગમાં ભક્તિભાવ, પૂજ્યભાવ વગેરે શક્તિઓ રહેલી છે. હવે જે મનુષ્યના મૂર્ધમાં ઉપર વર્ણેલા અણુઓ ઓછા હોય છે, તેનામાં ઈશ્વરપ્રતિ ભક્તિભાવ તેમ જ ગુરુ, માતાપિતા વગેરે પૂજ્ય જનોપ્રતિ પૂજ્યભાવ બહુ જ ન્યૂન પ્રમાણમાં પ્રકટેલો હોય છે. એથી ઉલટુ તે સ્થાનમાં જો અણુઓની સંખ્યા વધારે હોય છે, તો ભક્તિભાવ ઘણા મોટા પ્રમાણમાં પ્રકટેલો અનુભવમાં આવે છે. આથી કરીને ઉત્તમ પ્રકારની માનસિક શક્તિઓ હોવાને માટે, તે શક્તિઓ મગજના જે ભાગમાં હોય છે, તે ભાગના અણુઓની સંખ્યામાં વૃદ્ધિ કરવાની અગત્ય છે. વળી જેમ અણુઓની સંખ્યામાં વૃદ્ધિ કરવાની જરૂર છે, તે જ પ્રમાણે તે અણુઓની રચનામાં પણ સૂક્ષ્મતા આણવાની જરૂર છે. કેટલાક મનુષ્યોના મગજના અણુ, અન્ય મનુષ્યોના મગજના અણુકરતાં, રચનામાં સ્થૂલ હોય છે. જેમ કોઇના વાળ જાડા અને બરછટ હોય છે, તથા કોઇના પાતળા અને સુકોમળ હોય છે, તેમ કેટલાકના મગજના અણુઓ સ્થૂલ હોય છે, અને કેટલાકના સૂક્ષ્મ હોય છે. જેઓના અણુ સૂક્ષ્મ હોય છે, તેમની માનસિક શક્તિઓ જેઓના સ્થૂલ અણુ હોય છે, તેમના કરતાં અત્યંત ઉંચા પ્રકારની અને તેજસ્વી હોય છે. આ પ્રકારનો નિયમ હોવાથી, જે મગજમાં એક ઘનતસુજેટલી જગામાં રહેલા અણુઓની સંખ્યા, સામાન્ય મનુષ્યોના મગજમાં તેટલી જ જગામાં રહેલા અણુઓની સંખ્યાકરતાં ઘણી વધારે હોય છે, અને તે સાથે તેઓની જાતિ સૂક્ષ્મ હોય છે, તે મગજ ઉત્તમ પ્રકારનું ગણાય છે.

ઉત્તમ મગજ કરવા ઇચ્છનારે મગજનું કદ કંઇક મોટું કરી તેમાં અણુઓની સંખ્યાનું પ્રમાણ વધારવું જોઇએ, એટલું જ નહિ, પણ તે અણુઓની જાતિને સુધારીને સૂક્ષ્મ પ્રકારની કરવી જોઇએ. આમ કરવામાં આવે છે, તો જ તે મગજદ્વારા ઉત્તમ માનસિક શક્તિઓ પ્રકટાવી શકાય છે.

મગજના અણુ જેમ નાના તેમ તે ઉત્તમ ગણાય છે, અને જેમ તે મોટા તેમ તે કનિષ્ઠ પ્રકારનું ગણાય છે. સમર્થ વિચારકો અને તત્ત્વજ્ઞ પુરુષોના મગજના અણુઓની સંખ્યા સામાન્ય મનુષ્યોના મગજના અણુઓની સંખ્યાકરતાં ઘણી જ અધિક હોય છે, એટલું જ નહિ, પણ તેઓ બહુ સૂક્ષ્મ હોય છે, અને તેમનું બંધારણ બહુ સુકોમળ હોય છે. સામાન્ય મનુષ્યના મગજના અણુ જાડી રેતીજેવા હોય છે, અને સમર્થ વિચારકના મગજના અણુ કોઇ પુષ્પની સૂક્ષ્મ પાંખડીઓજેવા સુકોમળ હોય છે.

કનિષ્ઠ પ્રકારનાં મગજ ઉત્તમ પ્રકારનાં કરી શકાય છે, અર્થાત્ તેમને સહજ મોટાં કરી શકાય છે, અને તેમાં રહેલી જે શક્તિને વધારવી હોય તે શક્તિના સ્થાનના અણુઓની સંખ્યાને વધારી શકાય છે, તથા તેમની જાતિને સુધારી શકાય છે. માનસિક શક્તિઓ વધારવાને માટે આમ કરવું પ્રથમ અગત્યનું છે. આજે માનસિક શક્તિઓને જ કેળવવાનો પ્રયત્ન વિશેષે કરીને ચાલે છે, પણ મગજને સુધારવાનો પ્રયત્ન ક્વચિત્

જ થાય છે. આથી કુદરતી રીતે જેમનાં મગજ ઉત્તમ હોય છે, તેમની માનસિક શક્તિઓ ઉત્તમ થાય છે, અને જેમનાં મગજ હલકા પ્રકારનાં હોય છે, તેઓ પોતાની માનસિક શક્તિઓ વધારવાને ગમે તેટલી મહેનત કરે છે તોપણ તેમનો શ્રમ નિષ્ફળ જાય છે. લાકડાની તરવારવડે શૂરવીર યોદ્ધો રણભૂમિમાં ગમે તેટલું શૌર્ય દર્શાવતાં છતાં પણ વિજય પ્રાપ્ત કરી શકતો નથી, તેમ દુર્બલ મગજવડે, ગમે તેટલો પરિશ્રમ કરતાં છતાં પણ અનેક મનુષ્યો અલૌકિક માનસિક શક્તિઓને પ્રકટાવી શકતા નથી.

આજે જગતમાં ગણ્યાગાંઠ્યા મનુષ્યો જ અસાધારણ બુદ્ધિસંપન્ન હોય છે, તેનું કારણ અસંખ્ય મનુષ્યોના મગજની દુર્બળતા છે. જો આ સર્વ મનુષ્યો પ્રયત્નવડે પ્રથમ મગજને, નીચે કહ્યાપ્રમાણે ઉત્તમ પ્રકારનું કરે તો અસાધારણ બુદ્ધિસંપન્ન પુરુષોની સંખ્યા હજારો અને લાખોની થાય.

મગજના કોઇ પણ ભાગમાં લોહીની ગતિને વધારવાથી તથા શરીરમાં રહેલા વિદ્યુન્મય સામર્થ્યનો તે ભાગમાં સંચય કરવાથી, મગજના તે ભાગના અણુઓની સંખ્યામાં વૃદ્ધિ કરી શકાય છે, તથા તેમની જાતિમાં સુધારો કરી શકાય છે.

શરીરના કોઇ પણ ભાગમાં મનને એકાગ્રતાપૂર્વક જોડવાથી તે ભાગમાં રુધિરની ગતિ વધે છે, એટલું જ નહિ પણ તે ભાગ પુષ્ટ થાય છે, એ વાર્તા આજે સર્વ શરીરશાસ્ત્રીઓ સ્વીકારે છે. પ્રસિદ્ધ મલ્લ સેન્ડો પણ કહે છે કે એક કલાક કસરત કરવાથી શરીર જેટલું બળવાન્ નથી થતું તેટલું બળવાન્ માત્ર દશ જ મિનિટ શરીરના વિવિધ ભાગમાં કસરત કરતી વખતે મનને એકાગ્રતાપૂર્વક જોડવાથી થાય છે; અર્થાત્ શરીરના જે ભાગમાં મનને એકાગ્ર કરવામાં આવે છે, તે ભાગમાં લોહીની ગતિ વધે છે, અને તેમ થતાં તે ભાગ પુષ્ટ થાય છે. આમ હોવાથી મગજના અણુઓની સંખ્યામાં વૃદ્ધિ કરવા ઇચ્છનારે મગજના વિવિધ ભાગોમાં એકાગ્રતા કરવાની અગત્ય સિદ્ધ થાય છે.

આપણા પ્રાચીન ઋષિમુનિઓની મૂર્ધમાં, ત્રિકુટિમાં વગેરે વિવિધ સ્થળોમાં મનને એકાગ્ર કરવાની ક્રિયાઓમાં, મગજને બળવાન્ કરવાનો, અર્થાત્ તેના અણુઓને વધારવાનો અને તેમને સૂક્ષ્મ પ્રકારના કરવાનો એક હેતુ રહ્યો હોય, એમ આટલા વિવેચનથી બુદ્ધિમાનને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ આપણી યોગની સર્વ ક્રિયાઓ, આપણા શરીરની, આપણા મનની તથા આપણા સત્ત્વબળની અત્યંત વૃદ્ધિ કરનાર છે.

મસ્તિષ્ક વિદ્યા ( Phrenology ) થી હમણાં સારી રીતે સિદ્ધ થયું છે કે મગજના પૃથક્ પૃથક્ ભાગમાં નિરાળી નિરાળી માનસિક શક્તિઓ રહેલી છે. મગજના જે ભાગનો એક શક્તિ ઉપયોગ કરે છે, તે જ ભાગનો અન્ય શક્તિ કદી પણ ઉપયોગ કરતી નથી, અર્થાત્ પ્રત્યેક શક્તિનું મગજમાં પોતપોતાનું નિરાળું સ્થાન હોય છે. મગજને ઉત્તમ પ્રકારનું કરવા ઇચ્છનારે મગજની કયા સ્થાનમાં કયી શક્તિ રહેલી છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું અવશ્યનું છે, જેથી જે શક્તિને કેળવવાની તેની ઇચ્છા હોય તે શક્તિના સ્થાનના અણુઓને તે એકાગ્રતાથી વધારી શકે. આ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરતાં કોઇ પણ શક્તિને કેળવવાનું કાર્ય બહુ જ સરળ થઇ જાય છે, એટલું જ નહિ, પણ સહજ પ્રયત્નથી ગમે તે મનુષ્ય પોતાની ધારેલી શક્તિ કેળવી શકે છે.

મગજના કયા કયા ભાગમાં કયી કયી શક્તિઓ રહેલી છે, તે સવિસ્તર લખવું, આ લઘુ લેખમાં અશક્ય છે; પ્રસંગપરત્વે તે વિસ્તારથી લખાશે—તોપણ બુદ્ધિમાન વાચકને વિષયનું દિગ્દર્શન થવા માટે સહજ સૂચન કરેલું અસ્થાને નહિ ગણાય.

કપાળના નીચેના અર્ધ ભાગમાં જે શક્તિઓ રહેલી છે, તે શક્તિઓ વિદ્યાકળાના શોધને કરનારી તથા કાર્યને સાધનારી છે. જે મનુષ્યમાં આ શક્તિઓ કેળવાયલી હોય છે, તે નકામા વાતોના તડાકા મારતો નથી, પણ જે વાતને તે જાણે છે, તેને આચારમાં મૂકે છે. પ્રત્યેક વાતનું ખરાપણું અથવા ખોટાપણું પ્રયોગદ્વારા તે સિદ્ધ કરી જુએ છે ત્યારે જ જંપે છે. તે નિયમિતપણે વ્યવસ્થાથી કામ કરનાર હોય છે. કોઇ પણ કાર્ય સાધવાના તેના નિશ્ચયો, મનમાં પ્રકટીને મનમાં જ શમી જતા નથી, પણ વ્યવહારમાં તે કાર્યરૂપે જોવામાં આવે છે. તેનામાં મોટી મોટી વાતો કરવાનું અથવા મોટા મોટા તર્કો કરવાનું પાંડિત્ય કદાચ નથી હોતું તોપણ પરિણામને અથવા ફળને પ્રકટાવવાનું તેનામાં સામર્થ્ય હોય છે, અને તે પ્રમાણે તે એક પછી એક પરિણામો પ્રકટાવે છે જ. આ કાર્યસાધક શક્તિને કેળવવાને માટે મનુષ્યે કપાળની નીચેના અર્ધ ભાગમાં રહેલા મગજના અણુઓની સંખ્યા વધારવી જોઇએ. આમ કરવાને માટે પ્રથમ તેણે મગજના મધ્ય બિંદુમાં વૃત્તિને એકાગ્ર કરવી જોઇએ. મગજનું મધ્યબિંદુ બે કાનના મધ્ય ભાગમાં આવેલું છે. જે યોગસાધકો મૂર્ધમાં અથવા ત્રિકુટીમાં ધારણા કરવાનો અભ્યાસ સેવે છે, તેમને મગજના મધ્યબિંદુમાં વૃત્તિને એકાગ્ર કરવાનું કાર્ય જરા પણ કઠિન ભાસશે નહિ. પરંતુ જેમણે શરીરમાં કોઇ દિવસ પોતાની વૃત્તિને એકાગ્ર કરવાનો અભ્યાસ સેવ્યો નથી, તેમને આ કાર્ય આરંભમાં બહુ કઠિન ભાસશે. તેવા મનુષ્યો જો આગ્રહથી અભ્યાસ સેવ્યા કરશે તો અલ્પ સમયમાં મગજના મધ્યભાગમાં વૃત્તિને પાછી વાળીને નાંખવાની ક્રિયા તેમને સુગમ થઈ જશે. મધ્યબિંદુમાં વૃત્તિને એકાગ્ર કર્યા પછી શાંતિથી ધીરે ધીરે તેને કપાળના નીચેના અર્ધ ભાગમાં લાવવી; અને મગજના મધ્યબિંદુથી તે કપાળની નીચેના અર્ધ ભાગસુધીના પ્રદેશમાં જે ધોળા રંગના અણુઓ રહેલા છે તેના ઉપર વૃત્તિને એકાગ્ર કરવી. આ પ્રદેશમાં જે અણુઓ આવેલા છે તે સર્વનો કાર્યસાધક માનસિક શક્તિ ઉપયોગ કરે છે, અને તે દ્વારા પોતાનું સામર્થ્ય દર્શાવે છે, તેથી માત્ર કપાળની સપાટીઉપર એકાગ્રતા ન કરવી, પણ સપાટીથી તે અંદરના મધ્યબિંદુસુધીમાં ભરેલા સઘળા જ દ્રવ્યઉપર કરવી.

આ એકાગ્રતા કરતી વખતે આ અણુઓની સંખ્યા વધે છે, એ પ્રકારનો ભાવ વૃત્તિમાં સ્થિર રાખવો. આ ભાવ ઉપર ઉપરનો નહિ પણ ખરી લાગણીવાળો હોવો જોઇએ, અને તે સાથે બહુ જ શાંતિથી કરેલો હોવો જોઇએ. તીવ્રતા એવા પ્રકારની ન હોવી જોઇએ કે વૃત્તિમાં રજોગુણ પ્રકટી વિક્ષેપનું બળ વધે. એકાગ્રતાનો આરંભ કરતા પૂર્વે, એકાગ્રતા કરનારે હું ચૈતન્યસ્વરૂપ છું, એ પ્રકારનું ભાન કરી પછી એકાગ્રતા કરવા માંડવાથી અનિક લાભ થવા સંભવ છે, માટે આ અભ્યાસ સેવનારે આરંભમાં પોતાનામાં પોતાના આત્મસ્વરૂપનું ભાન કરી લેવા કદી વિસરી જવું નહિ.

મગજના અણુઓને વધારવાની આ ક્રિયામાં, પોતપોતાની અનુકૂળતાપ્રમાણે દશ

મિનિટ, વિશ મિનિટ અથવા અર્ધો કલાક ગાળવો. જેમને વધારે અવકાશ હોય તેમણે દિવસમાં ત્રણ ચાર વાર આ ક્રિયા કરવી. વ્યવહારની વિવિધ ક્રિયાઓ કરતી વખતે પણ મગજના જે ભાગનો ઉપયોગ કરવામાં આવતો હોય તે ભાગઉપર વારંવાર સહજ સ્વભાવે દૃષ્ટિ નાંખ્યા કરવાથી પણ તે ભાગ ઉત્તમ થાય છે, અને કામ કરતાં છતાં પણ અનાયાસ ઇચ્છેલો અર્થ સધાય છે. ( અપૂર્ણ. )



## श्रीश्रेयःसाधकअधिकारिवर्गना महोत्सवो.

**શ્રીશ્રેય:સાધકઅધિકારિવર્ગનો ૭૨ મો** મહોત્સવ ગયા આષાઢ માસની પૂ. ર્ણિમાએ પ્રતિવર્ષના નિયમાનુસાર વડોદરામાં **શ્રીનૃસિંહાશ્રમમાં** પાલન કરવામાં આવ્યો હતો. ભિન્ન ભિન્ન સ્થળેથી અનેક શ્રેયસ્સાધકો તથા ઉદાસીન સ્ત્રીપુરુષો ઉત્સવના આનંદમાં ભાગ લેવા પધાર્યાં હતાં. દિવસનો પ્રથમ પ્રહર ઇષ્ટપૂજનઅર્ચનાદિ સત્ક્રિયામાં વ્યતીત થયો હતો. ઉત્સવનિમિત્ત ચાર વ્યાખ્યાન કરવામાં આવ્યાં હતાં. પ્રથમ વ્યાખ્યાન પ્રો. જેઠીસનદાસ જેઠાભાઇ કણીયા બી. એ. એમણે 'આત્મનિવેદન' એ નામના વિ. ષયઉપર, દ્વિતીય વ્યાખ્યાન વિદ્યાર્થીજીવનના તંત્રી શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ 'રાજયોગની પૂર્વ સામગ્રી' એ વિષયઉપર, તૃતીય વ્યાખ્યાન શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. એમણે 'ઉપાસના અને તત્ત્વજ્ઞાન' એ વિષયઉપર, અને ચતુર્થ વ્યાખ્યાન આ માસિકના વ્યવસ્થાપકે 'સાધનોના અભ્યાસમાં ઉત્સાહને ઉત્પન્ન કરનાર વિચારો' એ વિષયઉપર આપ્યું હતું. વ્યાખ્યાનોના અંતમાં ઉત્સવનિમિત્ત રચેલાં ખાસ કીર્તનો ગાવામાં આવ્યાં હતાં.

પુરુષોથી ભિન્ન સ્થળમાં સ્ત્રીસમાજમાં સ્ત્રીઓનાં પણ ત્રણ વ્યાખ્યાન તથા કીર્તનો થયાં હતાં.

**ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ** નામનો આ વર્ગનો ૭૩ મો મહોત્સવ શ્રાવણ માસની શુકલ પંચમીએ ઉકત સ્થળે જ વિધિપૂર્વક પાલન કરવામાં આવ્યો હતો. આ ઉત્સવમાં અન્ય સ્થળેથી શ્રેયસ્સાધકોને તથા ઉદાસીન પુરુષોને આવવાનો નિયમ નથી. તેમણે પોતપોતાના સ્થળમાં જ ઉત્સવનું પાલન કરવાનું હોય છે. આ ઉત્સવમાં પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ, તથા સાયંકાળ એમ ત્રણ સમય મળી બે પ્રહર સંયમની ક્રિયાઓ કરવામાં આવી હતી, તથા પ્રસંગાનુસાર રચાયલાં કીર્તનો ગાવામાં આવ્યાં હતાં.

સુપ્રસિદ્ધ વકતા તથા વિદ્વાન્ પંડિત ફ. ક. લાલને ઉત્સવને દિવસે 'મનુષ્યજન્મની મહત્તા' એ વિષયઉપર સુરમ્ય તથા સુબોધક વ્યાખ્યાન આપ્યું હતું.

**શ્રીસિદ્ધેશ્વરસમાજનો** આ વર્ગનો ૭૪ મો મહોત્સવ પણ આ માસમાં નિર્ણીત સ્થળમાં નિર્ણીત દિવસે યથાવિધિ પાલન કરવામાં આવ્યો હતો.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.

॥ ॐ श्रीं ॥

## श्री सिद्धेश्वरना मंदिरनो घंटानाद.

*, * આ જગત્માં પ્રત્યેક મનુષ્ય ખેડુત છે, કારણ કે જેમ ખેડુતે, જમીનમાંથી પોતે નક્કી કરેલી કોઇપણ વસ્તુ ઉગાડવાનો નિત્ય પ્રયત્ન સેવતો હોય છે, તેમ પ્રત્યેક મનુષ્ય પોતે નક્કી કરેલું કોઇપણ ફળ પ્રાપ્ત કરવા નિત્ય પ્રયત્ન સેવતો હોય છે.

* * ખેડુત જો કુશળ નથી હોતો તો જમીનમાંથી સામાન્ય પ્રકારનો પાક પણ ઉત્પન્ન નથી કરી શકતો, તેમ મનુષ્યો જો કુશળ નથી હોતા, તો આ જગત્માં પોતે નક્કી કરેલા ફળને સામાન્ય પ્રકારે પણ પ્રાપ્ત નથી કરી શકતા.

* * મનુષ્યસમુદાયમાંથી કેટલાક મનુષ્યો વ્યવહારરૂપ ફળનાં વૃક્ષોને ઉગાડનાર અને ઉછેરનાર ખેડુત હોય છે, અને કેટલાક પરમાર્થરૂપ ફળનાં વૃક્ષોને ઉગાડનાર તથા ઉછેરનાર ખેડુત હોય છે. સિદ્ધેશ્વરના મંદિરનો ઘંટાનાદ મુખ્યત્વે કરીને પારમાર્થિક ખેડુતો અર્થે છે.

* * અક્ષય્ય સુખ અથવા શાંતિ, એ પારમાર્થિક કૃષિકર્મ ( ખેતી ) નું અદ્વિતીય ફળ છે. કર્મ, ઉપાસના તથા તત્ત્વજ્ઞાનરૂપ સુંદર વૃક્ષો અભ્યાસજળથી સિંચાઇ જ્યારે ફુલીફાલી મોટાં થાય છે, ત્યારે તેમના ઉપર એ શાંતિરૂપ અદ્વિતીય મહા મનોહર ફળ પ્રકટે છે. આ વૃક્ષોને ઉગવાનું અને ઉછરવાનું સ્થળ સાધકની મનોભૂમિ અથવા અંતઃકરણરૂપ ક્ષેત્ર છે.

* * ભૂમિમાં રોપેલાં વૃક્ષોને, જમીનમાં રહેલું પોષણ સંપૂર્ણ અંશે મળે એ માટે કુશળ ખેડુત, સાવધાનતાથી દરરોજ જમીનમાં ઉગી નીકળતાં નકામાં ઝાડઝાંખરાંને નિંદી નાંખે છે. આમ જો તે નથી કરતો તો નકામાં વૃક્ષો; ચોર અને લુટારાની પેઠે જમીનનો બધો કસ ચુશી જાય છે, અને કામનાં વૃક્ષ ભુખે મરી દુર્બળ રહે છે. આમ થતાં તેમના ઉપર ફળ આવતાં નથી, અને કદાચ આવે છે, તો તેમની ફળમાં ગણના કરવા જેવાં તેઓ હોતાં નથી.

* * પારમાર્થિક ખેતી કરનાર હજાર ખેડુતોમાંથી કોઇ વિરલ ખેડુત જ વ્યાવહારિક ખેડુતના જેવું આ નિંદણનું કાર્ય સંતોષકારક રીતે કરતો દૃષ્ટિએ આવે છે. મોટા ભાગના સાધકોની મનોભૂમિમાં તો ઝાડીઝાંખરાંનું એવું તો ઘીચ વન દૃષ્ટિએ પડે છે કે ઉપાસના તથા તત્ત્વજ્ઞાન વગેરેના સુકુમાર છોડ કયે સ્થળે છે, અને કેટલા મોટા થયા છે, તે તીક્ષ્ણ દૃષ્ટિવાળાને પણ નજરે પડતા નથી.

* * ઉત્તમ સ્વાદિષ્ઠ ફળને પ્રકટાવનાર વૃક્ષોને જ સર્વ ઇચ્છે છે, અને તોપણ કડવાં ફળને પ્રકટાવનાર નિરુપયોગી વૃક્ષો, અથવા કાંટાવાળાં ઝાંખરાં મનોભૂમિમાં કેટલાં ઉગ્યાં છે, અને નિત્ય નવાં ઉગે છે, તથા તેઓએ કેટલી હાનિ કરી છે તથા નિત્ય કરે છે તેનો થોડા જ મનુષ્યો વિચાર કરે છે.

* * આ નિરુપયોગી વૃક્ષ મનોભૂમિમાં ઉગીને અને મોટાં થઇને મનોભૂમિનું સત્ત્વ ચુસી ન લેતાં હોત, અને તેમ કરીને ઉપયોગી વૃક્ષોને મનોભૂમિમાંથી ઓછું પોષણ મળે, એવી સ્થિતિમાં આણી ન મૂકતાં હોત તો આ સંબંધમાં બુદ્ધિમાનને વિચાર કરવા જેવું ભાગ્યે જ રહેત. પણ જ્યારે તેઓ તેમ કરે છે, ત્યારે તો પરમાર્થરૂપ ઉપયોગી વૃક્ષને ઉછેરનાર વિવેકી સાધકનું તે સંબંધી જેમ બને તેમ સત્વર વિચાર કરવાનું કર્તવ્ય સિદ્ધ થાય છે.

* * પોતાના અંતઃકરણમાં પાછું વળીને જોનાર પ્રત્યેક મનુષ્યને, વ્યાવહારિક કે પારમાર્થિક કોઇ પણ શુભ ફળને ન ઉત્પન્ન કરે એવા હજારો, વિચારો, ઇચ્છાઓ, કામનાઓ, વગેરે પ્રાતઃકાળે જ્યારથી તે જાગ્રત્ થાય છે ત્યારથી તે નિદ્રા આવતા સુધી પોતાના મનમાં પ્રકટ થયેલાં જોવામાં આવ્યા વિના ભાગ્યે જ રહેશે. આ વિચારો મનોભૂમિના સત્ત્વબળઉપર જ છવે છે. તેઓ પ્રકટ થઇને થઇને અંતઃકરણના બળનો ક્ષય કર્યા જ કરે છે. ઘણા વિચાર કરવાથી મગજ થાકી જાય છે, તેનો સર્વને અનુભવ હોય જ છે. આ અનુભવ એ સિદ્ધ કરે છે કે વિચારની ક્રિયા એ મગજના બળનો ક્ષય કરે છે.

* * જે વિચારની ક્રિયાથી વ્યાવહારિક કે પારમાર્થિક કોઇ પણ શુભ ફળ પ્રકટે, તે ક્રિયામાં મગજના બળનો ક્ષય થાય તે યોગ્ય છે, પરંતુ જે વિચારોનું કશું જ શુભ ફળ ન હોય તેની ક્રિયામાં મગજના બળને વાપરી નાંખવું, એના જેવું અવિચારી કૃત્ય બીજું એકે નથી. અને તોપણ હજારમાં એકાદ મનુષ્ય પણ આ અવિચારી કૃત્યથી વેગળો રહેલો ભાગ્યે જ જોવામાં આવે છે. સઘળા જ શય્યામાંથી ઉઠે છે ત્યારથી ગમે તેવા વિચારો કર્યા જ કરે છે. નકામા વિચારો કરવા, નકાંગી વાતો કરવી, અને નકામી એટલે જેમાં કશું પણ ઉત્તમ ફળ નથી, એવી ક્રિયાઓ કરવી, તેમાં બળનો ક્ષય થાય છે, એ વાતનું સ્વરૂપ, જેવું છે તેવું કોઇ જ સમજતું નથી, અને સમજવા પ્રયત્ન કરતું નથી.

* * મનુષ્યને પોતાના ઉપયોગમાટે જેટલું જોઇએ તેના કરતાં અધિક બળ નિત્ય શરીરમાં ઉત્પન્ન થાય છે; તથાપિ સેંકડો મનુષ્યો કામ કરતાં થાકી જવાની નિત્ય ફરીયાદ કરતાં જોવામાં આવે છે. કેટલાકનું એક કલાક કે બે કલાક વ્યાવહારિક કે પારમાર્થિક અભ્યાસ કરતાં મગજ થાકી જાય છે. તેઓ મગજની કે શરીરની

નિર્બળતાની બુમો પડે છે. ઉપાયો કરતાં છતાં પણ ઘણાને મગજ કે શરીર બળવાન્ થયેલું જણાતું નથી. શી રીતે જણાય? તેઓએ આવકનું એક દ્વાર ઉઘાડું રાખ્યું હોય છે, અને જાવકનાં સેંકડો દ્વાર રાખ્યાં હોય છે. જાવકનાં દ્વાર બંધ કર્યા વિના આવક થયેલી શી રીતે સમજાય? નકામા વિચારો, અને નકામી ક્રિયાઓ, એ જાવકનાં દ્વાર છે. તેમને બંધ કર્યા વિના મગજ અને શરીર બળવાન્ થતું નથી, અને મગજ અને શરીર બળવાન્ થયાવિના વ્યાવહારિક કે પારમાર્થિક ઉત્તમ ફળો પ્રકટાવી શકાતાં નથી.

* * ખેતરમાંથી ઝાંખરાં વગેરે નકામાં ઝાડને ઉખેડી નાંખનાર ખેડુત ઉપયોગી છોડને અધિક પોષણ મળતું કરી, ખેતરડાં બળવાન્ કરે છે, તેમ મનમાંથી નકામા વિચારોને કાઢી નાંખનાર મનુષ્ય, અને તેમ કરી મનોબળના અસાધારણ ક્ષયને અટકાવનાર મનુષ્ય, પોતાની માનસિક શક્તિઓને તેઓ હોય છે તે કરતાં એક કે બે વર્ષમાં દ્વિગુણ કે ત્રિગુણ બળવાન્ કરે છે.

* * ખેતરમાં જેમ ઝાંખરાંનો ઉપયોગ નથી, તેમ મનમાં નકામા વિચારોનો ઉપયોગ નથી. બુદ્ધિમાને તેમને શા માટે ત્યારે મનમાં રાખવા, અને મનનું સત્ત્વ ચુસાઇ જવા દેવું?

* * જે ઇચ્છા અને કામનાઓ આપણને ઉંચે ચઢાવતી નથી, પણ નીચે દોરી પાડે છે, તેને આ ક્ષણથી જ સેવવી બંધ કરો. જે વિચારવડે આપણું હૃદય અધિક ઉન્નત અને આધ્યાત્મિક થતું ન જણાય તે વિચારને હૃદયમાં આ ક્ષણથી જ રમવા ન દો. જે કલ્પનાનાં ચિત્રો તથા જે ગઇ ગુજરી વાતો આપણને વધારે ઉચ્ચ તથા વધારે વિશુદ્ધ જીવનપ્રતિ આકર્ષતી નથી, તેમને હૃદયમાં જોવાનું અને સ્મરણ કરવાનું આ ક્ષણથી જ મુકી દો. જે ઉદ્દેશો અને અભિલાષાઓ આપણી ઉન્નતિ અને અભ્યુદય સાધનાર ન હોય તેમને તત્કાળ હૃદયમાંથી રજા આપો. તેમણે તમારા હૃદયમાં આજસુધી રહીને તમારૂં જ ખાઇને તમારૂં જ ખોદ્યું છે. તમે આજે આ જાણ્યું છે. સિદ્ધેશ્વરના ઘંટાનાદથી તમારા કાન ઉઘડ્યા છે. સાવધાન થાઓ. અયોગ્ય વિચાર અને અયોગ્ય ક્રિયારૂપી કાળા નાગને તમારા પોતાના ઓજસરૂપ દુધને ન પાઓ. તે તમને જ દંશીને તમારા પ્રાણ હરે છે. જાગ્રત્ થશો, અને આ કલ્યાણકારક ગંભીર નાદ સાંભળશો? **નિરુપયોગી વિચારો અને ક્રિયાઓ મનુષ્યનું સત્ત્વબળ અસાધારણ પ્રમાણમાં હરી લે છે.**



# ધ્યાતા ધ્યેયરૂપ જ થાય છે.

મનુષ્ય જેનું ધ્યાન અથવા આરૂઢ ચિંતન કરે છે, તેવો જ તે થાય છે, એ અધ્યાત્મશાસ્ત્રનો અબાધિત નિયમ છે. આપણી દુઃખરૂપ અથવા સુખરૂપ સ્થિતિનો સઘળો આધાર આ નિયમઉપર જ મુખ્યત્વે કરીને રહેલો હોવાથી, તેનું યથાર્થ સ્વરૂપ સમજવાની આપણે અત્યંત અગત્ય છે.

આ નિયમનું યથાર્થ સ્વરૂપ સમજતાં, આજે જે સ્થિતિમાં આપણે છીએ તે

સ્થિતિમાં આપણે શાથી આવ્યા છીએ, તેનું આપણને સંપૂર્ણ જ્ઞાન થાય છે, એટલું જ નહિ, પરંતુ તે સ્થિતિ બદલીને તેમાંથી ઉંચી સ્થિતિમાં જવાને આપણે શું કરવું જોઇએ, તે પણ આપણને તત્કાળ સમજાય છે. આપણા લક્ષમાં તત્કાળ આવે છે કે આપણને સુખી અથવા દુઃખી કોઇએ કર્યા નથી, પણ આપણે પોતે જ આપણને સુખી અથવા દુઃખી કર્યા છે, તથા ભવિષ્યમાં આપણને સુખી અથવા દુઃખી કરનાર અન્ય કોઇ જ નથી પણ આપણે પોતે જ છીએ. સ્વરૂપમાં આ નિયમનું યથાર્થ જ્ઞાન સુખની ખરી કુંચીને આપણા સ્વાધીન કરે છે.

આજસુધી આ જગતમાં આપણને જે કંઇ મળ્યું છે, તે આપણાં પોતાનાં જ કર્મનું ફળ છે. આરોગ્ય અથવા વ્યાધિ, સંપત્તિ અથવા નિર્ધનતા, વિદ્યા અથવા અજ્ઞાન, સદ્ગુણ અથવા દુર્ગુણ, પ્રતિષ્ઠા અથવા અપ્રતિષ્ઠા, મિત્રો અથવા શત્રુઓ, સ્ત્રીપુત્રાદિ સ્વજનોનો સદ્ભાવ અથવા અભાવ, એ આદિ જે કંઇ આપણને પ્રાપ્ત થયું છે, તે સર્વમાં આપણા પૂર્વ જન્મનાં કે આ જન્મનાં કર્મ જ હેતુભૂત છે, એ સર્વ શાસ્ત્રો સ્વીકારે છે. સ્વકર્મવિના સુખદુઃખનો અન્ય કોઇ જ હેતુ નથી.

કર્મ એ આપણા મનના વિચારોના પરિણામ છે. મનમાં પ્રથમ વિચાર પ્રકટે છે, અને તે વિચાર મનમાં જ્યારે પ્રબળપણે વર્તે છે, ત્યારે તદનુકૂળ ક્રિયા થાય છે. આરંભમાં અંતઃકરણમાં વિચાર થયા વિના કોઇ પણ કર્મ કદી પણ થતું નથી.

જે વિચારની આપણા અંતઃકરણમાં પ્રબળ સત્તા જામે છે, તે વિચારપ્રમાણે આપણા મનની અને શરીરની સ્થિતિ થઇ જાય છે. કોઇના ઉપર વેર લેવાના વિચારો જેના અંતઃકરણમાં પ્રબળપણે થયા કરે છે, તેના મનનો ભાવ અથવા સ્થિતિ વૈરમય થઇ જાય છે, અને તેનાં નેત્રવગેરે અવયવોમાં પણ તે ભાવ પ્રકટપણે દેખાય છે; અર્થાત્ પ્રબળ વિચાર મનની અને શરીરની તે પ્રકારની સ્થિતિ કરી નાંખે છે; અને મનની તે વિચારના જેવી સ્થિતિ થતાં, મનુષ્યનાં પ્રત્યેક કર્મ, તે વિચારના જેવાં જ થાય છે.

તમે કોઇ વિષયનું પ્રબળપણે થોડો સમય ચિંતન કર્યા કરશો તો તમારા મનની તે વિષયાકાર સ્થિતિ અલ્પ સમયમાં જ થવાની; અને વિષયાકાર સ્થિતિ થતાં, તે વિષયને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન તમારાથી તત્કાળ થવાનો. આ પ્રમાણે ક્રિયામાં અથવા પ્રયત્નમાં વિચાર અથવા વિચારદ્વારા થયેલી મનની અમુક સ્થિતિ કારણરૂપ છે.

તમે આજે જે કંઇ પ્રયત્ન અથવા ક્રિયા નિત્ય કરો છો, તે તમારા પૂર્વે સેવેલા વિચારોનો જ પરિણામ છે. તમારી ક્રિયા જોઇને હરકોઇ બુદ્ધિમાન મનુષ્ય તમારા અંતઃકરણમાં કેવા વિચારો પ્રબળપણે પ્રવર્તી રહ્યા છે, તે સહજ કહી શકે છે. તે જ પ્રમાણે તમને મળેલા સુખદુઃખઉપરથી પણ તમારા અંતઃકરણે પૂર્વે કેવા વિચારો સેવેલા છે, તેનું સહજ અનુમાન થઇ શકે છે.

સુખ અથવા દુઃખનું સાક્ષાત્ કારણ ક્રિયા છે, અને ક્રિયાનું સાક્ષાત કારણ વિચાર છે. આથી કોઇ પણ સ્થિતિને પ્રાપ્ત કરવા ઇચ્છનાર પુરુષે પ્રથમ પોતાના વિચારમાં જ ફેરફાર કરવાની અગત્ય છે.

અંતઃકરણ અથવા મન એ વિચારનો પ્રદેશ છે. સુખદુઃખનાં અથવા, ઈષ્ટાઇ-

નિનાં બીજકો આ પ્રદેશમાં જ નંખાય છે. મનુષ્યના જીવનમાં એવો એક પણ પ્રસંગ બનતો નથી કે જેનું મૂળ કારણ આ પ્રદેશમાં ન હોય.

શબ્દ, સ્પર્શ વગેરે વિષયોનો આપણી ઇંદ્રિયોને સંબંધ થતાં આપણને તે તે વિષયોનું જ્ઞાન થાય છે. ઇંદ્રિયો અને વિષયોનો સંબંધ થતાં છતાં પણ જો મન તે સંબંધતરફ અભિમુખ નથી હોતું તો આપણને તે વિષયનું જ્ઞાન થતું નથી. આથી વિષયનું જ્ઞાન થવા માટે મનની વિષયતરફ અભિમુખતા થવાની અગત્ય રહે છે. મન જ્યારે વિષયતરફ પ્રીતિપૂર્વક અભિમુખ થાય છે, ત્યારે તે વિષયનું જ્ઞાન થવા ઉપરાંત તે વિષયના સંસ્કાર મનમાં પડે છે; અને મનઉપર પડેલા આ સંસ્કારપ્રમાણે પછી આપણા મનમાં વિચારો પ્રકટે છે.

પ્રીતિપૂર્વક અર્થાત્ ધ્યાન દઇને હાથીને જોનારના મનઉપર હાથીના સંસ્કાર અથવા છાપ પડે છે, અને તે પડેલી છાપપ્રમાણે હાથીના વિચારો તેના મનમાં પ્રકટે છે. સ્ત્રી અથવા દ્રવ્ય વગેરે વિષયના વિચારો જેના મનમાં પ્રકટે છે, તેના મનમાં પ્રથમ સ્ત્રી અથવા દ્રવ્યવિષયની, ઇંદ્રિયોના સંબંધદ્વારા છાપ પડી હોય છે. પ્રથમ છાપ અથવા સંસ્કાર પડ્યાવિના કોઇ પણ વિષયના વિચાર પ્રકટવા સંભવતા નથી. જે જે વિષયનું મનને ઉપરચોટીયું ભાન થાય છે, તેના સંસ્કાર પડતા નથી, અને તેથી તે સંબંધી વિચારો મનમાં પ્રકટતા નથી.

ધ્યાન દઇને મન જે વિષયનું ભાન કરે છે, તેની જ છાપ મનના ઉંડા ભાગમાં પડે છે. આ છાપ મનમાં જ્યાંસુધી રહે છે, ત્યાંસુધી તે છાપના નમુનાપ્રમાણે જ વિચારો ઘડાય છે. છાપ જૂદી, અને વિચારો જૂદા, એવું કદી જ બનતું નથી.

વિચારોને ઉત્પન્ન કરવા, એ ધર્મ મનનો છે. વિચારોને સ્રજવાનું અત્યંત સૂક્ષ્મ સામર્થ્ય મનમાં રહેલું છે. આ સામર્થ્યનો મન નિરંતર ઉપયોગ કર્યા કરે છે: પરંતુ મન જે વિચારો સ્રજે છે, તે તેમાં પડેલી છાપ અથવા સંસ્કારપ્રમાણે જ સ્રજે છે. જો તેમાં હાથીની છાપ પડી હોય છે તો તે હાથીના જ વિચારો સ્રજે છે, અને સ્ત્રીપુત્રાદિની છાપ પડી હોય છે તો સ્ત્રીપુત્રાદિના વિચારો સ્રજે છે.

મનોમય કોશમાં સ્રજાયલા આ વિચારો ત્યાંથી બહાર નીકળી પ્રાણમય કોશમાં અને અન્નમય કોશમાં આવે છે; અર્થાત્ મનમાં સ્રજાયલા આ વિચારો મનમાંથી બહાર નીકળી શરીરમાં આવે છે, અને પોતાના સ્વભાવપ્રમાણે બળને આપનારા અથવા બળને હણનારા રાસાયણિક ફેરફારો કરે છે. મનમાં સ્રજાયલા વ્યાકુળતાના વિચારો પ્રાણમાં આવતાં પ્રાણ કેવો ત્વરાથી તથા અનિયમિતપણે વહેવા માંડે છે, તથા હૃદયમાં કેવી વ્યથા થઇ શરીરમાં ફેરફાર થાય છે, એ સર્વને અનુભવસિદ્ધ છે. મનુષ્ય જેનું ચિંતન કરે છે, તેવો તે શાથી થાય છે, તે આથી સ્પષ્ટ થઇ જાય છે, તથાપિ અધિક સ્પષ્ટ થવા અર્થે, નિત્યના અનુભવનાં એક બે ઉદાહરણો લઇએ.

નર્મદા નદીઉપર આવેલા કોઇ પુણ્ય તથા અસંત શાંત ક્ષેત્રમાં આપણે જઇએ છીએ અને આપણી દૃષ્ટિએ પડતા પ્રશાંત દેખાવમાં તલ્લીન થઇ જઇએ છીએ કે તત્કાળ આપણા આખા શરીરમાં અદ્ભુત શાંતિ તથા સ્વાસ્થ્ય પ્રકટેલું આપણને જણાય છે. આવો ફેરફાર ઓચિંતો આપણા શરીરમાં શાથી પ્રકટે છે? કારણ કે જે સ્થળમાં આ-

પણે આવ્યા છીએ તે સ્થળ અસંત શાંત અને રમણીય છે; અને આપણાં નેત્રદ્વારા તેનો આપણા મનસાથે સંબંધ થવાથી તેની આપણા મનમાં છાપ પડે છે. આ છાપ આપણા મનમાં અસંત ઉંડી પડે છે, કારણ કે નેત્રના અને સ્થળના સંબંધસમયે આપણે તેમાં તલ્લીન થઇ ગયા છીએ, ઉપરટપકે જ, અર્થાત્ તલ્લીન થયા વિના જ જો આપણે આ સ્થલને જોયું હોત તો આપણામાં કશો જ ફેરફાર ન થાત; પરંતુ રસપૂર્વક આ સ્થળને અવલોકવાથી મનના ઉંડા ભાગમાં આપણે તેની છાપને પડવા દીધી છે. આપણા મનને તે રમણીય શાંત સ્થળના આકાર આપણે થવા દીધું છે. તે સ્થળની શાંતિનો દૃઢ સંસ્કાર આપણે આપણા મનઉપર પડવા દીધો છે; અને તેના પરિણામમાં, ઉપર કહ્યાપ્રમાણે, વિચારોને સર્જનાર જે સામર્થ્ય મનમાં રહેલું છે તેણે મનઉપર પડેલી શાંત અને રમણીય છાપના જેવા જ વિચારો સર્જવા માંડ્યા છે. આ સર્જાયલા વિચારો, પોતાના નિયમપ્રમાણે આપણા પ્રાણમય કોશમાં અને અન્નમય કોશમાં પ્રવેશ્યા છે, અને આપણા શરીરના અણુઅણુને શાંતિ અને સ્વાસ્થ્યથી છાઇ નાંખ્યા છે.

અન્ય ઉદાહરણ લઇએ. આપણા ઘરને આગ લાગવાજેવા કોઇ ભારે ક્ષોભને પ્રકટાવનાર પ્રસંગને આપણે જોઇએ છીએ કે તત્કાળ આપણી શાંતિ જતી રહે છે, અને આપણે હાંફ્લાફાંફ્લા બની જઇએ છીએ. આપણાં નેત્રમાં, આપણી વાંણીમાં, આપણા મુખના હાવભાવમાં અને આપણા શરીરની અને આપણા પ્રત્યેક અવયવની ગતિમાં તત્કાળ મોટો ફેરફાર થઇ જાય છે. શાથી? કારણ કે બહારના વ્યગ્ર દેખાવની આપણે આપણા મનમાં ઉંડી છાપ પડવા દીધી છે; અને તે છાપના વ્યગ્રતાવાળા નમુનાપ્રમાણે જ આપણા મનના વિચારોને સર્જનાર સામર્થ્યે વ્યગ્ર વિચારો ઉત્પન્ન કર્યા છે. આ વ્યગ્ર વિચારોવડે આપણામાં વ્યગ્રતાવાળી સ્થિતિ પ્રકટી છે. આ વ્યગ્ર સ્થિતિ તત્કાળ આપણા પ્રાણમાં અને શરીરમાં આવી છે, અને બહાર જે વ્યગ્રતા વ્યાપી રહેલી છે, તેવી જ વ્યગ્રતાથી આપણા સર્વાંગને ભરી દીધું છે. જે વ્યગ્રતાની છાપ આપણે આપણા મનમાં પડવા દીધી છે, તેવા જ આપણે થયા છીએ.

બહારના વ્યગ્ર દેખાવની છાપ જો આપણે આપણા અંતઃકરણમાં ન પડવા દીધી હોત તો આગથી આખું નગર ફૂંકાઇ જતાં પણ આપણા અંતઃકરણની શાંતિ તેવી ને તેવી જ બની રહેત. પરંતુ બહારની વ્યગ્રતાનું ભાન કરવાથી અને અંતઃકરણમાં તેની ઉંડી છાપ પડવા દીધાથી આપણી સ્થિતિ આપણે બહારના જેવી જ કરી મૂકી છે. બહારની આગ અંતઃકરણમાં ઘાલવાથી આપણે પોતે વગરઆગલાગ્યે સળગી ઉઠ્યા છીએ.

મહાપુરુષો ઘણે પ્રસંગે ક્લેશાગ્નિના મધ્યમાં બેઠા છતાં દુઃખ અને ક્લેશના સ્પર્શથી કેવી કુંચીનો ઉપયોગ કરીને મુક્ત રહી શકે છે, તેનો કંઇક આભાસ બુદ્ધિમાન્ વાચકને ઉપરના સંક્ષિપ્ત વિવેચનથી થયાવિના નહિ જ રહ્યો હોય.

કોઇ જોખમનું કામ આપણે માથે લીધું હોય, અને તેમાં નિષ્ફળતા મળવાનાં ચિહ્નો આપણને જણાતાં હોય, પરંતુ જ્યાં સુધી મનના ઉંડા ભાગમાં આપણને નિષ્ફળતાનો ભય ન જણાતો હોય ત્યાંસુધી તેની ઉંડી છાપ આપણા મનમાં પડી હોતી નથી. પરંતુ જો ભયનાં કારણો ચાલુ રહ્યા જ કરે છે અને આપણે ભય ધરવા માંડીએ છીએ તો નિષ્ફળતાની છાપ અલ્પ સમયમાં પડવા માંડે છે; અને જો

તેને રોકવામાં નથી આવતી તો તત્કાળ ઉંડી પડી જાય છે. નિષ્ફળતાની છાપ અંતઃકરણમાં પડતાં, સઘળા જ વિચારો નિષ્ફળતાના નમુનાપ્રમાણે ઘડાય છે; અને નિષ્ફળતાનો અર્થ ખરૂં જોતાં ઉંચી સ્થિતિમાં ન જતાં નીચી સ્થિતિમાં જવું અથવા પડવું, એવો જ થતો હોવાથી, નિષ્ફળતાના નમુનાપ્રમાણે ઘડાનાર વિચારો પણ ઉંચે ચઢાવનાર ન થતાં, નીચે પાડનાર જ થાય છે. શરીરના અણુઅણુમાં નિષ્ફળતાના આ વિચારો વ્યાપી જઇને આપણાં ગાત્ર ભાગી નાંખે છે. આથી આપણો ઉત્સાહ અને પ્રયત્ન મંદ પડી જાય છે. આપણી માનસિક શક્તિઓમાં પણ આ નિષ્ફળતાના વિચારો વ્યાપી જઇને તેમના તેજને અને સામર્થ્યને ન્યૂન કરી નાંખે છે. નમુનાપ્રમાણે અર્થાત્ પડેલી છાપપ્રમાણે જ વિચારોને સજવા, એટલું જ મન સમજતું હોવાથી, નિષ્ફળતાનો અર્થાત્ નીચે પડવાનો વેગ આખા શરીરમાં વ્યાપી રહે છે. બુદ્ધિ બહેર મારી જાય છે, અને તેથી ભાગ્યોત્કર્ષનો જે કંઇ પ્રયત્ન ચાલતો હોય છે, તેમાં ડગલે ડગલે ભૂલો થાય છે.

મનુષ્યો નજરમાં આવે તેવા વિષયોને અને પ્રસંગોને પ્રીતિપૂર્વક સેવે છે, અને અંતઃકરણમાં તેની છાપ પડવા દે છે, પરંતુ તેના કેવા પરિણામ આવે છે, તેનો થોડા જ વિચાર કરે છે. ઉત્તમ વિષયો અને ઉત્તમ પ્રસંગોની છાપ જ ઉત્તમ વિચારો પ્રકટાવે છે, અને કનિષ્ઠ વિષયો તથા કનિષ્ઠ પ્રસંગોની છાપ કનિષ્ઠ વિચારો પ્રકટાવે છે, તેથી કનિષ્ઠ વિષય તથા કનિષ્ઠ પ્રસંગને પ્રીતિપૂર્વક સેવતાં બહુ સાવધાન રહેવું જોઇએ. કારણ કે જેવી છાપ આપણે આપણા અંતઃકરણમાં પડવા દેઇએ છીએ, તે છાપના નમુનાપ્રમાણે જ આપણે થઇએ છીએ. હલકા મનુષ્યોની સંગતિ મનુષ્યને શાથી હલકો કરે છે, અને મહાત્માની સંગતિ મનુષ્યને શાથી ઉચ્ચ કરી મૂકે છે, તેનું શાસ્ત્રીય કારણ ઉપર વર્ણવ્યું તે જ છે.

કોઇ પણ પ્રસંગનો આપણને સંબંધ થતાં, તેની છાપ અંતઃકરણમાં કેવા પ્રકારની પડશે, અને કેવો પરિણામ ઉપજાવશે, તેનો બુદ્ધિમાને તત્કાળ જ વિચાર કરવો ઘટે છે, અને જો અયોગ્ય પરિણામ પ્રકટાવવાનું અનુમાન થાય તો તરત ચેતી જઇ, તે પ્રસંગનો રસપૂર્વક સંબંધ ન કરવો. આથી હૃદયઉપર તેની ઉંડી છાપ પડતી અટકશે. એથી ઊલટું ઉત્તમ પ્રસંગનો સંબંધ થતાં, અત્યંત રસપૂર્વક તેમાં જોડાઇને તેની ઉંડી છાપ હૃદયઉપર પડવા દેવી.

વ્યવહારમાં દુઃખ આવવાનાં અથવા નિષ્ફળતા પ્રાપ્ત થવાનાં ચિહ્નો જણાતાં છતાં, હૃદયમાં તેમનો પ્રવેશ થવા ન દેવો પરંતુ સુખનાં, શુભનાં, અને વિજયનાં જ ચિત્રોને કલ્પનાથી રચી તે ચિત્રોની ઉંડી છાપ હૃદયમાં પાડવી. જે આપણે ન જોઇતું હોય અને જેવા આપણે ન થવું હોય તેનું ઝાંખું ચિત્ર પણ વૃત્તિમાં કદી ન રચવું, પણ જે આપણે જોઇતું હોય, અને જેવા આપણે થવું હોય તેનું સર્વોત્તમ ચિત્ર રચવું. ઘણા મનુષ્યો નવરા પડે છે ત્યારે, સ્ત્રી મરી જાય તો મને આવું દુઃખ પડે, પુત્ર મરી જાય તો આવો ક્લેશ થાય, ધન નાશ થાય તો મારી આવી સ્થિતિ થાય, એવા એવા વિચારો કરે છે. કેટલીક સ્ત્રીઓ, પોતાનો પતિ જીવતો છતાં, જાણે તે મરી ગયો છે, હું વિધવા થઇ છું, અને મને અમુક અમુક દુઃખ પડે છે, એવાં ચિત્રો કલ્પનામાં રચી નેત્રમાંથી ડળક ડળક આંસુ પાડે છે, અને હૃદયના ઉંડા ભાગમાં વૈધવ્યની છાપ પાડે છે. આવી અયોગ્ય છાપો હાનિ જ કરે છે, અને જેનો આપણે ભય ધરીએ છીએ તેને જ આપણી આગળ લાવી મૂકે છે. તેથી બુદ્ધિમાને શુભનાં જ ચિત્રો રચી શુભની જ હૃદયમાં ઉંડી છાપ પાડવી.

વિજયની મનમાં ઉંડી છાપ પડતાં, વિચારને રચનાર સામર્થ્ય વિજયના વિચારોને શરીરના અણુઅણુમાં પ્રસરાવે છે. આ વિચારો રુધિરની ગતિને વધારે છે, પ્રયત્નની શક્તિને સતેજ કરે છે, ઉત્સાહને વેગ અર્પે છે, અને મનની સર્વ શક્તિઓમાં બળ અને ચૈતન્ય મૂકે છે. આથી મનુષ્ય પૂર્વ કરતાં વધારે સારો પ્રયત્ન કરે છે. તેમ થતાં માનસિક શક્તિઓમાં નિરંતર બળ વધતું જાય છે, અને તેથી વળી અધિક ઉત્તમ પ્રયત્ન થાય છે. બુદ્ધિ તીવ્ર થતાં ભૂલો ઓછી અને ઓછી થતી જાય છે, અને આમ મનુષ્ય વિજયની અને સુખની સમીપ અને સમીપ આવતો જાય છે.

મનના વ્યાપારનો ઉપર વર્ણેલો નિયમ સમજાતાં, આપણે જે વસ્તુ જોઇએ તે પ્રાપ્ત કરવાનું કામ આપણે માટે કેટલું સુલભ થાય છે, તે તરતે આપણને સમજાય છે: જે આપણે જોઇતું હોય તેની જ છાપ અંતઃકરણમાં પાડવી, અને તે જ છાપને ત્યાં સ્થિર રહેવા દેવી, એટલા થોડા શબ્દોમાં આ સર્વ પ્રકારનાં સુખદુઃખને આપનાર નિયમનો સમાવેશ થાય છે.

મનમાં, શરીરમાં, અને આપણી બહાર જે પ્રકારનું આપણે જોવું હોય તેવી જ છાપનું ભાન આપણે સર્વદા કરતાં શીખવું જોઇએ; અને તે જ પ્રમાણે જે જોવાની આપણને ઇચ્છા નથી, તેવી છાપને હૃદયમાં પડતી અટકાવવાનું આપણે શીખવું જોઇએ.

આપણે રોગના વિચારો કર્યાં કરીએ, આપણા રોગને જોજો કર્યાં કરીએ, અથવા રોગનો ભય ધર્યાં કરીએ તો રોગની જ આપણા મનમાં આપણે છાપ પાડીએ છીએ. આ છાપ રોગના વિચારોને પ્રકટાવી આપણા શરીરના અણુઅણુને પોતાના જેવા જ અર્થાત્ રોગી કરે છે. જ્યાં સુધી આપણા મનમાં રોગની ઉંડી છાપ રહે છે ત્યાં સુધી ગમે તેવા કુશળ ડૉક્ટર કે ઉત્તમ ઔષધથી આપણો રોગ મટતો નથી. જ્યારે આ વૈદ્ય અથવા આ ઔષધથી મને મને મટશે જ એવી શ્રદ્ધા આપણામાં પ્રકટે છે, અને તેથી આપણા મનમાં પડેલી રોગની છાપ ભુસાઇ આરોગ્યની નવી છાપ પડે છે, ત્યારે જ આપણો રોગ મટે છે. આવી સ્થિતિમાં એક ધૂળની ચપટીથી પણ મોટા મોટા રોગો મટી જાય છે.

ઔષધવિના રોગ મટાડવાની કુંચી પણ આ નિયમમાં જ આવી જાય છે. પૂર્ણ આરોગ્યની છાપ હૃદયઉપર સુદૃઢ છાપવી, અને તેને જ સ્થિર રાખવી: કોઇ ક્ષણે પણ રોગની છાપને મન ઉપર જામવા ન દેવી. આમ થતાં ઔષધવિના આપોઆપ વ્યાધિ નિવૃત્ત થશે.

યોગશાસ્ત્રનું છઠ્ઠુ અંગ જે ધારણા છે, તે તથા સાતમું અંગ જે ધ્યાન છે તે મનઉપર ઇચ્છેલી છાપ પાડવાનું શીખવનારાં અત્યંત બળવાન સાધનો છે. એ સાધનોવડે મનુષ્ય પોતાને જેવો ધારે છે, તેવો કરી શકે છે. વિચારમાર્ગનાં મનન અને નિદિધ્યાસનરૂપ સાધનો પણ આ જ ફળને પ્રકટાવે છે. ભક્તિ, ભાવના, અને જપનો ઉદ્દેશ પણ એ જ છે; અને તે એ કે કોઇ ઉચ્ચ ધ્યેયની હૃદયઉપર દૃઢ છાપ પાડવી. પોતે કલ્પેલા ઉચ્ચ ધ્યેયની હૃદયઉપર દૃઢ છાપ પડે છે અને તે છાપવિના બીજી કોઇ પણ છાપની હૃદયમાં પ્રધાનતા જોવામાં આવતી નથી ત્યારે ધ્યાન કરનાર ધ્યેયરૂપ જ થાય છે.

પ્રિય વાચક! હૃદયમાં ઉત્તમ સુખદ છાપ પાડવાના બાહ્ય જગતમાં તમને પ્રસંગ ન દેખાય તો કલ્પનાથી, ધારણાથી, ભાવનાથી ઉત્તમ પ્રસંગો રચો, અને તેમાં રસપૂર્વક એકાગ્ર થાઓ. તેની ઉંડી છાપ તમારા હૃદયમાં પડશે, અને તેમ થતાં જેની તમે કલ્પના અથવા ભાવના કરી હશે તેવા જ તમે થઇ જશો. ધ્યાતા ધ્યેયરૂપ થયાવિના રહેતો જ નથી.



REGISTERED No B. 185.




रुप [ पुस्तक ] १९. आश्विन सं० १९६३. दर्शन ( अंक ) १२

श्लोकः ॥

यस्योत्तमांगोपरि तावकीना
पादाब्जकांतिर्मुकुटायमाना ।
तस्यांघ्रियुग्मस्य भवत्यधस्ता-
दापद्गण शोचति चातिसर्व ॥

અર્થ — હે સર્વાતીત પ્રભો! જેના મસ્તકઉપર આપના ચરણકમળની કાંતિ મુકુટરૂપ થઈ રહે છે, તે પુરુષના પોતાના ચરણયુગલની નીચે આપત્તિનો સમૂહ આવી શોક કરે છે ( અર્થાત્ આપના ઉપાસકો વિપત્તિમાત્રને પોતાના પગતળે ચાંપે છે )

प्रतिष्ठा करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग.

वीरक्षेत्र 'लक्ष्मीविलास' लिमिटेड प्रेसमां मुद्रांकित कर्युं

वार्षिक उपहार वर्षारंभमाले रु. २.

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમ સુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે તત્કાળ અત્ર જણાવવું. પંદર દિવસપછી જણાવનાર ગ્રાહકને ગેરવલ્લે પહેલો અંક મળી શકશે નહિ. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

# ओगणीशमा रूपनी प्रभावलि ( विषया-नुक्रमाणिका. )

પ્રભા. વિસ્તાર.

પદ્યસંગ્રહ.

૨ તત્ત્વવિચાર.

## ૩ સાહિત્ય.



## ૪ વિદ્યા.



## ૫ પ્રકીર્ણ.

## ૬ ગ્રંથસત્કાર.







रूप ( पुस्तक ) १९—आश्विन कृष्ण० १४. संवत् १९६२. दर्शन ( अंक ) १२.

॥ ॐ श्रीँ ॥

## प्रार्थना.

પદ. ( મુજ પરમપિતા ચિત્ત ધરજો રે, એ લય. )

સર્વેશ્વર અંતર્યામી રે, માગ્યું આ દેજો,
કરીને અંતે નિષ્કામી રે, સ્વરૂપમાં લેજો.

દુઃખમાત્રનું મૂળ એક છે, ઉરતણું અભિમાન,
અહંભાવ એ હૃદયે સ્ફુરતાં, નષ્ટ થાય સઉ જ્ઞાન રે, સર્વે૦
જીવ અમે કર્તા નહિ તો પણ, કર્તાસમ વ્યવહાર,—
કરીને લહીએ, શ્વાન લહે જેમ શકટતણો શિર ભાર રે; સર્વે૦
વાસ્તવ કર્તારૂપે આપ જ, નિમિત્તરૂપે જીવ,
તોપણ વ્યર્થ વહી અભિમાને, ગુમાવતા નિજ શિવ રે; સર્વે૦
ભાવ અહંમમનો જે ઉરમાં, જન્મમરણ દેનાર,
નિર્મૂલ કરજો, મદમાતી આ, થાય મતિ અવિકાર રે; સર્વે૦
અભિમાનના લયસમ બીજું, જ્ઞાન ન વિશ્વે કોય,
તેવી પ્રશાંત સ્થિતિમાં સ્થાપો, ટાળી (જે) અહંમમ હોય રે; સર્વે૦
' આપ અમારા કર્તા હર્તા, આપવિના નથી કાંઇ, '
એવી ભાવના સાધક હૃદયે, રહો નિત્ય બંધાઈ રે; સર્વે૦

અહંવૃત્તિનો ઉદય થાય તવ, આણી કરુણા ઈશ,
લય કરજો પ્રભુ સ્વરૂપે તત્ક્ષણ, આપ પ્રકટી દશદિશ રે, સર્વે૦
આપ નિમિત્તે આ જે સઘળું, કીધું છે શુભ કર્મ,
પ્રસન્ન થાજો તેહ સ્વીકારી, કરો સઘ નિષ્કર્મ રે, સર્વે૦
કર્મ કર્યે પણ સ્પર્શ ન કરતાં, (એવું) નિરભિમાન નિઃસીમ,
દો નરહરિ! ધરી હર્ષ શિશુને, એ ઇચ્છા અંતિમ રે; સર્વે૦



# सत्य सुख अनुभववडे ज प्राप्त थाय छे.

પદ. ( જલદી હુકમ થયોરે, એ લય. )

સાચું સુખ કો ન રળે રે, અનુભવવિણ, સાચું સુખ કો ન રળે રે,
મનકૃતિવચને,—ઐક્ય ઉગારે, કૃતિવાણીભેદથી ન દુઃખ જળે રે.
અનુભવ દુર્લભ વિશ્વમાં, પ્રયત્નવિણ ન પમાય,
પણ કટિ કસી પુરુષાર્થને, કરનારા નથી કયાંય;—
વાતોને કરનારની, સેના ગણી ન જાય,
પણ મહારથી પુરુષાર્થી વીર, એક ન નયન ભળાય;—
હાં ચઢીએ રણ આ ક્ષણે, અસંખ્ય છે કહેનાર,
પણ અરિદળમાં પડી અસિ, કયાં છે વાપરનાર;—
પ્રયત્નગઢ ચઢી ભોગવે, અનુભવનું મહારાજ્ય,
સ્વદેશી એવા જોઇ ના, વૃત્તિ રહે નારાજ;—
સદ્ગુરુશબ્દશરે હૃદય, જેનાં ગયાં વિંધાઈ,
તે નવ ન્યાળી રીઝતા, આ વાતોની ભવાઈ;—
યોગી કહાવી રોગથી, કંઇ જન નિત્ય પીડાય,
પ્રસિદ્ધ સિદ્ધ થઈ ફરે, (પણ) સિદ્ધિવિના અથડાય;—
વૈખરીનું દશ દિશમાં, જબરું જયાં ત્યાં જોર,
શુદ્ધ કૃતિનો વાણીસમ, શુણ્યો ન કયાંહિ શોર;—
વાતથી સિદ્ધિ પમાય ના, જાણે છે જન સર્વ,
શબ્દજ્ઞાનનો પણ દીઠા, કોઇ ન ત્યજતા ગર્વ;—
દુઃખે પ્રજળે વિશ્વ પણ, યત્ને ન ધરે પ્રેમ,
આળસમાં આયુષ્ ખુએ, થાય લોહ કેમ હેમ;—
શાસ્ત્રો થાકયાં સંત પણ, થાકયા કરી ઉપદેશ,

શુદ્ધ પ્રયત્ને પણ નથી, જોડાતું કો લેશ;—
તૃષ્ણા પણ થાતા નથી, પ્રયત્નવિના વિભાગ,
તો થાશે શિવહંસ શું,–પ્રયત્નવિણ જીવકાગ;—
વાતો ત્યજી પુરુષાર્થમાં, મચે અનુભવઅર્થ,
અસંખ્ય કોટિવિષે મળે, વિરલા કોઇ મર્દ;—
પંઝા નરહરિ પ્રભુતણો, અડ્યો નથી એક દિન,—
જેને, તે વાતે રીઝી, રહેશે અનુભવહીન;—

# आत्मपुराणनो सार.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૩૪૪ થી. )

સુષુપ્તિ અવસ્થામાં જે માયાવિશિષ્ટ પરમેશ્વર છે તે જ આકાશાદિક પંચભૂતોનું કારણ છે, તથા જરાયુજ, અંડજ, સ્વેદજ ને ઉદ્‌ભિજ્જ એ ચારે પ્રકારના શરીરોનું કારણ છે, તથા દિક્કાળાદિક સમગ્ર સ્થૂળસૂક્ષ્મ પ્રપંચનું કારણ છે. શુદ્ધ આત્મામાં જગતની કારણતા નથી પરંતુ માયાવિશિષ્ટ પરમાત્મામાં જગતની કારણતા છે. એ માયા અસત્, જડ ને દુ:ખરૂપ છે. તેથી તેના કાર્યપ્રપંચમાં અસત, જડ, દુ:ખરૂપના જણાય આવે છે. આટલા સુધીમાં વ્યષ્ટિ સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ શરીરના અભિમાની વિશ્વ, તૈજસ્ ને પ્રાજ્ઞનું સ્વરૂપ બતાવ્યું. હવે તુરીય શુદ્ધ આત્માનું નિરૂપણ કરે છે.

હે જનક ! તમે મને પહેલાં ગંતવ્યસ્થાન પુછ્યું હતું. તે ગંતવ્યસ્થાન તું સાંભળ. જે પરમાત્મા દેવ જાગ્રત્ અવસ્થામાં જમણી આંખમાં રહીને પોતાના સ્વપ્રકાશરૂપવડે સૂર્યાદિક સર્વ જગતને પ્રકાશે છે તથા જે પરમાત્મા દેવ સ્વપ્નના સર્વ પદાર્થોને પ્રકાશે છે તથા સુષુપ્તિ અવસ્થામાં હૃદયાકાશમાં રહીને દિશા વગેરે સર્વ જગતની સાથે અભેદ ભાવને પામે છે અને સર્વ ભૂત ભૌતિક પ્રપંચને બતાવે છે, એ પરમાત્મા દેવ જ તમારું તથા બીજા અધિકારીઓનું ગંતવ્ય છે. અને હે જનક ! એ પરમાત્મા દેવ જ તમારો, મારો તથા બીજા પ્રાણીઓનો આત્મા છે. આ પ્રમાણે યાજ્ઞવલ્કયનું વચન સાંભળી જનકે કહ્યું કે હે ભગવન્ ! જો એક જ પરમાત્મા દેવ સર્વત્ર રહેલો હોય તો વિશ્વ, તૈજસ્ પ્રાજ્ઞ ઇત્યાદિ રૂપોવડે તથા હું, તું, ઇત્યાદિ રૂપોવડે ભિન્ન ભિન્ન કેમ જણાય છે ? યાજ્ઞવલ્કયે કહ્યું કે હે જનક ! જેમ એક જ મહાકાશ ઘટ, મઠ આદિ ઉપાધિભેદથી ઘટાકાશ, મઠાકાશ ઇત્યાદિ ભેદને પામે છે તેમ એક જ પરમાત્માદેવ શરીરાદિક ઉપાધિના ભેદથી ભિન્ન ભિન્ન જણાય છે. અને જેમ ઉપાધિથી થએલા ભેદવડે આકાશનું વાસ્તવ એકપણું નિવૃત્ત થતું નથી, તેમ ઉપાધિથી થએલા ભેદવડે આત્માનું પણ વાસ્તવ એકપણું નિવૃત્ત થતું નથી. હે જનક ! જે પુરુષોને આ સંસારરૂપી ઘોર વનથી

ભય થાય છે તે અધિકારી પુરુષોને આ અદ્વિતીય આત્મા જ જાણવા યોગ્ય છે. એ અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર જ ગંતવ્ય સ્થાનનો રાજમાર્ગ છે. એ આત્મજ્ઞાનરૂપી માર્ગે તમે અધિકારી પુરુષો જ્યારે ચાલશો ત્યારે જ આત્મારૂપ ગંતવ્ય સ્થાનની પ્રાપ્તિ તમને થશે. એ અદ્વિતીય આત્મા મન ને વાણીવડે કહી શકાય તેમ નથી, તેથી એ વિષે સાક્ષાત્ કહેવાને હું અસમર્થ છું, અને તમે પણ એને સાક્ષાત્ જાણવાને સમર્થ નથી, તેથી અનાત્મ પદાર્થોના નિષેધદ્વારા એ આત્માનું વિદ્વાન્ પુરુષો કથન કરે છે. તે આ રીતે. હે જનક ! આ આનંદસ્વરૂપ આત્મા ભાવઅભાવરૂપ ધર્મથી રહિત છે. માટે એ આત્માને ઘટાદિક પદાર્થોની પેઠે ભાવરૂપે તથા ઘટાભાવની પેઠે અભાવરૂપે જાણવો નહિ. જેમ આકાશ મેઘ, વિજળી આદિ ભાવ પદાર્થરૂપ નથી તથા મેઘ વિજળી આદિના અભાવરૂપ નથી, તેમ આ આનંદસ્વરૂપ આત્મા પ્રપંચરૂપ નથી તથા પ્રપંચના અભાવરૂપ નથી, પણ ભાવઅભાવ પદાર્થથી વિલક્ષણ છે. હે જનક ! જેમ રજ્જુરૂપ અધિષ્ઠાનના અજ્ઞાનથી તે રજ્જુમાં સર્પ જણાય છે અને જ્યારે રજ્જુરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થાય છે, ત્યારે કારણ અજ્ઞાનસહિત એ સર્પ રજ્જુરૂપ અધિષ્ઠાનમાં લય પામે છે, તેમ આત્મારૂપ અધિષ્ઠાનના અજ્ઞાનથી આ અભાવરૂપ જગત્ જણાય છે અને જ્યારે અધિષ્ઠાન આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે સંપૂર્ણ જગત્ આત્મારૂપ અધિષ્ઠાનમાં લય પામે છે. હવે આત્મામાં પ્રત્યક્ષાદિક પ્રમાણોની અવિષયતા જણાવે છે.

હે જનક ! આ આનંદસ્વરૂપ આત્મા નેત્રાદિક બાહ્ય કરણોથી કે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ આંતર કરણોથી જાણવામાં આવતો નથી, તેથી એ આનંદસ્વરૂપ આત્મા અગ્રાહ્ય છે. જે પદાર્થને નેત્રાદિક કરણો ગ્રહણ કરી શકતાં નથી તે પદાર્થ પ્રમાણનો વિષય હોતો નથી. નેત્રાદિક કરણો ગ્રહણ કરે તે જ પદાર્થ પ્રમાણનો વિષય હોઇ શકે. જેમ ઘટાદિ પદાર્થને નેત્રાદિ કરણ ગ્રહણ કરે છે, તેથી તે પ્રત્યક્ષાદિક પ્રમાણનો વિષય છે; અને જે પદાર્થ પ્રમાણનો વિષય હોય છે તે જ પદાર્થ પ્રમેય ( ઘટાદિ રૂપ ) હોય છે. આનંદસ્વરૂપ આત્મા અગ્રાહ્ય છે અને તેથી પ્રમાણનો વિષય નથી માટે તે અપ્રમેય છે. આત્મા અપ્રમેય હોવાથી તે નેત્રાદિ કરણોથી જાણી શકાય તેવો નથી. પરંતુ આ સંપૂર્ણ જડ જગત્ સાક્ષી આત્માનો વિષય છે. અને જેમ દીવો ઘટાદિ પદાર્થનો પ્રકાશ્ય છે તે ઘટાદિ પ્રકાશક દીવાનો વિષય હોઇ શકે નહિ; તેમ સાક્ષી આત્માવડે પ્રકાશ્ય જે પ્રમાણાદિક છે, તે પ્રકાશક સાક્ષી આત્માનો વિષય હોઇ શકે નહિ.

એ સાંભળી જનકે કહ્યું કે હે ભગવન્ ! જો કે આત્મા પ્રત્યક્ષાદિક પ્રમાણોનો વિષય નથી પણ શ્રુતિ પ્રમાણનો વિષય તો છે. કેમકે तंत्वौपनिषदं पुरुषं पृच्छामिः—ઉપનિષદ પ્રમાણવડે જાણવા યોગ્ય જે આત્મા છે તેનું સ્વરૂપ હું તમને પુછું છું. એ શ્રુતિમાં ઉપનિષદ્ પ્રમાણથી થતા જ્ઞાનની વિષયતા આત્મામાં કહી છે, માટે આત્મા પ્રમાણનો વિષય છે એમ જણાય છે, તેનો ખુલાસો આપ કૃપા કરીને આપો. યાજ્ઞવલ્ક્યે કહ્યું કે આત્માથી ભિન્ન સંપૂર્ણ જડ જગત્ મિથ્યા છે માટે એ જડ જગત્ શ્રુતિરૂપ પ્રમાણનો વિષય નથી, અને આત્મા સ્વપ્રકાશ છે તેથી આત્મા પણ શ્રુતિરૂપ પ્રમાણનો વિષય નથી. પરંતુ માતાની પેઠે મુમુક્ષુ જનોનું અત્યંત હિત કરનારી શ્રુતિ અજ્ઞાની

આત્મામાં સ્થૂલ સૂક્ષ્મ જગતનું આરોપણ કરીને આ જગતનો નિષેધ કરતાં કરતાં આત્માનો બોધ કરે છે. મતલબ કે શ્રુતિપ્રમાણથી થતા અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનવડે આત્માનો પ્રકાશ થાય નહિ. પરંતુ એ વૃત્તિજ્ઞાનથી આત્માના આવરણની નિવૃત્તિ થાય છે. એ આત્માના આવરણની નિવૃત્તિ માત્રનું જ ગ્રહણ કરીને શ્રુતિમાં આત્માને ઉપનિષદ્પ્રમાણનો વિષય કહ્યો છે. માટે સ્વપ્રકાશ સાક્ષી કોઇ રીતે સિદ્ધ થઇ શકે નહિ. પરંતુ તે તો જાતે જ સિદ્ધ છે. આ રીતે સમજાય છે કે પ્રત્યક્ષાદિક પ્રમાણોવડે આત્માનું જ્ઞાન થતું નથી; પરંતુ પોતાના સ્વપ્રકાશરૂપવડે જ આત્માનું જ્ઞાન થાય છે.

ઉપર આત્મા સ્વપ્રકાશ અને અગ્રાહ્ય છે એમ બતાવ્યું. હવે આત્મા અસંગ છે, એમ બતાવે છે. આ લોકમાં જે પદાર્થ સંગવાન્ હોય છે તે પદાર્થને બીજા પદાર્થોના સંગથી દોષોની પ્રાપ્તિ થાય છે. જેમ સ્વભાવથી ઠંડા સ્પર્શવાળા જલમાં અગ્નિના સંગથી ઉષ્ણતા પ્રાપ્ત થાય છે, તેમ જ સ્વભાવથી ઉષ્ણશીત સ્પર્શરહિત વાયુમાં અગ્નિના સ્પર્શથી ઉષ્ણતા ને જળના સ્પર્શથી શીતળતા પ્રાપ્ત થાય છે. પરંતુ જે પદાર્થ અસંગ છે તે પદાર્થમાં કોઇ દોષની પ્રાપ્તિ થતી નથી; જેમ અસંગ આકાશમાં મેઘવિજળીઆદિથી થતા દોષોની પ્રાપ્તિ થતી નથી. જે પદાર્થ મૂર્તિમાન્ તથા પરિચ્છિન્ન હોય છે તે જ પદાર્થ સંગવાન્ હોય છે; જેમ મૂર્તિમાન્ તથા પરિચ્છિન્ન જલાદિક પદાર્થ અગ્નિઆદિની સાથે સંગવાન્ થાય છે. અને આ આનંદસ્વરૂપ આત્મા મૂર્તિમાન્ તથા પરિચ્છિન્ન નથી, તેથી આત્માનો કોઇ પદાર્થસાથે સંગ થાય નહિ. અને સંગ નહિ થવાથી આ આત્માને કોઇ પદાર્થના દોષો લાગે નહિ. સંયોગાદિક સંબંધને સંગ કહે છે. અને થોડા વખતસુધી બીજા પદાર્થના સ્વરૂપની પેઠે જે સ્થિતિ છે, તેને સંગનું ફળ કહે છે. જેમ ઉષ્ણ સ્પર્શવાળા અગ્નિની સાથે જ્યારે જળનો સંયોગસંબંધ થાય છે ત્યારે એ જળ થોડા વખતસુધી ઉષ્ણ સ્પર્શવાળું રહે છે. અને આ આનંદસ્વરૂપ આત્મા સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત છે, તેથી એ આત્મા સંયોગાદિ સંબંધરૂપ સંગને પામે નહિ તથા બીજા પદાર્થસાથે તાદાત્મ્યરૂપ જે સંગનું ફળ તે પણ પામે નહિ. આ લોકમાં સંગવાન્ જે વસ્ત્રાદિ પદાર્થ છે તે બંધનરૂપ ફળને તથા પરિણામરૂપ ફળને અવશ્ય પામે છે; તથા વસ્ત્રાદિક પદાર્થનું ઉપાદાન કારણ જે તંતુ આદિક છે, તેના પરસ્પર વિભાગથી તથા તે તંતુઓના નાશથી પટાદિક પદાર્થનો નાશ પણ અવશ્ય થાય છે. કાં તો જલદી નાશ થાય છે અથવા કાં તો ધીરે ધીરે નાશ થાય છે અને આ આનંદસ્વરૂપ આત્મા સંગથી રહિત છે તેથી એ આનંદસ્વરૂપ આત્મા બંધનને તથા પરિણામને તથા વિનાશને પામે નહિ. વળી એ આનંદસ્વરૂપ આત્મા સર્વ વિશેષ ભાવથી રહિત છે તથા મન વાણીનો અવિષય છે. હે જનક ! એવો તુરીય આત્મા જ તમારે જ્ઞાનવડે પ્રાપ્ત થવા યોગ્ય ગંતવ્ય છે. હે જનક ! સર્વ જીવોના આત્મારૂપ તથા ભયથી રહિત જે અદ્વિતીય આનંદસ્વરૂપ બ્રહ્મ છે, એ અભય બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણીને તું અભય બ્રહ્મને પામ્યો છે, તેથી સંસારરૂપ શત્રુથી હવે તમને ભય નહિ થાય. મતલબ કે પોતાથી ભિન્ન પરિચ્છિન્ન જે ગામ-આદિક પદાર્થ છે તેની પ્રાપ્તિ જેમ ચાલવાની ક્રિયાથી થાય છે તેમ સર્વવ્યાપક બ્રહ્મની પ્રાપ્તિ કોઇ ચાલવા રૂપ ક્રિયાથી થતી નથી. પણ આત્મારૂપ વડે જે બ્રહ્મનું જ્ઞાન છે તે જ બ્રહ્મની પ્રાપ્તિ છે.

આત્માનું જ્ઞાન થવાથી જીવોને સંસારરૂપ શળથી ભય કેમ થતું નથી એમ જો કોઇ પૂછે તો તેનો ખુલાસો એ છે કે શ્રુતિ "द्वितीयाद्भियंभवति" અર્થ દ્વિતીય પદાર્થના જ્ઞાનથી જીવોને ભય થાય છે એમ કહે છે. એથી જણાય છે કે દ્વિતીય પદાર્થનું જ્ઞાન ભયનું કારણ છે. જ્યાં સુધી જીવોને લગાર પણ દ્વિતીય પદાર્થનું જ્ઞાન હોય છે ત્યાંસુધી અદ્વિતીય આત્માનું જ્ઞાન થતું નથી અને વિદ્વાન્ પુરુષને અદ્વિતીય આત્માના જ્ઞાનથી દ્વિતીય પદાર્થનું જ્ઞાન શમી ગયું છે, તેથી દ્વૈત જ્ઞાનરૂપ કારણ શમવાથી વિદ્વાન્ પુરુષને ભય થતું નથી. હે જનક! અમુક પદાર્થ દુઃખનું સાધન છે, એવું પ્રતિકૂળ જ્ઞાન જીવોને થતાં તે પદાર્થથી ભય ઉપજે છે. જેમ સિંહસર્પાદિ વિષે જ્યારે જીવોને પ્રતિકૂળ જ્ઞાન થાય છે ત્યારે તેનાથી ભય ઉપજે છે. મતલબ કે દ્વૈત જ્ઞાનવડે જે પ્રતિકૂળતા જ્ઞાન છે તે જ જીવોને ભયનું કારણ છે અને આનંદસ્વરૂપ આત્મામાં કોઇ જીવને પ્રતિકૂળતા જ્ઞાન હોતું નથી, પણ અનુકૂળતા જ્ઞાન જ હોય છે. એવા અનુકૂળ આત્માનું સર્વત્રવ્યાપકરૂપ જ્ઞાન જેને થયું હોય તેને કોઇ પદાર્થથી ભય થતું નથી. પ્રતિકૂળ જ્ઞાન દ્વૈતજ્ઞાનવિના થતું નથી. એટલે દ્વૈતપણું જ પ્રતિકૂળતા જ્ઞાનનું કારણ છે, એ દ્વૈતપણું બ્રહ્મમાં છે નહિ, તેથી એ અદ્વિતીય બ્રહ્મ અભય છે, તથા વિજ્ઞાન આનંદરૂપ છે, અને સંપૂર્ણ ભેદથી રહિત છે. હે જનક! એવો અદ્વિતીય અભય બ્રહ્મ તારાથી ભિન્ન નથી પણ તારૂં જ સ્વરૂપ છે. તથા હું, તું, અને સંપૂર્ણ ભૂત પ્રાણી તથા સ્થૂળસૂક્ષ્મ શરીરાદિ જેટલું જગત્ છે તે સંપૂર્ણ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મરૂપ જ છે. અને એથી જ ભેદરહિત અદ્વિતીય બ્રહ્મને શ્રુતિમાં અભય કહ્યો છે. હે જનક! જેમ ગંધર્વ નગર આકાશથી ભિન્ન નથી તેમ આ સંપૂર્ણ જગત્ આનંદસ્વરૂપ આત્માથી ભિન્ન નથી. વળી જેમ આકાશમાં ગંધર્વ નગર દેખાય છે તે ખરૂં નથી, માત્ર માયાવડે દેખાય છે, તેમ આનંદસ્વરૂપ આત્મામાં જગતનું દેખાવું વાસ્તવ નથી. માત્ર માયાથી દેખાય છે. જેમ આકાશરૂપ અધિષ્ઠાનમાં ગંધર્વ નગર પહેલાં હતું નહિ, હવે થશે નહિ અને હાલ પણ નથી, તેમ આનંદસ્વરૂપ આત્મામાં જગત્ પહેલાં હતું નહિ, હવે થશે નહિ, અને હાલ પણ નથી.

(અપૂર્ણ.)

# श्रीसद्गुरु कोण होइ शके; गृहस्थ के संन्यासी ?

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૫૦ થી. )

આ વિષયમાં અત્યારસુધીની ચર્ચા પ્રધાનપણે શ્રુતિ અને સ્મૃતિનાં વચનોથી જ કરવામાં આવી છે અને મતમતાંતરનાં પ્રમાણો આપવામાં આવ્યાં નથી. એનું કારણ એ છે કે સર્વ આસ્તિક મતાવલંબી પુરુષોને આ બે જ સર્વમાન્ય આધાર, સર્વસંમત પ્રમાણરૂપ છે. વળી ઉપનિષદ્ની બ્રહ્મવિદ્યાનું દાન કૃપા કરી અર્પનાર શ્રીસદ્ગુરુ હોવાથી એમના સંબંધનો નિર્ણય પ્રધાનપણે ઉપનિષદ્નાં વાક્યરૂપ શ્રુતિપ્રમાણથી જ કરવો ઘટે છે. આ બે મુખ્ય હેતુને અવલંબી પ્રથમ ચર્ચા આ બેને પ્રમાણરૂપે લઇને જ કરી છે. અને એ બે પ્રમાણોને અવલંબી પ્રસ્તુત વિષયમાં શા નિર્ણયપર અવાય છે તે આ-

પણ જોયું. એ બે પ્રમાણોથી સર્વે વિવેકી વાચકવર્ગને નિર્ભ્રાન્તપણે ખાત્રી થયાવિના રહે તેમ નથી કે બ્રહ્મજ્ઞાન થવામાં ખાસ કોઇ અમુક આશ્રમની અપેક્ષા નથી. સંન્યાસીને જ બ્રહ્મજ્ઞાન થાય છે અને ગૃહસ્થને થતું નથી કે વનીને થતું નથી કે બ્રહ્મચારીને થતુ નથી, એવું મર્યાદીકરણ શ્રુતિસ્મૃતિને સંમત નથી. એવું મર્યાદીકરણ કરનાર પોતાની બુદ્ધિનું કુંઠિતપણું માત્ર સૂચવે છે. આ જ પ્રમાણે વયનું પણ મર્યાદીકરણ થઈ શકે તેમ નથી. અમુક વયનો પુરુષ થાય ત્યારે જ તેને બ્રહ્મજ્ઞાન થાય છે, અને તેથી નાની ઉમર હોય તો તેને બ્રહ્મજ્ઞાન થાય જ નહિ, અથવા તે ઉમર વહી ગઇ એટલે હવે તેને બ્રહ્મજ્ઞાન થવાનું નથી એમ માનનારને શ્રુતિસ્મૃતિ પોતાથી બહિષ્કાર કરે છે. આ જ રીતે જાતિનું મર્યાદીકરણ પણ થઇ શકે તેમ નથી. ત્રૈવર્ણિક પ્રજામાંથી અમુક વર્ણના મનુષ્યને બ્રહ્મજ્ઞાન થાય અને અમુક વર્ણવાળો તો બ્રહ્મજ્ઞાનરહિત જ સદા રહે એવું માનનારમનાવનાર શ્રુતિનું ગાઢ અજ્ઞાન જ જગતને જાહેર કરે છે. આ જ પ્રમાણે એ શ્રુતિ ભગવતીના પ્રમાણથી જ જણાય છે કે પુરુષોને જ બ્રહ્મજ્ઞાન થાય અને સ્ત્રીઓને થાય જ નહિ, મનુષ્યોને જ થાય અને દેવો વગેરેને થાય જ નહિ, અથવા દેવોવગેરેને જ થાય અને મનુષ્યોને થાય જ નહિ, ઇત્યાદિ પ્રકારે સંકોચ થઈ શકે તેમ નથી; અર્થાત્ એમ સંકુચિત મત બાંધનાર પોતાનું અંધત્વ જાહેરમાં મૂકે છે. આ જ બે પ્રમાણોથી એ નિર્ણય પણ થયો કે બ્રહ્મજ્ઞાન થયાપછી તે મહાત્મા ગમે તે આશ્રમમાં રહે તો તેમાં તેને હાનિ નથી. બ્રહ્મજ્ઞાન થયેલા મહાત્માઓ સર્વ આશ્રમમાં વિવિધ કારણોથી સ્થિતિ કરી રહે છે. શ્રીશુકદેવજી બ્રહ્મચર્યમાં જ રહ્યા છે તો શ્રીજનક, શ્રીઅજાતશત્રુ, શ્રીઅશ્વપતિઆદિ અસંખ્ય મહાત્માઓ ગૃહસ્થાશ્રમમાં રહ્યા છે, અને પછી કારણ પ્રાપ્ત થતાં વળી સંન્યાસને પણ કોઇ કોઇએ ગ્રહણ કર્યો છે. આ સાથે એ બે પ્રમાણોથી જ આપણે એ પણ નિર્વિવાદપણે જોયું કે શિષ્યો કરી બ્રહ્મવિદ્યાનું દાન કરવાનો અધિકાર મુખ્યપણે ગૃહસ્થાશ્રમમાં પ્રતીત થતા તત્ત્વજ્ઞાનીનો છે અને ગૌણપણે આપદ્ ધર્મરૂપે જ સંન્યાસમાં સ્થિત થયેલા તત્ત્વજ્ઞાનીનો છે. આ આદિ નિર્ણયો વિવિધ શ્રુતિ તથા સ્મૃતિ અને તદનુકૂલ તર્કને આધારે આપણને નિર્વિવાદપણે જણાયા છે. હવે આ સંબંધમાં શ્રીશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્યઆદિ વિવિધ સમર્થ વિદ્વાનોએ શો નિર્ણય કર્યો છે તે જોઇએ.

અહિં તમે આક્ષેપ કરશો કે "એ નિર્ણય જોવા શું જરૂર છે ? શ્રુતિ અને સ્મૃતિ એ સર્વમાન્ય પ્રમાણો છે, અને તેનાથી જો પ્રતિકૂલ નિર્ણય એ વિદ્વાન્ આચાર્યોએ જણાવ્યો હોય તો એમનાં વચનો હેય છે અને જો અનુકૂળ નિર્ણય જણાવ્યો તો તેથી આ જ નિર્ણય થતો હોવાથી તે જાણવાથી અધિકતા નથી. જો તમે કહો કે કોઈ પ્રતિપક્ષી અત્ર બતાવેલા શ્રુતિસ્મૃતિના આધારોનો ઉત્તર નહિ આપી શકવાથી તે શ્રીમત્ શંકરાચાર્ય કે શ્રીઆનંદગિરિના કૌપીનનું અવલંબન કરે છે અને તેનું મત ખોટું સિદ્ધ કરવા તમે પ્રયત્ન કરો છો તો તે પણ યોગ્ય નથી. કારણ કે ચર્ચાનો નિયમ એ છે કે એક પક્ષનું સ્થાપન કરનાર જે પ્રમાણ બતાવે તેનું ઉત્તર આપી પછી બીજા પક્ષવાળાએ પોતે જે સિદ્ધાન્ત માનતો હોય તેનાં પ્રમાણો જણાવવાં જોઇએ. પણ અમે જોઇએ છીએ કે આ સિદ્ધાન્તમાં પ્રતિપક્ષ ધારણ કરનાર માણસમાંથી કોઇ તેમ કરી શક્યો નથી. અત્ર સંપ્ર-

દાયવિધિ જે દર્શાવ્યો છે, કે પોતાના જ્યેષ્ઠ પુત્રને બ્રહ્મવિદ્યા આપવી ઇત્યાદિ જે શ્રુતિનાં વિધિવચનો કહ્યાં છે તે વગેરેમાંથી કોઇનું ઉત્તર પ્રતિપક્ષી આપી શકવા સમર્થ થયો જ નથી; તેથી અમે એવા ભાઇસાહેબોનું પોકળ જાણી ગયા છાએ, અને એમનો અંતરાશય પણ એમની વાણીથી અમને જાણીતો થયો છે. તેથી એવા ક્ષુદ્ર લેખોને તો ક્યારનાએ વેસ્ટ પેપર બાસ્કેટમાં નાંખી દીધા છે. તમે સંપ્રદાયપ્રવર્તક અનેક તત્ત્વજ્ઞાનીનાં નામો દર્શાવ્યા છતાં પ્રતિપક્ષી જ્યારે એમ જણાવવા હિંમત ધરે છે કે " અમુક સિદ્ધાન્ત માનનાર જ્યાં ત્યાં શ્રીજનક તથા શ્રીયાજ્ઞવલ્કયનો દાખલો ફેંકે છે " ત્યારે અમે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે બીજાં દર્શાવેલાં ઉદાહરણના સંબંધમાં આપણા વિદ્વાન્ ન્યાયી પ્રતિપક્ષી સાહેબ કશું કહી શકે તેમ નથી, તેથી આ છલવાદનો પ્રયોગ જાણી જોઇને કરે છે. સંક્ષેપમાં કહીએ તો માણસ જ્યાંસુધી મૌનને સેવન કરે છે ત્યાંસુધી તેને ઓળખવું કઠિન પડે છે. જ્યારે બોલવાનું શરૂ કરે છે ત્યારે તેમનો અંતર આશય કેવો છે, તે કેટલા પાણીમાં છે ઇત્યાદિ સર્વ જણાય છે. કહ્યું છે કે જારથી ઉત્પન્ન થયેલાને માથે શૃંગ હોતું નથી, અને કુલવાન્ મનુષ્યોને પગે પદ્મ હોતું નથી, પણ જ્યારે જ્યારે તે વાગ્બાણ મૂકે છે ત્યારે તેપરથી તેની જાતિ અને તેના કુળનું જ્ઞાન ઇતરને થાય છે. આથી આ સત્ સિદ્ધાન્તમાં પ્રતિપક્ષ ધારણ કરનારમાંથી કોઇ તો ગૃહસ્થમાત્ર પર બળેલા જ હોય છે, અને તેથી કેવળ દ્વેષબુદ્ધિથી ગૃહસ્થ સદ્ગુરુ ન હોય એમ પ્રમાણ હોય કે ન હોય છતાં બોલે છે. કોઇને તો હડખવા સ્વભાવથી જ લાગેલો હોય છે તેથી તે તો કોઇ પણ મોટું કાર્ય કરનાર પ્રસિદ્ધિમાં આવે છે કે તરત તેને ડાપુ મારવા જાય છે. કોઇ તો સરકારે જે કર્યું તે સર્વ ખોટું જ છે એમ વગરવિચારે માની સરકારની સઘળી પ્રવૃત્તિને ઉદ્દેશી આમ ડાપું મારવા જાય છે ત્યારે કોઇ તો પ્રજાવર્ગના નેતા માણસોને આ જ પ્રકારે પોતાના સ્વભાવથી જ ડાપુ મારવા જાય છે. વળી કોઇ કોઇને ઇતરનો ઉત્કર્ષ સહન થતો નથી તેથી તેવા મનુષ્યો એ ઉત્કર્ષવાળા મનુષ્યોના પ્રતાપથી નિરંતર દગ્ધ થતા રહેલા સૂર્યની સામે ધૂલ ઉડાડવાનો અને ચંદ્રની સામે ભસવાનો સ્વભાવ સેવે છે. કોઈ કોઈ તો રજકવૃત્તિના મનુષ્યો હોય છે. જેમ રજક વિવિધ પદાર્થોવડે વસ્ત્રના મલને કાઢે છે તેમ આ મનુષ્યો પોતે એ રજકોકરતાં વધારે વિદ્વાન્ છે એનો અબાધિત પુરાવો પ્રજાવર્ગને આપવા માટે મહાત્મા પુરુષોના સંચિતમળને પોતાની જિહ્વાવડે જ ધોવાનું વ્રત લે છે. કોઇ તો માત્ર પ્રસિદ્ધિમાં આવવા જ વલખાં મારે છે. સંક્ષેપમાં એ જ કે સર્વ વિષયમાં વિવિધ હેતુથી લોક પ્રતિપક્ષને ધારણ કરે છે અને તેઓ પોતાની અશક્તિ તથા અંતર આશયને ઢાંકવા પ્રયત્ન કરે છે, છતાં તેમની વાણી તેને પ્રકાશમાં આણે છે, તેથી પ્રસ્તુત વિષયનાં હજી સુધી કોઇએ સપ્રમાણ પ્રતિપક્ષ કરેલો અમારા જાણવામાં આવ્યો નથી; અને બીજા જેમણે ઉપરના કોઇ એક અથવા અધિક હેતુથી પ્રતિપક્ષ કર્યો હોય તો તેના નિર્માલ્ય લેખ વજનવિનાના હોવાથી વિચાર કરવા યોગ્ય નથી. તેથી બંને રીતે આ વિષયમાં અધિક પ્રમાણ બતાવવાની જરૂર રહેતી નથી."

આ પ્રમાણે કોઇ જો આક્ષેપ કરે તો તેને જણાવવાની રજા લઇએ છીએ કે શ્રીશંકરાચાર્યઆદિ વિવિધ આચાર્યોનાં વચનો સ્વતઃપ્રમાણરૂપ વેદવાક્યતુલ્ય નથી. એ

વાત સાચી છે. પ્રમાણની વ્યવસ્થા કરનાર સર્વ સ્વીકારે છે કે યુક્તિયુક્ત શ્રુતિ પ્રથમ પ્રમાણ છે; માત્ર શ્રુતિ તેથી ઉતરતું પ્રમાણ છે; સ્મૃતિ તેથી ઉતરતું અને પુરાણાદિ તેથી પણ ઉતરતું પ્રમાણ છે. છતાં વિવિધ આચાર્યોએ પોતાનો જે સિદ્ધાન્ત સ્થાપ્યો છે, તે આ સર્વ પ્રમાણોને અવલંબી જ સ્થાપ્યો છે. એમણે પોતાના ગ્રંથોમાં સ્થલે સ્થલે "અમારૂં વચન છે માટે માનવું" એમ નહિ કહેતાં પોતાના સિદ્ધાન્તને સિદ્ધ કરવા શ્રુતિ સ્મૃતિઆદિનો આધાર લઇ તે ઉપરથી જ પોતાનો સિદ્ધાન્ત સ્થાપ્યો છે; અને જ્યારે શ્રુતિસ્મૃતિઆદિ પ્રમાણોની અવ્યવસ્થા થઈ ગઇ હતી ત્યારે તેને વ્યવસ્થામાં સ્થાપી ધર્મનિષ્ઠ મનુષ્યોપર મોટો ઉપકાર કર્યો છે. એ વાત સત્ય છે કે એમનાં મતો પરસ્પરમાં ભેદવાળાં છે પણ તેટલા ઉપરથી એ સમર્થ ઉપકાર કરનાર આચાર્યોપ્રતિ ઉપેક્ષાબુદ્ધિ સેવવી ઘટતી નથી; એમના પ્રતિનું માન ન્યૂન કરવું ઉચિત નથી. જગત્ એક પ્રવાહની માફક નિરંતર વહેતું રહે છે; સ્થિરતા ન ધારણ કરવી એ જગત્‌નો સ્વભાવ છે અને તે પરથી જ એને જગત્ નામ આપવામાં આવ્યું છે. આથી ભિન્ન ભિન્ન સમયે જગત્‌ની સ્થિતિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે અને તેથી તે તે સમયને અનુસરી ભિન્ન ભિન્ન મતો થતાં રહે છે. જો એ મતો તે તે સમયે જ પ્રતિકૂલ હોત તો તે, તે સમયે જ તિરોધાન થઇ ગયાં હોત અને તેના અનુયાયીઓ કોઇ થયા નહિ હોત, પણ જ્યારથી તે તે મતના અનુયાયીઓ થયા છે, ત્યારથી એટલું તો સિદ્ધ થાય છે કે મનુષ્યોને તે તે મતો અનુકૂળ જણાયાં છે. તેથી મનુષ્યોની મતિના ભેદને લીધે પ્રસંગે મતનો ભેદ આવશ્યક છે. यया यया भवेत् पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि । सा सैव प्रक्रिया ज्ञेया साध्वी सा चानवस्थिता ॥ જે જે પ્રક્રિયાવડે મનુષ્યોને પ્રત્યગાત્માનો બોધ થાય તે તે પ્રક્રિયા તે તે મનુષ્યોમાટે સાધુ ગણવી, અને ઇતર અસાધુ ગણવી—આ ન્યાયે જ સમર્થ મહાપુરુષો રચનાર હતા, છતાં આસ્તિક દર્શનોનો ભેદ થયો છે, અને સમર્થ વિદ્વાનો આચાર્યરૂપે વિરાજતાં છતાં તેમનાં મતોમાં સૂક્ષ્મ ભેદ થયા છે. માટે મતભેદઉપરથી એ સમર્થ આચાર્યોપ્રતિ ઉપેક્ષા ધરવી સુજ્ઞને ઉચિત નથી. વળી એક અભ્યાસીતરીકે પણ એ સર્વનો શો શો મત છે તે જાણવા કેટલાકને જિજ્ઞાસા થતી ઘટે છે. આ સાથે મુંબાઇમાં થયેલા સાધનસમારંભસમયે અમારા વિદ્વાન્ મિત્ર વ્યાખ્યાનકર્તા શ્રીયુત નર્મદાશંકરભાઇએ જણાવ્યું હતું કે જેમ ગંગાનું જલ મૂળમાં નિર્મલ છે, છતાં તે જ જલ મુખઆગળ આવતાં કલકત્તાની ગટરોને લીધે મલિન થાય છે કે જે શ્રવણ કરતાં જ એ વાક્યનાં પ્રબલ આંદોલનોદ્વારા કોઇ કોઇ બીચારા દુર્બલ મજ્જાતન્તુવાળા શ્રોતાના મજ્જાતન્તુઓ ધ્રૂજી ગયા હતા, અને તેથી થયેલો વાનો ચાળો કેટલાએ દિવસસુધી તેને ચાલ્યો હતો, તેમ જોતાં શ્રુતિસ્મૃતિનું જલ એટલું તો નિર્મલ છે કે એની કાચના જેવી નિર્મલતાને લીધે જ જે કર્દમમાં ઉછરેલા છે તેમને એ દેખાતું નથી; તેથી તેમને એ જલનું ભાન કરાવવા તે જે જલમાં વિહાર કરી રહ્યા છે તે જ બનાવવું ઘટે છે. સાદી ભાષામાં કહીએ તો સર્વ મનુષ્યો સ્વતંત્રપ્રજ્ઞ મનુષ્યો હોતા નથી પણ પ્રાયશઃ પરતંત્રપ્રજ્ઞ જ હોય છે. આથી તેમને શ્રુતિસ્મૃતિનાં નિર્મલ જલમાં સ્નાન કરાવ્યા છતાં તેમને શંકા રહે છે કે ઇતર પુરુષોએ એ સંબંધમાં શું કહ્યું હશે, આપણને ભ્રાન્તિ તો થતી નથી શું ? 

આ હેતુને લઇને જ શ્રીશંકરાચાર્ય જણાવે છે કે શ્રુતિસિદ્ધ સિદ્ધાન્તની સામે કરાતો સ્મૃતિમૂલક આક્ષેપ પણ પરિહાર કરવો ઘટે છે. તેથી આ હેતુને લઇને અત્ર પણ શાસ્ત્રાર્થની પરિશુદ્ધિમાટે સ્થૂણાનિખનનન્યાયે પ્રકારાન્તરથી આ વિષયની ચર્ચા કરાય છે તે અયોગ્ય નથી. વળી જ્યારે સર્વ આચાર્યો તથા ઇતર સમર્થ વિદ્વાનનાં બીજી વાતોમાં મત ભિન્ન ભિન્ન છતાં આ પ્રસ્તુત સિદ્ધાન્તમાં ઐકમત્ય જોવામાં આવે છે ત્યારે મંદપ્રજ્ઞ મનુષ્યોને પણ આ સંબંધમાં શંકારહિત જ્ઞાન થાય છે; અને જેમ માછી માછલાં પકડવા જાલ નાંખે છે તેમ કોઇ એ આચાર્યો તથા વિદ્વાનોનાં વાક્યો ટાંગી તેનો ખોટો અર્થ કરી ભોળા લોકને પોતાની જાળમાં ફસાવા માગે ત્યારે એ લોક તે જાલ નાંખનાર માછીવૃત્તિને સેવનાર મનુષ્યને ઓળખી પોતે તેની જાળમાં ન ફસાતાં પોતાનું રક્ષણ કરી શકે છે. તેથી સર્વથા આ પ્રાપ્ત સિદ્ધાન્તનું આગળ વિવેચન કરવું ઉચિત જણાય છે.

અત્ર જે વિવિધ આચાર્યોનાં પ્રમાણો આ સંબંધમાં આપવા માગીએ છીએ તેમાં શ્રીમત્ શંકરાચાર્યનું વેદાન્ત આપણા તરફ વધારે પ્રસરેલું છે, તેથી એમનાં પ્રમાણોની ચર્ચા વિસ્તારથી કરવાના આશયથી એમનાં પ્રમાણો તથા સિદ્ધાન્તો ઉેવટમાટે રાખી, બીજા આચાર્યો તથા વિદ્વાનોનાં પ્રમાણોને આરંભમાં સંક્ષેપમાં સૂચવવા યોગ્ય ગણ્યાં છે. (અપૂર્ણ.)



# एक खगोलवेत्तानी दुःखमय कथा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૯૦ થી. )

આ પ્રકારના વિચારો કરતાં કરતાં મને મારા દૂર્બિનમાંથી મંગળનું નિરીક્ષણ કરવા વૃત્તિ થઇ આવી. સુખપૂર્વક મારી ખુરશીમાં પડ્યો પડ્યો હું મંગળને જોઇ શકું, એવી રીતે દૂર્બિનની નળી ગોઠવીને મેં નિરાંતે નિરીક્ષણ કરવા માંડ્યું.

આકાશ અત્યંત સ્વચ્છ હતું, તે જ પ્રમાણે મંગળનું વાતાવરણ પણ તે દિવસે અત્યંત સ્વચ્છ હોવાથી દૂર્બિનમાંથી મને મંગળ જેવો સ્પષ્ટ દેખાવાલાગ્યો, તેવો કોઇ પણ ખગોળશાસ્ત્રીને પૂર્વે ક્વચિત્ જ દેખાયો હશે. વળી ઑગસ્ટ મહિનો હોવાથી મંગળ પૃથ્વીની છેક પાસે એટલે કે ૩૩૦૦૦૦૦૦ માઇલ જ આવ્યો હતો. આથી પણ તેનું નિરીક્ષણ કરવાનું કામ અધિક સરળ થયું હતું.

મારી દૃષ્ટિએ મંગળનો દક્ષિણ ગોળાર્ધ પડતો હતો. તેના રાતા રંગમાં કોઇ કોઇ સ્થળે ધોળા. અને રાતા રંગના ડાઘા બહુ મનોહર લાગતા હતા. મધ્ય ભાગમાં વિસ્તારવાળો, લંબગોળ મોટો ટર્બી સમુદ્ર આવી રહ્યો હતો; અને જમણી સરહદઉપર મરાલ્ડી સમુદ્રના કિનારાના ખુણા સ્પષ્ટ જણાતા હતા. જળના આ બે મોટા સમૂહોની વચ્ચે, અને ખરું કહીએ તો ટર્બી સમુદ્રની આસપાસ તદ્દન ફરી વળેલો મોટો સેક્ચી ખંડ આવ્યો હતો, અને તેની દક્ષિણે ડિ લા રૂ મહાસાગર પડ્યો હતો. આ

મહાસાગરના મધ્ય ભાગમાં વિદ્વાનોએ જેને ' હોલ દ્વિપ ' નામ આપ્યું છે, તે નામનો એ બાજુએ ભૂશિર કાઢેલો દ્વિપકલ્પ આવ્યો હતો. અને દક્ષિણે ' જેકોબની ભૂમિ ' જણાતી હતી. મંગળની ઉપર આવેલા આકાશમાં બે ચંદ્ર, વાયુમાં જાણે તેજના ગોળા તરતા હોય તેમ જણાતા હતા. આમાંનો મોટો પૂર્વથી પશ્ચિમમાં ગતિ કરતો જણાતો હતો, અને નાનો, મંગળની અધિક સમીપ હોવાથી તથા ગતિમાં વધારે વેગવાળો હોવાથી, તેથી વિરુદ્ધ દિશામાં ફરતો હોય એમ ઉપરથી જોતાં જણાતું હતું. '

જૂદે જૂદે ઠેકાણે ઝીણાં ઝીણાં મકાનોના પુષ્કળ જથ્થા જણાતા હતા, તેથી મંગળમાં વસતી છે, એટલું જ નહિ, પણ ત્યાંની પ્રજા આગળ વધેલી છે, એમ ભાન થતું હતું. દર્શી સમુદ્રના પશ્ચિમ કિનારાપર આવેલા એક મોટામાં મોટા શહેરને પસંદ કરીને મેં તેના ઉપર દૃષ્ટિ સ્થાપી, અને એકાગ્ર થઇ તેમાંના કોઇ રહેવાસીને સ્પષ્ટ જોવા હું મથવા લાગ્યો. પણ મારૂં દૂર્બીન ઘણું બળવાન્ છતાં પણ હું તેમાં સફળ થયો નહિ.

હું દૃષ્ટિ માંડીને જોયા કરતો હતો, એટલામાં થોડા વખતઉપર બનેલા પ્રસંગનું મને સ્મરણ થયું. હું વિચાર કરવા લાગ્યો કે મંગળમાં વસતા એકાદ પુરુષના મગજમાં પેસવા હું પ્રયત્ન કરૂં તો બની શકે કે કેમ. આ વિચારની સાથે જ મને મારૂં બળ અજમાવી જોવા આતુર ઇચ્છા થઇ આવી, અને મને જણાવવામાં આવેલા વિધિપ્રમાણે મેં પ્રયત્ન કર્યો. ક્ષણમાં જ મને જણાતો દેખાવ ફરી ગયો. આશ્ચર્યકારક વેગથી, જે નગરઉપર મેં દૃષ્ટિ સ્થાપી હતી, તે નગર મારી પાસે અને પાસે આવતું ગયું, અને તેમાં એક અધિક મોટા મકાનની અગાશીમાં મને અનેક મનુષ્યો એકઠાં મળેલાં જણાયાં. તેમાંનો એક જણ આપણી પૃથ્વીતરફ આંગળી કરીને, સાંભળવા મળેલા લોકોને કંઇક સમજાવતો હતો. આ મનુષ્યના મગજમાં મંગળસંબંધી જે કંઇ જ્ઞાન હોય તે જાણી જવા મને જબરો વેગ થઇ આવ્યો, અને મારો સંકલ્પ થતાં જ મને જણાયું કે તે માણસની દૃષ્ટિ મારા તરફ સ્થિર થઇ હતી. હવે જ મારે મારો લાગ સાધી લેવાનો હતો, અને તે મેં સાધી લીધો. તેના મગજમાં મેં પ્રવેશ કર્યો, અને તેમાં રહેલા અસાધારણ જ્ઞાનભંડારને જોઇને હું ચકિત થઇ ગયો. બનતી ત્વરાથી તે જ્ઞાનને હું ગ્રહણ કરવા લાગ્યો, કારણ કે હું જાણતો હતો કે મને જો જરા વિલંબ થશે તો મારા શરીરમાં પાછું પ્રવેશ કરવાનું મારૂં બળ હણાઇ જશે. એમ છતાં, આ જાણતાં છતાં પણ તેના મગજમાં એટલું બધું જ્ઞાન હતું કે સઘળું જ હસ્તગત કર્યા વિના મને તેમાંથી પાછા નિકળવાનું મન થયું નહિ. અસાધારણ લોભથી તથા સ્વાર્થબુદ્ધિથી તેના મગજના છેક ગર્ભભાગમાં રહેલાં વિદ્યાનાં સત્વોને મેં ગ્રહણ કરવા માંડ્યાં. મારો લોભ મારો જ વિનાશ કરનાર થઇ પડ્યો. મને જણાયું કે મારા શરીરના, મરણ પામતા મનુષ્યની પેઠે છેલ્લા શ્વાસ રમવા માંડ્યા છે, અને ગભરાઇને ભયથી મેં પાછા જવા પ્રયત્ન કરવા માંડ્યો. પણ મારૂં ચાલ્યું નહિ હું લથડી ગયો અને મગજ લઇને પૃથ્વીઉપર પડ્યો—સઘળે જ અંધકાર વ્યાપી રહ્યો.

જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે મને સમજાયું કે મારી આજુબાજુ વિલક્ષણ પ્રકા

પણ તેમાં વાંચનારને કશો જ રસ પડે એમ ન હોવાથી હું તેને મારી હૃદયની પેટીમાં જ પૂરી મૂકું છું.

આ પછીનાં ત્રણ વર્ષમાં મેં ત્યાંની પ્રજાના જીવનમાં ઘણા ઘણા ફેરફાર કરી મૂક્યા. ટેલીગ્રાફ, ટેલીફોન, વગેરે આપણે ત્યાંનાં વિવિધ યંત્રો મેં અત્યંત ત્વરાથી એક પછી એક 'શોધી' કાઢ્યાં, અને ત્યાં દાખલ કરી દીધાં. વળી મેં ત્યાંની પ્રજાને વીજળીના અને વરાળના ઉપયોગવિષે પણ શીખવ્યું.

આથી તે લોકમાં મારું માન બહુ વધ્યું. ખુદ રાજાએ મને મારી અસાધારણ બુદ્ધિને માટે મોટો દરબાર ભરીને ભારે માન આપ્યું, અને પ્રજામાં જ્યાં ત્યાં મારી સ્તુતિનાં ગાન થવા લાગ્યાં. ટુંકામાં ત્યાંના સરળ હૃદયનાં મનુષ્યો મને દેવજેવો ગણવા લાગ્યાં.

તો પણ મંગળમાં આ સઘળું સુખ છતાં મારા હૃદયમાં મને શાંતિ જણાતી ન હતી. પ્રજામાં મારી કીર્તિનો સૂર્ય ગગનની મધ્યમાં તપતો હતો, અને ઘરમાં મોનીમાની સાથે મારે પરમ સુખ હતું. ઘરમાં કે બહાર, મને સંતાપ થાય એવું કશું જ કારણ ન હતું, છતાં મારૂં હૃદય શાથી મને ડંખ્યા કરતું હતું, તેનું કારણ પ્રથમ મને સમજી શકાયું નહિ. પણ પછીથી તેનું કારણ મને સમજાયું. તે આ હતું.

જે ગામ્થાના શરીરમાં મેં પ્રવેશ કર્યો હતો, તેનું એક મુખ્ય લક્ષણ અસાધારણ પ્રમાણિકતા, એ હતું. તેના શરીરમાં પ્રવેશ કરવાથી મારૂં પોતાનું પણ આ લક્ષણ થયું હતું, અને તેથી બીજાના શરીરમાં રહીને, પૃથ્વીના વિદ્યાભિજ્ઞોના અને વિદ્વાનોના વિચારોને અને શોધોને, મારે નામે પ્રકટ કરવાનું ચોરીનું કામ કરવું, એ મને અસહ્ય થઇ પડયું હતું.

આથી મંગળઉપર તથા તેની પ્રજાઉપર જો કે મને પ્રેમ બંધાયો હતો, તો પણ અધિક વાર હવે ત્યાં પડી રહેવું મને ત્રાસદાયક થઇ પડયું હતું, અને તેથી કરીને, પૂર્વે મંગળમાં જ્યારે હું આવ્યો હતો તે વખતે મંગળ પૃથ્વીની પાસે જે કક્ષામાં આવ્યો હતો, તે કક્ષામાં આવ્યો ત્યારે, પૃથ્વીઉપર જે સ્થળે મારી વેધશાળા હતી, એવું હું જાણતો હતો તે સ્થળઉપર મારી વૃત્તિને એકાગ્રતાપૂર્વક સ્થાપીને, મારી વેધશાળામાં તે સમયે, જે પુરુષ મારા દુર્બિનનો ઉપયોગ કરતો હતો, તેના શરીરમાં મેં પ્રવેશ કર્યો.

જ્યારે હું પૃથ્વીઉપર આવ્યો ત્યારે મને જણાયું કે જે શરીરમાં મારો પ્રવેશ થયો હતો, તે મારૂં પોતાનું ન હતું, પણ ડિ મૉશાયોનું હતું. વળી મને વિશેષમાં એ જણાયું કે મૉશાયોના શરીરમાં જે જીવ રહેતો હતો તે મૉશાયો પોતે ન હતો, પણ ગામ્થા હતો. કારણ કે મંગળમાંથી આ શરીરમાં મેં પ્રવેશ કર્યો તે સમયે જો મૉશાયો પોતે જ તે શરીરમાં હોત તો મને ભાગ્યે જ વિજય મળત. પણ પૂર્વે મારા શરીરમાં આવવાથી ગામ્થાને મારી વિદ્યાનું સઘળું જ રહસ્ય જાણવામાં આવેલું હોવાથી તે લાગ સાધીને જ બેશી રહ્યો હતો, અને તેથી મને વિજય મળ્યો હતો.

પણ ત્યારે મારા શરીરમાં રહેવાને બદલે તે મૉશાયોના શરીરમાં કેમ પ્રવેશ્યો

હતો ? મને જણાયું કે મૉશીયોના શરીરમાં પ્રવેશીને તેણે મારા ઉપર પોતાનું ખરેખરું વેર વાળ્યું હતું. નીચેના ખુલાસાથી તે સ્પષ્ટ સમજાશે.

પૃથ્વીમાં મારા શરીરમાં આવ્યા પછી ગામ્થાને મારા ઉપર બહુ ક્રોધ ચઢ્યો. મંગળમાંથી પૃથ્વીઉપર તેને બળાત્કારથી ઘસડી લાવનાર હું છું, એમ જાણી તેણે મારા ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો. મારા શરીરમાં આવવાથી, મંગળમાં આવવાનો મારો ઉદ્દેશ તથા મારા જીવનના સર્વ પ્રસંગો તેના જાણવામાં આવી ગયા. તેની ખાતરી થઇ કે હું પાછો પૃથ્વીઉપર આવીશ, અને આખા જગતમાં પ્રતિષ્ઠા મેળવવાનો મારો જે મુખ્ય હેતુ તે સિદ્ધ કરવા પ્રયત્ન કરીશ, અને આ ઉદ્દેશને અફળ કરવા અને મારું જીવતર ધૂળધાણી કરવા તેણે યોજના ઘડી. તેણે મારા શરીરમાં રહીને મારી સઘળી દોલત હિં મોશીયોને મળવાનું વીલ કર્યું પછી તે મોશિયોને મળ્યો. અને મારી વિદ્યાના પ્રતાપથી તેના શરીરમાં પ્રવેશ્યો. મોશિયો મારા શરીરમાં આવ્યો; પણ પૃથ્વી અને મંગળ એ બને લોકનાં એકત્ર જ્ઞાન જે મગજમાં રહ્યાં હતાં, તે મગજમાં ટકી શકવા જેટલું તેનામાં સામર્થ્ય ન હતું; અને તેથી લંડનમાં સ્મિથના મગજમાં પ્રવેશ્યાથી મારી જેવી સ્થિતિ થઇ હતી, અને જો સ્મિથ પોતાના શરીરમાં પાછો ન આવ્યો હોત તો મારૂં અવસ્ય મૃત્યુ થવાનું જ હતું, એવું જે સ્મિથે કહ્યું હતું, તે પ્રમાણે મોશિયો જે શરીરમાં પેઠો હતો તે શરીરનું એટલે મારા પોતાના શરીરનું મૃત્યુ થયું. ગામ્થાને એટલુંજ જોઇતું હતું. તારકાપ્રસાદના શરીરનું મૃત્યુ થવાથી તેના વીલપ્રમાણે તેની સઘળી દોલત મોશીયોના શરીરમાં પેઠેલા ગામ્થાને મળી, અર્થાત્ જે મોશીયાના શરીરને હું મારા કટ્ટા શત્રુરૂપે માનતો હતો તે મારી ભારે દોલતનો ધણી થયો. ગામ્થાએ પછી મોશીયોના શરીરમાં રહીને મંગળસંબંધી જે કંઇ હું લખીને પ્રસિદ્ધ કરવાનો હતો, તે સર્વ મોશીયોને નામે પ્રસિદ્ધ કર્યું. આથી જે કીર્તિ મેળવવાની મેં તારકાપ્રસાદે આશા બાંધી હતી, અને જેને માટે મેં આવી ભારે મહેનત કરી હતી, તે કીર્તિ મારા શત્રુ મોશીયોને મળી. આ પ્રમાણે ગામ્થાએ મારૂં જીવન અને મારી સઘળી આશાઓ ધૂળધાણી કરી નાંખી એટલું જ નહિ, પણ તે પાછો મંગળમાં ગયો, અને ત્યાં મેં જે અસાધારણ કીર્તિ સંપાદન કરી હતી તેનો ભોક્તા થયો. પ્રતિકૂળ પ્રારબ્ધ જોયું ? કોણ રસોઇ કરે છે, અને કોણ જમી જાય છે ! તમારી કોઇ અત્યંત પ્રિય વસ્તુનો ભોગ આ ચમત્કારિક વિદ્યાના જ્ઞાનમાટે, તમારે આપવો પડશે, એવું સ્મિથે જે વચન કહ્યું હતું, તે અક્ષરે અક્ષર ખરૂં પડયું.

મારા શત્રુના શરીરમાં હું આવ્યો તો ખરો પણ જીવતો છતાં હું મુવા જેવો જ હતો. મારા અગાધ જ્ઞાનને આ શરીરમાં મારે શું મધ મૂકીને ચાટવું ? હું જે કાંઈ નવું લખું અને જગતમાં પ્રસિદ્ધ કરૂં, તે સર્વેનું માન હવે મોશિઓને જ મળે એવું હતું. કારણ હું મોશિઓના શરીરમાં હાલ હતો; કંઇ તારકાપ્રસાદના શરીરમાં ન હતો. મારૂં એ બિચારૂં શરીર તો કોઇ ઘોરમાં દટાયલું પડયું હશે, અને તેની હવે તો માટી પણ થઇ ગઇ હશે. એના પણ બિચારાના દહનક્રિયાના સંસ્કાર નહિ હોય.'

તારકાપ્રસાદે મૉશીયોના શરીરમાં રહીને ખગોળવિદ્યાના આશ્ચર્યકારક ગ્રંથો

જગતમાં પ્રકટ કરીને તેનું સર્વ માન મૉશીયોને અપાવવું, એ બને જ કેમ ? ભલે પૃથ્વીની પ્રજા અજ્ઞાનમાં વધારે કાળ સબડ્યા કરો, પણ મારાથી એ બનવાનું નથી. આથી આજ રાત્રે હું એકવાર પાછો મંગળમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા ધારૂં છું. હું પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું કે મને ગામ્બાના શરીરમાં પ્રવેશ કરવાની સઘળી અનુકૂળતા રચી આપજો.

* * * *

હું મંગળઉપર દૃષ્ટિ સ્થાપવા હમણાં જ વિષ પીને બેસું છું. આ વિષની અસર ધીરે ધીરે પણ અચુક થાય છે. વિષ પીવાનું કારણ એ કે મંગળસામી હું દૃષ્ટિ સ્થાપીશ તે સમયે ગામ્બા જો મારા તરફ જોતો હશે તો તો જરૂર મારો તેના શરીરમાં પ્રવેશ થવાનો, અને તે આ મારા મૉશીયાના શરીરમાં આવવાનો. પણ અહિં આવ્યા પછી તે સાવધ થશે એટલામાં તો આ વિષની અસર તેને થવાની; અને જે મૉશિયોના શરીરમાં તે પેસવાનો, તે શરીર મરી જવાનું. આમ થતાં ગામ્બાની ટાઢે પાણીએ ખસ જવાની; અને તેણે મને જે નુકસાન કર્યું છે, તેનું વેર પણ વળી રહેવાનું.

હું મંગળઉપર દૃષ્ટિ સ્થાપું છું. પેલું મારૂં ઘર રહ્યું. હવે—

( આપણી વાર્તા આ જગાએ ઓચિંતી અટકી જાય છે. મૉશીયોના શરીરમાં રહેનાર તારકાપ્રસાદ મંગળમાં પેહોંચ્યો કે કેમ, અને પહોંચ્યો તો ત્યાં પછી તેણે શું શું કર્યું, એ હકીકત આપણને જણાવે, એવું પૃથ્વીમાં હાલ કોઇ છે કે કેમ, તે અમને ખબર નથી. મંગળની સાથે તારના સંદેશા ચાલતા હોત તો પણ આપણે તારકાપ્રસાદને પોતાનો અધુરો રહેલો વૃત્તાંત જણાવવા વિનવત, પણ તેવું કશું જ સાધન ન હોવાથી નિરુપાયે અમારે અટકવું પડે છે. ટુંકામાં એટલું જ કે સવારે મોશિયોના મુખ્ય નોકરને પોતાના ધણીનું મુડદુ અગાશીમાં ખુરશીઉપર પડેલું જોવામાં આવ્યું. તેની આંખો પહોળી ફાટેલી હતી, અને જાણે તેના મોટા દુર્બિનમાં જોયા કરતી હોય એમ જણાતી હતી. તેના મેજઉપર તેના અધુરા વૃત્તાંતનાં કાગળીયાં પડ્યાં હતાં.

આ વાત જોડી કાઢેલી છે કે ખરેખર બનેલી છે તેનો નિર્ણય કરવાનું આપણી પાસે કશું જ સાધન નથી. પરંતુ એટલું તો નક્કી જ છે કે આપઘાત કરવા પૂર્વે મોશિઓએ પોતાને હાથે આ લેખ લખ્યો હતો, અને તેના મરણપછી તેના મેજઉપરથી તે મળી આવ્યો હતો. )



# શ્વસનવિદ્યાકલા.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૩૫૬ થી. )

## પ્રકરણ ૧૪.

### કટિપ્રદેશ તથા ઉરુ પ્રદેશને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

અત્ર એ વાર્તા પુનઃ સ્પષ્ટ કરવાની અગત્ય છે કે દરેક મનુષ્યની પ્રકૃતિ જુદી

હોવાથી દરેકને પોતાની શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક ઉન્નતિ કરવાને માટે, પોતાની પ્રકૃતિઅનુસાર ખાસ પ્રાણાયામ કરવાના હોય છે. આવા ખાસ પ્રાણાયામ પ્રત્યેક મનુષ્યે, કોઇ યોગતત્ત્વવિત્ પુરુષને શરણે જઈ શીખવાના હોય છે. સામાન્ય ઉપયોગને માટે લખવામાં આવેલા આવા પ્રકારના લેખમાં કોણે કયો પ્રાણાયામ કરવો, એ વર્ણવવું, અશક્ય છે. તેથી કોઇ પ્રાણાયામના પ્રકારથી કોઇને, જેટલો વર્ણવ્યો હોય તેટલો લાભ ન જણાય અથવા પ્રસંગે કંઇક હાનિ જણાય તો તેથી તેણે લેખને દોષ દેવો ઘટતો નથી, પણ પોતાના અધિકારનો તે પ્રાણાયામ નથી, એટલો જ નિર્ણય કરવો ઘટે છે.

વય, શરીરનો બાંધો, નિત્ય સેવવામાં આવતો ઉદ્યોગ, આહાર, અંતઃકરણની સ્થિતિ, વગેરે અનેક હેતુઓ અધિકારનો ભેદ થવામાં હોય છે. આ કારણથી એક ક્રિયા એક મનુષ્યને જ્યારે ત્રણ માસમાં અથવા છ માસમાં ફળને જણાવે છે, ત્યારે તે જ ક્રિયા અન્ય મનુષ્યને ત્રણ વર્ષમાં અથવા છ વર્ષમાં ફળ જણાવે છે.

હવે પછી લખવામાં આવતી જે ક્રિયા જે માસમાં કરવાની કહી હોય તે માસમાં જ તે કરવી. બીજા માસમાં તે કરતાં અડચણ નથી, પણ તેના સમયે કરવાથી ઉત્તમ પ્રકારનું ફળ પ્રકટે છે, અને તેમાં પણ શરીરનો કોઇ ભાગ સુધારવો હોય ત્યારે તો કહેલે સમયે જ કરવાથી તેનો યથેચ્છ લાભ જણાય છે. એ વાર્તા લક્ષમાં રાખવી કે મેષ રાશિની સત્તા પ્રધાનપણે મસ્તકમાં પ્રવર્તે છે, તથાપિ કર્ક, તુલા અને મકરરાશિનો પણ મસ્તકસાથે કંઇક અંશમાં સંબંધ છે, તેથી તે ત્રણ રાશિઓની સત્તા પ્રવર્તતી હોય ત્યારે મસ્તકને પોષનાર પ્રાણાયામની ક્રિયા કરતાં અડચણ નથી; અર્થાત્ મસ્તકને પોષનાર પ્રાણાયામની ક્રિયા જેમ મેષ રાશિમાં કરી શકાય છે, તેમ આ ત્રણ રાશિમાં પણ કરી શકાય છે.

આ ક્રિયાઓ દિવસમાં, બની શકે તો બે વાર કરવી; એક સવારે સ્નાન કરીને, અને બીજી વાર સાંજે સ્નાન કરીને, અથવા સુતીવખતે. જ્યાં ક્રિયા કરવામાં આવે, તે જગા શુદ્ધ હવાવાળી હોવી જોઇએ. જેમ હવા વધારે શુદ્ધ હોય છે, તેમ ફળ બહુ સત્વર પ્રકટે છે. સવારે પાંચ કે દશ મિનિટજેટલો સમય, અને સાંજે પણ તેટલો જ સમય ક્રિયામાટે બસ છે. જેઓ નિર્બળતાને લીધે ઉભા રહી શકતા ન હોય, તેમણે મનની દુર્બળતાનો ત્યાગ કરવો, અને સખ્ત મન કરી, હું બળવાન્ છું, એવી પુનઃપુનઃ ભાવના કરી ઉભા રહેવું. ક્રિયા કરતી વખતે જે જે ભાગમાં મનને જોડવાનું કહેવામાં આવે, તે તે ભાગમાં સાવધાનતાપૂર્વક તેને જોડવું. ક્રિયાનો ખરો લાભ મનને તેમાં જોડવાથી જ મળે છે, એ નિત્ય સ્મરણમાં રાખવું. મનને જોડ્યાવિના એકલી ક્રિયા કરવાથી સ્નાયુઓ વધે છે, પણ એકલા સ્નાયુ વધારવાનો આપણો ઉદ્દેશ નથી. એકલા સ્નાયુ જેના મોટા હોય છે, તે અધિક બળવાન્ અને નીરોગ હોય છે, એવો કંઈ નિયમ નથી. તેનું હૃદય, ફેફસાં અને પચનેંદ્રિય પ્રસંગે નબળાં પણ હોય છે, અને સહજ મંદવાડ આવતાં તેનું મૃત્યુ થાય છે; આથી સ્નાયુ વધારનાર ક્રિયાઓ કરવાની સાથે હૃદય, ફેફસાં વગેરે જીવનોત્પાદક અવયવોને બળવાન્ કરવાને માટે તેમાં મનને જોડવાની અગત્ય છે.

આ ક્રિયાઓ કરતી વખતે શરીરને અને તેના સઘળા અવયવોને તંગ કરવાનો બીજો નિયમ કહેવામાં આવે તે ઉપર પણ ખાસ ધ્યાન આપવું. આપણા શરીરમાં કરોડો પરમાણુ નિત્ય રક્ષ એટલે સત્વરહિત થઇ જાય છે. તે સર્વને જો બહાર બહાર કહાડી નાંખવામાં નથી આવતાં તો તેઓ અંદર જ ભરાઈ રહે છે, અને રુધિરની ગતિને રોકીને પરિણામે વૃદ્ધાવસ્થા આણે છે. પ્રશ્વાસવાટે, પરસેવાવાટે અને મળને કાઢનારા અવયવોવાટે આ સત્વરહિત અણુઓ નિત્ય નિકળી જાય છે, તથાપિ ઘણા ભરાઈ રહે છે. શરીરની અધિક મહેનત કરવાથી આ રક્ષ અણુઓ અધિક પ્રમાણમાં નીકળી જાય છે, અને તેથી જ શારીરિક મહેનત કરનારનાં શરીર સારાં રહે છે. પરંતુ આવી મહેનત કરવાનું જેમનાથી ન બનતું હોય તેમણે શરીરને તંગ કરવાની આ ક્રિયાઓમાં વર્ણવવામાં આવનાર ક્રિયાથી, રક્ષ અણુઓને બહાર કાઢી નાંખવાં જોઇએ. જ્યારે આપણે શરીરના બધા ભાગોને ખેંચીને તંગ કરીએ છીએ, ત્યારે શરીરના બધા અણુઓ સંકોચાય છે, અને પાણીથી ભરેલી વાદળીને દાબવાથી જેમ તેમાંથી પાણી નીકળી જાય છે, તેમ શરીરમાં ભરાઇ રહેલાં રુક્ષ અણુ નીકળી જાય છે, અને આમ થતાં ઓજસ્ જ્ઞાનતંતુઓમાં સરળપણે વહેલા લાગે છે.

ત્રીજો નિયમ ફેફસાંમાં વાયુને બરાબર ભરવાનો છે. વાયુથી ફેફસાંને અર્ધાં ભરવાથી જાતજાતના રોગ થાય છે. માટે લાંબો શ્વાસ ખેંચીને ફેફસાં પૂરે પૂરાં ભરવાં. જ્યારે લાંબો શ્વાસ ખેંચવામાં આવે છે, ત્યારે પ્રથમ ઉદરનો ભાગ મોટો થાય છે, અને પછી છાતીનો ભાગ વિસ્તારને પામે છે. ઉદર, પાંસળાં, તથા છાતીનો નીચેનો તથા ઉપરનો ભાગ સઘળો વિસ્તારને પામે ત્યારે સમજવું કે આપણે દીર્ઘશ્વાસપ્રશ્વાસની ક્રિયા બરાબર કરીએ છીએ. સ્વાભાવિક રીતે નિત્ય આ પ્રમાણે ચાલ્યા ન કરે, ત્યાં સુધી પ્રત્યેક મનુષ્યે, નીચેની ક્રિયા દિવસમાં ત્રણ વાર, દશ અથવા પંદર મિનિટ કર્યા વિના રહેવું ન હવે વર્ણવવામાં આવનાર ક્રિયાઓ કરનારે પણ પ્રથમ આ ક્રિયા કરીને જ પછી તે યાઓ કરવી. માંદા માણસે પથારીમાં સુતાં સુતાં અથવા બેઠાં બેઠાં પણ આ ક્રિ કરવી. માંદો મનુષ્ય જો દિવસમાં દશ વાર આ ક્રિયા પાંચ પાંચ અથવા દશ દશ મિનિટ કરશે તો વગર ઔષધે અલ્પ સમયમાં આરોગ્યસુખનો અનુભવ કરશે.

## જીવનપ્રદ દીર્ઘ શ્વાસપ્રશ્વાસ.

પ્રથમ વાયુ બહાર કાઢીને ફેફસાં પૂરે પૂરાં ખાલી કરી નાંખવાં. પછી છાતી ઉંચી થાય તથા ઉદરનો ભાગ ફુલે, એ રીતે લાંબો શ્વાસ લેઇને ફેફસાં પૂરે પૂરાં ભરવાં. પછી છાતીને જરા આગળ કાઢીને તથા ઉંચી કરીને વાયુને રોકી રાખવો. પછી પેટને અંદર સંકોચીને તથા ઉંચુ ખેંચીને ધીરે ધીરે વાયુને બહાર કાઢી નાંખવો. પેટને સંકોચવાથી પૂરેપૂરો વાયુ બહાર નીકળી ગયા પછી ફરી વાયુને પૂર્વની પેઠે પેટ ફુલે એ રીતે ભરવો, પૂર્વની પેઠે રોકી રાખવો, અને પાછો બહાર કાઢવો. ક્રિયા કરવામાં આવે તે બધો વખત છાતીને ઉંચી તથા આગળ કાઢેલી જ રાખવી. તેને જરા પણ દાબવા ન દેવી. વાયુ નાકવાટે જ પૂરવો તથા મૂકવો. પૂરવાનો, રોકવાનો તથા બહાર કાઢવાનો સમય શક્તિપ્રમાણે રાખવો. આરંભમાં ચાર અગર પાંચ સેકંડ પૂરવામાં, તેટલી જ

રોકવામાં તથા તેટલી જ બહાર કાઢવામાં ગાળવી, અને જેમ જેમ ફેફસાંનું સામર્થ્ય વધે, તેમ તેમ આ સમય વધારતા જવું. બળાત્કારથી શક્તિઉપરાંત કશું જ ન કરવું. સરળપણે, અકળામણવિના થઇ શકે, તે પ્રમાણે કરવું. શ્વાસ લેતી વખતે જીવનતત્ત્વ વાયુસાથે શરીરમાં આવે છે, એ વિચારઉપર મનને જોડી રાખવું. વાયુને રોકી રાખ્યો હોય તે વખતે આખું શરીર અંદર પેંચેલા જીવનતત્ત્વથી જીવનમય થાય છે, એ વિચારમાં મનને જોડી રાખવું, અને વાયુ બહાર કાઢતી વખતે શરીરમાંથી સઘળાં નિઃસત્ત્વ અણુઓ બહાર નીકળી જાય છે, એ વિચારમાં મનને એકાગ્ર કરવું.

નીચેનાં વિધિવાક્યોનો શ્રદ્ધાપૂર્વક મનોમય ઉચ્ચાર બહુ લાભ કરનાર છેઃ—આ શુદ્ધ જીવનતત્ત્વમય વાયુ મારા આખા શરીરને અત્યંત લાભ કરે છે. ઓજસ્‌ને અને વીર્યને જ આ ક્રિયાવડે હું મારા શરીરમાં ભરું છું. મારું મન અને શરીર બંને તે વડે અત્યંત સંવર્ધનને પામે છે. મારી માનસિક શક્તિઓ મને વધતી જતી જણાય છે. હું અધિક અધિક બળવાન્ તથા અધિક અધિક બુદ્ધિમાન્ થતો જાઉં છું.

નીચેની બાર ક્રિયાઓ બાર રાશિઓમાં આખા શરીરને કેળવવાને માટે નિર્ણય કરવામાં આવી છે. જે રાશિમાં જે ક્રિયા કરવાની કહેવામાં આવે, તે ક્રિયા તે રાશિ જે દિવસોમાં પ્રવર્તતી હોય તે દિવસોમાં ઉપર વર્ણેલા ત્રણ નિયમો ધ્યાનમાં રાખીને કરવી. આ ક્રિયાની સાથે હમણાં વર્ણેલી ક્રિયા દિવસમાં ત્રણ વાર કરવાને ચુકવું નહિ.

## ધનરાશિમાં કરવાની જીવનપ્રદ ક્રિયા.

( ધનરાશિ ૨૩ મી નવેંબરથી ૨૧ મી ડિસેંબરસુધી પ્રવર્તતી હોવાથી આ ક્રિયા તે દિવસોમાં કરવી. )

જમીનઉપર, પગ પૂરેપૂરા લાંબા કરીને ચત્તા સુઇ રહેવું. બંને હાથને છાતીઉપર અદબ વાળીને રાખવા. પછી ઘુંટણને વાળ્યાવિના અથવા પગની એડીઓને જમીનઉપરથી ઉંચાં કર્યાવિના, ધીરે ધીરે માથાને જમીનથી ૧૮ ઇંચથી ૨૦ ઇંચ ઉંચુ કરવું. પછી પાછું હતું તે સ્થિતિમાં જમીનપર મૂકવું. માથું ઉંચુ કરતી વખતે પ્રથમ ઉદર પુરો અને પછી આખી છાતી ભરાય એ રીતે વાયુથી ફેફસાં પૂરેપૂરાં ભરવાં, અને નીચે માથુ મૂકતી વખતે પૂરેપૂરાં ખાલી કરવાં. આ પ્રમાણે ફરી ફરી કર્યા કરવું.

બીજી રીતે પણ આ ક્રિયા કરવામાં આવે છે. બંને હાથને માથાતળે ઓશીકાની પેઠે મુકીને લાંબા થઇને ચત્તા સુઇ રહેવું. પછી થાપાને જમીનની સાથે અડેલા રાખીને બંને પગને, ઘુંટણને વળવા દીધાવિના ધીરે ધીરે ઉંચા કરવા. જ્યાં સુધી શરીરસાથે પગનો કાટખુણો થઇ રહે ત્યાંસુધી તેમને ઉંચા કરવા. પછી પાછા નીચે જમીનપર મૂકવા. પગ ઉંચા કરતી વખતે વાયુને ફેફસાંમાં ઉપર વર્ણેલી રીતે ભરવો, અને નીચા મૂકતી વખતે બહાર કાઢવો.

આ ક્રિયા કરતી વખતે મનને થાપામાં અને સાથળોમાં જોડેલું રાખવું. શરીરના એ બંને અવયવો જેવા કરવા હોય તેવું ચિત્ર વૃત્તિમાં જોવું.

નીચેનાં વિધિવાક્યોનો મનોમય ઉચ્ચાર કરવો, લાભકારક છેઃ—આ ક્રિયાથી હું બળવાન્ થતો જાઉં છું. તે વડે મારા અણુ અણુમાં જીવનતત્ત્વ ભરાય છે, નિઃસત્ત્વ

અણુઓ મારા શરીરમાંથી નીકળી જાય છે, અને તેમને સ્થાને બલિષ્ઠ નવાં અણુઓ યોજાય છે.,

જ્યારે આગળ ઉપર વર્ણવવામાં આવતી મિથુનરાશિની, કન્યારાશિની અને મીનરાશિની ક્રિયાઓ કરવામાં આવે ત્યારે શરીરના આ ભાગને પોષનાર આ ક્રિયા ગૌણપણે કરતાં અડચણ નથી.* (અપૂર્ણ.)

# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૯૩ થી.)

## પ્રકરણ ૫ મું.

### તુલા રાશિ.

(૨૩ મી સપ્ટેંબરથી ૨૩ મી ઑક્ટોબરસુધી.)

(વાયુ તત્ત્વની ત્રણ રાશિઓમાં આ રાશિ મધ્યની રાશિ ગણાય છે. તેની સત્તા વ્યક્તિ શરીરમાં કટિના ભાગમાં તથા ગુર્દામાં (મૂત્રાશયમાં) પ્રવર્તે છે. રાશિચક્રમાં મુખ્ય ચાર ગણાતી રાશિમાંની તે એક છે. તે રક્તવર્ણવાળી, પુરુષવર્ગની, અને નિત્ય આવનારી છે. તેના સમયમાં દિવસ અને રાત્રિ સરખા પ્રમાણનાં હોય છે. વેદન અર્થાત્ અનુભવને અને ઈશ્વરપ્રેરિત જ્ઞાનને તે પોષે છે. સૂર્ય પ્રત્યેક વર્ષે આ રાશિમાં સપ્ટેંબરની ૨૩ મી તારીખે અથવા એ અરસામાં પ્રવેશે છે, અને ૨૩ મી ઑક્ટોબરે અથવા તે સંધિમાં તેનું અતિક્રમણ કરે છે. આ રાશિની ખરેખરી અસર સૂર્યનો તેમાં પ્રવેશ થયા પછી ૭ દિવસે થાય છે. તેથી ૨૩ મીથી ૨૯ મી સપ્ટેંબર સુધીમાં જન્મેલા મનુષ્યોમાં આ રાશિનાં સંપૂર્ણ લક્ષણો હોતાં નથી. તેમનામાં કંઈક પૂર્વ રાશિનાં અને કંઇક આ રાશિનાં લક્ષણો હોય છે. વળી તેમના જન્મસમયે ચંદ્ર જે રાશિમાં હોય છે, તે રાશિનાં લક્ષણો પણ તેમનામાં હોય છે.)

તુલા રાશિમાં જન્મેલા મનુષ્યો સ્વભાવથી ઉદ્યોગી, ઐશ્વર્યની ઈચ્છાવાળા, ઉદાર અને ઈશ્વરપ્રેરિત જ્ઞાનવાળા હોય છે. તેઓ સાહસ ખેડવામાં શૂરવીર અને હિંમતવાળા હોય છે, અને નુકસાનને અને દુર્ભાગ્યને બીજા મનુષ્યોકરતાં બહુ ઉત્તમ પ્રકારે સહન કરી શકે છે. પુરુષો બહુ જ આત્મશ્રદ્ધાવાળા હોય છે, અને પોતાના જ વિચારપ્રમાણે પ્રવૃત્તિ કરનારા હોય છે. તેઓ પોતાના મિત્રોને અને પોતાના ઉદ્યોગોને પોતાની મેળે જ શોધી કાઢે છે. તેઓ પોતાના અંતઃકરણમાં થતી ઈશ્વરપ્રેરણાઓનો, ધન પ્રાપ્ત કરવાના

* ☞ ગ્રાહકોને મહાકાલનો આ અંક જ્યારે મળશે ત્યારે તે સમયે નવેંબર માસ ચાલતો હોવાથી, ધનરાશિમાં કરવાની ક્રિયા આ અંકમાં વર્ણવવામાં આવી છે. જઠર, ફેફસાં, હૃદય, મસ્તક, વગેરે ઉપયોગી અવયવોને પોષનારી ક્રિયા, જે માસમાં તે તે અવયવો પોષાય છે, તે માસમાં આપવામાં આવશે.

કામમાં ઉપયોગ કરવાનું નાનપણથી જ શીખે છે. આથી તેઓ ઘણીવાર શેરદલાલો, સટ્ટો કરનારા, કાવત્રાં કરનારા, અને પ્રસંગે જુગારી થઇ જાય છે.

તુલા રાશિના પુરુષો, સ્વાભાવિક રીતે બહુ જ આકર્ષક સ્વરૂપવાળા હોય છે. તેઓ બીજાઓને અને મુખ્યત્વે કરીને સ્ત્રીઓને પોતાના તરફ બહુ જ આકર્ષે છે. સટ્ટો ખેલવામાં અથવા જુગાર રમવામાં જેમ તેઓ ઘણીવાર ઉદ્ધત થઈ જાય છે, તે જ પ્રમાણે પોતાની કામનાઓને અને અભિલાષાઓને તૃપ્ત કરવામાં પણ તેઓ ઉદ્ધત અને અવિવેકી થઇ જાય છે.

તેઓને પોતાના મનને પ્રસન્ન રાખવાને નવી નવી વસ્તુઓની નિત્ય ઇચ્છા થયા કરે છે. તેઓ વૃત્તિમાં ઉત્સાહને પ્રકટાવનારી મોજમજાને શોધ્યા કરે છે.

હાનિથી અને વિપત્તિથી આ રાશિમાં જન્મેલાં મનુષ્યોને કશો જ ભય થતો નથી; કારણકે તેઓ હમેશાં ઉત્સાહવાળા, આશાવાળા અને હિંમતવાન હોય છે. વિપત્તિથી થયેલી હાનિ કેમ ટાળવી, તેને તેઓ જાણે છે, અને દ્વિગુણ બળથી તેને ટાળવા તેઓ મચી પડે છે. તેમના જેવાં આશા અને ઉત્સાહ કોઇકનામાં જ હોય છે, અને વિપત્તિ ઉપર વિપત્તિ આવ્યા છતાં તેમના ઉપર તેની લેશ પણ માઠી અસર થતી નથી.

તુલા રાશિમાં જન્મેલી સ્ત્રીઓ પુરુષોના જેટલી અવિચારી હોતી નથી, પણ પૈસાની બાબતમાં તેઓ ઘણી જ બેકાળજીવાળી હોય છે. તેઓને પાઇ પાઇનો હિસાબ રાખવાનો તેમ જ ચુકવવાનો ભારે ત્રાસ હોય છે. પૈસાની બાબતમાં સાવધાનતા તેમને બિલકુલ ગમતી નથી.

આ રાશિનાં મનુષ્યોનો એક મોટો દોષ એ છે કે પૈસા તેઓ પાછા આપી શકશે કે કેમ તેનો પુખ્ત વિચાર કર્યાવિના તેઓ નાણાં ઉધાર લે છે. જો તેઓ નાણાં પાછાં વાળી શકે છે તો ઠીક છે, પણ જો નથી વાળી શકતા તો તેમને નાણાં ધીરનારે તેમનો જરા પણ દોષ ન કાઢવો જોઇએ, અને તેમને જરા પણ પજવવા ન જોઇએ, એમ તેઓ ઇચ્છે છે. નાણાં ધીરનારે ઉદારતાથી પોતાનાં નાણાં છોડી દેવાં જોઇએ, એવી તેઓ આશા રાખે છે. અને આટલું છતાં તેઓ જાણી જોઇને અપ્રમાણિક થતા નથી. તેમનાં જેવી ન્યાયબુદ્ધિ બીજી કોઇ પણ રાશિમાં જન્મેલાં સ્ત્રીપુરુષોમાં ભાગ્યે જ હોય છે.

જ્યારે સાંસારિક મોજમજા છોડીને આ લોકો આધ્યાત્મિક વૃત્તિવાળા થાય છે, ત્યારે તેમનાં ત્રાજવાં સમતોલ થાય છે. તે સમયે તેઓ જગતનું બહુ જ અદ્ભુત હિત કરે છે.

ઘણા નામાંકિત કવિ, લેખક, અનેક ગાયક આ રાશિમાં જન્મેલા હોય છે. તેઓ ઉંચે ગગનમાં ઉડે છે, કારણ કે અત્યંત પાતળી હવા, એ તેમનો પોતાનો રમણ કરવાનો પ્રદેશ છે. તેઓ અત્યંત ઉદાર હોય છે. અને ઘણીવાર બીજાઓને સુખી કરવાને માટે પોતાનું સર્વસ્વ આપી દે છે, અને બદલામાં કશાની જ આશા રાખતા નથી.

મોટાં સાહસિક કામોમાં તેઓ અત્યંત હિંમત દર્શાવે છે, અને તોપણ પોતાનાં બાળકોઉપર, કુટુંબી જનોઉપર કે મિત્રોઉપર કંઈ વિપત્તિ આવવાનું સહજસરખું અનુમાન થતાં, તેઓ ભયથી ગભરાઈ જાય છે.

આ રાશિનાં મનુષ્યો અને તેમાં પણ મુખ્યત્વે કરીને સ્ત્રીઓ વિરોધી અથવા અવિરોધી વાતાવરણને તત્કાળ જાણી જાય છે. કોઇ પણ ઘરમાં પ્રવેશ કરતાં ત્યાં દુઃખ વ્યાપી રહ્યું હોય છે કે આનંદ વ્યાપી રહ્યો હોય છે, તે તેઓ તરત કહી શકે છે. આથી તેઓ કોઈ કોઇવાર ખિન્ન અને અસ્વસ્થ થઈ જાય છે, અને જેમના સહવાસમાં તેઓ બેઠાં હોય છે, તેમના ઉપર પણ તેની અસર કરે છે. આથી આજુબાજુની સ્થિતિ પોતાના મન ઉપર કશી અસર ન કરે, એવી સાવધાનતા તેમણે રાખવી ઘટે છે, અને જેવો પ્રસંગ અને જેવું સ્થાન, તે પ્રમાણે વર્તવાનો તેમણે અભ્યાસ સેવવો જોઇએ.

આ મનુષ્યોએ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી જાણવું જોઇએ કે આ જગત્ત્રિગુણાત્મક એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણવાળું છે, અને તેથી સઘળા જ મનુષ્યોને સરખા હોવાની આશા રાખવી, એ દુરાશા છે. આથી વિરોધનું ભાન થતાં, પ્રકૃતિનો એ સ્વભાવ જ છે, એમ જાણી તેમણે પોતાના હૃદયની શાંતિનો ત્યાગ નહિ કરવો જોઇએ. એમ નહિ કરવામાં આવે તો તેઓ જ્યાં જશે, ત્યાં વ્યર્થ દુઃખી થશે.

સામાની સ્થિતિ જાણી જવાની આ આધ્યાત્મિક શક્તિને જ્યારે અંકુશમાં રાખવામાં આવે છે, અને પારકી પીડા ત્યજીને પોતાનું જ હિત સાધવાના પ્રયત્નમાં જોડવામાં આવે છે, ત્યારે ઉન્નતિમાં બહુ અદ્ભુત પ્રકારે મદદ કરે છે. તેમ નથી કરવામાં આવતું, અર્થાત્ ' કાજીજી દુબલે કયાં ', તો કહે કે ' સારે શહરકી ફિકરાં ' તેમ બીજાઓનાં દુઃખે દુઃખી થવામાં આવે છે, તો નિરંતરનું દુઃખ અને બેચેની ઉભાં જ રહે છે.

આ રાશિનાં મનુષ્યો ઘણાં માયાળુ અને સુશીલ હોય છે. તેઓને નિર્દયતાનો અને કોઇ પણ જીવને મારવાનો ભારે ત્રાસ હોય છે. જનાવરોઉપર તેઓને અત્યંત પ્રેમ હોય છે, અને તેમની સાથે કોઇ મનુષ્ય ક્રૂર વર્તન ચલાવે છે, તો તેમને અસહ્ય દુઃખ થાય છે. મચ્છર કે માંકણને પણ મારી નાખનાર મનુષ્યનું હિંસક કૃત્ય તેઓ સહન કરી શકતા નથી.

તેઓ બહુ સ્વચ્છ અને સુરેખ રહે છે. કોઇ પણ પ્રકારના કઠિન અને ગંદા કામનો તેમને ભારે અણગમો હોય છે. તેઓ શરીર ઘણું કરીને ઉંચા, પાતળા અને મજબુત બાંધાના હોય છે. તેમનું મુખ લંબગોળ હોય છે. ચાલવામાં તેમનો વેગ બહુ હોય છે. કોઇ કોઇ વાર તેમનો સ્વર તીણો હોય છે, અને તેમનાં નેત્ર સુંદર હોય છે. તેઓ મનોહર રીતે બહુ ઝડપથી હલનચલન વગેરે ક્રિયાઓ કરે છે.

આશ્ચર્યકારક સૂક્ષ્મ વિદ્યુન્મય સામર્થ્યોથી આ મનુષ્યો વીંટળાયલા હોય છે, અને તેથી તેઓ સર્વદા વીર્ય અને સત્ત્વથી પૂર્ણ હોય છે. અધ્યાત્મપ્રદેશમાં પ્રવર્તતા વિચારોનો પુષ્કળ સંગ્રહ તેમનામાં હોય છે. તેઓનામાં પુષ્કળ જ્ઞાન હોય છે, તથા પદાર્થોનાં આંતર સ્વરૂપ જાણવાનું સામર્થ્ય હોય છે; પરંતુ તે જ્ઞાન તેઓએ ક્યાંથી પ્રાપ્ત કર્યું હોય છે, તે તેઓ સમજાવી શકતા નથી. ગૂઢ દૈવી સામર્થ્યો પ્રાપ્ત કરવાનું તથા આંતર જ્ઞાનને મેળવવાનું તેમનામાં અત્યંત ચમત્કારિક બળ હોય છે. તેમનામાં આવી અસાધારણ શક્તિ હોવાથી જો તેઓ ધાર્મિક વૃત્તિવાળા અને ઈશ્વરપરાયણ થાય છે, તો એવી કોઈ પણ શ્રેષ્ઠ સિદ્ધિ નથી કે જેને તેઓ ન પ્રાપ્ત કરી શકે.

અગ્નિતત્ત્વની રાશિમાં જન્મેલાં મનુષ્યોની મિત્રતા આ રાશિનાં મનુષ્યોને અત્યંત સુખદ નીવડે છે. તેઓની પોતાની જ રાશિમાં જન્મેલાં મનુષ્યોની મિત્રતા તેથી ઉતરતા પ્રકારની છે, અને કુંભ રાશિનાં મનુષ્યોની મિત્રતા તેથી ઉતરતા પ્રકારની છે.

આ લેખનો અભ્યાસ કરવાનો હેતુ પોતાના દોષો જાણવા, અને તેમને ટાળવાનો પ્રયત્ન કરવો, તથા પોતાનામાં રહેલા ગુણોને જાણવા તથા તેમને કેળવવાનો પ્રયત્ન કરવો, એ જ છે; અને તેથી જ પ્રત્યેક રાશિમાં જન્મેલાં મનુષ્યોમાં કયા કયા દોષો તથા કયા કયા ગુણો સ્વભાવથી રહેલા છે, તે અત્યંત સ્પષ્ટ પ્રકારે લખવાનો પ્રયત્ન કરવામાં આવે છે. બુદ્ધિમાન્ વાચક, તેના અભ્યાસથી પોતાના દોષોને ટાળવા, અને ગુણોને કેળવવા પ્રવૃત્ત થશે, તો અલ્પ સમયમાં પોતે નહિ ધારેલી ઉન્નતિને પ્રાપ્ત કરી શકશે.

તુલા રાશિનાં મનુષ્યોનો મોટો દોષ એ હોય છે કે તેઓ સાંસારિક વિષયોતરફ હદઉપરાંત ઢળી પડે છે. તેમનું તીવ્ર આંતર જ્ઞાન તેમને વારંવાર પદાર્થોનાં ખરાં સ્વરૂપ દર્શાવે છે તો પણ તેઓ ઘણી વાર તે પ્રમાણે સ્વીકારતા નથી. આકળા સ્વભાવથી અને ધૈર્ય ધરવાનું ન જાણવાથી તેઓ પોતાના જીવનતત્ત્વનો પુષ્કળ ક્ષય કરી નાંખે છે. આથી તેમને કમરના પાછલા ભાગમાં ઘણીવાર દુઃખાવો થાય છે. જ્યાં સુધી તેઓ તેમની હલકા પ્રકારની વાસનાઓને વશ રહે છે, ત્યાં સુધી તેઓ જેને તેને ત્રાસ આપનારા થઇ પડે છે, પણ જ્યારે તેઓ તેને જિતે છે ત્યારે પતિતરીકે કે પત્નીતરીકે, માતાતરીકે કે પિતાતરીકે, બંધુતરીકે કે ભગિનીતરીકે અસાધારણ શ્રેષ્ઠતા દર્શાવે છે.

આ મનુષ્યો તેઓના બળનો અને માનસિક શક્તિઓનો હદઉપરાંત ક્ષય કરી નાંખે છે. તેઓ જેને તેને મદદ કરવાનો પોતાનો અત્યાવશ્યક સ્વધર્મ સમજે છે. તેમને બિલકુલ ભાન નથી હોતું કે પોતાને વશમાં રાખવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાથી જ બીજાને મદદ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. આ સત્ય વાર્તા તેઓના લક્ષમાં આણવાનું કામ અત્યંત કઠિન છે. બીજાઓની દલિલોથી આ મનુષ્યો ગભરાઈ જાય છે. મોટા સમુદાયમાં જ્યારે તેઓ ભુલા પડે છે, અથવા ભીડવાળા મહેલ્લામાંથી જ્યારે તેમને જવું પડે છે, ત્યારે તેઓ ભયથી અત્યંત વ્યાકુળ થઇ જાય છે. પોતાની વસ્તુઓની તેઓને વિશેષે કરીને બીલકુલ કાળજી હોતી નથી. તેઓ બેકાળજીથી વસ્તુઓને ખોઈ બેસે છે. તેમને કોઇ ચોપડી વાંચવા આપી હોય તો તે પાછી આપવાનું તેઓ સમજતા નથી, અને તો પણ તેમના ભુલકણા સ્વભાવઉપર ટીકા કરવામાં આવે છે તો તેઓ પોતાનો ગમે તેટલો વાંક છતાં લેશ પણ સહન કરી શકતા નથી. લોકો તેમના દોષો જાણે છે, એ વાત તેમના અંતર્જ્ઞાનથી તેમને સમજાતી હોવાથી તેમને પારવિનાનો ખેદ થાય છે; કારણ કે બીજાઓનાં વખાણની તેમને અમર્યાદ ઇચ્છા હોય છે.

( અપૂર્ણ. )



# प्रासंगिक उक्तिओ.

—વર્તમાન વર્ષ સમાપ્ત થયું છે, અને મહાકાલનો આ છેલ્લો અંક દીપોત્સવીના મંગલમય દિવસે અથવા નવીન વર્ષના આરંભના શુભ દિવસે સંસ્કારી ગ્રાહકોના પુણ્ય હસ્તમાં પ્રાપ્ત થાય છે.

—સદ્વિવેકી વાચકોના લક્ષમાં આવ્યાવિના નહિ જ રહ્યું હોય કે પૂર્ણ થતા વર્ષમાં મહાકાલના લેખકોએ પોતાના કલ્યાણકર લેખોવડે સર્વને સંતોષ આપવામાં કોઇ પણ પ્રકારે ન્યૂનતા રાખી નથી.

—નવીન વર્ષમાં, આ વર્ષકરતાં પણ વાચકોને અધિક જ્ઞાન, અધિક આનંદ, તથા અધિક શાંતિ પ્રકટાવવાનું પોતાનું કર્તવ્ય, અધિક ઉત્સાહથી સાધવાનો તેમનો દૃઢ સંકલ્પ છે; અને પરમાત્માના અનુગ્રહથી તે સંકલ્પ સિદ્ધ થવાનાં સર્વ ચિહ્નો ક્યારનાં એ સ્પષ્ટ જણાઇ ગયાં છે.

—કોઇ પણ મનુષ્યે દુઃખવાળી નીચી સ્થિતિમાં રહેવાનું કશું જ કારણ નથી. અખંડ સુખવાળી અનુપમ ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવાનો પ્રાણીમાત્રનો હક છે, એટલું જ નહિ પણ યોગ્ય પ્રયત્નથી સર્વ મનુષ્યો તે પ્રાપ્ત કરી શકે છે. સુખવાળી ઉંચી સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરવી, એનું જ્ઞાન ન હોવાથી જ આજે મનુષ્યો પોતાને મળેલી ગમે તેવી સ્થિતિથી નિભાવ્યા કરે છે. પણ તેવી રીતે નિભાવ્યા કરવાની કોઇને કશી જ અગત્ય નથી.

—દુઃખવાળી નીચી સ્થિતિમાં સડયા કરવાનું કોઇને જેમ કશું જ કારણ નથી તેમ સાધારણ ઉદય પ્રાપ્ત કરીને સંતોષ માનવાનું પણ કોઇને કશું જ કારણ નથી. સર્વ વિષયમાં અસાધારણ ઉદય પ્રાપ્ત કરવાનું આપણામાં સામર્થ્ય છે તો પછી શા માટે સાધારણ ઉદયથી સંતોષ માનવો ?

—ઉદયના માર્ગમાં નિરંતર આગળ અને આગળ વધ્યા જવાના ઉપાયો, અનુભવી પુરુષોવડે જે શોધી કઢાયા છે, તે ઉપાયોનું સહજ પ્રયત્નથી આપણને જ્ઞાન થઇ શકે એમ છે, તથા તેમને અનુસરવાનું આપણામાં સામર્થ્ય છે, તો પછી શા માટે આપણે આગળ ન વધવું ? લક્ષ્મી તિલક કરવા આવે, ત્યારે શા માટે મુખને આગળ ન ધરવું ?

—ઉદયના માર્ગમાં નિરંતર આગળ અને આગળ કેવી રીતે વધવું, એ જ વિષયનું, સર્વને સમજણ પડે એવી રીતે જ્ઞાન આપવાનો મહાકાલ અધિક અધિક ઉત્સાહથી નિત્ય પ્રયત્ન કરે છે, એ વાત મહાકાલના સજ્જન વાચકોમાંથી કોને અજાણી છે ? વાચકોને પોતાનું સુખ સાધવામાં કંઇ જ ઉપયોગમાં ન આવે, એવા વ્યર્થ પાંડિત્યથી ભરેલા લેખો મહાકાલમાં આપવામાં આવતા નથી, પરંતુ પ્રત્યેક ક્ષણે આચારમાં મૂકી શકાય એવો, પોતાના જીવનને ઉચ્ચ કરવાનો બોધ તેમાં નિરંતર આપવામાં આવે છે. મહાકાલના લેખકોનો ઉદ્દેશ, વાંચનારાઓને બે ઘડી આનંદ ઉપજાવવાનો નથી, અથવા તો માલવિનાની લમણાઝીકમાં વાચકોના બળનો ક્ષય કરવાનો નથી, પણ યોગ્ય પ્રયત્નથી સ્થાયી સુખ કેમ મેળવવું, તેના નિયમોનું વિવિધ પ્રકારે જ્ઞાન આપવાનો

છે: મહાકાલનો ઉદ્દેશ મનુષ્યને મનુષ્ય જ રાખી રહેવાનો નથી, પણ તેને દેવ, ઈશ, અને પરમેશ્વરસદશ બનાવવાનો છે.

—મહાકાલ માસિક વાંચવા માટે નથી, પણ આચારમાં મૂકવા માટે છે. તે આળસુ મનુષ્યોને માટે નથી, પણ ઉદ્યોગી પુરુષોમાટે છે. જેમને ખાવું, પીવું, અને મરણ આવ્યે મરવું, એ વિના જીવનનો બીજો કશો ઉદ્દેશ સમજાયો નથી, એવા મનુષ્યોને માટે તે નથી, પરંતુ જેમને આ નાશવાન જગતમાં અવિનાશી વસ્તુનો અનુભવ કરી અવિનાશી અસીમ સુખ મેળવવું છે, તેમને માટે છે.

—નવીન વર્ષમાં મહાકાલ કલ્યાણના વધારે ઉંચા પ્રદેશોમાં પ્રવાસ કરશે: તે પ્રદેશોમાં પ્રવાસ કરવા પોતાના પ્રિય વાચકોને તે અત્યંત પ્રેમથી આમંત્રણ કરે છે. આ નવા પ્રદેશોના સૌંદર્યનું વર્ણન વાણીથી થવું અશક્ય હોવાથી અનુભવ કરવા જ તે વાચકોને આગ્રહ કરે છે.

—નવા વર્ષનો પ્રથમ અંક, ગયાં વર્ષોની પેઠે, આ વર્ષે વી. પી. થી મોકલવામાં નહિ આવે. તેથી જે સજ્જનોને ગ્રાહક રહેવા ઇચ્છા હોય તેમણે નવા વર્ષનું લવાજમ કાર્તિક વદી ૧૪ સુધીમાં, **મની ઓરડરથી** મોકલવા કૃપા કરવી. મનીઓરડરથી લવાજમ નહિ આવે, તેમના ઉપર નવો અંક મોકલવામાં નહિ આવે.

—મહાકાલ તથા પ્રાતઃકાલ બંનેના ગ્રાહકો બંનેનું લવાજમ સાથે મોકલશે તો અડચણ નથી. લવાજમ મોકલનારે મનીઓર્ડરના કુપનમાં પોતાનું નામ, સ્થાન, તથા કયા માસિકનું લવાજમ મોકલ્યું છે, તે સ્પષ્ટ અક્ષરે લખવા કૃપા કરવી.

—મહાકાલના ગ્રાહકોની સંખ્યા પ્રતિદિન વધતી જતી હોવાથી પાછલા અંકો સીલકમાં રહેતા નથી. આથી ગ્રાહક થવા ઇચ્છનારે વર્ષના આરંભમાં જ ગ્રાહક થવું સારૂં છે. અધવચથી ગ્રાહક થનાર સજ્જનો પાછલા અંકોમાટે અત્યંત આગ્રહ કરે છે, પણ સીલકમાં ન હોવાથી તેમને નિરાશ થવું પડે છે.

—આ વર્ષના આરંભમાં મહાકાલનાં માત્ર સત્તરસેં ગ્રાહક હતાં. આ વર્ષના અંતમાં તે સંખ્યા વધીને પચીસસેં ઉપરની થઈ છે. આ અનુમાન અમે આ વર્ષના કાર્તિક માસમાં જ કર્યું હતું, અને તે અક્ષરશઃ ખરૂં પડ્યું છે. નવીન વર્ષના અંતમાં આ સંખ્યા બહુ મોટા પ્રમાણમાં વધવા પૂર્ણ સંભવ છે; અને તેથી જેઓ આજથી જ ગ્રાહક નહિ થાય તેમને પાછળથી વર્ષની શરૂઆતના અંકો નહિ મળે.

—ગયા અંકમાં ૪૬૭ મા પૃષ્ઠમાં ૩૧ મી લીટીમાં ૨૫૦ 'ધન ઇચ્છની' જગાએ 'ધન ૫૨' તથા ૪૦૫ મા પૃષ્ઠમાં ૩૧ મી લીટીમાં 'પ્રેરક પ્રતિ'ની જગાએ 'પ્રેરક પતિ' વાંચવા કૃપા કરવી.



# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦૬ થી. )

## પ્રકરણ ૨૨.

### અમારો ગૃહસ્થાશ્રમ.

ક્ષિતિજમાં અરુણોદયને પ્રકટવાને હજી બે ઘટિકાનો વિલંબ હશે એટલામાં, જેમ કોઇ ધ્યાનસ્થ યોગી ધ્યાનમાંથી જાગ્રત્ થાય તેમ યોગિનીના આલાપના આરંભના જ સુમધુર સ્વરો મારા કર્ણમાં પ્રવેશતાં મારી નિદ્રા ઉડી ગઇ, અને નેત્ર એકદમ ઉઘડી ગયાં. મેં સુતાં સુતાં જ જોયું તો જણાયું કે મારાથી થોડે અંતરે તે નેત્ર મીંચીને ધ્યાનસ્થ મુદ્રાપૂર્વક બેઠી હતી, અને નીચેપ્રમાણે ઇષ્ટની અભ્યર્થનાનું પદ્ય ગાતી હતી.

**પ્રભાત.**

હૃદયજીવન ! હૃત્પદ્મ ઉઘાડો, નભમાં પ્રકટ પધારો રે,
મુમુક્ષુ નયનો, દિવ્ય વદનને, દર્શાવી પ્રભુ હારો રે, હૃદય૦
છુપ્યા આમ અમોથી રહી કાં, અંતર આજે ધારો રે,
સ્વજનથી ભેદ શું ઉચિત ગણાતો, ધર્મજ્ઞ નાથ વિચારો રે, હૃદય૦
પીલાં વદન પ્રફુલ્લ કરો પ્રભુ, શોક, તિમિર નિવારો રે,
કૃપારશ્મિરૂપ અમૃત સિંચી, મૃતને નાથ ઉગારો રે, હૃદય૦
કહી કહીને કહેવાતું એક જ ફેડો વિરહતપારો રે,
નરહરિપ્રભુ સુણી આ જ અમારો, આ વિધિહીન લવારો રે, હૃદય૦

પદ્ય સમાપ્ત થતાં તેણે નેત્ર ઉઘાડયાં, અને હું પણ શય્યામાં બેઠો થયો. મને જાગ્રત્ થયેલો જોઇ તે મારા નિકટ આવી, અને પ્રસન્ન વદનથી મને વિનયપૂર્વક નમન કરી બોલી, ભગવન્ ! દંતધાવનમાટે જળવગેરે સર્વ તૈયાર છે. મેં મંદ મંદ હસીને કહ્યું, દેવિ ! મારે માટે તેવી કશી જ કાળજી કરવાનું તારે પ્રયોજન નથી. આવાં સર્વ કામ મેં મારી મેળે જ કરવાનો નિયમ રાખ્યો છે. નોકરથી તે સર્વ થઇ શકે. પણ તેમ કરવું અને મંદવાડને આમંત્રણ કરવું, એ બંને બરાબર છે. જેઓ પોતાના દેહના વ્યવહાર પોતાની મેળે કરતા નથી, પણ શ્રીમંતાઇમાં ડુબી જઇ નોકરોપાસે, અથવા પોતાને તાબે પડેલાં મનુષ્યોપાસે કરાવે છે, તેઓમાં દિવસે દિવસે આળસ, જડતા, અને પરતંત્રતા વધતાં જાય છે. સ્ફુર્તિ ઘટવાથી અને શરીરના અવયવોનું હલનચલન ઓછું થઈજવાથી તેઓના રુધિરની ગતિ મંદ પડી જાય છે, અને આમ થતાં વિવિધ શારીરિક વ્યાધિઓનાં તથા માનસ વ્યાધિઓનાં શરીરમાં મૂળ નંખાય છે. માટે પોતાને કરવાના વ્યવહારો નોકરપાસે અથવા પોતાની સ્ત્રીપાસે કરાવવા, એ હાનિ કરનાર હોવાથી મારા પોતાના દેહવ્યવહારમાં મને મદદ કરવા મેં નોકરને મૂળથી જ રાખ્યો નથી, અને તારી પાસે પણ તેવા વ્યવહાર કરાવી આપણા બંનેના સુખને હાનિ પહોંચાડવા હું ઇચ્છતો નથી. આથી મારાથી નહિ બની શકે એવા વ્યવ-

દારમાં તું મને મદદ કરજે, અને જે મારાથી થઇ શકે એવા હોય તેમાં મને પોતાને જ પ્રયત્ન કરવા દેજે. તારી ખરી મદદની જેમાં મારે જરૂર છે, તેવાં કાર્યો હું તને જણાવતો રહીશ, અને તું પણ મને, જેમાં મારી મદદની તને જરૂર પડે તે નિઃસં-કપણે જણાવતી રહેજે. જો ! એકાદ કલાકમાં સ્નાનવગેરેથી પરવારી હું મારી સંયમ-શાળામાં પ્રવેશીશ. ત્યાં તું પણ આવજે, અને તારા સહધર્મચારિણી પદનું સાર્થક્ય કરજે.

આમ બોલી, હું મારા દેહશુદ્ધિ સાધવાના કાર્યમાં યોજાયો, અને યોગિની પણ પોતાને પ્રાપ્ત વ્યવહાર કરવા લાગી.

સ્નાનથી પરવારી હું સંયમશાળામાં આવ્યો. યોગિની ત્યાં મારા પૂર્વે જ આવી હતી. મારી સંયમશાળાની વ્યવસ્થા જીવી રાખતી હતી, કારણ હજી તે મારી નોકરીમાં હતી. પૂર્વે કરતાં મેં તેનો પગાર વધારી આપ્યો હતો, અને તે બહુ ભલા સ્વભાવની હોવાથી હું તેને જ રાખી રહ્યો હતો. સંયમશાળામાં હું આવ્યો ત્યારે યોગિની તેને આદરતાથી કંઇક સમજાવતી મને જણાઇ. તરત જ મને સ્પષ્ટ થયું કે જીવીએ યોગિનીને વિવિધ વિષયની વાતોમાં જોડવા યત્ન કર્યો હતો, પરંતુ સંયમશાળામાં ગમે તે વિષયની વાતો કરવાથી તે સ્થળનું વાતાવરણ બગડે છે, અને તેથી સંયમ સાધનારને વિક્ષેપ થાય છે, તેથી તે સ્થળમાં તેવી વાતો કરવી અયોગ્ય છે, માટે આપણે પછી બીજી જગાએ આ સબંધમાં વાત કરીશું, એમ યોગિની તેને સમજાવતી હતી. મારા ત્યાં જવાથી તેમની વાર્તા આગળ ચાલતી અટકી ગઈ. જીવીજેવી અશિક્ષિતને અધ્યાત્મશાસ્ત્રનો આ ગૂઢ નિયમ યોગિની કેવી રીતે સમજાવી તેની ખાતરી કરી શકત, એ જાણવાની મને બહુ ઇચ્છા હતી, પણ મારા આવવાથી વાત અટકી ગઇ હતી, અને મારા સમક્ષ આગળ ચાલવાનો અસંભવ હોવાથી મારી આતુરતા દબાવી રાખી, નિયમપ્રમાણે જીવીને ત્યાંથી જતા રહેવા મેં સૂચવી દીધું. તેના ગયા પછી મેં યોગિનીને કહ્યું, દેવિ ! સ્ત્રી અને પુરુષ એ બને મળીને આખું અંગ ગણાતું હોવાથી સ્ત્રી, એ પુરુષનું અર્ધું અંગ છે. જે ગુણો અને શક્તિઓ પુરુષમાં છે, તે સ્ત્રીમાં નથી, અને જે ગુણો અને શક્તિઓ સ્ત્રીમાં છે, તે પુરુષમાં નથી. સ્ત્રી અને પુરુષ ઉભયમાં રહેલા ગુણો અને શક્તિઓનું જ્યારે સંમેલન થાય છે, ત્યારે કોઇ પણ કાર્યને સાધવાનું સામર્થ્ય પૂર્ણતાને પામે છે; અને તેથી એકત્ર મળી તેઓ જ્યારે કોઇ કાર્યને સાધે છે, ત્યારે તે કાર્ય સર્વોત્તમ પ્રકારે સધાય છે. આ નિયમ દર્શાવવાને માટે જ કુદરતે આખા વિશ્વમાં જ્યાં ત્યાં સ્ત્રીતત્ત્વ અને પુરુષતત્ત્વનો સંયોગ કર્યો છે. આપણા શરીરમાં જ જોઇએ તો જમણી આંખ પુરુષ છે, અને ડાબી આંખ સ્ત્રી છે. એકલી જમણી આંખથી કે એકલી ડાબી આંખથી જોવાનું કાર્ય ઉત્તમ પ્રકારે શું કદી થાય છે ? જમણો કાન પુરુષ છે, અને ડાબો કાન સ્ત્રી છે. બંનેનો સંયોગ હોય છે, ત્યાં જ સાંભળવાની ક્રિયા ઉત્તમ પ્રકારે થાય છે. એક કાન ખડિત થયો હોય છે તો સાંભળવામાં કેટલી અડચણ પડે છે, એનો અનુભવ અસંખ્ય મનુષ્યોને શું નથી ? એ જ પ્રમાણે જમણું નાસિકાનું છિદ્ર તથા ડાબું છિદ્ર, જમણું જડબું તથા ડાબું જડબું, જમણો હાથ તથા ડાબો હાથ, જમણું ફેફસું તથા ડાબું ફેફસું,

મેં યોગિનીને સમજાવ્યું, અને તે સમયે તે જ ક્રિયા તેટલો સમય તેવા જ વિધિથી કરવા મેં તેને સૂચવ્યું. પછી અમે ઉભય પ્રયત્નમાં યોજાયાં.

પ્રિય વાચક ! જો તમે શરીરશાસ્ત્રનો અને તેના અંગભૂત પ્રજોત્પત્તિવિદ્યાનો અભ્યાસ કર્યો હશે તો તમારા જાણવામાં આવ્યું હશે કે લગ્નને માટે સર્વ પ્રકારની યોગ્યતાવાળાં અને પરસ્પરમાં શુદ્ધ પ્રેમવાળાં સ્ત્રીપુરુષનાં લગ્નથી જે પ્રજા ઉત્પન્ન થાય છે, તે આ પૃથ્વીના અલંકારરૂપ જ હોય છે. આવાં સ્ત્રીપુરુષોનો શારીરિક સંબંધ સર્વોત્તમ પ્રજાને ઉત્પન્ન કરવામાં કદી પણ નિષ્ફળ જતો નથી.

પુરુષ શરીરમાં વીર્ય એ જેમ પુરુષશરીરનું સર્વોત્તમ ફળ છે, તેમ સ્ત્રીપુરુષમાં રેતસ્, એ સ્ત્રીશરીરનું સર્વોત્તમ ફળ છે. આ બંને ગમે તેવાં ઉત્તમ અને બલવાન્ હોય પણ તેમનો જો પરસ્પરથી વિયોગ રહે છે, તો તેમનું ઉપજવું, દુધ ન આપનારી ગાયની પેઠે વ્યર્થ જ થઇ રહે છે. તેમનો વિધિપૂર્વક સંયોગ થવા દો; અને તમે શું જુઓ છો ? કોઇ સ્થળે યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, વાલ્મીકિ, વ્યાસ અને શંકરાચાર્યજેવા ઈશ્વરતુલ્ય મહાપુરુષો પ્રકટે છે, તો કોઇ સ્થળે અર્જુન, ભીમ, કર્ણ, અને માંધાતાજેવા સમર્થ નરવીરો પ્રકટે છે. કોઇ સ્થળે રામ, કૃષ્ણ, અને બુદ્ધજેવા અંશાવતારો પ્રકટે છે, તો કોઇ સ્થળે મહાવીર સ્વામિ, જીસસ ક્રાઇસ્ટ, અને ઝોરોઆસ્ટરજેવા સમર્થ ધર્મપ્રવર્તકો પ્રકટે છે. કોઇ સ્થળે કાળિદાસ, બાણ, અને દંડીજેવા કવિવરો દર્શન દે છે, તો કોઇ સ્થળે મિલ્ટન, શેક્સપીયર અને ટેનીસનજેવાં કવિરત્નો ઉદ્ભવે છે. સીસેરો, ડિમોસ્થીનીસ, સીઝર, નેપોલીયન, બેકન, એડીસન વગેરે અસંખ્ય વિશ્વવિખ્યાત પુરુષો શાનો પરિણામ છે ? યોગ્યતાવાળા સ્ત્રીતત્ત્વના અને પુરુષતત્ત્વના વિયોગનો કે સંયોગનો ? અધિક શું ? જે ધર્મ, સ્ત્રીતત્ત્વનો અને પુરુષતત્ત્વનો વિયોગ જ કલ્યાણનો હેતુ છે, એવું શાસન કરે છે, એમ ધર્મનાં નિગૂઢ તત્ત્વો ન સમજવાથી જ્યાં ત્યાં કહેવામાં આવે છે; અને તેથી ત્યાગની અણસમજણથી મહત્તા સ્થાપવામાં આવે છે, તે ધર્મ પોતે અસ્તિત્વમાં જ શી રીતે આવ્યો ? સર્વથા દૃષ્ટ અને અદૃષ્ટ જગત્, અથવા અન્ય શબ્દોમાં કહીએ તો સ્થૂલ સૂક્ષ્મ અને કારણ જગત્ સ્ત્રીતત્ત્વ અને પુરુષતત્ત્વના અનુકૂળ સંયોગનો જ પરિણામ છે.

જેમ વીર્ય અને રેતસ્ એ સ્થૂલ સ્ત્રીશરીર અને પુરુષશરીરનાં સર્વોત્તમ ફળ છે, તેમ પુરુષના માનસ શરીરનું બુદ્ધિ અને સ્ત્રીના માનસ શરીરનું અંતર્જ્ઞાન એ સર્વોત્તમ ફળ છે. અને જેમ વીર્ય અને રેતસના સંયોગથી પૃથ્વીના અલંકારરૂપ નરવીરો પ્રકટે છે, તેમ માનસ પ્રદેશમાં બુદ્ધિ અને અંતર્જ્ઞાનના સંયોગથી વિશ્વના સારરૂપ સત્ય જ્ઞાનરૂપ પ્રજા પ્રકટે છે. જો પુરુષના માનસ શરીરના ફળરૂપ જે બુદ્ધિ, તે કાવ્યમાં ખેડાયલી હોય છે અને સ્ત્રીએ પણ પોતાની માનસિક શક્તિઓને તે જ વિષયમાં કેળવી હોય છે તો આવાં સ્ત્રીપુરુષોના માનસ વિચારોના સંયોગથી પ્રકટનારૂં કાવ્ય અદ્ભુત પ્રતિભાવાળું હોય છે. જો પુરુષ નવા નવા યાંત્રિક શોધો કરનાર હોય છે અને સ્ત્રી પણ પુરુષના જ જેવી માનસ ભૂમિવાળી હોઇને તે પોતાના પતિસાથે કોઇ નવો શોધ કરવાના ઉદ્યોગમાં યોજાય છે, તો ઉભયની માનસ શક્તિઓનો સંયોગ થતાં, ધારેલો શોધ સુન્દર અને બહુ ઉત્તમ પ્રકારનો થાય છે આ જ પ્રમાણે જ્ઞાનની વિવિધ શાખાઓનાં અં-

નથી તો માનસ સંબંધ અને આધ્યાત્મિક સંબંધનો તો વિચાર કરવાનો જ અવકાશ ક્યાં રહ્યો ? જગતમાં એક ઘાસનું તણખલુંસરખું પણ નકામું નથી— તુચ્છમાં તુચ્છ જણાતી વસ્તુમાં પણ કંઈ ને કંઈ આશ્ચર્યકારક શકિત રહેલી છે— તો કુદરતની કારીગરીનો અપ્રતિમ નમુનો જે સ્ત્રીશરીર,—તત્ત્વજ્ઞાનીઓ, યોગીઓ, મહાપુરુષો, દેશભક્તો, વીરો, કવિઓ, કલાભિજ્ઞો, વિદ્વાનો વગેરે મહામૂલ્યવાન્ રત્નોને પાકવાની દૈવી ખાણ—તે મનુષ્યોને નરકમાં નાંખવા માટે અથવા મનુષ્યોને વિવિધ દુઃખો આપવામાટે ઇશ્વર રચે છે, એવા નિશ્ચયો સ્થાપવા અને જેતે તેને દઢાવવા પ્રયત્ન કરવો, એના જેવું અવિચારવાળું બીજું કયું કૃત્ય છે. ? આ સઘળું કહીને હે મનોરમા ! આ સમયે હું તને જે કહેવા ઇચ્છું છું તે એ છે કે પરમેશ્વરની કૃપાથી તને અને મને જે સત્ય છે તે સમજાયું છે, અને તેથી પરમ કલ્યાણ સાધવામાં સ્ત્રી પુરુષને ઉપાધિરૂપ છે, અને પુરુષ સ્ત્રીને ઉપાધિરૂપ છે, એવા અવિચારભરેલા નિશ્ચયો અસંખ્ય મહાપુરુષો સેવી પરસ્પરને જે દષ્ટિથી જુએ છે, તેવી દષ્ટિ આપણામાં કોઇ કાળે પણ થવા ન પામે, પણ આપણે ઉભય પરસ્પરના પરમહિતનાં સાધક જ છીએ, એવી સત્ય દષ્ટિ આપણામાં નિરંતર રહે.

દેવિ! આજ સુધી મારા સંયમના રથને એક પૈડું હતું, પણ આજે તું મારી સાથે જોડાવાથી હવે તેને બે પૈડાં થયાં છે. સંયમરૂપ એક અર્થને સાધવા આજથી આ સંયમશાળામાં આપણે બંને સાથે પ્રયત્નશીલ થઇશું. આપણાં આશય, ઇષ્ટ અને ઉપાસના આજથી એક થશે. લૌકિક સૃષ્ટિમાં આપણાં સ્થૂલ શરીરનો ભૌતિક સંબંધ જેમ પરસ્પરમાં, સામાન્ય મનુષ્યોની કલ્પનામાં પણ ન આવે એવા આશ્ચર્યજનક ઓજસને પ્રકટાવવા સમર્થ થયો છે, તેમ માનસ સૃષ્ટિમાં અને આધ્યાત્મિક સૃષ્ટિમાં આજથી આપણો માનસ અને આધ્યાત્મિક સંબંધ આપણને ઉભયને અપૂર્વ માનસ અને આધ્યાત્મિક સામર્થ્યનો અનુભવ કરાવનાર થશે.

આમ કહીને મેં પછી યોગિનીને મારી સમીપ સ્થાપેલા એક બીજા આસનઉપર બેસવા કહ્યું. તે પ્રમાણે તે બેઠા પછી જે આસન હું કરતો હતો, તે આસન મેં તેને શીખવ્યું, એટલું જ નહિ પરંતુ જે મંત્રનો હું જપ કરતો હતો, તેનો તથા પ્રાણાયામાદિ જે જે વિવિધ ક્રિયાઓ હું કરતો હતો, તે સર્વનો મેં તેને યથાવિધિ ઉપદેશ આપ્યો. મારા અધિકારની ક્રિયાઓ યોગિનીને કરવાનો અધિકાર મેં શી રીતે નિર્ણય કર્યો, તે સંબંધી, પ્રિય વાચક ! તમને શંકા થશે, પરંતુ મારા સદ્ગુરુશ્રીની અનુજ્ઞાથી જ મેં તેમ કર્યું હતું, એ જાણી તમે શંકાને ત્યજશો. યોગિનીનો અધિકાર મારા કરતાં કોઈ પણ અંશમાં ન્યૂન ન હતો. અન્ય સામાન્ય સ્ત્રીઓજેવી તમે જો તેને ગણી હોય તો મારે સખેદ કહેવું પડે છે કે તમારું અનુમાન ભૂલભરેલું છે. પરમેશ્વરના અનુગ્રહથી દુગ્ધ અને શર્કરાના સંયોગજેવું અથવા મણિ અને કુંદનના સંબંધજેવું અમારું યુગ્મ બન્યું હતું, અને તેથી મારા અધિકારની ક્રિયાઓ તેને પ્રતિકૂળ પડવાના સંભવનું અનુમાનસરખું પણ થઇ શકે તેમ ન હતું.

કયે સમયે હું કયી ક્રિયા કેટલો સમય અને કેવા વિધિથી કરતો હતો, તે સર્વ

મેં યોગિનીને સમજાવ્યું, અને તે સમયે તે જ ક્રિયા તેટલો સમય તેવા જ વિધિથી કરવા મેં તેને સૂચવ્યું. પછી અમે ઉભય પ્રયત્નમાં યોજાયાં.

પ્રિય વાચક ! જો તમે શરીરશાસ્ત્રનો અને તેના અંગભૂત પ્રજોત્પત્તિવિદ્યાનો અભ્યાસ કર્યો હશે તો તમારા જાણવામાં આવ્યું હશે કે લગ્નને માટે સર્વ પ્રકારની યોગ્યતાવાળાં અને પરસ્પરમાં શુદ્ધ પ્રેમવાળાં સ્ત્રીપુરુષનાં લગ્નથી જે પ્રજા ઉત્પન્ન થાય છે, તે આ પૃથ્વીના અલંકારરૂપ જ હોય છે. આવાં સ્ત્રીપુરુષોનો શારીરિક સંબંધ સર્વોત્તમ પ્રજાને ઉત્પન્ન કરવામાં કદી પણ નિષ્ફળ જતો નથી.

પુરુષ શરીરમાં વીર્ય એ જેમ પુરુષશરીરનું સર્વોત્તમ ફળ છે, તેમ સ્ત્રીપુરુષમાં રેતસ્, એ સ્ત્રીશરીરનું સર્વોત્તમ ફળ છે. આ બંને ગમે તેવાં ઉત્તમ અને બલવાન્ હોય પણ તેમનો જો પરસ્પરથી વિયોગ રહે છે, તો તેમનું ઉપજવું, દુધ ન આપનારી ગાયની પેઠે વ્યર્થ જ થઇ રહે છે. તેમનો વિધિપૂર્વક સંયોગ થવા દો; અને તમે શું જુઓ છો ? કોઇ સ્થળે યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, વાલ્મીકિ, વ્યાસ અને શંકરાચાર્યજેવા ઈશ્વરતુલ્ય મહાપુરુષો પ્રકટે છે, તો કોઇ સ્થળે અર્જુન, ભીમ, કર્ણ, અને માંધાતાજેવા સમર્થ નરવીરો પ્રકટે છે. કોઇ સ્થળે રામ, કૃષ્ણ, અને બુદ્ધજેવા અંશાવતારો પ્રકટે છે, તો કોઇ સ્થળે મહાવીર સ્વામિ, જીસસ ક્રાઇસ્ટ, અને ઝોરોઆસ્ટરજેવા સમર્થ ધર્મપ્રવર્તકો પ્રકટે છે. કોઇ સ્થળે કાળિદાસ, બાણ, અને દંડીજેવા કવિવરો દર્શન દે છે, તો કોઇ સ્થળે મિલ્ટન, શેક્સ્પીયર અને ટેનીસનજેવાં કવિરત્નો ઉદ્‌ભવે છે. સીસેરો, ડિમોસ્થીનીસ, સીઝર, નેપોલીયન, બેકન, એડીસન વગેરે અસંખ્ય વિશ્વવિખ્યાત પુરુષો શાનો પરિણામ છે ? યોગ્યતાવાળા સ્ત્રીતત્ત્વના અને પુરુષતત્ત્વના વિયોગનો કે સંયોગનો ? અધિક શું ? જે ધર્મ, સ્ત્રીતત્ત્વનો અને પુરુષતત્ત્વનો વિયોગ જ કલ્યાણનો હેતુ છે, એવું શાસન કરે છે, એમ ધર્મનાં નિગૂઢ તત્ત્વો ન સમજવાથી જ્યાં ત્યાં કહેવામાં આવે છે; અને તેથી ત્યાગની અણસમજણથી મહત્તા સ્થાપવામાં આવે છે, તે ધર્મ પોતે અસ્તિત્વમાં જ શી રીતે આવ્યો ? સર્વથા દૃષ્ટ અને અદૃષ્ટ જગત્, અથવા અન્ય શબ્દોમાં કહીએ તો સ્થૂલ સૂક્ષ્મ અને કારણ જગત્ સ્ત્રીતત્ત્વ અને પુરુષતત્ત્વના અનુકૂળ સંયોગનો જ પરિણામ છે.

જેમ વીર્ય અને રેતસ્ એ સ્થૂલ સ્ત્રીશરીર અને પુરુષશરીરનાં સર્વોત્તમ ફળ છે, તેમ પુરુષના માનસ શરીરનું બુદ્ધિ અને સ્ત્રીના માનસ શરીરનું અંતર્જ્ઞાન એ સર્વોત્તમ ફળ છે. અને જેમ વીર્ય અને રેતસ્‌ના સંયોગથી પૃથ્વીના અલંકારરૂપ નરવીરો પ્રકટે છે, તેમ માનસ પ્રદેશમાં બુદ્ધિ અને અંતર્જ્ઞાનના સંયોગથી વિશ્વના સારરૂપ સત્ય જ્ઞાનરૂપ પ્રજા પ્રકટે છે. જો પુરુષના માનસ શરીરના ફળરૂપ જે બુદ્ધિ, તે કાવ્યમાં ખેડાયેલી હોય છે અને સ્ત્રીએ પણ પોતાની માનસિક શક્તિઓને તે જ વિષયમાં કેળવી હોય છે તો આવાં સ્ત્રીપુરુષોના માનસ વિચારોના સંયોગથી પ્રકટનારું કાવ્ય અદ્‌ભુત પ્રતિભાવાળું હોય છે. જો પુરુષ નવા નવા યાંત્રિક શોધો કરનાર હોય છે અને સ્ત્રી પણ પુરુષના જ જેવી માનસ ભૂમિવાળી હોઇને તે પોતાના પતિસાથે કોઇ નવો શોધ કરવાના ઉદ્યોગમાં યોજાય છે, તો ઉભયની માનસ શક્તિઓનો સંયોગ થતાં, ધારેલો શોધ સત્વર અને બહુ ઉત્તમ પ્રકારનો થાય છે. આ જ પ્રમાણે જ્ઞાનની વિવિધ શાખાઓમાં સ્ત્રી-

પુરુષનાઆમાનસ શરીરોનો સંયોગ જ્ઞાનરૂપ આશ્ચર્યકારક પ્રજાને પ્રકટાવે છે. આજે મનુષ્યોના મોટા ભાગને જેમ સ્થૂલ શરીરોના અનુકૂળ સંબંધનું જ્ઞાન કે ભાન નથી અને તેથી ગમે તેવો સંબંધ કરીને ગમે તેવી સામાન્ય પ્રજાની જગત્માં વૃદ્ધિ કરે છે, તે જ પ્રમાણે માનસ શરીરોનો અનુકૂળ સંબંધ કોને કહેવો તથા તે કેવી રીતે થાય છે તેનું તેમને જ્ઞાન કે ભાન નથી, અને તેથી સ્થૂલ જગત્માં જેમ આજે અર્જુન અને ભીમસેન અને વસિષ્ઠ અને વાલ્મીકિનો દુષ્કાળ થયો છે, તેમ માનસ જગત્માં દૈવી જ્ઞાનનો અને દૈવી શોધોનો દુષ્કાળ થયો છે પાશ્ચાત્ય પ્રજાઓમાં જે નવી નવી શોધોના ઝળકારા આજે પ્રસંગોપાત્ત થતા દૃષ્ટિએ આવે છે, તેમાં જાણતાં અથવા અજાણતાં થયેલો સ્ત્રીઓનાં માનસ, શરીરોનો સંબંધ હેતુભૂત હોય છે, એ સૂક્ષ્મ રીતે અવલોકન કરનાર કોઈ પણ વિવેકીને સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી.

પ્રિય વાચક ! સ્ત્રીપુરુષોનાં માનસ શરીરોનો સંબંધ આ પ્રમાણે સૂક્ષ્મ જગત્માં દૈવી-સૂક્ષ્મ ફળને પ્રકટાવતો હોવાથી હું તથા યોગિની સંભ્રમશાળામાં ત્યારપછી નિત્ય સાથે જ બેસવા લાગ્યાં. અમો ઉભયનાં માનસ શરીરના સંયોગનાં ફળ કેટલા સમયમાં કેવાં પ્રકટ્યાં, એ સર્વ અમારા પોતાના અનુભવનો ખાનગી વિષય હોવાથી, તથા યોગનાં ફળ પ્રયત્નવડે ગુપ્ત રાખવાનો યોગતત્ત્વવિદ્ પુરુષોનો તથા યોગશાસ્ત્રનો આદેશ હોવાથી, હું તે વિષયઉપર પડદો ખેંચુ તો તમારે તેથી આશ્ચર્ય કે ખેદ પામવાનું કશું જ પ્રયોજન નથી. પ્રખર તેજથી પ્રકાશતી મારી આધ્યાત્મિક સંપત્તિ અન્યને કશા જ ઉપયોગની ન હોવાથી, બાજીગરની બાજીની પેઠે પ્રેક્ષકોને વ્યર્થ વ્યામોહ ઉપજાવવાને માટે હું તેને આ મારી વાર્તાનાં પૃષ્ઠોઉપર પાથરવાનું ફુલણજીપણું કરતો નથી.

(અપૂર્ણ.)



# नवदशरूपसमाप्तिनिमित्ता श्रीमहाकाला-भिन्नसद्गुरुस्तुतिः ।

### रथोद्धतावृत्तम् ।

नेतिनेतिमुखवाक्यदम्बकं बोधयेत यदवर्णनीयताम् ।
तन्नृसिंहगुरुवर्णनोद्यताः के भजेयुरिह नोपहास्यताम् ॥ १ ॥
यत्कृपाकमनयष्टिताडितो भूलुठन्मलिनजीवकन्दुकः ।
याति शैवपदवीवियत्तलं । तं नृसिंहगुरुमिष्टदं नुमः ॥ २ ॥
भोगिनो रसमुखार्थसंचये योगिनो विकचमानसाम्बुजे ।
यान्ति तृप्तिमवलोक्य यच्छविं तं सुखेशनृहरिं नता वयम् ॥ ३ ॥
दास्यभक्त्युचितशिष्यवर्तनं धारयन्करुणदेशिकोत्तमः ।
सख्यवृत्तिविहृतिं ततान यस्तं नमस्यनृहरिं नता वयम् ॥ ४ ॥
मोहमारि गुरुसारि दुर्लभं शम्बरारिबलहारि पावनम् ।
गाङ्गवारिमदभङ्गकारि ते पादवारि नृहरे परामृतम् ॥ ६ ॥

किं रतं प्रियतमस्य संनिधौ रे त्वयेति युवती न पृच्छयते।
किं कृतं गुरुहरिणा विलासनं प्रश्न एष उचितः कृतेतरः ॥ ६ ॥
कामनाप्रभृतिजम्बुकोभयं कानने कथय नः कथं भवेत्।
गर्जति स्थगितादिग्गजो हि यद् श्रीदरीषु नरकेसरी बली ॥ ७ ॥
मैव सन्तु धनधान्यधारिणी—स्त्रीसुता अथ वयस्यबान्धवाः।
एकमेव वरमर्थयामहे त्वत्पदाब्जयुगचञ्चरीकताम् ॥ ८ ॥

## अभ्यर्थना।

विंशतितमरूपं ते भगवन् भानुभरैर्भासुरमीड्यम्।
प्रकटीभूयास्माकं तूर्णं हरतु तिमिरनिचयं हृदयात् ॥ ९ ॥

અર્થઃ—નેતિનેતિ આદિ વેદાંતવાક્યોનો સમૂહ જેમના અવર્ણનીયતાને સૂચવે છે તે શ્રીનૃસિંહગુરુના વર્ણનમાટે ઉદ્યત થયેલા કોણ આ જગતમાં હાસ્યપાત્ર ન બને? ( ૧ )

જેમની કૃપારૂપ સુંદર લાકડી (બૅટ) વડે પ્રહાર કરાયેલો, સંસૃતિરૂપ ભૂમિઉપર ગબડતો વિવિધ દોષરૂપ મલથી મુક્ત, જીવરૂપ દડો શિવપદરૂપ ગગનતલ પહોંચે છે તે વરદાતા શ્રીનૃસિંહગુરુને અમે સ્તવીએ છીએ. ( ૨ )

ભોગીઓ રસાદિ વિષયસમૂહમાં, અને યોગીઓ પ્રફુલ્લ હૃદયકમલમાં જેમની છબિને અવલોકી તૃપ્ત થાય છે તે સુખાધિપતિ (આનંદઘન) શ્રીનૃસિંહને અમે નમીએ છીએ. ( ૩ )

કૃપાલુ ગુરુઓમાં શ્રેષ્ઠ એવા જેમણે દાસ્ય ભક્તિને ઉચિત પોતાના શિષ્યોનું મનન રોકનાં સખ્ય વૃત્તિને ઉચિત વિહારો કર્યા તે નમવા યોગ્ય શ્રીનૃસિંહને અમે નમીએ છીએ. ( ૪ )

હે શ્રીનૃસિંહ! મોહનો નાશ કરનાર, અતિશય સામર્થ્યવાળું, દુર્લભ, કામના બલને તોડનાર, પાવન, અને ગંગાજળના મદનો ભંગ કરનાર એવું જે આપનું ચરણોદક છે તે શ્રેષ્ઠ અમૃત છે. ( ૫ )

"તારા પ્રિયતમના સમાગમમાં તેં શા ભોગ ભોગવ્યા?" એવો પ્રશ્ન યુવતિને કરવામાં આવતો નથી, તેમ "શ્રીનૃસિંહ ગુરુએ શા શા વિલાસ કર્યા (સાધકજનોને શું લડાવ્યો, રમાડ્યો, ભણાવ્યો)?" એ પ્રશ્ન નહિ કરવાનો જ ઉચિત છે. ( ૬ )

આ સંસારરૂપ અરણ્યવિષે કામનાઆદિ શિયાળવીઓનો ભય અમને ક્યાંથી હોય! કારણ કે શ્રીનૃસિંહ ગુરુરૂપ સમર્થ સિંહ, જેણે અજ્ઞાનાદિ દિગ્ગજોને સંતાડવાની જરૂર પાડી છે, તે અમારી બુદ્ધિરૂપ ગુફાઓમાં ગર્જના કરે છે. ( ૭ )

ધન, ધાન્ય, પૃથ્વી, સ્ત્રી, પુત્ર, મિત્ર અને સગાં અમને હોજો મા; એક જ વર અમે માગીએ છીએ-આપના ચરણકમલયુગલવિષે ભ્રમરભાવને અમારૂં મન પામો. ( ૮ )

# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.

॥ ॐ श्री ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * તમારૂં પોતાનું આ જગતમાં જન્મ ધરીને શું કર્તવ્ય છે, એ પ્રશ્ન તમે પોતે કોઇ દિવસ તમને કર્યો છે ? અને કર્યો છે, તો તેનો તમે તમને પોતાને શો ઉત્તર આપ્યો છે ?

* * જ્યારથી સૃષ્ટિ પ્રતીતિમાં આવી છે, ત્યારથી આ પ્રશ્ન અસંખ્ય બુદ્ધિમાન્ પુરુષોના હૃદયમાં સ્ફુર્યો છે, અને સઘળાએ જ તેનો ઉત્તર આપવા યત્ન કર્યો છે. વિવિધ ધર્મોની વિવિધ સંસ્થાઓ, આ ઉત્તર આપવાના પ્રયત્નના પરિણામો છે.

* * આ પ્રશ્નનાં ઉત્તરો વિવિધ બુદ્ધિમાન્ પુરુષોની દૃષ્ટિથી વિવિધ પ્રકારે અપાયાં છે, તથા અપાશે, તોપણ તે સર્વે ઉત્તરો, જો સત્યથી યુક્ત હોય તો એક જ અર્થને સૂચવનાર હોવાં જોઇએ. તે અર્થ શો છે; તે સિદ્ધેશ્વર આ દિપોત્સવીના મંગળમય દિવસોમાં પોતાના ઘંટાનાદમાં દર્શાવવા પ્રયત્ન કરે છે. જેમને તે શ્રવણ કરવાની આતુરતા હોય તે લક્ષપૂર્વક શ્રવણ કરો.

* * આ જગત્ જડ નથી, પણ ચૈતન્યમય છે. જડ એવો જે જૂદો ભેદ કહેવામાં આવે છે, તે અનિયંત્રિત અને અસત્ છે. કશું જ જડ નથી. મનુષ્ય, પશુ, પક્ષિઓ, અને વનસ્પતિ જેમ જીવે છે, તેમ પાષણ વગેરે કહેવાતા જડ પદાર્થો પણ જીવે છે. જીવનવિનાની જડ વસ્તુ સૃષ્ટિમાં કયી છે, અથવા કયાં છે, એ કહેવાનું કાર્ય અત્યંત કઠિન છે—અસંભવિત છે. પાષાણાદિમાં મન અથવા અભિમાની જીવ, ઘનસુષુપ્ત છે; વનસ્પતિમાં તે ગાઢસુષુપ્ત છે, અને પશુ તથા મનુષ્યાદિમાં તે જાગ્રત છે, એવું જે કહેવામાં આવે છે, તે વાસ્તવિક નથી, પણ કવિની કલ્પના છે; કારણ કે પ્રત્યેક પાષાણનો ટુકડો, પ્રત્યેક માટીનું ઢેફું, પ્રત્યેક અણુ, પ્રત્યેક વૃક્ષ, અને જીવતાં અને મરેલાં પ્રાણીના

શરીરમાં રહેલો એક એક પુટ ( cells ) વિજ્ઞ ( જ્ઞાનથી યુક્ત ) હોય છે, અને પોતાના કર્તવ્યને સમજતો હોય છે.

* * સૃષ્ટિ જ્યારે સૃષ્ટિરૂપે નહિ હોય ત્યારે જડજેવું કંઇક અનિરૂપ્ય હોય તો તેની ના નથી, પરંતુ સૃષ્ટિનું હાલ પ્રતીત થતું સ્વરૂપ થતાં જડ અર્થાત્ જીવનવિનાની અવસ્થાને કોઇ પણ અણુમાં હોવાનો અવકાશ નથી. માયામાં અર્થાત્ જડમાં ચૈતન્યનો પ્રવેશ, એનું જ નામ સૃષ્ટિ છે. ચૈતન્યના સંબંધથી અનિર્વચનીયનું અસ્તિત્વમાં આવવું, એનું જ નામ જગત્ છે. જગત્માંથી ચૈતન્યને લેઇ લેતાં જગત્ની જગત્રૂપે પ્રતીતિ રહેતી જ નથી, તેથી જગત્નો અણુઅંણુ ચૈતન્યથી ઓતપ્રોત છે; ચૈતન્ય અણુઅણુમાં અંતર્જલ વ્યાપક છે, એ સહજ સ્પષ્ટ થાય છે.

* * અંધકારમય અને અવસ્તુરૂપ કોઇ પદાર્થને પ્રકાશમય અને વસ્તુરૂપ ચૈતન્યસાથે અનાદિ કાળથી સંયોગ અને વિયોગ થયા જ કરે છે. સયોગકાળે સૃષ્ટિનો સદ્ભાવ હોય છે, અને વિયોગકાળે અભાવ હોય છે.

* * આ અંધકારમય અવસ્તુ જેને શાસ્ત્રો માયા કહે છે, તેનો સંબંધ કરવાનો ચૈતન્યનો ઉદ્દેશ, તે અવસ્તુને પ્રકાશમય કરી તે દ્વારા પોતાને પ્રકાશવાનો હોય છે, એમ અવલોકન કરતાં સ્પષ્ટ થયા વિના રહેતું નથી. આ ઉદ્દેશ સિદ્ધ કરવા તે પ્રત્યેક અણુના મધ્ય ભાગમાં રહે છે, અને ત્યાં રહ્યે રહ્યે, પોતાના સિદ્ધ નિયમોપ્રમાણે તે અણુની ક્રમે ક્રમે વિશુદ્ધિ સાધે છે; અને જેમ જેમ તે અણુ અધિક વિશુદ્ધ થતો જાય છે, તેમ તેમ તે અણુદ્વારા પોતાના ઐશ્વર્યનો અધિક અધિક પ્રકાશ કરે છે.

* * જેમ અગ્નિ કાષ્ઠના સંબંધમાં આવી, કાષ્ઠને પોતાના જેવું જ કરે છે, અને તે દ્વારા પ્રકાશ અને ઉષ્ણતા નામના પોતાના ધર્મોને પ્રવર્તાવે છે, તેમ ચૈતન્ય સમગ્ર દશ્યપ્રપંચના સંબંધમાં આવી, આ દશ્ય પ્રપંચને અધિક અને અધિક પ્રકાશિત કરે છે, અને તે દ્વારા પોતે પ્રકાશમાં આવે છે. ચૈતન્ય એકને વિશુદ્ધ કરે છે, અને અન્યની ઉપેક્ષા કરે છે, એમ નથી. તેને કોઇનો જ પક્ષપાત નથી. પર્વતના ઉંડા અંધકારમય કોતરમાં પડેલા એક પાષાણના તુચ્છ કકડાની જેવા પ્રેમથી તે વિશુદ્ધિ સાધે છે, તેવા જ પ્રેમથી નગરમાં વસતા, અને હજારો મનુષ્યોનું હિત સાધતા એક પરોપકારી પુરુષની તે વિશુદ્ધિ સાધે છે. તેને સર્વ સમાન છે.

* * માટીના ગર્ભમાં ચૈતન્ય છતાં માટીની અશુદ્ધિને લીધે, તે પોતાના પ્રકાશને દર્શાવી શકતું નથી. જ્યારે માટીમાં રહેલા ચૈતન્યના, કોઇ ન જાણે તેમ ક્રમે ક્રમે થતા શાંત પ્રયત્નથી માટી શુદ્ધ થઇને વનસ્પતિનું રૂપ ધારણ કરે છે ત્યારે તેમાં આપણે માટીકરતાં ઘણા મોટા પ્રમાણમાં ચૈતન્યના ચમત્કારને જોઇએ છીએ. વનસ્પતિમાં શ્વસનક્રિયા ચાલે છે, એટલું જ નહિ, પણ તેના રસનું થડ, ડાળાં, પાંદડાં, પુષ્પ, ફળ વગેરેમાં રૂપાંતર થવામાં આપણે આશ્ચર્યકારક બુદ્ધિચાતુર્ય વપરાયલું જોઇએ છીએ. પુનઃ એ જ વનસ્પતિના અણુ અધિક વિશુદ્ધ થઇ જ્યારે પશુશરીરમાં

અને મનુષ્યશરીરમાં આવે છે ત્યારે એ જ અણુમાં નવા નવા ધર્મો પ્રકટેલા આપણે અનુભવીએ છીએ. જઠર, યકૃત, હૃદય, ફેફસાં, મૂત્રાશય, મગજ, ત્વચા વગેરે મનુષ્યશરીરના ભિન્ન ભિન્ન અવયવોનું અને તેમાં બુદ્ધિપૂર્વક ચાલતા ચમત્કારિક વ્યાપારોનું અવલોકન કરો, અને તમે આશ્ચર્યમાં ડુબી જશો. માટીના અણુમાં રહેલા ચૈતન્યનો ચમત્કાર, અને મગજના અણુમાં રહેલા ચૈતન્યનો ચમત્કાર સરખાવી જુઓ: બંનેમાં કેટલો બધો ભેદ ભાસે છે! અને તોપણ અણુની શુદ્ધિવિના તેમાં કશો જ ભેદ નથી.

* * આટલા વિવેચનથી આપણે શા નિર્ણયઉપર આવ્યા? એ જ કે આખા વિશ્વમાં અણુઓની શુદ્ધિ સાધવાવિના અન્ય કોઇ પણ વ્યાપાર માનવસૃષ્ટિમાં દૃષ્ટિએ આવતો નથી. જ્યાં ત્યાં ચૈતન્ય, અણુઓની શુદ્ધિ સાધવાનું અને તે દ્વારા પોતાનું ઐશ્વર્ય પ્રકટ કરવાનું એક જ કર્તવ્ય અસ્ખલિતપણે કર્યે જ જાય છે.

* * પણ મનુષ્યશરીરમાં ત્યારે તે કર્તવ્ય શું ચૈતન્યે છોડી દીધું છે? અવશ્ય નહિ જ. આદિથી તે અંતસુધી તેનું તે જ કર્તવ્ય છે, અને મનુષ્યશરીરમાં પણ તે, તે જ સાધ્યા કરે છે. પણ નીચેનાં શરીરોમાં, આ કર્તવ્યને સાધવામાં ચૈતન્યને અવરોધ કરનાર જ્યારે કોઇ જ ન હતું, ત્યારે મનુષ્યશરીરમાં હુંપણાનું ભાન, જે અણુમાં થયું છે, તે અણુ અર્થાત્ જીવ આ કર્તવ્યમાં પોતાના અજ્ઞાનથી અસંખ્ય પ્રતિબંધો નાંખ્યા કરે છે. આવા પ્રતિબંધો નાંખવાથી ચૈતન્ય કંઇ પોતાના કર્તવ્યથી અટકી જતું નથી. પ્રતિબંધનું ફળ જે દુઃખ તે, જીવને તત્કાળ તે આપે છે, અને તેને સમજણ પાડે છે કે તેં ભૂલ કરી છે. જ્યાં સુધી જીવ વિવિધ દુઃખોથી સમજીને બોધને પામીને ચૈતન્યને અનુકૂળ વર્તતો નથી, ત્યાં સુધી ફરી ફરીને દુઃખ આવ્યા જ કરે છે. ચૈતન્યને મારું કર્તવ્ય ક્યારે સિદ્ધ થશે, એની કંઇ ઉતાવળ નથી; કારણ કે તેની દૃષ્ટિમાં કાળ નથી.

* * અણુઓની શુદ્ધિ સાધવાનો ચૈતન્યનો અર્થાત્ અંતર્યામી ઈશ્વરનો જે પ્રયત્ન, તેમાં તેમને મદદ કરવી, અને તે પ્રયત્નથી વિરુદ્ધ વર્તન કદી પણ ન કરવું, એ જ ત્યારે મનુષ્યોનું મુખ્ય અને એક જ કર્તવ્ય છે, એ સિદ્ધ થાય છે. આ કર્તવ્ય આપણે બરાબર સાધીએ છીએ કે કેમ, તે પૂછવાને કોઇ પણ મહાપુરુષ પાસે જવાની કશી જ અગત્ય નથી. આપણે પોતે જ તે જાણવાને સમર્થ છીએ. આપણને દુઃખ આવતાં આપણે તરત કહી શકીએ છીએ કે આપણે ભૂલ કરી છે.

* * શરીરનાં દુઃખો, મનનાં દુઃખો કે આધ્યાત્મિક દુઃખો અંતર્યામી ઈશ્વરના કર્તવ્યથી વિરુદ્ધ વર્તન કરવાથી જ આવે છે. અણુઓની શુદ્ધિ સાધવાના ચૈતન્યના કર્તવ્યમાં મનુષ્ય જ્યારે પ્રતિબંધો નાંખતો નથી, પણ પોતાની કળાથી અર્થાત્ સાધનાભ્યાસથી જ્યારે તેમાં મદદ કરે છે, ત્યારે દુઃખની સત્તા તેના ઉપરથી ઉઠી જાય છે, એટલું જ નહિ, પણ તેના અણુઓની વિદ્યુદ્વેગે શુદ્ધિ સધાય, પરમાત્મા પોતાના પૂર્ણ ઐશ્વર્યથી તેમાં પ્રકાશે છે, અને અનંત સુખાદિમાં તેને નિમગ્ન કરી નાંખે છે.

ધ્યાત્મિક થઇ પરમેશ્વરના સ્વરૂપને સમજવાની આપણામાં યોગ્યતા આવે છે. પરમેશ્વરનું અખંડ ચિંતન થતાં આપણા અણુ માત્રની અત્યંત શુદ્ધિ થાય છે, કારણ કે જેનું આપણે સઉથી અધિક ચિંતન કરીએ છીએ, તેના જેવા જ આપણે અંતર્બાહ્ય થઇએ છીએ. પરમેશ્વર અત્યંત વિશુદ્ધ હોવાથી આપણાં શરીર, મન વગેરે સર્વ અત્યંત વિશુદ્ધ થતાં જાય છે. અને જેમ જેમ તેઓ અધિક વિશુદ્ધ થતાં જાય છે, તેમ તેમ આપણામાં પરમેશ્વરના સ્વરૂપને સમજવાનું અધિક સામર્થ્ય આવતું જાય છે. આમ ક્રમે ક્રમે આપણે ઉચ્ચ થતા જઇ પરિણામે પરમેશ્વરરૂપ જ થઇ રહીએ છીએ.

જેના ઉપર આપણો સઉથી અધિક પ્રેમ હોય છે, તેનું આપણે સ્વભાવથી જ સઉથી અધિક ચિંતન કરીએ છીએ, તેનું મુખ્ય કારણ એ છે કે પ્રેમ અવ્યભિચારી છે. સાચા પ્રેમને અનેક વિષય હોતા નથી. તેને એક જ વિષય હોય છે, અને આ એક જ વિષયઉપર તેનું સંપૂર્ણ ધ્યાન વળેલું રહે છે; અને જેના ઉપર આપણું સંપૂર્ણ ધ્યાન વળેલું હોય છે, તેના સંબંધી જ આપણા મનમાં વિચાર ચાલે છે, તેથી અધિક પ્રેમના વિષયનું જ આપણે સઉથી અધિક ચિંતન કરીએ છીએ.

આપણા પ્રેમના વિષયનું જ આપણે નિત્ય ચિંતન કરીએ છીએ, તેનો આપણને વ્યવહારમાં નિત્ય અનુભવ થાય છે. અવલોકન કરીને જોનારને જ્યાં ત્યાં આ નિયમ પ્રવર્તી રહેલો અનુભવમાં આવ્યાવિના રહેતો જ નથી.

સામાન્ય વસ્તુઓઉપર પ્રેમ કરવાથી ઉચ્ચ મનુષ્યો પણ સામાન્ય થઈ જાય છે, અને ઉચ્ચ વસ્તુઓઉપર પ્રેમ કરવાથી સાધારણ મનુષ્યો પણ ઉચ્ચ થઈ જાય છે. અત્યંત હલકી સ્થિતિમાં જન્મેલા સેંકડો મનુષ્યો આ જ નિયમને લીધે અસાધારણ ઉચ્ચ સ્થિતિને પામ્યા છે, અને અત્યંત ઉચ્ચ સ્થિતિમાં જન્મેલા આ જ નિયમને લીધે ચીંથરે હાલ થઇ ગયા છે. હલકી વસ્તુઓઉપર પ્રેમ કરવાથી હલકી વસ્તુઓના જ મનમાં વિચારો ચાલે છે, અને તેમ થતાં ' મનુષ્ય જેનો અધિક વિચાર કરે છે, તેવો જ તે થાય છે ' એ નિયમ પ્રવર્તવા માંડે છે.

કેટલા કેટલા સુંદર મનુષ્યો હલકી વસ્તુઓઉપર પ્રેમ કરવાથી કુરૂપ મુખ અને શરીરવાળા થઇ ગયેલા વ્યવહારમાં આપણા જોવામાં આવે છે? જે બાળક આઠ દશ વર્ષની વયે મનોહર આકૃતિવાળો હોય છે, અને જેને જોઇને સર્વને પ્રસન્નતા પ્રકટતી હોય છે, તે જ બાળકની આકૃતિ વીશ વર્ષની ઉમરે અત્યંત અણગમો ઉપજાવે એવી થયેલી, વ્યવહારમાં કોના જોવામાં નથી આવી? તે જ પ્રમાણે સામાન્ય આકૃતિવાળાં મનુષ્યો અત્યંત પ્રૌઢ અને આકર્ષક થયેલાં ઉદાહરણો કયા સદ્વિવેકીને દૃષ્ટિએ નથી પડ્યાં? ઉભય પ્રસંગમાં ઉભય મનુષ્યોના પ્રેમના વિષયો જ મુખ્ય કારણ છે.

સામાન્ય હલકા વિષયોઉપર પ્રેમ કરનારના વિચારો સામાન્ય હલકા પ્રકારના જ હોય છે; અને આ હલકા વિચારનાં આંદોલનો બહુ મંદ અને સ્થૂલ હોવાથી શરીરનાં તત્ત્વ મંદ અને સ્થૂલ જ રહે છે. એથી ઉલટું ઉચ્ચ વિષયોઉપર પ્રેમ કરનારના વિચારો ઉચ્ચ પ્રકારના હોવાથી, તે વિચારનાં આંદોલનો તીવ્ર વેગવાળાં અને સૂક્ષ્મ હોય છે, અને તેથી શરીરનાં તત્ત્વ સૂક્ષ્મ અને શુદ્ધ થાય છે. બંનેનાં શરીર રુધિર, માંસ, અસ્થિ વગેરે ધાતુનાં બનેલાં દેખાય છે, પણ બંનેમાં બહુ ભેદ હોય છે. એકનું

શરીર રૂપૈયાની સોળ ગજની ખાદી હોય છે, ત્યારે બીજાનું શરીર, મુઠ્ઠીમાં શમાઇ જાય એવી ઘાકાની સુકોમળ મલમલ હોય છે.

શરીરનું સુકોમળ પોત હોવામાં ઉચ્ચ કુળ જ સર્વદા કારણ છે, એમ કંઇ નથી. માબાપથી પ્રાપ્ત થયેલું જડ શરીર, વિચારવડે ઉત્તમ ગુણધર્મવાળું કરી શકાય છે, અને સુકોમળ શરીર બગાડીને જડ પણ કરી શકાય છે.

એક જ માબાપના ઉદરમાં જન્મેલા બે પુત્રોમાંથી એક કર્કશ બાવળાયો હોય છે, અને બીજો સુકોમળ કેળ હોય છે, એવો અનુભવ વ્યવહારમાં કોને નથી આવ્યો ? ઉભયનાં શરીરમાં ભેદ પડવામાં વિચાર જ કારણ છે.

વિચાર આ પ્રમાણે મનુષ્યને અંતર્બાહ્ય ઘડતો હોવાથી, ઉચ્ચ વસ્તુઓ અને ઉચ્ચ ગુણોઉપર જ માત્ર પ્રેમ કરવાનો સ્વભાવ આપણે કેળવવો જોઇએ. આપણા પ્રેમનાં વિષયો કયા કયા છે, અને તે ઉચ્ચ પ્રકારના છે કે હલકા પ્રકારના છે તે એકાંતમાં બેસી આપણે શોધી કાઢવું જોઇએ. જો તે હલકા પ્રકારના હોય તો તેમના ઉપર પ્રેમ રાખી રહેવાનું આપણે શું કારણ છે, તે આપણે આપણને પોતાને પૂછવું જોઇએ. આપણી ઇચ્છા જો હલકા રહેવાની હોય, અને આપણાં શરીરને અને મનને બેડોળ, જાડાં, નિસ્તેજ, અશુદ્ધ અને અંધકારવાળાં રાખવાની હોય, જો આવા રહેવું આપણને ગમતું હોય તો તો હલકા પ્રકારની વસ્તુઓઉપર પ્રેમ કરતા અટકવાની આપણે કશી જ અગત્ય નથી; પણ જો આમાનું કશું જ આપણને ન ગમતું હોય, પણ ઉલટું સુંદર, તેજસ્વી, વિશુદ્ધ, પ્રકાશિત મતિવાળાં, અને ઉચ્ચ થવા ગમતું હોય તો પછી શા માટે આપણે હલકી વસ્તુઓઉપર પ્રેમ કરવો, તેનું કશું જ કારણ રહેતું નથી. આ પ્રમાણે વિચાર કરી હલકી વસ્તુઓપ્રતિના પ્રેમને આપણે શિથિલ કરી નાંખવો જોઇએ; અને ઉચ્ચ વસ્તુઓપ્રતિના પ્રેમને વધારવો જોઇએ.

ઉચ્ચ વસ્તુઓપ્રતિ પ્રબળ પ્રેમ પ્રકટાવ્યાવિના, અખંડિતપણે ઉચ્ચ વિચાર કદી પણ આપણા મનમાં ચાલતા નથી, અને અખંડિતપણે ઉચ્ચ વિચાર આપણા મનમાં ચાલ્યાવિના આપણે કદી પણ ઉચ્ચ થઇ શકતા નથી, એ સિદ્ધ નિયમનું ઉચ્ચ થવાની ઇચ્છા રાખનાર આપણે એક ક્ષણ પણ વિસ્મરણ કરવું નહિ જોઇએ.

જે જે ઉચ્ચ અને વિશુદ્ધ છે, તેમના ઉપર આ ક્ષણથી જ અત્યંત પ્રેમ કરવા માંડો. ઉચ્ચ સદ્ગુણોનો વિચાર કરો, અને તેમને અમૂલ્ય રત્નોજેવા જાણી તેમના પ્રતિ પ્રેમ કરો. ઉચ્ચ વિદ્યાકળાઉપર અને દૈવી સામર્થ્યઉપર પ્રેમ કરો. યોગ, ઉપાસના, તત્ત્વવિચાર વગેરે સર્વોત્કૃષ્ટ પદને પમાડનારી ક્રિયાઓ તથા સાધનોમાં પ્રેમ કરો. વિદ્વાનોમાં, સદ્ગુણી પુરુષોમાં, મહાજનોમાં, ગુરુમાં, સદ્ગુરુમાં, દેવોમાં, ઇશ્વરમાં અને પરમતત્ત્વમ પ્રેમ કરો. સર્વમાં સામાન્ય પ્રેમ કરો, પરંતુ પરમાત્માને પરમ પ્રેમના વિષય કરો પ્રાણીઓનો અને પદાર્થોનો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે સંબંધ થાય ત્યારે તેમન દોષોને ન જુઓ, પરંતુ તેમનામાં રહેલા ગુણોને અને ઉચ્ચતાને જ શોધી શોધીને જુઓ. સ્મરણમાં રાખો કે દોષો જેવાનો સ્વભાવ, એ દોષોપ્રતિના પ્રેમને લીધે જ પ્રકટે છે ગુણોપ્રતિ જેને નિઃસીમ પ્રેમ પ્રકટ્યો છે, તેને દોષોભણી દૃષ્ટિ માંડવાનો પણ અવકાશ નથી. આપણી ઓછી કેળવાયલી મતિને પ્રાણીપદાર્થોમાં ગુણ ન જણાય તો ઉપેક્ષ

સેવવી સારી છે, પણ દોષો જોવા યોગ્ય નથી. એક ક્ષણ વાર પણ દોષ જોવાથી, દોષ આપણા ચિંતનનો વિષય, થાય છે, અને જેનું જેટલો સમય આપણે ચિંતન કરીએ છીએ, તેટલો સમય આપણે તેવા જ થઇએ છીએ, માટે દોષવાન્ થવાને ન ઇચ્છનાર આપણે કોઇના પણ દોષને જોવાની અગત્ય જ નથી. જેમ કાજળના મૂળમાં અર્થાત્ કાજળ જ્યાંથી નીકળે છે, ત્યાં પ્રકાશ જ હોય છે, તેમ દોષના મૂળમાં ગુણ જ હોય છે. જળઉપર વળેલી લીલની તળે નિર્મળ જળ જ હોય છે, તેમ દોષના પાછળના ભાગમાં નિર્મળ નિર્દોષતા જ હોય છે. આ નિર્દોષતાને શોધતાં અને જોતાં શીખો. તે તત્કાળ જણાતી નથી તેનું કારણ આપણને તેના ઉપર પ્રેમ પ્રકટ્યો નથી, એ છે. તેના ઉપર પ્રેમને ધરો, અને પોતાનું સ્વરૂપ તે જ્યાં ત્યાં તમને જણાવશે. સર્વત્ર, ચર અને અચર પ્રાણિપદાર્થોમાં, નદીમાં, પર્વતમાં, વૃક્ષોમાં, પત્રમાં, પુષ્પમાં, ફળમાં, જંતુઓમાં, પશુઓમાં, પક્ષિઓમાં, મનુષ્યોમાં નિર્દોષતા જ ભરેલી છે. આપણાં ચર્મચક્ષુને તે પ્રકટ નથી જણાતી તેથી તે નથી, એમ નથી. આપણે દોષને જોઇએ છીએ તે સમયે તે ત્યાં જ છે; તેને શોધો, અને તેને જ જુઓ. અપૂર્ણતાને જોવાનું છોડી દઇ જ્યાં ત્યાં પૂર્ણતાને જ જુઓ. પ્રાણિપદાર્થોની કનિષ્ટ બાજુ, કાળી બાજુ, ન જુઓ, પણ ઉત્કૃષ્ટ બાજુ, ઉજ્જ્વળ બાજુ જુઓ. મનુષ્યોનો જીવઅંશ ન જુઓ, પણ ઈશ્વરઅંશ જુઓ. મનુષ્યોમાં ઈશ્વરઅંશ જોવો, એ ઈશ્વરની ભક્તિ છે, ઈશ્વરનું ચિંતન છે, ઈશ્વરનું સ્મરણ છે. મનુષ્યોમાં જીવઅંશ જોવો, એ ઈશ્વરથી વિમુખતા છે, એ ઈશ્વરચિંતનથી ભ્રષ્ટતા છે, એ ઈશ્વરપ્રતિ અપ્રીતિ દર્શાવનાર છે, એ ઈશ્વરને હૃદયમાંથી તેટલો સમય કાઢી મૂકવા તુલ્ય છે. જેને બીજાના હૃદયમાં પણ બીજું જણાય છે, તેને ઈશ્વરમાં ખરી ભક્તિ, ખરો પ્રેમ પ્રકટ્યો જ નથી. જ્યાં બીજાને દોષ જણાય ત્યાં તમને ઈશ્વર જણાય ત્યારે નિશ્ચય કરજો કે તમારામાં પરમેશ્વરપ્રતિ સાચો પ્રેમ પ્રકટ્યો છે. આવો પ્રેમ પ્રકટતાં, તત્કાળ તમે બદલાઇ જવાના. તમારૂં શરીર, મુખ, ઇંદ્રિયો, વાણી, વિચાર, વર્તન, સર્વમાં જ તત્કાળ ફેર થઈ જવાનો. લોહને સ્પર્શમણિનો સ્પર્શ થયો છે, અને લોહ કુંદન નથી થયું, પણ સ્પર્શમણિ જ થઈ ગયું છે.

પ્રિયતમ ! પરમેશ્વરને જ પરમપ્રેમનો વિષય કરો, અને સુખસ્વરૂપ થઇ રહો.

---

## અંતિમ પ્રાર્થના.

### હરિણિ વૃત્ત.

સકલ જીવને, સાચી શાંતિ, દયાનિધિ આપજો,
તિમિર સઘળું, માયાનું આ, કૃપા કરી કાપજો,
હિતતમ દઇ, ત્રાતા પ્રેમે, અનિષ્ટ ઉથાપજો,
પ્રકટ સઉના, હૃન્મંદિરે, નિરંતર વ્યાપજો.

---

## આંદોલનો સંબંધી સૂચના.

૧ નવા વર્ષથી આંદોલનો માર્ગશીર્ષ સુદ ૧૦ થી પ્રેરવામા આવશે

૨ આંદોલનોનો અર્થ ઘણા મનુષ્યો જાણતા નથી તેમને જણાવવાનુ કે જેઓ મહાકાલ તથા પ્રાત કાલ એ બને માસિકના ગ્રાહકો હોય છે તેમના કલ્યાણના સકલ્પો બે માસસુધી અત્રથી કરવામા આવે છે આ સકલ્પોથી અર્થાત્ વિચારના આંદોલનોથી પરમાત્મસત્તાવડે તેમને ઘણીવાર લાભ થવાનો સભવ આવે છે

૩ એકલા મહાકાલના કે એકલા પ્રાત કાલના ગ્રાહકોને આંદોલનો મળતા નથી, પણ બનેના ગ્રાહકોને જ મળે છે

૪ આરોગ્ય, વ્યવહારસુખ અને અધ્યાત્મબળ એ ત્રણને માટે આંદોલનો પ્રેરાય છે

૫ આંદોલનોમાટે પત્ર લખ્યાવિના તે પ્રેરવામા આવતા નથી રીપ્લાય કાર્ડ મોકલ્યાવિના, આંદોલનો પ્રેરના માગ્યાનો ઉત્તર લખવામા આવશે નહિ

૬ બે માસથી વધારે સમય આંદોલનો જોઈતા હોય તેમણે આ વર્ગથી પ્રકટ થયેલા બે રૂપૈયાના પુસ્તકો ખરીદવાથી એક માસ વધારે આંદોલનો મોકલવામા આવશે

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---

## સદુપદેશશ્રેણી—સપ્તદશ સદુપદેશ.

અષાઢી પૂર્ણિમાના મહોત્સવપ્રસગે રચેલા નીચેના વ્યાખ્યાનોનો આ ગ્રથમા સમાવેશ કરવામા આવ્યો છે

### પુરુષવર્ગનાં વ્યાખ્યાનો

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના ( પ્રો જેઠાલાલ જે કણીયા. )
૨ પાશુપત યોગરહસ્ય ( જટાશકર દ વ્યાસ )
૩ ક્રિયા અને બુદ્ધિ ( કૌશિકરામ વિ મહેતા, બી એ )
૪ વ્યાધિ, વૃદ્ધાવસ્થા ને મૃત્યુનો જય ( છોટાલાલ જીવનલાલ )
૫ વ્યાધિનિરોધમહાવિદ્યાયુક્તિમ ત્ર ( નગીનદાસ પુ સઘવી )
૬ મનુષ્ય સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે ? ( શ્રીઉપેન્દ્ર )
૭ કીર્તનો

### સ્ત્રીસંસદ્માં સ્ત્રીઓએ આપેલાં વ્યાખ્યાનો

૧ મનુષ્યજન્મની સફળતા ક્યારે ગણાય
૨ પરમાત્માના અનુગ્રહપાત્ર કેવી રીતે થવાય ?
૩ યોગબલને ઘટાડનાર કારણો
૪ આપણે કેવા પ્રકારની ક્રિયા કરવી
૫ કીર્તનો.

પૃષ્ઠ ૨૨૫, મૂલ્ય ૦—૧૨—૦ પોસ્ટેજ ૦—૧—૬

વ્યવસ્થાપક, મહાકાલ વડોદરા.

Registered No. B. 185.

॥ ॐ श्रीँ ॥

# म हा का ल.

શારીરિક, વ્યાવહારિક, માનસિક, તથા આધ્યાત્મિક ઉન્નતિ સાધવાની સર્વોત્તમ યુક્તિઓનું જ્ઞાન આપનાર માસિક.

रूप (पुस्तक) २०.—कार्तिक कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) १.

श्लोक:

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूसकलेश्वरस्य ।
यस्येह तस्य भगवंस्तव साऽऽत्मनस्य
रीत्या कया भवति धूलिकणे निवासः ॥

અર્થઃ—હે ભગવન્! જેમાં અપાર અતિ મહાન વિભવવાળા આપ, જેમનું સિંહાસન રચવામાટે વિશાલ આકાશ પણ પૂરે પૂરતું થયું નહિ, તે આપની માયાશક્તિસાથે શી રીતે ભૂલોકમાં ધૂળના રજકણમાં સુખાશથી રહી શકો છો?

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

શ્રી "સત્યવિજય" પ્રેસ.—પાનકોરના નાકા દરવાજા—અમદાવાદ.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.




रूप (पुस्तक) २०—कार्तिक कृष्ण० १४. संवत् १९६४. दर्शन ( अंक ) १.

॥ ॐ श्री ॥

## ॥ अथ कालरात्रिनिमित्तकं श्रीरुद्रोक्तं श्रीमहाकालस्तोत्रम् ॥

गेयपद्यम् ।

वन्दामहे महामोक्षाय महाकालेश्वरं देवम् ।
कृतिधृतिसंहृतिचलपरमेशमखिलकामेश्वरं सेव्यम् ॥ ध्रु० ॥
ब्रह्मविष्णुमोहयुद्धनिर्णयप्रदं परम् ( २ )
भास्वरम्, प्रभास्वरम्,
ध्यात्वा वयमीशाह्वनाय ॥ वन्दामहे० ॥ १ ॥
सर्वलिङ्गवर्जितं च लिङ्गरूपमूर्जितम् ( २ )
अर्चितम्, सुरार्जितम्,
प्रणुमः प्रपञ्चसंशमनाय ॥ वन्दामहे० ॥ २ ॥
आदिरूपमादिहीनमन्तहीनमद्वयम् ( २ )
चिन्मयम्, निरामयम्,
स्मरन्ति मुनयो भवतरणाय ॥ वन्दामहे० ॥ ३ ॥
ब्रह्मभीतिभञ्जनाय संधृतोग्रविग्रहम् ( २ )
प्रग्रहम्, च निग्रहम्,
अस्मदभिमतममोघफलाय ॥ वन्दामहे० ॥ ४ ॥
श्रीनृसिंहमेकवर्णमादिवर्णमक्षरम् ( २ )
साक्षरम्, अनक्षरम्,
वेदमयं द्वन्द्वनिर्वेदाय ॥ वन्दामहे० ॥ ५ ॥

**ભાવાર્થ**:—સૃષ્ટિ, સ્થિતિ અને સંહારશક્તિના પરમેશ્વર, અને અખિલ કામનાઓઉપર સત્તા ધરાવનાર તથા સેવ્ય એવા પરમદેવ **શ્રીમહાકાલને** અમે મહામોક્ષને માટે વંદિયે છીએ. (ધ્રુ૦)

બ્રહ્મા અને વિષ્ણુએ મોહવડે આરંભેલા યુદ્ધનો મોટા નિર્ણય આપનાર, દ્યુતિમાન, પ્રભાસ્વર નામક યોગશાસ્ત્રોક્ત જ્યોતિરૂપ **શ્રીમહાકાલ** ભગવાનનું ધ્યાન કરીને અમે વિશ્વસંહાર કરવાને સમર્થ છીએ. સૃષ્ટિ૦ ૧

સર્વ લિંગથી રહિત અને ઊર્જિત લિંગરૂપ, પૃન્તવલા અને શુભ ગર્જનાવાળા એવા **શ્રીમહાકાલ** ભગવાનને અમે પ્રપંચના શમનમાટે સ્તવીએ છીએ. સૃષ્ટિ૦ ૨

સર્વના આદિરૂપ, આદિહીન અને અંતરહિત તથા અદ્વય, ચિન્મય અને નિરામય એવા, **શ્રીમહાકાલ** ભગવાનને ભવ તરવાને માટે મુનિયો સ્મરે છે. સૃષ્ટિ૦ ૩

બ્રહ્માને અસુરોથી થયેલા ભયને ભાંગવાને જેમણે ઉગ્ર શરીર ધારણ કરેલું છે એવા, સર્વની લુગામરૂપ તથા નિગ્રહમૂર્ત્તિ, અને અમારાથી અભિન્ન એવા **શ્રીમહાકાલ**-ભગવાનને અમે વંદન કરીએ છીએ. સૃષ્ટિ૦ ૪

એકાક્ષર (પ્રણવ) રૂપ, આદિવર્ણ (અ) રૂપ, સાક્ષર અને અનક્ષર, તથા વેદમય એવા શ્રીપુરુષપંચાનન મહાકાલ ભગવાનને દૃઢ વૈરાગ્યની સિદ્ધિઅર્થે અમે વંદન કરીએ છીએ. સૃષ્ટિ૦ ૫

---

# आराधना.

### પદ. ગરબો.

જય જય જય સચ્ચિતિસુખધામ ! અકામ !, અંતરમાં આજે આરાધીએ,
ભક્તજનોકેરા વિશ્રામ,–ધામ, સ્તુતિવચન સ્નેહથી સ્વીકારીએ,
પ્રફુલ્લ હૃદયે થઇ સઉ, આપપ્રતિ અભિમુખ,
પ્રેમે ઉપકૃત વૃત્તિથી, રહીએ- વિસરી દુઃખ.
આવી મળો હૃદયઉદ્યાન,–સ્થાન, નિરખી નયને પૂર્ણ તૃપ્તિ સાધીએ;
દિવ્ય શક્તિ દર્શાવજો, રહી અમ અંતરમાંહ્ય,
જેથી અનવધિ જ્ઞાનને, અમમાં પ્રકટ લહાય;
ટાળો આવરણો ને અજ્ઞાન–અભાન, જેથી અવિદ્યા ઉરની બાધીએ;
જે શક્તિ ને ગુણથકી, આપ જ છો પરમેશ,
તે અમમાંહિ સ્ફુરાવજો, સ્પૃહા ન અન્ય વિશેષ.
દેજો સુગમ યુક્તિ સર્વ હાથ—નાથ ! જેથી સદ્ય સ્વરૂપપ્રતિ વાધીએ,
શ્રદ્ધા નિજ સામર્થ્યમાં, ને પ્રભુ આપની માંહ્ય,
અનવધિ પ્રકટાવી હરો, ઉર અજ્ઞાનની લાહ્ય,
નૃહરિ સ્વરૂપથી કરો અભિન્ન–લીન, (જેથી) ફરી ન ભમીએ જીવત્વઉપાધિએ;–

---

# દુઃખલયાર્થે નિત્યાનિત્ય વિવેક ધરવો આવશ્યક છે.

પદ. ( મુજ પરમ પિતા ચિત્ત ધરજોરે—એ લય. )

શું નિત્ય, શું અનિત્ય જોઇએરે, વિશ્વમાં આવી,
લહી અનિત્ય, ન ત્યાં પછી મોહીએરે, અરતિ ઉપજાવી.
પરાળનો ભડકો કરવાથી રસોઇ ના રંધાય,
ક્ષણિક સુખદ વિષયોના ભોગે, અખંડ તૃપ્તિ ન થાય રે; શું૦
ક્ષુધા સમ લંઘનની ભારે એક કણે ના જાય,
સમગ્ર વિષયો મળતાં પણ ના, સત્સુખ પામી ઠરાય રે; શું૦
વિષયભોગ ભોગવીએ જેમ જેમ, વધે વિષયભુખ તેમ,
ધૃત ને અગ્નિવિષે સિંચ્યાથી, વધતો અગ્નિ જેમ રે; શું૦
બ્રહ્મા કે વાસવના ભોગો, ભોગવીએ શત કલ્પ,
તોપણ અતૃપ્ત મન ન ધરાતું, શાંત ન થાતું સ્વલ્પ રે; શું૦
અખંડ સુખ ચહી વિષયે વહે જીવ, પણ સુખ તે ન જણાય,
તોપણ ફરી વિષયે ડુબે જેમ, પતંગ દીપકમાંહ્ય રે; શું૦
વિવેકથી સદ્વિવેકી પુરુષે, કરીને શુદ્ધ વિચાર,
અનિત્યના મોહથી ઉગરવું, કરવા દુઃખસંહાર રે; શું૦
અનિત્યની ઇચ્છા છુટી નિત્યે પ્રકટે જવ દૃઢ પ્રેમ,
રજતમનાં આવરણો હઠી તવ, પ્રતિક્ષણ વધતું ક્ષેમ રે; શું૦
તનુતા ક્રમથી દોષની થાતાં, મનમતિ થાયે સ્થિર,
સ્થિર મતિમાં નિજરૂપ ભળાતાં, ત્રુટે ભવજંજીર રે; શું૦
અનિત્યપ્રતિનો રાગ લહીને, દુઃખ માત્રનું મૂળ,
નિત્ય નૃહરિમાં પ્રેમ વધારે, દિન જેનો અનુકૂળ રે; શું૦

---

# શ્રીમહાકાલના વિશમા રૂપનો પ્રાદુર્ભાવ.

ઓગણીશ વર્ષ પૂર્ણ કરી, શ્રીમહાકાલ આજથી પરમાત્માના અનુગ્રહથી વિશમા વર્ષમાં પ્રવેશે છે. યુવાવસ્થાનું પ્રતાપમય ઓજસ્ પોતાના અણુઅણુમાં વ્યાપી રહેલું તે પ્રતીત કરે છે, અને પ્રતિક્ષણ વધતા જતા આ ઓજસ્વડે પોતાના સંબંધમાં આવનાર સર્વનું સર્વ પ્રકારનું કલ્યાણ સાધવાની તીવ્ર શુભેચ્છા ધરી, તે સ્વકર્તવ્યમાં કટિ કસી, સાવધાનતાથી યોજાય છે.

સર્વનું હિત સાધનાર પરમોપકારક સાધન પોતાને કરનાર પોતાના હૃદયસ્થ પરમાત્માને,

નિરતિશય ભક્તિવડે તે પુનઃ પુનઃ પ્રણામ કરે છે, અને પોતાના જ્ઞાનૈશ્વર્યને પ્રતિક્ષણ અધિક અધિક વેગથી પ્રકટ કરતા રહેવા પ્રાર્થે છે.

મહાકાલ વર્તમાન વર્ષમાં પોતાનો તથા ભક્તિપૂર્વક પોતાના સંબંધમાં આવનાર સર્વનો દશે દિશામાં અદ્ભુત અને અપૂર્વ વિજય અવલોકે છે. પોતાના મૂળ સ્થાનમાંથી નદી જેમ જેમ દૂર જતી જાય છે, તેમ તેમ તેનો વેગ અને વિશાલતા વધતાં જાય છે, તે જ પ્રમાણે મહાકાલ પોતાના અને પોતાના સંબંધી જનોના વિજયવેગને પ્રતિવર્ષ અધિક અધિક વધતો જતો જુએ એ સ્વાભાવિક છે.

મહાકાલ પોતાના સદ્વિવેકી વાચકોને જે અપૂર્વ વિજયનો અનુભવ વર્તમાન તથા ઉત્તરોત્તર વર્ષોમાં કરાવવા ઇચ્છે છે, તે વિજય ક્ષણિક નથી પણ સ્થાયી છે. ચર્મચક્ષુવડે વિષયી મનુષ્યોની ભૂમિકાઉપરથી તે જોઈ શકાતો નથી. તેનો સૂર્યસમ તેજસ્વી પ્રકાશ વિશેષે કરીને આંતર પ્રદેશમાં જ હોય છે, તથાપિ તે આંતર પ્રદેશમાંથી પણ વાદળાંમાંથી જેમ સૂર્યપ્રકાશ જણાયા વિના રહેતો નથી, તેમ સમય જતાં વ્યવહારમાં તેનો પ્રતાપ પ્રત્યક્ષ થયાવિના રહેતો નથી.

જેઓ પોતાના બાહુબળવડે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, એ ત્રણે લોકઉપર વિજય પ્રાપ્ત કરે છે, તેમનો તે વિજય અદ્ભુત છતાં, તેમનું મરણ થતાં તેમના તે વિજયનો અંત આવે છે, અને તેથી તે વિજય ક્ષણભંગુર ગણાતો હોવાથી સદ્વિવેકીએ ઇચ્છવા યોગ્ય નથી. આ લોકમાં તથા સ્વેચ્છાથી આ લોકનો ત્યાગ કર્યા પછી જે વિજય આપણને ત્યજીને જતો નથી, તે જ વિજય સ્થાયી છે, અને તેને જ સદ્વિવેકીએ ઇચ્છવાયોગ્ય છે. આ વિજય આંતર પ્રદેશને જ અત્યંત દેદીપ્યમાન કરવાથી, અર્થાત્ મનની સર્વ શક્તિઓને સર્વોત્કૃષ્ટ કરવાથી જ પ્રાપ્ત થાય છે. જે મનુષ્યે મનને શુદ્ધસત્ત્વથી પૂર્ણ કરી દીધું છે, તેના ચરણમાં અસંખ્ય બ્રહ્માંડોનાં સામ્રાજ્યો રોળાય છે. આવો આંતર વિજય એ જ વિજય છે. ત્રિભુવનના બાહ્ય વિજયથી આ આંતર વિજય પ્રાપ્ત થતો નથી, પણ આંતર વિજય પ્રાપ્ત કરવાથી ત્રિભુવનનો બાહ્ય વિજય સહજ છે. સદ્વિવેકી વાચકો ! મહાકાલ આવા નિરુપમ આંતર વિજયની દિશામાં તમને મૂકે છે, અને તે માર્ગે શ્રદ્ધાથી અને આગ્રહથી જો તમે વધ્યા જશો તો વર્તમાન વર્ષમાં જ તે તમને આ મહાવિજયના પ્રકાશનું આંતર પ્રદેશમાં દર્શન કરાવ્યા વિના રહે તેમ નથી. તે પોતાનું કર્તવ્ય ઉત્સાહપૂર્વક કરે છે, અને તમને તમારું કર્તવ્ય તે જ પ્રમાણે કરવા પ્રેમપૂર્વક આમંત્રે છે. વિચારમાં ત્યારે અધિક સમય ન ગાળતાં, આંતર પ્રદેશમાં વિજય સાધવા, આવો આપણે આ ક્ષણથી જ મચી પડીએ. પરમાત્મા આપણા પ્રેરક, નિયંતા, અને સાહાય્યક હો.

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૩૮૬ થી ).

महद्वच्च ॥ ७ ॥

સૂત્રાર્થઃ—મહત્ શબ્દની માફક આ પણ છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે સાંખ્ય શાસ્ત્રમાં મહત્ શબ્દથી પ્રકૃતિના આદ્યવિકારરૂપ સત્તામાત્રાત્મક તત્ત્વનું ગ્રહણ કર્યું છે, પણ એ શબ્દ તેટલા ઉપરથી વૈદિક પ્રયોગોમાં એ જ

અર્થમાં લેવો એવો નિયમ કરી શકાતો નથી. **बुद्धेरात्मा महान् परः, महान्तं विभुमात्मानम्, वेदाहमेतं पुरुषं महान्तम्,** બુદ્ધિથી મહાન્ આત્મા પર છે, મહાન્ વિભુ આત્માને, આ મહાન્ પુરુષને હું જાણું છું, ઇત્યાદિ વૈદિક પ્રયોગોમાં **મહાન્**ની સાથે આત્મા, પુરુષ આદિ શબ્દો વાપર્યા છે તેથી સ્પષ્ટ છે કે એ સર્વ પ્રયોગોમાં **મહાન્** પદથી કોઈ પણ પ્રકૃતિના વિકારનું ગ્રહણ નથી, તાત્પર્ય કે આ સર્વ પ્રયોગોમાં **મહત્** પદ જોઇ તેનો અર્થ સાંખ્યસંમત મહતત્ત્વ છે એ મતપર આવી પડવું જેમ ભૂલભરેલું છે તે જ પ્રમાણે પ્રસ્તુત વાક્યમાં પણ અવ્યક્ત પદ-માત્ર જોઈ તેટલાથી સાંખ્યસંમત પ્રધાનનું કથન એથી વૈદિક પ્રયોગમાં કર્યું છે એ માનવું પણ એટલું ભ્રાન્તિરૂપ છે.

આ પ્રમાણે સર્વ રીતે વિચારતાં જે જે વિવિધ હેતુઓને લીધે અવ્યક્તનો અર્થ પ્રધાન થઈ શકે તેમ નથી તે સર્વ જણાવી શ્રીસૂત્રકારે એ સિદ્ધ કર્યું કે અહિં અવ્યક્તનો અર્થ પ્રધાન નથી જ.

હવે ઇતર ઉપનિષદ્વાક્ય કે જેનો અનર્થ કરી સાંખ્યમતાનુયાયી પ્રધાનની સ્થાપના કરવા યત્ન કરે તેવો સંભવ છે તે વાક્યના વિચારમાટે અન્ય અધિકરણ શ્રીસૂત્રકાર રચે છે.

**चमसवदविशेषात् ॥ ८ ॥**

**सूत्रार्थः**—ચમસની માફક અત્ર પણ વિશેષ નથી તેથી (પ્રધાન એ જ અજા છે એમ કહી શકાય તેમ નથી.)

આ અધિકરણના વિષયવાક્યરૂપે શ્રીશ્વેતાશ્વતર ઉપનિષદ્માંનું વાક્ય છે. એ ઉપનિષદ્માં ચતુર્થ અધ્યાયમાં પાંચમો મંત્ર આ પ્રમાણે છે:—

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।**
**अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥**

આ મંત્રનો અજાશબ્દ આ અધિકરણના વિષયરૂપ છે. એ શબ્દનો અર્થ પ્રધાન છે કે માયા છે એ સંશય છે કેમકે અજાશબ્દનો બન્નેમાંથી કોઈ પણ રૂઢ અર્થ નથી. ત્યાં પ્રધાન-વાદી સાંખ્ય પૂર્વપક્ષ કરે છે અને કહે છે કે આ મન્ત્રમાં લોહિત, શુક્લ અને કૃષ્ણ એ ત્રણ શબ્દોથી અનુક્રમે રજસ્, સત્ત્વ અને તમસ્ એ ત્રણ ગુણોનો બોધ થાય છે. રજોગુણ રંજનાત્મક છે તેથી રોહિત છે, સત્ત્વ પ્રકાશસ્વરૂપ છે તેથી શુક્લ છે, અને આવરણસ્વભાવ-વાળું તમસ્ હોવાથી તે કૃષ્ણ છે. તેથી **રોહિત** એ સમસ્તપદથી આ ત્રણ ગુણની સામ્યાવ-સ્થારૂપ પ્રધાનનો બોધ થાય છે. પ્રધાન જાતે સામ્યાવસ્થારૂપ હોવાથી એનામાં રંજનાદિ ધર્મો એ અવસ્થામાં નથી, છતાં એ પ્રધાનના અવયવ જે સત્ત્વાદિ તેના ધર્મોનો એ અવયવીમાં વ્યપદેશ કર્યો છે. એ પ્રધાન તે અજા છે કેમકે પ્રધાન ઉત્પન્ન થતી નથી તેથી વ્યુત્પત્તિસિદ્ધ અર્થમાં અજાશબ્દ એને લાગુ પડે છે. જો કોઈ કહે કે અજાશબ્દનો રૂઢ અર્થ બકરી છે તેથી યૌગિક અર્થકરતાં રૂઢ અર્થ પ્રથમ ઉપસ્થિત થાય છે તો પ્રધાનવાદી જણાવે છે કે એ રૂઢ અર્થ સાચો છે પણ તેનું અત્ર ગ્રહણ કરાય તેમ નથી; કારણકે આ ઉપનિષદ્નો મંત્ર છે અને આ વિદ્યાનું પ્રકરણ છે, કોઇ બકરાબકરીની વાર્તા નથી. એ અજારૂપ પ્રધાન તે ઘણી પ્રજા—મ-હદાદિ તત્ત્વો—જે ત્રિગુણાત્મક છે તેને સર્જે છે અને એક અજ—નહિ વિકારરૂપ—પુરુષ તે એ અજારૂપ પ્રકૃતિને સેવતો રહે છે, અર્થાત્ એને અવિદ્યાવશાત્ પોતાના સ્વરૂપભૂત ગણી "હું

સુખી છું, હું દુઃખી છું, હું મૂઢ છું " એ રીતે અવિવેકને લીધે માની સંસારને પામેલો રહે છે ત્યારે અન્ય પુરુષ જેને વિવેકખ્યાતિ ઉત્પન્ન થઇ છે તે આ પ્રકૃતિ કે જેણે ભોગ અને અપવર્ગરૂપ પોતાનાં બન્ને અંગો બતાવી દીધાં છે તેને છોડી દે છે અર્થાત્ કૈવલ્યને પામે છે. આ પ્રકારે આ મંત્રનો અર્થ બરાબર થઇ શકે છે. તેથી પ્રધાનાદિની કલ્પના શ્રુતિમૂલક છે.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સિદ્ધાન્તસૂત્રથી ગ્રંથકાર જણાવે છે કે સાંખ્યવાદ શ્રુતિમૂલક છે એવું આ મંત્રથી સિદ્ધ થઇ શકે તેમ નથી. આ મંત્ર સ્વતંત્રતાથી પોતાની મેળે કોઇ પણ વાદને સમર્થન કરે તેમ નથી, કેમકે અજાઆદિ પદો છે તે સામાન્ય રૂપે શ્રુત છે તેથી અજાત્વાદિની કલ્પના માયા તથા પ્રધાન બન્નેમાં સરખી રીતે થઇ શકે છે તેથી સાંખ્યવાદ જ આ મંત્રમાં અભિપ્રેત છે એવું જણાવનાર કોઇ વિશેષ ચિહ્ન રહેતું નથી. **अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नः**—નીચે બિલવાળો અને ઉંચે બુધ્નવાળો ચમસ. એ મંત્રમાં જેમ અમુક જ ચમસ લેવો અને અમુક નહિ લેવો એવો નિર્ણય કરાય તેમ નથી પણ જે તે ચમસ અર્વાગ્બિલત્વાદિવાળો હોય તેનું ગ્રહણ કરી શકાય છે તે જ પ્રમાણે આ અજામંત્રમાં પણ પ્રકરણાદિ કોઇ ખાસ પ્રધાનમાં નિયામક હેતુ નહિ હોવાથી જે જે અજા હોય તેનું ગ્રહણ અજાથી થઇ શકે છે માટે એ મંત્રમાંનું અજા પદ તે પ્રધાનનું જ વાચક છે એમ નિયમન કરી શકાય તેમ નથી.

અહિં કોઈ કહે કે ચમસમંત્રમાં જેમ **इदं तच्छिर एष ह्यर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नः** એ વાક્યશેષથી ચમસવિશેષનું જ્ઞાન થાય છે કે અમુક ચમસ જ લેવો તેમ અહિં અજાપદથી ત્યારે કોનું ગ્રહણ કરવું ? આ પ્રશ્નનો ઉત્તર આપવા શ્રીસૂત્રકાર કહે છે કે

**ज्योतिरुपक्रमा तु तथा ह्यधियत एके ॥ ९ ॥**

**સૂત્રાર્થ**:—જ્યોતિરાદિ પ્રકૃતિને જ ( આ પદથી લેવી ) કેમકે એક ઉપનિષદ્‌માં એવું જ રોહિતાદિરૂપ કહ્યું છે.

**ज्योतिरुपक्रमा**—જ્યોતિસ્ એટલે તેજસ્ છે ઉપક્રમ નામ આદિ જેનું એવી, અર્થાત તેજસ્, અપ્ અને પૃથ્વીરૂપ.

**तु**—આ શબ્દ અવધારણને બતાવે છે.

**एके**—એટલે કોઇ ઉપનિષદ્‌નું અધ્યયન કરનાર.

આ સૂત્રથી ઉપરના પ્રશ્નનો એ ઉત્તર આપ્યો કે આ અજા તે ત્રણ ગુણરૂપ પ્રધાન નથી પણ એથી તો પરમેશ્વરથી ઉત્પન્ન થયેલી, તેજસ્ જેના આદિમાં છે એવી અર્થાત્ તેજસ્ જલ અને પૃથ્વીરૂપ જે ઉદ્‌ભિજ્જાદિ ચતુર્વિધ ભૂતગ્રામની પ્રકૃતિ તેનું જ ગ્રહણ કરવાનું છે. તાત્પર્ય કે આ અજા તે ગુણત્રયરૂપ પ્રધાન નથી પણ ભૂતત્રયરૂપ પ્રકૃતિ છે કેમકે અન્ય સ્થળે પરમાત્મામાંથી તેજસ્ આદિ ત્રિવિધ ભૂતની ઉત્પત્તિ કહી એ ભૂતત્રયને જ રોહિતાદિ રૂપવાળાં કહ્યાં છે. શ્રી છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે **यदग्नेरोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्य**—અગ્નિમાં જે લોહિત રૂપ છે તે તેજનું જ રૂપ છે, જે શુક્લ રૂપ છે તે જલનું છે અને જે કૃષ્ણ રૂપ છે તે પૃથ્વીનું છે. અહિં પણ રોહિતાદિ શબ્દો સરખા જ વાપરેલા છે તેથી એ શબ્દપરથી અહિં પણ તેજસ્; જલ અને પૃથ્વી એ ભૂતત્રય જ વિવક્ષિત હોય એમ દેખાય છે. વળી રોહિતાદિ શબ્દો મુખ્ય વૃત્તિથી તે તે રંગના વાચક છે

અને પ્રધાનવાદીના મતપ્રમાણે રોહિતનો અર્થ રજોગુણ કરવામાં લક્ષણાવૃત્તિનો આશ્રય કરવો પડે છે. તેથી એ મતમાં એક તો આ દોષ આવે છે કે લક્ષણા પ્રથમ જ કરવી પડે છે. તેથી છાંદોગ્યોપનિષદનું જે અસંદિગ્ધ વાક્ય છે તેવડે આ સંદિગ્ધ વાક્યના અર્થનો નિર્ણય કરાય છે. આટલું જ નહિ પણ આ પ્રસ્તુત ઉપનિષદનું પ્રકરણ જોતાં પણ એ માયાપ્રકરણ છે અને પ્રધાનપ્રકરણ નથી. અહિં પણ જગતસર્જનાદિમાં બ્રહ્મના સહાયરૂપ શી વસ્તુ છે એ સંબંધનો બ્રહ્મવાદીઓ વિચાર કરે છે ઇત્યાદિ પ્રકારે ઉપક્રમ કરી **તે ધ્યાનયોગાનુગતા અપશ્યન્ દેવાત્મશક્તિં સ્વગુણૈર્નિગૂઢામ્**—તે બ્રહ્મવાદીઓએ ધ્યાનમાં પ્રવેશ કરી જોયું તો પરમાત્મામાં એકરૂપે અધ્યસ્ત થયેલી પોતાના ગુણથી નિગૂઢ થયેલી સત્ત્વાદિ ત્રિગુણાત્મક બ્રહ્મપરતંત્રશક્તિને એ સહાય આપનાર કારણરૂપે જોઈ—એ વાક્યથી સંપૂર્ણ જગતને રચનારી પરમેશ્વરની શક્તિરૂપ માયાનો ઉપક્રમ કર્યો છે. વાક્યશેષ જોતાં પણ માયાની ઉપલબ્ધિ થાય છે. **માયાં તુ પ્રકૃતિં વિદ્યાન્ માયિનં તુ મહેશ્વરમ્**—માયાને પ્રકૃતિ જાણવી અને એ માયાના અધિપતિ જે પરમાત્મા તેને મહેશ્વર જાણવા, **યો યોનિં યોનિમધિતિષ્ઠત્યેકઃ**—જે એક છતાં માયાના અંશરૂપ તે તે અવિદ્યાત્મક યોનિ (કાર્યકરણાદિ સંઘાતનું કારણ) નું અધિષ્ઠાન કરે છે–ઇત્યાદિ વાક્યશેષમાં પણ માયાનું કથન દેખાય છે, માટે પરમેશ્વરથી સ્વતંત્ર એવી કોઈ અજા નામની પ્રકૃતિનો આ અજા મંત્રથી બોધ થઈ શકે તેમ નથી. આખું પ્રકરણ જોતાં માયારૂપ દૈવીશક્તિ કે જેમાં નામ અને રૂપ અવ્યાકૃત દશામાં રહેલાં છે તથા જે નામરૂપની પૂર્વાવસ્થારૂપ છે તે જ આ અજામંત્રથી ઉપદિષ્ટ દેખાય છે, અને એના વિકારરૂપ તેજસ્ આદિ ભૂતોમાં રોહિતાદિ રૂપ રહ્યાં છે તેથી એનામાં તે અનુદ્ભૂત દશામાં રહેલા હોવાથી એને પણ વર્ણત્રયવાળી કહી છે.

અહિં પ્રતિવાદીએ શંકા કરશે કે આ અજાશબ્દ રૂઢ છે કે યૌગિક અર્થમાં વપરાયો છે? તમે આ પ્રકૃતિને અજા કયા અર્થમાં કહોછો? ત્યાં માયારૂપ પ્રકૃતિ બકરીના આકારવાળી નથી તેથી રૂઢ અર્થમાં એ અજા કહેવાય તેમ નથી તેમ જ તેજસ્, જલ અને પૃથ્વીરૂપ તમારી અજા તે તો પરમેશ્વરમાંથી જ ઉત્પન્ન થનારી શ્રુતિ જણાવે છે તેથી **ન જાયતે**—ન ઉત્પન્ન થાય તે અજા, એ યૌગિક અર્થમાં પણ એ અજા કહેવાય તેમ નથી. આ રીતે હોવાથી રૂપરહિત માયા તે કેવી રીતે–કયા અર્થમાં અજા કહી શકાય? આ પ્રશ્નનો હવે શ્રી સૂત્રકાર ઉત્તર આપે છે. (અપૂર્ણ).

---

# વિચાર બદલવાનો વિધિ અને તેના લાભ.

મનુષ્યને જે સુખ અથવા દુઃખ પ્રાપ્ત થાય છે, તેનું કારણ તેનું પોતાનું મન જ છે, અથવા શાસ્ત્રીય શબ્દોમાં કહીએ તો મન એ જ મનુષ્યોને બંધ અને મોક્ષનું કારણ છે, એ સિદ્ધાંતની સત્યતાને સિદ્ધ કરવાને આ માસિકમાં એટલી બધી વાર પ્રયત્ન કરવામાં આવ્યો છે કે હવે તે સંબંધી અધિક લખવું, એ દળેલાને ફરી દળવાજેવું છે. અને તોપણ જ્યાં સુધી મનુષ્યો આ નિશ્ચયમાં સ્થિર થઇ સુખને સિદ્ધ કરવા અને દુઃખને ટાળવા, અન્ય સર્વ ઉપાયોને ત્યજી દઇને પોતાના મનને જ સુધારવાનો પ્રયત્ન કરતા નથી થયા, ત્યાં સુધી આ

નિશ્ચયને પુનઃ પુનઃ વિવિધ યુક્તિથી ચર્ચવાનું લેખકોનું કર્તવ્ય પૂર્ણ થયેલું ગણાતું નથી.

મનુષ્યનું મન જે પ્રકારનું હોય છે, તેવી જ તેની શારીરિક, માનસિક અને નૈતિક સ્થિતિ હોય છે; અર્થાત્ મનુષ્યને રોગી અથવા નીરોગ રાખનારા, પ્રસન્ન અથવા અપ્રસન્ન રાખનાર, અને નીતિમાન્ અથવા અનીતિમાન્ રાખનાર તેના યોગ્ય અથવા અયોગ્ય વિચારો જ છે. જેમ કુદરતમાં વિદ્યુત વગેરે વિવિધ સામર્થ્યો છે, તેમ વિચાર એ પણ મનુષ્યમાં રહેલું એક અતિ અદ્‌ભુત સામર્થ્ય છે, અને તે મનુષ્યના મનમાં પ્રત્યેક ક્ષણે પ્રકટીને સારો કે નઠારો ફેરફાર કર્યા વિના રહેતું જ નથી. સુખના શિખરે રમતા એક મનુષ્યને વિચાર અન્ય ક્ષણે જ દુઃખના ઉંડા ખાડામાં ઢોળી પાડે છે, અને દુઃખના સમુદ્રમાં ડુબકાં ખાતા અન્ય મનુષ્યને અન્ય ક્ષણે જ તે સુખના શિખરઉપર સ્થાપે છે. વિચારમાં આવું અદ્‌ભુત સામર્થ્ય રહેલું હોવાથી વિચારઉપર અથવા મનઉપર અંકુશ પ્રાપ્ત કરવો, એના જેવું મહત્વનું કર્તવ્ય મનુષ્યનું અન્ય કોઈ પણ હોઈ શકતું નથી. કારણ કે દુઃખને ટાળવું અને સુખને પ્રાપ્ત કરવું, એનો અર્થ જ મનુષ્યે પોતાના વિચારને બદલવો, એ વિના બીજો કશો જ નીકળતો નથી.

એક યથાર્થ વિરાગસંપન્ન પુરુષને મોહ ઉત્પન્ન કરનાર વિષયોને જોઈને ગ્લાનિ તથા ખેદ થાય છે. એક વિષયીને તે જ પદાર્થો હર્ષ પ્રકટાવે છે. પદાર્થો તેના તે છતાં વિચારના ભેદને લીધે, એક સ્થળે હર્ષ અને એક સ્થળે ખેદ, એમ વિરોધી પરિણામો પ્રકટે છે.

જગતમાં કોઈ સ્થળે સુખ કે દુઃખ નથી. સુખ અને દુઃખને રહેવાનું સ્થળ તો આપણા વિચાર અથવા આપણું મન છે. જો જગતમાં સુખ કે દુઃખ હોત તો એકનો એક પદાર્થ, એકને સુખ આપનાર તથા બીજાને દુઃખ આપનાર જે જણાય છે, તે ન જણાવો જોઈએ. વિચારના ભેદને લીધે જ, આમ, એકનો એક પદાર્થ, પરસ્પરથી વિરોધી અસર પ્રકટાવે છે.

કાળાં ચશ્માં પહેરનારને આખું જગત્ કાળું દેખાય છે, તેથી જગત્ કાળું છે, એમ કહેવાની કોઇ ભુલ કરે છે? એ જ જગત્ પીળાં ચશ્માં પહેરવાથી અથવા લાલ ચશ્માં પહેરવાથી શું પીળું અથવા લાલ નથી દેખાતું? દેખાય જ છે, એમ સર્વને અનુભવ છે, અને તોપણ અમુક તો દુઃખરૂપ જ છે, અને અમુક તો સુખરૂપ જ છે, અમુક તો સારું છે, અને અમુક તો ખોટું છે, એમ નિઃશંકપણે સર્વ વદે છે. જેને અમુક સુખરૂપ દેખાય છે, તેને તેના વિચારનું સ્વરૂપ તેવું હોવાથી તેમ દેખાય છે, અને જેને અમુક દુઃખરૂપ દેખાયછે, તેને તેના વિચારનું સ્વરૂપ તેવા પ્રકારનું હોવાથી તેમ દેખાય છે.

સદ્વિવેકીને આટલા વિવેચનથી સહજ સ્પષ્ટ થશે કે વિચારને અથવા મનને કેવળ બદલી નાંખવામાં સુખને પ્રાપ્ત કરવાની કુંચી રહેલી છે. વિચારને બદલવો, એને સત્શાસ્ત્રો મનને શુદ્ધ કરવું, એવા શબ્દોથી ઓળખાવે છે. વળી અતત્ત્વના વિચાર કરતા મનને તેવા વિચાર કરવાનું છોડાવી દઇને તેને તત્ત્વના વિચાર કરતું કરવું, એનું નામ પણ તેઓ મનને બદલવું ગણે છે.

અતત્ત્વના વિચારો કરતા મનને બદલીને તત્ત્વના વિચારો કરતું કરવાથી પારમાર્થિક સુખ પ્રાપ્ત થાય છે, અને નિષ્ફળતા, નિરાશા, નિર્ધનતા, વ્યાધિ વગેરેના વિચારો કરતા મનને બદલીને વિજય, ઉચ્ચ આશા, આરોગ્ય, સંપત્તિ વગેરેના વિચારો કરતું તેને કરવાથી વ્યાવહારિક સુખ પ્રાપ્ત થાય છે.

વ્યાવહારિક તથા પારમાર્થિક સુખ આ પ્રમાણે વિચારને બદલવાથી પ્રાપ્ત થાય છે, એ વાર્તા ઘણા સ્વીકારે છે, તથાપિ વિચારને બદલવાનું કાર્ય સર્વને સરળ ભાસતું નથી. વિચારને બદલવો અને મનને કેવળ નવું બનાવવું, એ સુખકર છે, પણ વિચારને બદલવો શી રીતે ? મનને નવું ઘડવું શી રીતે ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં, મોટા મોટાઓને પણ મુંઝવણ થાય છે; અથવા અન્ય રીતે કહીએ તો ઉત્તર તો અસંખ્ય મનુષ્યો ગમે તેવો શોધ્યો સાંભળ્યો આપે છે, પણ તેને આચારમાં કેમ મૂકવો તેનું સંતોષકારક સમાધાન વિરલ પુરુષો જ આપી શકે છે; અને યથાર્થ રીતે આચારમાં મૂકેલા મનુષ્યો તો શોધ્યા પણ જડતા નથી. ઉપાયને વર્ણવવાનું કાર્ય જેટલું સહેલું છે, તેટલું આચારમાં મૂકવાનું નથી; અને તેથી સઘળા જ (લેખક પણ પોતાની ગણના તેમાં જ કરે છે) ઉપાયોને વર્ણવવા માટે કટિ કસીને મેદાનમાં પડે છે. વસ્તુતઃ આમ થવું ન જોઈએ, આચારને અગ્રસ્થાન મળવું જોઈએ—પણ હાલ તો આમ જ થાય છે.

વિચારને બદલવાનું કામ, ખરું જોતાં, લોકો જેવું ધારે છે, તેવું કઠિન નથી. તે કઠિન જણાય છે, તેનું કારણ તે કઠિન મનાઈ ગયું છે, એ જ છે. મનનો નિગ્રહ કરવાનું કામ, વાયુને વશ કરવા કરતાં પણ સુદુષ્કર છે, એવાં વચનો હજારો વર્ષથી બોલાતાં આવ્યાં છે, અને પરાપૂર્વથી પ્રજાના હૃદયમાં અને દેશના વાતાવરણમાં તેના ઉંડા સંસ્કાર પડી રહ્યા છે. આ સંસ્કારને લીધે અને જન્મથી તે મરણપર્યંત તે નિત્ય પોષાતા જવાને લીધે, નાના અને મોટા, વિવેકી અને અવિવેકી, વિદ્વાન્ અને અવિદ્વાન્ સઘળા જ, મનનો નિગ્રહ કરવાનું કાર્ય અત્યંત કઠિન માને છે. આત્મશ્રદ્ધાને કુહાડાવડે મૂળમાંથી જ કાપી નાંખવામાં આવી હોય છે. પ્રયત્નને બળ મળનાર જળનો ઝરો આ પ્રમાણે આરંભમાં જ સુકાઈ જતાં, કોની પ્રયત્નવેલી પુષ્ટ થાય અને તેના ઉપર ફુલફળ આવે ?

રશિયા અત્યંત બળવાન્ છે, અને તે જિતાય એવું નથી એવું જાપાનીઓને અખંડ પ્રબોધવામાં આવ્યું હોત તો આજે જાપાનનો યશઘોષ શું પૃથ્વીમાં ગર્જી રહ્યો હોત ? અમુક બહુ કઠિન છે, એ વચનના જેવું આત્મશ્રદ્ધાની અને પ્રયત્નની શક્તિઓને શિથિલ કરનાર અન્ય એક પણ વચન નથી. કોઈ કાર્ય કઠિન હોય તો તેની કઠિનતા યુક્તિપુરઃસર જણાવવી યોગ્ય છે, પરંતુ તેની જ સાથે આત્મશ્રદ્ધા દુર્બળ ન પડી જાય તેવી સાવધાનતા તો રાખવી જ જોઈએ, એટલું જ નહિ પણ તેને બળવાન્ કરવાના જેટલા બને તેટલા ઉપાયો લેવા જોઈએ. મનના સંબંધમાં પૂર્વથી જો આમ કરવામાં આવ્યું હોત તો આજે જે કઠિનતા આપણને ભાસે છે, તે કદી પણ ન ભાસત.

પૂર્વના બુદ્ધિમંત ઉપદેશકોકરતાં, લેખક પોતાને વધારે મતિમાન્ ગણવાનો દાવો કરે છે, એવો આરોપ, ઉપરનાં વચનોથી લેખકઉપર કોઈ મૂકે, એ સ્વાભાવિક છે; પરંતુ આરોપના ભયપ્રતિ લેખકની જેટલી દૃષ્ટિ છે તેના કરતાં પોતાને જણાયેલા સત્યને દર્શાવવાતરફ તેની અધિક દૃષ્ટિ છે, એ જાણીને તે સંતોષમગ્ન રહે છે.

વિચારને બદલવાનું કાર્ય અત્યંત કઠિન નથી, પણ પ્રયત્નથી સરળ છે, તેથી પ્રયત્ન કરનારને તથા ન કરનારને ઉભયને ઉત્સાહ તથા આત્મશ્રદ્ધા ઉપજાવવી, વિચારને કેવી રીતે બદલવો, એ અત્યંત મહત્વના વિષયઉપર હવે આવીએ છીએ.

વિચાર બે રીતે બદલાય છે. એક બાહ્ય વિષયની અંતઃકરણમાં ઉંડી છાપ પડવા દીધાથી; અને બીજું અંતરમાં ઉપજાવેલા આભાસોની અંતઃકરણમાં ઉંડી છાપ પાડવાથી.

તમે તમારા ઘરમાં આનંદમાં બેઠા હો છો, એટલામાં કોઇ મનુષ્યનું શબ તમારા આંગણામાંથી જાય છે. તેની પાછળ તેના સંબંધીઓના થતા રો કકળાણથી તમે ઉઠીને બારીએ આવો છો, અને આ દેખાવ લક્ષપૂર્વક જુઓ છો. બહારના કરુણાજનક દેખાવની તમે તમારા અંતઃકરણમાં છાપ પડવા દોછો, અને તમે ઘરમાં આવી પાછી તમારી મૂળની જગાએ બેસો છો. પણ તમારા વિચાર બદલાઈ ગયા હોય છે. આનંદના વિચારોને બદલે તમારા અંતઃકરણમાં શોક પ્રસરી રહ્યો છે. તમને આ જગતની નિસ્સારતાના વિચારો આવે છે. આપણે પણ એક દિવસ આ પ્રમાણે મરવાનું છે, એ વિચાર તમને પ્રકટે છે, અને તમારું આનંદથી ઉઘડેલું હૃદયકમળ બીડાઈ જાય છે. જો તમારા અંતઃકરણમાં અધિક ઉંડી છાપ પડી હોય છે, તો ત્યાર પછી તમારો આખો દિવસ વિરાગના અને શોકના જ વિચારોમાં પસાર થાય છે. બાહ્ય વિષયની અંતઃકરણમાં છાપ પડવા દોધાથી વિચારો કેવી રીતે બદલાય છે, તેનું આ ઉદાહરણ છે.

તમને કોઇએ એક અત્યંત કટુ વચન કહ્યું છે. તેનો ઝાટકો તમને એટલો બધો સખત લાગ્યો છે કે તમે ઘરમાં એકલા બેઠા બેઠા તેના જ વિચારો કરતા ખેદમાં ડુબી ગયા છો. પ્રસંગે તમારાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ પણ ચાલે છે. એટલામાં તમારો કોઈ મિત્ર આવી પહોંચે છે, અને તમને આગ્રહથી કોઈ ઉત્તમ વક્તાના વ્યાખ્યાનમાં લેઇ જાય છે. તમે માર્ગમાં પણ તમે સાંભળેલા કટુ વચનનું સ્મરણ કરી કરીને ઝુર્યા કરો છો. સભાના સ્થળમાં પણ તમારી વૃત્તિ સભામાં નથી, પણ તમારા જ ખેદના વિચારોમાં ડુબેલી છે. પણ એટલામાં વ્યાખ્યાનનો આરંભ થાય છે અને બે ચાર ક્ષણ થતાં વક્તાના અસાધારણ વક્તૃત્વથી તમારા કાન તેના શબ્દોપ્રતિ આકર્ષાય છે, તમે કાન માંડો છો, અને પ્રીતિથી શ્રવણ કરો છો. જેમ જેમ વ્યાખ્યાન ચાલે છે, તેમ તેમ વક્તાના ઉત્તમ વિચારોની તમારા અંતઃકરણમાં ઉંડી અને ઊંડી છાપ પડતી જાય છે. તમે વક્તાના વક્તૃત્વથી, તેના શબ્દલાલિત્યથી, વિચારોના ગાંભિર્યથી, સચોટ હાવભાવથી અને તેની પ્રતાપમય મુખમુદ્રાથી મોહ પામી જાઓ છો. વ્યાખ્યાન પૂરું થાય છે, અને તમે ઘેર જાઓ છો, પણ તમારા અંતઃકરણમાં વ્યાખ્યાનની ઉંડી છાપ પડેલી હોવાથી આખે રસ્તે તમને ભાષણના અને ભાષણકર્ત્તાના જ વિચારો આવ્યા કરે છે. ઘેર આવ્યાં પછી પણ ઉંઘતાંસુધી તમને તેના તે જ વિચારો સ્ફુર્યા કરે છે. પેલું કટુ વચન અંતઃકરણમાં કયે ખુણે હાલ પડેલું છે, અને તેણે પ્રકટાવેલો મહાખેદ હાલ ક્યાં જતો રહ્યો છે, તે પણ તમને જણાતું નથી. આ દૃષ્ટાંતમાં પણ, બાહ્યવિષયની અંતઃકરણમાં ઉંડી છાપ પડવા દોધાથી વિચારો કેવી રીતે બદલાય છે, તે બહુ સ્પષ્ટ રીતે સમજાય છે.

જગતમાં હજારો મનુષ્યોના વિચાર આ પહેલી રીતે બદલાય છે. જગતના જે વિષયની અથવા પ્રસંગની તેમના અંતઃકરણમાં ઊંડી છાપ પડે છે, તે પ્રમાણે જ તેમના વિચારો થાય છે. જે દિશામાં પવન વાતો હોય છે તે દિશામાં જેમ ધ્વજ ઉડે છે, તેમ આ મનુષ્યોના વિચારો પોતાની આજુબાજુ જે કાંઈ બનતું હોય છે, અથવા જે વિષયોના સંબંધમાં તેઓ આવે છે, તે પ્રમાણે વારંવાર ફર્યા કરે છે. જો ગામમાં પ્લેગ ચાલ્યા કરતો હોય છે, તો પ્લેગસંબંધી જ વિચારો તેમના અંતઃકરણમાં હોય છે. અને ત્યાં સુધી પ્લેગ બંધ નથી થતો ત્યાં સુધી તેમના અંતઃકરણમાંથી તે વિચાર કદી પણ જતા નથી. વિચારના સંબંધમાં તેઓ કેવળ પરતંત્ર જ હોય છે.

વિચારો બદલવાનો બીજો પ્રકાર અંતરમાં આભાસોને ઉપજાવવા, અને તેમની અંતઃકરણમાં ઉંડી છાપ પડવા દેવી, એ છે. દૃષ્ટાંતવડે આ બીજા પ્રકારનું સ્વરૂપ અધિક લક્ષમાં આવશે.

તમે હાલ નિર્ધન છો. તમારી સ્થિતિ એવી છે કે તેમાં બીજો જો કોઇ હોય તો ચિંતાથી અર્ધો સુકાઈ જાય, અને પ્રસંગે મરી પણ જાય. તમે કોઈ વ્યાપાર કર્યો છે અને તેમાં ચાર વર્ષ પછી પુષ્કળ ધન આવવાનો સંભવ તમે અનુમાન કર્યો છે. ચાર વર્ષ પછી મળનાર પુષ્કળ ધન હાલ તમને પ્રત્યક્ષ થયું નથી, પણ તમે મનમાં તેનો આભાસ રચીને તેને પ્રત્યક્ષ જોતા બેસો છો. ઝુંપડામાં સાદડીપર સુતા છતાં પણ કોઇ ભવ્ય મહાલયમાં સુવર્ણના રત્નજડિત પલંગઉપર પોતાને પોઢેલા તમે જુઓ છો. સેંકડો દાસ દાસીઓ તમારી સેવામાં હાજર છે, એવા આભાસને તમારા હૃદયમાં તમે ઉપજાવો છો. દિવ્ય વસ્ત્ર તમે ધારણ કર્યાં છે, દિવ્ય વાહનમાં તમે બેસો છો, અને બહાર તમે ફરો છો, એવી તમે કલ્પના કરો છો, અને આ પ્રમાણે ધનના સુખના વિવિધ અનુકૂળ આભાસ તમારી આંતર દૃષ્ટિને દેખાય છે. આ સર્વ આભાસ કોઇ બાહ્ય વિષયના સંબંધથી તમને થયા નથી, પણ તમે પોતે જ પોતાની કલ્પનાથી નવા ઉપજાવી કાઢ્યા છે, અને તેની ઉંડી છાપ તમારા હૃદયમાં પડવા દોછો. ઉંડી છાપ પડતાં જ તમને ઉત્સાહનું અને આનંદનું ભાન થાય છે. નિર્ધનતાનાં દુઃખની તમારી સર્વ ચિંતા નષ્ટ થઈ જાય છે, અને તમને અપૂર્વ નિર્ભયતાનું ભાન થાય છે. જે પ્રમાણમાં તમારા અંતઃકરણમાં છાપ પડી હોય છે, તે પ્રમાણમાં તમને આનંદ, ઉત્સાહ અને નિર્ભયતાનું ભાન થાય છે. જો ઉંડી જ છાપ પડી હોય છે, તો તમારા શરીરમાં રૂધિર વેગથી વહેવા માંડે છે, તમારાં નેત્ર તેજથી ચમકે છે, તમારા મુખઉપર પ્રસન્નતા વ્યાપી રહે છે, કાર્ય કરવામાં તમને વિલક્ષણ ઉત્સાહ પ્રકટે છે, તમારા મનની સ્થિતિ અને વિચારો કેવળ બદલાઇ જાય છે; અને તેમ થતાં તમે પોતે પણ સર્વાંગ બદલાઈ જાઓ છો. નિર્ધન છતાં, અને તમારી પાસે સાચી એક દમડી પણ આવેલી ન છતાં, તમારા અંતઃકરણમાં પ્રકટાવેલા આભાસે તમને દુઃખીના સુખી કરી મૂક્યા છે. ધનના સંબંધથી શ્રીમંતોનું અંતઃકરણ જે સુખનું ભાન કરે છે તે જ સુખનું ભાન જ્યાં સુધી તમારો આભાસ તમારા હૃદયમાં કાયમ રહે છે, ત્યાં સુધી તમે કર્યાં કરો છો. તમારા આભાસના ઉપજાવનાર તમે છો, અને જ્યાં સુધી તે આભાસને તમે રાખી રહો છો, ત્યાં સુધી તમારા સુખનો નાશ કરવા ત્રિભુવનમાં કોઇપણ સમર્થ નથી.

હજારમાંથી કોઇ વિરલ જ અંતરમાં સ્વેચ્છાથી પ્રકટાવેલા આભાસવડે વિચારને ફેરવવા સમર્થ હોય છે. આભાસને પ્રકટાવવાની ક્રિયાને શેખચલ્લીના વિચાર કરવા, એમ લોકો કહે છે, અને કંઇક અંશમાં તે ખરૂં પણ છે; પરંતુ શેખચલ્લીની આભાસો પ્રકટાવવાઉપર કશી જ સ્વતંત્રતા હોતી નથી. તે નવરો બેઠો હોય છે, ત્યારે તેનું મન તેને જેમ તાણે તેમ તણાતો તે આભાસો રચે છે. તે સારા પણ રચાય છે, અને ખોટા પણ રચાય છે. વળી તેમાં ઢંગધડો પણ કશો હોતો નથી. આજે આભાસ એક પ્રકારનો હોય છે, તો કાલે કેવળ જૂદા પ્રકારનો હોય છે. તેથી તેના આભાસ જે આ બાહ્ય જગતમાં જણાતાં કાર્યોનું કારણ છે, તે છિન્નભિન્ન અને અવ્યવસ્થ થવાથી, બાહ્ય જગતમાં પોતાના કાર્યને તે કદી જ પ્રકટાવી શકતા નથી. એથી ઉલટું આભાસને પ્રકટાવવાની કલા જે વિરલ પુરુષો સિદ્ધ કરે છે, તેઓ-

નું આભાસઉપર સ્વામિત્વ હોય છે. આભાસને પોતે જેવો ધારે છે, તેવો જ રચે છે, એટલું જ નહિ પણ નિત્ય તેનો તે આભાસ તેઓ રચી શકે છે. આથી બાહ્ય જગતમાં જે કાર્યને પ્રકટેલું જોવા તે ઇચ્છે છે, તેના કારણની તે સાંગોપાંગ રચના કરી શકે છે.

વિચારોને બદલવાની ખરી કળા તો અંતરમાં આભાસોને ઉપજાવવા અને તેમની સુદૃઢ છાપ હૃદયમાં પાડવી એ જ છે. બાહ્ય વિષયોના સંબંધથી અંતઃકરણમાં સુદૃઢ છાપ પડે છે, અને વિચારો બદલાય છે, એ ખરૂં છે, પરંતુ તેવી રીતે બદલાયલા વિચારો, જ્યાં સુધી તે બાહ્ય વિષયોનો સંબંધ રહે છે, ત્યાં સુધી જ રહે છે. બીજા વિષયોનો સંબંધ થતાં તરત જ બીજી છાપ પડે છે, અને તે પડતાં પાછા વિચારો બદલાઇ જાય છે. આથી વિષયોનો સંબંધ, એ વિચારો બદલવાની અખંડ કામમાં આવે એવી અમોઘ કળા નથી.

રાજાને રાજગાદીનો જ્યાં સુધી સંબંધ હોય છે, ત્યાં સુધી જ તેનામાં પોતાના નૃપત્વના વિચારો, અને તેથી પ્રકટતો આનંદ જોવામાં આવે છે. રાજગાદી જતાં તે પોતાને ભીખારી જુએ છે, તેના નૃપત્વના વિચારો નાશ પામે છે, અને ભિક્ષુકાવસ્થાનાં દુઃખોનું તેને ભાન થાય છે. બાહ્ય વિષયોનો સંબંધ જ્યાં વિચારોમાં કારણભૂત હોય છે ત્યાં, વિચારોની લગામ બાહ્ય વિષયોના હાથમાં હોય છે. આભાસથી પ્રકટાવવામાં આવતા વિચારોમાં આમ હોતું નથી. ત્યાં વિચારોઉપર મનુષ્યનું સ્વામિત્વ હોય છે. નૃપત્વના વિચારોનેમાટે ત્યાં રાજગાદીની લેશ પણ અગત્ય હોતી નથી. છાણવાળી ગંધાતી જગામાં મનુષ્ય રોળાતો હોય તોપણ અંતરમાં ઉપજાવેલા આભાસવડે તે નૃપત્વનું સુખ ભોગવી શકે છે, સર્વોત્કૃષ્ટ અભ્યુદય અથવા મુક્તિ, અંતરમાંથી આભાસો પ્રકટાવીને જ્યારે વિચારને બદલવામાં આવે છે, ત્યારે જ અનુભવમાં આવે છે.

પોતાના બ્રહ્મપણાને પ્રત્યક્ષ જોઇને અર્થાત્ બ્રહ્મસ્વરૂપ વિષયનો પ્રત્યક્ષ સંબંધ કરીને, કોઈ પણ બ્રહ્મીભૂત સ્થિતિને પામ્યું હોય એવું આજ સુધી બન્યું નથી. બ્રહ્મીભૂત સ્થિતિનો અનુભવ કરવાને માટે પોતાના બ્રહ્મત્વનો આભાસ અંતઃકરણમાં રચવો જોઇએ-નિત્ય રચવો. જોઇએ—અખંડ રચવો જોઇએ. અને આ આભાસ જ અંતઃકરણમાં બ્રહ્મત્વની ઉંડી છાપ પાડી બ્રહ્મત્વના વિચારોને અખંડ સ્ફુરાવી અંતમાં મનુષ્યને પોતાના બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે.

અંતરમાં સ્વતઃ ઉપજાવેલો આભાસ અથવા યોગની પરિભાષામાં કહીએ તો ધારણા અને તેની વૃદ્ધિંગત કળા જે ધ્યાન, તે જ વિચારને બદલવાનો સાચો અને સબળ ઉપાય છે.

વિચારોને બદલવાના બે પ્રકાર આપણે સ્પષ્ટ કર્યા: એક જૂદી જાતના બાહ્ય વિષયોના સંબંધથી, અને બીજો અંતરમાં સ્વતઃ ઉપજાવેલા આભાસથી. આ બે પ્રકારમાંથી ગમે તે પ્રકારવડે જ્યારે જ્યારે વિચાર સ્થિરપણે બદલાય છે, ત્યારે આપણને પ્રાપ્ત સ્થિતિ બદલાય છે.

માંદા પડતાં મનુષ્યોનો મોટો ભાગ પ્રથમ પ્રકારવડે વિચારને બદલીને પુનઃ આરોગ્યને પ્રાપ્ત કરે છે. એ પ્રથમ પ્રકાર જો વિચારને બદલવાને સમર્થ નથી થતો તો મંદવાડ મટતો નથી.

લોકો માને છે કે હવાફેર કરવાથી રોગ મટે છે, પણ વસ્તુતઃ હવાફેર કરવાથી રોગ મટતો નથી, પરંતુ અન્ય સ્થાનનો સંબંધ થવાથી વિચારો બદલાવાથી રોગ મટે છે. સારી હવાવાળા સ્થાનમાં હું જાઉં છું, અને તેથી મને લાભ થશે, એ પ્રકારનો લાભ થવાનો નવો વિચાર રોગીના મનમાં પ્રથમ પ્રકટે છે. નવા સ્થાનમાં નવા લોક, નવાં ઘર, નવા દેખાવો, વગેરે સઘળું જ નવું નવું તેના જોવામાં આવે છે. પોતાના સ્થાનમાં જે નિત્ય સાંભળવામાં

આવતું હતું, તેનાથી નવી જ જાતનું તેના સાંભળવામાં આવે છે. તેની પરિચર્યામાં રહેનાર સર્વ પણ, હવે તમને ઝટ સારું થઈ જશે, એવા ભાવનાં જ વચનો તેના આગળ બોલે છે. આ સર્વ હેતુથી તેના પૂર્વના મંદવાડના, નિરાશાના, અને મને નહિ મટે એવી અશ્રદ્ધાના વિચારો બદલાય છે. નવી વાતોએ પ્રકટાવેલા નવા આભાસોની ઉંડી છાપ તેના હૃદયમાં પડે છે, અને તે એકલો પડે છે, ત્યારે તે પડેલી છાપપ્રમાણે જ પોતાને હવે સત્વર મટી જશે, એવા જ વિચારો કરે છે. આમ વિચારો બદલાવાથી જ, તેની રોગવાળી સ્થિતિ બદલાય છે; કંઇ નવા સ્થાનમાં રોગને ટાળનાર કોઈ નવું ચમત્કારિક તત્ત્વ રહેલું છે, માટે રોગ મટે છે, એવું છે.જ નહિ. સારી હવાવાળાં ગણાતાં નવાં સ્થાનોમાં, ખોટી હવાવાળાં ગણાતાં સ્થાનોકરતાં કોઈ ખાસ વિશેષ ગુણ રહ્યો હોય, એવું હોતું નથી. દરેક સ્થાનમાં તેનું તે જ જળ, તેની તે જ પૃથ્વી, તેનું તે જ વાતાવરણ, તેનો તે જ સૂર્યપ્રકાશ, અને તેનાં તે જ કુદરતી સામર્થ્યો રહેલાં હોય છે. કેટલાંક સ્થળોમાં બીજાં સ્થળોકરતાં હવા તથા જળ અધિક શુદ્ધ હોય છે, તથા આકાશ વાદળાંવિનાનું રહેતું હોવાથી સૂર્યપ્રકાશ વધારે સારો પડતો હોય છે, પણ તેવાં સ્થળોમાં એક જ્યારે ચઢીયાતા પ્રકારનું હોય છે, ત્યારે બીજું ઉતરતા પ્રકારનું હોય છે. વળી આપણે જ્યારે શુદ્ધ હવાવાળાં ગણાતાં સ્થળોમાં હવાફેરમાટે જઈએ છીએ, ત્યારે તે ઠેકાણાનાં મનુષ્યો બીજે સ્થળે હવાફેરમાટે જાય છે. **માથેરાન**, કે **ડુમસ**, કે **મહાબલેશ્વર**ની હવા જ્યારે આપણો રોગ ટાળતી કહેવામાં આવે છે, ત્યારે તે સ્થળોમાં માંદા પડતા મનુષ્યોને તે હવા કશો જ લાભ કરતી નથી. તેઓ વળી બીજી જગાએ જાય છે ત્યારે તેમનો વ્યાધિ મટે છે. આથી સારી હવાવાળું સ્થળ લાભ કરે છે, એવું કંઈ જ નથી, પણ સ્થળનો ફેરફાર લાભ કરે છે. કારણ કે સ્થળનો ફેરફાર મનઉપર નવી છાપ પાડે છે, અને તે છાપ વિચારોને બદલે છે, અને વિચારો બદલાતાં આખું શરીર બદલાય છે. નવા વિચારોથી જૂના વિચારોએ પ્રકટાવેલી રોગવાળી દુઃખદ સ્થિતિ નાશ પામે છે, અને રોગી સારો થાય છે.

આથી હવાફેરવડે રોગ મટાડવાને જેઓ બીજાં સ્થળોમાં જાય છે, તેઓ બાહ્ય વિષયના સંબંધથી વિચારને બદલવાના, અધ્યાત્મશાસ્ત્રના પ્રથમ પ્રકારનો આશ્રય લે છે. આ ઉપાય જો રોગીના મનઉપર જુદી છાપ પાડવામાં સફળ થાય છે, તો જ તેના વિચારો બદલાય છે, અને તો જ તેનો વ્યાધિ મટે છે. જો આ બાહ્ય ઉપાય રોગીના ઉપર નવી છાપ પાડતો નથી તો ભલેને તમે તેને **સીમલા**ની કે **નીલગિરિ**ની અત્યંત શુદ્ધ ગણાતી હવામાં લઇ જાઓ, તોપણ રોગીના ઉપર એક રતીભાર તે હવાની અસર થતી નથી; અને આ કારણથી જ કેટલાક મોટા લોકોને ડુમસની, **માથેરાન**ની કે **મહાબલેશ્વર**ની હવાએ પ્રથમ જેવો લાભ જણાવ્યો હોય છે, તેવો લાભ ત્રીજી વાર કે ચોથી વાર જ્યારે તેઓ માંદા પડી તે સ્થળોમાં જાય છે, ત્યારે જણાતો નથી. કારણ કે તે સ્થળોમાં વારંવાર જવાથી તેમને ત્યાં નવા જેવું કશું જ લાગતું નથી, અને તેથી તેમના વિચારો બદલાતા નથી.

ધંધો બદલવાથી, અને ઘર બદલવાથી પણ ઘણાના વ્યાધિ મટી જાય છે, તેનું કારણ આ જ છે. આનંદ ઉપજે એવું નાટક જોવાથી, તથા રસવાળી વાત, કે સુંદર ગાયન સાંભળવાથી, ઘણા રોગીઓનું દુઃખ ઓછું થાય છે, તેનું કારણ પણ આ જ છે. મનમાં ભરાઈ રહેલા જુના વિચારો નીકળી જતાં, અને તેમને બદલે આનંદના નવા વિચારો આવતાં શરીરમાં ફેરફાર થયા વિના રહેતો જ નથી.

બાળક પડી જાય છે, અને વાગવાથી જ્યારે તે ચીસો નાંખી રડતું હોય છે, ત્યારે તેને છાનું રાખવા તેના આગળ ઘુઘરો કે એવું જ કંઈ વગાડવામાં આવે છે, તેનું શું કારણ? એ જ કે તેના મનમાં ચાલતા વિચારને બદલવો, અને તેની પાસે નવો વિચાર કરાવવો. જો બાળકનો વિચાર બદલાવવામાં, બાહ્ય કૃત્રિમ ઉપાયથી માતા સફળ થાય છે, તો તેને ગમે તેવું વાગ્યું હોય છે, અને તે ગમે તેવી ચીસો નાંખતું હોય છે તોપણ તત્કાળ છાનું રહી જાય છે. બાળકના વિચારો કેવી રીતે તત્કાળ બદલવા, એ જે માતાને ઉત્તમ પ્રકારે આવડતું હોય છે, તે માતા પોતાના બાળકનું વિવિધ દુઃખોથી અનેક પ્રસંગે રક્ષણ કરી શકે છે.

મનુષ્ય જેવા વિચારો કરે છે, અથવા જેનું ધ્યાન ધરે છે, તેવો જ તે થાય છે. આથી કરીને સારી હવાવાળા સ્થાનમાં જવા છતાં પણ જો તમે તમારા વતનમાં જેવા રોગના વિચારો કર્યા કરતા હતા, તેવા જ ત્યાં પણ કર્યા કરો છો, તો તે સારી હવાવાળા સ્થાનમાં સઘળી જ અનુકૂળતા છતાં પણ તમે 'એ ભગવાન્ એના એ' જ રહો છો.

જ્યારે વિચારો બદલાવાથી આ પ્રમાણે આપણી સ્થિતિ બદલાય છે, તો પછી ઘેર બેઠે જ જો આપણે વિચારોને બદલી શકતા હોઇએ, અને તેમ કરીને આપણી સ્થિતિ સુધારી શકતા હોઇએ, તો પછી શા માટે મહાબળેશ્વર કે માથેરાન નકામું ટીચાવા જવું, અને સમયનો અને દ્રવ્યનો વ્યર્થ ભોગ આપવો? પરંતુ ઘેર બેઠે વિચારો બદલવાનું કાર્ય અભ્યાસ અને આગ્રહથી સિદ્ધ થઈ શકે એવું છે. બાહ્ય વિષયોના સંબંધવિના અંતરમાં આભાસ પ્રકટાવવાથી એ સિદ્ધ થઈ શકે એવું છે; અને અંતરમાં ઇચ્છેલો આભાસ પ્રકટાવવો, એ એક કળા છે. અને જેટલી જેટલી કળાઓ છે, તેમાં કુશળતા એક દિવસે પ્રાપ્ત થતી નથી. તેમાં સમય, પ્રયત્ન, આગ્રહ અને ઉત્સાહની અગત્ય રહે છે.

(અપૂર્ણ).

---

# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनउपर थती असर.

(અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૩૭ થી)

કોઈ નવી વાતનો પક્ષ આ રાશિનાં મનુષ્યો વગરવિચાર્યે ઝટ દઇને કરે છે. તેઓમાં એટલો બધો ઉત્સાહ અને આવેશ હોય છે અને એટલી બધી ઉતાવળથી તેઓ કોઈ વિષયમાં નિર્ણય બાંધી દે છે કે તેથી તેઓ ઘણી વાર ભારે સંકડામણમાં આવી પડે છે. પુખ્ત વિચાર ન કરવાનો જ આ પરિણામ હોય છે. ઠરીને વિચાર કરવાનો અથવા ઠરીને વ્યવસ્થાથી કામ કરવાનો તેમને ભારે અણગમો હોય છે. તેઓને ક્વચિત્ જ ગુસ્સો ચઢે છે, પણ જ્યારે ચઢે છે ત્યારે તેઓ ન બોલવાનું સઘળું જ બોલી બેસે છે. તેઓનો ક્રોધ ભારે વંટોળીયાજેવો હોય છે, અને તે ઉતરી ગયા પછી ઘણા દિવસસુધી તેની અસર રહે છે.

તુલારાશિનાં મનુષ્યોને અતિશય ચિંતા અને અધૈર્યથી જ્હરના તથા જ્ઞાનતંતુની નિર્બળતાના ભારે વ્યાધિઓ થાય છે. આવા વ્યાધિઓ જ્યાં સુધી તેઓ તેમના પશુસ્વભાવને નથી જિતતા, અને વિષયસુખોમાં આસક્તિવાળા રહે છે, ત્યાં સુધી જ તેમને થાય છે. જ્યારે તેઓ વિષયની પ્રીતિ ત્યજે છે, અને પોતાના આત્મસ્વરૂપના ચિંતવનવડે આત્મામાં પ્રીતિવાળા થાય છે, ત્યારે તેઓ આ વ્યાધિઓને તેમ જ બીજા ગમે તે વ્યાધિને જિતી શકે છે.

શરીર એ જડ છે, અને ચૈતન્યને અધીન છે, તેથી પોતાને ચૈતન્યસ્વરૂપ જાણનાર શરીરનાં સઘળાં દુઃખોઉપર વિજય મેળવે છે.

આ રાશિનાં મનુષ્યોએ નજીવી જણાતી બાબતોમાં પણ વ્યવસ્થાથી કામ કરવાની ટેવ પ્રયત્નથી પાડવી જોઇએ. બીજાઓને શાંતિ અને સુખ થાય એવા કોઈ પણ કાર્યને તેમણે તુચ્છ ગણવું ન જોઇએ. પોતાના અશાંત અને ઉતાવળીયા સ્વભાવથી બીજાને અશાંતિ અને અસુખ થતું હોવાથી તેમણે સર્વદા શાંત અને આનંદી સ્વભાવવાળા રહેવું જોઇએ. પોતાના ગુણની બીજાઓ કદર કરે અને સ્તુતિ કરે, એ ઇચ્છાને તેમણે સર્વદા દબાવવી જોઇએ, અને પરોપકારનાં કૃત્ય આ ઇચ્છાથી પ્રેરાઇને તેમણે કદીજ કરવાં ન જોઇએ. હદઉપરાંત ઉત્સાહથી પડી ગયેલી બહુ વધારીને બોલવાની ટેવનો તેમણે જય કરવો જોઇએ, અને હૃદયમાં ઉઠતા પ્રત્યેક વિચારઉપર અને મુખમાંથી બહાર નીકળતા પ્રત્યેક શબ્દઉપર બહુ સખ્ત દેખરેખ રાખવી જોઇએ.

આ રાશિનાં મનુષ્યોએ પ્રતિદિન એકાંત શાંત સ્થળમાં થોડો સમય પણ ધ્યાનનો અભ્યાસ સેવવાની બહુ જ અગત્ય છે. પ્રસંગોપાત્ત તેમણે નદી, સમુદ્ર, પર્વત, અથવા વનના શાંત પ્રદેશોમાં જવું જોઇએ, અને ત્યાં વિચારમગ્ન અથવા ધ્યાનમગ્ન થવું જોઇએ. આવા પ્રકારની પ્રવૃત્તિથી જે શાંત વિશ્રાંતિની તેમને અત્યંત અગત્ય છે, તે તેમને મળે છે, એટલું જ નહિ, પરંતુ તેમના અંતઃકરણમાં દૈવી જ્ઞાન સ્ફુરવાના સંભવો આવે છે. ધ્યાનની અથવા તત્વવિચારમય સ્થિતિમાં જીવનતત્વના અને જ્ઞાનના પ્રકાશના મહાપ્રવાહો તેમના પ્રતિ વહ્યા આવે છે. નિવૃત્તિના સમયમાં તેમણે કળા, સાહિત્ય, અધ્યાત્મવિદ્યા, તથા ગૂઢ વિદ્યાઓનો અભ્યાસ કરવો જોઇએ. સંગીતવિદ્યા તેમને બહુ જ લાભ કરે છે, તેથી આગ્રહથી તે તેમણે સિદ્ધ કરવી જોઇએ. નીચી પશુની ભૂમિકામાં લોટતા આ રાશિનાં મનુષ્યોને પણ સંગીત ઘણી વાર અધમ સ્થિતિમાંથી ઉંચી સ્થિતિએ ચઢવાનું, તથા સુખ, શાંતિ અને આનંદ પ્રાપ્ત કરવાનું સાધન થઇ પડે છે.

મહત્વની બાબતોનો નિર્ણય આ રાશિનાં મનુષ્યોએ સર્વદા એકાંતમાં જ કરવો; કારણ કે સહવાસમાં બીજાના સબળ મનની અસર તેમના ઉપર થોડાઘણા પ્રમાણમાં થયા વિના રહેતી જ નથી.

ધાર્મિક વૃત્તિવાળા થવાથી કેવા મહાપુરુષો થવાનો, તથા કેવી ચમત્કારિક શક્તિઓ પ્રાપ્ત થવાનો તેમને સંભવ છે, એ જો આ મનુષ્યોના સમજવામાં યથાર્થ આવે તો પોતાના દુર્ગુણોનો જય કરવામાટે અને ઉચ્ચ સદ્ગુણો પ્રાપ્ત કરવાને માટે આ મનુષ્યો એક ક્ષણની પણ આળસ કરે નહિ. આધ્યાત્મિક સંવેદનને પ્રાપ્ત કરનાર શક્તિના સ્વરૂપને તેમણે ઓળખવું જોઇએ, અને તેને લક્ષપૂર્વક કેળવવી જોઇએ. અંતરમાં સહજ ઉપલબ્ધ થતા વેદનમાં, આધ્યાત્મિક વેદનમાં, અને બાહ્ય વિષયોના સંબંધથી થતા વેદનમાં (જ્ઞાનમાં) કેટલો ભેદ છે, તેનું પૂર્ણ જ્ઞાન તેમણે પ્રાપ્ત કરવું જોઇએ. આ જ્ઞાન એક વાર તેઓ પ્રાપ્ત કરે છે તો પછી તેઓ લગભગ સર્વજ્ઞજેવા જ થઇ રહે છે. આથી કરીને તુલારાશિનાં મનુષ્યો ! ધૈર્યને, વિશ્રાંતિને અને ધ્યાનને સેવો, અને તમારા અભ્યુદયનો અવધિ નથી.

તુલા અને ધનરાશિનાં મનુષ્યોનાં લગ્નથી થનાર પ્રજા બહુ જ બુદ્ધિશાલી નીવડે છે. તુલા અને કુંભરાશિનાં સ્ત્રીપુરુષની પ્રજા શરીરે અધિક બળવાન અને તીવ્ર મતિવાળી થાય

છે. તુલા રાશિવાળાએ મીન રાશિની સાથે કદી પણ લગ્ન ન કરવું જોઇએ. અને આશ્ચર્ય જેવું તો એ છે કે મીનરાશિનો પુરુષ બહુધા તુલારાશિની સ્ત્રીસાથે જ લગ્ન કરે છે. મીન રાશિવાળા હમેશાં, અમુક કાર્ય કરવાનો શો હેતુ, તેનો વિસ્તર ફુલાસો માગે છે. તુલા રાશિવાળો કવચિત્ જ હેતુ અને ખુલાસો આપી શકે છે. આથી ઘરમાં નિત્ય કંકાસ અને નિત્ય લડાઇ થાય છે. તુલા રાશિવાળાએ કન્યારાશિવાળાની સાથે પણ લગ્નનો સંબંધ કદી બાંધવો નહિ; કારણકે કન્યા રાશિનાં મનુષ્યો જો સુશિક્ષિત હોય છે તો બહુ જ ચીપાશીયા અને જેમાં તેમાં ખોડખાંપણ જોનારા હોય છે. મેષ રાશિનાં અને તુલા રાશિનાં મનુષ્યોને અત્યંત ગાઢ પ્રેમ બંધાય છે.

તુલા રાશિનાં બાળકોના સ્વરૂપને બહુ જ થોડા મનુષ્યો સમજી શકે છે. તેઓ કાં તો અતિશય પ્રમાણિક અને ભલાં હોય છે, અથવા તો બહુ જ અવિશ્વાસપાત્ર, તોખા મિજાજનાં અને ઝટ દુરાચારમાં પ્રવેશે એવાં હોય છે. તેઓના ઉપર આધ્યાત્મિક અસરો બહુ જ સત્વર થાય છે. ઘણે પ્રસંગે તેઓ એવી વાતો કહે છે, અને એવાં કામો કરે છે કે જેનાં કારણો તેઓ આપી શકતાં નથી, અને તેથી તેમનાં માબાપોને અથવા રક્ષકોને બહુ જ ચિંતાનાં કારણ થઇ પડે છે. વિવિધ દૃષ્ટિબિંદુથી કુદરતના સઘળા નિયમોનું ખાસ જ્ઞાન આપવાની તેમને જરૂર છે. યુવાવસ્થા આવવા પૂર્વે પ્રજોત્પત્તિના નિયમો તેમને પૂર્ણ રીતે સમજાવવા જોઇએ. મિથ્યા વિવેકથી તે જ્ઞાનથી તેમને કમનસીબ ન રાખવાં જોઇએ. તેઓ બહુ ગુસ્સામાં હોય ત્યારે તેમની ભૂલો તેમને દર્શાવવાનો પ્રયત્ન કદી પણ ન કરવો, પણ તેઓ ઠંડાં પડે ત્યાં સુધી વાટ જોવી, અને ત્યાર પછી પણ બહુ જ પ્રેમથી અને કોમળ સ્વરે તેમના દોષો તેમને કહેવા. આવી પ્રેમવાળી વર્તણુકની તેમના ઉપર બહુ જ સારી અસર થાય છે, અને તેઓ સુધરવાનો દૃઢ નિશ્ચય અને પ્રયત્ન કર્યા વિના રહેતાં જ નથી. આ નાનાં બાળકોમાં નવી શોધો કરવાની સ્વાભાવિક બુદ્ધિ હોય છે. તેમનામાં નવા વિચારો કરવાનું અને નવી યોજનાઓ ઘડવાનું સામર્થ્ય હોય છે, એટલું જ નહિ, પરંતુ બીજી રાશિઓનાં બાળકોકરતાં તેમનામાં યાંત્રિક શક્તિ ખાસ અધિક હોય છે. જ્યાં સુધી તેઓ કેવળ આડે રસ્તે ન જતાં હોય ત્યાં સુધી તેમને તેમની મરજીપ્રમાણે વર્તવા દેવાં, એ વધારે સારૂં છે. તુલા રાશિના બાળકની ઘડીએ ઘડીએ ભુલો કાઢવી અથવા તેને શિક્ષા કરવી, એ તેનામાં રહેલી અસાધારણ બુદ્ધિને છુંદી નાંખવા બરાબર છે. ઘણે પ્રસંગે આ બાળકોમાં તેમનાં માબાપ અથવા વડિલોકરતાં પણ વધારે સાચું જ્ઞાન હોય છે. તેઓના ઉપર જન્મથી જ સૂર્યના, તથા ગ્રહોના એવા સૂક્ષ્મ પ્રવાહ નિરંતર આવ્યા કરતા હોય છે કે તેથી તેમના જોવામાં, સાંભળવામાં તથા અનુભવવામાં જે જે આવે છે તેનું તેમની આજુબાજુનાં મનુષ્યોને લેશ પણ ભાન હોતું નથી. જ્યારે તેઓના મનની કલ્પનાઓને અને પ્રકાશનોને હસી કાઢવામાં આવે છે ત્યારે તેઓ ઠગતાં શીખે છે. પ્રેમથી અને વિવેકથી તેમની વાતો સાંભળવી, અને તેમની સાથે કઠોર ઉપાય ન યોજતાં પ્રેમવાળા અને વિવેકવાળા ઉપાયો યોજવા.

તુલા રાશિનું બુદ્ધિસામર્થ્ય અમર્યાદ હોય છે, અને તેને યોગ્ય પ્રકારે કેળવવામાં આવે છે, ત્યારે તેનાં સર્વોત્કૃષ્ટ ફળ ઉદ્દભવે છે. આ રાશિમાં જન્મેલો મનુષ્ય, જો ઉચ્ચ થવાનો પ્રયત્ન ન કરે તો તે ખરેખર મૂર્ખશિરોમણિ જ છે.

આ રાશિનો સ્વામિ શુક્ર છે. પુલક ( લસણીયો ) અને હીરા, એ તેનાં રત્નો છે. કાળો, લોહિત ( ઘેરો લાલ ), અને આછો આસ્માની એ તેના રંગો છે.

## તુલા રાશિમાં જન્મેલાં મનુષ્યોને હિતકર બોધ.

તમે સ્વભાવથી જ આગ્રહી અને કાર્ય કરવાની યોગ્યતાવાળા છો, અને તેથી સંસારમાં સર્વોત્તમ ઉદય પ્રાપ્ત કરી શકો એમ છે. તમારામાં દીર્ઘદષ્ટિ અને વિવેકશક્તિ ઉત્તમ પ્રકારનાં છે, તેથી તમે ઉત્તમ વ્યાપારી થઇ શકો તેમ છે. વિદ્વાન્, લેખક, વક્તા, કે શિક્ષાગુરુ થવાનું તમને મન થાય તો તમારી એ ઇચ્છાને અવશ્ય અનુસરજો, કારણ તે સર્વ થવાની તમારામાં યોગ્યતા છે. તત્ત્વવિદ્યા અને ગૂઢ વિદ્યાઓના અભ્યાસથી તમને બહુ લાભ થશે. આ સંસાર શું છે, આપણો જન્મ શા માટે તેમાં થયો છે, પૂર્વે આપણે કયાં હતા, અને હવે કયાં જઇશું, એ વગેરે આધ્યાત્મિક વિષયોના અભ્યાસઉપર તમારા ઉદયનો મુખ્ય આધાર રહેલો છે. 'એવી કયી વસ્તુ છે કે જે જાણવાથી સર્વનું જ્ઞાન થાય છે,' એ વાકયઉપર નિત્ય વિચાર કરીને તે વસ્તુનું જ્ઞાન મેળવવા તમે પ્રયત્ન કરશો તો આ જગતમાં તમારા યશના પોબાર છે.

જેટલું બને તેટલું જ્ઞાન મેળવવાનો જ તમારે તો નિત્ય પ્રયત્ન કર્યા કરવો. તમારે પ્રત્યેક કામ નિર્ભયતાથી અને હિંમતથી કરવું, અને નિષ્ફળતા, વિઘ્ન અથવા વિપત્તિ આવતાં લેશ પણ ચિંતા કદી ન કરવી. તમારાં પાછલાં કૃત્યોમાટે તમે ખેદ કરવા માંડશો, અથવા ભય કે સંશયને સેવી તમારા બળનો ક્ષય કરશો તો તમે બહુ જ દુઃખી થશો. પ્રયત્ન કરવા પૂર્વે, મને અવશ્ય વિજય મળશે, એવા નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરજો, અને તમને સર્વદા વિજય જ મળશે. તમારી રાશિના મનુષ્યો જુગારી થાય છે, તેથી સાવધ રહેજો. એ દુષ્ટ વ્યસનમાં, તમને લાભ જણાય તોપણ ફસાશો નહિ. તમારે માટે ઉત્તમ ધંધા બીજા ઘણા છે, માટે આબરૂવાળો ધંધો કરજો.

તમારા વિકારોને અને વાસનાઓને વશમાં રાખશો તો જ્યાં જશો ત્યાં તમે અદ્ભુત પ્રતાપને પાડશો. બહુ સાહસિક ન થશો, તેમ બહુ બીકણબિલાડી ન થશો. મધ્યનો માર્ગ પકડજો. દેવું કદી કરશો નહિ. જાતે ઉપાર્જન કરેલું જ ખર્ચવાનો સ્વભાવ રાખજો. ધાર્મિક વૃત્તિવાળા થવાથી તમે તમારું તેમ જ જગતનું અત્યંત હિત કરશો, માટે મોજમજાના કાદવમાં પચી ન રહેશો. શાંતિના સમયમાં તમારામાં અદ્ભુત બળ રહેતું હોવાથી તથા તે જ સમયમાં તમે આશ્ચર્યકારક કામો કરી શકતા હોવાથી નિરંતર શાંત રહેજો, અને તે માટે શાંત સ્થળોને તથા શાંત ક્રિયાઓને સેવજો. ચિંતા નહિ કરો ત્યાં સુધી તમને પુષ્કળ પૈસા મળ્યે જશે, માટે પૈસાનો ઘણો વિચાર કરશો નહિ.

ઉતાવળીયાપણું અને સ્તુતિઉપર પ્રીતિ તમારા મોટા દોષ છે, માટે તેમનો જય કરજો. તમારે અવિવાહિત કદી પણ ન રહેવું.

## કન્યારાશિ અને તુલારાશિનો સંધિસમય.

તુલારાશિ સપ્ટેંબરની ૨૩ માએ બેસે છે, અને તેનો પૂરેપૂરો પ્રવેશ થતાં છ દિવસ લાગે છે, તેથી સપ્ટેંબરની ૨૩ મીથી તે ૨૯ મી તારીખસુધીમાં જેમનો જન્મ થયો હોય છે, તેઓનો કન્યા અને તુલારાશિના સંધિસમયમાં જન્મ થયેલો ગણાય છે. આ સંધિસમયમાં જન્મેલા મનુષ્યોને ઘરની બહાર ફરવું બહુ ગમે છે. આ મનુષ્યો બહુ રમ્ય અને ચિત્તાકર્ષક સ્વભાવના હોય છે. તેઓ અત્યંત નિઃસ્વાર્થી અને ઘણા જ માયાળુ સ્વભાવના હોવા

છતાં, બીજાઓ તેમની પાસેથી પોતાનું કામ સહેલાઈથી કઢાવી શકતા નથી. પતિતરીકે અથવા પત્નીતરીકે તેઓ અમર્યાદ પ્રેમને દર્શાવે છે. પ્રતિકૂલ લગ્ન થઈ ગયું હોય છે તો તેઓ તે વાત પોતાના મનમાં જ રાખે છે, અને પ્રતિકૂલ મનુષ્યથી જેટલો બને તેટલો નિભાવ કરી લેઈ, પોતાના ધંધામાં, અથવા વિદ્યાવિષયક પ્રવૃત્તિમાં અથવા મોજમજામાં પોતાનું ચિત્ત નાંખે છે. કુદરતને તેઓ પોતાનો સર્વોત્તમ મિત્ર ગણે છે. તેઓ ભારે પ્રવાસ કરનાર હોય છે. તેઓનાં દુઃખો અને નિરાશાનો વિસારો થવામાં પ્રવાસ તેમને મદદગાર થઈ પડે છે. જગતમાં સૌંદર્ય તેમની દૃષ્ટિએ પડતાં તેઓ નિરંતર તેને સમજી જાય છે. ઘરની તથા વસ્ત્રોની મનોહર વ્યવસ્થા કરવાની ઉત્તમ શક્તિ તેઓનામાં રહેલી હોય છે.

(અપૂર્ણ.)

---

# योगिनी.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૪૭ થી. )

નિયમપ્રમાણે એક પ્રહરસુધી પૂર્વોક્ત ક્રિયાઓ સાધ્યા પછી હું જાગ્રત્ થયો, અને યોગિની પણ મારી સાથે જ જાગ્રત્ થઈ. પછી સંયમશાળાનો ત્યાગ કરી અમે અમારા બેસવાઉઠવાના સ્થળમાં આવ્યાં.

પછી દવાખાનામાં જવાનો સમય થયેલો હોવાથી હું ત્યાં જવાની તયારી કરવા લાગ્યો. એટલામાં જીવી પોતાના બાર માસના બાળકને તેડીને ત્યાં આવી અને યોગિનીના મુખઆગળ તેને ધરીને બોલી, બા ! આ મારા રણછોડીયાના માથાઉપર તમારો હાથ મેલો કે તેનો જન્મારો સુખમાં જાય. યોગિનીએ પ્રસન્નતાથી જીવીના પુત્રને પોતાના ખોળામાં લીધો, અને તેનાં નેત્રસામું પૂજ્યભાવથી અવલોકતાં તથા તેના કોમળ શરીરઉપર પોતાનો કોમળ હસ્ત ફેરવતાં આ પ્રમાણે બોલી :—

" અવિનાશી પરમેશ્વરને નિવાસ કરવાનું, મનુષ્યના આકારનું આ એક નાનું મનોહર મંદિર છે. આ નાના શરીરમાં, જેમ વડના બીજમાં આખું વડનું ઝાડ રહ્યું છે, તેમ મનુષ્યનાં દેવનાં તથા ઈશ્વરનાં સર્વ ઉચ્ચ ગુણો તથા લક્ષણો બીજરૂપે રહ્યાં છે. અહો ! આ નાના મસ્તકમાં, ભવિષ્યમાં અસાધારણ વિકાસને પામનારી જે આશ્ચર્યકારક શક્તિઓ રહેલી છે, તેની કલ્પના કરવાને આજે કોણ સમર્થ છે ? તુચ્છ અને નિરાધાર સરખા જણાતા આ શરીરના આંતર પ્રદેશમાં, કાદવમાં દટાયલા મણિની પેઠે, જે મહામૂલ્યવાન્ જ્યોતિ પ્રકાશે છે, તેના અસ્તિત્વને પણ કેટલા થોડા મનુષ્યો જાણે છે ! અહો દિવ્ય જ્યોતિ ! આપને હું પ્રણામ કરું છું, અને આપની મહાતેજસ્વી દ્યુતિવડે આ શરીરના આયુષ્યને દીપ્તિમાન્ કરવા આપને પ્રાર્થના કરું છું."

યોગિની આ વચનો બોલતી હતી તે સમયે જીવી તેના સામું ટગરટગર જોયા કરતી હતી. તે જે બોલતી હતી, તેમાંનો એક અક્ષરસરખો પણ તેને સમજતો ન હતો, તથાપિ પોતાના પુત્રની યોગિની સ્તુતિ કરતી હતી, એટલું તો તે સમજતી હોય, એમ તેના મુખઉપર ભાસતા પ્રસન્નતાના ભાવથી સ્પષ્ટ થતું હતું. પછી યોગિનીએ જીવીતરફ જોઇને કહ્યું,

બ્હેન ! આ તારા પુત્રને મોટામાં મોટો માણસ કરવો કે ગરીબ નોકર રાખવો, એ તારા પોતાના હાથમાં છે. તું તેને જેવો કરીશ, તેવો તે થશે. ખેડુત જમીનને જેવી ખેડે છે, અને તેમાં રોપેલાં વૃક્ષને જેવી સંભાળથી ઉછેરે છે, તેવો તેમાં પાક થાય છે. બાળકોનું પણ એમ જ છે. તારા આ રણછોડને અહિં નવરાશે મારી પાસે લાવતી રહેજે, અને આપણે તેનામાં રહેલા રણછોડરાય પોતાના ખરા સ્વરૂપનો પ્રકાશ કરે એવી મહેનત કરીશું. જીવી કશું જ સમજી નહિ, તોપણ પોતાના લાભનું યોગિનીએ કંઇંક કહ્યું, એમ સમજી પ્રસન્ન થઇને ત્યાંથી જતી રહી.

યોગિની અને જીવીવચ્ચે આ પ્રસંગ ચાલતો હતો, એટલામાં હું વસ્ત્ર સજીને તૈયાર થયો. મને વસ્ત્ર સજીને બહાર જવાની તૈયારી કરતો જોઈ યોગિની બોલી, ભગવન્ ! આપ દવાખાનામાં પધારો છો, નહિ વાર ? મને આજ્ઞા થાય તો હું પણ સાથે આવું.

તેનો પ્રશ્ન સાંભળી હું વિચારમાં પડી ગયો. પછી એક ક્ષણ રહી બોલ્યો, તું મારી સાથે આવવા શા માટે ઇચ્છા કરે છે ?

તે બોલી, આપના કર્ત્તવ્યમાં આપને મદદ કરવા. રસોઇ કરવાનું કામ તો આપણો રસોઇયો ભાનુશંકર કરે જ છે, એટલે મારે હવે આપને મદદ કરવા વિના બીજું કશું જ કર્ત્તવ્ય અહિં જણાતું નથી.

મેં કહ્યું, હા, તારે ઘેર કશું જ કરવાનું નથી, એ ખરૂં છે. અને પુરુષોનાં વિવિધ કાર્યોમાં સ્ત્રીઓથી જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં તેમને મદદ કરવી એ તેમનો સ્વધર્મ છે, એ પણ તેટલું જ ખરૂં છે. પણ તને હું મારી સાથે દવાખાનામાં લેઈ જાઉં, એ લોકાચારથી વિરુદ્ધ છે, તેનું કેમ ?

તે બોલી, ભગવન્ ! પુરુષ જે જે વિવિધ વ્યવહારો ઘરમાં અને ઘરબહાર કરે, તેમાં તેનું અર્ધું અંગ જે તેની પત્ની તે ન ભાગ લે તો તે લોકાચારથી વિરુદ્ધ છે, એ હું જાણું છું; પણ આપને આ લોકાચાર હિતકર અને અનુસરવા યોગ્ય લાગે છે ? શું એ કુદરતના નિયમથી વિરુદ્ધ નથી ? લોકાચારથી ડરીને અમને સ્ત્રીઓને પુરુષો પોતાના વિવિધ વ્યવહારોથી દૂર ને દૂર રાખ્યા કરશે, તો આપણા સમાજની ઉન્નતિનો સંભવ શું આપને સમીપ ભાસે છે ?

મેં કહ્યું, દેવિ ! હું જાણું છું કે તમને સ્ત્રીઓને અમો પુરુષોએ અમારા વિવિધ વ્યવહારોથી વેગળી ને વેગળી રાખવાથી આજે તમો સ્ત્રીઓમાં અને અમો પુરુષોમાં મોટો અંતર પડી ગયો છે. અમે પુરુષો જ્યારે કેટલીક બાબતોમાં ઉંચે ગગનમાં ઉડીએ છીએ ત્યારે તમે સ્ત્રીઓ નીચે કાદવમાં રોળાયા કરો છો. તમે અમારૂં અર્ધું અંગ છતાં અમારો કર્ત્તવ્યનો પ્રદેશ તમારાથી કેવળ જૂદો થઈ ગયો છે. બહારથી કામ કરીને ઘરમાં આવીને ખાવું, પીવું, અને કેટલાક દેહનિર્વાહક વ્યવહારો કરવા, એવા ક્ષુદ્ર વિષયમાં તમારો અને અમારો કર્તવ્યનો પ્રદેશ એક જેવો રહ્યો છે, પણ તે શિવાયની બીજી હજારો બાબતમાં તમારે અને અમારે આકાશ અને પાતાળજેટલું છેટું પડી ગયું છે. અમે પુરુષો શું કરીએ છીએ, આખો દિવસ શા વિચારો કરીએ છીએ, અમારી પ્રીતિના વિષયો શા છે, પૂર્વે કયા હતા અને હાલ શા છે, ભવિષ્યમાં પ્રતિદિન તેમાં કેવો ફેરફાર થતો રહે છે, એમાંનું કશું જ, અમારૂં અર્ધું અંગ તમે સમજી શકતાં નથી. અમારી માનસ શક્તિઓ કેળવાઇને ક્યાંપર્યંત આવી છે,

અમારી બુદ્ધિ પ્રતિદિન વિકાસને પામી કેવા કેવા નિશ્ચયોમાં રમણ કરતી થઇ છે, અને અમારૂં વર્તન કેવાં કેવાં પરિવર્તનો (ફેરફારો) ને ધરતું અમારા જીવનને ઊંચી દિશામાં બદલતું ચાલે છે, તેનું તમને સ્ત્રીઓને લેશ પણ ભાન હોતું નથી. અમે બહાર આપણા દેશના ઉદયની મોટી મોટી વાતો કરીએ છીએ ત્યારે તમને 'આપણો દેશ' એ બે શબ્દોમાં રહેલા ગંભીર અર્થનું સહસ્રાંશે પણ ભાન નથી. અમે પુરુષો કોન્ગ્રેસો, કોન્ફરન્સો, પરિષદો, મંડળો, વગેરે ભરીને આખા ભારતવર્ષને ખળભળાવીએ છીએ, ત્યારે અમારા જ અંગસાથે જોડાયલાં અમારાં અર્ધ અંગ જે તમે, તેમની બાહ્ય ઇંદ્રિયો તથા અંતર ઇંદ્રિયો જાણે જંગલના રોઝની જ ઇંદ્રિયો હોય તેમ અમારા પ્રયત્નના સ્વરૂપને પણ સમજવાને અસમર્થ રહે છે. અમે પુરુષો પૃથ્વીના ખુણે ખુણામાં શું થાય છે, તે જાણીએ છીએ, ત્યારે આ લોકમાં તથા પરલોકમાં અમારાં નિત્યસંગી જે તમે, તેમને પોતાના ગામમાં અને ઘરમાં શું થાય છે, તેનું પણ જ્ઞાન નથી. આ પ્રમાણે તમારી અને અમારી વચ્ચે કરોડો યોજનનું છેટું પડી ગયું છે, એ થોડું ખેદજનક નથી. અમારા જમણા પગમાં રુધિર વિજળીના વેગથી દોડે છે, અને અમારો ડાબો પગ પક્ષાઘાતથી રહી ગયો છે. અમે એક પગે લંગડખાનની પેઠે મોટા મોટા કુદકા ભરવા જઈએ છીએ, પણ અમારા પક્ષાઘાતથી પીડાતા ડાબા પગને લીધે અમે પછડાઇને જ્યાંના ત્યાં પડયા રહ્યા છીએ. અમે જે ભૂમિકામાં છીએ તે ભૂમિકામાં જ્યાં સુધી તમે આવશો નહિ, અથવા અમે તમને લેઈ જઇશું નહિ ત્યાં સુધી દેશનો ઉદય કરવાના અમારા સઘળા પ્રયત્નો ધૂમાડામાં બાચકા ભરવાજેવા છે, એ સિદ્ધાંત, પ્રિય દેવિ ! હું સારી રીતે સમજું છું, અને તેથી જ પુરુષે પોતાની ધર્મપત્નીના શારીરક લગ્નમાં લગ્નની સમાપ્તિ ન સ્વીકારતાં, માનસ લગ્ન અને આધ્યાત્મિક લગ્નમાં આગળ વધવું જોઇએ, એવા નિશ્ચયો હું વારંવાર પ્રકટ કરતો રહું છું; અને એ નિશ્ચયને લીધે જ આજે સંયમમાં મેં તને મારી સાથે રાખી હતી.

તે બોલી, આપના જ્યારે આવા ઉત્તમ નિશ્ચયો છે તો પછી દવાખાનામાં આપની સાથે મને આવવાની અનુમતિ આપવામાં આપ શા માટે સંકોચને સેવો છો ?

મેં કહ્યું, હે મધુરભાષિણિ ! હું સંકોચને સેવતો નથી.જ. બધા જ લોકાચાર અથવા રૂઢિઓ કાંઈ જ્ઞાનમૂલક હોતાં નથી. કેટલીક રૂઢિઓ તો અજ્ઞાનથી અથવા તો કોઈ રાષ્ટ્રિય કે સામાજિક વિપત્તિથી પ્રજામાં પ્રવેશી ગઈ હોય છે. તે વિપત્તિના સદ્ભાવપર્યંત તેવી રૂઢિનો પ્રવેશ ક્ષમા આપવા યોગ્ય ગણી શકાય, પણ પછી પણ જો તેવી અનર્થકર રૂઢિ પ્રજાના કંઠમાં તોકરૂપ થઈને રહી હોય તો બુદ્ધિમાન્ પુરુષોએ તેને વિદારવા ભાગીરથ પ્રયત્ન કરવો જ જોઇએ. સ્ત્રીઓને અંતઃપુરમાં પૂરી રાખવાની અને પુરુષોથી સેવાતા સર્વ વ્યવહારોથી દૂર રાખવાની ફરજ, પૂર્વે કોઇ હેતુથી પ્રજાને પડી હશે; પણ તેવો બળાત્કાર આજે ધર્મરૂપ છે, અથવા નીતિરૂપ છે, અથવા પ્રજાનું કલ્યાણ સાધનારો છે, એમ વિચાર કર્યા વિના પરાપૂર્વથી બંધાઈ ગયેલા નિશ્ચયોને આધારે માની રહેવું, એના જેવું અજ્ઞાન બીજું એકે નથી. અમારાં કર્તવ્યોમાં તમને સાથે ન રાખવાથી જેમ એક પક્ષથી અમે તમારી અવનતિ કરી બેઠા છીએ, તેમ અન્ય પક્ષથી અમે અમારી પણ અવનતિ કરી બેઠા છીએ. આથી અમારા વ્યવહારોથી તમને દૂર રાખવાનો લોકાચાર હું તો આપણા દેશની ઉન્નતિના મૂળમાં જ કુહાડાના પ્રહારજેવો ગણું છું, અને જેમ બને તેમ સત્વર તેને બદલવાના પક્ષવાળો છું. પરંતુ મારો

આ વિચાર તને કદાચ અનુકૂળ નહિ હોય, એવા અનુમાનથી મેં તે તારા આગળ પ્રકટ કર્યો ન હતો.

તેણે કહ્યું, ભગવન્ ! આપના વિચારોને સર્વ પ્રકારે અનુકૂળ થવું એ મારો સ્વધર્મ છે, અને તેથી મને પ્રતિકૂળ ભાસશે એવી શંકાથી આપના હિતકર વિચારો મને જણાવતાં આપ હવેથી સંકોચને નહિ સેવશો, એવી મારી પ્રાર્થના છે. આ પ્રસંગમાં તો આપના વિચારો મને સર્વાંશે જ સંમત છે. પૂર્વે બ્રાહ્મણવર્ણની સ્ત્રીઓ પોતાના પતિસાથે તેમના સર્વ વ્યવહારમાં ભાગ લેતી. તેઓ પોતાના પતિસાથે શાસ્ત્રોનો અભ્યાસ કરતી, તથા પ્રસંગે પોતાના પતિની મદદમાં રહીને સભામાં પંડિતોની સાથે વાદમાં પણ ઉતરતી. મંડનમિશ્રની પત્ની સરસ્વતીએ પોતાના પતિની મદદમાં રહીને શંકરાચાર્યની સાથે વાદ કરેલો સુપ્રસિદ્ધ છે. એ જ પ્રમાણે ક્ષત્રિય સ્ત્રીઓએ પોતાના પતિસાથે રાજ્યકાર્યોમાં તથા યુદ્ધોમાં પણ ભાગ લીધેલા પુરાણ વગેરે ઐતિહાસિક ગ્રંથોથી આપણે જાણીએ છીએ. વૈશ્ય વર્ણની સ્ત્રીઓ પણ વ્યાપારમાં તથા કૃષિકર્મમાં પોતાના પતિને મદદ કરતી, અને શૂદ્ર સ્ત્રીઓ પણ પોતાના પતિનાં કર્તવ્યોમાં તેમની સાથે જ રહેતી. આજે પણ ખેતીમાં, તથા ઘાંચી, મોચી, દરજી વગેરેના હલકા ગણાતા ધંધામાં સ્ત્રીઓ પતિની મદદમાં રહે છે જ. અર્થાત્ પુરુષના વિવિધ વ્યવહારમાં સ્ત્રીએ તેની સાથે રહેવું, એ કોઇ પણ પ્રકારે અનુચિત છે, એવું છે જ નહિ. ઉલટું પતિના વિવિધ વ્યવહારમાં સ્ત્રીના સાથે રહેવાથી જે ભૂમિકામાં પુરુષ હોય છે, તે જ ભૂમિકામાં સ્ત્રી પણ આવે છે, અને તેમ થતાં બંનેના વિચારો, બંનેના આશયો, તથા બંનેનાં કર્તવ્યો એક થઇ રહે છે. આ પ્રમાણે આશય વગેરેની એકતા થવાથી બંનેનું અંતર તૂટી જઈ બંનેમાં દૃઢ પ્રેમ બંધાય છે, અને તેમાંથી અનેક શુભ ફળ પ્રકટે છે. આ વગેરે કારણોથી આપના વિચાર મને સર્વાંશે માન્ય હોવાથી, મારા નિમિત્તે આપ આપની પ્રવૃત્તિ સંકોચવાળી નહિ જ કરો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

યોગિનીના અંતઃકરણની વિશેષ પરીક્ષા કરી જોવા મેં કહ્યું, હે સરળ અંતઃકરણવાળી ! તારી એમ જ ઇચ્છા છે, તો હું તને મારા વિવિધ વ્યવહારમાં મારી સાથે રાખીશ, અને આજે જ હું તને મારી સાથે આપણા ઔષધાલયમાં તેડી જઇશ. પરંતુ ઘણા મનુષ્યો કહે છે કે સ્ત્રીઓને આ પ્રમાણે પુરુષોના વ્યવહારમાં ભેળવવાથી બહુ અનર્થ થવાનો સંભવ આવે છે. તેઓ કહે છે કે એથી સ્ત્રીઓની મર્યાદાનો લોપ થાય છે, અને દુરાચારને વધવાના અસંખ્ય પ્રસંગો ઉભા થાય છે. હું તને મારી સાથે રાખીશ, તેથી આપણા સંબંધમાં તો આમ બનવાનો સંભવ આવે એમ નથી જ, તોપણ આપણી દેખાદેખી અન્ય મનુષ્યો કરે, અને તેમનામાં તેવા સંભવો ઉભા થાય, એ વિષે શું આપણે વિચાર કરવો યોગ્ય નથી ?

તેણે કહ્યું, ભગવન્ ! પોતાના પતિના વ્યવહારમાં પતિની સાથે, સ્ત્રીના ભળવાથી, અન્ય પુરુષોના સંબંધમાં સ્ત્રીઓને આવવાનું થવાનું, એ વાત સાચી છે, પણ તેથી અનર્થ થવાનો જે ભય દર્શાવવામાં આવે છે, તે એટલો બધો સબળ હોય, એમ મારું અંતઃકરણ સ્વીકારી શકતું નથી. અમો સ્ત્રીઓ સત્વર ભ્રષ્ટ થવાના સ્વભાવવાળી છીએ, એવો જે અમારી જાતિઉપર કેટલાક પુરુષોતરફથી આરોપ મૂકવામાં આવે છે, તે અમારી જાતિનું કારણવિનાનું અપમાન છે. ભ્રષ્ટ થવાનો અમારો જેટલો સ્વભાવ છે, તેના કરતાં શું પુરુષોનો ઓછો છે ? ઉલટા પુરુષો દુરાચરણમાં અમારા કરતાં સેંકડો દરજ્જે ચઢીયાતા છે, એમ

નરીક્ષણ કરનારને જણાયા વિના નહિ જ રહે. ખરૂં જોતાં પુરૂષોવડે પોતાની પત્નીઓતરફ ચલાવવામાં આવતું અયોગ્ય વર્તન, એ જ તેમને માટે અંશે દુરાચારમાં દોરનાર હેતુ હોય છે. જ્યાં પતિ પોતાની પત્નીમાં ઉચિત પ્રેમને ધરનારો હોય છે, અને પોતાની પત્નીસાથે પ્રેમવાળા વર્તનને સેવનારો હોય છે, તથા જ્યાં સ્ત્રીઓને બાલ્યાવસ્થામાં માતાપિતાતરફથી તથા મોટી ઉમરે પતિતરફથી યોગ્ય શિક્ષણ મળ્યું હોય છે, ત્યાં તો સ્ત્રીઓને દુરાચારી થવાનો લેશ પણ સંભવ આવતો નથી. વળી જ્યાં સ્ત્રીઓ પોતાના પતિવિના એકલી અન્ય પુરૂષોના સંબંધમાં આવવાની અયોગ્ય છૂટ લે છે, ત્યાં ક્વચિત આવા સંભવો ઉભા થાય છે; પણ યોગ્ય શિક્ષણને પામેલી, તથા પતિના સહવાસમાં પુરૂષોનાં મંડળમાં ભળનારી સ્ત્રીઓને પણ તેવા સંભવો આવે, એ વાર્તા પ્રમાણવાળી નથી. અપવાદરૂપ એવા પ્રસંગો ક્વચિત્ બને તે ઉપરથી આખી જાતિને વગોવવી, અને મર્યાદાના રક્ષણને નામે, સ્ત્રીઓને અજ્ઞાનમાં સડવા કરવા દેઈ, દેશોદયના સંભવનો નાશ કરવો, એ અત્યંત અવિચારભરેલું કાર્ય છે. રસોઈ કરતાં એક મનુષ્યે ઘર સળગાવી દીધું, માટે સઘળાં જ ઘરમાંથી ચુલા ખોદી નાંખવા, અને કોઇએ પણ અગ્નિ ન સળગાવવાનો કાયદો કરવા જેવું એ છે. પુરૂષોના સહવાસમાં આવ્યા વિના, અને પુરૂષોની સાથે પુરૂષોના વિચારપ્રદેશમાં અને કર્તવ્યપ્રદેશમાં પ્રવાસ કર્યાવિના સ્ત્રીઓની યોગ્યતા શી રીતે વધે ? અને સ્ત્રીઓની યોગ્યતા વધ્યાવિના પ્રજાની ઉન્નતિ શી રીતે થાય ? મર્યાદાના રક્ષણને નામે સ્ત્રીઓને પુરૂષોથી જ્યાં સુધી વેગળી રાખવામાં આવશે ત્યાં સુધી તેઓનાં અંતઃકરણની ઉંચી સ્થિતિ કદી પણ થનાર નથી, અને સ્ત્રીઓનાં અંતઃકરણ ઉચ્ચ થયા વિના, પુરૂષો ભલે વાતોના મોટા મોટા ફડાકા માર્યા કરે, પણ તેમનામાં ખરાં નરરત્નો કદી પણ પાકનાર નથી.

જરા શ્વાસ ખાઇને પુનઃ તે બોલી, ભગવન્! પુરૂષોના સંબંધમાં આવીને પુરૂષોના વ્યવહારમાં ભળવાથી અમે જો ભ્રષ્ટ જ થઇએ છીએ તો પછી વરઘોડાઓમાં, નાતિભોજનમાં, મરણસમયે રડવાના પ્રસંગોમાં અને એવા જ બીજા અનેક પ્રસંગોમાં અમને સ્ત્રીઓને શા માટે પુરૂષોની સાથે ભાગ લેવા દેવામાં આવે છે ? આવા પ્રસંગોમાં પુરૂષોની સાથે ભાગ લેવાથી અમે કેટલાં ભ્રષ્ટ થયાં ? આવા ક્ષુદ્ર પ્રસંગોમાં પુરૂષો અમને પોતાની સાથે રાખે છે, તો શા માટે જે પ્રસંગોમાં અમારૂં અંતઃકરણ અધિક ઉચ્ચ થાય, તેમાં ભેળવવામાં સંકોચને સેવે છે ? અમારી મદદવિના પુરૂષો આજે શામાં સફળ થયા છે ? તેઓ પ્રજામાં સ્વદેશપ્રેમ જાગ્રત કરવા આજે કેટલાં વર્ષોથી મથે છે ? ભારતવર્ષમાં વસતા સમગ્ર વર્ગોનું ઐક્ય કરવા શું તેઓએ થોડું શુંક ઉડાડ્યું છે, અને હજી ઉડાડે છે ? દેશમાં જ બનતી વસ્તુઓ પ્રજા વાપરતી થાય, એવું કરવા વર્તમાનપત્રો, વિદ્વાનો, અને વક્તાઓ શું થોડા ધમપછાડા કરે છે! અને આવી આવી સેંકડો બાબતમાં તેમનો પ્રયત્ન કેટલું થોડું ફળ ઉપજાવી શક્યો છે ? જે રોગનું ઔષધ કરવું જોઇએ, તેનું ઔષધ ન કરતાં, ત્રીજું જ કરવાથી આ પરિણામ આવ્યો છે, એ શું દીવાજેવું સ્પષ્ટ નથી ? અમે કે જે પ્રજાના આદિરૂપનો પાયો છીએ, તેમને વેગળાં ને વેગળાં રાખવાથી શી રીતે પુરૂષોના પ્રયત્નો સફળ થાય ? પ્રજાનાં અંતઃકરણને ઘડનાર જે અમે, તેઓ જો સ્વદેશપ્રેમમાં ન સમજીએ, ઐક્યના લાભમાં ન સમજીએ, દેશી વસ્તુઓ વાપરવાથી થતા હિતને ન જાણીએ તો પછી પ્રજા શી રીતે આ સઘળું સમજતી થાય ? તમારી સાથે અમને રાખીને પ્રથમ અમને તમારા જેવાં કરો, તમારા આશય તે અ-

મારા આશય કરો, તમારી ભૂમિકા તે અમારી ભૂમિકા કરો અને પછી પરિણામ જુઓ; પારતંત્ર્યાદિ બંધનોને બાળીને ભસ્મીભૂત કરનાર સ્વદેશપ્રેમનો અગ્નિ અમે ભારતવર્ષના એકે એક બાળકના અંતઃકરણમાં કેવો પ્રકટાવીએ છીએ તે! ભગવન્! પુરુષો ભલે પોતાને મિથ્યાભિમાનથી ગગનમાં ઉડવાને સમર્થ માને, પણ અમારી મદદવિના તેઓ પાંખવિનાના પક્ષીજેવા છે. આજે તેઓ ઉંચે ઉડવા તરફડીયાં મારે છે, પણ પાછા આવી આવીને જમીનસાથે પટકાય છે.

મેં કહ્યું, હે સુવિચારવતિ! તારું કહેવું અક્ષરશઃ સત્ય છે. સ્ત્રીઓનાં મન વિકાસને પામ્યા વિના, અવનતિનો અધિકાર ટળવાની આશા રાખવી એ વ્યર્થ છે. સ્ત્રીઓને ઘરમાં કૂવાના દેડકાની પેઠે પૂરી મૂકે, અને આડોશીપાડોશીના અને જ્ઞાતિજનોના કાથાકૂટીયા કરવામાં જીવન ગાળ્યા કરવા દીધાથી તેઓનાં અંતઃકરણનો અધિકાર લેશ પણ વધવાનો સંભવ નથી. તે જ પ્રમાણે નિશાળોમાં હાલ તેમને જેટલી કેળવણી મળે છે, તેટલી કેળવણીથી પણ તેઓ જોઇએ તેવી ઉચ્ચ થાય તેવી આશા નથી. કેળવણીની સાથે પુરુષોના સહવાસમાં તેમને આવ્યાવિના તેઓ ઉચ્ચ થઈ શકે તેમ નથી. પાશ્ચાત્ય પ્રજાઓની પેઠે અઘટિત છૂટ લેવાવાના પ્રસંગો આવવા દીધા વિના, સ્ત્રીઓને પુરુષોના સહવાસમાં આણી શકાય એમ છે, અને તેમ કરીને ઉત્તમ સહવાસના અનુપમ લાભો પ્રકટાવી શકાય એમ છે. દેવિ! ઇશ્વરેચ્છા તો ભવિષ્યમાં આપણા સહવાસમાં આવનાર સર્વને આપણે આપણા દૃષ્ટાંતથી તથા બોધથી આ ઉત્તમ સિદ્ધાંત સમજાવવા યત્નશીલ થઇશું, અને ભારતવર્ષની અબળાઓની અધમ સ્થિતિ સુધારવાને આપણાથી બનતું કરીશું. તત્કાળ તો, ચાલ, તું સત્વર તૈયાર થઇને આવ, આપણે ઔષધાલયમાં જઇએ; સમય થઈ ગયો છે. (અપૂર્ણ.)

---

# શ્વસનવિદ્યાકલા.

(અનુસંધાન ગયા વર્ષના પૃષ્ટ ૪૩૬ થી.)

## પ્રકરણ ૧૫.

### જાનુ અને પાદને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

ઘુંટણ અને પગમાં મકરરાશિની સત્તા પ્રવર્તે છે, તેથી આ ક્રિયા મકરરાશિ જે ૨૨ મી ડિસેંબરે બેસે છે, અને ૨૦ મી જાન્યુઆરીએ ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

સીધા ટટાર ઉભા રહેવું. પગને એકઠા અડેલા રાખવા. અંગુઠાને પરસ્પરથી સહજ છૂટા રાખવા. બને હાથ નીચા લટકતા રાખવા. પછી એક હાથનાં આંગળાં બીજા હાથના આંગળામાં નાંખવાં, અને તેમને મજબુત પકડીને હાથને સામા લાંબા કરી, સામે ઉભેલો માણસ આપણી હાથેળીઓને જુએ, એ રીતે તેમને ઉલટાવી નાંખવી. પછી હાથના અને પગના બનેના અવયવો તંગ કરવા. હાથને અને પગને લાકડાના જેવા સખત કરવાથી તેમના અવયવો તંગ થયેલા જણાશે. પછી જમણા પગના સ્નાયુને અધિક તંગ કરીને, પગને જમીનથી બે અથવા ત્રણ ઈંચ, કમરમાંથી ઉંચો કરવો. પગને ઘુંટણમાંથી વળવા દેવો નહિ, અથવા જ-

મણી કે ડાબી બાજુએ ઢળી જવા દેવો નહિ. સ્નાયુઓને તંગ કરીને જ પગને ઉંચો કરવો, પછી જમણા પગને નીચો મુકી ડાબા પગને તે રીતે કરવું. આ પ્રમાણે ફરી ફરી કર્યા કરવું. પગ ઉંચો કરતી વખતે પૂર્વે કહ્યાપ્રમાણે ફેફસાં વાયુથી પૂરેપૂરાં ભરવાં, અને પગ નીચો મુકતી વખતે અર્થાત્ અવયવો શિથિલ કરતી વખતે વાયુને બહાર કાઢવો. આખા શરીરને, ક્રિયા કરતી વખતે સીધું રાખવું, અને આમ તેમ ઝોલા ખાવા ન દેવું.

ક્રિયા કરતી વખતે મનને ધુંટણમાં અને પગમાં એકાગ્ર કરવું. તે અવયવો પુષ્ટ અને સુંદર ઘાટવાળા થાય છે, એવું ચિત્ર વૃત્તિમાં રચવું.

આ ક્રિયાસમયે નીચેનાં વિધિવાક્યોનો ઉપયોગ કરવો:—મારૂં રુધિર આખા શરીરમાં આ ક્રિયાથી અસ્ખલિતપણે વહે છે. હું અક્ષત યૌવન અને જીવનતત્ત્વથી ભરપૂર મને અનુભવતો જાઉંછું. મારામાં આ ક્રિયાવડે નવું જીવન ભરાતું જાય છે.

મેષ, કર્ક અને તુલા રાશિની ક્રિયાઓ કરતી વખતે, આ અવયવોને પોષનાર આ ક્રિયા જાણપણે કરતાં અડચણ નથી. ( અપૂર્ણ. )

---

## મરચાં, મીઠું વગેરે પદાર્થોના ઉપયોગથી થતી હાનિ.

મરચાં, મરી, રાઇ, ગરમમસાલા, મીઠું અને ખાંડ એ આરોગ્યને અત્યંત હાનિ કરનાર પદાર્થો છે. મનુષ્યજેવા બુદ્ધિમાન્ પ્રાણીથી આવા હાનિકારક પદાર્થોનો ઉપયોગ, તેની સ્વાદેન્દ્રિયની ભ્રષ્ટ સ્થિતિ જ સૂચવે છે. રાઈ, મરી અને મરચાં જેના સ્પર્શથી જીભ ચચરી ઉઠે છે, તેનો આહારમાં ઉપયોગ કરવા મનુષ્ય પ્રથમ કેમ પ્રેરાયો, એ જ આશ્ચર્યજનક છે. પરંતુ પ્રાણઘાતક અફીણ અને સોમલજેવાં વિષનો ઉપયોગ કરતાં તે પાછો હઠ્યો નથી, તો આ પદાર્થો ખાતાં તે અધિક વિચારનો ઉપયોગ ન જ કરે, એ સ્વાભાવિક છે.

ખાંડ એ શરીરને પોષણ આપનાર આહારનો પદાર્થ છે, પરંતુ તેનાથી મળતું પોષણ બહુ જ હલકા પ્રકારનું હોય છે. તેનો પુષ્કળ ઉપયોગ બહુ જ અનર્થ કરે છે. મીઠાઇના રૂપમાં ખાંડનો ઉપયોગ આરોગ્યનો ભારે વિનાશ કરનાર થાય છે. મીઠાઇથી પેટ ભરવું, અને ભુખ્યા રહેવું, એ બંને સરખું છે. ભુખ્યા રહેવાથી શરીરને જેમ નવું પોષણ મળતું નથી, તેમ મીઠાઈ ખાવાથી પણ મળતું નથી. ઉલટું ભુખ્યા રહેવાથી શરીરમાં રહેલાં રોગનાં કારણો બળી જાય છે, અને મીઠાઈ ખાવાથી તે વધે છે. નિત્ય ખાંડના પદાર્થોને પેટ ભરીને ખાનાર નિસ્તેજ મુખવાળા, નિર્બળ શરીરવાળા, અને દંતવિનાના મનુષ્યને, અથવા ખાટલે વશ પડેલા સંધિવાથી પીડાતા રોગીને, ખાંડ ખાવાનું વ્યસન છોડાવ્યા વિના, ઉત્તમ આરોગ્યને આપનાર કાંઈ પણ ઔષધ કે વૈદ્ય દુનિયામાં છે જ નહિ. આવાં મનુષ્યનાં મુખ અને શરીર શુદ્ધ રુધિરથી તેજસ્વી અને લાલ સુરેખ કદી પણ થતાં નથી. ખાંડ, શુદ્ધ રુધિર, અને પૂર્ણ આરોગ્ય, એ ત્રણે એક સ્થળમાં કદી જ રહેતાં નથી. હું નિત્ય પુષ્કળ ખાંડ ખાઉં છું, અને તોપણ મને કશું જ થતું નથી, અને મારા નખમાં પણ રોગ નથી, એવું કહેનારા સેંકડો મનુષ્યો મળી આવશે, પણ તેઓ પૂર્ણ આરોગ્ય કેવું હોય છે, તે જાણતા નથી. ખાંડના અધિક ઉપયોગની હાનિ, તેમને મોડીવહેલી જણાયાવિના રહેતી જ નથી.

મીઠું પણ તે જ પ્રમાણે હાનિ કરનાર છતાં ખાવાના પદાર્થોમાં પેશી ગયું છે: તે આહારનો પદાર્થ નથી, પણ ખનિજ વિષ છે. જઠરમાં આહારના પદાર્થો જેમ પચે છે, અને તે

માંથી પોષક તત્ત્વ લોહીમાં ભળી જાય છે, તેમ મીઠું કદી પણ પચતું નથી, અને લોહીમાં ભળતું નથી. જેવા રૂપમાં મનુષ્ય તેને ખાય છે, તેવા જ રૂપમાં, કશો પણ ફેરફાર થયાવિના તે, લોહીમાં ભળે છે, અને તેવા ને તેવા જ રૂપમાં શરીરમાંથી તેને પાછું બહાર કાઢી નાંખવામાં આવે છે. તે શરીરના ઉપયોગમાં એક રતીભાર પણ આવતું નથી. ઉલટું તેને બહાર કાઢી નાંખવાને માટે મૂત્રાશય ( Kidneys ) ને નિષ્પ્રયોજન પારવિનાની મહેનત પડે છે. આ નકામી મહેનતને લીધે જ ઘણા મનુષ્યોને મૂત્રાશયના વ્યાધિઓ થાય છે. નિર્બળ અથવા મંદ મૂત્રાશય હોવામાં મીઠાનો અધિક ઉપયોગ, એ પણ એક મુખ્ય કારણ છે. સંધિવા તથા કળતરના વ્યાધિમાં પણ મીઠાનો હદઉપરાંત ઉપયોગ, એ એક સબળ હેતુ હોય છે. શરીરમાં નિત્ય ઉત્પન્ન થતું ઝેર મૂત્રાશયને કાઢવાનું જ હોય છે, તેમાં મીઠું ખાવાથી તેના કામનો બોજો બમણો થાય છે, અને નિત્ય બમણું કામ કોઇ પણ અવયવથી લાંબો સમય થઇ શકે જ નહિ. આવી સ્થિતિમાં મૂત્રાશય નિર્બળ પડી જાય જ, અને તેમાં વિવિધ વ્યાધિઓ પ્રકટે જ.

મીઠું વાપરવાના પક્ષમાં સામી બાજુથી જે જે કારણો આપવામાં આવે છે, તે સઘળાં જ ખોટાં છે. માત્ર એક જ કારણ કંઇક વિચારવા જેવું છે, અને તે એ કે લાંબા કાળથી તેનો ઉપયોગ ચાલ્યો આવતો હોવાથી મનુષ્યનું શરીર હવે તેને અનુકૂળ થઇ ગયું છે, અને તેથી તેનો એકદમ સમૂળ ત્યાગ કરવાથી હાનિ થવાનો સંભવ છે. પરંતુ આટલા કારણથી હાનિકારક પદાર્થનો ઉપયોગ ચલાવ્યા જ કરવો એ યોગ્ય નથી. ચીનની આખી પ્રજા અફીણ ખાય છે, અને તે તેમને સદી પડ્યું છે, માટે તેમણે તે ન જ છોડવું, એવો ઉપદેશ હિતકર નથી. મીઠાથી જો હાનિ સિદ્ધ જ છે તો પછી, તે શરીરને સદી પડ્યું છે માટે તેને ન તજવું, એ અયોગ્ય છે. એકદમ તેને છોડી દેવાથી હાનિનો સંભવ જણાય તો થોડે થોડે તેને ઘટાડી છોડવું જોઇએ.

મીઠું ખાનારાઓએ સમજવું જોઇએ કે મીઠું એ પોષણ આપનાર આહારનો પદાર્થ નથી, પરંતુ કાર્બોલિક એસિડ, ફેનાઇલ વગેરે જંતુનાશક પદાર્થોજેવો એક જંતુનાશક ( germicide, aseptic ) પદાર્થ છે, અને તેથી તે એક વિષ છે.

મીઠું, મસાલા, ખાંડ વગેરે પૂર્ણ આરોગ્યને આપનાર ન હોવાથી છોડી દેવાં એ શ્રેય છે, અને જેમને ન છુટે તેમણે તેમને ઘણા જ ઓછા પ્રમાણમાં સેવવાં.

---

## જાતિઉપર આહારની અસર.

આહાર મનુષ્યના શરીરઉપર તથા મનઉપર અસર કરે છે, તથા તે જેવો સાત્વિક, રાજસ તથા તામસ હોય છે, તે પ્રમાણે મનુષ્ય સાત્વિક, રાજસ, તથા તામસ થાય છે, એ વાર્તા ઘણા મનુષ્યો જાણતા હોય છે, પરંતુ આહાર જાતિઉપર અસર કરે છે, તે વાર્તા થોડા જ મનુષ્યો જાણે છે. મધમાખીઓ ઈંડાંમાંથી નીકળનાર જંતુને, ખોરાકવડે ઇચ્છાપ્રમાણે સ્ત્રીજાતિનો અથવા નપુંસક જાતિનો કરે છે. પ્રસંગે મધમાખીઓને ઉતાવળે કોઈ નવી રાણી કરવાની જરૂર પડે છે તો તરત જ તેઓ કોઇ નપુંસક મધમાખીને ( કામ કરનારી મધમાખી ) રાણીનું શરીર કરનાર ખોરાક ખવડાવે છે, અને તે નપુંસક મધમાખીનું શરીર બદલાઇને સ્ત્રી જાતિનું થઇ જાય છે. કીડીઓ પણ આ પ્રમાણે જાતિને બદલવાનો ગુણ ધરાવે છે, અને એવા જ વર્ગનાં બીજાં જંતુઓમાં પણ બહુધા તેવો ગુણ હોય છે. વાયેનાનો સુપ્રસિદ્ધ ડોક્ટર

શેન્ક (Schenk) ગર્ભવંતી સ્ત્રીઓના આહારમાં ફેરફાર કરીને, બાળકને સ્ત્રીજાતિનું અથવા પુરુષજાતિનું ઇચ્છાપ્રમાણે કરી શકે છે. યુરોપના કેટલાક રાજાઓને પુત્રપ્રજા ઉત્પન્ન કરી આપવાનું થોડા વખતઉપર તેણે વચન આપ્યું હતું, અને પ્રત્યેક પ્રસંગમાં તેને વિજય મળ્યો છે.

આહારની અસરથી જાતિમાં ફેરફાર થાય છે, તેનો બીજો વિલક્ષણ પુરાવો એ છે કે યુદ્ધ, દુષ્કાળ કે પ્લેગજેવા વિપત્તિના પ્રસંગોમાં જેટલી કન્યાઓ જન્મે છે, તેના કરતાં પુત્રો વધારે જન્મે છે. આવા વિપત્તિના પ્રસંગોમાં ગર્ભનું યથેચ્છ પોષણ થઈ શકતું નથી; અને ગર્ભવંતી સ્ત્રીઓને ઓછું, અથવા ન્યૂન સત્ત્વવાળું પોષણ મળવાથી હમેશાં પુત્ર પ્રજા થાય છે.

આહારથી શરીરઉપર કે મનઉપર કશો જ ફેરફાર થતો નથી, એમ અવિચારથી લોકો ભલે કહ્યા કરે, પણ હાલની શોધોથી તથા ઇતિહાસથી પ્રતિવર્ષ સિદ્ધ થતું જાય છે, કે જેવો આહાર આપણે ગ્રહણ કરીએ છીએ તેવા જ આપણે થઈએ છીએ.

---

**પ્રો. લાર્કિનનો પ્રાચીન ઋષિમુનિઓવિષે અભિપ્રાય.**

તમે પ્રો. લાર્કિન (Pro. Edgar L. Larkin) નું નામ સાંભળ્યું છે કે? પૃથ્વીમાં આજે જે સમર્થ વિદ્યાભિજ્ઞ પુરુષો ગણાય છે, તેમાંના તે એક છે. કેલીફોર્નિયામાં આવેલી 'લો વેધશાળા' (Lowe Observatory) ના તે પ્રમુખ છે. આવા સમર્થ વિદ્વાન આપણા પ્રાચીન આર્યાવર્તમાટે જ્યારે અત્યંત પ્રશંસાનાં વચનો વદે ત્યારે એ જ આર્યાવર્તમાં જન્મેલા આર્યપુત્રો તેને માટે અત્યંત હલકો અભિપ્રાય દર્શાવે, એ ઓછું ખેદજનક નથી. સર્વોત્કૃષ્ટ પ્રજા કેવી રીતે ઉત્પન્ન કરવી, તથા સ્ત્રીઓનું ગૌરવ કેટલું છે, એ જેવું આર્ય ઋષિમુનિઓ સમજતા હતા, તેવું હાલની પાશ્ચાત્ય પ્રજાઓ પણ સમજતી નથી, એવું પરપ્રજાના વિદ્વાનો જ્યારે વદે છે ત્યારે આપણે ત્યાંના વિદ્વાનો કહે છે કે સ્ત્રીઓને આપણાં શાસ્ત્રકારોએ બહુ જ હલકી ગણી કાઢી છે. પ્રો. લાર્કિન લખે છે કે The first Eugenic Societies since the fall of the Ancient India, the wonderful, and of Egypt, the marvelous, were founded in Germany recently by some of the ablest anthropologists and physiologists. The Aryan Hindus, and the true Egyptians of vast antiquity knew more of the psycho-physical science of the emotions of women than any or all other races. These races carried human culture to the highest limits ever reached. They discovered the rigid laws solid as mathematics, governing maternity. None can be broken without human misery. There are perhaps ten men now living, nine in Europe, and one in the United States, mayhap two, that come somewhere near knowing as much of Eugenics as did the sages of ancient India, and Egypt, the most remarkable men that ever lived within any historic period. અર્થ:—વિસ્મય ઉત્પન્ન કરનાર પ્રાચીન આર્યાવર્તની અને આશ્ચર્યજનક મિસર દેશની પડતી થયા પછી, ઉત્તમ-પ્રજાને ઉત્પન્ન કરવાના નિયમોનું જ્ઞાન આપનાર પ્રથમ મંડળો થોડા સમય થયાં

જ જર્મનીમાં માનવશાસ્ત્રનું અને શરીરશાસ્ત્રનું જ્ઞાન ધરાવનારા, અત્યંત કુશળ વિદ્વાનોએ સ્થાપ્યાં છે. બહુ જ પૂર્વકાળનો આર્ય હિંદુઓ અને ખરા મિસરવાસીઓ, સ્ત્રીઓના મનોધર્મસંબંધી આધ્યાત્મિક અને માનસશાસ્ત્રવિષે કોઇપણ પ્રજાકરતાં અથવા બીજી સઘળી પ્રજાઓકરતાં અધિક જ્ઞાન ધરાવતા. આ પ્રજાઓ મનુષ્યજાતિની ઉન્નતિને જે ઉંચામાં ઉંચી હદસુધી લેઇ ગઇ હતી, તેટલી હદસુધી હજી કોઇપણ પ્રજા લેઇ ગઇ નથી. માતાના પેટઉપર અંકુશ રાખનારા, ગણિતશાસ્ત્રજેવા વાસ્તવિક, કઠિન નિયમો તેઓએ શોધી કાઢ્યા હતા. એમાંના કોઇપણ નિયમનો ભંગ થતાં મનુષ્યજાતિને દુઃખ થયા વિના રહે તેમ નથી. પ્રાચીન આર્યાવર્તના અને મિસરના મહાપુરુષો કે જેમના જેવા સર્વોત્કૃષ્ટ પુરુષો કોઇપણ ઐતિહાસિક સમયમાં કદી પણ થયા નથી, તેઓ ઉત્તમ પ્રજાને ઉત્પન્ન કરવાની વિદ્યાનું જેટલું જ્ઞાન ધરાવતા હતા તેટલું તો નહિ, પણ લગભગ તેના જેટલું કંઇક અંશમાં થઇ રહે તેટલું જ્ઞાન ધરાવનારા આજે કદાચ દશ માણસો પૃથ્વીઉપર હશે, તેમાંના નવ યુરોપમાં, અને એક, અથવા કદાચ બહુ બહુ તો બે, યુનાઇટેડ સ્ટેટ્સમાં હશે.

આગળ વળી પ્રો. લાર્કિન લખે છે કે Profound scholars now watch and record every minute detail of the simply astonishing processes involved. The women are treated as queens of the earth; and for the first time since India and Egypt fell have been treated as they should. અર્થઃ—(ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરવાની વિદ્યામાં) જે આશ્ચર્યજનક વિધિઓ રહેલા છે, તેની પ્રત્યેક ઝીણી ઝીણી બાબતોનું સમર્થ વિદ્વાનો આજે અવલોકન કરે છે, અને નોંધી રાખે છે. સ્ત્રીઓની સાથે પૃથ્વીની દેવીઓતરીકે વર્તન ચલાવવામાં આવે છે, અને હિંદુસ્તાન અને મિસરની પડતી થયા પછી આજે પહેલી જ વાર સ્ત્રીઓને દેવીઓતરીકે ગણવામાં આવી છે.

ભારતવર્ષના પ્રાચીન ઋષિમુનિઓએ સ્ત્રીઓને બહુ જ હલકી ગણી કાઢી છે, એવો તેમના ઉપર હડહડતો જુઠો આરોપ મૂકનારા મનુષ્યો પ્રો. લાર્કિનનાં ઊપરનાં વચનોનો શો ઉત્તર આપે છે? પાશ્ચાત્ય પ્રજાઓ સ્ત્રીઓની સાથે બહુ જ ઉત્તમ પ્રકારનું વર્તન ચલાવે છે, તથા ત્યાં વિવાહિત સ્ત્રીપુરુષોમાં બહુ જ પ્રેમ હોય છે, એવું અનુભવવિના વદનાર મનુષ્યોને એ જ પ્રોફેસરનાં નીચેનાં વચનો વાંચવા વિનવવામાં આવે છે.

Our present treatment of women soon to be mothers is simply barbarous. અર્થઃ—થોડા વખતમાં માતા થનાર સ્ત્રીઓસાથે આપણે જે વર્તન હાલ ચલાવીએ છીએ, તે કેવળ પશુજેવું છે.

One half of all married pairs that visit this observatory hate each other! Half of the other half are indifferent, while half of the remaining couples are beginning to lose their love.

અર્થઃ—આ વેધશાળાને જોવા આવનાર સઘળાં પરણેલાં જોડાંમાંથી અર્ધોઅર્ધ એકબીજાને ધિક્કારની નજરે જુએ છે. બાકી રહેલા અર્ધા ભાગમાંથી અર્ધાં એકબીજાની સ્પૃહા વિનાનાં હોય છે, અને રહેલાં જોડાંમાંથી અર્ધા ભાગનો પ્રેમ એકબીજાઉપરથી ઓછો થવા માંડ્યો હોય છે.

(પોતાની વેધશાળાને જોવા આવનાર ૩૫૦૦૦ મનુષ્યોના જીવનનો અભ્યાસ કરીને પ્રો. લાર્કિને ઉપરનું વચન લખ્યું છે.)

# शरीरनी अने मननी क्रियारहित अवस्था.

શરીરને અને મનને જ્યારે ક્રિયાવિનાનું રાખવામાં આવે છે, ત્યારે તે સ્થિતિમાં આશ્ચર્યકારક બળનો અનુભવ થાય છે, અને તેથી શરીરને અને મનને અક્રિય કરવાનો અભ્યાસ સેવવાનો સર્વ દેશના અને સર્વ કાળના તત્ત્વવિદ્ પુરુષો બોધ આપતા આવ્યા છે.

મનુષ્ય જ્યારે શરીરનો પુષ્કળ શ્રમ કરીને થાકી જાય છે, ત્યારે તે શું કરે છે ? તે જમીન ઉપર લાંબો થઇને સુઇ જાય છે, અને વિશ્રાંતિ લે છે. અને આ વિશ્રાંતિના સમયમાં તેનો થાક ઉતરી જાય છે, અને તેના શરીરમાં પાછું બળ ભરાય છે. આથી એ જ સિદ્ધ થાય છે કે શરીરની અક્રિય અવસ્થામાં બળ રહેલું છે.

મનને લાગેલો થાક પણ મનુષ્યો નિદ્રાવડે મનને વિશ્રાંતિ આપીને જ ઉતારે છે. આમ વિશ્રાંતિવડે શરીરને અને મનને જ્યાં ત્યાં મનુષ્યો પુનઃ તાજું અને બળવાળું કરતા હોવા છતાં ઘણા મનુષ્યો અક્રિય અવસ્થામાં બળ રહેલું છે, એ શાસ્ત્રના નિશ્ચયતાને માનતા નથી. અક્રિય અવસ્થા બળને શી રીતે આપે છે, તે વાત તેઓને ગળે ઉતરતી નથી. કારણ આવી અવસ્થાને તેઓ એક જાતની આળસ જ ગણતા હોય છે. આ અત્યંત પ્રવૃત્તિના સમયમાં અખંડ પ્રવૃત્તિ કર્યા કરવી, એને જ તેઓ સમયનો સદુપયોગ ગણે છે; એ વડે જ ઉન્નતિનો સંભવ તેઓ સ્વીકારે છે: નેત્ર મીચીને શરીરને અને મનને અક્રિય રાખવાં, અથવા અક્રિય રાખવાનો પ્રયત્ન કરવો, એને તેઓ સમયનો દુરુપયોગ કહે છે. એથી કોઇ ઉત્તમ અર્થ સંધાતો હોય, એ વાર્તા તેઓ સ્વીકારી શકતા નથી.

જેનું કંઇ પણ ફળ પ્રત્યક્ષ દૃષ્ટિએ પડે, એવું કંઈ પણ નિરંતર કર્યા કરવું, એ હાલના સુધરેલા સમયનું સૂત્ર છે. તમારી પ્રવૃત્તિથી તમે ચારે દિશામાં ધૂળને ઉડાડ્યા કરતા હો તોપણ તમે આજના સમયમાં પ્રશસ્ય ઉદ્યોગ કરતા ગણાઓ છો; અને તમારા ઘરમાં એકાંત ઓરડીમાં મનને અક્રિય કરવા માટે તમે કોઈ સાધનનો અભ્યાસ સેવતા હો છો, તો તમે મૂર્ખ અને આળસમાં નકામો સમય ગાળતા ગણાઓ છો. પ્રાતઃકાળમાં ચાર વાગતાંના ઉઠી દાતણ પણ કર્યા વિના તમે એમ. એ. માં કે એલ. એલ. બી. માં પાસ થવાને માટે ચાહાનો એક પ્યાલો પીને માથાતોડ મહેનત કરો છો, તો તમે બહુ જ બુદ્ધિમાન, વ્યવહારકુશળ, કાળજીવાળા અને ઉદ્યોગી પુરુષતરીકે વખણાઓ છો; અને એટલા જ વહેલા ઉઠી સ્નાનાદિ ક્રિયા કરી શરીરે શુદ્ધ થઇ ત્રણ ચાર કલાક તમે સંયમમાં ગાળો છો, તો તમે વ્યવહારના ભાનવિનાના, આળસુ, અને મતિમંદ ગણાઓ છો.

હદઉપરાંત પ્રવૃત્તિથી જે ચારે દિશામાં ધૂળના ગોટે ગોટા ઉડાડવામાં આવે છે, તેથી લોકોના મોટા ભાગની આંખો અંજાઈ ગઈ છે, અને તેથી આ પ્રવૃત્તિ કયા શુભ પરિણામને પ્રકટાવે છે, તે તેઓ જોઇ શકતા નથી. પણ જ્યારે આવી પ્રવૃત્તિથી પૂર્વના કરતાં મનુષ્યોનાં આયુષ્ય ઓછાં થઇ ગયાં છે, શરીરની નિર્બળતાના વિવિધ વ્યાધિઓ યુવાનોમાં પ્રસરી રહ્યા છે, ઘણાનાં નેત્ર નાનપણથી જ વ્યાધિગ્રસ્ત થયાં હોય છે, અને મધ્યમાયુમાં આવ્યા પૂર્વે ઘણાનાં અકાળમૃત્યુ થતાં જોવામાં આવે છે, ત્યારે આ હદઉપરાંત પ્રવૃત્તિનું હાનિકારક સ્વરૂપ કોઈ કોઇ બુદ્ધિમાનના લક્ષમાં આવ્યા વિના રહેતું નથી, અને હવે સૂક્ષ્મ વિચારવાન પુરુષોને

સમજાવા લાગ્યું છે કે મનુષ્યના શરીરમાં જેટલું બળ ઉત્પન્ન થાય છે, તે બળમાંથી ૭૫ ટકા અથવા ૯૦ ટકાજેટલું બળ મનુષ્યોનો મોટો ભાગ અયોગ્ય પ્રવૃત્તિથી ક્ષય કરી નાંખે છે.

મનુષ્યોએ પ્રવૃત્તિ ન કરવી, એવું કહેવાનો હેતુ નથી. કુદરતના અણુઅણુમાં પ્રવૃત્તિ વ્યાપી રહી છે, અને તેથી પ્રવૃત્તિ એ સ્વાભાવિક જ છે, પરંતુ નિવૃત્તિવિનાની પ્રવૃત્તિ બળનો ક્ષય કરનાર છે. પૂર્વે ત્રિકાળ સંધ્યાવડે, અથવા એવા જ ઉપાસનાના બીજા ક્રમોવડે નિવૃત્તિ સેવવામાં આવતી હતી, અને પ્રવૃત્તિમાં થયેલા ક્ષયની ખોટને વાળી લેવામાં આવતી હતી. આથી પ્રજા અધિક બળવાન રહેતી એટલું જ નહિ, પણ નિવૃત્તિમાં મેળવેલા બળથી, ઉત્તમ પ્રકારની પ્રવૃત્તિ કરવા સમર્થ થતી. આજે નિદ્રાને જ નિવૃત્તિનું સાધન, મનુષ્યોએ નિરુપાયે કર્યું છે. તે બળને આપે છે, અને તેથી જ પ્રજાનો નિપાત થયો નથી, પરંતુ તે બળ નિવૃત્તિનાં સાધનો સેવવાથી પ્રાપ્ત થતા બળની તુલ્ય ન હોવાથી, પ્રવૃત્તિથી પ્રકટનાર હાનિને અટકાવવાને સમર્થ થયું નથી, એ અનુભવથી સિદ્ધ થયું છે.

આજે મનુષ્યોના મનની સ્થિતિ, મોટે ભાગે, ચુલે મૂકેલી ખદબદ ખદબદ થતી ખીચડીના જેવી છે. કોઈ નાના ગામડામાં આ બાબતનો તમને જેટલો અનુભવ થશે તેના કરતાં સુધરેલાં નગરોમાં અથવા મુંબઈ જેવા કોઈ મોટા શહેરમાં વધારે થશે. વિચારનાં ત્રાજવાંની દાંડી સમતોલ હોય, એવો હજારમાં એકાદ મનુષ્ય પણ તમારા જોવામાં ભાગ્યે જ આવશે. ઓફીસોમાં અને કાર્યાલયોમાં નીચુ માથુ ઘાલીને શાંતિથી કામ કર્યા કરતા દેખાતા મનુષ્યોનાં અંતઃકરણમાં જો તમે દૃષ્ટિ નાંખશો તો ત્યાં ઉથલપાથલવિના બીજું કંઈ જ તમને નહિ જણાય. સ્થિર તરંગોવાળો સમુદ્ર જેમ દુર્લભ છે, તેમ સ્થિર વિચારોવાળો મનુષ્ય પણ આજે દુર્લભ જેવો જ છે. મનની આવી સ્થિતિ બળનો અમર્યાદ ક્ષય કરી નાંખે છે, એ કોને અજાણ્યું છે? ઉદ્યોગથી અથવા નોકરીએથી સાંજે ઘેર આવ્યા પછી શાથી તમારૂં મગજ તમને અત્યંત થાકી ગયેલું લાગે છે? તમે માનોછો કે કામ કરવાથી થાક લાગ્યો છે, પણ ખરૂં કારણ તે નથી. કામ કરતાં મનની સમાધાનવાળી સ્થિતિ ન રહેવાથી તમારા બળનો અધિક ક્ષય થયો છે, અને તેથી તમને થાક લાગ્યો છે. ઉપાય એક જ છે, અને તે એ કે નિવૃત્તિનાં સાધનો સેવી મનને અક્રિય કરવાની કળા સિદ્ધ કરવી, અને તે દ્વારા કામ કરતાં પણ મનની સમાધાનવાળી વૃત્તિને રાખી રહેવી.

ખરી નિવૃત્તિનું સ્વરૂપ શું છે, તે આજે થોડા જ મનુષ્યોના જાણવામાં છે. વગરબોલ્યે પથારીમાં લાંબા થઈને સુઈ રહેવું, એનું જ નામ ઘણા તો નિવૃત્તિ સમજે છે. પરંતુ આ કંઈ ખરી નિવૃત્તિ નથી. એ શરીરની નિવૃત્તિ છે; ખરી નિવૃત્તિ તો જ્ઞાનતંતુઓને સંપૂર્ણ શાંત કરવા, એ છે. શરીરની ક્રિયા બળનો જેટલો ક્ષય કરે છે, તેના કરતાં જ્ઞાનતંતુઓની ક્રિયા બળનો મોટો ક્ષય કરે છે. શરીર પથારીમાં જ્યારે એક તસુજેટલો માર્ગ પણ કાપતું નથી, ત્યારે જ્ઞાનતંતુઓની ક્રિયાવડે મન ક્ષણમાં લંકા તો ક્ષણમાં લાહોર ખુંદી વળે છે. તેથી મનની ક્રિયા અટકાવવી એનું જ નામ ખરી નિવૃત્તિ છે.

અસંખ્ય મનુષ્યોનાં મન રાત્રિદિવસ પારાના જેવાં અસ્થિર રહે છે. આજે તો લગભગ બધાં જ મનુષ્યોનાં મન આવાં છે, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિજેવું કશું જ નથી. યથાર્થ સ્થિર મનવાળા પુરુષોનો દુષ્કાળ જ છે.

કંઇક સ્થિર મનવાળા પુરૂષો જગતમાં પ્રસંગોપાત્ત દૃષ્ટિએ આવે છે ખરા, અને તેઓનામાં બળનું રક્ષણ થયેલું જોવામાં આવે છે પણ ખરું, પણ તેઓના મનની સ્થિતિ જ્યારે જોઇએ ત્યારે અર્થાત્ સર્વ અવસ્થામાં સ્થિરતાવાળી હોતી નથી. **यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः** જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં કેવળ સમાધાનનું જ ભાન થાય, એવી અવસ્થા, એ જ ખરી સમાધાનવાળી અવસ્થા છે, અને તત્ત્વવિદ્ યોગીવિના અન્યમાં તે હોવાનો અસંભવ છે.

મનની અક્રિય અવસ્થામાં બળનું રક્ષણ થઈ બળનો સંચય થાય છે, એટલું જ નહિ પરંતુ મારામાં અખુટ બળ છે, એવું અંતરમાં ઉંડું ભાન થાય છે: અને આવું ભાન શરીરમાં અધિક અધિક બળની ઉત્પત્તિ કરે છે, વળી અંતરમાં બળનું ભાન કરનાર મનુષ્ય ઉંડો વિચાર કરનારો થાય છે; અને તેનું ભાન ન કરનારના વિચારો તો સર્વદા અવ્યવસ્થ તથા ઉપરચોટીયા રહે છે. આથી અક્રિય અર્થાત્ શાંતિવાળું મન જ ઉંડા વિચાર કરવાને સમર્થ હોવાથી, તેવા મનમાં જ સત્યનો પ્રકાશ થાય છે. મનને એકાગ્ર કરવાને સમર્થ પુરૂષો જ નવાં નવાં સત્યોને અને નવા નવા શોધોને જગતમાં પ્રકાશમાં આણે છે, એ સર્વને સુપ્રસિદ્ધ છે. આથી આપણું મન જ્યારે અવ્યવસ્થ અને અસ્થિર હોય ત્યારે કઠિન પ્રશ્નોનાં નિરાકરણ કરવાનો અથવા ગૂઢ વિષયોને સમજવાનો આપણે કદી પણ પ્રયત્ન કરવો નહિ.

જેઓએ મનને વિશ્રાંત કરવાની કળા સિદ્ધ કરી હોય છે, તેઓ જ મનને સર્વદા શાંત અને સ્વસ્થ રાખી શકે છે; અને આવા શાંત અને સ્વસ્થ મનવાળા પુરૂષો જ યોગ્ય પ્રવૃત્તિ કરી શકે છે. જેઓ અશાંત, ઉગ્ર અને અવ્યવસ્થ હોય છે, તેઓને વ્યવહારમાં સેંકડો ભૂલો કરતાં નિત્ય આપણે જોઇએ છીએ. ધાર્મિક, નૈતિક, આર્થિક, રાજ્યકીય, સામાજિક કે વ્યાવહારિક સર્વ વિષયોમાં આમ બનતું નિત્ય આપણે જોઈએ છીએ. આથી મનને વિશ્રાંત કરવાની કળાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની સર્વને જ અગત્ય છે, એ સહજ સિદ્ધ થાય છે.

પોતાની મેળે નિવેડો ન લાવી શકાય એવા કોઇ પણ વિષયમાં બીજાની સલાહ લેવાનો તમારે પ્રસંગ આવે તો શાંત અને સ્વસ્થ વૃત્તિવાળા મનુષ્યપાસે જ જજો. તે જ તમને યોગ્ય સલાહ આપી શકશે, કારણ કે મનની અવ્યગ્ર અવસ્થાને લીધે તે ઉંડો અને યથાર્થ વિચાર કરી શકે છે, અને તેથી યોગ્ય નિર્ણય તેની મતિમાં ઝટ સ્ફુરી શકે છે.

પણ અવ્યગ્ર મન ઉંડો વિચાર કરી શકે છે, કોઇ પણ વિષયમાં યથાર્થ નિર્ણય બાંધી શકે છે, તથા તેનામાં સત્યનો પ્રકાશ થાય છે, એટલેથી જ તેને મળનાર લાભનો અંત આવતો નથી. પૂર્વે કહ્યાપ્રમાણે અસાધારણ બળનો પણ અવ્યગ્ર મન પોતાનામાં આવિર્ભાવ થયેલો અનુભવે છે.

સર્વ યોગતત્ત્વવિત્ પુરૂષો કહે છે કે આપણી બાહ્ય ઇંદ્રિયોને તથા આંતર ઇંદ્રિયોને જે હૃદયમાં રહેલી સત્તા પ્રકાશ આપે છે, તે સત્તા અનવધિ સામર્થ્ય, જ્ઞાન, ઐશ્વર્ય વગેરેથી યુક્ત છે. આ પ્રેરક સત્તામાં કેટલું અને શું શું રહેલું છે, તેનું માપ કોઇથી નીકળી શકે એમ નથી. આપણા અભિમાનનો અથવા જીવનો તે પ્રેરક સત્તાસાથે અભેદ્ય સંબંધ હોવા છતાં આપણને તેનું ભાન ન હોવાથી, તેમાંથી જે સમયે આપણને જે જોઇએ તે આપણે મેળવી શકતા નથી. જેમ આપણા ઘરમાં અનર્ગળ દ્રવ્ય હોય, અને આપણે જ તેના સ્વામી હોઇએ

પણ તે વાતને આપણે ન જાણતા હોઇએ તો આપણને તેનો ઉપયોગ આવતો નથી, તેમ અનવધિ સામર્થ્યસંપન્ન આ પ્રેરક સત્તા આપણા અંતર છતાં, અને આપણો અને તેનો નિત્ય સંબંધ છતાં તે વાતના જ્ઞાન અને અનુભવવિનાના આપણે તેના લાભને ભોગવી શકતા નથી. આથી અધિક સામર્થ્ય તથા અધિક જીવન વગેરેની આપણને ઇચ્છા હોય તો આ સત્તાસાથેના આપણા સંબંધનું આપણે અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. અને આ અનુભવજ્ઞાન અંતરમાં ઉંડા ઉતરી, મનની અક્રિય શાંત અવસ્થા સાધ્યા વિના થતું ન હોવાથી, તેવી અવસ્થા સાધવાનો પ્રયત્ન કરવાનું આપણું મુખ્ય કર્તવ્ય છે, એ સિદ્ધ થાય છે.

આપણા અંતરમાં રહેલી પ્રેરક સત્તાથી બળને અને પ્રકાશને પામીને આ આપણું બાહ્ય મન ક્રિયા કરવાને સમર્થ થાય છે. દિવસે કામ કરીને જ્યારે એ મન થાકી જાય છે, અને નિઃસત્ત્વ થઈ જાય છે, ત્યારે રાત્રે નિદ્રામાં, એ પ્રેરક સત્તાનો સંબંધ કરીને જ પુનઃ બળવાળું અને સત્ત્વવાળું થાય છે. જેઓને રાત્રે નિદ્રા નથી આવેલી હોતી તેઓનું મન સવારે કોઈ કાર્ય ઉત્તમ રીતે કરવાના બળવિનાનું હોય છે, તેનું કારણ આ જ છે.

પણ નિદ્રામાં મનુષ્યો અજ્ઞાનપૂર્વક આ પ્રેરક સત્તાસાથે સંબંધમાં આવી સામર્થ્ય મેળવે છે. આ પ્રકારે સામર્થ્ય મેળવવું, એ પરાધીનતા છે. આમાં યથાર્થ નિદ્રા આવવા ઉપર આપણે આધાર રાખી રહેવો પડે છે. યથાર્થ નિદ્રા ન આવી, અથવા તે ઓછા પ્રમાણમાં આવી, તો આપણે બળવિનાના આખો દિવસ રહેવું પડે છે. આથી આપણી જ્યારે ઇચ્છા થાય ત્યારે પ્રેરક સત્તાસાથે સંબંધમાં આવીને, તેમાંથી જે જોઇએ તે મેળવવાની કળા આપણે સિદ્ધ કરવી જ જોઇએ. આમ કરવાથી જ આપણે સ્વતંત્ર અને સર્વાધિપતિ થઈ શકીએ છીએ.

ક્રિયા કરતા મનને, અંતરમાં રહેલી પ્રેરક સત્તાસાથે જોડવું, જેથી પ્રેરક સત્તા પોતાના સામર્થ્યને સંપૂર્ણ રીતે મનમાં પ્રેરે, અને મન તેને સંપૂર્ણ પ્રકારે ગ્રહણ કરે, એ પ્રકારની અવસ્થા સિદ્ધ કરવી, તેનું નામ સંયમની કળા સિદ્ધ કરવી, એવું કહેવાય છે. નિઃસંકલ્પ અવસ્થા, અક્રિય અવસ્થા, એકાગ્રતા, યથાર્થ નિવૃત્તિ, મનની અંતર્મુખાવસ્થા, એ વગેરે ભિન્ન ભિન્ન શબ્દો, એ કળાથી પ્રાપ્ત થતી સ્થિતિને સૂચવનારા છે. શરીરના, બાહ્ય ઇંદ્રિયોના, તથા મનના વ્યાપારો શમાવી દેઇને અંતરમાં ઉંડા ઉતરવાથી એ સ્થિતિ પ્રાપ્ત થાય છે. જ્યારે એ સ્થિતિ પ્રાપ્ત થાય છે, ત્યારે પ્રેરક સત્તાનો અને આપણા મનનો જ્ઞાનપૂર્વક અભેદ થાય છે. એ સમયે સામર્થ્યનું ગ્રહણ કરનાર આપણું મન, સામર્થ્યના અખૂટ ભંડારમાં પોતાને આવેલું જુએ છે. જે જોઇએ તે પોતાનામાં જ છે, તેનો અનુભવ થતાં તે નિર્ભય થઇ જાય છે, તેની ચિંતા મટી જવાથી તેની વ્યગ્રતાનો નાશ થાય છે, અને તે અપૂર્વ શાંતિનો અને સ્વસ્થતાનો પોતાનામાં અનુભવ કરે છે. પ્રેરક સત્તાનો સંબંધ ત્યજીને તે બહાર આવે છે ત્યારે પણ તેની આ સ્વસ્થતા તેને ત્યજીને જતી નથી, અને તેથી વ્યવહારની વિવિધ ક્રિયાઓ કરતાં છતાં તેના બળનો ક્ષય થતો નથી.

સંયમ અથવા નિવૃત્તિ સેવવાનો હેતુ, ઘણા ધારે છે, તેમ શૂન્યમુન્ય થઇ જવાનો અથવા વ્યવહાર ત્યજી દેવાનો નથી; પણ અંતરમાંથી નિત્ય અધિક અધિક બળને પ્રાપ્ત કરવાનો, અને વ્યવહારમાં તેનો ઉપયોગ કરી અધિક અધિક ઉપયોગી ફળ પ્રકટાવવાનો જ છે. આથી

જ આપણે જોઇએ છીએ કે પૂર્વના અસંખ્ય ઋષિમુનિઓએ, જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત થયા છતાં પણ વ્યવહારને ત્યજ્યો નથી, પણ વ્યવહારમાં રહીને, સંયમમાંથી પ્રાપ્ત કરેલા બળવડે, પ્રજાહિતનાં અનેક ઉપયોગી કાર્યો સાધ્યાં છે; એટલું જ નહિ પણ ત્યાગાશ્રમને સ્વીકારેલા **શંકરાચાર્યજેવા** મહાપુરુષે પણ અરણ્યમાં પ્રવેશી વ્યવહારથી ઉપરામ દશા સ્વીકારી નથી, પણ અનેક સદ્ગ્રંથો લખવાની તથા દિગ્વિજય વગેરે કરવાની વિવિધ પ્રવૃત્તિઓ સેવી છે.

શાસ્ત્રના પરિચયવિનાના ઘણા મનુષ્યો માને છે કે સંયમ ત્યાગાશ્રમમાં જ અને અરણ્યમાં જ સાધી શકાય છે; વ્યવહારને સેવનાર ગૃહસ્થાશ્રમીઓ સંયમના અધિકારી નથી, પરંતુ આ મનુષ્યો સહજ વિચાર કરી જુએ તો તેમને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી કે વ્યવહારમાં જ સંયમની અત્યંત અગત્ય હોવાથી શાસ્ત્રકારોએ ત્રૈવર્ણિક પ્રજાને ઉપવીત આપવાની સાથે જ સંયમનાં સાધનોને દિવસમાં ત્રણ વાર સાધવા આગ્રહયુક્ત પ્રબોધ કર્યો છે, અને તે ન સાધનારને પાપ લાગવાનું કથન કર્યું છે. સંધ્યામાં ન્યાસ, જપ, પ્રાણાયામ, ધ્યાન વગેરે કરવાનું જે વિધાન કર્યું છે, તે સંયમનાં સાધનો નથી, તો શાનાં સાધનો છે? અને આ સાધનો વ્યવહારમાં રહેતા મનુષ્યોને સાધવાનાં નથી, તો કોને સાધવાનાં છે? ત્યાગીઓ જ અને અરણ્યમાં વસનારાઓ જ સંધ્યાના અધિકારી છે, એવો સિદ્ધાંત સ્થાપવો, એ શાસ્ત્રના કેટલા અજ્ઞાનને સૂચવનાર છે? વસ્તુતઃ જેમ નિદ્રાના સઘળા જ અધિકારી છે, તેમ સંયમના, ગૃહસ્થ કે ત્યાગી સર્વ જ અધિકારી છે. સર્વને જ તેની અગત્ય છે. સર્વને તેના વિના એક ક્ષણ પણ ચાલે તેમ નથી, અને તેથી આર્ય કે અનાર્ય ગમે તે ધર્મ જુઓ, સર્વમાં જ મનુષ્ય માત્રને સંયમ સાધવાની આજ્ઞા છે.

સંયમ ન સાધનાર મનુષ્યો વ્યગ્ર અંતઃકરણવાળા રહે છે અને તેથી તેમના બળનો પોણા ભાગ કરતાં અધિક ભાગ લય થઇ જાય છે, એવો અનુભવથી જો નિર્ણય થયો છે તો પછી સંયમની ગૃહસ્થને કે ત્યાગીને સર્વને જ અગત્ય છે, એમાં શું કહેવું હતું? નિઃસંશય સંધ્યારૂપ નિત્ય કર્મને વિધિપૂર્વક ત્રિકાળ સાધવાની પ્રાણી માત્રની ફરજ છે, અને તે ફરજને ન બજાવનારને પ્રત્યવાય લાગે છે, એવું ડિંડિમ વગાડીને પૂર્વના મહાપુરુષોએ જે જણાવ્યું છે તે તેમનું ઓછું દૂરદર્શીપણું દર્શાવતું નથી.

સંયમનાં સાધનો ન સાધવાથી જ, અને સવારે દશ દશ વાગતા સુધી સ્નાન કર્યા વિના ન્યુસપેપરો વાંચ્યા કરવાથી અથવા એવા જ બીજા ઉદ્યમોમાં રચ્યા પચ્યા રહેવાથી મનુષ્યોનાં ચિત્ત આજે ભારે વ્યગ્રતાવાળાં થઇ ગયાં છે, તથા તેઓનાં શરીર અને મન નિઃસત્ત્વ થઇ ગયાં છે. આ દેશમાં જ આમ બન્યું છે, એમ કંઇ નથી, પણ પાશ્ચાત્ય પ્રજાઓમાં પણ એમ જ બન્યું છે. ત્યાંની પ્રજાની વ્યગ્રતા, તેથી ન્યાયબુદ્ધિ વગેરે તેમના ઉચ્ચ ગુણોનો કેટલેક અંશે થયેલો લોપ, અને તેમના નાનતંતુઓની દિવસે દિવસે થતી જતી નિઃસત્ત્વ સ્થિતિ ઉપર ત્યાંના વિચારવાન પુરુષોનું ધ્યાન હમણાં પુષ્કળ ખેંચાયું છે, એ જ વાર્તા ઉપર બાંધેલા આપણા નિશ્ચયને પુષ્ટ કરે છે.

(અપૂર્ણ)



# श्री सिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * જેનો આપણે બહુ ભય ધરીએ છીએ, અને જેના ઉપર આપણને બહુ જ અણગમો અથવા ધિક્કાર હોય છે, તે આપણો સંગ ત્યજીને કદી જતું નથી,' એવો નિયમ વિશેષ કરીને વ્યવહારમાં દષ્ટિએ પડે છે.

* * સેંકડો મનુષ્યો પોતાને જે નોકરી અથવા ઉદ્યોગ મળ્યો હોય છે, તેના ઉપર પારવિનાનો અણગમો નિત્ય દર્શાવ્યા કરે છે, અને તે ક્યારે છુટે, 'ક્યારે છુટે,' એવા ઉદ્ગારો કાઢ્યા જ કરતા હોય છે. પરંતુ વર્ષો વીતતાં છતાં પણ તેમની આ ઈચ્છા સફળ થતી નથી.

* * આપણને જે જે અપ્રિય પ્રસંગો મળ્યા હોય છે, તે પ્રસંગો, તેમને માટે આપણે લાયક હોઈએ છીએ માટે જ મળ્યા હોય છે. તેમને ટાળવાનો ઉપાય તેમના ઉપર દ્વેષ અથવા ધિક્કાર ધરવો, 'એ નથી, પરંતુ રસપૂર્વક તે પ્રસંગમાં જોડાવું એ છે.'

* * ખરાબ નોકરીઉપર અણગમો ધરવાથી ખરાબ નોકરી કદી પણ છુટતી નથી, પણ ખરાબ નોકરી આપણા અધિકારની જ છે;' એમ માની તેમાં મળેલું કામ ખરી નિષ્ઠાપૂર્વક કરવાથી તેનાથી છુટવાનો યોગ આવે છે. અણગમો ધરવાથી મળેલું કામ આપણે માથાઉત-રણાજેવું કરીએ છીએ, અને તેમ થતાં ઉત્તમ પ્રકારે તે કામ કરવાથી આપણી જે શક્તિઓ કેળવાવી જોઈએ તે કેળવાતી નથી; અને આ શક્તિઓ કેળવાય એટલા જ માટે આ કામ આપણને વિશ્વવ્યવસ્થાપક સત્તાતરફથી મળ્યું હોય છે; પણ આપણા અણગમાથી તે સત્તાનો હેતુ સિદ્ધ ન થવાથી, જ્યાં સુધી તે હેતુ સિદ્ધ નથી થતો ત્યાં સુધી તે કામથી આપણને છુટવાનો યોગ આવતો નથી.

* * અપ્રિય સ્થિતિઓનાં અને અપ્રિય પ્રસંગોનાં કર્તવ્યોને પરમપ્રેમપૂર્વક કરવાં, અને તે દ્વારા આપણા અધિકારને વધારવો, એ જ અપ્રિય સ્થિતિઓથી છુટવાનો ઉપાય છે. કાળા કોયલામાં જેમ પ્રકાશમય અગ્નિ રહેલો છે, તેમ દુઃખરૂપ સ્થિતિઓમાં ઉચ્ચ સુખો ગુપ્તપણે રહેલાં છે. કોયલાનો અનાદર કરનાર અગ્નિને પામી શકતો નથી, તેમ દુઃખરૂપ સ્થિતિનો દ્વેષ કરનાર સુખને પ્રાપ્ત કરી શકતો નથી.

# विचारोनुं स्वरूप अमुक प्रकारनुं रचावामां शो नियम होय छे.

વિજળી, અગ્નિ વગેરે સૂક્ષ્મ તત્ત્વોની પેઠે વિચાર એ પણ એક સૂક્ષ્મ તત્ત્વ છે, અને મનુષ્યનામાં પ્રકટતા પ્રત્યેક વિચારની તેના મન અને શરીરઉપર ચોક્કસ અસર થયા વિના રહેતી જ નથી.

જેવું કારણ હોય છે, તેવું જ તેમાંથી ઉત્પન્ન થતું કાર્ય હોય છે. આ નિયમપ્રમાણે મનુષ્યના વિચારનું જેવું સ્વરૂપ હોય છે, તે પ્રમાણે જ તેના મન તથા શરીરઉપર અસર થાય છે. આમ હોવાથી યોગ્ય પ્રકારનો વિચાર કરીને આપણા મન તથા શરીરઉપર જેવી અસર કરવા આપણે ધારતા હોઇએ તેવી આપણે કરી શકીએ છીએ.

એક પ્રકારનો વિચાર જ્યારે મન તથા શરીરઉપર એક પ્રકારની અસર કરે છે, ત્યારે તેથી જૂદા પ્રકારનો વિચાર મન તથા શરીરઉપર જૂદા પ્રકારની અસર કરે છે. આમ હોવાથી જે સમયે વિચારનું જેવું સ્વરૂપ આપણે રચવું હોય તે સમયે તેવું સ્વરૂપ રચતાં જો આપણને આવડતું હોય, અથવા અન્ય શબ્દોમાં કહીએ તો વિચારોઉપર અંકુશ આપણને સિદ્ધ થયો હોય તો આપણા શરીરની તથા મનની જે સમયે જેવી સ્થિતિ આપણે કરવી હોય તે સમયે તેવી સ્થિતિ આપણે કરી શકીએ. કારણ કે આપણી શારીરિક તથા માનસિક સ્થિતિઓ અસંખ્ય પ્રકારની હોવા છતાં તેમનું કારણ એક જ છે, અને તે આપણી વિચારક્રિયા છે.

આ પ્રમાણે વિચારક્રિયા એ જ જ્યારે આપણી શારીરિક તથા માનસિક સ્થિતિઓમાં કારણ છે તો પછી ભિન્નભિન્ન શારીરિક તથા માનસિક સ્થિતિઓને ઉપજાવનાર વિચારોનાં ભિન્નભિન્ન સ્વરૂપો અંતઃકરણમાં કેવા નિયમે રચાય છે, તે નિયમનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાનું પ્રત્યેક મનુષ્યનું અનિવાર્ય કર્તવ્ય સિદ્ધ થાય છે.

વિચારોનાં ભિન્નભિન્ન પ્રકારનાં સ્વરૂપ જે નિયમે રચાય છે, તે નિયમ બહુ સરળ છે. સામાન્ય બુદ્ધિનું મનુષ્ય પણ તેને સહજ સમજી શકે એમ છે; અને સમજીને તેનો ઉપયોગ કરી જેઓ તે નિયમને સિદ્ધ કરે છે, તેઓ પોતાના શરીરના તથા મનના રાજા થાય છે; અને શરીરના તથા મનના રાજા થવું, એનો અર્થ બીજો કશો જ નથી, પણ સુખ તથા દુઃખઉપર સ્વામિત્વ મેળવવું એ જ છે.

આ નિયમ આ પ્રકારનો છેઃ—વિચાર કરતી વખતે આપણા મનમાં જે વિષયની સુદૃઢ છાપ પ્રકટ હોય છે, તે છાપપ્રમાણે જ આપણા વિચારોનું સ્વરૂપ રચાય છે.

વિચારોનું સ્વરૂપ આપણી ઇચ્છાપ્રમાણે જ રચવાને આપણે શક્તિમાન્ થઇએ એટલા માટે આ નિયમના સ્વરૂપને આપણે બરોબર લક્ષમાં ઉતારવું જોઇએ, એટલું જ નહિ, પણ આપણા મનમાં વિચારની ઉત્પત્તિ જે વિધિથી થાય છે, તે વિધિને સંપૂર્ણ પ્રકારે આપણે સમજવો જોઇએ.

આપણા મનમાં ચાલતી વિચારની ક્રિયાના ત્રણ અવયવો અથવા અંગ હોય છે. તે અવયવો આ છેઃ—૧ પૂર્વે મનમાં પડેલી કોઇ વિષયની સુદૃઢ છાપ, ૨ માનસિક દ્રવ્ય અથવા ઓજસ્, ૩ વિચારને સજનાર સામર્થ્ય.

૧ મનમાં જે વિષયની ઉંડી અસર થઈ હોય છે, જેનું ચિત્ર મનમાં અત્યંત સ્પષ્ટ રીતે જણાતું હોય છે, અને જે વિવિધ વ્યવહારો કરતાં છતાં પણ મનમાંથી ક્ષણ પણ ખસતું નથી, તેને આપણે સુદૃઢ છાપતરીકે ઓળખીએ છીએ.

૨ ઓજસ્ એ મનમાં અને જ્ઞાનતંતુઓમાં રહેલું સૂક્ષ્મ દ્રવ્ય છે. જેમ જેમ મન કેળવાય છે તેમ તેમ આ દ્રવ્ય પણ ઉંચા પ્રકારનું થતું જાય છે. મનુષ્યને જેમ જેમ પોતાના આત્મામાં શ્રદ્ધા વધતી જાય છે, અને પોતાને તુચ્છ જીવરૂપે માનતો બંધ થઇને જેમ જેમ તે પોતાને અધિક અધિક ઉચ્ચ સામર્થ્યવાળો માનતો થાય છે, તેમ તેમ આ દ્રવ્યનું પ્રમાણ પણ શરીરમાં વધતું જાય છે.

૩ વિચારને સરજનાર સામર્થ્ય મનમાં, મનને પ્રેરનાર પ્રેરક સત્તામાંથી પ્રાપ્ત થયેલું હોય છે. નકામા વિચારોવડે બળનો જેઓ ક્ષય કરી નથી નાંખતા, તેમનામાં આ સામર્થ્ય દિવસે દિવસે વધતું જાય છે. અંતરાત્મામાં એકાકાર થનારમાં પણ આ સામર્થ્ય બહુ જ મોટા પ્રમાણમાં વધે છે.

જ્યારે કોઈ વિચાર અથવા પ્રસંગની અંતઃકરણમાં ઉંડી છાપ પડે છે, ત્યારે વિચારને સરજનાર સામર્થ્ય, તે છાપના જેવા જ વિચારો તત્કાળ સરજવા માંડે છે; અને જ્યાં સુધી તે છાપ જ્ઞાતા જીવની દૃષ્ટિસમીપ પ્રકટ તરતી રહે છે ત્યાં સુધી તે જ જાતના વિચારો ચાલ્યા જ કરે છે.

રજોગુણવાળા ચંચળ મનમાં એક ક્ષણમાં અનેક વિચારો સરજાય છે. આથી આવા મનવાળા મનુષ્યને, જડ અજ્ઞાન મનવાળા મનુષ્યોકરતાં ખોટા વિચારો કરવાથી બહુ જ હાનિ થાય છે.

અંતઃકરણમાં પડેલી અને પડતી છાપપ્રમાણે વિચારોને સ્ફુરાવ્યાં કરવા, એ વિચારોને સરજનાર સામર્થ્યનો સ્વભાવ છે. જેમ અગ્નિમાં લાકડું મૂક્યું કે તેને બાળ્યાવિના અગ્નિથી રહેવાતું જ નથી તેમ અંતઃકરણમાં જીવે કોઈ વિષયની છાપ પાડી કે પછી સરજનાર સામર્થ્યથી, જ્યાં સુધી તે છાપ અંતઃકરણમાં કાયમ રહે છે, ત્યાં સુધી તેના જેવા વિચારો રચ્યાવિના રહેવાતું જ નથી. છાપને પોતાની દૃષ્ટિથી વેગળી કર્યાવિના મનુષ્ય, તે છાપના સ્વરૂપપ્રમાણે રચાતા વિચારોને અટકાવવાને કદી પણ સમર્થ થતો નથી. વિચારોને દુર્બળ કરવાને માટે છાપને તેણે અંતઃકરણમાંથી પ્રથમ ઝાંખી કરવી જ જોઇએ છે; અથવા નવીન પ્રકારના વિચારોને કરવાને માટે તેણે નવી જાતની છાપ પાડવી જ પડે છે.

મનુષ્યના મનમાં અનાદિ કાળથી અસંખ્ય વિષયોની છાપો પડેલી હોય છે, પણ તે સર્વના તેને કાંઈ વિચારો આવતા નથી. જે છાપ તેની દૃષ્ટિસમીપ આગળ પડીને તર્યા કરતી હોય છે, તેના જ વિચારો તેને સ્ફુર્યા કરે છે. પૂર્વે પડેલી જે છાપોને મનમાં તાજી કરતાં જીવને પરિશ્રમ પડે છે, તેના વિચારો તેના અંતઃકરણમાં સરજાતા નથી, પણ વગરમહેનતે જે છાપો અંતઃકરણમાં સહજ લક્ષ કરતાં સ્પષ્ટપણે આલેખાયલી ભાસે છે, તેના જ વિચારો આખો દિવસ તેના હૃદયમાં રચાયા જાય છે.

આ પ્રકારનો નિયમ હોવાથી વિચારોને વશ વર્તાવવાને ઇચ્છનારે હવે શું કરવું, તે બુદ્ધિમાનને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી. અંતઃકરણમાં પડેલી અને દૃષ્ટિસમીપ તરતી રહેલી ઉંડી છાપપ્રમાણે જ આપણા વિચારો રચાતા હોવાથી, કોની આપણા મનમાં ઉંડી છાપ પડવા દેવી, અને કોની ન પડવા દેવી, તેનો વિવેક કરવાનું જ હવે આપણે બાકી રહે છે.

તમારા મનમાં આ ક્ષણે તમને ન ગમતા હોય તેવા વિચારો ચાલતા હોય તો હવે તેનું કારણ શોધવા દૂર જવાની જરૂર નથી. તમારા મનમાં ઉપર કયી છાપ તર્યા કરે છે, તે જુઓ. તમારા વિચારો તે છાપના જેવા જ હોવાના. તમને તે ન ગમતા હોય તો છાપને બદલી નાંખો. તમારા વિચારો તરત જ બદલાઈ જશે.

તમને ખાધું ન પચવાના, બંધકોશ હોવાના, અને એવા જ વિવિધ વ્યાધિઓના વિચારો આખો દિવસ ચાલ્યા કરે છે, અને તેથી તમે ત્રાસ પામી ગયા છો, નહિ વારુ? પણ તમારા અંતઃકરણમાં તમે તમારું પોતાનું ચિત્ર કેવું આલેખ્યું છે, અને નિત્ય તેને દૃષ્ટિ સમીપ તરતું રાખ્યું છે, તે જરા વિચારી જોશો? તમારા અંતઃકરણમાં તમે તમારા જઠરને અત્યંત દુર્બળ જોયું છે; અને આ ક્ષણે જુઓ છો બંધકોશને પ્રબળપણે તમારામાં વ્યાપી રહેલો તમે જોયો છે, અને 'હમણાં પણ જુઓ છો.' હવે આ વિચારો તમારા મનમાં રચાય, અને પોતાના પ્રમાણે જ તમારી શારીરિક સ્થિતિ કરી મૂકે એમાં આશ્ચર્ય શું? જુની છાપો ભુંસી નાંખો, અને તેને સ્થાને નવી મનગમતી છાપો મનમાં પાડો, અને તેને જોવા માંડો: જઠરને પથરા પચાવે એવું જુઓ, મલોત્સર્ગની ક્રિયા ઉત્તમ પ્રકારે થતી દૃષ્ટિસમીપ રાખો, અને આ ચિત્રોવિના બીજા ચિત્રને હૃદયમાં આવવા ન દો, અને પછી તમારામાં કેવા ઉત્તમ ફેરફાર થાય છે તે જુઓ. છાપ બદલાતાં, આ લેખમાં લખેલા સિદ્ધ નિયમાનુસાર વિચાર બદલાવાના જ, અને તે બદલાતાં, તમારી શારીરિક સ્થિતિમાં ફેરફાર થવાનો જ.

કાં તો બહાર બનતા ઉત્તમ અનુકૂળ પ્રસંગોના ઇંદ્રિયોને સંબંધ કરાવીને તે વડે અંતઃકરણમાં નવી ઉત્તમ છાપો પાડી વિચાર બદલો, અથવા તો પોતાની કલ્પનાવડે જ ઉત્તમ અનુકૂળ ચિત્રો રચી, તેની સુદૃઢ છાપ મનમાં પાડી વિચારોને બદલો. ઉભયમાંથી ગમે તે રીતે વિચારોને બદલી દુઃખી મટી સુખી થાઓ.

ઉત્તમ આરોગ્યનાં, ઉત્તમ વ્યવહારસુખનાં, ઉત્તમ મનોબળનાં અને ઉત્તમ સંતાનનાં ચિત્રો કલ્પનાથી રચવાનું અને હૃદયમાં તેમની ઉંડી છાપ પાડી તે છાપને દૃષ્ટિસંમુખ રાખ્યા કરવાનું મનુષ્યના પોતાના જ હાથમાં હોવાથી, આરોગ્ય, સુખ, મનોબળ, ઐશ્વર્ય, વિભવ, જ્ઞાન વગેરે સર્વ પ્રાપ્ત કરવા મનુષ્ય પોતે સ્વતંત્ર છે, તે સહજ સ્પષ્ટ થાય છે.

---

# एक श्रेयस्साधक सज्जने केवा क्रमथी पोतानुं जीवन उच्च कर्युं.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ટ ૩૩૪ થી. )

ફાલ્ગુન કૃષ્ણ પક્ષ ૭.

અંતરમાં આનંદનું ચિંતન કરતો, અને બાહ્ય જે કંઈ દૃષ્ટિએ પડે તેમાં આનંદને જોવાનો પ્રયત્ન સેવતો, પ્રાતઃકાળે હું શય્યામાં બેઠો થયો, અને મારા નિશ્ચયોને અધિક સુદૃઢ કરવાને માટે શ્રીસદ્‌ગુરુએ પ્રબોધેલાં અત્યંત રહસ્યવાળાં વચનોનો હું નિત્યના નિયમપ્રમાણે નેત્ર મીચી ક્રમ થઈ પાઠ કરવા લાગ્યો:—

**સોરઠા.**

બને તેટલું ધાર, ઉંચામાં ઉંચુ, પ્રથમ,—
અંતર અને બહાર, વ્યાપક પ્રભુના સ્વરૂપને.
વિવિધ પ્રભુનાં નામ, કલ્પેલાં તુજ સ્વરૂપને,—
સૂચવતાં, લહી આમ, ઘડી ઘડી જપ તે નામને.
સત્ય, જ્ઞાન, આનંદ, પ્રેમ, અને આરોગ્ય, બળ,—
બહુ શબ્દોનાં વૃંદ, કરાવતાં પ્રભુલક્ષણ.
મન, વાણી ને કૃત્ય, આ શબ્દોના અર્થથી,—
રસતાં યત્ને નિત્ય, પ્રકાશતા પ્રભુ હૃદયમાં.

અહો ! આ વચનોમાં સૂચવેલું ફળ મારા હૃદયમાં ક્રમે ક્રમે કેવું પ્રકટતું ગયું છે ! મેં **આનંદ** શબ્દનો આજ સુધી જપ કર્યો છે, અને તેમાં રહેલા અર્થનું મારાથી બને તેટલું ઉંચુ સ્વરૂપ ધારી તેનું ચિંતન કરવા પ્રયત્ન સેવ્યો છે, એટલું જ નહિ, પણ મારી વાણીને અને કૃતિને મેં **આનંદ**ના અર્થથી રંગવા બનતો પ્રયત્ન સેવ્યો છે. અને તેના પરિણામમાં આજે હું શો અનુભવ કરું છું ? ખાતાં, પીતાં, અને વિવિધ વ્યવહારો કરતાં આજે હું **આનંદ**વિના મારા હૃદયમાં બીજા ધર્મોને પ્રકટતા ક્વચિત્ જ જોઉં છું.

મને લાગે છે કે **આનંદ**ને હૃદયમાં નિત્ય સ્થિર રાખવા શિવાય આ જગતમાં મનુષ્યને બીજું કશું જ કરવાનું નથી. જો હૃદયમાં આનંદ નિત્ય સ્થિર છે, તો પછી બીજી વિવિધ ક્રિયાઓ કરવાનું શું પ્રયોજન ? અને જો હૃદયમાં આનંદ સ્થિર નથી, તો પછી સેંકડો કે હજારો ઉત્તમ ક્રિયાઓ કરી તોપણ શું ? **આનંદ** જ સર્વનું મૂળ છે, અને તેથી સર્વોત્તમ હિતને ઇચ્છનારે તો **આનંદ**ની જ કળાને હૃદયમાં જાગ્રત્ રાખવી જોઇએ, અને તેને પ્રતિક્ષણ વધાર્યા જવી જોઇએ. **પરમેશ્વર**નું અખંડ ભજન કર્યું પણ હૃદયમાં જો આનંદ નથી, તો **પરમેશ્વર**નું એ ભજન જ નથી. સાકર ખાનારના મુખમાં ગળપણવિના બીજું કશું હોતું જ નથી, તેમ **પરમેશ્વર**નું સ્મરણ કરનારના હૃદયમાં આનંદવિના બીજું કશું હોવું જ સંભવતું નથી, કારણ કે **પરમેશ્વર**માં અને **આનંદ**માં કશો ભેદ જ નથી. પ્રતિકૂળ પ્રસંગથી ચીડાઈ જનાર અથવા ઉદ્વેગ ધરનાર મનુષ્ય **પરમેશ્વર**નો ભક્ત નથી, પણ **પરમેશ્વર**નો દ્વેષ ધરનાર છે. ક્રોધને, દ્વેષને, અથવા ઉદ્વેગને સેવીને તે બીજું કશું જ કરતો નથી, પણ પોતાના હૃદયમાં રહેલા **આનંદ**ને ધક્કા મારીને તે પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂકે છે. અને પોતાના જ ઘરમાંથી **પરમેશ્વર**ને ધક્કા મારીને કાઢનાર મનુષ્ય શું **પરમેશ્વર**નો ભક્ત ગણાય કે ? વિવિધ વિકારોને મનુષ્યો જ્યારે સેવે છે, ત્યારે તેઓ **પરમેશ્વર**ની ભક્તિ કરતા નથી, પણ **પરમેશ્વર**ને જ ગડદાપાટુ મારી પોતાના ઘરમાંથી હાંકી કાઢે છે. આમ હોવાથી હું **પરમેશ્વર**નો ભક્ત છું, એમ પોતાને ગણનાર મનુષ્યથી તો એક ક્ષણ પણ વિકારોને પોતાના હૃદયમાં પ્રવેશવા દઇ શકાય એમ નથી. અંધકાર અને પ્રકાશ એક સ્થળમાં રહી શકતાં જ નથી, તેમ **પરમેશ્વર** અને વિકારો એક હૃદયમાં રહી શકતા જ નથી. **પરમેશ્વર**ના જેણે સાચા ભક્ત થવું છે, તેણે પોતાના હૃદયને **પરમેશ્વર**મય જ કરી નાંખવું જોઇએ. આનંદવિના બીજા કશાનો તેણે તેમાં પ્રવેશ ન જ થવા દેવો જોઇએ.

પોતાને **પરમેશ્વર**ના ભક્ત માનનાર ઘણા મનુષ્યો વારંવાર એવું બોલતા સાંભળવામાં આવે છે કે અમને પ્રલ્હાદની પેઠે અથવા ધ્રુવની પેઠે અંતરમાં અને બહાર દશે દિશાએ

ભગવાનનાં જ દર્શન થાય એવી અવસ્થાનો અનુભવ કરવા બહુ જ ઇચ્છા છે; પરંતુ આવાં મનુષ્યોએ જાણવું જોઇએ કે આવી અવસ્થા પ્રથમ આપણા પોતાના હૃદયમાં ભગવાનને અખંડ જોવાનો અભ્યાસ પાક્યા વિના આવતી જ નથી. ભગવાનવિના બીજું કશું જ જ્યારે આપણા હૃદયમાં પેસતું નથી, ત્યારે જ ભગવાન્ આપણા હૃદયમાં અને બહાર નિત્ય પ્રસન્ન રહે છે. અમુક સારું છે, અને અમુક ખોટું છે, એવા એવા વિચારોવડે દિવસમાં સેંકડો વાર આનંદના દીપકને હૃદયમાંથી ઓલવી નાંખી ઉદ્વેગનો અંધકાર કરવામાં આવતો હોય, ત્યાં પરમાત્માને અખંડ ભજવાનો અભ્યાસ ચાલે છે, એમ શી રીતે ગણાય? અને આવો અભ્યાસ ન કરનાર મનુષ્ય ભક્ત છે, એમ પણ શી રીતે ગણાય? અને સાચા ભક્ત થયાવિના ભક્તિનું સર્વોત્તમ ફળ ન અનુભવાય તેમાં કોનો દોષ?

પરમેશ્વર આનંદસ્વરૂપ છે અથવા પ્રેમસ્વરૂપ છે, એવું એક વાર જેના જાણવામાં યથાર્થ આવ્યું છે, તેને તો પોતાના હૃદયમાંથી આનંદને ક્ષણવાર પણ દૂર કરતાં પ્રાણ જવાતુલ્ય સંકટનો અનુભવ થયાવિના રહેવો ન જોઇએ. જો મને ભગવાન્ વહાલા છે, તો મારાથી આનંદને તજીને ઉદ્વેગ કરાય જ કેમ? વહાલાને છોડીને બીજાના પડખામાં મારાથી ભરાય જ કેમ? જો હું મારા વહાલાનો થોડી ક્ષણો પણ અનાદર કરું છું, તોપણ હું ખરો ભક્ત નથી, પણ નામનો વેષધારી ભક્ત છું.

'વ્યવહારમાં પ્રતિકૂળ પ્રસંગો બને તેમાં મને શી એવી હાનિ થઈ કે તેથી મારા હૃદયમાં બેઠેલા મારા વહાલા ભગવાનને મારે ધક્કા મારી બહાર કાઢવા? ઉલટું એવા પ્રસંગોમાં તો મારે ભગવાનનાં ચરણ વધારે અને વધારે દૃઢપણે પકડવાં જોઇએ. કારણ કે ભગવાને શું ગીતામાં નથી કહ્યું કે મારું અનન્ય ભાવે અખંડ ચિંતન કરનારના વ્યવહાર હું ચલાવું છું? ભગવાનના કરતાં મારો વ્યવહાર હું શું વધારે સારો ચલાવી શકું એમ છે? આગીયાથી રાત્રિનો અંધકાર ટળેલો સાંભળ્યો છે? તો પછી વ્યવહાર બગડતો જોઇને જો હું આનંદનો ત્યાગ કરું તો મારા પોતાના જ પગમાં હું કુહાડો મારું છું. જેમનાથી મારો વ્યવહાર સુધરનાર છે, તેમને જ હું પુંઠ દઉં છું. ખરેખર વ્યવહારમાં બનતા પ્રતિકૂળ પ્રસંગોમાં વિકારોને સેવવાની અગત્ય છે, એમ જો હું કહું તો તે તો જરા પણ ચાલે તેવું નથી. ઉલટું વિકારોને સેવવાથી હું ઉભયભ્રષ્ટ જ થાઉં છું; મારો વ્યવહાર સુધરતો નથી, અને મારા વહાલા ભગવાનની ભક્તિને કલંક લાગે છે.

જો ભગવાનનો જ આપણે ખપ છે, તો પછી ભગવાનસાથેનું આપણું વર્તન પરમ આદરવાળું જ હોવું જોઇએ. એક ક્ષણે ભગવાનને હૃદયમાં આદરયુક્ત પૂજવા, અને બીજી જ ક્ષણે તેમનું અપમાન કરવું, એવું વર્તન ભગવાનનો અનુગ્રહ પ્રાપ્ત કરાવનાર હોઇ શકે જ નહિ. પણ વિકારોને સેવનાર આમ જ કરે છે. તેઓ હૃદયસિંહાસનઉપર એક ક્ષણે અત્યંત પવિત્ર બ્રાહ્મણને બેસાડી તેનું પૂજનઅર્ચન કરે છે, અને બીજી જ ક્ષણે તેને ધક્કો મારી કાઢી મૂકી તે જ સિંહાસનઉપર મલિન ચાંડાલને બેસાડે છે, અને તેને પૂજે છે!

મન, વાણી અને કૃતિને ભગવાનથી રસ્યાવિના સઘળું જ વ્યર્થ છે. ભગવાનનું સેવામાં આંખો મીચી બે કલાક કે ચાર કલાક ધ્યાન કર્યું, કે તેમની પ્રતિમાનું પૂજન કર્યું કે તેમના મંગલમય નામનો જપ કર્યો તેથી કંઇ ભગવાનની ભક્તિ પૂર્ણતાને પામતી નથી. પ્રત્યેક વિચારમાં, પ્રત્યેક શબ્દમાં, અને પ્રત્યેક ક્રિયામાં દિવસના ચોવીશે કલાક ભગવાન રમી રહે—ત્યારે

રહે, ત્યારે જ ભગવાનની ભક્તિ કરી ગણાય છે, અને ત્યારે જ ભક્તિનું ફળ જામવા માંડે છે. સારું બનો કે ખોટું બનો, અનુકૂળ બનો કે પ્રતિકૂળ બનો, ફાવે તે બનો, પણ તે સર્વ પ્રસંગોમાં આનંદઉપરથી દૃષ્ટિ એક ક્ષણ પણ વેગળી ન થવી જોઇએ. કોઇ કટુ વચન કહે, કોઇ અપમાન કરે, કોઈ આપણી નિંદા કરે, કોઈ આપણને ભારે હાનિ પહોંચાડે, ગમે તે કરે, તોપણ આપણા ઇષ્ટ દેવ જે આનંદ તેમને જરા પણ આપણે હૃદયમાંથી દૂર ન જ કરવા જોઇએ.

'મારા અંતઃકરણમાં આવા વિચારો ચાલતા હતા, એટલામાં નીચે શિવનાથ અને લક્ષ્મીનો પરસ્પર લડવાનો અવાજ મારે કાને આવ્યો. તેઓને અત્યારમાં લડવાનું શું કારણ મળ્યું હશે, તેનો હું વિચાર કરતો હતો, એટલામાં મારી ધર્મપત્ની હું જ્યાં હતો ત્યાં આવી, અને કહેવા લાગી કે 'સાંભળો છો કે? તમે તો સાથેથા ભગત થઇને બેઠા, પણ આ છોકરાંઓને હવે કંઈ કહેવું છે કે નહિ? વહાણાના પહોરમાં બોકડાની પેઠે બે જણાં બાઝવાં છે, તેમને કશુંએ કહ્યા વિના તે મારાથી હવે આ ઘરમાં રહેવાશે શી રીતે? હું તો મુવાંને વારીને થાકી, પણ મને કોઇએ ન ગાંઠી, ત્યારે તમારી પાસે તમને કહેવા આવી છું. તમે કહેશો, મને અત્યારમાં ભજનમાં ભંગ પાડ્યો, પણ તમે ન સાંભળો ત્યારે મારે હવે જવું ક્યાં? આ વગેરે વચનો સાંભળી મેં નેત્ર ઉઘાડ્યાં, અને પ્રસન્નતાને ત્યજ્યા વિના હું બોલ્યો, 'ચાલ હું નીચે આવું છું. તારા જેવી ધૈર્યવતી સ્ત્રીએ આવા ક્ષુદ્ર પ્રસંગથી અકળાવાનું શું પ્રયોજન? આમ બોલતો, અંતરમાં આનંદનું ચિંતન કરતો, તથા બાહ્ય મારી સ્ત્રીનાં હૃદયમાં અકળામણને નહિ પણ આનંદને જોતો હું શય્યામાંથી ઉઠ્યો, અને નીચે બાળકો જ્યાં લડતાં હતાં ત્યાં આવ્યો. મને જોઇને શિવનાથ કહેવા લાગ્યો, જુઓ બાપા! આ લક્ષ્મી મને વાંદરો ને કૂતરો ને બિલાડો ક્યારની કહ્યા કરે છે. લક્ષ્મી બોલી, પહેલાં તેં મને વાંદરી કહી ત્યારે હું તને કહું જ તો. બાપા તપાસ કરશે કેની કે પહેલો વાંક કોનો છે! મેં શાંતિનો પરિત્યાગ કર્યાવિના કહ્યું, ભાઈ શિવનાથ! બ્હેન લક્ષ્મી! તમારાં આવાં સુંદર મુખમાંથી પ્રેમનાં વચનો જ નીકળવા દો. તમે તે દિવસે એકબીજાને પ્રેમનાં મધુર વચનો કહેતાં હતાં ત્યારે તમારાં મુખ કેવાં સુંદર દેખાતાં હતાં? મને તો તમારી છબી તે ક્ષણે પડાવી લેવાનું બહુ મન થયું હતું. શિવનાથ! તું તો જાણે કોઈ દેવનો જ પુત્ર હોય એવું મને જણાતું હતું, અને લક્ષ્મી! તારું હસતું મુખ જોઇને તો મને આપણા મેડાઉપર પેલી સરસ્વતીની છબી જ બહુ સાંભરી આવતી હતી. તમારાં મુખમાંથી નિત્ય એવાં પ્રેમનાં વચનો જ નીકળ્યા કરો, અને તમારાં મુખ તે દિવસનાં કરતાં પણ વધારે સુંદર આજે દેખાઓ. આ વચનો બાળકોને કહેતી વખતે તેમના હૃદયમાં રહેલા આનંદસ્વરૂપ આત્માપ્રતિ જ મેં દૃષ્ટિ રાખી હતી અને શ્રદ્ધાપૂર્વક માન્યું હતું કે પ્રેમસ્વરૂપ આત્મા તેમનાં અંતઃકરણમાં સ્થિત હોવાથી પોતાની પ્રેમસત્તાને તે અવસ્ય પ્રવર્તાવશે. વળી મેં મારા હૃદયમાં પાછી દૃષ્ટિ નાંખીને મારા હૃદયસ્થિત પ્રભુને કહ્યું કે 'પ્રભો! આ બાળકોના હૃદયમાં આ ક્ષણે વ્યાપેલા અંધકારને આપ નિવૃત્ત કરો, અને આપના સુરમ્ય પ્રકાશને નાંખો. મેં મનમાં જ આ પ્રમાણે કહ્યું, અને બીજી જ ક્ષણે મને જણાયું કે બાળકોને એકએકઉપરથી રોષ ઉતરી ગયો હતો.

પછી મારી એક બાજુએ લક્ષ્મીને અને બીજી બાજુએ શિવનાથને બેસાડીને તે બન્નેને માથે પ્રેમથી હાથ ફેરવીને મેં તેમની સાથે નીચે પ્રમાણે વાત કરી.

મેં કહ્યું, બહેન લક્ષ્મી ! ભાઇ શિવનાથ ! હવે તમારાં હસતાં મુખ કેવાં સુંદર દેખાય છે ? તમને હમેશાં આવાં સુંદર દેખાવું ગમે છે કે બેડોળ દેખાવું ગમે છે ?

બંને બોલ્યાં, અમને સુંદર દેખાવું જ ગમે છે.

મેં કહ્યું, ત્યારે મારાં વહાલાં બાળકો ! હમેશાં પ્રેમનાં મધુર વચનો બોલવાની, અને હૃદયને પણ પ્રેમથી જ ભરેલું રાખવાની કેટલી બધી જરૂર છે, એ શું તમને નથી સમજાતું ? જુઓ, આપણો આત્મા કેવળ પ્રેમનો જ ભંડાર છે, અને આપણી વાણીમાં અને ક્રિયામાં પ્રેમને જ દર્શાવવા માટે તે નિરંતર તત્પર છે. તમારા હૃદયમાં પ્રેમ જ ભરેલો છે, એવું દૃઢપણે તમે માનશો તો તમારાથી તમારી વાણીમાં અને ક્રિયામાં પ્રેમને દર્શાવ્યાવિના રહેવાશે જ નહિ. અને આમ થતાં તમે આ જગતમાં કેવાં સુંદર અને સર્વનાં પ્રીતિપાત્ર થઇ પડશો!

લક્ષ્મી બોલી, બાપા ! મને ગુસ્સો ચડે છે ત્યારે મારાથી ગમે તેવું બોલાઇ જ જાય છે. નઠારા શબ્દોને રોકવાનો વિચાર આવ્યા પહેલાં તો તેઓ મારા મોંમાંથી બહાર નીકળી જાય છે.

શિવનાથ બોલ્યો, મને પણ એમ જ થાય છે, બાપા ! મારાથી ગુસ્સાને દાબી શકાતો જ નથી.

મેં બંનેને પ્રેમથી આલિંગન આપી કહ્યું, નિર્દોષ બાળકો ! અમુક કામ મારાથી થઈ શકતું નથી, એવું જે માની બેસવાની તમને ટેવ પડી ગઈ છે, તે ટેવને તમારે પહેલાં જ જિતવી જોઇએ. કોઈ કામ મારાથી થઇ શકે એવું નથી, એવું જો પહેલેથી આપણે માની બેઠા હોઇએ છીએ તો તે કામ કરવાનો પછી આપણે યત્નસરખો પણ કરતા નથી. ખરું જોતાં ગમે તેવું કઠિનમાં કઠિન ગણાતું કામ કરવાની પણ આપણામાં શક્તિ છે, અને પ્રયત્ન કરનાર દરેક માણસને આ વાતની મોડીવહેલી પણ ખાતરી થયા વિના રહેતી જ નથી. આથી નઠારા શબ્દોને રોકવાનું, અને માત્ર પ્રેમથી ભરેલા સારા શબ્દોને બોલવાનું તમારામાં બળ રહેલું જ છે. પ્રયત્ન કરવાનો જ હવે તમારે બાકી છે. થોડી વાર પ્રયત્ન નિષ્ફળ કદાચ જાય, તેથી બળ નથી, એમ કંઈ ઠરતું નથી. જમીનમાં બે હાથ કે પાંચ હાથ ખોદતાં પાણી ન નીકળે તેથી તેમાં પાણી નથી, એમ કંઇ નથી. વધારે ઊંડે જતાં પાણી નીકળ્યા વિના રહેતું જ નથી, તેમ વધારે પ્રયત્ન કરતાં, વિજય મળ્યા વિના રહેતો જ નથી. આથી તમે બધું જ કરવાને શક્તિમાન્ છો, એવું જ તમારે તો હવેથી માનવું, અને જેની તેની સાથે પ્રેમના મધુર શબ્દો બોલવાનો જ પ્રયત્ન કરવો. પ્રેમ એ આપણા હૃદયમાં ઉગેલો મનોહર ગુલાબના પુષ્પનો છોડ છે, અને આપણા માયાથી ભરેલા શબ્દો અને કામો તે છોડનાં પુષ્પ છે. ગુલાબનાં ફુલ સર્વને કેવો આનંદ ઉપજાવે છે! આપણા પ્રેમથી ભરેલા શબ્દો અને કૃત્યો પણ સર્વને તેવો જ આનંદ ઉપજાવે છે. કઠોરતાવાળાં, સ્વાર્થથી ભરેલાં, અને ગુસ્સાવાળાં વચનો અને કૃત્યો, એ આપણા હૃદયમાં ઉગેલાં બાવળનાં વૃક્ષોની શૂળો છે. બાવળની શૂળો લોકોના પગમાં કેવી ભચભચ પેશી જાય છે, અને સર્વને કેટલું દુઃખ અને ત્રાસ ઉપજાવે છે ! આપણા કઠોર શબ્દો અને કૃત્યો પણ તે જ પ્રમાણે સર્વને દુઃખ અને ત્રાસ ઉપજાવે છે. વહાલાં બાળકો ! તમને તમારા હૃદયમાં કાંટાનાં ઝાડ ઉછેરવાં ગમે છે કે પુષ્પનાં ઝાડ ઉછેરવાં ગમે છે ?

બંને બોલ્યાં, બાપા ! અમને તો ફુલનાં ઝાડ જ ગમે છે, પણ તેમને કેવી રીતે ઉછેરવાં તેની અમને કશી ગમ પડતી નથી. (અપૂર્ણ.)

## આંદોલનોસંબંધી સૂચના.

૧ નવા વર્ષથી આંદોલનો માર્ગશીર્ષ શુદ ૧૦ થી પ્રેરવામાં આવશે.

૨ આંદોલનોનો અર્થ ઘણા મનુષ્યો જાણતા નથી. તેમને જણાવવાનું કે જેઓ **મહાકાલ** તથા **પ્રાતઃકાલ** એ બન્ને માસિકના ગ્રાહક હોય છે તેમના કલ્યાણના સંકલ્પો બે માસ સુધી અંતરથી કરવામાં આવે છે. આ સંકલ્પોથી અર્થાત્ વિચારનાં આંદોલનોથી, પરમાત્મકૃપાવડે તેમને ઘણી વાર લાભ થવાનો સંભવ આવે છે.

૩ એકલા મહાકાલના કે એકલા પ્રાતઃકાલના ગ્રાહકોને આંદોલનો મળતાં નથી, પણ બન્નેના ગ્રાહકોને જ મળે છે.

૪ આરોગ્ય, વ્યવહારસુખ અને અધ્યાત્મબળ એ ત્રણને માટે આંદોલનો પ્રેરાય છે.

૫ આંદોલનોમાટે પત્ર લખ્યાવિના તે પ્રેરવામાં આવતાં નથી. રીપ્લાય કાર્ડ મોકલ્યા વિના આંદોલનો પ્રેરવા માગનારને ઉત્તર લખવામાં આવશે નહિ.

૬ બે માસથી વધારે સમય આંદોલનો જોઈતાં હોય તેમણે આ વર્ષથી પ્રકટ થયેલાં બે રૂપૈયાનાં પુસ્તક ખરીદવાથી એક માસ વધારે આંદોલનો મોકલવામાં આવશે.

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**

### 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

રા. રા. ઠાકોરદાસ લલ્લુભાઈ (પોતાનાં ધર્મપત્ની તારાગૌરીની સદ્ગતિનિમિત્ત) મુંબઈ રૂ. ૫-૦-૦
એક શ્રેયસાધક ડીસા રૂ. ૨-૦-૦
રા. રા. જગજીવન કેશવભાઈ (પોતાનાં માતુશ્રીની સદ્ગતિનિમિત્ત) કુંડલા રૂ. ૫-૦-૦
રા. રા. ત્રિભુવનદાસ દામોદરદાસ પાઠક. વડોદરા રૂ. ૧-૦-૦
રા. રા. અમૃતલાલ ગોવિંદલાલ (પોતાનાં ધર્મપત્નીની સદ્ગતિનિમિત્ત) અમદાવાદ રૂ. ૫-૦-૦
એક સુજ્જન રૂ. ૧-૦-૦
એક શ્રેયસાધક. રૂ. ૨-૦-૦
રા. રા. મગનભાઈ ચતુરભાઈ (પોતાના પુત્ર રામભાઈની સદ્ગતિનિમિત્ત) કરમસદ રૂ. ૫-૦-૦
એક શ્રેયસાધક સ્ત્રી. વડોદરા રૂ. ૩-૮-૦
એક શ્રેયસાધક વીરમગામ રૂ. ૪૫-૮-૦
રા. રા. વસંતરાય નરભેશંકર ભુજ રૂ. ૪-૦-૦

---

## सदुपदेशश्रेणी—अष्टादश सदुपदेश.

કાર્તિક વદ ૧૪ ના મહોત્સવપ્રસંગે અપાયેલાં વ્યાખ્યાનોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. મૂલ્ય ૦-૧૨-૦, પોસ્ટેજ ૦-૧-૦

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**

## सूचना.

મહાકાલના ગયા વર્ષના અંકો માત્ર ચૈત્ર માસથી શીલક છે, અને તે પણ ખુટી જવા આવ્યા છે. ચૈત્રથી આશ્વિનસુધી સાત અંકોનું મૂલ્ય રૂ. ૧-૩-૦ છે.

Registered No. B.185.

॥ ॐ श्रीं ॥

# म हा का ल.

शारीरिक, व्यावहारिक, मानसिक, तथा आध्यात्मिक उन्नति साधवानी सर्वोत्तम युक्तिओनुं ज्ञान आपनार मासिक.

रूप (पुस्तक) २०.—मार्गशीर्ष कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) २.

श्लोकः

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूमकलेवरस्य ।
यस्येह तस्य भगवंस्तव साङ्गनस्य
रीत्या कया भवति शूल्किकणे निवासः ॥

અર્થ:—હે ભગવન્! ભૂમા અર્થાત્ અતિ મહાન્ વિસ્તારવાળા આપ, જેમનું સિંહાસન રચવામાટે વિશાલ આકાશ પણ ખરે પૂરતું થયું નહિ, તે આપની માયાશક્તિસાથે શી રીતે ભૂલોકમાં ધૂળના રજકણમાં મોકળાશથી રહી શકો છો?

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

श्री "सत्यविजय" प्रेस.—पांचकुवा नवा-दरवाजा—अमदावाद.

वार्षिक लवाजम पोस्टेज साथे रु. २-०-० वर्षना आरंभमां जे.

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે તત્કાળ અત્ર જણાવવું. પંદર દિવસપછી જણાવનાર ગ્રાહકને ગેરવલ્લે પડેલો અંક મળી શકશે નહિ. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.



रूप (पुस्तक) २:—मार्गशीर्ष कृष्ण० १४. संवत् १९६४. दर्शन ( अंक ) ,२.

॥ ॐ श्रीँ ॥

इष्टसाक्षात्कारने इच्छता आतुर साधकनी इष्टप्रति आर्द्र स्वरे विज्ञप्ति.

પદ. મલ્હાર.

જાગો જાગો આત્મારામ ! જગાડે દર્શનઆતુર જીવ.
ઉઠો ઉઠો સુંદરશ્યામ ! ઉઠાડે દર્શનઆતુર જીવ.
નિકટ છતાં હજી ગુપ્ત રહીને, ટટળાવો શું કામ,
સત્ચિત્સ્વરૂપે પ્રકટ થવામાં, શા બેસવા છે દામ;—
મુજ હૃન્મંદિરમાંહિ ભરાઇ, આપ રહ્યા સંતાઇ,
આપનો આ શો જોરજુલમ,—મને, પેસવા દીધી મનાઇ;—
વૃત્તિતંતુ, સંયમસુરથી, ચિત્તવાદ્યસંગાથ,
મેળવીને ઉભો ઉઠાડવા, જાગો મારા નાથ !—
સમીપમાં આવ્યાવિણ તમને, હું દોણું શી પેર,
ના આવી મળવામાં વાળો, કયા જન્મનું વેર;—
સંપત્તિથી રહિત થઇને, ભલે જણાઓ શ્યામ,
આપતણી મુજને ઇચ્છા છે, સંપત્તિનું ન કામ;—
કમલતણી શું શય્યા ત્યજતાં લાગે આકરૂં નાથ !
અથવા ન ગમે શું ત્યજવો પ્રભુ ! નિજ શક્તિનો હાથ;—
હું નથી કહેતો સઘળું ત્યજીને, આવો મારી પાસ,
આપસમીપે ખેંચી લો મને, જાણી દુર્બલ દાસ;—
એવા તે પ્રભુ ઘોર નિંદમાં, શાથી રહ્યા ભરાઇ,
આ ફફળાટ આંગણામાં, સુણી ઉઠો ન એ તો નવાઇ;—

હું કૃતઘ્નને મળવું પડશે, એમ લહી શું આપ,
ગુપ્તપણે ભીતર સંતાઈ, જુઓ શું મુજ સંતાપ;—
આપ પ્રભુ તો સદા સર્વદા, જાગ્રતસમ રહેનાર,
પણ હું જીવ તો અજ્ઞદ્રષ્ટિથી, નિદ્રિતસમ કહેનાર;—
કોઈ ઉપાયે હૃદયે પ્રકટી, આપો દર્શન આજ,
નરહરિ તમદર્શન વિણુ મારે હરામ ખાવું ખાજ;—

---

# विचाररत्नराशि.

સડેલા અથવા બગડેલા પદાર્થો કોઈ બુદ્ધિમાનને ખાવા આપ્યા હોય તો ભાગ્યે જ તે તેને ખાય છે. સર્વ બુદ્ધિમાન્ મનુષ્યો જાણે છે કે બગડેલો આહાર શરીરને નુકસાન કરે છે, અને તેથી શુદ્ધ આહારના પદાર્થો મેળવવાને માટે તેઓ સર્વદા અત્યંત કાળજી રાખે છે; અને આમ છતાં મનનો આહાર જે વિચારો, તેમની શુદ્ધિને માટે હજારમાંથી એકાદ મનુષ્ય પણ ભાગ્યે જ કાળજી રાખે છે.

* * * *

જેમ ખાવાના પદાર્થો શરીરને પોષે છે, તેમ વિચારો મનને પોષે છે, અને જેમ ખાવાના પદાર્થો બગડેલા હોય છે, તો શરીરને હાનિ થાય છે, તેમ વિચારો બગડેલા હોય છે, તો મનને હાનિ થાય છે. અને શરીરને થયેલી હાનિકરતાં મનને થયેલી હાનિ હજારગણી મોટી હોય છે. કારણ કે આપણાં સુખદુઃખનો ખરો આધાર આપણું મન જ છે. સુખેચ્છક મનુષ્યોએ આ વાતનું એક ક્ષણ પણ વિસ્મરણ કરવું ઘટતું નથી.

* * * *

એવું કહેવાય છે કે 'ઉંટ આકડાવિના અને બકરી કાંકરાવિના સઘળું જ ખાય છે.' અને તોપણ તેઓ પોતાના શરીરને પોષનાર વનસ્પતિ જ ખાય છે. વનસ્પતિવિના ગમે તે કચરો તેઓ કદી જ ખાતાં નથી. વિચારના સંબંધમાં મનુષ્યોનો મોટો ભાગ ઉંટ અને બકરીકરતાં પણ ચઢી જાય છે. તેઓ વિચારોને ગ્રહણ કરવામાં ક્વચિત્ જ વિવેક વાપરે છે. તેઓ કાનવડે, વિશેષે કરીને સઘળા જ વિચારો સાંભળે છે, અને નેત્રવડે પુસ્તકોમાં અને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલા સઘળા જ વિચારો વાંચે છે. મનને પુષ્ટ કરે અને તેનું આરોગ્ય વધારે એવો આહાર મનને વર્તમાન સમયમાં બહુ જ થોડા મનુષ્યો આપે છે.

* * * *

શરીરનું આરોગ્ય વધારનારા પથ્ય આહારનું જ્ઞાન જેમ મનુષ્યોને ઉપયોગી છે, તેમ મનનું આરોગ્ય વધારનારા પથ્ય વિચારોનું જ્ઞાન પણ તેમને તેટલું જ અથવા તેથી પણ અધિક ઉપયોગી છે. પ્રસન્નતા, શ્રદ્ધા, મૈત્રી અર્થાત્ સર્વસાથે અવિરોધ, નિર્ભયતા, વિવિધ વિપત્તિના પ્રસંગોમાં હિંમત, પ્રાણી માત્ર ઉપર પ્રેમભાવ, એ વગેરે સદ્‌ગુણો એ મનનો પથ્ય આહાર છે. જે જે વિચારોવડે આ સદ્‌ગુણો દબાઈ જાય છે, તે સર્વ વિચારો કુપથ્ય છે, અને જે જે વિચારોવડે આ સર્વ સદ્‌ગુણો વિકાસને અને વૃદ્ધિને પામે છે તે સર્વ વિચારો પથ્ય છે.

* * * *

સર્વ પ્રકારના કુપથ્ય વિચારોને બુદ્ધિમાને દૃઢતાથી અંતઃકરણમાં પ્રવેશ કરતા અટકાવવા જોઈએ. અંતઃકરણને દાબી નાંખે, નાહિંમત કરી નાંખે, ભયાકુલ અથવા શોકાકુલ કરી નાંખે, એવા વિચારો જે સ્થળમાં ચાલતા હોય ત્યાં એક ક્ષણ પણ ઉભા ન રહેવું, અને ઉભા રહેવાનો પ્રસંગ આવે તો કાનને બંધ કરી નાંખવા. શ્રવણે પડેલા આવા વિચારોનું એકાંતમાં સ્મરણ કદી પણ ન કરવું. સર્વ પ્રયત્નથી તેમને ભૂલી જવા. સ્મરણમાં આવે તો પ્રયત્નપૂર્વક મનને બીજા કામમાં જોડવું. કુપથ્ય વિચારો એ અંધકાર છે, અને પથ્ય વિચારો એ સૂર્યનો પ્રકાશ છે. અંધકારમાં જીવનનો નાશ થાય છે, અને પ્રકાશમાં જીવન પોષાય છે, અને આમ હોવાથી કુપથ્ય વિચારો મરણ અને મરણના જેવાં દુઃખો પ્રકટાવે છે, અને પથ્ય વિચારો જીવન અને જીવનજન્ય અનેક સુખો પ્રકટાવે છે.

---

# श्रीसद्गुरु कोण होइ शके—गृहस्थ के संन्यासी ?

(અનુસંધાન ગયા વર્ષના ૧૨ મા અંકના પૃષ્ઠ ૪૨૬ થી.)

**શ્રીરામાનુજાચાર્ય** શ્રીશંકરાચાર્યના પછી થયા છે અને શંકરાચાર્યે કરેલું બ્રહ્મસૂત્રપરનું શારીરક ભાષ્ય એમને યોગ્ય ન જણાવાથી એમણે સ્વતંત્ર ભાષ્ય કર્યું છે જે **શ્રી ભાષ્યના નામથી** પ્રસિદ્ધ છે. એ સંપ્રદાયપ્રવર્તક આચાર્યમાંના એક છે અને એમનો સંપ્રદાય **વિશિષ્ટાદ્વૈત** કહેવાય છે. એ સંપ્રદાયમાંથી રામાનંદી આદિ વિવિધ પંથો થયેલા છે, અને તેની ઉપલબ્ધિ ભારતભૂમિપર ચારે દિશાએ છે. એમણે બ્રહ્મસૂત્રપર, ગીતાપર અને ઉપનિષદોપર ભાષ્ય કરેલાં છે અને તે ઉપરાંત વિવિધ પ્રકરણ ગ્રંથો લખેલા છે. એમનું શ્રીભાષ્ય અનેક પ્રમાણો તથા યુક્તિથી પૂર્ણ છે અને પાશ્ચાત્ય પ્રજાવર્ગના વિદ્વાનો ઘણાં સૂત્રપરના એ ભાષ્યને સૂત્રનો સાચો અર્થ જણાવનાર સમજે છે. અત્ર શાંકરભાષ્ય તથા રામાનુજભાષ્યનું તારતમ્ય જોવાનો આપણો આશય નથી, તેમ જ એમાંથી કયું ભાષ્ય સૂત્રના રહસ્યને જણાવે છે અને કયું નિર્બલ છે તે પરીક્ષા આપણે કરવા રોકાવા કારણ નથી. હાલ તો પ્રસ્તુત વિષયસંબંધમાં શ્રીરામાનુજનો શો મત છે તે જ સંક્ષેપમાં જોવાનું છે, અને તેથી જ એમના વિવિધ ગ્રંથોનાં પ્રમાણો, વિસ્તાર થવાના ભયથી, ન આપતાં માત્ર શ્રીભાષ્ય તથા ગીતાભાષ્યમાંથી જ એમના મતને પ્રદર્શન કરવા પૂરતાં જ વાક્યો લઈએ છીએ. આ જ શૈલિ શાંકરવેદાન્તસુધી આવતાં રાખવામાં આવશે.

બ્રહ્મસૂત્ર તૃતીયાધ્યાયના ચતુર્થ પાદના પુરુષાર્થાધિકરણના **अनुष्ठेयं बादरायणस्साम्यश्रुतेः ॥ १९ ॥** એ સૂત્રપરના ભાષ્યમાં રામાનુજાચાર્ય જણાવે છે કે જેમ ગૃહસ્થાશ્રમનું અનુષ્ઠાન કરવા યોગ્ય છે તેમ સંન્યાસ પણ ચતુર્થાશ્રમરૂપ છે અને તે પણ અનુષ્ઠેય છે; કારણ કે **त्रयो धर्मस्कन्धाः** એ શ્રુતિમાં ચારે આશ્રમનું સમાનપણે વિધાન કરવામાં આવ્યું છે. આ શ્રુતિમાં **यज्ञोऽध्ययनं दानम्** એ શ્રુતિથી ગૃહસ્થાશ્રમનું ગ્રહણ કરાય છે, તપસ્ શબ્દવડે વાનપ્રસ્થ અને સંન્યાસી એ બેનું ગ્રહણ કરાય છે કેમકે એ બંને આશ્રમમાં તપસ્‌ની પ્રધાનતા છે. અને બ્રહ્મચર્ય શબ્દવડે બ્રહ્મચર્યાશ્રમનું ગ્રહણ કર્યું છે. આ પ્રમાણે ચારે આશ્રમનું ગ્રહણ કરી પછી શ્રુતિ કહે છે **सर्व एते पुण्यलोका भवन्ति, ब्रह्मसंस्थोऽमृतत्वमेति ॥** આ શ્રુતિનો શો અર્થ છે તે જણાવતાં શ્રીભાષ્ય કહે છે કે **ब्रह्मसंस्थशब्दो यौगिकः सर्वा**

**श्रमसाधारण: सर्वेषामाश्रमिणां ब्रह्मसंस्था संभवात् । ब्रह्मणि संस्था संस्थितिर्ब्रह्मसंस्थत्वं तच्च सर्वेषां संभवत्येव ॥ ब्रह्मनिष्ठा विकला: केवलाश्रमिण: पुण्यलोकभाज: । ते ष्वेव ब्रह्मनिष्ठोऽमृतत्वभाग्भवति । तदेतद् विस्पष्टमुक्तं भगवता पराशरेण प्राजापत्यं ब्राह्मणानामित्यारभ्य ब्राह्मं संन्यासिनां स्मृतमित्यन्तेन ते ष्वेव ब्रह्मनिष्ठानां ब्रह्मप्राप्तिमभिदधता ॥** અહિં બ્રહ્મસંસ્થ શબ્દ રૂઢ નથી અને યોગરૂઢ પણ નથી તેથી સંન્યાસીનો વાચક છે નહિ પણ યૌગિક છે અને તે સર્વ આશ્રમને સાધારણ છે કારણ કે સર્વ આશ્રમીઓ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ચારે બ્રહ્મનિષ્ઠ થઈ શકે છે. બ્રહ્મમાં સંસ્થા એટલે સારી રીતની સ્થિતિ તે બ્રહ્મસંસ્થા–બ્રહ્મનિષ્ઠા છે અને તે સર્વ આશ્રમમાં સંભવે જ છે. જે પુરુષ બ્રહ્મનિષ્ઠાવિનાના છે અને તે તે આશ્રમનાં ધર્મકર્મને કરે છે તેઓ, શ્રુતિ કહે છે કે, પુણ્યલોકને પામે છે અને એ **ચારે આશ્રમીમાં** જે જે બ્રહ્મનિષ્ઠ થાય છે તે સર્વ તત્ત્વજ્ઞાન તથા મોક્ષરૂપ અમૃતને પામે છે. આ શ્રુતિનો આ જ અર્થ કરવો જોઈએ, અને બ્રહ્મસંસ્થનો અર્થ સંન્યાસી ન જ કરવો જોઈએ, તેનું શ્રીપરાશરસ્મૃતિમાં વિસ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. એ સ્મૃતિમાં બ્રાહ્મણો પ્રજાપતિના લોકને પામે છે એમ આરંભી સંન્યાસીઓ બ્રહ્મલોકને પામે છે એ સુધીના ગ્રંથથી એમ કહ્યું છે કે જેઓ પોતપોતાના વર્ણ તથા આશ્રમના ધર્મકર્મનું જ અનુષ્ઠાન કરી રહ્યા છે તેમને બ્રહ્મલોકસુધીના લોકની પ્રાપ્તિરૂપ ફલ થાય છે અને એ ચારે આશ્રમીઓમાં જે સદા નિયમે કરી બ્રહ્મધ્યાન કરનાર યોગી છે **तेषां तत्परमं स्थानं यद्वै पश्यन्ति सूरय:**–તેઓ તત્ત્વજ્ઞાની ઋષિમુનિ જે પદને પામે છે તે મોક્ષરૂપ પદને પામે છે એમ ચારે આશ્રમીમાં જે બ્રહ્મનિષ્ઠ થાય છે તે સર્વને બ્રહ્મપ્રાપ્તિ થાય છે એવું જણાવ્યું છે.

આ શ્રીભાષ્ય રામાનુજનો મત શો છે તે સ્પષ્ટપણે સંશયરહિતરૂપે જણાવે છે. સંન્યાસીઓ બ્રહ્મનિષ્ઠનો લાઇસન્સ માગે છે તે રામાનુજાચાર્ય આપતા નથી પણ ચારે આશ્રમીઓ બ્રહ્મનિષ્ઠ થઇ શકે છે, ચારે આશ્રમીઓ તત્ત્વજ્ઞાનને પામે છે અને ચારે આશ્રમીઓ મોક્ષને પ્રાપ્ત કરે છે એમ ભાર દઈ દઈને આ વચનો જણાવે છે. એ વાક્યોમાં **सर्वाश्रमसाधारण:, तेष्वेव** ઇત્યાદિ પદો એમનો હૃદ્ગત અભિપ્રાય જણાવે છે. જેઓ રામાનુજ સંપ્રદાય ન સ્વીકારતા હોય, જેમને રામાનુજનું વ્યાખ્યાન માન્ય નહિ હોય અને જેમણે બીજા કોઇને પોતાની બુદ્ધિ વેચી દીધી હોય તેઓ ભલે આ રામાનુજાચાર્યના વાક્યને પ્રમાણરૂપ નહિ માને તોપણ જે પરાશર સ્મૃતિનાં વચનોસાથે એમણે એકવાક્યતા કરી છે તે સ્મૃતિવચનનો સમન્વ કરી બતાવવાનો તેમને રહે છે. સંન્યાસી થયો કે તે બ્રહ્મનિષ્ઠ થયો જ જોઇએ અને તેમ નહિ થાય તો તે પોતાના ધર્મથી પતિત થાય અને તેથી અધોગતિને પામે એવું જે માને છે તેમનું ખંડન શ્રીપરાશરસ્મૃતિ કરે છે કેમકે એ સ્મૃતિ સ્પષ્ટપણે કહે છે કે અબ્રહ્મનિષ્ઠ સંન્યાસી પણ હોય છે અને તે પણ સંન્યાસાશ્રમના ધર્મકર્મને પાલન કરે છે તો અધોગતિને પામતો નથી પણ બ્રહ્મલોકને પામે છે. અત્ર આ ચર્ચા નિરુપયોગી હોવાથી એમાં ઉતરતા નથી પણ રામાનુજાચાર્ય સ્પષ્ટપણે સર્વ આશ્રમીઓ બ્રહ્મનિષ્ઠ, તત્ત્વજ્ઞાની અને મોક્ષભાગ્ થઈ શકે છે એમ જે કહે છે તે પ્રતિ જ લક્ષ દોરીએ છીએ. તેથી સ્પષ્ટપણે એમના મતપ્રમાણે બ્રહ્મજ્ઞાનમાટે કે મોક્ષમાટે સંન્યાસાશ્રમની જરૂર નથી. જેની જરૂર છે તે માત્ર બ્રહ્મનિષ્ઠાની છે અને તે સર્વ આશ્રમીઓને સાધારણ છે, અર્થાત્ બ્રહ્મચારી બ્રહ્म-

નિષ્ઠ હોય છે; ગૃહસ્થ બ્રહ્મનિષ્ઠ હોય છે, વાનપ્રસ્થ બ્રહ્મનિષ્ઠ હોય છે અને તે જ પ્રમાણે સંન્યાસી પણ બ્રહ્મનિષ્ઠ હોય છે. બ્રહ્મનિષ્ઠાને સંન્યાસીમાં જ મર્યાદિત કરવી એ પોતાની મતિને જ કુંઠિત કરવાનું કામ છે અર્થાત્ મંદમતિનું જ કામ છે.

આ જ સંપ્રદાયને અવલંબન કરનાર શ્રીભાષ્યપર ટીકા કરનાર સુલોચનાચાર્ય આ જ પાદના **विधिर्वा धारणवत्** એ સૂત્રભાષ્યપર ટીકા કરતાં સ્પષ્ટ કહે છે કે **त्रयो धर्मस्कन्धा इत्यादौ विषये तपःशब्दो वनस्थमात्रपरः ब्रह्मसंस्थशब्दः परिव्राजकवाची–इति तदनुपपन्नम् त्रयो धर्मस्कन्धाः** એ શ્રુતિમાં તપઃશબ્દવડે વાનપ્રસ્થનું ગ્રહણ કરવું અને બ્રહ્મસંસ્થ શબ્દનો અર્થ સંન્યાસી કરવો, તથા પ્રથમના ત્રણ આશ્રમીઓ પુણ્યલોકને પામે છે અને બ્રહ્મસંસ્થરૂપ સંન્યાસી તે અમૃતને જ્ઞાનને તથા મોક્ષને પામે છે ઇત્યાદિ પ્રકારે વ્યાખ્યાન કરવું એ કેવળ ખોટું છે; કેમ કે **ब्रह्मसंस्थशब्दस्य यौगिकत्वसंभवेन...परिव्राजके रूढिकल्पना नुपपत्तेः** બ્રહ્મસંસ્થ શબ્દ યૌગિક લઈ શકાય તેમ છે તો પછી એને રૂઢ કરી સંન્યાસીનો વાચક લેવો એ અઘટિત છે. આની સામે એમ કહેવું કે બીજા આશ્રમીઓને કર્મ કરવાનાં હોય છે તેથી તેમને આત્માનું અનુસંધાન કરવાનો સમય રહેતો નથી માટે તેઓ બ્રહ્મનિષ્ઠ નહિ થાય એ પણ ખોટું છે કેમકે **कर्मानवरुद्ध कालबाहुल्यात् । नहि सर्वस्मिन्नहोरात्रे उपासीत इति विधिः । अन्यथा जनकादिनामात्मवेदनादपवर्गप्राप्तिवचनानुपपत्तेः ॥** કર્મમાં રોકાયેલો નહિ એવો ઘણો સમય તેમને મળી શકે છે કે જેમાં આત્માનુસંધાન થઇ શકે છે; આખો દિવસ અને આખી રાત્રિ આત્માનુસંધાન કરવું જ જોઇએ, તેમ નહિ કરે તો જ્ઞાન થતું નથી એવો કોઇ વિધિ શ્રુતિસ્મૃતિમાં નથી. આ પ્રકારનો વિધિ નથી છતાં કલ્પવામાં આવે તો તેથી શ્રીજનક આદિ મહાત્મા ગૃહસ્થોને આત્મજ્ઞાન થયું છે અને તે આત્મજ્ઞાનવડે અપવર્ગરૂપ મોક્ષની તેમને પ્રાપ્તિ વર્તમાન જન્મમાં જ થઇ છે એ પ્રતિપાદન કરનાર શ્રુતિઓ બાધિત ઠરે છે. આ આદિ વચનોથી એ જણાવવામાં આવ્યું છે કે બ્રહ્મજ્ઞાનમાટે બ્રહ્મનિષ્ઠાની અપેક્ષા છે અને તે ગૃહસ્થાદિ આશ્રમમાં પણ સંભવે છે તેથી સર્વ આશ્રમીઓ તત્ત્વજ્ઞાન તથા મોક્ષને પામે છે અને એને માટે સંન્યાસ આશ્રમ કે ગમે તે કોઈ આશ્રમવિશેષની અપેક્ષા નથી.

આ જ પાદના ૨૬ મા સૂત્રપરના શ્રીભાષ્યમાં ગૃહસ્થે શમદમાદિનું અનુષ્ઠાન કરવું કે નહિ એ સંશય પ્રાપ્ત થતાં, ગૃહસ્થે આંતરબાહ્ય ઇંદ્રિયોના વ્યાપારરૂપ કર્મો કરવાનાં હોય છે અને શમાદિ તેથી વિપરીત સ્વભાવવાળા છે તેથી ગૃહસ્થથી શમદમાદિ થઈ શકે તેમ નથી એ પૂર્વ પક્ષ પ્રાપ્ત કરી સિદ્ધાન્ત કરતાં કહ્યું છે કે યદ્યપિ ગૃહસ્થ કર્મમાં વ્યાપૃત રહે છે તોપણ તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરવી હોય તો શમદમાદિની પ્રાપ્તિ અવશ્ય કરવી જોઇએ; કારણકે **तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्येद्**– તેથી આ જાણનારે શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ અને સમાહિત થઈ એટલે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધાનને સાધી આત્મામાં આત્માનો સાક્ષાત્કાર કરવો–એ શ્રુતિમાં બ્રહ્મજ્ઞાનનાં સાધનરૂપે શમદમાદિનું વિધાન કર્યું છે. આ સિદ્ધાન્ત જણાવી પૂર્વપક્ષનો અનુવાદ કરી તેનું ખંડન કરતાં કહ્યું છે કે **न च करणव्यापार तद्विपर्ययरूपत्वेन कर्मणां शमदमादीनां च परस्परविरोधः । भिन्नविषयत्वात् । विहितेषु करणव्यापारः, अविहितेषु प्रयोजनशून्येषु च तदुपशम इति ॥ न च करणव्यापाररूपकर्मसु वर्तमा-**

**नस्य वासनावशात् शमादीनामुपादेयत्वासंभवः । विहितानां कर्मणां परमपुरुषाराधनतया तत्प्रसादद्वारेण निखिलविपरीतवासनोच्छेदहेतुत्वात् ॥** ભાવાર્થઃ—પૂર્વપક્ષી જે એમ કહે છે કે 'કર્મો કરવાં તેમાં ઇંદ્રિયોનો વ્યાપાર જોઈએ છે અને શમદમાદિમાં ઇન્દ્રિયોનો વ્યાપાર અટકાવવાનો હોય છે તેથી કર્માનુષ્ઠાન અને શમાદિ એ વિરોધી સ્વભાવવાળાં છે' તે અયોગ્ય છે. કારણકે બન્નેના વિષય ભિન્ન છે. જે કર્મો વિહિત છે તે કરવાનાં છે અને જે નિષિદ્ધ છે અથવા જે પ્રયોજનરહિત છે તેમાં શમદમાદિનું સેવન કરવાનું છે તેથી કર્માનુષ્ઠાનસાથે શમાદિનો વિરોધ નથી. આની સામે કોઇ એવું કહે કે ' જે પુરુષ વિહિત કર્મોને પણ કરતો રહે છે તેનામાં તેની વાસના બંધાય છે અને તેથી તેનાથી શમદમાદિનું ઉપાદાન થઈ શકે તેમ જ નથી ' તો તે પણ કેવળ અયોગ્ય છે કારણ કે વિહિત કર્મો પરમેશ્વરપ્રીત્યર્થ કરવામાં આવે છે ત્યારે એ કર્મોના અનુષ્ઠાનથી પરમેશ્વરનો પ્રસાદ-અનુગ્રહ થાય છે અને તેને લીધે સર્વ વિપરીત વાસના થતી નથી એટલું જ. નહિ પણ, ઉચ્છેદ પામી જાય છે; તેથી ગૃહસ્થે પણ શમદમાદિનું ગૃહસ્થાશ્રમમાં રહી અનુષ્ઠાન કરવું. આ શ્રીભાષ્યનું વચન સ્પષ્ટપણે જણાવે છે કે શમદમાદિની પ્રાપ્તિ-માટે ગૃહસ્થાશ્રમનો ત્યાગ અપેક્ષિત નથી, સંન્યાસનું ગ્રહણ અપેક્ષિત નથી, પણ એ સર્વનું ગૃહસ્થ પણ સારી રીતે અનુષ્ઠાન કરી શકે છે; ઉપરતિ એ સંન્યાસ નથી પણ નિષિદ્ધ અને નિરુપયોગી કર્મોથી ઉપરામમાત્ર છે. આ રીતે રામાનુજાચાર્ય 'સંન્યાસની તત્ત્વજ્ઞાનમાટે ખાસ જરૂર છે, સંન્યાસી જ બ્રહ્મનિષ્ઠ થઈ શકે છે અને ગૃહસ્થ થઇ શકતા નથી' એ ધૂર્ત પ્રલાપને લેશ પણ આશ્રય નહિ આપતાં એને જ પૂર્વપક્ષ રૂપ લઈને ખંડન કરે છે.

આ જ પાદના સૂત્ર ૪૭ ના શ્રીભાષ્યમાં કહ્યું છે કે **कृत्स्नेष्वाश्रमिषु विद्यायाः सद्भावाद् गृहिणोऽपि अस्तीति तेनोपसंहारः ।** ભાવાર્થઃ—બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ચારે આશ્રમીમાં મોક્ષપ્રદ તત્ત્વજ્ઞાન હોય છે તેથી છાંદોગ્યોપનિષદમાં **अभिसमावृत्य कुटुम्बे** ઇત્યાદિ ઉપસંહારમાં ગૃહસ્થનું વર્ણન કર્યું છે.

ભગવદ્ગીતાપરનું રામાનુજ ભાષ્ય જોઈએ છીએ તો ત્યાં તૃતીયાધ્યાયના ૨૦ મા શ્લોકપરના ભાષ્યમાં કહ્યું છે કે **यतो ज्ञानयोगाधिकारिणोऽपि कर्मयोग एवात्मदर्शने श्रेयान्, अत एव हि जनकादयो राजर्षयो ज्ञानिनामग्रेसराः कर्मयोगेनैव संसिद्धिमास्थिताः, आत्मानं प्राप्तवन्तः । एवं प्रथमं मुमुक्षोर्ज्ञानयोगानर्हतया कर्मयोगाधिकारिणः कर्मयोग एव कार्यं इत्युक्त्वा ज्ञानयोगाधिकारिणोऽपि ज्ञानयोगात्कर्मयोग एव श्रेयानिति सहेतुकमुक्तम् ॥**

ભાવાર્થઃ—જે જ્ઞાનયોગના અધિકારી છે તેને માટે પણ આત્મજ્ઞાનમાટે કર્મયોગ જ વધારે સારો માર્ગ છે તેથીજ જનક આદિ રાજર્ષિયો કે જે તત્ત્વજ્ઞાનીમાં **પ્રથમ પંક્તિ** ધરાવનાર છે તે સંન્યાસવડે નહિ જ પણ કર્મયોગવડે જ આત્માને પ્રાપ્ત કરી ગયા છે. આ પ્રમાણે જે મુમુક્ષુ છે અને જ્ઞાનયોગનો અધિકારી નથી તેણે કર્મયોગ કરવો, એ પ્રથમ જણાવ્યું અને હવે વિશેષ એ કહ્યું કે જ્ઞાનયોગના અધિકારીએ પણ કર્મયોગને પસંદ કરવો અને કર્મોનો ત્યાગ નહિ કરવો.

અન્યત્ર ( ગીતા શ્લોક ૩-૨૫ ના ભાષ્યમાં ) કહ્યું છે કે **नयात्मनि कृत्स्नवित्तया कर्मण्यसक्तो ज्ञानयोगाधिकार्योग्योऽपि व्यपदेश्यः शिष्टो लोकरक्षणार्थं स्यात्तेन**

**दिप्सलोकानां धर्मनिश्चयं चिकीर्षुः कर्मयोगमेव कुर्यात् ॥** ભાવાર્થઃ—અતત્ત્વત જેમ તે તે કર્મ કરવારૂપ કર્મયોગને સેવે છે તે પ્રમાણે આત્માનું સંપૂર્ણ જ્ઞાન જેને થયું છે, જે ધ્રુબન્ન છે તેને કર્મમાં આસક્તિ હોતી નથી તેમ જ તે જ્ઞાનયોગનો અધિકારી છે છતાં તેણે પણ લોકના રક્ષણને અર્થે–લોકસંગ્રહાર્થે–લોકોને ધર્મનો બોધ પોતાના આચરણથી આપવાઅર્થ કર્મયોગ જ સેવવો ઘટે છે.

આ જ પ્રમાણે શ્રીગીતાના પાંચમા અધ્યાયના પ્રથમ શ્લોકના ભાષ્યમાં પણ ત્રણું અધ્યાયનો સાર જણાવતાં કહ્યું છે કે મુમુક્ષુએ પ્રથમ કર્મયોગનું જ સેવન કરવું, અને કર્મયોગવડે અંતઃકરણના કષાય પક્વ થઈ જાય ત્યારે જ્ઞાનયોગવડે આત્મદર્શનને પામવું, પણ જ્ઞાનયોગનો અધિકાર પ્રાપ્ત થયા છતાં પણ જ્ઞાનનિષ્ઠાકરતાં કર્મનિષ્ઠા જ ચડે છે.

આ સર્વ પ્રમાણોથી તથા એ શિવાય બ્રહ્મસૂત્ર ૩–૪ નાં સૂત્રો ૯, ૧૪, ૩૬, ૩૭; ૪–૨–૧૬. વગેરેના ભાષ્યપરથી તથા શ્રી ગીતાના તૃતીય, ચતુર્થ, પંચમ આદિ અધ્યાયના ભાષ્યથી સ્પષ્ટપણે જણાય છે કે રામાનુજાચાર્યના સિદ્ધાન્તમાં સંન્યાસને મોક્ષનું અથવા આત્મજ્ઞાનનું એક સાધન માન્યા છતાં તે આવશ્યક સાધન માન્યું નથી. અસંન્યાસીને આત્મજ્ઞાન થાય છે એટલું જ નહિ પણ આત્મજ્ઞાન થયા પછી પણ સર્વએ સંન્યાસ લેવો જોઇએ એવો નિયમ નથી જ, પ્રત્યુત આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે કર્મસંન્યાસકરતાં કર્મયોગ ચડીયાતું સાધન છે અને આત્મજ્ઞાનને પામેલા તત્ત્વજ્ઞાનીઓ ગૃહ છોડી જંગલમાં નાશી જનાર થતા નથી પણ પ્રાયશઃ ગૃહસ્થાદિ આશ્રમમાં રહી કર્મ કરનાર જ રહે છે ઇત્યાદિનું સ્થાપન કર્યું છે. અત્ર ઉદાહૃત કરેલાં વાક્યો આ એમના મતને સ્પષ્ટપણે જણાવે છે એટલે ઇતર પ્રમાણો બતાવી વિસ્તાર ન કરતાં પૂર્વની પ્રતિજ્ઞાપ્રમાણે સંક્ષેપનો આદર કરી હવે વલ્લભાચાર્યના આ સંબંધમાં શા સિદ્ધાન્ત છે તે જોઇએ. ( અપૂર્ણ. )

---

# शरीरनी अने मननी क्रियारहित अवस्था.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૨ થી. )

સંયમવડે જો સર્વ અવસ્થામાં મનની શાંત અને અવ્યગ્ર અવસ્થા રહેતી નથી તો તે સંયમ દોષવાળો છે. ઘણા મનુષ્યો એકાંતમાં પાંચ પાંચ કલાક નેત્ર મીચીને સંયમનાં સાધનો સેવે છે, પણ વ્યવહારમાં તેમને જો જોયા હોય તો આગના ભભુકા હોય છે. તેમની ભ્રકુટી નિરંતર ચડેલી જ રહે છે. સામાની પ્રસન્નતા ઉપજાવનાર મધુર શબ્દોને અને તેમનાં વાણીસ્થાનોને સેંકડો યોજનનું છેટું હોય છે. તેમને જો કોઇ જરા છેડે છે તો તેમનું આવી જ બને છે. આ, સંયમથી પ્રાપ્ત થનાર સમાધાન વૃત્તિ નથી. જેમને પોતાની વૃત્તિનું આવું સ્વરૂપ જણાય તેમણે પોતાના દોષને સત્વર શોધી કાઢી તે સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. સંયમમાં મેળવેલું બળ અવ્યગ્રપણે બહાર વાપરતાં ન આવડે તો સંયમ નિષ્ફળજેવો જ છે. આથી વ્યવહારમાં સર્વદા સમાધાનવાળી વૃત્તિ રાખવા સાવધાન રહેવું જોઇએ.

વળી પા કલાકમાં જે કામ થતું હોય તે ધીરે ધીરે ઠંડે પેટે બે કલાકે કરવું, એનું નામ સમાધાનવાળી અવ્યગ્ર વૃત્તિ નથી. સ્ટેશનપર વીસ મિનિટમાં પહોંચવાની જરૂર હોય

ત્યાં ધીરાં ધીરાં પગલાં ઉઠાવતા ડોલતા ડોલતા પોણા કલાકે પહોંચવું, એનું નામ અવ્યગ્રતા નથી. એ તો આળસ, જડતા, અને બેશીકરાઈ છે. અવ્યગ્ર વૃત્તિ કામ કરવામાં ઓછી ચપળ હોતી નથી. જે સમયે જેટલી ત્વરાથી કામ સાધવું જોઈએ, તે સમયે તેટલી જ ત્વરાથી તે કાર્યને સાધે છે. અવ્યગ્રતામાં, મનનું અને શરીરનું સઘળું સામર્થ્ય ધારેલું કામ યથાર્થ રીતે સાધવાતરફ જ વળેલું હોય છે. કામ આટલા સમયમાં થશે કે નહિ થાય, શી રીતે ઝટ કરી નાંખું, એવી અકળામણ અને ચિંતાના વિચારોમાં મનના બળનો બીજી દિશાએ વહેવડાવીને અવ્યગ્ર મનુષ્ય ક્ષય કરી નાંખતો નથી. પ્રેરક સત્તામાંથી કાર્ય સાધવાનું બળ મને મળેલું છે, અને પ્રતિક્ષણ નવું અને નવું પ્રાપ્ત થતું જ રહે છે, એવા જ્ઞાનથી, કાર્ય અવશ્ય સિદ્ધ થશે જ એવો તેને વિશ્વાસ હોય છે, અને તેથી તે ચિંતાને કે અકળામણને કરતો નથી. આથી તેના બળનો સંચય રહે છે; અને ઘણું કામ કરવા છતાં પણ તેને ઓછો થાક લાગે છે. એથી ઉલટું વ્યગ્ર ચિત્તવાળાનું ચિત્ત હાથમાં લીધેલા કામમાં પૂરેપૂરું જોડાતું નથી; અર્ધું મન ચિંતામાં જોડાયલું અને અર્ધું કામમાં જોડાયલું હોય છે. તેનાં નેત્ર, હસ્ત, પાદ વગેરે ઇંદ્રિયો હાંફલાંફાંફલાં થઇ જાય છે. ગભરાયલી સ્થિતિમાં તેનું તીર ધારેલા નિશાનને વેધતું નથી. અને કાર્ય કરી રહ્યા પછી પરિણામમાં તે પોતાને થાકીને લોટપોટ થઇ ગયેલો અનુભવે છે.

કેટલાક મનુષ્યો બહારથી અવ્યગ્ર દેખાય છે, પણ અંતરમાં તેમને પારવિનાના વીંણાચુંથા થતા હોય છે. આ વ્યગ્રતા પણ ઉપર વર્ણેલી વ્યગ્રતાજેટલી જ હાનિને કરનાર છે. બન્ને વ્યગ્રતાવાળા મનુષ્યોને સંયમનાં સાધનો સેવવાની અગત્ય છે.

વિચારમાં, વાણીમાં અને વર્તનમાં સર્વદા અંતઃકરણની સમાધાનવાળી અવ્યગ્ર સ્થિતિ રહેવા માટે આપણે નિત્ય અર્ધો કલાક અથવા કલાક, આપણા આત્મસ્વરૂપમાં એકાગ્રતા સાધવાનો પ્રયત્ન કરવાની અગત્ય છે, એટલું જ નહિ, પરંતુ હું નિર્વિકલ્પ ચૈતન્યસ્વરૂપ છું, એ પ્રકારના ભાનપૂર્વક પ્રત્યેક ક્રિયા કરવાનો અભ્યાસ સેવવો જોઈએ. દિવસના પ્રત્યેક કલાકે અને ખાસ કોઈ કાર્યનો આરંભ કરતા પૂર્વે, પોતાના જાગ્રત્ અવસ્થાના અર્થાત્ વ્યવહાર કરતા મનને, આત્મામાં થોડી ક્ષણો પણ જોડવાનું વિસરી જવું જોઇએ નહિ. આમ કરવાને માટે વિચારને રોકી દઈને, હૃદયના ઉંડા ભાગમાં પ્રવેશીને શાંત થઈ જવું, એ વિના બીજું કશું જ કરવાનું નથી. આમ કરતાં; આત્મામાં એકાગ્રતા સાધવાનું, અને પોતાની પ્રેરક સત્તામાં જે ક્ષણે એકાકાર થવું હોય તે ક્ષણે એકાકાર થવાનું સામર્થ્ય પ્રાપ્ત થશે; અને તેમ થતાં ચિંતા ભય વગેરેનો નાશ થઇ મનની સર્વ કાર્ય કરતાં સમાધાનવાળી સ્થિતિ પ્રાપ્ત થશે.

ગમે તેવા ચિંતાના પ્રસંગોમાં પણ મનના વિચારોને શમાવી દેઈ હૃદયના મધ્યબિંદુમાં એકાગ્ર થતાં, તત્કાળ નિર્ભયતા પ્રાપ્ત થાય છે, એટલું જ નહિ પણ ચિંતા વગેરે અસંખ્ય વિકારોથી થતો બળનો ક્ષય અટકે છે અને નવું બળ પ્રાપ્ત થાય છે. કારણ કે વિચારોને અટકાવવાથી અને હૃદયમાં એકાગ્ર થવાથી જ આપણા અંતર્યામી ઇશ્વરસાથે આપણો અભેદ સંબંધ થાય છે; અને આ સંબંધ જ આપણને નવું બળ, નવું જીવન, નવું જ્ઞાન વગેરે સર્વ આપે છે.

જેમ ધનનો એકલો સંચય કરી લક્ષાધિપતિ કે કોટયધિપતિ કહેવડાવવામાં ધનના સંગ-

યની સફળતા નથી, પણ તેનો ઉત્તમ પ્રકારે વ્યય કરવામાં જ છે, તેમ સંયમવડે એકલો બળનો સંચય કરવામાં મહત્તા નથી, પણ સંચિતબળનો ઉપયોગી કાર્યોમાં વ્યય કરવામાં જ મહત્તા છે. વ્યયવિનાનો સંચય કેવળ નિષ્ફળ અને ભારરૂપ છે. વ્યયને અર્થે જ સંચય હોય છે, નહિ તો સંચયનું પ્રયોજન જ નથી, એમ જાણી જેમ સંયમ અધિક સેવવામાં આવે તેમ અધિક ઉચ્ચ પ્રવૃત્તિઓ કરતા રહેવું જોઇએ. ધનને ખુટી જવાના ભયવાળા કૃપણ મનુષ્યો જ ધનને ખરચતાં ભય ધરે છે, તેમ પ્રેરક સત્તા અખુટ છે, એવું ન જાણનાર તથા તેમાં અવિશ્વાસને સેવનાર મનુષ્યો જ સંયમદ્વારા સંચય કરેલા બળનો સદુપયોગ કરતાં ભય ધરે છે. પ્રેરક સત્તામાં પોતાના નિત્ય અભેદનું અખંડ ભાન જેમને હોય છે તેવા મહા પુરૂષોને તો અપાર પ્રવૃત્તિ સેવતાં છતાં પણ પોતાના બળનો લેશ પણ ક્ષય થવાનો ભય લાગતો નથી તથા ક્ષય થયાનું ભાન પણ થતું નથી.

પ્રવૃત્તિ કરતાં છતાં પણ વૃત્તિ આત્માકાર રાખી રહેવી એ સર્વોત્તમ અવસ્થા છે. અરણ્યને સેવનાર સંયમશીલ પુરૂષકરતાં આ સ્થિતિ ઉંચા બળને સૂચવનારી છે. **શ્રીકૃષ્ણ** આદિ લીલાવતારોને આ સ્થિતિ સ્વભાવસિદ્ધ હતી. એ સ્થિતિ પ્રાપ્ત કરવાનો આપણો પ્રત્યેકનો ઉદ્દેશ હોવો જોઇએ.*

---

# इष्टाश्रयने प्राप्त साधकना उद्गार.

પદ. ( આ શું નાન કરો. પ્રેમ યાદ કરો, એ લય. )

પ્રભુએ હાથ ગ્રહ્યો, હું સનાથ થયો, હવે ભય શો રહ્યોવિશ્વમાંહ્ય;
મારાં પાપ ટળ્યાં, મારાં દુઃખ બળ્યાં, જીવભાવ ગયો, ક્ષણમાંહ્ય.
મસ્ત ફરૂં હું અહિં તહિં, નિત્ય રહી નિઃશંક,
આનંદોદધિમાં રમું, બેશી પ્રભુને અંક,
મને સર્વ મળ્યું, મેં આ સર્વ કળ્યું, હું સર્વજ્ઞ થયો, ક્ષણમાંહ્ય.
આ લેવા, તે પામવા, હું ન હવે અથડાઉં,
સઉના મૂળને ભેટી હું, શાંતિમાં શમી જાઉં,
નાથ નિરખી રીઝું, જોઇએ કંઇ ન બીજું, પ્રભુએ પોતાનો કહ્યો, વિ૦
લૌકિક જન જેને ગણે, ભારે અસહ્ય દુઃખ,
પ્રભુસંગે, કરી ના શકે, તે કદી મુજ દીન મુખ;
સુખમય હું વિચરૂં, જય જય ઉચ્ચરૂં, ક્લેશ પ્રભુએ દહ્યો, ક્ષણમાંહ્ય.
બુદ્ધથલ છો બીજા ગણે, ગણે ભલે કંગાલ,
(પણ) અનંત, શ્રી, સુખ, જ્ઞાનમાં, મ્હાલું બુડી હું હાલ;
પંગુ ગિરિપર ચઢ્યો, શિખરે આવી અડ્યો, કહ્યો પ્રભુએ ભયો, ક્ષ૦

---

* સંયમ શી રીતે સિદ્ધ કરવો. તે ન જાણનાર મનુષ્યને આ વર્તતરફથી પ્રકટ થયેલા 'અધ્યાત્મબળપોષક ગ્રંથમાલાનો ' પ્રથમ અંશ ' વાંચવા વિનવવામાં આવે છે.

# વિચાર બદલવાનો વિધિ અને તેના લાભ.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪ થી ).

પૂર્વે જણાવી ગયા છીએ તેમ મનુષ્યોનો મોટો ભાગ આ કળા સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતો જ નથી. તેઓને વિચાર બદલવા માટે બાહ્ય જગતઉપર જ આધાર રાખવો પડે છે. તેઓને જેવા વિચાર કરવા હોય તેવા વિચાર સ્વતઃ તેઓ કરી શકતા નથી, પણ બહારના વિષયોની તેઓની પાંચ ઇંદ્રિયોઉપર જે છાપ પડે છે, તે પ્રમાણે જ તેઓ વિચાર કરી શકે છે. આ પ્રમાણે બહારના નવા વિષયોના સંબંધથી હૃદયઉપર નવી છાપો પાડી વિચારો બદલવા, એ ખોટું છે, એમ કંઈ નથી. એથી સુખ સાધી શકાતું નથી, એમ પણ નથી. પણ સુખ સાધવાનો આ પ્રકાર મનુષ્યને સ્વામીની સ્થિતિમાં મૂકે છે કે દાસની? માંદા પડીએ ત્યારે વિચારોને બદલવામાટે મનુષ્યને મહાબળેશ્વર જ જવું પડે, અથવા કોઈ રાજા હોય તો તેને યુરોપ કે અમેરિકા જવું પડે, એ શું મનુષ્યની મહત્તા સૂચવનાર છે? એ શું રાજાનું સ્વામિપણું છે? મહાબળેશ્વર જવાની સગવડ ન બની તો શું દુઃખમાં રીબાયા કરવું? અથવા ત્યાં જવા છતાં વિચારો ન બદલાયા, તો પાછું શું બીજું સ્થળ શોધવું? અને બીજે જવા છતાં પણ ન બદલાયા તો પછી શું લમણે હાથ મૂકીને રડવું? શું સુખને માટે અને સર્વોત્કૃષ્ટ અભ્યુદયને માટે મનુષ્યે બાહ્ય વિષયોઉપર જ આધાર રાખવો? આ સ્વતંત્રતા નથી પણ દાસત્વ છે. એથી સુખના ઉપર મનુષ્યને અંકુશ મળતો નથી, પણ સુખદુઃખનો મનુષ્યના ઉપર અંકુશ સ્થપાય છે. એથી દૈવના નચાવ્યા મનુષ્યને નાચવું પડે છે.

વિચારોને બદલવાને માટે બાહ્ય સાધનોની જરૂર પડવી, એનો અર્થ એટલો જ થાય છે કે આપણું મન આપણા સ્વાધીનમાં લેશ પણ નથી: આપણે આપણી ઇચ્છાપ્રમાણે તેની પાસે વિચાર કરાવી શકતા નથી. જે આપણે સાંભળીએ, જે આપણે જોઈએ, જે આપણે વાંચીએ, જે પ્રકારની બાહ્ય વિષયોના સંબંધથી આપણને લાગણી થાય તે પ્રમાણે જ આપણું મન વિચારો કરે, તો સૂત્રધારની પુતળીની પેઠે આપણી કેવળ પરતંત્ર સ્થિતિ જ રહે છે. અને પરતંત્રતા કોને સુખ આપે છે? ઉલટી પરવશતા સર્વ પ્રકારનાં દુઃખોને જ આપે છે.

રોગને પ્રકટાવનારા પ્રતિકૂળ વિચારો આપણા મનમાં ચાલવા માંડે છે, અને તેમ થતાં આપણા શરીરને કોઈ પણ પ્રકારનું થોડું કે ઘણું દુઃખ થયા વિના રહેતું જ નથી.

જેમ જગતમાં કેટલાકના મનને ચલાવનાર તેમનું જહર હોય છે, તેમ બીજા પ્રકારના હજારો મનુષ્યના મનને ચલાવનાર વર્તમાનપત્રો છે. વર્તમાનપત્રોમાં તેઓ જે વાંચે છે, તે પ્રમાણે જ તેમના વિચારો આખો દિવસ ચાલ્યા કરે છે. વર્તમાનપત્રોના સમાચારોમાં મોટો ભાગ દુઃખની ખબરોથી જ ભરેલો હોય છે. આજ તો અમુક દેશહિતચિંતક પુરુષને સરકારે કેદમાં નાંખ્યો, અમુક પત્રઉપર રાજદ્રોહની ફરીયાદ મંડાઈ, અમુક સ્થળે સરકારે આવો જુલમ કર્યો, અમુક પ્રાંતમાં દુષ્કાળ ચાલ્યો, અમુક સ્થળે પ્લેગથી નિત્ય આટલાં મનુષ્યો મરે છે, અમુક નગર ધરતીકંપથી નાશ પામ્યું, આવી આવી અનેક ખબરોથી વર્તમાનપત્રોનો મોટો ભાગ ભરેલો હોય છે. અસાવધ મનુષ્યો હોંસે હોંસે વર્તમાનપત્રો વાંચે છે, અને આ દુઃખદ ખબરોની અંતઃકરણમાં છાપ પડવા દે છે, અને તે છાપપ્રમાણે જ તેમના આખા દિવસના વિચારો થાય છે. પ્રતિકૂળ છાપોએ પ્રકટાવેલા પ્રતિકૂળ વિચારોથી તેમના મનની સ્થિતિ દુઃખદ થઈ જાય છે. સંસારમાં સર્વ પ્રકારની અનુકૂળતા છતાં, અન્ન, વસ્ત્ર, ગૃહ, ધન, સ્ત્રી, પુત્ર, પ્રતિષ્ઠા સર્વ છતાં, સુખી થવાને બદલે મનુષ્યો મનના વિચારોઉપર અંકુશ ન હોવાને લીધે આ પ્રમાણે દુઃખી થઈ જાય છે.

જેઓ ભણેલા હોતા નથી અને વર્તમાનપત્રો વાંચતા હોતા નથી, એવા હજારો મનુષ્યોનાં મન વળી તેઓની આજુબાજુ બનતા પ્રસંગોના નચાવ્યાં જ નાચે છે. પોળમાં અથવા મહોલ્લામાં કોઈ મરી જાય તો બેઠાં આખો દિવસ તે સંબંધી જ વિચારો કરે છે, અને ઘડી ઘડી ઉંડા નિસાસા નાંખ્યા કરે છે. પોતાની આજુબાજુ જે કંઈ બનતું જુએ છે, અથવા સાંભળે છે, તે પ્રકારના જ તેમના વિચારો ચાલ્યા કરે છે. અનુકૂળ બને છે, તો આનંદમાં આવી જાય છે, અને બીજે જ ક્ષણે પ્રતિકૂળ બનતાં મોટી પોક મૂકીને રડે છે. આજુબાજુના પ્રસંગોના તેઓ કેવળ ગુલામ જ હોય છે. મનના ઉપર અંકુશવિનાના તેઓ પણ **सर्वं परवशं दुःखम्** એ ન્યાયે કદી પણ ઠરીને સુખનો અનુભવ કરતા નથી.

આ વિનાના હજારો મનુષ્યોનાં મન વળી બીજાના અભિપ્રાયનાં નચવ્યાં નાચે છે. તેમણે પ્રમાણભૂત માનેલા અમુક મનુષ્યે કહ્યું કે અમુક ખોટું છે કે તરત જ તેઓ તેને ખોટું માને છે. અમુક અનુભવી ડોક્ટરે કહ્યું કે તમને ક્ષય થયો છે કે તરત જ તેની છાપ તેઓ ગ્રહણ કરે છે, અને મને ક્ષય થયો જ છે એવું માની તેવા જ વિચારોમાં આખો દિવસ ગુંથેલા રહે છે. બીજો તેમને ગમે તેટલું કહે કે તમને ક્ષય થયો જ નથી, તોપણ તેઓ તે માનતા જ નથી. વિચારઉપર સ્વતંત્રતા તેઓએ મેળવેલી હોતી નથી. પોતાના મનરૂપી ઘોડાની લગામ તેમણે બીજાના હાથમાં આપી હોય છે, અને લગામ જેમ મરડાય તે દિશાભણી તેઓ જાય છે. આવી પરવશતામાં પણ સુખનો અભાવ જ રહે છે.

વિચારના સંબંધમાં મનુષ્યોની પરવશતાના આવા ને આવા સેંકડો દાખલા આપી શકાય. પણ એ સર્વ દાખલા આપીને જે કહેવાનું છે તે એ જ છે કે આજે મનુષ્યોનો મોટો ભાગ પોતાના વિચારોને પોતાની ઇચ્છાપ્રમાણે ચલાવી શકતો નથી. વિચારોની બાબતમાં મનુષ્યો છેક જ પરતંત્ર થઈ રહેલા છે, અને તેનો પરિણામ એ આવ્યો છે કે ભેડી બાગના દડાની પેઠે તેઓ દિવસમાં સો વાર ઉંચે તથા સો વાર નીચે પછડાય છે—દિવસમાં સેંકડો વાર હર્ષશોકને અનુભવે છે.

શરીર, મન, બુદ્ધિ, કામ કરવાનું સામર્થ્ય, અને આપણું વર્તન એ વગેરે સર્વમાં ત્યાં સુધી આપણા વિચારોમાં ઉત્તમ પ્રકારનો ફેરફાર આપણે કરી શકતા નથી ત્યાં સુધી કદી પણ સુધારો થઈ શકતો નથી; અને આપણા વિચારોના ફેરફાર આપણા મનમાં જે લાગણીઓ અથવા છાપ આપણે પડવા દઈએ છીએ તે ઉપર આધાર રાખે છે, તેથી વિચારોમાં ઉત્તમ પ્રકારનો ફેરફાર કરવામાટે, ઉત્તમ વિચારોને પ્રકટાવનારી છાપોને જ આપણે આપણા મનમાં પડવા દેવી જોઈએ, એ સિદ્ધ થાય છે. આથી મનમાં ઉત્તમ પ્રકારના વિચારો જ માત્ર ચાલ્યા કરે, એવી છાપો કેવી રીતે પાડવી, એ જ માત્ર સુખને માટે મનુષ્યને શીખવાનું રહે છે. જેને આ આવડે છે તેને સર્વ જ આવડે છે, કારણ કે આ જ્ઞાન તેને અખંડ સુખમાં સ્થાપે છે, અને જેને આ નથી આવડતું તેને કશું જ નથી આવડતું, કારણ કે આ જ્ઞાનવિનાનું બીજું સર્વ પ્રકારનું જ્ઞાન દુઃખથી તેનું રક્ષણ કરી શકતું નથી.

આ જ્ઞાન વિચારઉપર સંપૂર્ણ સ્વામિત્વ આપે છે, અર્થાત્ આપણે જેવા વિચારો કરવા હોય છે, તેવા જ વિચારો તેવડે કરી શકીએ છીએ. બહાર ગમે તેવા દુઃખદ મનાતા પ્રસંગો બનતા હોય તોપણ તેની છાપ જો આપણે આપણા મનઉપર પડવા દેતા નથી, તો આપણને લેશ પણ દુઃખ થતું નથી. આપણું ઘર બળતું હોય તથાપિ મનઉપર તેની છાપ ન પડવાથી આપણે ગભરાઈ જતા નથી, અને પ્રસન્નતાથી હરવા ફરીએ છીએ. આપણને ગમે તેવો વ્યાધિ થયો હોય, અથવા આપણને વીંછી કરડ્યો હોય તોપણ તેની વેદના આપણને જણાતી નથી. મનઉપર છાપ પાડ્યા વિના બાહ્ય કોઈ પણ પ્રસંગ આપણને સુખી કે દુઃખી કરવા સમર્થ છે જ નહિ. આપણા આગળ તોપનો ભડાકો થતા છતાં આપણે તે સાંભળી શકતા નથી, અને નેત્ર ઉઘાડાં છતાં પ્રકાશને આપણે જોઈ શકતા નથી. જેઓ યથાર્થ સંયમ કરી શકે છે, તેમને તોપોનો અવાજ સંભળાતો નથી, તથા શાંભવી મુદ્રાની સિદ્ધિવાળાને નેત્ર ઉઘાડાં છતાં કશું જ જોવામાં આવતું નથી, એ વાર્તા સુપ્રસિદ્ધ છે. બાહ્ય પ્રસંગોથી મનઉપર છાપ ન પડવા દેવાનું સામર્થ્ય કેટલું બધું વધારી શકાય છે, તે શાંભવી વગેરે સંયમની અનેક ક્રિયાઓ નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે.

અનુકૂળ પ્રસંગોની મનઉપર છાપ પડવા દીધાથી કશી જ હાનિ થતી નથી, પણ ઉલટો લાભ જ થાય છે. સુરમ્ય સ્વરે ઈશ્વરનું સંકીર્તન ચાલતું હોય તે પ્રસંગે તે કીર્તનની હૃદયમાં ઉંડી છાપ પડવા દેવી, એ અત્યંત લાભકારક છે. પરંતુ પ્રતિકૂળ પ્રસંગોની મનઉપર છાપ પડવા દીધાથી અત્યંત હાનિ થાય છે. કોઈ સ્ત્રી પોતાના પ્રિય જનના મૃત્યુથી અત્યંત હૃદયદ્રાવક કરુણ સ્વરે વિલાપ કરતી હોય તેની છાપ જો હૃદયમાં પડવા દેવામાં આવે છે, તો આપણે તત્કાળ શોકમાં ડુબી જઈએ છીએ, અને આપણને પોતાને પોતાનું કશું જ દુઃખ ન છતાં, વ્યર્થ દુઃખનો અનુભવ કરીએ છીએ. આથી પ્રતિકૂળ પ્રસંગોથી મનઉપર પડતી દુઃખજનક છાપોથી મનનું કેવી રીતે રક્ષણ કરવું, તેનું જ્ઞાન મેળવવાની મનુષ્ય માત્રને મુખ્ય અગત્ય છે.

પ્રતિકૂળ પ્રસંગોની મનઉપર લેશ પણ છાપ ન પડે, એવું સામર્થ્ય મનમાં આવે, એટલા જ માટે સત્શાસ્ત્રોએ વિવિધ સાધનો યોજ્યાં છે. સુખ અને દુઃખની, હર્ષ અને શોકની, જય અને પરાજયની, લાભ અને અલાભની મનઉપર કશી જ અસર ન થાય, એવી સ્થિતિની સત્પુરુષો અને સત્શાસ્ત્રો સર્વદા પ્રશંસા કરે છે, અને તેવી સ્થિતિને પ્રાપ્ત કરવા માટે સત્પ્રેર

સાધવા આગ્રહ કરે છે. સત્શાસ્ત્રોએ પ્રબોધેલાં વિવિધ સાધનોને યથાવિધિ જ્યારે સાધવામાં આવે છે, ત્યારે પ્રતિકૂળ પ્રસંગની દુઃખજનક છાપ મનઉપર કિંચિત્ પણ પડી શકતી નથી.

જેમ મીણજેવી નરમ વસ્તુઉપર કોઈ પદાર્થ દાબ્યો હોય તો તે પદાર્થની છાપ તે નરમ વસ્તુમાં પડી જાય છે, પણ પાષાણ અથવા લોખંડજેવી કઠિન વસ્તુઉપર કોઈ પદાર્થ દાબ્યો હોય તો તે પદાર્થની છાપ તે કઠિન વસ્તુઉપર પડતી નથી, તેમ જે મનુષ્યોનાં મન યોગસામર્થ્ય વિનાનાં દુર્બળ હોય છે, તેમના મનઉપર અનેક પ્રસંગની છાપ પડી જાય છે, અને જેમનાં મન યોગસામર્થ્યથી સબળ થયાં હોય છે, તેમનાં મનઉપર, તેમની ઇચ્છાવિના, કોઈ પણ પ્રસંગ છાપ પાડી શકતો નથી. વ્યવહારમાં પણ આપણે નિત્ય જોઈએ છીએ કે જેમનાં મન કોઈ એકાદ વિષયમાં તલ્લીન એટલે એકાગ્ર થયાં હોય છે, તેમનાં મનઉપર, તેમની આજુબાજુ બનતા પ્રસંગોની લેશ પણ અસર થતી નથી. આથી સ્પષ્ટ થાય છે કે મનને કોઈ એક વિષયમાં તલ્લીન રાખવાથી અર્થાત્ એકાગ્ર કરવાથી બીજા વિષયની તેના ઉપર છાપ પડી શકતી નથી.

એકાગ્રતા અથવા શાસ્ત્ર જેને સંયમ કહે છે, તે આ પ્રમાણે મનને બળવાન્ કરે છે. જેને એકાગ્રતા કરતાં આવડે, તે જ્યારે જ્યારે બાહ્ય પ્રતિકૂળ પ્રસંગ બને ત્યારે કોઈ જુદા જ વિષયમાં મનને એકાગ્ર કરી દે તો બહારના પ્રતિકૂળ પ્રસંગની તેના ઉપર લેશ પણ છાપ પડતી નથી, અને આ પ્રમાણે છાપ ન પડવાથી તે બાહ્ય પ્રસંગથી પ્રકટનાર દુઃખથી તેનું રક્ષણ થાય છે.

પણ એકાગ્રતા કરવાનો વિષય જો સર્વોત્તમ નથી હોતો, તો હોલામાંથી નીકળીને ચુલામાં પડવા જેવું જ થાય છે. બાહ્ય કોઈ દુઃખદ પ્રસંગ બન્યો અને તેમાંથી બચવાને માટે આપણે મનને કોઇ અન્ય વિષયમાં જોડયું, તો તેથી બાહ્ય પ્રસંગથી આપણો બચાવ થાય છે, એ ખરૂં છે, પણ જે અન્ય વિષયમાં આપણે મનને એકાગ્ર કરીએ છીએ, અને જેની ઉંડી છાપ આપણે આપણા મનઉપર પડવા દેઇએ છીએ, તે વિષય જો સર્વોત્તમ નથી હોતો તો તેની છાપથી પ્રકટનારા વિચારો આપણું દુઃખથી રક્ષણ કરી શકતા નથી. એક દુઃખથી બચાવી તેઓ આપણને બીજા દુઃખમાં નાંખે છે. અને આપણી ઇચ્છા કંઈ એક દુઃખથી બચવાની નથી, પણ સર્વ જ પ્રકારનાં દુઃખથી બચવાની છે. તેથી આપણી એકાગ્રતાનો વિષય સર્વોત્તમ જ હોવો જોઇએ.

આ હેતુથી જ શાસ્ત્રો આપણને પરમેશ્વર, સદ્ગુરુ, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર વગેરે સર્વોત્તમ વિષયોમાં એકાગ્રતા સાધવાનો પ્રબોધ આપે છે. દુઃખના સમયમાં ભગવાનને સંભારવાથી દુઃખ ટળી જાય છે, એવું પરંપરાથી કહેવાતું આવે છે, પણ તેનો ભાવ મનુષ્યો યથાર્થ સમજતા ન હોવાથી જ આજે અસંખ્ય મનુષ્યો દુઃખના સમયમાં, હે ભગવાન્! હે ભગવાન્! ના પોકારો માર્યા કરતા આપણે સાંભળીએ છીએ, અને તોપણ તેમનું દુઃખ ટળેલું કે ઓછું થયેલું આપણે જોતા નથી. બાહ્ય દુઃખદ પ્રસંગ પ્રાપ્ત થતાં, મુખથી માત્ર હે ભગવાન્! હે ભગવાન્! એમ બોલીને બેશી રહેવાનું નથી, પણ ભગવાનમાં મનને એવું તો એકાગ્ર કરી દેવાનું છે કે મનઉપર માત્ર ભગવાનની જ છાપ પડે, અને બાહ્ય દુઃખદ પ્રસંગની લેશ પણ છાપ ન પડે. જ્યાં સુધી દુઃખદ પ્રસંગની મનઉપર છાપ પડેલી હોય છે, અને ભગવાનની આછી સરખી પણ છાપ મનઉપર પડેલી નથી હોતી ત્યાં સુધી ભગવાન્ શબ્દનો ઉચ્ચાર

કરવાથી મોને જ માત્ર શ્રમ પડે છે, પણ દુઃખ ટળતું નથી. દુઃખ ટળવાનો અને સુખ મળવાનો આધાર મનઉપર જેની છાપ પડે છે, તેના ઉપર આધાર રાખે છે.

શ્રાદ્ધ કરવાનું નરસિંહ મહેતાને માથે દુઃખ આવી પડ્યું હતું. જ્યાં સુધી મારે આજે શ્રાદ્ધ કરવાનું છે, એ પ્રકારના વિચારની છાપ તેમના મનમાં પડેલી રહી હતી, ત્યાં સુધી તેમનું દુઃખ ઉભું જ રહ્યું હતું. પરંતુ તાંબડી લઈને ઘી લેવા જતાં માર્ગમાં ભગવાનનું કીર્તન કરતાં શ્રાદ્ધ વગેરે સર્વ પ્રસંગને તે ભૂલી ગયા, શ્રાદ્ધના પ્રસંગની છાપ તેમના અંતરમાંથી ઉડી ગઈ, અને કેવળ ભગવાન જ તેમના હૃદયમાં રમી રહ્યા, ત્યારે ભગવાને પોતે તેમનું શ્રાદ્ધ કર્યું છે, એ શ્રદ્ધાવાન સર્વ સુવિવેકી પુરુષો સારી રીતે જાણે છે. તાત્પર્ય એ છે કે દુઃખ ટળવામાં અંતઃકરણમાં ભગવાનની છાપ આરૂઢ થવાની અત્યંત અગત્ય છે.

નરસિંહ મહેતાનું ઉદાહરણ એ એકાગ્રતામાં બહુ આગળ વધેલા મહા પુરુષનું ઉદાહરણ છે. સામાન્ય અધિકારિને સામાન્ય એકાગ્રતાથી એટલો અનુભવ આવવો સંભવતો નથી, પરંતુ દુઃખનું અભાન તો તેને થયાવિના રહેતું જ નથી, અને એકાગ્રતા વધતી જતાં અંતમાં તો નરસિંહ મહેતા જેવો, અથવા તેથી પણ ઉત્કૃષ્ટ અનુભવ થયા વિના રહેતો જ નથી.

સત્શાસ્ત્રે પ્રબોધેલું સર્વાત્મદર્શન નામનું સાધન ઉદાહરણરૂપે લઈને આપણે આ વિષયને અધિક સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશું.

સૂક્ષ્મ બુદ્ધિવાળા અધિકારીને શાસ્ત્ર જ્યાં ત્યાં પ્રભુનું દર્શન કરવા બોધ આપે છે. આ અધિકારીએ જળમાં, સ્થળમાં, વાયુમાં, નભમાં, સર્વત્ર પ્રભુને જોવાનો અભ્યાસ કરવાનો હોય છે. પર્વત જોતાં, નદી જોતાં, વન જોતાં, ઉપવન જોતાં, અને નગર જોતાં, તે સર્વમાં પ્રભુનું ભાન કરવાનો પ્રયત્ન તેણે સેવવાનો હોય છે. પશુમાં, પક્ષીમાં, જંતુમાં, મનુષ્યમાં અને દેવમાં, સ્વરૂપમાં ચરાચરમાં, એક પરમાત્મા વ્યાપી રહ્યા છે, એ ભાવને તેણે પોતાની વૃત્તિમાં અખંડ જાગ્રત્ રાખવાનો છે. અહો ! આ કેવું અદ્ભુત અને સમર્થ પરમ કલ્યાણકારી સાધન છે ! આ સાધનને સેવતો મનુષ્ય પોતાની પાડોશમાં બે દુષ્ટ સ્ત્રીઓને પરસ્પર વઢતી જુએ છે. તેમની ગાળાગાળીના શબ્દો તેના કર્ણમાં આવે છે. તે શબ્દોની છાપ તેના અંતઃકરણમાં પડવા જાય છે, પણ એટલામાં જ તે પ્રસંગમાં તે પ્રભુભાવના કરે છે. ગાળાગાળીના શબ્દોની અંતઃકરણને વ્યથિત કરનાર છાપ પડતી અટકી જાય છે, અને તેને જ સ્થાને નિર્મળ શાંત સુખને પ્રકટાવનાર પ્રભુની છાપ પડે છે. ભવિષ્યમાં દુઃખને પ્રકટાવનાર અનેક વિક્ષેપોથી તત્કાળ તેનું રક્ષણ થાય છે.

તે એક અત્યંત સુરૂપવતી સ્ત્રી જુએ છે. દૃષ્ટિદ્વારા અંતઃકરણમાં મોહની ઉંડી છાપ પડવા જાય છે. એક ક્ષણ તે અસાવધ રહે છે, તો છાપ પડે છે, અને તત્કાળ તે ભ્રષ્ટ થાય છે, પણ તે સાવધાન અધિકારી હોવાથી તત્કાળ જાગ્રત્ થાય છે, અને સ્ત્રીના પૃષ્ઠ ભાગમાં રહેલા પ્રભુ તત્ત્વને સ્મરે છે. મોહની છાપ વિલાઈ જાય છે; મોહથી પ્રકટનાર સ્મૃતિવિભ્રમથી તે બચી જાય છે, અને સ્મૃતિવિભ્રમથી તેનું રક્ષણ થતાં તેની બુદ્ધિનો નાશ થતો નથી, અને આ પ્રમાણે બુદ્ધિના નાશથી પરિણામે થતા મહા વિનાશથી તેનું સર્વ પ્રકારે રક્ષણ થાય છે.

કેવું અદ્ભુત સાધન! કેવું સમર્થ સાધન ! હાનિ કરનાર પ્રતિકૂળ પ્રસંગની અંતઃકરણમાં સહજ સરખી છાપ પડવા માંડતાં, મનુષ્યનું તેથી તત્કાળ રક્ષણ કરી લેનાર શ્રીકૃષ્ણ ભગવાનના ગાયેલું કેવું દૈવી અસ્ત્ર ! ઋષિઓ ! મહાત્માઓ ! ઈશ્વિરભક્તો ! અમો મનુ લોકનાં

આ મનુષ્યોનું દુઃખથી આ પ્રમાણે રક્ષણ કરનાર અમોઘ સાધન, વિનામૂલ્યે અર્પવામાટે અમે તમારા શી રીતે અનૃણી થઈએ ? તમને અમારા કોટિશઃ પ્રણામ છે.

આપણે આ પ્રમાણે જોઈએ છીએ કે સર્વત્ર બ્રહ્મદર્શન કરવાનો અભ્યાસ સેવનાર મનુષ્યના અંતઃકરણમાં બાહ્ય કોઈ પણ પ્રસંગ પોતાની છાપ પાડી શકતો નથી. આથી સાધારણ મનુષ્યોને પ્રકટતા અસંખ્ય વિરોધી વિચારોથી તેનું રક્ષણ થાય છે. અભ્યાસનો પરિપાક થતાં તેના અંતઃકરણમાં વિક્ષેપો ઘણા જ ઓછા ઉઠે છે, અને તેની વૃત્તિમાં પરમ સમાધાન પ્રકટે છે.

જપ કરનારને, કીર્તનાદિ ભક્તિનાં અંગો સેવનારને, ધારણાધ્યાનાદિ કરનારને સર્વને આમ જ થાય છે. સર્વનું અંતઃકરણ સાધનોના અભ્યાસથી બળવાન થતું જાય છે. જે જોયું, જે સાંભળ્યું, જેનો સંબંધ થયો, તેનાથી ખેંચાયું તે ખેંચાતું નથી. તેની પરતંત્રતા મટે છે, અને તેનામાં સ્વામિત્વ આવે છે.

ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં પ્રત્યેક સુખને ઇચ્છનાર મનુષ્યે વિચાર કરવો જ જોઈએ કે આ સંબંધ મારા અંતઃકરણઉપર કેવી છાપ પાડશે. જેમ છબી પાડનાર, જેની છબી પાડવી હોય છે, તે જ વસ્તુને પોતાના યન્ત્રસામે રહેવા દેછે, અને બીજી સઘળી વસ્તુઓને યંત્ર આગળથી દૂર કરે છે અથવા તે વસ્તુઓ દૂર થયેલી નથી હોતી તો યંત્રનું ઢાંકણું ઉઘાડતો નથી, તેમ સદ્વિવેકી મનુષ્યોએ પણ અનુકૂળ છાપ પાડે એવા જ વિષયોનો સંબંધ કરવો જોઈએ, અથવા તેવા વિષયોના સંબંધનો ત્યાગ ન થઈ શકે એવું હોય તો પોતાના અંતઃકરણનું મુખ તે વિષયોતરફ કદી પણ વળેલું ન રાખવું જોઈએ. આમ નથી કરવામાં આવતું, તો અસાવધ છબી પાડનાર પોતાની છબીને બગાડી મૂકે છે, તેમ મનુષ્યો પણ પોતાના વિચારોને બગાડી જ મૂકે છે.

બાળકોના જેવું નિર્બળ અને નરમ અંતઃકરણ બીજા કોઈનું હોતું નથી. તેઓ જે જુએ છે, જે સાંભળે છે, અને જેના સંબંધમાં આવે છે, તેની તરત જ તેમના ઉપર છાપ પડી જાય છે. તેઓ અયોગ્ય છાપોથી પોતાનું રક્ષણ કરી શકતાં નથી. આથી જ માબાપોએ બાળકોને ગમે તેના સંબંધમાં તેઓ ન આવે માટે બહુ સાવધાન રહેવાની અગત્ય છે. દુર્લક્ષ નોકરોના અને ખુશામતીયા મનુષ્યોના સંબંધમાં આવેલાં શ્રીમંતોનાં બાળકો શાથી બગડી જાય છે, અને મોટી ઉમરે પણ સુધરી શકતાં નથી તેનું કારણ આ જ છે.

એકલાં બાળકોનાં જ અંતઃકરણ આ પ્રમાણે નિર્બળ અને નરમ હોય છે, એટલું જ નહિ, પણ પચાસ કે સાઠ સાઠ વર્ષના મોટી ઉમરનાં અસંખ્ય મનુષ્યોનાં અંતઃકરણ પણ બાળકોના જેવાં જ હોય છે. પ્રત્યેક વિષયના સંબંધથી તેમનું અંતઃકરણ રંગાય છે. આ અત્યંત દુઃખદ અવસ્થા છે. એ અંતઃકરણની પશુસ્થિતિ જ સૂચવે છે. આવા મનુષ્યો ગમે તેવા વિદ્વાન હોય છે, તોપણ તેમની પ્રવૃત્તિ પ્રત્યેક વિચારશીલને દર્શાવી આપે છે કે તેમના અંતઃકરણના અધિકારની વૃદ્ધિ અથવા ઉન્નતિ સ્વલ્પ અંશમાં પણ આગળ વધી હોતી નથી. ચાર મનુષ્યો બેઠા હોય છે, અને ત્યાં કોઈ વાર્તા ચાલતી હોય છે તો આવા મનુષ્યોથી એક ક્ષણ વાર મૂગા બેસી રહેવાતું નથી. બહારના શબ્દોના શ્રવણથી તેમના અંતઃકરણઉપર પડેલી છાપપ્રમાણે તેઓ બધો સમય બોલ બોલ કર્યા જ કરે છે.

પ્રિય વાચક! વાયુની દિશાને દર્શાવનારા, છાપરાઉપર લગાડેલા મરઘાના જેવું જો તમારૂં મન, જે તે વિચારોથી તણાતું હોય, તો તત્કાળ સાવધ થાઓ. નિર્બળ અને નરમ થવું છોડી દેઇને સબળ અને દૃઢ થાઓ. શુદ્ધ વિચારોને પ્રકટાવનાર અનુકૂળ વિષયોના સંબંધકાળે જ તમારા અંતઃકરણને તે વિષયપ્રતિ પ્રેરો; નહિ તો દૃઢ રહીને તેની છાપ ગ્રહણ ન કરો. આથી અસંખ્ય દુઃખોથી તમારૂં રક્ષણ થશે.

પરમેશ્વરનું સ્મરણ કરતાં મારૂં મન સ્થિર રહેતું નથી, એવી ફરીયાદ આપણે જ્યાં ત્યાં સાંભળીએ છીએ. પણ ઇશ્વિરસ્મરણકાળે આટલા બધા વિચારો મનને શાથી ડોળી નાંખે છે, તેનું કારણ બીજું કોઈ જ નથી, પણ આખા દિવસમાં વિરોધી વિષયોની મનઉપર છાપો પડવા દીધી છે, તે જ છે. જેમ ભોજનમાં ખાધેલી ડુંગળીના આખો દિવસ ઓડકાર આવ્યા જ કરે છે, તેમ દિવસે જે જે છાપો આપણે આપણા અંતઃકરણમાં પડવા દીધી હોય છે, તેના વિચારો આપણા મનમાં આવ્યા જ કરે છે. દોષ મનનો નથી, પણ આપણો જ છે. જેમ અનાડી અને અકુશળ ગાડીવાન ઉંધી ગાડી પડતાં ઘોડાનો દોષ કાઢે છે, તેમ અવિવેકી અને અકુશળ મનુષ્યો, જ્યાં ત્યાં મનનો દોષ કાઢે છે.

મન આખો દિવસ ઇશ્વરના જ વિચારો કર્યા કરે એમ કરવું મનુષ્યના પોતાના જ હાથમાં છે. કોઈ માથે હાથ મૂકશે અને તે થઇ જશે, એમ જેઓ માનીને બગાસાં ખાતા વર્ષો વીતાવે છે તેઓને સમય વીતતાં સમજાયા વિના રહેતું જ નથી કે તેમના માનવામાં તેઓ ઠગાયા છે. આત્માવડે જ આત્માનો ઉદ્ધાર કરવાનો છે, અર્થાત્ પોતાના પ્રયત્નથી જ પોતાના મનને શુદ્ધ વિચારને સેવતું કરવાનું છે. આશ્ચર્યજેવું એ છે કે મનુષ્યો પોતાને હાથે જે કામ થઈ શકે એવું છે તેને કઠિન માની બેસે છે, અને બીજાને હાથે જે કામ થઈ શકે એવું નથી, તેને સહેલું માની બેસે છે. આપણે હાથે આપણું કામ આપણે જેવું કરીએ તેવું બીજો કરે, એ શું સંભવે છે ? પ્રેમાળ છતાં પણ માતા શું આખો જન્મારો બાળકને કેડે તેડી ફરે છે ? બે ત્રણ વર્ષ ફરે, પણ પછી તો બાળકે પોતાના પગ હલાવવા જ જોઇએ.

જેને સુખ ન જોઈતું હોય, જેને હાથપગ છતાં પણ કાષ્ટની પુતળીની પેઠે હાથપગ ન હલાવવા હોય તે ભલે આળસમાં આયુષ ગાળે, અને દુઃખી રહે, પણ આપણે તેમ કરવાની જરૂર નથી. વિચારો કેવી રીતે મનમાં પ્રકટે છે, તેના માનસિક નિયમો આપણે જાણ્યા છે; ભોજન આપણા આગળ આવીને પડ્યું છે. હવે જેને ભુખની બુમો પાડવા કરવી હોય તે ભલે પાડે. આપણે આ કારણથી નિયમોનો ઉપયોગ કરવો જ જોઈએ.

જેવા વિચારો આપણે કરીએ છીએ તેવા જ આપણે થઇએ છીએ, એ નિયમ જો સાચો છે, તો સુખી થવાને માટે આપણે આપણા વિચારો ફેરવવા જ જોઈએ. આપણા વિચારો અશુદ્ધ છે, આપણું મન વિકારી છે, માટે જ આજે આપણે દુઃખી છીએ, તેથી હાલ જે વિચારો આપણે નિત્ય કર્યા કરીએ છીએ, તે સંપૂર્ણ પ્રકારે આપણે બદલવા જોઇએ. ઘર જેમ પાયામાંથી ખોદીને આપણે નવું બાંધીએ છીએ, તેમ આપણા મનને મળમાંથી આપણે નવું બાંધવું જોઇએ. શી રીતે ?

ઘર નવું બાંધવાને આપણે શું કરીએ છીએ ? સઘળો જ નવો સામાન લાવીએ છીએ, આપણને મનગમતી યોજનાપ્રમાણે નવા જ ઘાટનું ઘર બાંધીએ છીએ. મનના પણ સ૫-

ળા જ જુના વિચારોને આજથી રજા આપી, આપણે આપણને મનગમતી નવી યોજનાપ્રમાણે મનને બાંધવાનું છે.

આપણે જોયું છે કે મનમાં જે જે વિચારો ચાલે છે, તે તેમાં જે છાપો પડી હોય છે, અથવા પાડવામાં આવે છે, તે પ્રમાણે જ ચાલે છે. જેની આપણા મનમાં છાપ પડી હોતી નથી, તેના વિચારો કદી પણ આપણાં મનમાં ચાલતા નથી. આ પ્રકારના નિયમનું આપણને જ્ઞાન થતાં, આપણને મનગમતા વિચારો આપણા મનમાં ચલાવ્યા કરવાનું કાર્ય બહુ જ સરળ થઈ જાય છે.

મનમાં પડતી છાપોઉપર જ જો વિચારોનો આધાર છે તો પછી આપણું એક જ કર્તવ્ય રહે છે, અને તે એ કે મનઉપર અનુકૂળ છાપો પાડવાનો જ માત્ર પ્રયત્ન કરવો. સત્પુરુષોના આશ્રમોમાં શા માટે જવું, તીર્થોમાં કેમ ફરવું, દેવમંદિરોમાં નિત્ય શા માટે જવું મહાપુરુષોનાં દર્શન શા માટે કરવાં, તેમનો બોધ શા માટે શ્રવણ કરવો, સજ્જનોના સમાગમમાં નિરંતર શા માટે રહેવું, સત્કથાઓ શા માટે સાંભળવી, સત્શાસ્ત્રોનો અભ્યાસ શા માટે રાખવો—આ સર્વનો હેતુ હવે તમને સમજાય છે? મનઉપર અનુકૂળ છાપો પાડવા માટે. નિત્ય સત્પુરુષોનાં દર્શન કરવાથી, નિત્ય તેમની વાતો સાંભળવાથી, તેની જ છાપો મન ઉપર પડે છે, અને તેમ થતાં આપણા મનના અશુદ્ધ, પ્રતિકૂળ વિચારો બદલાઈ જાય છે.

બાહ્ય શુભ વિષયોના સંબંધથી મનઉપર શુભ છાપ પાડવાનો આ એક માર્ગ છે, પણ તે પ્રવેશકોને માટે છે, બાળકોને માટે છે. સત્પુરુષ કંઈ સદા સમીપ હોતા નથી. તીર્થો, કથાઓ સદ્વાર્તાઓ જ્યારે આપણે જોઇએ, ત્યારે આપણી સમીપ હોતાં નથી. શુભ છાપો પાડવા તેમને આધારે રહેવું, એ પણ પરતંત્રતા જ છે. આફ્રીકા કે એડનમાં નોકરી હોય ત્યાં કંઈ આવી અનુકૂળતા હોતી નથી. તેવા મનુષ્યોએ શું નિરંતર દુઃખી જ રહેવું ? એમ છે જ નહિ

શુભ છાપોને માટે બાહ્ય શુભ વિષયોનો સંબંધ સેવવાની, અનિવાર્ય અગત્ય છે, એવું છે જ નહિ. પૂર્વે જણાવ્યું તેમ તે, આરંભની ભૂમિકામાં પ્રવેશેલા મનુષ્યોમાટે છે. સ્વતંત્ર થવા ઇચ્છનારે આગળ વધવું જ જોઇએ. બાહ્ય વિષયોના સંબંધવિના અંતઃકરણમાં અનુકૂળ શુભ છાપો પ્રકટાવતાં તેણે શીખવું જોઇએ.

પોતાના જ ઘરમાં ગમે તે મનુષ્ય અભ્યાસથી અને વૈરાગ્યથી આ સાધી શકે છે બાહ્ય વિષયોનો જે પ્રકારનો મનને સંબંધ થાય છે, તે સંબંધનો અંતરમાં આભાસ પ્રકટાવવાથી, બાહ્ય વિષયના સંબંધવિના મનઉપર ઇચ્છેલી છાપ પાડી શકાય છે. ઇચ્છેલા આભાસને અંતઃકરણમાં પ્રકટાવવાની કળાને સિદ્ધ કરવામાં જ મનને શુદ્ધ કરવાની કુંચી રહેલી છે.

તમે બસેં કે પાંચસેં કોશ પ્રવાસ કરીને કોઈ મહાપુરુષનાં દર્શન કરી ઘેર આવો છો. પ્રત્યક્ષ દર્શનસમયે તેમનો તમારા નેત્રને સંબંધ થવાથી તેમની છાપ તમારા અંતઃકરણમાં પડી છે. તે છાપને લીધે તમને ઘણીવાર તે મહા પુરુષના વિચાર આવ્યા છે, અને તેમના વિચારથી તમારા વિકારો દૂર થયા છે. ઘેર તમારી ઓરડીમાં તે મહાપુરુષ નથી, પણ તમે નેત્ર મીંચીને શાંત થઇને બેસો છો, અને જાણે તે મહાપુરુષને તમે હાલ પ્રત્યક્ષ જ જોતા હો, એમ મનવડે કલ્પો છો. તમારી કલ્પના જો બરાબર બંધાય છે, તો જાણે તે મહાપુરુષની સમીપ જ તમે હો, એવું તમને અંતરમાં ભાન થાય છે. આ પ્રમાણે અપ્રત્યક્ષ વસ્તુનું કલ્પનાથી અંતરમાં સ્વરૂપ રચીને, અંતરમાં જાણે તેને પ્રત્યક્ષ જોતા હોઇએ, એ પ્રમાણેનું ભાન કરવું, તેને અંતરમાં આભાસ પ્રકટાવવો, એમ કહેવામાં આવે છે. (અપૂર્ણ.)

# भक्तिमां यथार्थ तन्मयतावाळा साधको दुर्लभ छे.

પદ. ( મોરી પ્યારી ઠુમક ઠુમક કરત શીરીં આવે—એ લય. )

આજે એવો સાધક ક્યાંથી રામની ધૂન લગાવે, અતિ ભાવે.
ભૂલીને ભાન આ દૃશ્ય પ્રપંચનું, ધ્યાનમાં ચિત્ત દૃઢાવે; એવો
ખાવામાં પીવામાં ન્હાવામાં ગાવામાં, વૃત્તિને જે ન ભમાવે; એવો
ઉઠતાં બેસતાં ચાલતાં ઉંઘતાં, હરિમાં ચિત્ત જમાવે; એવો
સત્ય અને પ્રિય હિતવિના જેની, વાણીમાં અન્ય ન ભાવે; એવો
સર્વાત્મભાવનું અમૃત જેનાં, નયન સદા વરસાવે; એવો
કામ કે ક્રોધ કે લોભ ન જેને, ક્ષણ પણ એક સતાવે; એવો
સર્વત્ર નિર્ભયતાની ધ્વજાને ગગને જે ફરકાવે; એવો
ચૌદ ભુવનના વિભવો જેને, મોહ નહિ ઉપજાવે; એવો
રામવિના કો પદાર્થ ન જેને, પ્રેમ કદી પ્રકટાવે; એવો
નરહરિરામમાં અણુઅણુ જેનાં, તન્મયતા દર્શાવે; એવો
તે સાધકના અનવધિ યશનાં, દુંદુભિ દેવ બજાવે; એવો

---

## મેં માંસાહાર શા માટે છોડી દીધો છે ?

માંસાહારને છોડીને તમે વનસ્પતિઆહારને શા માટે ગ્રહણ કર્યો છે, એવો અમેરિકાના એક પ્રસિદ્ધ વિદ્વાન્ એલ્મર એલ્સવર્થ કેરીને પ્રશ્ન થતાં તેમણે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો છે.

' આરંભમાં જ હું કહી દઉંછું કે હું ફળાહાર કરનાર છું, કારણ કે હું સફરજન અંજીર, દ્રાક્ષ, તડબુચ વગેરે ફળોઉપર જ કેવળ નિર્વાહ કરૂંછું. ક્વચિત્ હું ઘઉંની સારી શેકેલી ભાખરી ખાઉંછું, પરંતુ જ્યાંસુધી મને કુદરતી આહાર મળી શકે છે, ત્યાં સુધી હું બીજો કોઈ પણ જાતનો રાંધેલો ખોરાક ખાતો નથી.

માંસાહાર છોડીને ફળાહાર શા માટે હું કરૂં છું ? કારણ કે તેથી મનની તથા આત્માની શક્તિઓ વિકાસને પામે છે, એમ મારૂં માનવું છે.

મેં શા માટે માંસાહાર છોડી દીધો, એમ તમે મને પૂછોછો ! વિશ્વપ્રસિદ્ધ ડૉ. ઓલ્કટનો ખ્રિસ્તિકામાં આવેલો 'વનસ્પતિઆહાર' ( Vegetarianism ) નો વિષય વાંચો; આહારના વિષયના ઊંડા અભ્યાસ કરનાર લંડનના અત્યંત પ્રસિદ્ધ ડૉ. હેગના લેખો વાંચો; કેલોગ, લેટસન, શ્રુક, કાર્ડના લેખો વાંચો; યેલના ચિટનડન અને ફ્રેગ્લરના આહાર બાબતે તેમણે કરેલી તપાસના હેવાલો વાંચો, ચીકાગોમાં ઢોરોને રાખવાના વાડામાં વર્ણ કરેલા વૃત્તાંતો વાંચો, અને તમે મને પૂછેલા પ્રશ્નનો ઉત્તર તમને મળી જશે.

કેટલાંક વર્ષ પૂર્વે મારૂં શરીર છેક જ લથડી ગયું હતું. મારા તાનતંતુઓ નિર્બળ ?

ગયા હતા, મને રાત્રે ઉંઘ આવતી ન હતી, મારૂં લોહી બગડી ગયું હતું, અને મને ઇસ્પી-તાળમાં નાંખી આવવા જેવી મારી હાલત થઈ હતી. અત્યંત નિરાશ થઈ જવાથી પછી મેં આરોગ્યવિદ્યાનો અભ્યાસ કર્યો. હું શુદ્ધ જળ પુષ્કળ પ્રમાણમાં પીવા લાગ્યો; પછી મેં સવારનો નાસ્તો કરવો છોડી દીધો; પછી મેં કોફીને કૂવામાં નાંખી દીધી; પછી મેં માંસ-ખાવાનું છોડી દીધું; અને અંતે હું એક પગથીયું તેથી પણ ઉંચો ચઢ્યો, અને તે એ કે મેં રાંધેલો ખોરાક ખાવો છોડી દીધો, અને કુદરત જેવી સ્થિતિમાં આહારને ઉત્પન્ન કરે છે, તેવી જ સ્થિતિમાં તેને મેં ગ્રહણ કરવા માંડ્યો. આથી મારૂં શરીર એટલું બધું સુધરી ગયું છે કે આ પ્રમાણે રહેવાથી મારા મિત્રો મને ચક્રમ કહે છે તો પણ મારો આહારનો નિયમ ફેરવવાનું મને મન થતું નથી.

સમય જતાં મારામાં દયાની લાગણી એટલી બધી ઉત્પન્ન થઈ કે આજે તો હવે કો-ઈ પણ પ્રાણીની હિંસા કરવી, એને હું એક્કું ખુન જ ગણું છું.

આજે પૃથ્વીમાં જેટલાં મનુષ્યો વસે છે, તેમાંથી સોએ નવાણું મનુષ્યો વનસ્પતિનો આહાર કરે છે. રોમન સિપાઈઓએ શેકેલા ઘઉં ખાઈને આખી દુનિયાને જિતી હતી. ગ્રીસ દેશના તત્ત્વજ્ઞાનીઓ, કવિઓ અને કળાભિજ્ઞો સઘળા જ વનસ્પતિનો આહાર કરનારા હતા; હિંદુસ્તાનનું તત્ત્વજ્ઞાન એ વનસ્પતિના આહારનો જ પરિણામ છે.

શરીરનું અને મનનું સર્વોત્તમ બળ કુદરતી આહારવડે જ પ્રાપ્ત થતું હોવાથી મેં માં-સાહારનો પરિત્યાગ કર્યો છે. મનુષ્યો જ્યારે માંસાહારનો ત્યાગ કરશે ત્યારે મંદવાડ ક્વચિત્ જ જોવામાં આવશે. વનસ્પતિનો આહાર યોગ્ય સમજણસાથે જ્યારે ગ્રહણ કરવામાં આવે છે ત્યારે માંદા મનુષ્યો સાજા થયા વિના રહેતા નથી.

જો તમે માંદા રહેતા હો તો તમારા આહારનું પ્રમાણ જેમ બને તેમ છેક જ ઘટાડી નાંખો; અથવા તો સાત દિવસ કે પંદર દિવસ કેવળ નકોરડા ઉપવાસ ખેંચી કાઢો. સાધારણ અશક્ત મનુષ્યને એકવિશ દિવસના ઉપવાસ ખેંચી કાઢવાથી કશી જ હાનિ થતી નથી. પછી કુદરતે તૈયાર કરેલો આહાર જેવાં કે ફળ વગેરે મિતપણે ખાઓ, અને ફરીને ભૂલ કરીને માંદા ન પડો.

પ્રત્યેક મનુષ્યે વનસ્પતિનો અથવા ફળનો આહાર કરનારા થવું જોઈએ; કારણ કે પછી વ્યાધિઓ, વ્યસન, નિર્ધનતા, ક્રૂરતા, ગુન્હા, અને ખુન મોટા પ્રમાણમાં ઘટી જશે. મનુષ્યો-ઉપર ઘણાં દુઃખો તો માંસાહારને લીધે જ આવે છે. માંસાહાર અનાવશ્યક છે, અસ્વાભાવિક છે, મનુષ્યત્વને દૂષણ લગાડનારો છે, રોગ કરનાર છે, અને તે ગ્રહણ કરવો યોગ્ય છે, એ કોઈ પણ રીતે સિદ્ધ થઈ શકે તેમ નથી. આજના સમયમાં જે મહા વિદ્વાનો વિચારમાં સહુથી આગળ વધેલા છે, તે સર્વ માંસાહારની વિરુદ્ધમાં છે.

જ્યાં સુધી નિર્દોષ પ્રાણીઓની કતલ બંધ કરવામાં આવશે નહિ ત્યાં સુધી દુનિયાંમાં શાંતિ, બીજાના કલ્યાણની ઇચ્છા, પ્રેમ અને ભ્રાતૃભાવનો કદી પણ પ્રસાર થશે નહિ. પ્રત્યેક પ્રાણી મારો મિત્ર અને બંધુ છે, અને સઘળાં સચેતન પ્રાણીઓપ્રતિ ભ્રાતૃભાવ ધરવાના પક્ષમાં બોલવાનો આ પ્રસંગ મને મળવાથી મને આનંદ થાય છે.

માંસને ખાનારા મનુષ્યો માંસની સાથે ઓતપ્રોત થઈ રહેલાં ભય અને ત્રાસનાં અત્યંત

અનિષ્ટ કરનારાં આંદોલનોને પોતાનામાં ગ્રહણ કરે છે, તે વિષે લેશ પણ જાણતા નથી. કસાઈ જ્યારે પ્રાણીના વધ કરે છે તે સમયે તે પ્રાણીને જે ભય અને ત્રાસ થાય છે, તેનાં આંદોલનો તે પ્રાણીનાં માંસમાં પ્રસરી ગયાં હોય છે. આથી કરીને માંસાહાર કરનાર આધ્યાત્મિક વિષને તેમ જ શારીરિક વિષને, ઉભય પ્રકારનાં વિષને ગ્રહણ કરે છે. અને આવાં વિષને ગ્રહણ કરનાર મનુષ્ય વિચારની ઉંચી ઉંચી ભૂમિકાઓમાં કદી પણ પ્રવેશી શકતો નથી.

લંડનના એક દૈનિક વર્તમાનપત્રમાં પ્રકટ થયેલો નીચેનો તાર અંતમાં આપી હું મારૂં કહેવાનું બંધ કરીશ.

તેર પ્રસિદ્ધ ઇંગ્લિશ ડૉક્ટરોએ વનસ્પતિઆહારના પક્ષમાં પોતાનો મજબુત અભિપ્રાય જણાવ્યો છે. તેઓએ સઘળાઓએ એકમત થઇને પોતાની સહીઓ સાથેનું એક પ્રસિદ્ધિપત્ર બહાર પાડયું છે. તેમાં તેઓ જણાવે છે કે:—

"વનસ્પતિઆહારના સંબંધમાં શાસ્ત્રીય રીતે ધ્યાનપૂર્વક વિચાર ચલાવ્યા પછી અને તેના લાભાલાભની અનુભવવડે કસોટી કરી લેયા પછી અમે મજબુતપણે અમારો અભિપ્રાય દર્શાવીએ છીએ કે વનસ્પતિઆહાર કેવળ શાસ્ત્રીય છે, એટલું જ નહિ પણ તે શરીરના સર્વોત્તમ આરોગ્યને આપનાર છે.

"વનસ્પતિના આહારમાં, મનુષ્યના શરીરની રચનામાં જે જે તત્ત્વોની અગત્ય છે, તે સઘળાં જ રહેલાં છે, અને તે તત્ત્વો માંસમાંથી મળી આવતાં તેવાં જ તત્ત્વોના જેટલાં જ પચી શકે એવાં હોય છે, અને તેઓ સહેલાઇથી લોહીમાં મળી જાય છે.

"આથી કરીને અમે નિશ્ચયપૂર્વક જણાવીએ છીએ કે વનસ્પતિનો આહાર એ શાસ્ત્રીય રીતે બહુ ઉત્તમ અને સંતોષકારક ખોરાક છે."

આ પ્રસિદ્ધિપત્રમાં બીજાઓની સહીઓ ભેગી 'શસ્ત્રવૈદ્યોની રોયલ કૉલેજ' ના ત્રણ સભાસદોની સહીઓ છે, જેમાંનો એક સુપ્રસિદ્ધ ડૉ. સ્ટેન્સન હુકર છે.

વિચારવંત વિદ્વાનોના આવા અભિપ્રાય છતાં અત્રના કેળવાયલા મનુષ્યોમાંના કેટલાક, પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી માંસાહારને વનસ્પતિઆહાર કરતાં ચઢીયાતો ગણે છે, એ ઓછું શોચનીય નથી.

---

# ગ્રહો તથા રાશિઓની મનુષ્યના જીવનઉપર થતી અસર.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૮ થી ).

## પ્રકરણ ૬.

### કુંભ રાશિ.

( ૨૦ મી જાન્યુઆરીથી ૧૯ મી ફેબ્રુઆરીસુધી ).

( વાયુતત્ત્વની ત્રણ રાશિઓમાં આ રાશિ અંતની રાશિ ગણાય છે. તેની સત્તા વ્યક્તિ-શરીરમાં પગના પ્રદેશમાં પ્રવર્તે છે. તે દૈવીજ્ઞાનની રાશિ ગણાય છે, અને સ્મરણશક્તિને પોષનાર છે. સૂર્ય પ્રત્યેક વર્ષે આ રાશિમાં જાન્યુઆરીની ૨૦ મી તારીખે અથવા એ અરસામાં પ્રવેશે છે, અને ૧૯ મી ફેબ્રુઆરીએ અથવા એ અરસામાં તેનું અતિક્રમણ કરે

છે. આ રાશિની ખરેખરી અસર સૂર્યનો તેમાં પ્રવેશ થયા પછી છ દિવસે થાય છે, તેથી ૨૦ મી થી ૨૬ મી જાન્યુઆરી સુધીમાં જન્મેલાં મનુષ્યોમાં આ રાશિનાં સંપૂર્ણ લક્ષણો હોતાં નથી. તેમનામાં કંઈક પૂર્વ રાશિનાં એટલે મકર રાશિનાં અને કંઈક આ રાશિનાં લક્ષણ હોય છે. વળી તેમના જન્મસમયે ચંદ્ર જે રાશિમાં હોય છે, તે રાશિનાં લક્ષણોના અંશો પણ તેમનામાં હોય છે. )

દુનિયામાં જે અત્યંત બળવાન્ અને અત્યંત નિર્બળ મનુષ્યો હોય છે, તે સર્વનો આ રાશિમાં જન્મ થયો હોય છે. કુંભરાશિનાં મનુષ્યોનું બળ અને સત્તા તેઓના પોતાના જ હાથમાં રહેલાં હોય છે, અર્થાત્ તેઓ પોતાને જેવા ધારે તેવા કરી શકવાને સમર્થ હોય છે. કાં તો તેઓ ઉંચામાં ઉંચા અભ્યુદયને પ્રાપ્ત કરે છે, અથવા તો તેઓ છેક જ દુઃખી થઈ રહે છે. સ્વભાવથી આ મનુષ્યોમાં આશ્ચર્યકારક અભ્યુદયને પ્રાપ્ત કરવાનું સામર્થ્ય રહેલું હોય છે, અને તે પ્રમાણે જો તેઓ અભ્યુદયને નથી પ્રાપ્ત કરતાં તો તેમાં બીજા કોઇનો દોષ હોતો નથી, પણ તેમનો પોતાનો જ દોષ હોય છે. મોટું દુઃખ એ છે કે આ લોકો જોઈએ એટલા આત્મશ્રદ્ધાવાળા અર્થાત્ પોતાના સામર્થ્યમાં વિશ્વાસવાળા હોતા નથી, અને તેથી કરીને તેઓ બીજાં મનુષ્યોના ઉપર હદઉપરાંત વિશ્વાસને ધરે છે. આ લોકોમાંના કેટલાકનું એક અત્યંત આશ્ચર્યકારક લક્ષણ તો એ છે કે તેઓ અત્યંત આતુરતાથી બીજા મનુષ્યની સલાહ માગવા જાય છે, પરંતુ જ્યારે તેમને સલાહ આપવામાં આવે છે ત્યારે તેઓ તેના ઉપર લેશ પણ ધ્યાન આપતા નથી. તેઓ અત્યંત દીનતાથી પ્રશ્નો પૂછે છે, પણ તે પ્રશ્નોનાં જે ઉત્તર મળે છે, તેને તરત ભૂલી જાય છે. કેટલાક દિવસોમાં તેઓ અત્યંત આનંદમાં અને આશાથી ભરેલા જોવામાં આવે છે, અને વળી બીજા સમયમાં તેઓ અત્યંત દુઃખમાં ડુબી ગયેલા જણાય છે. તે સમયમાં જીવવું તેમને કડવું ઝેરજેવું ભાસતું હોય એમ લાગે છે.

આ મનુષ્યોમાં અસાધારણ ગુણો અને શક્તિઓ રહેલાં હોય છે, પણ તેઓ એટલા બધા આળસુ હોય છે, અને આ શક્તિઓનો એકાગ્રતાપૂર્વક સદુપયોગ કરવામાં એટલા બધા પ્રમાદી હોય છે કે તે શક્તિઓનો તેઓ નકામો વ્યય કરી નાંખે છે, અને અંતે તેમનો નાશ કરી નાંખે છે. જો તેઓ સાવધાન થઇને પોતામાં રહેલી ઉત્તમ શક્તિઓનો સદુપયોગ કરે તો તેઓ ભારે ઉન્નતિને પ્રાપ્ત કરે.

કુંભરાશિમાં જન્મેલાં મનુષ્યો અધ્યાત્મબળવડે અન્યના વ્યાધિ, દુઃખ વગેરે ટાળવાના બળવાળા હોય છે. આ રાશિમાં જન્મેલા પ્રત્યેક મનુષ્યમાં આવું બળ, તે જાણતો હોય કે ન હોય તો પણ રહેલું હોય છે. ઘણું કરીને તેઓ, આ બળ તેમનામાં છે, એ વાતથી અજાણ્યા જ હોય છે. પોતાનામાં રહેલા આ બળને જાણવું, અને પ્રસંગ મળ્યે તેનો સદુપયોગ કરવો, એ આ મનુષ્યોને લાભ કરનાર છે. આળસુ પડ્યા રહેવાથી અને પોતાના અસામર્થ્યનાં રોદણાં રડ્યા કરવાથી આ મનુષ્યો પોતાને ભારે હાનિ કરી બેસે છે. પોતાના દોષોનો જય કરવાથી અને પોતાનામાં રહેલી આધ્યાત્મિક શક્તિઓને જાગ્રત્ કરવાથી જ આ મનુષ્યો અદ્ભુત વિજયના ભોક્તા થઈ શકે છે.

આ મનુષ્યોને પુષ્કળ ધન એકઠું કરવું બહુ ગમે છે; પણ ઘણીવાર તેમ કરતાં તેઓ મંદ ઉત્સાહને દર્શાવે છે. તેઓએ આમ કરવું, એ બહુ અયોગ્ય છે. મારે માટે લોકો શું કહેશે, અથવા શો વિચાર બાંધશે, એવા ભયથી તેઓ કરવાનું કશું જ કરતા નથી. તેમણે

આવા બીકણુ બિલાડી સ્વભાવને સત્વર જિતવો જોઇએ; અને પોતાના સામર્થ્યમાં પૂર્ણ શ્રદ્ધા ધરી પોતે, જે કરવાનું ધાર્યું હોય, તે પોતાના ઉત્તમમાં ઉત્તમ મિત્રોને પણ ન જણાવતાં, શાંતિથી અને દૃઢતાથી, કોઇથી પણ ડર્યા વિના કર્યા જવું.

પોતાનામાં રહેલી સ્વાભાવિક શક્તિઓને આ મનુષ્યો જ્યારે કેળવે છે, અને વિષયલોલુપ જીવનને ગાળવાનું છોડી આધ્યાત્મિક જીવન ગાળવા માંડે છે ત્યારે તેઓ ઘણા ઉદાર મનના, ઘણા પ્રમાણિક, ઘણા વિનયી અને ઘણા માયાળુ હોય છે. તે સમયે તેઓનામાં ન્યાયબુદ્ધિ અને સદસદ્વિવેકબુદ્ધિ બહુ જ ઉત્તમ પ્રકારની હોય છે. આવી સ્થિતિમાં આ મનુષ્યો કોઇથી ઠગાતા નથી. કારણ કે સામાના અંતઃકરણની પરીક્ષા સારી રીતે કરી શકવાનું તેમનામાં સામર્થ્ય આવ્યું હોય છે. પોતાના દોષોનો જય કરનાર અને સાવધાન થયેલા કુંભરાશિના મનુષ્યો અત્યંત ઉદ્યોગી અને પ્રયત્નશીલ હોય છે, અને ગમે તે અભ્યાસ, ઉદ્યોગ, ધંધો અથવા વ્યાપાર કરે છે તો તેમાં કુશળ જ નીવડે છે. કુંભરાશિમાં જન્મેલાં જે સ્ત્રીપુરુષો પોતાનામાં રહેલી શક્તિઓને સ્વલ્પ અંશમાં પણ જાણે છે, તેઓ આ વિશ્વમાં, ખરેખર ભારે વિજય મેળવે છે, એમ કહેવું, એમાં અતિશયોક્તિજેવું કશું જ નથી.

ધંધામાં કે વ્યાપારમાં ખંતથી મહેનત કરવાની અને કરકસર કરવાની અગત્યને તેઓ સારી રીતે સમજતા હોય છે, તેઓ જેમ બને તેમ દેવું કરવાથી અલગ રહે છે. કરજ કરનારની સ્થિતિ ગુલામકરતાં પણ વધારે ખરાબ છે, તથા કરજ એ દુનિયામાં ગણાતાં મોટામાં મોટાં દુઃખોમાંનું એક છે, એ તેઓ સારી રીતે સમજે છે. દેવાદાર મનુષ્યને સત્ય બોલવાનું કામ ઘણું જ કઠિન થઇ પડે છે, અને તેથી જ કરજની પીડાઓ અસત્ય સ્વારી કરે છે, એવું જે કહેવાય છે, તે કેવળ ખરું છે, એ વિષયનું આ રાશિમાં જન્મેલાં મનુષ્યોને જ્ઞાન હોય છે. કરજ મનુષ્યને દુર્બળ અને હિચકારો કર્યા વિના રહેતું જ નથી, એ વાર્તા આ મનુષ્યો કદી વિસરી જતા નથી.

ભારે અભ્યાસ કર્યાવિના જ વિવિધ વિષયો શીખી જવાનું આ મનુષ્યોમાં સામર્થ્ય હોય છે. પ્રત્યેક સ્થાનમાંથી અને પ્રત્યેક વાતમાંથી આ મનુષ્યો જ્ઞાનને ગ્રહણ કરી લેતા જોવામાં આવે છે. આ રાશિમાંના ઘણા તો કોઇ વિષયસંબંધી માત્ર એક જ વાર વાંચે છે, અને તરત જ તે તેમને સંપૂર્ણ પ્રકારે આવડી જાય છે. કોઇ પણ વિષયને એક વાર વાંચીને તેનું સંપૂર્ણ જ્ઞાનપ્રાપ્ત કરી લેવું, એ તેમને મન રમતજેવું હોય છે. કોઇ પણ વિષયને શીખીને મોંટે કરવાને તેઓ કદી પણ પ્રયત્ન કરતા નથી, કારણ કે તેમ કરવાની તેમને કદી જ જરૂર પડતી નથી.

તેઓ બહુ જ મળતાવડા સ્વભાવના અને આનંદને ઉપજાવનારા હોય છે. સર્વ પ્રસંગોમાં તેઓ પોતાનું માન તથા મર્તબો નિભાવી રાખે છે. તેઓ ક્રોધને વશ કરનારા અને શાંત સ્વભાવના હોય છે. તેમને ક્વચિત્ જ ક્રોધ ચઢે છે, અને તોપણ તેમનું કોઇ અપમાન કરે છે ત્યારે કેવી રીતે પોતાના ક્રોધને દર્શાવવો તે તેઓ સારી રીતે જાણતા હોય છે.

આ મનુષ્યો કોઇ કોઇ વાર સ્વચ્છંદી થઇ જાય છે. તે સમયે તેઓ વિવેક વિસરી જાય છે. તેઓએ ઉચ્ચ વિષયોમાં પોતાના મનને રમાડતાં શીખવું જોઇએ. ઉચ્ચ અભિલાષાઓ ધરવામાં ગગને ઉડતા પોતાના વિચારોને તેમણે રોકવાનો કદી પણ પ્રયત્ન ન કરવો.

આ રાશિમાં જન્મેલાં મનુષ્યોમાં અંતર્જ્ઞાન, તથા ભવિષ્યને જાણવાનું સામર્થ્ય અધિક પ્રમાણમાં હોય છે. આ શક્તિ દૈવી શક્તિ ગણાય છે. જ્યારે આ મનુષ્યો પારમાર્થિક સાધનો સાધવામાં પ્રયત્નશીલ થાય છે ત્યારે તેઓનામાં બહુ જ ઉંચો ફેરફાર સત્વર થવા માંડે છે, અને પ્રત્યેક વિષયમાં તેઓ બહુ જ આગળ વધી જાય છે. આવે પ્રસંગે તેઓ બહુ જ મોહક, પ્રીતિપાત્ર અને આકર્ષક હોય છે. પ્રત્યેક જણ તેમના ઉપર અત્યંત પ્રેમ કરે છે, અને સર્વ તેમના તેજમાં દબાય છે.

આ રાશિનાં મનુષ્યોમાં એક ખાસ આધ્યાત્મિક શક્તિ રહેલી હોય છે, અને તેને ઓળખીને જો તેઓ તેનો ઉપયોગ કરે છે તો જગતમાં તેઓ બહુ ચમત્કારિક મનુષ્યોતરીકે ગણાય છે. આ શક્તિ તે ગાંડા અને ઉન્મત્ત મનુષ્યોને વશમાં રાખવાની છે. જો આ રાશિમાં જન્મેલા મનુષ્યોને યોગ્ય પ્રકારનું શિક્ષણ આપીને ઉન્મત્ત અને ગાંડા મનુષ્યોની ઇસ્પીતાળોમાં, તેઓ ઉપર દેખરેખ રાખવાને નીમવામાં આવે તો બહુ લાભ થવાના સંભવો આવે છે. શાંત અને સ્થિર વૃત્તિવાળા આ રાશિના મનુષ્યનાં નેત્રમાં અદ્ભુત પ્રકારનું વશીકરણ હોય છે; અને પારમાર્થિક વૃત્તિવાળા આ રાશિના કોઈ મનુષ્યના નેત્રમાંથી જ્યારે સાત્વિક ઓજસ્‌નો પ્રવાહ કોઈ રોગીઉપર નાંખવામાં આવે છે ત્યારે તેનદ તેનો વ્યાધિ મટ્યાવિના રહેતો જ નથી.

આ મનુષ્યો શરીરે ઉંચા, સુંદર, બહુ જ પ્રતાપ પાડનારા, અને સુદૃઢ તથા નિરામય હોય છે. વળી તેઓ નિર્મળ કાંતિના હોય છે.

આ મનુષ્યોએ મેષ, ધન અને કુંભરાશિમાં જન્મેલા મનુષ્યોમાંથી મિત્રો પસંદ કરવા જોઇએ. તુલા રાશિનાં મનુષ્યોસાથે પણ પ્રસંગે તેમને ઘણો સારો મેળ બાઝે છે.

પોતાના દોષોને જાણવાથી અને તેમને ટાળવાથી જ મનુષ્ય ડાહ્યો અને મોટો થઈ શકે છે. મૂર્ખ મનુષ્ય જ જાણે છે કે મારામાં એકે દોષ નથી. કુંભરાશિનાં મનુષ્યોએ પોતાના દોષો તત્કાળ જાણી લેવા, અને એકદમ તેમનો જય કરવા મચી પડવું બહુ જરૂરનું છે. તેઓ બહુ જ લાગણીવાળા અને ઘણા જ બીકણ સ્વભાવના હોય છે. સઘળામાં જ સિંહ અથવા મસ્ત આખલાજેવું બળ હોય છે, પણ તે વાત તેઓ જાણતા નથી. દૈવી વિદ્યાઓ અને અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરવાથી તેમને બહુ લાભ થાય છે. ભય, શંકા, મુલતવી રાખવાનો સ્વભાવ, નિરુત્સાહ, આશારહિતપણું, અને આપેલાં વચનો તોડવાની ટેવ, એ આ મનુષ્યોના મોટામાં મોટા દોષ છે. અદૃઢતા, અને લહેરી સ્વભાવ આ મનુષ્યોની અસાધારણ બુદ્ધિને બગાડનારાં છે.

પોતાના ઉચ્ચ ગુણોને નહિ કેળવનાર આ રાશિનાં મનુષ્યો ભારે શેખીખોર, અને બડી બડી વાતો કરનાર હોય છે. પોતાની અને પોતાના કુટુંબી જનોની અથવા પૂર્વજોની મોટાઈની તે એટલી તો બડાઇઓ હાંકે છે કે તે સાંભળનારા કંટાળી જાય છે. પોતાનાં જ કુટુંબી જનો અને પોતાના જ મિત્રો આ જગતમાં માનના કે સંમાનના અધિકારિ છે એમ તેઓ કહ્યા કરે છે. તેઓને પોતાના અને પોતાના સ્વજનોનાં નામની પૂર્વે ખેતાબો અને સંમાનસૂચક ઉપનામો કે વિશેષણો સામાન્ય વાતચીતમાં પણ જોડવાં બહુ જ ગમે છે. આ રાશિમાં કેટલાક જુઠા અથવા કેવળ ગપ્પીદાસો પણ મળી આવે છે, પણ તેઓનું અસત્ય ભાષણ ક્વચિત જ અન્યને હાનિ કરવાને માટે બોલાયલું હોય છે; કારણ કે ગપ્પાં હાંકવામાં

અથવા અસત્ય બોલવામાં તેઓનો ઉદ્દેશ પોતાને અથવા પોતાના મિત્રોને જગતમાં મોટા દેખાડવા વિના બીજો કશો હોતો નથી. આ લોકો પોતાનો બહારનો દેખાવ બહુ જ સારો દેખાય તેની ઘણી કાળજી લેનારા હોય છે, અને કોઈ કોઈ વખતે પોતાને જોઈતી વસ્તુ મેળવવાને માટે પોતાને માથે ભારે જોખમ વહોરી લે છે. આ લોકો સાંસારિક વિષયોમાં ભારે આસક્તિ ધરીને ઘણીવાર પોતાની ઉચ્ચ શક્તિઓને અને ઉચ્ચ ગુણોનો કદી પણ બહાર ડોકું કાઢવા દેતા નથી. જો તેઓ આમ કરે છે તો તેઓ પોતાના જીવનને દુઃખમય અને નિરુપયોગી કરી મૂકે છે. ( અપૂર્ણ. )

——:o:——

# योगिनी.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ:૨૩ થી )

પછી યોગિની સજ્જ થઇને આવી, અને તેને મારી સાથે ગાડીમાં બેસાડીને મેં મારા ઔષધાલયભણી પ્રયાણ કર્યું.

આ સ્થળે સદ્વિવેકી વાચકને ભ્રમ ન થાય માટે કેટલોક ખુલાસો કરવાની અગત્ય છે. યોગિનીને મારી સાથે હું ઔષધાલયમાં લેઈ ગયો, તેથી એમ સમજવાનું નથી કે પુરુષો જે જે ધંધા કરે છે, સર્વ ધંધા સ્ત્રીઓ સ્વતંત્રપણે કરે, એવા પક્ષનો હું છું. સ્ત્રીઓ ડૉકટર, બેરીસ્ટર, વકીલ, શિક્ષક, વ્યાપારી કે એવા જ વિવિધ ધંધો કરનારા પુરુષોની પેઠે સ્વતંત્રપણે ડોકટર, બેરિસ્ટર વગેરે થઇને જગતમાં ફરી પોતાનો નિર્વાહ કરે, એવો મારો અભિપ્રાય નથી. મારો કહેવાનો આશય, પોતાના પતિના કર્તવ્યમાં સ્ત્રી જ્યાંસુધી બની શકે ત્યાંસુધી મદદ કરનારી થવી જોઇએ, એટલો જ છે. પતિ કચેરીમાં નોકર હોય ત્યાં તેની સ્ત્રીએ તેની જોડે જઈ, તેને કામ કરવામાં મદદ કરવી, અથવા પતિ વ્યાપારી હોય અને માલ ખરીદવા બીજે ગામ જતો હોય તો સ્ત્રીએ તેની સાથે માલ ખરીદવા જવું, એવું કહેવાનો મારો ભાવ નથી જ. મારો કહેવાનો ભાવ એટલો જ છે કે પુરુષ અને સ્ત્રી ઉભયે પરસ્પરના આશયોથી અને કર્તવ્ય વગેરેથી અજ્ઞાન ન રહેવું જોઇએ, અને ઉભયે પરસ્પરને પોતપોતાનાં કર્તવ્ય સાધવામાં જેટલી હદસુધી મદદ થઈ શકતી હોય તેટલી કરવી. જોઇએ. ઘરમાં પુરુષને રાંધીને ખવડાવવું, તથા ઘરના સરસામાનની દેખરેખ રાખવી, એટલાં જ કામોમાં પુરુષોએ સ્ત્રીની બુદ્ધિને ગોંધી નહિ રાખવી જોઇએ, પણ તેને વિકાસ પામવાનો અવકાશ આપવો જોઇએ, અને જે ઉંચી ભૂમિકામાં પોતે રમણ કરે છે, તે ભૂમિકામાં વેલીને જેમ વૃક્ષ આશ્રય આપી ઉંચી ચઢાવે છે, તેમ પોતાનો આશ્રય આપીને ઉંચી ચઢાવવી જોઇએ. તેને પુરુષોનાં મંડળોમાં એકલી સ્વતંત્રપણે ફરવા દેવી, એમ હું કહેતો જ નથી, પણ જ્યાં જ્યાં પુરુષોનાં મંડળો ઉંચા વિચારો તથા ક્રિયાઓ કરતાં હોય ત્યાં ત્યાં પોતાના પતિસાથે, તેની મર્યાદાનું રક્ષણ થાય એવી રીતે તેને ભાગ લેતી કર્યાવિના, પુરુષોની ઉન્નતિમાં તે સર્વદા પ્રતિબંધ કરનારી જ થયા કરવાની. એથી ઉલટું, પુરુષોના કર્તવ્યમાં તેને સાથે રાખવાથી તે પુરુષોને અત્યંત મદદ કરનાર થઈ પડ્યાવિના રહે તેમ નથી.

સ્ત્રીઓનું પોતાનું જ કર્તવ્ય એટલું બધું વિશાળ છે કે તેને જો તેઓ બરાબર સાધે તો તેમાંથી તેઓને નવરી પડવાનો અને પુરુષોને મદદ કરવાનો સમય જ મળવાનો અસંભવ

છે, એ હું સારી પેઠે જાણું છું, પરંતુ સ્ત્રીઓનું પોતાનું કર્તવ્ય કેટલું બધું વિશાળ છે, અને તે બરાબર શી રીતે સાધવું, તેનું જ્ઞાન સ્ત્રીઓને પુરુષોથી વેગળી રાખવાથી થવાનો જેટલો સંભવ છે, તેના કરતાં પુરુષોના પરિચયમાં આવવાથી જ અધિક થવાનો સંભવ છે એ ગમે તેને પણ સહજ વિચાર કરતાં સ્પષ્ટ થાય તેમ છે. સ્ત્રીઓનું કર્તવ્ય અત્યંત વિશાળ છે એ. પુરુષો આજે જેટલું સમજે છે, તેટલું સ્ત્રીઓ શાથી નથી સમજતી ? પાંચ અથવા છ ધોરણસુધી અભ્યાસ કરનાર એક છોકરાનું અંતઃકરણ જેટલું વિકાસને પામ્યું હોય છે, તેટલું એક કન્યાનું, તેટલો જ અભ્યાસ કરતાં છતાં શાથી વિકાસને પામેલું નથી હોતું ? કારણ સ્પષ્ટ જ છે, અને તે એ કે પુરુષોના પરિચયથી એક વિદ્યાર્થી બાળકના અંતઃકરણને વિકાસને પામવાના જેટલા સંભવો આવે છે, તેટલા એક વિદ્યાર્થી બાળાને આવતા નથી; અને તેથી કેળવણી લીધા છતાં પણ હજારો બાબતમાં તે પુરુષકરતાં પાછળ જ રહે છે.

પાશ્ચાત્ય પ્રજાઓના જેવું જ સ્ત્રીપુરુષોનું મિશ્રણ કરી નાંખવાના પક્ષનો હું નથી, તેમ જ સ્ત્રીઓને ઘરમાં પૂરી રાખવાના, અને રખેને તેમને કોઇ લેશે, અથવા રખેને પુરુષોના સંબંધમાં આવવાથી તેઓ ભ્રષ્ટ થઇ જશે, એવા દુરાગ્રહી પક્ષનો પણ હું નથી. સગાંસંબંધીના, આડોશીપાડોશીના, અને જ્ઞાતિના પુરુષોના થોડાઘણા સંબંધમાં શું આપણી સ્ત્રીઓ સેંકડો વાર નથી આવતી ? અને આવો સંબંધ શું તેમને સર્વદા ભ્રષ્ટ કરનાર થઇ પડ્યોછે ? જ્યારે ઘણી વાર સ્વતંત્રપણે આવા સંબંધમાં આવતાં છતાં પણ કુલીન આર્યમહિલાઓ પોતાની પવિત્રતાને સંરક્ષી શકે છે, તો પછી દેશોન્નતિના, ધર્મોન્નતિના, અથવા સમાજોન્નતિના ઉત્તમ વિચારો કરતાં પુરુષોનાં મંડળમાં પોતાના પતિસાથે, મર્યાદાના રક્ષણપૂર્વક સ્ત્રીઓ ભાગ લે તો તેથી તેમને હાનિનો સંભવ શી રીતે આવશે, એ સ્પષ્ટ થતું નથી.

પણ હું જે સ્ત્રીઓને પુરુષોએ પોતાનાં વિવિધ કર્તવ્યોમાં સાથે રાખવાનો આગ્રહ દર્શાવું છું, તે પાશ્ચાત્ય પ્રજાની વગરસમજ્યે દેખાદેખી કરવાના આશયથી દર્શાવું છું, એમ લેશ પણ નથી; પણ હું તો પ્રકૃતિના અનાદિસિદ્ધ નિયમોનું ઈશ્વરાનુગ્રહથી જે યત્કિંચિત્ મને જ્ઞાન થયું છે, તેને આધારે જ દર્શાવું છું. અને આ નિયમો ગૂઢ નથી, પણ અત્યંત તેજસ્વી અક્ષરોવડે આખા વિશ્વમાં અણુઅણુમાં આલેખાયલા, પ્રત્યેક વિચારવાનને દૃષ્ટિએ પડે છે. આ પ્રકરણમાં તે દર્શાવેલા છે જ, તથાપિ પુનઃ સ્પષ્ટ કરીએ તો તે એ જ છે કે એકલું પુરુષતત્ત્વ કે એકલું પ્રકૃતિતત્ત્વ એક પૈડાવાળી ગાડીજેવું છે. ઉભય સાથે રહેવાથી જ આ જગતનું અસ્તિત્વ છે, અને ઉભયના સાથે રહેવાથી જ આ જગતનો ઉત્તરોત્તર વિકાસ થાય છે. ઉભયના વિયોગમાં શૂન્યતા છે, ઉભયના સંયોગમાં વિશ્વ આશ્ચર્યકારક રમણીયતાને ધારણ કરે છે. પ્રકૃતિતત્ત્વને અથવા પુરુષતત્ત્વને ઉડાવી લેતાં જેમ વિશ્વ અને વિશ્વનો વિકાસ અટકી જાય છે, તેમ વિશ્વનાં નાનાંમોટાં સર્વ કાર્યોનો વિકાસ પણ અટકી જાય છે. જો આમ છે તો પછી ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર પુરુષાર્થો જે વિશ્વમાં જ સાધવાનાં છે, તે સાધવામાં માત્ર કામમાં જ, અને તે પણ વગરસમજ્યે, સ્ત્રીને સાથે રાખવી, અને બીજા ત્રણ પુરુષાર્થમાં તેનો ત્યાગ કરવો, એ પુરુષાર્થોની શી રીતે સિદ્ધિ કરાવનાર થઇ શકે, એ લેશ પણ સ્પષ્ટ થતું નથી. મોક્ષરૂપ પુરુષાર્થ સાધવામાં પ્રકૃતિની શી અગત્ય છે, એમ આ વિષયમાં સૂક્ષ્મ વિચાર ન કરનાર કેટલાક શંકા ઉઠાવે છે, પણ તેઓ વિસરી જાય છે કે મોક્ષરૂપ ફળને પ્રકટાવનાર જે વિવિધ દૈવી સંપત્તિઓ અર્થાત્ ઉત્તમ ગુણો તથા સાધનો છે, તે પ્રકૃતિનું વિદ્યા નામનું જે શુદ્ધ અર્ધું અંગ છે, તેનાં જ કાર્યો છે, અને તેથી વિદ્યા મા-

યાનો આશ્રય લીધા વિના મોક્ષની સિદ્ધિ થઈ શકતી જ નથી. આમ મોક્ષજેવા પરમપુરુષાર્થની સિદ્ધિ પણ પ્રકૃતિની અપેક્ષા રાખે છે, તો આ વ્યવહારના વિવિધ અભ્યુદયો પ્રકૃતિની અપેક્ષા રાખે, એમાં કહેવું જ શું હતું ? અર્થાત્ સ્ત્રી જે પ્રકૃતિની એક પક્ષ મૂર્તિ છે, તેનો વ્યવહાર તેમ જ પરમાર્થ સર્વમાં પુરુષને અનિવાર્ય ઉપયોગ છે. અને તેની શારીરિક શક્તિઓને, તેની માનસિક શક્તિઓને અને તેની આધ્યાત્મિક શક્તિઓને જ્યાં સુધી પોતાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવામાં પુરુષો ઉપયોગ નહિ કરે, અને તેમને અર્થાત્ સ્ત્રીઓને પોતાનાથી વેગળી ને વેગળી રાખ્યા કરશે ત્યાં સુધી ખરી ઉન્નતિનું દર્શન તેઓ કરી શકવાના જ નથી, એ સિદ્ધ છે.

હું જે વિચાર દર્શાવું છું, તે પાશ્ચાત્ય વિચારો નથી, પણ આર્યશાસ્ત્રાનુકૂળ જ વિચારો છે. વિલાયતની હવા ખાવાથી વિલાયતી વિચારોથી મારું મગજ ભમી ગયું છે, એવો મારે માથે આરોપ મૂકનારને હું ઠંડા પડી સ્થિર ચિત્તથી વિચાર કરવા વિના બીજું શું કહી શકું? પરમાત્મસ્વરૂપ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**થી પ્રબોધને પામ્યા છતાં મારામાં આવા વિચારો કેમ પેશી ગયા, એમ પણ કોઇ કોઇને લાગશે, તે સર્વને હું સ્પષ્ટ કરી કહું છું કે મારામાં જે પેઠું છે તે સત્ય જ પેઠું છે, પરંતુ દીર્ઘ કાળથી સેવેલી અજ્ઞાનવાળી દૃષ્ટિથી સત્ય તમને અસત્ય રૂપે જણાય છે. મેં જે અભિપ્રાયો દર્શાવ્યા છે, તેવા જ અભિપ્રાયો મારા સદ્‌ગુરુશ્રીના છે, એમ વદી મારા સદ્‌ગુરુશ્રીને હું લઘુતા આપતો નથી, અને હું પોતે પ્રભુતા લેતો નથી પણ મારા સદ્‌ગુરુશ્રીના જ સત્યપૂર્ણ અભિપ્રાયો મેં મારી ભાગીતૂટી વાણીમાં દર્શાવવા પ્રયત્ન કર્યો છે, એમ કહી મારા ઇષ્ટશ્રીને હું પ્રભુતા અર્પું છું, અને તેમની ચરણરજરૂપ હું લઘુતામાં રહું છું. મારા ગુરુશ્રીના આવા અભિપ્રાયો ન હતા એમ એક ક્ષણ વાર પણ કહેવાની તમે શું હિંમત ધરી શકો છો ! અદ્‌ભુત સત્યોથી ભરેલા **ભામિનીભૂષણ**ના પાંચે અલંકારો તમે વાંચ્યા છે ? **મનોહર** અને **વિજયા**ના ચરિતનો અભ્યાસ કર્યો છે ? દેવદત્ત અને દૈવજ્ઞાના જીવનપ્રસંગનો વિચાર કર્યો છે ? ઉપદેશ આપવાના પોતાના કર્તવ્યથી મનોહરે વિજયાને દૂર રાખી છે કે સાથે ? ઉભયે સાથે રહી લોકોને સુધારવાનું કાર્ય કર્યું છે, કે વિજયાને વાસણો ઉટકવાનું, કચરા કાઢવાનું, અને રાંધવાનું જ કામ માત્ર સોંપી **મનોહરે** એકલાએ ઉપદેશક પદ લીધું છે ? કથાસમયે સ્ત્રીઓને પોતાના પતિસાથે ભાગ લેવા દીધો છે કે તેમને વેગળી રાખી છે ? અને બંનેનો એક જ આશય અને એક જ કર્તવ્ય થવાથી તેનો પરિણામ કેટલા થોડા સમયમાં કેવો ઉત્તમ જણાયો છે ? સાત દિવસના જ અરસામાં મહેલ્લાનાં સ્ત્રીપુરુષોમાં કેટલો ફેરફાર પડી ગયો હતો ? વળી ઉપદેશક ધર્મની સિદ્ધિ કરવા માટે દેવદત્ત એકલો પ્રવાસમાં નીકળ્યો હતો કે દૈવજ્ઞાસાથે નીકળ્યો હતો ? આ અને આવા અનેક પ્રસંગોને **ભામિનીભૂષણ**માંથી તેમ જ **સિદ્ધાંતસિંધુ** વગેરે ગ્રંથોમાંથી લક્ષપૂર્વક અવલોકો અને પછી કહો કે વિલાયતની હવા ખાઈ વિલાયતી વિચારોથી મારું મગજ ભમી ગયું છે.

સદ્વિવેકી વાચકોના સમાધાનાર્થે આટલું સ્પષ્ટીકરણ કરી હવે હું મારી વાર્તા આગળ ચલાવું છું.

ગાડીમાં યોગિની મને કહેવા લાગી, ભગવન્ ! આજે વૈદ્યો અને ડાક્ટરો રોગીઓના રોગોને જ સારા કરવાનો વિશેષ કરીને પ્રયત્ન કરતા સર્વત્ર જોવામાં આવે છે. તેમના આ પ્રયત્નને માટે તેમને ધન્યવાદ ઘટે છે, પરંતુ તેમનું મુખ્ય કર્તવ્ય આ હોય એમ શું આપને લાગે છે ? પ્રજાને રોગ થયા પછી તેને ટાળવા પ્રયત્ન કરવો, તેના કરતાં પ્રજાને રોગ જ ન થાય, એવા ઉપાયો યોજવા, એ શું વૈદ્યોનું અને ડાક્ટરોનું પ્રથમ કર્તવ્ય નથી ?

મેં કહ્યું, દેવિ! તું કહે છે, તેમ જ તેમનું પ્રથમ કર્તવ્ય છે. પરંતુ તે કર્તવ્ય બજાવવા જતાં આજે તેમની રોજી જતી રહેવાનો તેમને ભય રહેતો હશે, એમ લાગે છે. પ્રજામાંથી કોઈ માંદુ જ ન પડે તો પછી તેમને ત્યાં કોણ આવે, અને તેમનો નિર્વાહ શી રીતે ચાલે?

તે બોલી, ભગવન! આ ભયથી જ જો તેઓ પોતાના મુખ્ય કર્તવ્યનું પાલન ન કરતા હોય તો તેમાં તેમની ભૂલ છે. પ્રમાણિકપણે પોતાના કર્તવ્યને સાધનારને, પ્રયત્નનું યોગ્ય ફળ મળ્યા વિના રહેતું જ નથી. આજે વૈદ્યડૉક્ટરોનો જે રીતે નિર્વાહ થાય છે, તેથી ભિન્ન રીતે તેમનો નિર્વાહ થવાનાં અનેક દ્વાર તેમને માટે ઉઘડ્યા વિના નહિ જ રહેવાનાં. પરમેશ્વરની કૃપાથી આપણે નિર્વાહનાં સાધનોની ખોટ નથી, તોપણ આપણા ઉદાહરણથી આપણે આ સંબંધમાં આપણા બંધુઓને પોતાના મુખ્ય કર્તવ્યનું ભાન થાય એવો પ્રયત્ન કરવો ઉચિત છે.

મેં કહ્યું, તને આ સંબંધમાં શું કરવું યોગ્ય લાગે છે?

તેણે કહ્યું, શું કરવું, એ આપને અજાણ્યું નથી જ, તોપણ આપ જ્યારે પૂછોછો ત્યારે જણાવું છું કે આપણે ત્યાં આવનાર રોગી સ્ત્રીપુરુષોને હવેથી આપણે ઔષધ આપવાની સાથે, તેઓ શાથી માંદાં પડ્યાં છે, તે સમજાવવું જોઈએ, તથા ભવિષ્યમાં તેઓ માંદાં ન પડે, માટે, આરોગ્યના કેવા કેવા નિયમો તેમણે પાળવા જોઈએ, તે તેમને સ્પષ્ટ કરીને કહેવું જોઈએ. આમ કરવામાં આપણો સમય વધારે જશે, એ ખરું છે, તથાપિ તેથી રોગીઓને વધારે લાભ થવા સંભવ છે. મારી ઇચ્છા એવી છે કે આપે પુરુષોનો એક વર્ગ કાઢી તેમાં પુરુષોને આરોગ્યસંબંધી અઠવાડીયામાં ત્રણેક દિવસ બોધ આપવો, તથા મારે સ્ત્રીઓનો એક વર્ગ કાઢી તેમને તે જ પ્રમાણે બોધ આપવો. વળી આપે લોકોને સમજાય એવી સહેલી ભાષામાં આરોગ્યવિદ્યાના નાના નાના લેખો લખવા, અને તેનો છૂટથી પ્રજામાં પ્રસાર કરવો. હું પણ આપને આ સંબંધમાં યથામતિ યથાશક્તિ સાહાય્ય આપીશ. વળી આપણે પ્રસંગોપાત્ત રોગીઓને ઘેર જવાનો નિયમ રાખીશું, અને ત્યાં રોગીઓ કેવી રીતે જીવન ગાળે છે, અને તેમના ઘરમાં તેમની રહેવાની વ્યવસ્થા કેવી છે, એ વગેરેની તપાસ કરીશું, અને તેમાં જ્યાં જ્યાં સુધારો કરવાની જરૂર હશે તે તે સ્થળે સુધારા કરવા, તેમને સૂચવીશું. પ્રસંગોપાત્ત રંક રોગીઓને આપણે દ્રવ્યની પણ મદદ આપીશું. હું ધારું છું કે આવા કંઇક ઉપાયોવડે આપણે આપણું કર્તવ્ય સાધીશું તો આપણે આજે લોકોનું જેટલું કલ્યાણ કરી શકીએ છીએ તેના કરતાં ઘણું જ વધારે કલ્યાણ કરી શકીશું.

મેં પ્રસન્નતા જણાવતાં કહ્યું, હે અન્યનું કલ્યાણ કરવામાં ઉત્સાહને ધરનારી! તારી ઇચ્છાપ્રમાણે જ આપણે સર્વ કરીશું.

તે દિવસે યોગિનીનું મારા ઔષધાલયમાં આવવું થયાથી આખા ઔષધાલયમાં નવું જીવન આવ્યું હોય એમ મને ભાસ્યું. મારે ત્યાં આવેલા બાળક રોગીઓપ્રતિ તથા સ્ત્રી રોગીઓપ્રતિ યોગિનીએ અત્યંત પ્રેમ દર્શાવ્યો. તેમને વિવિધ પ્રશ્નો કરી તેમના રોગનાં કારણો તેમને સમજાવ્યાં, તથા જેમને જેવી ઘટે તેવી આરોગ્યસંબંધી ઉત્તમ સલાહ આપી. વળી તેમનું આશ્વાસન કરનારાં તથા તેમનો રોગ સત્વર મટી જવાની દૃઢ શ્રદ્ધા તેમનામાં બંધાય એવાં અનેક વચનો તેણે તેમને કહ્યાં. આથી તે સર્વને જાણે પોતાનો અર્ધો વ્યાધિ મટી ગયો હોય એવું ભાન થયું. મેં પણ પુરુષ રોગીઓની સાથે તેવું જ વર્તન ચલાવી સર્વને સંતોષ પ્રકટાવ્યો. સ્વલ્પમાં ઉત્તમ પ્રકારે કર્તવ્ય સાધવાથી જે સંતોષાનંદનો હૃદયમાં અનુભવ થાય છે, તેવો અનુભવ કરતાં કરતાં, સમય થયે અમે ઉભય અમારા 'શાંતિભવન'માં પાછાં આવ્યાં. (અપૂર્ણ)

# श्वसनविद्याकला.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૪ થી )

## પ્રકરણ ૧૬.

### પગના નળાની પિંડી અને ઘુંટીને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

બંને પગના નળાના પાછલા માંસવાળા ભાગ ( પિંડી ) માં અને ઘુંટીમાં કુંભ રાશિની સત્તા પ્રવર્તે છે. તેથી આ ક્રિયા કુંભરાશિ જે ૨૧ મી જાન્યુઆરીએ બેસે છે, અને ૧૯ મી ફેબ્રુઆરીએ ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

સીધા ટટાર ઉભા રહેવું. પગની એડીઓને એક બીજાની સાથે અડેલી રાખવી, પણ બંને અંગુઠાની વચમાં દશ બાર આંગળનું અંતર રાખવું. બંને હાથ નીચે લટકતા રાખવા. છાતી આગળ કાઢવી. પછી હથેળીઓ શરીરભણી રહે એ રીતે એક હાથનાં આંગળાં બીજા હાથનાં આંગળાંમાં નાખવાં, અને બંને હાથને તંગ કરવા. પછી પગના અંગુઠાઉપર ઉભા રહીને, ઘુંટણમાંથી વાંકા વળીને શરીરને જમીનભણી જેટલું નીચું નમે તેટલું નમાવવું. પછી પાછા મૂળની સીધી ટટાર સ્થિતિમાં આવવું. આ બધી વખતે પગના અંગુઠાઉપર જ ઉભા રહેવું, અને એડીઓને જમીનને જરા પણ અડવા ન દેવી. આ પ્રમાણે આઠથી દશ મિનિટ સુધી કર્યા કરવું. શરીરને જમીનભણી નીચું નમાવતી વખતે, પૂર્વે કહ્યા પ્રમાણે ફેફસાં વાયુથી પૂરેપૂરાં ભરવાં, અને પાછા સીધા ટટાર થતી વખતે વાયુને બહાર કાઢીને તેમને પૂરેપૂરાં ખાલી કરવાં.

ક્રિયા કરતી વખતે મનને નળાની પિંડીઓમાં અને ઘુંટીઓમાં એકાગ્ર કરવું. તે અવયવો મુદૃઢ, પુષ્ટ અને સુંદર હોવાનું ચિત્ર વૃત્તિમાં રચવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવો:—મારા પગ બળવાન્ છે. મારામાં પુષ્કળ જીવન અને સામર્થ્ય છે. બળથી અને જીવનથી મારૂં શરીર ઉભરાઈ જાય છે. આ ક્રિયાનાં આ પ્રકારના ફળનો મને પૂર્ણ અનુભવ આવવાનો સમન્વય છે.

વૃષભ, સિંહ, અને વૃશ્ચિક રાશિની ક્રિયાઓ કરતી વખતે, આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરતાં અડચણ નથી. ( અપૂર્ણ. )

---

# उपवासोपचार.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૧૪૬ થી. )

સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર, અને કારણ શરીર પરસ્પર એટલાં નિકટ સંબંધવાળાં છે કે ત્રણમાંથી એકની ઉત્તમ પ્રકારે શુદ્ધિ કરવામાં આવે છે તો બીજાં શરીરોની થોડે ઘણે અંશે શુદ્ધિ થયા વિના રહેતી જ નથી. એમ છતાં આ ત્રણે શરીરની શુદ્ધિ કરવાના સ્વતંત્ર ઉપાયો પૂર્વ પુરુષોએ નિર્ણય કર્યા છે.

વમન, વિરેચન વગેરે વૈદ્યશાસ્ત્રે પ્રબોધેલા ઉપાયોવડે તથા નેતિ, બસ્તિ વગેરે યોગશાસ્ત્રે પ્રબોધેલી વિવિધ ક્રિયાઓવડે સ્થૂલ શરીરની ઉત્તમ પ્રકારે શુદ્ધિ સાધી શકાય છે, અને કર્મ, ઉપાસના તથા જ્ઞાનનાં વિવિધ સાધનોવડે સૂક્ષ્મ તથા કારણ શરીરની શુદ્ધિ સાધી શકાય છે. જે સાધનો એક શરીરની ઉત્તમ પ્રકારે શુદ્ધિ સાધે છે, તે જ સાધનો અન્ય શરીરોની ગૌણ-

પણ શુદ્ધિ સાધવામાં પણ હેતુભૂત થાય છે, અને તેનું કારણ પૂર્વે કહ્યું તેમ શરીરનો અત્યંત નિકટ સંબંધ છે, એ જ છે.

સ્થૂલ શરીરની શુદ્ધિ સાધનારા વિવિધ ઉપચારોમાં ઉપવાસ એ એક અત્યંત સમર્થ ઉપચાર છે; અને જ્યારે તેને સમજીને કરવામાં આવે છે, તથા તે સાથે ઉપાસનાના ક્રમોને પણ યોજવામાં આવે છે ત્યારે તો તે મનુષ્યનું સર્વોત્તમ કલ્યાણ સાધે છે. આહારના કેવળ ત્યાગપૂર્વક ધ્રુવે કરેલી ઉપાસનાનું તેમ જ નરસિંહ મહેતાએ કરેલા ઉપાસનાયુક્ત સાત દિવસના ઉપવાસનું ફળ સર્વ આસ્તિક આર્યપ્રજા જાણે છે.

ઉપવાસથી શરીરના અને મનના વ્યાધિઓ મટે છે, એટલું જ નહિ, પણ તેનાથી શરીરનો અને મનનો વિકાસ પણ થાય છે, એમ અનેક અનુભવી પુરુષોનો અનુભવ છે.

શરીરમાં રહેલો કચરો, અને તેનાથી થનાર અનેક પ્રકારના વ્યાધિઓ ઉપવાસજેવા સરળ ઉપચારથી જેવા નાશ પામે છે, તેવા બીજા કશાથી નાશ પામતા નથી. શરીરની શુદ્ધિ કરનાર, ઉપવાસથી સમર્થ બીજા ઉપાયો નથી, એમ કહેવાનું તાત્પર્ય નથી; અનેક લૌકિક અને અલૌકિક ઉપાયો છે, પણ તે ઉપાયો સર્વને દુર્લભ હોય છે, અને કેટલાકને તો અલભ્ય જ હોય છે, અને ઉપવાસ સર્વને જ સુલભ છે.

વિધિપૂર્વક સેવવામાં આવતા ઉપવાસ તનના અનેક મળને બાળી નાખે છે, એટલું જ નહિ પણ મન અને ઇંદ્રિયોઉપર ચઢેલા મળના થરને બાળી નાંખીને આંતર પ્રદેશમાં રહેલા આત્મારૂપી સૂર્યનું દર્શન કરવામાં વૃત્તિને કેટલેક અંશે મદદગાર થઇ પડે છે.

જેમ કામ કરનાર અશ્વવગેરે પશુઓને પ્રસંગોપાત્ત એકેક દિવસ વિશ્રાંતિ આપવામાં આવે છે તો તેઓ બીજે દિવસે અધિક સારૂ કામ કરે છે, એટલું જ નહિ પણ તેઓનું બળ લાંબા સમયસુધી ટકી રહે છે, તેમ શરીરના અવયવોને અને તેમાં પણ જઠરને સાતે દિવસે અથવા પંદરે દિવસે એકેક દિવસ કેવળ વિશ્રાંતિ આપવામાં આવે છે તો તેઓ પછી અધિક સારૂં કામ કરે છે, એટલું જ નહિ પણ તેઓનું બળ લાંબા સમયસુધી ટકી રહે છે. આ કારણથી જ આપણાં શાસ્ત્રોમાં પંદરે દિવસે ઓછામાં ઓછો એકાદશીનો એક દિવસ ઉપવાસ કરવાનું વિધાન કરવામાં આવ્યું હોય છે.

જ્યારે ઉપવાસનું કેટલોક સમય, હવે પછી લખવામાં આવતા વિધિપ્રમાણે સેવન કરવામાં આવે છે, ત્યારે શરીરના પ્રત્યેક અણુમાંથી ગુરુતા નીકળી જઇ તનુતા આવે છે. પ્રાણાયામ કરનાર યોગીનું શરીર જેમ પ્રાણાયામના અભ્યાસથી તનુતાને અર્થાત્ હલકાપણાને પામે છે, તે જ પ્રમાણે વિધિપૂર્વક ઉપવાસ કરનારનું શરીર પણ તનુતાને પામે છે; અને શરીરનું હલકાપણું થવું, એનો અર્થ બીજો કશો જ નથી, પણ ગુરુત્વાકર્ષણનો જય થવો, એ જ છે. પ્રાણાયમવડે યોગી શરીરને એટલું હલકું કરે છે કે તે ગુરુત્વાકર્ષણનો જય કરી હવામાં ઉડી શકે છે. વિધિપૂર્વક ઉપવાસ કરનાર પણ પોતાના શરીરની કંઇક આવી તનુતા પ્રાપ્ત કરવા સમર્થ થાય છે, એમાં કશો જ સંશય નથી.

ગુરુત્વાકર્ષણનો જય કરવો, એનો અર્થ મૃત્યુનો જય કરવો, એવો પણ થાય છે. જેમાં જેમાં જીવન અથવા ચૈતન્ય હોય છે તે સર્વ ગુરુત્વાકર્ષણને થોડા અથવા ઘણા પ્રમાણમાં લેખવતાં નથી. પાષાણમાં જીવનની કળા સ્પષ્ટ નથી, અને તેથી ગુરુત્વાકર્ષણઆગળ તેનું કશું જ ચાલતું નથી. તેને પૃથ્વીઉપર પડેલા રહેવું જ પડે છે. તેનાથી એક તસુના હજારમા

ભાગજેટલું પણ ઉંચું પોતાની મેળે થઈ શકાતું નથી. વનસ્પતિમાં પાષાણકરતાં ચૈતન્યની કળા અધિક જાગ્રત્ છે, અને તેથી તે ગુરુત્વાકર્ષણને ન લેખવી ઉંચે ચઢે છે. પ્રાણીઓમાં તેથી પણ જીવનકળા અધિક પ્રમાણમાં હોવાથી તેઓ પૃથ્વીપર પડી ન રહેતાં, ગુરુત્વાકર્ષણનો જય કરી દિશાઓમાં ગતિ કરે છે. આ સઘળું છતાં તેમના શરીરના આણુ હજી જોઇએ તેવા હલકા ન હોવાથી તેઓ ઉડી શક્તા નથી. શરીરમાં જેમ કચરો વધારે હોય છે, તેમ તેના ઉપર ગુરુત્વાકર્ષણની સત્તા વધારે ચાલે છે, અને જેમ કચરો ઓછો તેમ તેના ઉપર ગુરુત્વાકર્ષણની સત્તા ઓછી ચાલે છે. બાળકો હરણની પેઠે છલંગો મારતાં દોડે છે, તેનું કારણ તેમનાં શરીરમાં કચરો ઓછો છે. અને તેથી તેમના પર ગુરુત્વાકર્ષણની સત્તા ઓછી છે, એ છે. વૃદ્ધોથી ચાર ડગલાં પણ ચલાતું નથી તેનું કારણ તેમના શરીરમાં કચરો વધારે છે, અને તેથી તેમના પર ગુરુત્વાકર્ષણની સત્તા વધારે છે, એ છે; અને ઓછા કચરાવાળું શરીર અધિક જીવનમય હોવાથી ગુરુત્વાકર્ષણનો તે અધિક જય કરતું હોવાથી, ઉપવાસવડે શરીરનો કચરો બાળી તેને હલકું કરવું, અને તેમ કરી ગુરુત્વાકર્ષણનો જય કરવો, એ મૃત્યુનો જય કરવાતુલ્ય છે. ઉપવાસ આ રીતે વ્યાધિને, વૃદ્ધાવસ્થાને તથા મૃત્યુને પણ કંઇક અંશમાં જિતનાર છે.

જેમ અગ્નિ સુવર્ણના મળમાત્રને બાળીને તેને અત્યંત શુદ્ધ કરનાર છે, તેમ ઉપવાસ મનુષ્યના સ્થૂલ શરીરના મળમાત્રને બાળીને તેને અત્યંત શુદ્ધ કરનાર છે. ઉપવાસનો આરંભ થતાં જ શરીરમાંથી કચરો બળવા માંડે છે, અને જેમ જેમ ઉપવાસ આગળ વધે છે, તેમ તેમ તે કચરો એટલે સુધી બળે છે કે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીર ત્રણે સ્વચ્છ કાચના પડદાજેવાં થઈ રહે છે, અને તેમાંથી આત્મા પોતાનો પ્રકાશ અધિક તેજસ્વીપણે બહાર નાંખી શકે છે. ત્રણે શરીરના અત્યંત નિકટ સંબંધનું અભિમાની જીવાત્માને ભાન થાય છે.

ઉપવાસના ભારે લાભ મનુષ્યો જાણતા નથી, તેથી જ તેઓ ઉપવાસ કરતાં આનાકાની કરે છે; પરંતુ જેમણે એક વાર ઉપવાસના લાભનો અનુભવ કર્યો છે, તેઓ તો આરોગ્યપ્રાપ્તિને અર્થે બીજા ઉપચારો કરવા પૂર્વે વગરખરચનો આ ઉપવાસ કરવાનો ઉપચાર જ પ્રથમ કરે છે.

ઉપવાસ કરવાનો અર્થ ઘણા મનુષ્યો અન્નનો ત્યાગ કરી ફળાહાર કરવો, એવો કરે છે. પણ આ કંઈ ઉપવાસ નથી. આજે એકાદશીના દિવસોમાં અથવા એવા જ બીજા વ્રતોના દિવસોમાં જે રીતે આડીઅવળી અલાબલાઓ ખાઇને ઉપવાસ કરવામાં આવે છે, તે આ આરોગ્યને આપનાર ઉપવાસ નથી. આરોગ્યને આપનાર ઉપવાસમાં પાણી અને હવાવિના બીજું કશું જ ગ્રહણ કરવાનું હોતું નથી. દુધ અથવા ફળ અથવા તુલસીના પત્રમાં રહે એટલો પણ ફળાહારનો પદાર્થ ખરા ઉપવાસમાં ગ્રહણ કરવાનો હોતો નથી.

ત્રણે દિવસ અને રાત્રિ અર્થાત્ અખંડ બોતેર કલાકસુધી સઘળા પ્રકારના આહારનો ત્યાગ કરવો, એનું નામ ઉપવાસ છે. આવા ઉપવાસ કરનારે કશાનો એક કણ સરખો પણ ખાવાનો નથી, પણ ખુલ્લી હવામાં શ્વાસને લીધા કરવાનો છે, અને મુખમાંથી ઝરતા રસને ગળ્યા કરવાનો છે. પાણી પીતાં અટચણ નથી, પણ તે પણ સામટું એક જ્યે ન પીવું. પણ થોડા થોડા પ્રમાણમાં જેમ જેમ જરૂર જણાય તેમ તેમ પીવું. ચાહાની પેઠે નાને નાને ઘુંટડે પાણી પીવું, અને તેને મોંમાં થોડી વાર રમાડીને કંઠે ઉતારવું.

ત્રણ દિવસનો લાગટ ઉપવાસ કરવાનું જેમને કઠિન જણાય તેમણે એક દિવસના ઉપવાસથી આરંભ કરવો, અને પછી ધરિ ધરિ અભ્યાસ પડે તેમ તેમ ઉપવાસના સમયને

લંબાવવો. થોડાં અઠવાડીયાંસુધી સાત દિવસમાં એક જ દિવસ ઉપવાસ કરવો. બે ત્રણ અઠવાડીયાં પછી સાત દિવસમાં એક દિવસ ઉપવાસ કરવાનો નિયમ તો ચાલુ રાખવો જ, પણ વિશેષમાં પ્રતિદિન બે વાર ખાવાનું રાખ્યું હોય તે એક વારનું કરી નાંખવું. વળી એક બે અઠવાડીયાં જવા દેઇને પછી સાત દિવસમાં એક ઉપવાસને બદલે બે ઉપવાસ કરવા. આમ બે અઠવાડીયાં કરી પછી ત્રણ કરવા. આ પ્રમાણે ચઢતાં ચઢતાં ઘણા મનુષ્યો સહેલાઇથી દશ અથવા પંદર દિવસના લાગટ ઉપવાસ કરી શકે છે.

વધારે શક્તિવાળા અથવા દૃઢ મનના મનુષ્યોએ આરંભમાં એકને બદલે બે ઉપવાસ કરવા, અથવા જેમનાથી બની શકે તેમણે ઉપર કહ્યાપ્રમાણે ત્રણ કરવા. લાગટ ત્રણ ઉપવાસ કરવાથી, અથવા ધીરેધીરે અભ્યાસમાં ચઢતાં દશ પંદર દિવસના અખંડ ઉપવાસ કરવાથી લેશ પણ હાનિ થવાનો સંભવ નથી, પણ ઉલટો લાભ જ થવાનો સર્વ સંભવ છે.

ઉપવાસ કરનારે ઉપવાસના વિચારોમાં મનને જોડેલું ન રાખવું. ઉપવાસઉપર લેશ પણ લક્ષ ન આપવું. સવારે અને સાંજે જમવાનો સમય થાય તે ઉપર કિંચિત્ પણ ધ્યાન ન રાખવું. કંઇ પણ ઉપયોગી કામમાં મનને જોડેલું રાખવું. ઉપવાસ કરવાથી શરીરમાં અશક્તિ આવી જશે, એવા એવા અજ્ઞાનના વિચારોને અંતરમાં પ્રવેશવા ન દેવા. ઉપવાસથી શરીરના મળમાત્ર બળી જવાના છે, અને પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થનાર છે, એવા આનંદના વિચારો ઉપવાસના દિવસોમાં કર્યા કરવા.

જેઓને ત્રણ દિવસના કે બે દિવસના ઉપવાસથી બેચેનીનું ભાન થાય તેમણે વ્યાકુળ ન થતાં ખુલ્લી હવામાં જઈ દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી. પંદર વિશ વાર ફેફસાંને હવાથી પૂરેપૂરાં ભરવાં અને પૂરેપૂરાં ખાલી કરવાં. આથી બેચેની મટી જશે. ઉપવાસના અંતમાં સહજ માથું દુઃખે અથવા બેચેની જણાય તો વાયુથી ફેફસાંને પૂરેપૂરાં ભરવાં, અને વાયુ બહાર કાઢ્યા પછી ફરી વાયુ ભરતી વખતે જરા પાણી પીવું. પછી વાયુ કાઢી નાંખવો, અને પાછા ભરતી વખતે જરા પાણી પીવું. આમ ત્રણ વાર અથવા ઘણામાં ઘણું ચાર વાર કરવાથી માથું દુઃખતું મટી જશે. જેમને ચાહા, કોફી, તમાકુ કે એવાં જ કોઈ વ્યસનો હોય છે, અથવા જેઓ માંસાહારી હોય છે, તેઓને જ ઉપર લખેલાં ચિહ્નો વિશેષે કરીને થાય છે. તે બતાવે છે કે વ્યસનોએ તેમને કેવા પરવશ કરી નાંખ્યા છે.

ઉપવાસના દિવસોમાં જેમને દસ્તનો કબજો જણાય તેમણે *બંધકોશના યંત્રનો ઉપયોગ કરવો. મોટા નળ ધોવામાં છ શેર, સાત શેર અથવા તેથી પણ વધારે જળનો ઉપયોગ કરવો.

ઘણા મનુષ્યો ઉપવાસને બીજે દિવસે એટલે ઉપવાસ જ્યારે છોડે છે ત્યારે શીરો, લાડુ, દુધપાક કે એવા જ ભારે પદાર્થો ખાય છે. આ મોટામાં મોટી ભૂલ છે. આથી ઉપવાસથી થયેલા સઘળા લાભ નાશ પામે છે. ઉપવાસ છોડવાને દિવસે આરંભમાં એક બે નારંગીનો અથવા તે ન મળે તો નવટાંક કે પાશેર લીલી દ્રાક્ષનો રસ પીવો, અથવા તે ન મળે તો ટેટી,

---

* બંધકોશનો ઉપાય, એ નામની શ્રેયસાધકઅધિકારિવર્ગે પ્રકટ કરેલી ચોપડી વાંચવાથી બંધકોશના યંત્રનો કેવી રીતે ઉપયોગ કરવો, તે જાણવામાં આવશે. મૂલ્ય ०-२-० પોસ્ટેજ ०-०-१.

તડબુચ કે એવાં જ કોઇ ફળનો રસ પાશેરસુધી પીવો. ફળનો રસ ન મળે તો આખરે એકાદ કેળું કે એવું જ કોઈ હલકું ફળ ખાવું. પછી એક બે કલાક જવા દેઇને કંઈ હલકું ખાઈ લેવું. તે પણ પેટ ભરીને નહિ પણ મધ્યમ પ્રમાણમાં લેવું.[1]

(અપૂર્ણ.)

---

## મધ એ બહુ ઉત્તમ પૌષ્ટિક ખોરાક છે.

કેટલાક મનુષ્યો શરીરે બહુ પાતળા હોય છે. તેઓ જાડા થવા માટે શું કરવું, એવા પ્રશ્નો જ્યાં ત્યાં કરતા ફરે છે. આવા લોકોને મધજેવો શરીરને પુષ્ટ કરનાર બીજો એકે પદાર્થ નથી.

મધ ઘણો પૌષ્ટિક ખોરાક છે, કારણ કે તેમાં શરીરમાં ચરબીને વધારનાર તત્ત્વો બહુ મોટા પ્રમાણમાં રહેલાં છે. શિયાળામાં મધજેવો પૌષ્ટિક પદાર્થ ભાગ્યે જ બીજો કોઈ મળી આવશે. શ્વાસનલિકાની ત્વચાઉપર તેની બહુ જ લાભકારક અસર થાય છે. તે ખાવાથી શ્લેષ્મ થતું નથી, અને થયું હોય તો મટી જાય છે. તે બધકોશના વ્યાધિઉપર પણ લાભ કરનાર છે. શરીરમાં જે ઉષ્ણતાની અગત્ય છે, તે ઉષ્ણતાને ઉત્પન્ન કરનાર તત્ત્વો તેમાં વિશેષ અંશે હોય છે, એટલું જ નહિ પણ તેમાં માંસને વધારનારાં તત્ત્વો પણ રહેલાં છે.

## ડુંગળીનો ઔષધતરીકે ઉપયોગ.

ફેફસાંના સોજા (Pneumonia) ના વ્યાધિમાં ડુંગળીનો ઉપયોગ બહુ લાભ કરે છે, એમ ડૉ. જોન્સ લખે છે. તે કહે છે કેઃ—

'ટાઢ વાય, ફેફસાંમાં દરદ જણાય, અને શ્વાસ મુશીબતે લેવાય કે તરત જ કાચા કાંદાની પાતળી કાતળીયો પાડવી. પછી આખી છાતી ઢંકાઇ રહે, એવી જગન્નાથીની કોથળી કરી તેમાં તેને ભરવી. પછી તવીઉપર તે કોથળીને ગરમ કરવી, અને બરાબર ગરમ થયે પોટીસની પેઠે છાતીઉપર બાંધવી. આવી બે કોથળીઓ તૈયાર કરવી, જેથી એક ટાઢી પડે કે તરત બીજી બદલી શકાય. આથી ફેફસાંમાં થતું દરદ મટી જશે, એટલું જ નહિ પણ શ્વાસ લેવા મૂકવામાં થતી ગભરામણ પણ ઓછી થઈ જશે. બાળકોને થઈ આવતા હાંસામાં, અને ફેફસાંના રક્તાવરોધમાં પણ આ પોટીસ બહુ જ લાભ કરે છે.

કાંદામાં વળી હવામાં રહેલાં રોગજનક અણુઓને ચુસી લેવાનો ગુણ છે ઇંગ્લાંડના ઉત્તર ભાગમાં એક પ્રસંગે કાગળીયાનો રોગ ચાલ્યો હતો. ત્યાં એક લતામાં માત્ર એક જ ઘર બચી ગયું હતું. તેમ થવાના કારણની તપાસ કરતાં જણાયું હતું કે તે ઘરમાં કાંદાના હારડા લટકાવેલા હતા, અને તે સઘળાઉપર રોગની અસર થઇ હતી.

બગડેલો કાંદો કદી પણ ન ખાવો, કારણ કે તેમાં બિગાડ થવાનું કારણ પ્રસંગે કોઇ રોગના અણુઓને ચુસી લેવાનું પણ હોય. સુતા પહેલાં શકેલો અથવા બાફેલો એક કાંદો ખાવાથી જરૂર સ્વચ્છ થાય છે, અને રાત્રિએ શાંત નિદ્રા આવે છે.

---

૧ આ ઉપયોગી વિષયમાં હજી ઘણું લખવાનું બાકી છે, માટે લાંબા ઉપવાસ કરવા ઇચ્છનારે પૂર્ણ સુચનાઓ વાંચ્યા પહેલાં દશ કે પંદર દિવસના ઉપવાસ કરવા નહિ. એમ ઉપવાસ કરતાં અડચણ નથી.



# શ્રીસિદ્ધેશ્વર.

મનુષ્ય પ્રયત્નથી પોતાને જેવો ધારે છે, તેવો જ કરી શકે છે.



॥ ૐ શ્રીં ॥

## શ્રીસિદ્ધેશ્વરના મંદિરનો ઘંટાનાદ.

* * અમુક પુરુષ જ્ઞાનવાન્ છે, અથવા તે જ્ઞાનની ભૂમિકામાં કેટલો આગળ વધેલો છે, અથવા તમે પોતે કેટલા જ્ઞાનવાન્ છો, તેનો નિર્ણય કરવાની તમારી પાસે કોઈ કસોટી છે? ન હોય તો શ્રીસિદ્ધેશ્વરના દેવાલયમાં થતા આજના ઘંટાનાદ પ્રતિ ધ્યાન આપો. તે તમને આવી કસોટી પોતાનાં અલૌકિક નાદદ્વારા શીખવે છે.

* * એક જ વાક્યમાં સ્પષ્ટ કરીએ તો અમર્યાદ દૃષ્ટિ અથવા જેમાં સર્વનો જ સમાવેશ થાય છે, એવી વિશાળ દૃષ્ટિ એ જ યથાર્થ જ્ઞાનનું સર્વોત્તમ ચિહ્ન છે.

* * વાક્યનો ભાવ ન સમજાયાથી વ્યાકુલ થશો નહિ. વિશાલ અર્થવાળાં વાક્યો એવાં જ હોય છે.

* * એક નાના ઘરના ધણીનું મમત્વ, તે નાના ઘરમાં જ મર્યાદિત થયેલું હોય છે. પોતાના ઘરના સર્વ પદાર્થોનું તે રક્ષણ કરે છે. માટીના એક તુચ્છ કોડીયાને, કોડીયું જાણીને તે કંઇ ફોડી નાંખતો નથી, તેમ હાંડીને હાંડી જાણીને તે રક્ષે છે, એમ કંઇ નથી. હાંડી અને કોડીયું બન્નેને તે પોતાનાં જાણે છે, અને પોતાનાં જ જાણી પ્રેમથી તે તેમનું રક્ષણ કરે છે. તેની દૃષ્ટિ પોતાના ઘરની જ મર્યાદામાં અટકી રહેલી હોય છે.

* * માર્ગમાં પેલું સરકારી ફાનસ જોયું? રસ્તામાં રમનાર છોકરાઓ ઈંટો ઉછાળે છે. એકાદ ઈંટ ફાનસને વાગે તો તે ફુટી જાય એમ છે. નાના ઘરનો ધણી તે જુએ છે, અને તોપણ ફાનસનું રક્ષણ કરવા છોકરાઓને વારવા માટે તે પોતાની જીભ હલાવતો નથી. પ્રસંગે એકાદ ઈંટ વાગે અને ફાનસ ફુટી જાય, એમ પણ તે ઇચ્છે છે. ફાનસઉપર તેની મમતા નથી, પ્રેમ નથી, અને તેથી તે તેના ફુટવામાં રાજી છે. ફાનસ તેની મમત્વની દૃષ્ટિની મર્યાદામાં નથી, પણ બહાર છે.

* * નગરનો અધિપતિ તે માર્ગે જાય છે. ઈંટોથી ફાનસ ફુટી જશે, એમ તે જુએ છે. તરત જ છોકરાઓને રોકવા તે પોતાના સેવકોને આજ્ઞા કરે છે. તેની અઢળક સંપત્તિમાં ફાનસનો નાશ તેને કંઇ વિસાતમાં નથી, તોપણ તે તેનો નાશ થવા દેતો નથી, અને નાશ

તેથી પોતાના ક્રોધને અથવા દંડને પાત્ર છે, એમ તે માનતો નથી. હજાર પગથીયાંવાળી નિસરણીમાં તે છેક ઉંચે હજારમા પગથીયાઉપર ચઢ્યો હોય છે, અને તોપણ પોતાની ઉંચી ભૂમિકામાંથી નીચેનાં પગથીયાંઉપર ઉભેલાં મનુષ્યોનો તે તિરસ્કાર કરતો નથી. તે જાણે છે કે આ હજારમા પગથીયાઉપર નીચેનાં પગથીયાં એક પછી એક વટાવ્યાવિના અવાતું જ નથી, અને તેથી નીચેનાં પગથીયાંની, શિખરઉપર આવવાને માટે જરૂર જ છે, અને આ વિચારથી છેક પહેલેના પગથીયાઉપર ઉભેલા મનુષ્યઉપર પણ તે પોતાના બંધુતુલ્ય પ્રેમ રાખે છે. તે જાણે છે કે છેક જ્ઞાનીથી આરંભીને તે મુમુક્ષુ, વિષયી, અને પામરની પંક્તિમાં ગણાતા અસંખ્ય ભેદવાળા મનુષ્યો સત્યની નિસરણીના કોઈ કોઈ પગથીયામાં જ ઉભા હોય છે. પામર જે પગથીયામાં છે, તેથી વિષયી ઉપરના પગથીયામાં છે, અને વિષયીકરતાં મુમુક્ષુ અને જ્ઞાની ઉત્તરોતર ઉંચા પગથીયામાં છે, એ ખરૂં છે, પણ તેથી નીચેનાં પગથીયાં ખોટાં અને નાશ કરવા યોગ્ય છે, એમ તેની વિશાળ દૃષ્ટિ સ્વીકારી શકતી નથી.

* * સંકુચિત દૃષ્ટિવાળાઓ દિવસમાં હજાર વાર જેની તેની સાથે લડે છે. તું કહે છે તે ખોટું છે, અને હું કહું છું તે ખરૂં છે, એવા દુરાગ્રહમાં તે દિવસમાં સો વાર પોતાનાથી પ્રતિકૂળ નિશ્ચયવાળાસામે ભ્રકુટી ચઢાવે છે, દાંત કકડાવે છે, અને કેવા ઉપાયથી તેનો નાશ કરી નાંખું, એ વિચારમાં રુધિરને ઉકાળી નાંખે છે. તેઓ જાણતા નથી કે વધારે ઉંચે ઉભેલો મનુષ્ય જેટલું જોઈ શકતો હોય છે, તેટલું નીચે ઉભેલો મનુષ્ય ન જ જોઇ શકે એ સ્વાભાવિક છે. ઉંચા પગથીયાઉપર તે આવશે ત્યારે તે પણ તેઓના જેટલું જ જોઈ શકશે. નીચા પગથીયાઉપરથી તેને જેટલું જણાય છે, તેટલું તે પગથીયાઉપરથી ખોટું નથી જ; તો પછી જે જોવાનું તેનામાં સામર્થ્ય નથી, તે તેની દૃષ્ટિએ પડવા વિના, હાલ જે જોવાનું તેનું સામર્થ્ય છે, અને તેથી જેટલું તે જુએ છે, તેને ખોટું કહી શા માટે તેની સાથે બાઝવું ?

* * જેને મનુષ્યો પોતાની સાપેક્ષ દૃષ્ટિથી સારૂં અને ખોટું, શુભ અને અશુભ, પુણ્ય અને પાપ, સદ્ગુણ અને દુર્ગુણ, જ્ઞાન અને અજ્ઞાન અને એ વિનાનાં અસંખ્ય દ્વંદ્વો ગણે છે, તે સર્વની ઉત્પત્તિનું સ્થાન પરમાત્મા છે. પરમાત્મા જ આ વિવિધ ચઢતાઉતરતી ભેદને પામ્યા છે. એ જ પરમાત્માએ એક સ્થળે પોતાના સ્વરૂપનો એટલો ઓછો વિકાસ કર્યો છે કે તે આપણને પશુ દેખાય છે, અને એક સ્થળે એટલો અધિક કર્યો છે, કે આપણને મનુષ્ય દેખાય છે; એક સ્થળે પામર દેખાય છે, અને એક સ્થળે વિષયી દેખાય છે; એક સ્થળે જિજ્ઞાસુ દેખાય છે, અને એક સ્થળે જ્ઞાની દેખાય છે. આજે જે શ્વાનને મનુષ્યો હાડછેડ કરે છે, તેનામાં રહેલી એ જ પરમાત્મસત્તા સમય જતાં પોતાના સિદ્ધ નિયમાનુસાર તેને ઉંચી ઉંચી ભૂમિકામાં ચઢાવનાર છે. હાડછેડ કરનારને પણ એ જ સત્તાએ આજે પશુની ભૂમિકામાંથી ઉંચી ભૂમિકામાં આણ્યો છે. આમ એક જ સત્તા જ્યાં ત્યાં વિલાસ કરી રહી છે, એવું જાણનાર વિશાળ દૃષ્ટિવાળો પુરુષ કોની સાથે વિરોધ કરે ? શ્વાનાદિ પશુઓ અથવા દુરાચરણી દુષ્ટ મનુષ્યો, અથવા ખોટા નિશ્ચયોને સેવનાર ઓછી બુદ્ધિવાળા મનુષ્યો શી રીતે તેને તિરસ્કાર કરવા યોગ્ય ભાસે ? તેની વિશાળ દૃષ્ટિમાં સર્વ જ તેના મમતનો, સર્વ જ તેના પ્રેમનો વિષય થઈ રહ્યો છે.

* * સાહિત્યેચ્છુ સજ્જનો ! જ્ઞાની પુરુષોના અંતઃકરણની કસોટી કરવાની કળા ધ-

ટાનાદે તમને શીખવી. તેને મનન કરી હસ્તગત કરો, અને તે વડે અન્યની કસોટી કરવા જવાનો વ્યર્થ પરિશ્રમ ન કરતાં પ્રથમ તમારા પોતાના જ અંતઃકરણની કસોટી કરો. તે કસોટીમાં તે સોના ટચનું કુંદન જણાય તો અમારા તમને અનંત પ્રણામ છે. ઓછા ટચનું જણાય તો પૂરેપૂરા સો ટચનું કરવા પ્રયત્નશીલ થાઓ. તમને ઉંચે ચઢાવનાર સત્તા તમારા અંતરમાં જ છે. તેને ઓળખી તેનો આશ્રય લો. તે તમને ઉંચે લેઇ જશે. તે સત્તાને છોડી બીજાનો આશ્રય લેવા દોડશો નહિ. બીજાઓ આ સત્તાનું તમને ઓળખાણ આપ્યા વિના અધિક કશું જ કરનાર નથી. ઉંચે ચઢવાને માટે તમારા પગને તમારે પોતે જ ગતિ આપવાની છે. ત્યારે હમણાં કાં ગતિ આપતા નથી? ઘંટાનાદ તમને વિશાળ દૃષ્ટિમાં પ્રવેશવા સપ્રેમ આમંત્રણ કરે છે. આવું પ્રેમનું આમંત્રણ પણ શું તમે નહિ સ્વીકારો?

---

# માનસોપચાર.

સંકલ્પવડે અથવા વિચારવડે પોતાના અથવા પારકા વ્યાધિઓને ટાળવા માટે અમારે શું કરવું, એવા પ્રશ્નો વિવિધ સજ્જનોતરફથી મને વારંવાર કરવામાં આવે છે. એ સંબંધમાં મહાકાલમાં કોઈ વિષય લખવાનો પણ કેટલાકનો આગ્રહ પ્રસંગોપાત્ત થાય છે. આથી આ સંબંધમાં કંઇક લખવા આજે મારી વૃત્તિ વેગ ધરે છે.

આ વિષયને સામાન્ય મતિનાં મનુષ્યો પણ સરળતાથી સમજી શકે એ રીતે તેને લખવા હું પ્રયત્ન કરીશ; અને તે પ્રયત્નમાં વિજય મળે એ અર્થે, જ્યાંથી સર્વ પ્રકારનાં જ્ઞાન પ્રકટે છે, તે પરમાત્માને હું આરંભમાં નમસ્કારપૂર્વક સ્મરૂં છું.

વિચારના સામર્થ્યવડે રોગોને મટાડી શકાય છે, એ વાર્તા કંઇ નવી નથી. મહાત્માઓ, સાધુઓ, વગેરે આવી જ રીતે ઘણાને મટાડે છે, એ વાતમાં આપણી જ પ્રજા શ્રદ્ધા ધરેછે, એટલું જ નહિ, પણ સુધરેલા દેશોની પ્રજાઓ તેમ જ જંગલી ગણાતી પ્રજાઓ પણ ધરે છે.

જેમ જેમ મનુષ્યો બુદ્ધિમાં આગળ વધે છે, તેમ તેમ રોગ મટાડવાના ઉપાયોમાં પણ તે આગળ વધે છે. સ્થૂલ ઔષધોને બદલે સૂક્ષ્મ ઔષધો આપવાની પદ્ધતિ તથા જળ, હવા, વાયુ, ઉપવાસ વગેરે વડે રોગ ટાળવાની પદ્ધતિઓ આ જ રીતે શોધી કઢાઈ છે. વિચારવડે રોગ ટાળવાની પદ્ધતિ, એ બુદ્ધિની વૃદ્ધિનો આજે મોટામાં મોટો વિજય ગણાય છે.

મનુષ્ય માત્રને આ જગતમાં સઉથી મોટામાં મોટી અગત્યની વસ્તુ આરોગ્ય છે. કારણ કે તેને મળનારાં સર્વ સુખોનો આધાર આરોગ્યઉપર રહેલો છે. ધનનાં, સ્ત્રીપુત્રાદિનાં અને વ્યવહારનાં વિવિધ સુખો, ઉત્તમ આરોગ્યવિના નકામાં છે, એ કોણ નથી જાણતું?

વિચારવડે રોગો ટાળવાની વિદ્યાનો મનુષ્ય જ્યારે અભ્યાસ કરે છે, અને તેને સિદ્ધ કરે છે ત્યારે પોતાના ગયેલા આરોગ્યને તે પાછું મેળવે છે, એટલું જ નહિ પણ વ્યાધિથી ભવિષ્યમાં પોતાનું સર્વદા રક્ષણ કરી શકે છે.

માનસોપચારવડે તે પોતાના વ્યાધિ ટાળી શકે છે અને પોતે સુદૃઢ આરોગ્યને પ્રાપ્ત કરી શકે છે, એટલું જ નહિ પરંતુ બીજાના વ્યાધિને પણ તે ટાળી શકે છે, અને તેમનામાં સુદૃઢ આરોગ્ય ઉપજાવી શકે છે.

. . રોગ મટાડવાની આજ સુધી જે જે વિદ્યાઓ શોધી કાઢવામાં આવી છે, તે સર્વ વિદ્યાઓ કેટલાક રોગોને અસાધ્ય એટલે કોઇ પણ ઉપાયથી ન મટે, એવા ગણે છે. માનસ ઉપચારને એક પણ વ્યાધિ અસાધ્ય નથી. વિધિપૂર્વક માનસોપચારને જ્યારે કરવામાં આવે છે, ત્યારે સાધ્ય, કષ્ટસાધ્ય, દુઃસાધ્ય અને અસાધ્ય સર્વ પ્રકારના વ્યાધિઓ, તેને નમ્યું આપે છે.

આ પ્રકારે માનસોપચાર, વ્યાધિઓને ટાળનારી સર્વ વિદ્યાઓમાં સર્વોપરિ પદ ભોગવે છે, તેથી એમ સમજવાનું નથી કે આ વિદ્યા બહુ કઠિન હશે, અને અસાધારણ બુદ્ધિનાં મનુષ્યો જ તેને સિદ્ધ કરી શકતાં હશે. આવું કશું જ નથી. આ વિદ્યા ઘણી સરળ છે, અને સામાન્ય બુદ્ધિમાન્ કોઇ પણ સ્ત્રીપુરુષ તેને શીખી શકે છે, અને થોડા અભ્યાસથી વ્યાધિઓને ટાળી શકે છે.

આ વિદ્યા બહુ સરળ છે, માટે જ ઘણા મનુષ્યો તેમાં કશો માલ નથી, એમ માને છે. એક બે વારના પ્રયોગથી કશું ફળ ન જણાતાં તેઓ તેમાં કશો જ ભલીવાર નથી, એવો અયોગ્ય નિશ્ચય કરી બેસે છે. બીજી બાબતોમાં: જેમ ધૈર્યવાળા અભ્યાસની જરૂર છે, તેમ આમાં પણ છે, અને તેથી બે ચાર વાર અથવા પ્રસંગે તેથી પણ વધારે વાર નિષ્ફળતા મળતાં બુદ્ધિમાને તેના ઉપર અશ્રદ્ધા કરવી ઉચિત નથી. આગ્રહવડે પુનઃ પુનઃ તેના નિયમોનો ઉપયોગ કરી, જોનારને તેમાં કેટલું બળ રહ્યું છે, તે જોઇ આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી.

દ્રવ્ય કમાવાના એક જ આશયથી આ વિદ્યાનો અભ્યાસ કરવો, એ તે મનુષ્યની બહુ વૃદ્ધિ કરનાર નથી. બીજાઓના વ્યાધિ ટાળવામાં પોતાનો સમય જાય, અને તેથી તેના બદલામાં તે દ્રવ્ય લે તો તેમાં દોષ જેવું કશું જ નથી, તોપણ જેમ ઔષધો આપનાર વૈદ્યને દ્રવ્યનો લોભ હાનિ કરે છે, તેમ આ માનસિક ઉપચાર કરનારને પણ તે હાનિ કરે છે.

આપણને જે મન મળેલું છે, તે જ આ જગતમાં આપણું સર્વસ્વ છે. આપણે જે કંઈ આ જગતમાં કરી શકીએ છીએ, તે આ મનવડે જ કરી શકીએ છીએ. જગતમાં આજસુધીમાં જે જે થયું છે, આજે થાય છે, અને હવે પછી થશે, તે સઘળું આ મનવડે જ થયું છે, થાય છે, અને થશે. આપણામાંથી મનને કાઢી લેતાં આપણે કશું જ કરવાને સમર્થ રહેતા નથી, આમ મન જ આપણું સર્વસ્વ હોવાથી મનને જ સર્વોત્તમ પ્રકારનું કરવા ઉપર આપણાં સઘળાં સુખનો આધાર રહ્યો છે.

શાસ્ત્રો કહે છે કે આ મનમાં જે કંઈ કરવાનું બળ આવ્યું છે, તેનું કારણ આત્મા અથવા ચૈતન્યનો તેમાં પ્રકાશ પડ્યો છે, માટે આવ્યું છે. આ આત્મા અથવા ચૈતન્યમાં સઘળું જ રહ્યું છે. અનંત જ્ઞાન, અનંત સુખ, અનંત ઐશ્વર્ય, અનંત આરોગ્ય, અનંત બળ વગેરે સર્વનો એ આત્મા મહાસાગર છે. આ સઘળું આત્મા મનમાં પ્રેરે છે, પણ મન જે પ્રમાણમાં શુદ્ધ હોય છે, તે પ્રમાણમાં મનને તેનો અનુભવ થાય છે. શુદ્ધ દર્પણમાં સૂર્ય પોતાના પ્રકાશને અત્યંત તેજસ્વીપણે દર્શાવી આપે છે, અને મલિનમાં તે પ્રમાણે નથી દર્શાવી આપતો તે જ પ્રમાણે શુદ્ધ મનમાં આત્મા પોતાના અનંત સામર્થ્યને દર્શાવી આપે છે, અને મલિન મનમાં દર્શાવી આપતો નથી. આથી મનને સર્વોત્તમ પ્રકારનું કરવું, એ આપણું મોટામાં મોટું કર્તવ્ય સિદ્ધ થાય છે.

વિચારોવડે વ્યાધિ ટાળવાની વિદ્યામાં પણ જેઓનું મન અધિક શુદ્ધ હોય છે,

એટલે કે રાગ, દ્વેષ, લોભ, ભય, શોક વગેરે વિકારોથી રહિત હોય છે, તેઓ અધિક વિજય મેળવે છે.

આપણી પાસે મન એ જ આપણી પોતાની ગણવા જેવી વસ્તુ છે, અને તે વિના આપણું પોતાનું બીજું કશું જ નથી, તેથી મનની શુદ્ધિ અથવા મનની સર્વોત્તમતા આપણે મન વડે જ કરવાની છે. મનની શુદ્ધિ કરવામાં મન અથવા વિચારવિના બીજો કશો જ ઉપાય આપણે કામે લગાડી શકીએ, એવું છે જ નહિ.

આપણને મળેલા મનનો આપણે એક જ સદુપયોગ કરી શકીએ એમ છે, અને તે એ કે આપણા વિચારોવડે આપણે શુદ્ધ થવું, અને આપણા સંબંધમાં આવનાર સર્વને શુદ્ધ કરવા. અને આપણા મનને શુદ્ધ કરવાથી જ આપણા આત્માનું સામર્થ્ય આપણામાં આવેલું આપણને જણાય છે, અર્થાત્ આપણે સુખી થઈએ છીએ તેથી આપણાં પોતાનાં દુઃખો ટાળવાં અને સુખી થવું, તથા પરનાં દુઃખો ટાળવાં અને તેમને સુખી કરવા, એટલો એક જ આ જગત્‌માં મનનો સદુપયોગ છે. એ વિના મનના બીજા જે જે ઉપયોગો છે, તે દુરુપયોગ ગણતાં અડચણ નથી.

મંદવાડ એ એક દુઃખ છે, અને સઘળાંજ દુઃખો મનની અશુદ્ધિથી આવતાં હોવાથી, જ્યારે જ્યારે આપણું મન કોઈ પણ અંશમાં બગડે છે, ત્યારે જ આપણે માંદા પડીએ છીએ. ઘણા દુષ્ટાચરણને સેવનારા મનુષ્યો પ્રસંગે આરોગ્યનો અનુભવ કરતા જોવામાં આવે છે. અને ઘણા સદાચરણી મનુષ્યો પ્રસંગે વિવિધ વ્યાધિઓથી પીડાતા અનુભવમાં આવે છે, તેથી દુષ્ટાચરણી મનુષ્યો શુદ્ધ મનના છે, અને સદાચરણી મનુષ્યો અશુદ્ધ મનના છે, એમ કોઈ ઉપરના વિવેચનથી સ્થાપે તો તે ખોટું છે; કારણ કે દુષ્ટાચરણી મનુષ્યનું મન ગમે તેટલું અશુદ્ધ હોય છે, પણ જેટલા અંશમાં તે આરોગ્ય ભોગવે છે, તેટલા અંશમાં તો તે શુદ્ધ એટલે ઉત્તમ વિચાર તથા ઉત્તમ નિશ્ચયવાળું હોય જ છે; અને સદાચરણી મનુષ્યનું મન બીજી બધી બાબતમાં ગમે તેટલું શુદ્ધ હોય છે તો પણ જેટલા અંશમાં તે મંદવાડથી પીડાય છે, તેટલા અંશમાં તે અશુદ્ધ એટલે અયોગ્ય વિચાર તથા અયોગ્ય નિશ્ચયને જ સેવ્યા કરતું હોય છે. આ પ્રમાણે મંદવાડ અશુદ્ધ મનથી જ થાય છે, એ સિદ્ધ થાય છે, તેથી મનને શુદ્ધ કરવાથી અર્થાત્ ઉત્તમ વિચારો તથા ઉત્તમ નિશ્ચયોથી મંદવાડ ટળે છે, એ સહજ સ્પષ્ટ થાય છે.

આરોગ્ય અને રોગ, એ બેમાં કોનું બળ વધારે છે? અવશ્ય આરોગ્યનું જ. કારણ કે રોગનો અર્થ બીજો કશો જ નથી, પણ ઓછું આરોગ્ય. સંપૂર્ણ આરોગ્યમાં જ્યારે આરોગ્યના સોળે સોળ આના હોય છે, ત્યારે મંદવાડમાં કોઈ કોઈ સાધારણ રોગમાં તેના બાર આના કે અગીયાર આના હોય છે, અને ઘણા ભારે રોગોમાં તેનો માત્ર એક આનો, અર્ધો આનો કે પા આનો જ હોય છે. આથી રોગ એ પા આની, અર્ધી આની કે છેવટે બાર આની આરોગ્ય જ હોવાથી સોળ આનીવાળું પૂર્ણ આરોગ્ય તેનાથી અધિક બળવાળું હોય, એ દેખીતું છે. અને આરોગ્ય અને શુદ્ધ મન એક જ હોવાથી, અથવા શુદ્ધ મનની પાછળ જ આરોગ્ય આવતું હોવાથી શુદ્ધ મનની વ્યાધિઉપર સર્વદા સત્તા ચાલવી, એ સંભવિત છે.

ઉપરના સંક્ષિપ્ત વિચારોથી બુદ્ધિમાનને સ્પષ્ટ થયા વિના નહિ જ રહ્યું હોય કે મન વ્યાધિને જિતવા સમર્થ છે.

માનસોપચારમાં મન, શુદ્ધ વિચારરૂપ ક્રિયાવડે વ્યાધિને શરીરમાંથી જવાની ફરજ પાડે છે. એક પુતળાનો નાશ કરતાં, તેની છાયા શું પછી રહે છે? અશુદ્ધ વિચારને કાઢતાં, તેનું કાર્ય જે વ્યાધિ તે શરીરમાં શી રીતે ઉભો રહે?

મનને શુદ્ધ કરતાં એકલો વ્યાધિ જ ટળે છે, એમ નથી. બધાં જ દુઃખો મનના અયોગ્ય નિશ્ચયોનો પરિણામ છે, તેથી જે દુઃખ જે અયોગ્ય નિશ્ચયથી પ્રકટયું હોય તે દુઃખ તે અયોગ્ય નિશ્ચય ટાળતાં ટળી જાય છે; અને સઘળા અયોગ્ય નિશ્ચયો ટાળતાં સઘળાં જ દુઃખો ટળી જાય છે. આથી માનસોપચારનું ક્ષેત્ર બહુ વિશાળ છે, અને તેનો ઉપયોગ એકલા માંદા માણસોને જ છે, એવું કાંઈ નથી, પણ કોઈ પણ દુઃખથી પીડાતા ગમે તે મનુષ્યને જ છે.

રોગ ટાળવા ઉપરાંત વિચાર, પોતાના તથા પારકાના વિવિધ દુર્ગુણો ટાળી પોતાનામાં તથા પારકામાં વિવિધ સદ્‌ગુણો આણે છે, પોતાની તથા પારકાની નિર્ધનતા ટાળી પોતાને તથા પારકાને સમૃદ્ધિમાન્ કરે છે, પોતાની તથા પારકાની વિવિધ વિપત્તિઓ ટાળી પોતાને તથા પારકાને વિવિધ સંપત્તિથી યુક્ત કરે છે, અને આ પ્રમાણે ક્રમે ક્રમે મનુષ્યને અભ્યુદયને શિખરે સ્થાપે છે. ઘણાને આ બધું ટાઢા પહોરની ગપ જેવું જણાય; અને તેમ જણાય, એ સ્વાભાવિક છે. વિજળીમાં કે વરાળમાં કે ઈથરમાં અમુક અમુક રહ્યું છે, એવું જે જે વિદ્વાન્ પુરુષોએ પ્રથમ જણાવ્યું હતું, તેમની વાતો આરંભમાં કયારે ટાઢા પહોરની ગપ જેવી નથી ગણાઈ? ગણાઈ જ છે; તો પછી માનસોપચારના લાભમાં, ઉપરચોટીયો વિચાર કરનરા કુતર્કો કરે, એમાં આશ્ચર્ય જેવું શું છે?

આ લેખને પૂરેપૂરો વાંચ્યાં પછી કષ્ટસાધ્ય અથવા અસાધ્ય વ્યાધિઓ મટાડતાં અથવા વિવિધ વિપત્તિઓ ટાળતાં તત્કાળ આવડી જશે, એવી આશા વાચકે રાખવી ઘટતી નથી. તરવાર અથવા બંદુક જેમની પાસે હોય છે, તે બધા જ અજિત યોદ્ધા થતા નથી. અજિત યોદ્ધા થવા માટે તરવારને અને બંદુકને વાપરવાનો સારી પેઠે અભ્યાસ કરવો જોઇએ; અને અભ્યાસ કર્યો પછી પણ વિવિધ યુદ્ધોમાં ચઢી અનુભવ મેળવવાની જરૂર હોય છે. માનસોપચારની તરવારવડે સર્વત્ર જય મેળવવામાં પણ અભ્યાસની અને અનુભવની જરૂર છે. એમ છતાં અભ્યાસ કેમ કરવો, તે વાત તો આ લેખ શીખવ્યા વિના રહે તેમ નથી. લેખકનું કામ એટલેથી જ અટકે છે. પછી જે કરવાનું રહે છે તે વાચકને રહે છે. પછીનું કર્તવ્ય વાચક પ્રમાદ, આળસ, અને અશ્રદ્ધાનો ત્યાગ કરી કરશે જ, એમ માની આ લેખ લખવાની પ્રવૃત્તિ કરી છે.

આ લેખ સામાન્ય પ્રજાને જેટલો ઉપયોગનો છે, તેટલો જ વૈદ્યકનો ધંધો કરનારને પણ ઉપયોગનો છે. ઋતુપર્ણ પાસેથી અક્ષવિદ્યાને જાણવાથી સર્વ પ્રકારે કુશળ છતાં પણ નળરાજાના અંતઃકરણમાં વ્યાપેલો કલિરૂપ અંધકાર નીકળી ગયો હતો તેમ આ લેખવડે તેમને મદદ થવા સંભવ છે. આટલાં આરંભનાં વચનો કહી સદ્વિવેકી વાચકોને હવે લેખના મુખ્ય વિષયપ્રતિ દોરીએ છીએ.

( અપૂર્ણ. )



# एक श्रेयस्साधक सज्जने केवा क्रमथी पोतानुं जीवन उच्च कर्युं.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦ થી. )

હું બોલ્યો, એ કામ તો બહુ જ સહેલું છે. સઉથી પ્રથમ તમારે જે કરવાનું છે તે એ છે કે આ કામ કરવાનું તમારામાં સામર્થ્ય છે, એમ તમારે માનવું. થઈ શકે એવું નથી, અને કઠણ છે, એવા વિચારોને છોડી દઈને થઈ શકે એવું છે, અને સહેલું છે, એવા જ વિચારો કરવા માંડવા, અને શું કરવું અથવા કેવી રીતે કરવું, તેને માટે મારી અથવા તમારી બાની સલાહ લેવાની વાટ ન જોતાં તમારી મેળે જ વિચાર કરીને તમને સુઝે તે રીતે કરવા માંડવું. બીજાના ટેકા વિના તમારા આત્મામાં રહેલા સામર્થ્યને પોતાની મેળે પ્રકટવા દો. મારામાં પ્રેમનું વૃક્ષ છે જ. હવે તેને પોતાની મેળે જ ઉગવા દો. જુઓ આજથી તમારામાં રહેલા સામર્થ્યને પોતાની મેળે બહાર નીકળવાનો આજથી આપણે યોગ કરી આપીએ. આજે તમને બંનેને હું કશું જ કહીશ નહિ. તમે ભુલ કરશો તોપણ હું તમને; આમ કરવું કે તેમ કરવું, એવી કશી જ સલાહ આપીશ નહિ. તમારી મેળે જ તમે તમને પોતાને યોગ્ય માર્ગે ચલાવો. **તમે જે કરવા ઇચ્છશો તે કરવાનું તમારામાં સામર્થ્ય છે એવું હું જાણું છું, અને મારી ખાતરી છે કે તમે પ્રેમવાળાં વચનો બોલવાનું અને પ્રેમથી ભરેલાં કૃત્યો કરવાનું જ માત્ર ઇચ્છશો.**

મારાં વચનોની બાળકોઉપર જે અસર થઈ તે જોઈને હું આશ્ચર્ય પામ્યો. શિવનાથ બોલ્યો, બાપા ! અમે કેવાં હળીમળીને રહીએ છીએ તે તમે હવે જોજો. અમને ટોક ટોક કરીને અમારી પાસે કોઈ કામ કરાવવામાં આવે છે તેના કરતાં અમારી મરજીથી તે કામ અમને કરવા દેવામાં આવે છે ત્યારે અમને તે કરવું ઘણું જ ગમે છે.

આ છેલ્લું વચન શિવનાથ સ્વાભાવિક રીતે બોલ્યો હતો, પણ તે વચનમાં માનસ શાસ્ત્રનો કેવો ગંભીર નિયમ રહ્યો હતો, તે વાત તે ભાગ્યે જ જાણતો હતો. મરજીથી કોઈ કામ કરવું, અને સામાની વારંવાર ટોકણી થવાથી તે કામ કરવું, એ બેમાં આસમાનજમીન જેટલો તફાવત છે. પહેલી રીતે થયેલું કામ સર્વદા સર્વોત્તમ પ્રકારનું જ થાય છે, અને બીજી રીતે થયેલું કામ સર્વદા અધમ પ્રકારનું જ થાય છે.

કેટલાં કેટલાં માબાપો પોતાનાં બાળકોને દિવસમાં સેંકડો વાર, અલ્યા, ભણવા બેસ, અલ્યા લખવા બેસ, એવી ટોકણી કર્યા જ કરે છે. મેં પણ મારાં બાળકોને પૂર્વે આમ કેટલી બધી વાર કહ્યું હતું ! પણ કામ કરાવવાની આ રીત જ નથી. બાળકની ઇચ્છાથી જ કામ થવું જોઇએ. ઉઠ વાંચવા બેસ, એવું વચન કહેવા કરતાં, ભાઈ ! વાંચવા બેસીશ, એવું વચન બોલવું વધારે યોગ્ય છે. પહેલા વચનમાં બાળકની મરજીવિરુદ્ધ કામ કરાવાય છે; બીજામાં તેની મરજી મેળવીને કામ લેવાય છે. 'ભાઈ મારો બહુ ડાહ્યો છે; આટલું મારૂં કર્યું તો કરવાનો જ' એવા ભાવનાં વચનો બોલીને કેટલાં કેટલાં માબાપો પોતાનાં હઠીલાં છોકરાંપાસે પણ પોતાનું ધારેલું કામ કરાવી લે છે, એ કોણ નથી જાણતું ? અને તોપણ આ નિયમનો સર્વ પ્રસંગમાં બુદ્ધિપૂર્વક ઉપયોગ કેટલાં થોડાં માબાપ, વડિલો અને શિક્ષકો કરે છે.

આ પછી બાળકોની આત્મશ્રદ્ધાને જાગ્રત્ કરનાર કેટલાંક વચનો તેમને કહીને હું મારે કામે લાગ્યો, અને બાળકો તેમના કામમાં યોજાયાં.

( અપૂર્ણ. )

---

## શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

કાર્તિક માસના કૃષ્ણપક્ષની ચતુર્દશીએ આ વર્ગનો ૭૫ મો મહોત્સવ નિયમપ્રમાણે વડોદરામાં પાલન કરવામાં આવ્યો હતો. ભિન્ન ભિન્ન સ્થળેથી અનેક શ્રેયસ્સાધકો તથા ઉદાસીન સજ્જનોનું ઉત્સવના આનન્દમાં ભાગ લેવા આગમન થયું હતું. ષટ્પ્રજનઅર્ચનાદિ ક્રિયાઓ પ્રાતઃકાળે તથા વ્યાખ્યાન કીર્તન વગેરે દિવસના બાકીના ભાગમાં કરવામાં આવ્યા હતા. પ્રો. કણીયાએ 'સાધકોનું કર્તવ્ય' એ વિષયઉપર, શ્રીયુત સંઘવીએ 'ભગવદ્વ્રતા' એ વિષય, પંડિત શ્રીયુત લાલને 'ઈશ્વરની ભક્તિ પ્રેમથી કરવી કે ભયથી' એ વિષયઉપર અને મહાકાળના વ્યવસ્થાપકે 'સહવાસ' એ વિષયઉપર પોતપોતાની અપૂર્વ શૈલિથી વ્યાખ્યાનો કર્યાં હતાં. સ્ત્રીઓએ પણ ભિન્ન સ્થળમાં કીર્તનો તથા વ્યાખ્યાનો કર્યાં હતાં. આ પ્રમાણે એક દિવસ ઉત્સવનું પાલન કરી સર્વ પોતપોતાના સ્થાનપ્રતિ નિવર્ત્યાં હતા.

---

## सदुपदेशश्रेणी–अष्टादश सदुपदेश.

નીચેના વ્યાખ્યાનો આ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યા છે.

### પુરુષવર્ગના વ્યાખ્યાનો.

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના (પ્રો. કણીયા.)
૨ વિચારસાગર (કો૦)
૩ વેદાન્તનિબન્ધમાળા (નર્મદા૦)
૪ શિક્ષા અને પરીક્ષા (ચી૦)
૫ વ્યાધિ વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય (છો૦)
૬ કીર્તનો.

### સ્ત્રીવર્ગનાં વ્યાખ્યાનો.

૧ અધિક દ્રવ્ય પ્રાપ્ત થતાં સુખદુઃખની તુલના
૨ સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો.
૩ નિર્વિષયી સુખની પ્રાપ્તિનું સાધન.
૪ કીર્તનો

મૂલ્ય ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---

## सूचना.

મહાકાલના ગતા વર્ષના અંકો માગશરથી આશ્વિન સુધી શીલકમાં છે. તેમનું મૂલ્ય પોસ્ટેજ સાથે ૧–૦–૦ છે.

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| એક શ્રેયસ્સાધક ( પુત્રના આરોગ્યનિમિત્ત ) | વળા | રૂ. ૧—૦—૦ |
| રા. રા વસંતરાય નરમેશંકર | ભૂજ | રૂ. ૫—૦—૦ |
| રા. રા. છોટાલાલ વ્રજલાલનાં વિધવાની સદ્‌ગતિનિમિત્ત. | અમદાવાદ | રૂ. ૨—૦—૦ |
| રા. રા. હેમરાજ શ્યામજી ( પોતાનાં બહેનની સદ્‌ગતિનિમિત્ત ) | કરાંચી | રૂ. ૧—૦—૦ |
| રા. રા. ઠક્કર નાથાલાલ માવજી ( માતુશ્રી ચુનીબાઈની સદ્‌ગતિનિમિત્ત ) | અમદાવાદ | રૂ. ૫—૦—૦ |
| એક સજ્જન | મુંબઈ | રૂ. ૫—૦—૦ |
| એક સજ્જન | કરાંચી | રૂ. ૩—૦—૦ |
| રા. રા. રણછોડ હરજીવન | કથીવદર | રૂ. ૨—૦—૦ |
| રા. રા. રેવાશંકર હીરજી ( પોતાની ધર્મપત્નીની સદ્‌ગતિનિમિત્ત ) | ઉના | રૂ. ૨—૦—૦ |
| રા. રા. ભગવાનદાસ દયાળજી | વઢવાણ કૅંપ | રૂ. ૧૫—૦—૦ |

---

## 'મહાકાલ' ના લેખોસંબંધી સજ્જનોના ઉદ્‌ગાર.

...લગભગ ૧૬૦૦ માઇલને અંતરે **શ્રીસિદ્ધેશ્વરના મંદિરનો ઘંટાનાદ** એકાએક સાંભળવાથી શો આનંદ થયો હશે, તે અનુભવી જ સમજી શકે. રાજસ, તામસ તત્ત્વોથી તરબોળ વાતાવરણનો શ્વાસોશ્વાસ લેવાય, લોહી અને તેને લીધે શરીર, મન તથા હૃદય અનુક્રમે બગડવા માંડે તે અગાઉ પરમાર્થરૂપ ફળનાં વૃક્ષોને ઉગાડનાર તથા ઉછેરનાર ખેડુત તરફથી સાત્વિક ભાવનાથી ભરપુર લખાણો મળે, એ મહાન્ સદ્‌ભાગ્યની વાત માનુંછું.

ચિકાગો. તા. ૨૩–૧૦–૦૭ લી. **દોલતરામ ન. ડાકટર**

...આપના તરફથી મહાકાલ એ નામના માસિકના છ અંકો આજસુધીમાં મળ્યા છે. તેના વિષયો મનુષ્યના મનમાં ઉઠતા અનેક તરંગોને નિર્મૂળ કરવા માટે એક ઉપયોગી સાધન છે. મુખ્યત્વે કરીને ગુજરાતી ભાષાનું જ્ઞાન કંઈક અંશે વધુ જેનામાં છે, તેવાં મનુષ્યોને પૂર્ણ શ્રેષ્ઠતાએ પહોંચાડવાને આ માસિક દરેક રીતે સમર્થ જણાય છે. મનની નબળાઈની સાથે તનની નબળાઈ દૂર કરી ભરતખંડની ભવિષ્યની ઉન્નતિના તે એક સાધનરૂપ છે. આ માસિકને પૂર્ણપણે વિચારી તેનો આશ્રય લેવામાં આવે તો ભરતખંડને ટુંક સમયમાં અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થયાવિના રહે નહિ. ડેલાગોઆ બે. તા. ૧૩–૧૧–૦૭

**લિ. ચતુર્ભુજ ભવાન.**

---

Registered No. B.185.

॥ ॐ श्रीं ॥

# महाकाल

शारीरिक, व्यावहारिक, मानसिक, तथा आध्यात्मिक उन्नति साधवानी
सर्वोत्तम युक्तिओनुं ज्ञान आपनार मासिक.

रूप (पुस्तक) २०.—पौष कृष्ण० १४. संवत् १९६५. दर्शन (अंक) ३.

श्लोकः

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूमकलेवरस्य ।
यस्येह तस्य भगवंस्तव साञ्जनस्य
रीत्या कया भवति धूलिकणे निवासः ॥

अर्थः—हे भगवन्! भूमा अर्थात् अति महान् विग्रहवाळा आप, जेमनुं सिंहासन रचवामाटे विशाल आकाश पण खरे पूरतुं थयुं नहि, ते आपनी मायाशक्तिसाथे शी रीते भूलोकमां धूळना रजःकणमां मोकळाशथी रही शको छो ?

प्रसिद्ध करनार
श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

श्री "सत्यविजय" प्रेस.—पांचकूवा, नवा दरवाजा—अमदावाद.

वार्षिक लवाजम पोस्टेजसाथे रु. २-०-० वर्षना आरंभमां ज.

# प्रभानुक्रमणिका.



---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે તત્કાળ અત્ર જણાવવું. પંદર દિવસપછી જણાવનાર ગ્રાહકને નેરવર્ષે પહોંચેલો અંક મળી શકશે નહિ. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.




रूपं (पुस्तक) २०—पौष कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ३.

॥ ॐ श्रीं ॥

# स्वदोषना ज्ञानवाळा साधकनी दोषनिवारणार्थे इष्टप्रति करुणस्वरे अभ्यर्थना.

પદ. (કોઈ દુધ લો દિલરંગી, એ લય.)

મારા નાથ ટાળો દોષો;
મુજ કૃતિસામું ન જોશો:—મારા૦
મુજ દોષો ગણતાં પ્રભો ! આખું જીવન જાય,
પણ જે કીધા ને કરૂં, તે નહિ પૂર્ણ કથાય;—
મુજમાં દોષ ન હોત તો, આપરૂપ હું થાત,
આપથકી ભિન્નત્વ એ, દોષ મહા વિખ્યાત;—
ના જવાનાં જે સ્થલો, તે સ્થલ પહેલો જાઉં;
ડગલે ડગલે ઠોકરો,—ખાઉં ન પણ પસ્તાઉં.—
જેમ કેદીથી હાથની, બેડી ન છોડી શકાય,
મુજથી ટાળ્યા ના ટળે, મારા દોષો જરાય;—
કરોળીયાની જાળથી, માખી ન છૂટી થાય,
દોષથકી હું ગ્રથિત છું, સ્વરૂપ ન તેથી છૂટાય;—
જાળે ભરાયું માછલું, નાસી ના કદિ જાય,
દોષજાળમાં હું ફસ્યો, શું કે ત્યાં ન કરાય;—
નેત્ર જળ આવ્યાં પ્રભો ! વૃત્તિ કરે રૂદન,

દોષ નહિ મુજ શું ટળે, વ્યર્થ થશે શું જીવન ?
આપથી દોષો ના ટળે, અન્ય સમર્થ ન કોય,
વિશ્વવિષે હું ભાળતો, જે મુજ દોષો ધોય;—
કંઇ કંઇનાં પ્રભુ છોડવ્યાં, બંધન આપે અપાર,
તેમ આજ હું રંકના, દોષ દહો ધરી પ્યાર;—
ચક્ર લઇ નરહરિ પ્રભુ, આવો ગજેન્દ્રપાસ,
દોષગ્રાહથી છે ગ્રસ્યો, મુક્ત કરો લહી દાસ;—

## श्रीसद्गुरु कोण होइ शके, गृहस्थ के संन्यासी ?

( અનુસંધાન વર્તમાન ૨૫ના પૃષ્ઠ ૪૭ થી. )

વલ્લભાચાર્ય શંકરાચાર્ય તથા રામાનુજાચાર્યની પછી થયા છે અને એમણે વેદાન્ત-સૂત્રપર નવું ભાષ્ય કર્યું છે કે જે અણુભાષ્ય કહેવાય છે. શંકરાચાર્યનો કેવલાદ્વૈત તથા રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત એમને યોગ્ય ન જણાયો તથા એ બે આચાર્યોનાં ભાષ્ય સમીચીન ન જણાયાં તેથી એમણે અણુભાષ્ય કરી તેમાં શુદ્ધાદ્વૈત સંપ્રદાયનો સિદ્ધાન્ત સ્થાપન કર્યો છે. વિષ્ણુસ્વામી આદિ પૂર્વાચાર્યનો એ જ સિદ્ધાન્ત હતો પણ તેને આ પોતાના ભાષ્ય અને બીજા વિવિધ ગ્રંથોથી સતેજપણું આણનાર વલ્લભાચાર્ય છે. એમનો સંપ્રદાય તે ભક્તિમાર્ગ છે અને તેમાં મર્યાદા અને પુષ્ટિ એ બે ભેદનું એમણે વર્ણન કરી પુષ્ટિમાર્ગની શ્રેષ્ઠતા સ્થાપી તેને સ્વીકાર્યો છે. એમના મતમાં શા શા ભેદ છે તે જોવાનું પ્રસ્તુત નથી પણ માત્ર સંન્યાસના સંબંધમાં એમનો શો સિદ્ધાન્ત છે તે જ જોવાનું છે અને તે માટે એમના અનેક ગ્રંથોમાંથી પ્રધાન ગ્રંથ જે બ્રહ્મસૂત્રપરનું અણુભાષ્ય તે જ લઇને એમનો સિદ્ધાન્ત સંક્ષેપમાં વિચારીએ તો નીચેનાં એમનાં પ્રમાણોથી સર્વને સમન્વય તેમ છે. એ સંબંધમાં એમનો સિદ્ધાન્ત તે અત્ર સ્થાપન કરેલા સિદ્ધાન્તથી ભિન્ન નથી જ. તત્ત્વજ્ઞાનમાટે ચતુર્થાશ્રમનો સ્વીકાર સર્વએ કરવો જ જોઇએ, જેને તત્ત્વજ્ઞાન થાય તે ચતુર્થાશ્રમમાં જ હોવો જોઈએ અને તત્ત્વજ્ઞાન થયું એટલે સર્વએ ગૃહત્યાગ કરી જંગલમાં નાશી જ જવું જોઈએ, નહિ નાશી જાય તો તેને ખરૂં જ્ઞાન થયું નથી ઇત્યાદિ ભ્રાન્તિને એમણે અવકાશ આપ્યો નથી.

વેદાન્તસૂત્ર ૩-૪-૧૩ ના विशेषात् ॥ પર ભાષ્ય કરતાં ચતુર્થાશ્રમમાં કર્મત્યાગ કરવો અને દ્વિતીયાશ્રમરૂપ ગૃહસ્થાશ્રમમાં કર્મ કરવાં જ જોઇએ, નહિ કરે તો પ્રત્યવાયી થવાય ઇત્યાદિ મતને પૂર્વપક્ષરૂપ લઈ સિદ્ધાન્ત કરતાં જણાવ્યું છે કે 'यदहरेव विरजेदि'ति श्रुतेस्तावत् 'कर्माणि कुर्वीत न निर्विंद्येत यावतेति भगवद्वाक्याच्च त्यागे वैराग्यस्य च प्रयोजकत्वादाश्रमाविशेषे विशेषाभावादप्रयोजकत्वादित्यर्थः ॥

ભાવાર્થઃ-'જે દિવસે વિરાગ થાય' એ શ્રુતિવચન વિરાગ થાય ત્યારે કર્મનો ત્યાગ કરવો એમ જણાવે છે. શ્રી ભગવદ્વાક્ય પણ કહે છે કે જ્યાંસુધી વૈરાગ્ય નહિ થાય ત્યાં સુધી કર્મો કરવાં. તેથી કર્મત્યાગ કરવામાં વૈરાગ્ય એ હેતુ છે અને અમુક આશ્રમનો સ્વીકાર

આ વાક્ય સ્પષ્ટપણે જણાવે છે કે ભગવદ્દસ્મરણાદિ કરવા માટે, વેદાન્તવિચાર કરવા માટે કર્મનો ત્યાગ જોઈએ તો તે સર્વ આશ્રમીઓથી થઈ શકે છે. જે જે પુરુષમાં વૈરાગ્ય થાય તે સર્વ કર્મનો ત્યાગ કરી શકે છે અને તેમ કરવામાં તે પ્રત્યવાયી થતો નથી. કર્મત્યાગ માટે સંન્યાસાશ્રમનો સ્વીકાર આવશ્યક નથી પણ માત્ર વૈરાગ્યની જ જરૂર છે. આ હેતુને લઈને જ શુક જેમણે સંન્યાસ લીધો નથી પણ બ્રહ્મચર્યાશ્રમમાં જે રહ્યા છે તેમનામાં વૈરાગ્યના અતિશયને લીધે વેદાધ્યયનાદિનો ત્યાગ પણ શાસ્ત્રસંમત ગણ્યો છે. (**अत एव शुकस्य वैराग्यातिशयादुपनयनादेरप्यनपेक्षोच्यते**)

શમ, દમાદિ સાધનોમાં ઉપરતિ છે અને તે માત્ર કર્મથી ઉપશમ છે; કર્મત્યાગ છે કે જેના સંબંધમાં ઉપર સ્પષ્ટપણે કહ્યું છે. છતાં એ સાધનો પણ ભક્તિમાર્ગે પ્રવૃત્ત થનાર સાધકમાટે આવશ્યક નથી એમ સ્પષ્ટ જણાવ્યું છે. વેદાન્તસૂત્ર ૩-૪-૨૬ ના ભાષ્યમાં કહ્યું છે કે **भक्तिमार्गे स्वत एव शमादीनां संभवेऽप्यावश्यकत्वं न तेषामिति भावः ॥** ભક્તિમાર્ગમાં શમાદિનો પોતાની મેળે સાધકમાં પ્રાદુર્ભાવ થાય છે પણ એની આવશ્યકતા લેશ પણ નથી જ.

**पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः ॥ ३, ४, १ ॥** એ સૂત્રભાષ્યમાં સર્વાત્મભાવવડે જ મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે એ સિદ્ધાન્ત જણાવી એના સમર્થનમાં **ब्रह्मविदाप्नोति परम्** ઇત્યાદિ શ્રુતિનાં પ્રમાણો જણાવી કહ્યું છે કે **तेन केवलेन हि भावेन गोप्यो गावः खगामृगाः । येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरंजसा ॥ यन्न योगेन सांख्येन दानव्रततपोध्वरैः॥ व्याख्या स्वाध्यायसंन्यासैः प्राप्नुयाद् यत्नवानपि ॥" इत्यादिरूपा स्मृतिरपि संगृह्यते ।**

**ભાવાર્થ:**—સર્વાત્મભાવથી પુરુષાર્થની સિદ્ધિ થાય છે એમાં શ્રુતિ પ્રમાણ છે એટલું જ નહિ પણ 'જેની સિદ્ધિ યોગવડે, જ્ઞાન વડે, દાન, તપ, વ્રત અને યજયાગવડે, વેદાદિના અધ્યયનવડે તથા વ્યાખ્યાવડે અને સંન્યાસવડે યત્નવાનને પણ થતી નથી તે પુરુષાર્થને ગોપીઓ, ગાય, પક્ષિ, મૃગ, અન્ય મંદબુદ્ધિના વિવિધ પ્રાણીઓ તથા સિદ્ધાદિ સર્વ સર્વાત્મભાવવડે પામ્યા છે' આ આદિ સ્મૃતિવચન પણ પ્રમાણ છે અને એ વચનોનું આ સૂત્રના **शब्दात्** એ પદથી ગ્રહણ કરવાનું છે.

આ વાક્યમાં સંન્યાસી નહિ એવી ગોપીઓ, ગાય વગેરેને મોક્ષની સિદ્ધિ કહી સંન્યાસ મોક્ષમાટે આવશ્યક નથી એ સૂચવ્યું છે એટલું જ નહિ પણ સર્વાત્મભાવવાળાને સંન્યાસ આદિની આવશ્યકતાનો નિષેધ કર્યો છે, પુરુષાર્થની સિદ્ધિમાં સંન્યાસની સાક્ષાત્ સાધનતાનો નિષેધ કર્યો છે. વલ્લભાચાર્યના સંપ્રદાયને ન સ્વીકારનારે પણ આ સ્મૃતિવચનનો વિચાર કર્તવ્ય રહે છે. જેઓ સંન્યાસીને જ તત્ત્વજ્ઞાન થાય છે, અને સંન્યાસીને જ મોક્ષ થાય છે એમ માને મનાવે છે તેના પક્ષનું આ સ્મૃતિવચન નિકંદન કરે છે. જો એમાં લેશ પણ સત્ય હોય, તો ગોપીઓ આદિને સર્વાત્મભાવ થવાનો સંભવ જ નહિ આવવો જોઈએ અને મોક્ષની તો એમને આશા જ સંભવતી નથી. પણ આ સ્મૃતિ સ્પષ્ટપણે એ સર્વને સર્વાત્મભાવ અને મોક્ષની સિદ્ધિનું કંઠરવથી કહે છે.

**अथातो ब्रह्मजिज्ञासा ॥ १, १, १ ॥** એ સૂત્રભાષ્યમાં જણાવ્યું છે **न च ब्रह्म**

रूपात्मविज्ञाने देहाध्यात्मभावेन कर्तृत्वाभावात् कर्मानधिकार इति वाच्यम् । निरध्यस्तैरेव देहादिभिःकर्मकरणसंभवात् अत एव जीवन्मुक्तानां सर्वे व्यापाराः॥

**ભાવાર્થ:**—બ્રહ્માત્મજ્ઞાન થયાથી તે પુરૂષનો અગ્નિહોત્રાદિ કર્મનો અધિકાર જતો રહે છે કેમકે એ તત્ત્વજ્ઞાન થતાં દેહાદિ અનાત્મપદાર્થવિષે આત્મબુદ્ધિ થવારૂપ અધ્યાસ નિવૃત્ત થાય છે અને તેથી કર્તૃત્વ તેને રહેતું નથી. આ પ્રકારનો કોઈ પૂર્વપક્ષ કરે તો તે અયોગ્ય છે કારણ કે દેહાદિ વિષે આત્મબુદ્ધિ રાખ્યાવિના કર્મો કર્યાં નથી થઈ શકતાં ? થઈ શકે જ છે. અને તેથી જ જીવન્મુક્તને સર્વ વ્યાપાર શ્રુતિસ્મૃતિમાં પ્રસિદ્ધ છે.

આ વાક્ય સ્પષ્ટપણે જણાવે છે કે જીવન્મુક્તિ સર્વ આત્માઓને થાય છે અને જીવન્મુક્તિ થતાં અગ્નિહોત્રાદિ કર્મો તથા તે તે આશ્રમ છૂટી જતાં નથી; તે તે સર્વ પુરુષો સંન્યાસી થઈ જતા નથી પણ દેહાદિથી ભિન્નરૂપે રહી તે તે ક્રિયાને સાક્ષીરૂપે કરી આશ્રમ પ્રમાણે સર્વ કર્મને કરે છે.

વેદાન્તસૂત્ર ૩-૩-૪૨ પરના ભાષ્યમાં પુરુષોત્તમવિદ્ જે થાય છે તેને કર્મ કર્તવ્ય છે કે નહિ એ પ્રશ્ન થતાં, ફલની સિદ્ધિ થઈ ગઈ છે માટે કર્મ કર્તવ્ય નથી એ પૂર્વપક્ષ પ્રાપ્ત કરી એ સૂત્રથી સિદ્ધાન્ત દર્શાવ્યો છે એમ જણાવ્યું છે. એ સિદ્ધાન્તનું તાત્પર્ય આ છે. ભક્તિમાર્ગના મર્યાદા અને પુષ્ટિ એવા બે ભેદ છે. એ બન્ને ભેદમાં રહેલા પુરુષોમાંથી કેટલાક કર્મ કર્યાં નથી અને તેનું પ્રતિપાદન શ્રીતૈત્તિરીયોપનિષદ્‌માં आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन । एतं ह्वाव न तपति० ઇત્યાદિથી કર્યું છે. તેમ જ અન્ય અંબરીષ, ઉદ્ધવ, પાણ્ડવાદિ અનેક કર્મ કરતા જ રહ્યા છે. આ રીતે બન્ને પ્રકારની સ્થિતિ શ્રુતિસ્મૃતિસંમત છે. તો હવે કયા પુરુષે કેમ કરવું ? એનું ઉત્તર આપતાં જણાવ્યું છે કે एवं सत्सु भयविधानामपि कर्मकरणे प्रभोरिच्छास्तीति यो निर्धारयति स करोति, य एतद् विपरीतं स न करोति यथा शुकजडादिः । एतन्निर्धारश्च भगवदधीनोऽतो भक्तेष्वपि तन्निर्धारणानियमः । अतःकर्म कर्तव्यमेव अतन्निर्धारणे त्वाधुनिकानाम् ॥

**ભાવાર્થ:**—આ પ્રકારે સ્થિતિ હોવાથી મર્યાદા અને પુષ્ટિ એ બન્નેને અવલંબન કરનારમાંથી જે પુરુષોત્તમવિદ્ મહાત્માને એમ જણાય છે કે પરમેશ્વરની ઇચ્છા એવી છે કે મારે કર્મ કરવાં તે મહાત્મા કર્મ કરતા રહે છે અને જેમને એમ જણાય કે પરમાત્માની ઇચ્છા મારે કર્મ નહિ કરવાં એવી છે તે મહાત્માએ કર્મનો ત્યાગ કરવો. પરમાત્માની આજ્ઞાનો નિર્ણય કરવો એ પરમાત્માની ઇચ્છાને જ અધીન છે અને તત્ત્વવિદ્‌ની ઇચ્છાને અધીન નથી. તેથી આધુનિક તત્ત્વવિદ્ મહાત્માઓ જેમને એ નિર્ણય નહિ થઈ શકે તેમણે તો કર્મ કરતાં જ રહેવું પડે છે.

આ વાક્યમાં ત્યાગ કોને લેવો અને કોને નહિ લેવો એ સંબંધમાં નિર્ણય કર્યો છે અને તેમાં એ સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે સર્વ તત્ત્વવિદ્ ત્યાગી થતા નથી, તેમની ત્યાગી થવાની જરૂર પણ નથી પણ પરમાત્માની પોતા સંબંધની એવી ઇચ્છા છે એમ જેને ચોક્કસ સમજાય તે જ મનુષ્યે ત્યાગ કરવો અને ઇતર સર્વએ તો કર્મ કરતાં જ રહેવું અને ત્યાગી નહિ જ થવું.

વળી તત્ત્વજ્ઞાન થયા પછી જેઓ ત્યાગ લેછે તે પણ તેમની ફરજ છે માટે લેછે, તેમના મોક્ષમાં તે નહિ લે તો હાનિ થાય છે માટે લેછે કે શી રીતે, તે સંબંધમાં પણ વેદાન્ત-

સૂત્ર ૩-૪-૪૨ સૂત્રના ભાષ્યમાં સ્પષ્ટ જણાવ્યું છે કે मुमुक्षु मुक्ति प्रतिबन्धकत्वाभावेऽपि व्यासंगस्य तत्रावश्यकत्वादुक्तो भयोरप्यनवरतं प्रभुरसास्वादे प्रतिबन्धकत्वेन तस्य तत्त्यागस्य विप्रयोगरसानुभावकत्वेन च स कर्तव्यः । यद्यपि स्वेष्टान्तरायत्वेन स्वत एव तत्त्यागो भावी...तथापित्याग स्याविहितत्वशंका भावाय य:मुक्तिरिति ॥

ભાવાર્થ:—તત્ત્વજ્ઞાની પુરુષ ગૃહી દશામાં રહે તો ગૃહમાં સ્થિતિ કરવી એ તેના મોક્ષને લેશ પણ પ્રતિબંધ કરનાર નથી. પણ એ દશામાં વ્યાસંગ અવશ્ય રહે છે અને તેથી એ વ્યાસંગને લીધે ઉભયવિધ ભક્તોને અખંડિત પ્રભુરસનું આસ્વાદન થઈ શકતું નથી તેથી ગૃહત્યાગ એ પ્રભુના સંબંધનો જે વિયોગ તે વિપ્રયોગરસના કાર્યરૂપ છે માટે ગૃહત્યાગ કર્તવ્ય છે. એ ગૃહત્યાગ કોઈ શાસ્ત્રની આજ્ઞાથી કરવાનો નથી પણ પોતાની મેળે જ થાય છે પણ કોઈ તેમાં શંકા કરે કે એ ગૃહત્યાગ કરવો એ નિષિદ્ધ છે, અને ગૃહત્યાગ કરનાર પ્રત્યવાયી થાય છે તો એ શંકા ખોટી છે. ગૃહત્યાગ કરવાથી પ્રત્યવાયી થવાતું નથી એ જ અત્ર તાત્પર્ય છે.

આ વાક્યથી વલ્લભાચાર્યનો ભાવ સ્પષ્ટ છે કે ગૃહત્યાગ કરનાર સંન્યાસી સદ્‌ગુરુ થઈ શકતા નથી. કેમકે જ્યારે ભગવદ્‌ભાવનો આરૂઢ વેગ થાય છે ત્યારે પ્રભુથી વિયોગ એક ક્ષણ પણ તે ભક્ત સહન કરી શકતો નથી. અને તેને લીધે તે પોતે ગૃહત્યાગ કરી ઉપાધિમાત્રથી નિવૃત્ત થઈ અખંડ રસનું આસ્વાદન કરવા ઇચ્છે છે. આ પુરુષને વ્યાસંગ માત્ર અનીચ્છાનો વિષય છે. પ્રભુથી ક્ષણમાત્ર પણ વિયોગ થવો એ મોટી વિપત્તિ એ સમજે છે તો પછી શિષ્યનો સંગ્રહ કરે, તેને નાનાવિધ યુક્તિથી બોધ આપે ઇત્યાદિ મોટા વ્યાસંગને કેવી રીતે એ પસંદ કરે ? તેથી એ સિદ્ધ છે કે આ ઉત્કટ ભગવદ્‌ભાવવાળા તત્ત્વવિદ્ કે જે ત્યાગી થાય છે, તે સદ્‌ગુરુ થઈ શકતા નથી. જેને એવો ઉત્કટ ભાવ પ્રકટ્યો નથી તેણે ગૃહત્યાગ નહિ કરતાં ગૃહી જ રહેવું એવું વ્યાસનું તાત્પર્ય છે, એ વલ્લભાચાર્યે વેદાન્ત સૂત્ર ૩-૪-૮૭ ના ભાષ્યમાં નિઃસંદેહપણે જણાવ્યું છે. ત્યાં કહ્યું છે કે पूर्वमुत्कटभगवद्‌भाववतां तदर्थं त्यागं निरूप्य गृहिणोपसंहार तात्पर्यं पश्चाद् यन् निरूपित वांस्तेन तादृग्भावव तैव त्यागः कार्यस्तद्रहिते न तु गृह एवो सुरीत्या प्रभु भजनं कार्यं ते नैव तल्लाभ इति व्यासहृदयमिति ज्ञायते उक्त भावाभावे त्याग धर्मा निर्वाहादिति ॥

ભાવાર્થ:—જેને ઉત્કટ ભગવદ્‌ભાવ પ્રાપ્ત થયો છે તેણે તે માટે ગૃહત્યાગ કરવો એનું નિરૂપણ પ્રથમ કર્યું અને છાંદોગ્યોપનિષદમાં જે ગૃહી તત્ત્વવિદ્‌નું ઉપસંહારમાં કથન આવે છે તેનું તાત્પર્ય પછીના સૂત્રથી નિરૂપણ કર્યું તેથી વ્યાસ ભગવાનનો હૃદ્‌ગત આશય એ સંભવ્ય છે કે જેને એવો ઉત્કટ ભગવદ્‌ભાવ થયો હોય તેણે જ ગૃહત્યાગ કરવો અને તેવો ભાવ નહિ થયો હોય તેણે ગૃહી દશામાં જ રહી ઉક્ત રીતે પ્રભુનું ભજન કરવું. કારણ કે તેમ કરવાથી જ પ્રભુપ્રાપ્તિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે અને એવા ઉત્કટ ભાવ વિના જે ત્યાગ કરે છે તે ત્યાગ કર્યા છતાં પણ બહિર્મુખ વૃત્તિવાળો રહે છે એટલે કે સદા નૈરન્તર્યવડે પ્રભુમાં લીન થઈ રહેવા રૂપ ત્યાગીના ધર્મનો નિર્વાહ તે કરી શકતો નથી.

તાત્પર્ય કે આ તત્ત્વવિદ્ જો ત્યાગી થાય છે તો તે આવા ઉત્કટ ભાવને લીધે જ થએલા હોવાથી સદ્‌ગુરુનું કામ કરી શકતા જ નથી. આ વગેરે અનેક પ્રમાણોથી—જુઓ વેદાન્ત સૂત્ર ૪-૧-૧૬ ભાષ્ય, ગીતા ભાષ્ય આદિ—વલ્લભાચાર્યનો સિદ્ધાન્ત સ્પષ્ટ થાય છે કે

ગૃહીને તત્ત્વજ્ઞાન થઈ શકે છે, પુરુષોત્તમજ્ઞાનમાટે ચતુર્થાશ્રમનો સ્વીકાર કરવો જ જોઇએ એવું નથી, પુરુષોત્તમવિદ્‌ને મોક્ષમાટે ચતુર્થાશ્રમ કે કોઈ પણ આશ્રમની અપેક્ષા નથી પણ ભગવદ્‌ભાવની પ્રાપ્તિ થઇ એટલે મોક્ષ હસ્તસ્થિત જ છે. પુરુષોત્તમજ્ઞાન પામેલા સર્વે સંન્યાસી જ થવું જોઈએ એવું પણ નથી પણ પ્રભુની પોતાના સંબંધની ઇચ્છા શું છે તે જેને સ્પષ્ટ જણાઇ નથી તેણે તો ગૃહી દશામાં જ રહેવું જોઇએ, અને જેને ઉત્કટ ભગવદ્‌ભાવ થાય તેણે જ માત્ર ત્યાગ ગ્રહણ કરવો અને તેમ કરનાર કદાપિ સદ્‌ગુરુ થવાનો ઉપાધિ વહોરતા નથી. આ સબંધતાં અન્ય અનેક વાક્યો એમના વિવિધ ગ્રંથોમાં છે. છતાં સંક્ષેપ સાચવવા જ તેને અત્ર પ્રદર્શિત કર્યાં નથી. ખરું જોતાં તો આ સંપ્રદાયમાં સર્વ આચાર્યો ગૃહસ્થ દશામાં જ રહેનાર છે તેથી કોઈ પણ પ્રમાણની અપેક્ષા રહેતી નથી છતાં એ આચાર્યો શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તથી વિરુદ્ધપણે ગૃહી રહે છે એવી કોઈ દુર્જન ભ્રાન્તિ કરાવે તો તે ન થવા માટે જ આટલું સંક્ષેપમાં વિવેચન કર્યું છે.

હવે **શ્રીમધ્વાચાર્ય**નો સિદ્ધાન્ત જોઇએ. મધ્વાચાર્ય દ્વૈત સંપ્રદાયને સ્થાપનાર થયા છે અને એમણે વેદાન્તસૂત્રઉપર પૂર્ણપ્રજ્ઞ દર્શન નામનું ભાષ્ય કર્યું છે. આ તરફ એ સંપ્રદાયનો વિશેષ પ્રચાર નથી, છતાં એ પણ સંપ્રદાયપ્રવર્તક આચાર્યરૂપ થયા છે તેથી એમનો સિદ્ધાન્ત પણ અતિ સંક્ષેપમાં દર્શાવવો યોગ્ય ધાર્યો છે.

વેદાન્તસૂત્ર ૩-૪-૧૦ ના અવતરણમાં સર્વ પુરુષાર્થરૂપ મોક્ષની ઇચ્છા રાખે છે. તેથી સર્વનો એ પુરુષાર્થના સાધનરૂપ જ્ઞાનનો અધિકાર છે એ પૂર્વપક્ષ પ્રાપ્ત કરી સિદ્ધાન્ત કરતાં જણાવ્યું છે કે **न सर्वेषामधिकार** સર્વ તત્ત્વજ્ઞાનના અધિકારી નથી, સર્વને ઉપનિષદ્‌ની બ્રહ્મવિદ્યારૂપ તત્ત્વજ્ઞાન થતું નથી, તો કોણ અધિકારી છે એ પ્રશ્ન થાય છે, એનું ઉત્તર આપવા એ આચાર્ય જણાવે છે કે **अवैष्णवस्य वेदेऽपि ह्यधिकारो न विद्यते गुरुभक्तिविहीनस्य शमादि रहितस्य च ॥ न च वर्णावरस्यापि तस्माद्ध्ययनान्वितः ब्रह्मज्ञाने तु वेदोक्ते ह्यधिकारी सतांमतः॥ इति ब्रह्मतर्के ॥** જે અવૈષ્ણવ છે તેને વેદનો અધિકાર નથી, તેમ જ જેને સદ્‌ગુરુની ભક્તિ નથી તથા જે શમ, દમાદિથી રહિત છે તેને પણ અધિકાર નથી. એ સર્વ સંપન્ન હોય તોપણ જો શૂદ્ર હોય તો તેને અધિકાર નથી. માટે વેદાધ્યયનથી યુક્ત ગુરુભક્તિસંપન્ન વિષ્ણુને શરણરૂપ માનનાર સાધક વેદોક્ત બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે એમ બ્રહ્મતર્કમાં કહ્યું છે તથા શ્રુતિ પણ એ જ અર્થને **पठेद्वेदान्** ઇત્યાદિ વચનોથી જણાવે છે. આના અર્થને સ્પષ્ટ કરતાં વેદાન્તસૂત્રે ૧. ૧. ૧ ના ભાષ્યપરની તત્ત્વપ્રકાશિકા ટીકામાં જણાવ્યું છે કે **शान्तोभगवन्निष्ठबुद्धिः । दान्तो निगृहीतेन्द्रियः । उपरतो विषयालंबुद्धिमान् । तितिक्षुर्द्वंद्व सहिष्णुः ।** શાન્ત એટલે ભગવાનમાં નિષ્ઠાવાળી બુદ્ધિવાળો; દાન્ત એટલે ઇન્દ્રિયના નિગ્રહવાળો; વિષયોવિષે અલંબુદ્ધિવાળો અર્થાત્ વૈરાગ્યવાળો તે ઉપરત; શીતોષ્ણાદિ દ્વંદ્વને સહન કરી શકવાવાળો તે તિતિક્ષુ, વગેરે. આ વ્યાખ્યાથી શમ, દમાદિનું સ્વરૂપ સ્પષ્ટ કરી કહ્યું છે કે પરમાત્મામાં નિષ્ઠાવાળી બુદ્ધિ રાખવી તેનું નામ શમ છે, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તેનું નામ દમ છે, વિષયોવિષે વિરાગ થવો તેનું નામ ઉપરતિ છે, શીત, ઉષ્ણ, માન, અપમાન આદિ દ્વંદ્વોને સહન કરવાનું સામર્થ્ય ધરવું તેનું નામ તિતિક્ષા છે. અહિં ઉપરતિ તથા શમ એ બેની વ્યાખ્યામાં સંન્યાસાશ્રમને ન આણતાં સર્વ આશ્રમીઓને સાધારણ શમ અને ઉપરતિનું સ્વરૂપ દર્શાવી એ સંપ્રદાયનો સિદ્ધાન્ત જણાવ્યો

છે કે બ્રહ્મવિદ્યામાં અધિકાર આણવા માટે સંન્યાસાશ્રમની જરૂર નથી જ. એટલું જ નહિ પણ એ જ ભાષ્યમાં **भक्तिमान् परमे विष्णौ यस्त्वध्ययनवाक्षरः । अधमः शमादियुक्तो मध्यमः समुदाहृतः ॥ आब्रह्मस्तम्बपर्यन्तमसारं चाप्यनित्यकम् । विज्ञाय जातवैराग्यो विष्णुपादैकसंश्रयः । स उत्तमोऽधिकारी स्यात्संन्यस्ताखिलकर्मवानिति ॥** ઇત્યાદિ વચનથી જણાવ્યું છે કે જે વિષ્ણુવિષે ભક્તિવાળો છે તથા વેદાધ્યયનવાળો છે અને સાધારણ શમાદિ યુક્ત છે તે અધમ અધિકારી છે. એ જ પુરુષ શમાદિના વિશેષ અંશવાળો હોય તો મધ્યમાધિકારી છે અને જેણે વિશ્વના સમગ્ર પ્રાકૃત પદાર્થો સારરહિત અને અનિત્ય છે એ સારી રીતે જાણ્યું છે અને તેથી જે વૈરાગ્યવાળો છે તથા સર્વ કર્મને છોડી જે શ્રીવિષ્ણુને જ શરણ થઈ રહ્યો છે તે ઉત્તમાધિકારી છે. આ વચનમાં ગૃહીઆદિ પણ વૈરાગ્યનું બળ વધતાં શ્રૌતસ્માર્ત કર્મોનો ત્યાગ કરે તો તે પ્રત્યવાયી થાય છે એમ કહેનારના મતને ધૂર્તપ્રલાપ કહી એ કર્મનો ત્યાગ તે પ્રત્યવાયને આણતો નથી પણ અધિકારની ઉત્તમતાને આણે છે માટે સર્વ આશ્રમીઓ એ ત્યાગ કરી શકે છે એમ સૂચવ્યું છે. એમાં કોઈને ભ્રાન્તિ થાય કે આ તો સંન્યાસી જ કહ્યો છે તો તે ભ્રાન્તિ દૂર કરવા આ જ પ્રકરણમાં જણાવ્યું છે કે યથાર્થ સંન્યાસી તો અધિકારી છે પણ ઇતર સર્વ પણ અધિકારી છે કેમકે સંન્યાસનો અધિકાર સ્ત્રીઓને નહિ છતાં સ્ત્રીઓ પણ ઉત્તમ અધિકારીમાં આવે છે. એ જણાવતાં કહ્યું છે કે **त्रैवर्णिकानां वेदोक्ते सम्यग्भक्तिमतां हरौ । आहुरप्युत्तमस्त्रीणामधिकारं तु वैदिके । यथोर्वशी यमी चैव शच्याद्याश्च तथा पराः ॥** ત્રણે વર્ણની પ્રજાની જે ઉત્તમ સ્ત્રીઓ તે પણ જો શ્રીઉપેન્દ્ર ભગવાનવિષે સારી ભક્તિવાળી હોય છે તો તેમનો પણ વૈદિક બ્રહ્મવિદ્યામાં અધિકાર છે, જેમકે ઉર્વશી, યમનાં પત્ની તથા ઇન્દ્રાણી આદિ વિવિધ ઉત્તમ સ્ત્રીઓ. આથી સ્પષ્ટ થાય છે કે સંન્યાસાશ્રમ અધિકારની સંપત્તિમાં કારણ નથી. ત્રૈવર્ણિક પ્રજામાત્રનો વેદાધ્યયનમાં અધિકાર છે તેથી તેઓ વેદાધ્યયનવાળા, ભક્તિવાળા અને શમાદિયુક્ત હોય છે તો બ્રહ્મવિદ્યાના અધિકારી છે, એટલે તેમને તત્ત્વજ્ઞાન થાય છે. એટલું જ નહિ પણ એ ભાષ્યમાં **अंत्यजा अपि ये भक्ता नामज्ञानाधिकारिणः । स्त्रीशूद्रब्रह्मबन्धूनां तंत्रज्ञानेऽधिकारिता ॥** એ વ્યોમસંહિતાનું વચન આપી જણાવ્યું છે કે અંત્યજ, સ્ત્રી, શૂદ્ર આદિ કે જેમને વેદાધ્યયનનો અધિકાર નથી તેમને વૈદિક બ્રહ્મવિદ્યાનો અધિકાર નથી છતાં તેઓ પણ ભક્તિવાન્ હોય છે તો તેમનો પણ નામજ્ઞાનમાં અધિકાર છે અને તેથી પંચરાત્રાદિ તંત્રવડે તેમને પણ બ્રહ્મજ્ઞાન થાય છે કે જે તેમને મોક્ષ આપે છે. એ ભાષ્યની તત્ત્વપ્રકાશિકામાં કહ્યું છે કે **अध्ययनाभावे न वैदिकज्ञानानधिकारित्वेऽपि त्रिवर्णेतरेषां नामादि ज्ञानाधिकारित्वान्मोक्षोपपत्तिरिति भावः ॥** વર્ણત્રયથી અતિરિક્ત પ્રજાને વેદના અધ્યયનનો અભાવ હોવાથી વૈદિક જ્ઞાન થઈ શકે તેમ નથી પણ તેમનો પણ નામાદિ જ્ઞાનનો અધિકાર છે અને તેથી શ્રીનારાયણનો અનુગ્રહ થવાથી એમને પણ મોક્ષપ્રાપ્તિ થાય છે એ જ અત્ર વિવક્ષિત ભાવ છે. આથી સર્વ પ્રજા સર્વ વર્ણ અને સર્વ આશ્રમીઓ મોક્ષના અધિકારી છે, શમાદિની ઉચ્ચ સંપત્તિથી ઉત્તમાધિકારી થાય છે અને તત્ત્વજ્ઞાનમાં આશ્રમનો વિશેષ નથી, એ સિદ્ધાન્ત સ્પષ્ટ દેખાય છે.

વેદાન્તસૂત્ર ૩-૪-૬ ના ભાષ્યમાં જણાવ્યું છે કે **तानीच कर्माणि सदोदितानि कुर्यादकामः संततं मुचेदिति कमठश्रुतौ ज्ञानवतोऽपि विधानात्॥** તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થ-

થેલા પુરુષે પણ કામનાનો પરિત્યાગ કરી વિહિત કર્મો જ સદા કરતાં રહેવું એ ક્રમક શ્રુતિમાં જ્ઞાનીમાટે પણ કર્મોનું વિધાન કર્યું છે.

વેદાન્તસૂત્ર ૩–૪–૨૫ ના ભાષ્યમાં કહ્યું છે કે अत एव ज्ञानस्य मोक्षदानेन अग्निहोत्राद्यपेक्षा। ब्रह्मतर्केच 'येषां ज्ञानं समुत्पन्नं तेषां मोक्षो विनिश्चितः। शुभ कर्मभिराधिक्यं विपरीतैर्विपर्ययः॥ આ હેતુને લઈને જ બ્રહ્મજ્ઞાન થયાથી મોક્ષ થાય છે અને બ્રહ્મજ્ઞાન થયા પછી બ્રહ્મની પ્રાપ્તિમાટે અગ્નિહોત્રાદિ કર્મની જરૂર નથી. બ્રહ્મતર્કમાં કહ્યું છે કે જેમને જ્ઞાન થયું છે તેમનો મોક્ષ નિશ્ચિત જ છે પણ તે જ્ઞાન થયેલો પુરુષ પણ જો અગ્નિહોત્રાદિ કર્મ કરે છે તો તેને આધિક્ય થાય છે અને એ નથી કરતો અને વિપરીત કર્મો કરે છે તો ન્યૂનતા થાય છે. આ આધિક્ય તે શું તેનું વિવરણ કરતાં ભાવપ્રદીપ જણાવે છે કે आधिक्यं मौक्तानंदोन्नाहः--આધિક્ય એટલે મુક્તિના આનંદની વૃદ્ધિ શ્રી બ્રહ્માણ્ડ પુરાણમાં પણ આ જ અર્થ સ્પષ્ટ કરતાં જણાવ્યું છે કે ज्ञानान्मोक्षो भवत्येवसर्वो कार्यकृतोऽपि तु। आनंदो ह्रसतेऽकार्यात् शुभं कृत्वाच वर्धते॥ સર્વ અકાર્ય કરનારને પણ તત્ત્વજ્ઞાન થાય છે તો તેનો મોક્ષ થાય છે પણ અકાર્ય કરવાથી આનંદ ન્યૂન થાય છે અને શુભ કરવાથી તેમાં વૃદ્ધિ થાય છે. એનું તાત્પર્ય ભાવપ્રદીપ એ જણાવે છે કે સર્વ દુઃખની નિવૃત્તિ તે મોક્ષ છે અને તે તત્ત્વજ્ઞાન થયાથી સર્વને સિદ્ધ થાય છે અને તત્ત્વજ્ઞાન થયાપછી પણ જે ગૃહી દશામાં રહી અગ્નિહોત્રાદિ શુભ કર્મો કરે છે તેમને એ સર્વ દુઃખની નિવૃત્તિની સાથે આનંદની અભિવૃદ્ધિ થાય છે.

વેદાન્તસૂત્ર ૩–૪–૩૨ ના ભાષ્યમાં પણ જણાવ્યું છે કે कर्तव्यं वर्णाश्रमविहितं कर्म। તથા ૩–૪–૩૦ ના ભાષ્યની ટીકામાં કહ્યું છે કે यो भगवदपरोक्षज्ञानी सोऽतीतानागतज्ञानी त्रैलोक्योद्धारणक्षमश्च भवति। एतादृशोऽपि श्रौतं स्मार्तं चाचारं न परित्यजेत्॥ વર્ણ તથા આશ્રમથી જે જે કર્મ વિહિત હોય તે કરવાં, જે પરમાત્માના અપરોક્ષ જ્ઞાનને પામે છે તે અતીત તથા અનાગતને પણ જાણનાર થાય છે પણ તેવા પુરુષે પણ શ્રૌત અને સ્માર્ત આચારનો પરિત્યાગ ન કરવો.

આ વગેરે વિવિધ વાક્યો તથા એ ચતુર્થ પાદનાં ભાષ્યનાં અન્ય અનેક વચનો તથા ચતુર્થાધ્યાયના अग्निहोत्रादि तुतत्कार्यायैव। એ સૂત્રપરનું ભાષ્ય આદિ વિવિધ પ્રમાણો આ ભાષ્યકારનો અભિપ્રાય સ્પષ્ટ સૂચવે છે અને એ સિદ્ધાન્ત જ સ્થાપે છે કે બ્રહ્મવિદ્યાના અધિકારમાં સંન્યાસઆશ્રમની આવશ્યકતા તો નથી પણ સર્વ વર્ણની પ્રજા બ્રહ્મજ્ઞાનને પામી શકે છે અને બ્રહ્મજ્ઞાન થતાં મોક્ષને પામે છે; વૈદિક બ્રહ્મવિદ્યા પામવા ત્રણે વર્ણની પ્રજા અને સર્વ આશ્રમીઓ અધિકારી છે. બ્રહ્મજ્ઞાન થયા પછી પણ કર્મ, ભક્તિ અને ઉપાસના કરવાનાં રહે છે અને તે શાને માટે? મોક્ષને માટે નહિ પણ મુક્તિમાં થતા આનંદની અભિવૃદ્ધિ માટે, તેથી તત્ત્વજ્ઞાન થતાં પુરુષો જંગલમાં નાશી જતા નથી પણ ગૃહસ્થાશ્રમમાં રહી અગ્નિહોત્રાદિ કર્મો અકામપણે કરે તો તેથી કર્મ, ઉપાસના આદિ નહિ કરનાર તથા વિપરીત કર્મ કરનારના કરતાં તે પુરુષો ઉપરિ પંક્તિના છે.

આ પ્રમાણે સંક્ષેપમાં આ ત્રણ સંપ્રદાયપ્રવર્તક આચાર્યોના સિદ્ધાન્તજોયા અને તેમાં એક અવાજે એમણે આવ પ્રતિપાદન કરાયેલો સિદ્ધાન્ત જ માન્ય ગણ્યો છે, એ વિવેકીને

સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી. શ્રી નિમ્બાર્કાચાર્ય આદિ આ સંપ્રદાયોના જ સિદ્ધાન્તને સ્વીકારનાર છે અત્ર અને સંક્ષેપમાં જ આ વિષયનું સૂચન કરવાનું છે તેથી તેમનાં પ્રમાણો પૃથક્ આપતા નથી પણ આગળ ચાલીએ છીએ.

(અપૂર્ણ)

---

# વિચાર બદલવાનો વિધિ અને તેના લાભ.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૫૭ થી. )

આ આભાસ જ્યારે બરાબર પ્રકટાવવામાં આવે છે, ત્યારે પ્રત્યક્ષ પદાર્થના સંબંધથી અંતરમાં જેવી છાપ પડે છે, તેવી જ છાપ પડે છે, અને પ્રત્યક્ષ પદાર્થના સંબંધથી પડેલી છાપથી જેવા પરિણામો પ્રકટે છે, તેવા જ પરિણામો પ્રકટે છે.

આ આભાસ પ્રકટાવવાની કળાના અભ્યાસને શાસ્ત્રો ધારણા અથવા ભાવના કહે છે, અને તે કળાની સિદ્ધિને ધ્યાન કહે છે.

તમારી ઓરડીમાં અથવા તમે જ્યાં બેઠા હો ત્યાં આ કળાવડે તમે ગમે તે વસ્તુનો આભાસ અંતરમાં રચો છો, અને તેની છાપ હૃદયમાં પાડો છો, અને આ પ્રમાણે કરીને તમારા વિચારોના સ્વરૂપને તમારે જેવું કરવું હોય તેવું કરો છો.

આ આભાસ પ્રકટાવવાની કળા વસ્તુતઃ સિદ્ધ કરવી પડે છે, એમ છે જ નહિ. સર્વને જ તે સિદ્ધ છે. સર્વ જ તેનો રાત્રિદિવસ વ્યવહારમાં ઉપયોગ કરે છે. રાંડીરાંડ ડોશીઓને પણ તે આવડે છે. એરાં જ્યારે બીજાને ત્યાં રડવાં જાય છે, ત્યારે આ કળાને જ ઘણી વખત વાપરે છે. તેઓ પોતાના કોઇ મરી ગયેલા પ્રિય જનનું સ્મરણ કરી, તેનો આભાસ અંતરમાં રચે છે. તે સ્વજનના પ્રેમનો પ્રત્યક્ષ અનુભવ કરતાં હોય એમ ભાન કરે છે. આ પ્રકારની ક્રિયાથી આભાસ રચાય છે, તેની ઉંડી છાપ મનઉપર પડે છે, વિચારોનું શોકમય સ્વરૂપ થઇ જાય છે, અને ત્રણ વર્ષઉપર પ્રિય જનનું મૃત્યુ થયું હોય છે, તોપણ જાણે આજે જ થયું છે, એમ ભાન થઇ નેત્રમાંથી અશ્રુનો અખંડ પ્રવાહ વહે છે.

વ્યાપારીને વ્યાપારમાં ખોટ આવી હોતી નથી, તોપણ તેને ખોટ આવવાની શંકા થાય છે. તે ભયને હૃદયમાં પ્રકટાવે છે. ખોટ આવતાં પોતાની સ્થિતિ કેવી થશે તેની તે કલ્પના કરે છે. જેમ જેમ તે અધિક કલ્પના કરતો જાય છે, તેમ તેમ આભાસનું સ્વરૂપ વધારે સ્ફુટ રચાતું જાય છે, અને જેમ જેમ તે સ્વરૂપ અધિક સ્પષ્ટ થતું જાય છે, તેમ તેમ હૃદયઉપર તેની ઉંડી છાપ પડતી જાય છે. છાપ પડવા માંડતાં જ શોકના વિચારોનું બળ વધે છે. તે ઢગલાજેવો થઇ જાય છે. તેના હોશકોશ ઉડી જાય છે. તેના હોઠ ધ્રુજવા લાગે છે, શરીર કંપે છે, અને અંતરમાં પ્રબળ વ્યાકુળતા પ્રકટે છે. પ્રત્યક્ષ ખોટ, જે પરિણામ પ્રકટાવે છે, તે જ પરિણામ આભાસ તેના શરીરમાં પ્રકટાવે છે.

આપણે જોઇએ છીએ કે આભાસ આ પ્રમાણે પ્રત્યક્ષનું જ કામ કરે છે; તે સાથે આપણને એ પણ સ્પષ્ટ થાય છે કે આભાસ પ્રકટાવતાં સ્ત્રી અને પુરુષો સર્વને જ આવડે છે.

આમ આભાસને પ્રકટાવતાં સ્ત્રીપુરુષ સર્વને આવડે છે, તથાપિ ઇચ્છેલે સમયે ઇચ્છેલો આભાસ પ્રકટાવતાં સર્વને આવડતું નથી. ઇચ્છેલે સમયે ઇચ્છેલો આભાસ પ્રકટાવવો એ એક

કળા છે. અને જેમ સઘળી કળાઓ અભ્યાસવડે સિદ્ધ થાય છે, તેમ ઇચ્છેલે સમયે ઇચ્છેલો આભાસ પ્રકટાવવાની કળા પણ અભ્યાસવડે જ સિદ્ધ થાય છે.

બોલતાં મનુષ્ય માત્રને આવડે છે, પરંતુ જે સમયે જેવું ઘટે તેવું, તથા સામાના મનને અસર કરે તેવું બોલતાં સર્વને આવડતું નથી. આભાસ પ્રકટાવવાનું પણ આવું જ છે.

પૂર્વની ક્રિયાઓથી અથવા વિષયોના સંબંધથી મનમાં ઉઠતાં અયોગ્ય અથવા યોગ્ય વલણપ્રમાણે મનુષ્યોના મોટા ભાગના અંતઃકરણમાં આભાસો રચાય છે. ઇચ્છેલે સમયે ઇચ્છેલો આભાસ રચવો, અથવા મનમાં કોઈ અયોગ્ય આભાસ રચાતો હોય તેને તત્કાળ બદલીને તેને સ્થાને બીજો સારો આભાસ રચવો, એ કાર્ય તો વિધિપૂર્વક આભાસો રચવાનો જેઓ અભ્યાસ સાધે છે, અને આ પ્રકારના અભ્યાસવડે મનઉપર સ્વામિત્વ પ્રાપ્ત કર્યું હોય છે, તેમને જ આવડે છે.

જેમ બાળકને વિદ્યા ક્રમે ક્રમે શીખવી હોય છે, તો જ તે તેને ઉત્તમ પ્રકારે અને ઓછે શ્રમે આવડે છે, તેમ આભાસો રચવાનો અભ્યાસ પણ ક્રમે ક્રમે કર્યો હોય છે, તો જ તે ઉત્તમ પ્રકારે અને ઓછે શ્રમે સિદ્ધ થાય છે. બીજી વિદ્યાઓમાં જેમ પગથીએ પગથીએ ન ચઢતાં, કુદકા મારવાથી પ્રયત્ન અને સમય નિષ્ફળ જાય છે, તેમ આમાં પણ થાય છે.

અનુભવેલા વિષયોના, અને નહિ અનુભવેલા વિષયોના, એમ બે પ્રકારના આભાસો હોય છે. અનુભવેલા વિષયનો આભાસ જ્યારે સરળતાથી મન રચી શકે છે, ત્યારે નહિ અનુભવેલા વિષયનો આભાસ તે તેટલી સરળતાથી રચી શકતું નથી.

જેણે પાણીનો રેલો જોયો હોય છે, તે તેની કલ્પના અંતઃકરણમાં તરત કરી શકે છે, પણ નદીની અથવા તેથી ચઢીયાતી સમુદ્રની કલ્પના તે તેટલી સરળતાથી કરી શકતો નથી. આથી આભાસ રચવાનો અભ્યાસ કરવા ઇચ્છનારને પ્રથમ અનુભવેલા વિષયોનો આભાસ રચવાનો અભ્યાસ, ઉપદેશકો કરાવે છે, અને તે રચવાનું તેની કલ્પનામાં બળ આવ્યે, તેને નહિ અનુભવેલા વિષયનો આભાસ રચવાને પ્રબોધ કરે છે.

માતા, પિતા, ગુરુ, સદ્‌ગુરુ, અને તેમની મૂર્તિઓ, એ અનુભવેલા વિષયો છે; અને બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશ્વર, પરમેશ્વર, પરમતત્વ વગેરે નહિ અનુભવેલા વિષયો છે. માતા, પિતા વગેરે અનુભવેલા વિષયોના ધ્યાનવડે તેમના યથાર્થ આભાસ જે મનુષ્યો અંતઃકરણમાં પ્રકટાવી શકતા નથી, તેઓ નહિ અનુભવેલા ઈશ્વર, પરમેશ્વર વગેરેનું ધ્યાન ધરી, તેમનો યથાર્થ આભાસ અંતઃકરણમાં કદી પણ ઉપજાવવા સમર્થ થતા નથી.

જેઓ ઈશ્વરની ઉપાસનામાં મૂર્તિની કશી જ અગત્ય નથી; એમ કહે છે, તેઓ ઉપર વર્ણેલા વિષયનો શાંત ચિત્તથી વિચાર કરશે, તો તેમને સ્પષ્ટ થયા વિના ભાગ્યે જ રહેશે કે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવામાં મૂર્તિ એ પ્રથમ પગથીયું છે; ઉપાસનારૂપ મહાલયનો એ પાયો છે.

આભાસની અંતઃકરણમાં ઉંડી છાપ પડવા માટે આભાસ અંતઃકરણમાં યથાર્થ રચાવો જોઇએ, તથા તેનું પ્રેમપૂર્વક અવલોકન થવું જોઇએ. આકારવાળી અનુભવેલી વસ્તુઓમાં પણ સર્વ આકારવાળી વસ્તુઓના આભાસ, સરળતાથી અંતરમાં રચાતા નથી. એક વર્તુલનો આભાસ મનુષ્ય સત્વર રચી શકે છે, પરંતુ એક ષટ્કોણનો કે અષ્ટકોણનો આભાસ તેટલી સરળતાથી રચી શકતો નથી. ખરડા ઘુંટ્યા વિના તથા ક્રમે ક્રમે વધ્યાવિના જેમ બાળક સુંદર નાના અક્ષર લખી શકતો નથી, તેમ આરંભના સહેલા આભાસો રચવાનું બળ મેળવ્યા

વિના, આગળના કઠિન આભાસો તે રચી શકતો નથી. આથી આકારવાળા આભાસોમાં પણ સરળ આભાસોથી આરંભ કરીને, ધીરે ધીરે કલ્પનાશક્તિનું બળ વધારી, વધારે કઠિન આકૃતિવાળા આભાસો રચવાનો અભ્યાસ કરવો પડે છે, અને તેમ કરી સ્થૂલ આકારમાંથી સૂક્ષ્મ આકારના ક્રમમાં ચઢવું પડે છે.

સૂર્ય, ચંદ્ર, તારા વગેરે ગોળાકાર સરળ આકૃતિઓનું, તથા મહાદેવનાં બાણ, દીપકની જ્યોતિ, સોપારી વગેરે સરળ આકૃતિઓનું યોગસાધકોને આરંભમાં ધ્યાન કરવાનો સત્પુરુષો શાથી ઉપદેશ કરે છે, તથા આગળ વધતાં દ્વિદલપદ્મ, ચતુર્દલપદ્મ, ષટ્દલપદ્મ, ષોડશદલપદ્મ, સહસ્રદલપદ્મ વગેરે કઠિન અને કઠિનતર આકૃતિઓના આભાસ રચવાના ક્રમે શાથી તેમને ચઢાવે છે, તેનું કારણ હવે તમારા લક્ષમાં આવે છે ? આટલી બધી ભિન્ન ભિન્ન આકૃતિઓવાળી મૂર્તિની કલ્પનાઓ શાથી થઈ છે, કોઇને લાંબી સુંઢ અને મોટું પેટ, કોઇને ચાર હાથ તો કોઇને છ અને આઠ હાથ, કોઈનું નંદી વાહન તો કોઈનું ગરુડ વાહન, કોઈનાં અર્ધાંગે ઉમયા તો કોઇને લક્ષ્મી, કોઇના ભાલમાં ચંદ્ર અને ગંગા, તો કોઇના વક્ષસ્થળમાં ભૃગુલાંછન, આવા આવા અનેક ભેદોનો હેતુ આભાસ રચવાનું સાધકમાં સામર્થ્ય ક્રમે ક્રમે વધારવું એ જ છે. આ સર્વમાં પૂર્વે ક્રમ હતો. કોને ક્યારે કેવી આકૃતિનું ધ્યાન સોંપવું એ પૂર્વના તત્ત્વવિદ્ મહાત્માઓ જાણતા, અને કુશળ વૈદ્ય જેમ વિવિધ પ્રકૃતિની પરીક્ષા કરી એક રોગનાં હજાર ઓષધમાંથી જેને જે ઘટે તે તત્કાળ આપે છે તેમ અસંખ્ય પ્રકૃતિનાં મનુષ્યોની પરીક્ષા કરી તેમને ઘટિત બોધ કરતા. તત્ત્વવિદ્ પુરુષોની સંખ્યા ન્યૂન થઈ જવાથી તથા ધર્મવ્યવસ્થા તુટી જવાથી આજે મૂર્તિઓના ધ્યાનનો ક્રમ અવ્યવસ્થ થઈ ગયો છે, એ ખરું છે, પણ તેથી મૂર્તિઓનું ખંડન કરવા પ્રવર્તવું એના જેવું સાહસ બીજું એકે નથી. કુશળ વૈદ્ય કોઈ ન હોય, અને તેથી ઉંટવૈદો ચરક, વાગભટ અને સુશ્રુતમાંથી નજરમાં આવે તેવી દવાઓ બનાવી ગમે તેને ગમે તે દવા પધરાવી હાનિ કરે તેથી વૈદ્યકના ચરક વગેરે અપ્રતિમ ગ્રંથોની હોળી સળગાવી દેવાનું કોઈ કહે તો તે શું યોગ્ય ગણાય છે ? અને તોપણ મૂર્તિઓનું ખંડન, આવાં જ કારણો દર્શાવી કરવામાં આવે છે.

જ્યારે કઠિન આકૃતિઓના આભાસ સાધક ઇચ્છેલે સમયે રચી શકે છે, અને તે રચેલા આભાસને નિર્ણય કરેલા સમયસુધી હૃદયમાં સ્થિર રાખી શકે છે, ત્યારે તેને પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચ તત્ત્વોના કંઇક સૂક્ષ્મ આભાસો રચવાનો પ્રબોધ કરવામાં આવે છે. આમ આકારવાળા પદાર્થોમાંથી સૂક્ષ્મ આકારવાળા પદાર્થોઉપર, અને સૂક્ષ્મ આકારવાળા પદાર્થોઉપરથી ક્રમે ક્રમે નિરાકારઉપર તેને લેઇ જવામાં આવે છે. આવા ક્રમથી સાધક ચઢે છે તો જ વૃત્તિ સૂક્ષ્મ કળાને ધારણ કરે છે, અને ત્યારે જ તે નહિ અનુભવેલાં એવાં સાકાર ઇશતનુઓની અને નિરાકાર પરમતત્ત્વની કલ્પના કરવા, અને પરિણામે અનુભવ કરવા સમર્થ થાય છે.

આભાસ રચવાની કળાનો ક્રમ, સંક્ષેપમાં આ પ્રમાણે આપણે સ્પષ્ટ કર્યો, અને શનૈઃ શનૈઃ અભ્યાસથી જ તે સિદ્ધ થાય છે, એ પણ આપણે જોયું. આ કળાનો ક્રમ દર્શાવતાં આપણે એટલા ઉંચા ગયા છીએ કે ત્યાંથી નીચા આપણા મૂળ સ્થાનમાં આવ્યા વિના, આપણા વર્ણવવા ધારેલા વિષયને યથેચ્છ પ્રકારે વર્ણવી શકીએ તેમ નથી. આથી ગગનમાં ઉડતી સમડી એકદમ નીચે જેમ પડતું નાખે છે, તેમ આપણે પણ નીચે ઉતરી આવીએ.

વિચાર જ સુખ અથવા દુઃખને આપનાર છે, તેથી દુઃખમાંથી જો આપણે સુખમાં

જવું હોય તો જે વિચારો હાલ આપણે સેવીએ છીએ, તેને આપણે બદલી નાંખવા જોઇએ, અને તેમ કરવાને માટે સુખને પ્રકટાવનાર વિચારો જે વિષયોના સંબંધથી જન્મે છે, તે વિષયોનો બાહ્ય સંબંધ આપણે મનને કરાવવો જોઈએ, અથવા તો અંતરમાં તેવા વિષયોની કલ્પના કરી, તે વિષયોની સાથે મનને જોડવું જોઇએ, અને તેમ કરીને વિચારો બદલવા જોઈએ, એ અત્યાર સુધીના વિવેચનથી આપણે સ્પષ્ટ કર્યું. બાહ્ય જગતમાં બને ત્યાં સુધી ઉત્તમ મનુષ્યોના, ઉત્તમ સ્થાનોના, ઉત્તમ પદાર્થોના, અને ઉત્તમ પ્રસંગોના સંબંધમાં આપણે આવવું, અને ઉત્તમ મનુષ્યો વગેરે બાહ્ય જગતમાં આપણને ન મળે તો મનોમય સૃષ્ટિમાં તેમને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય મેળવી, ગમે તે સ્થાનમાં અને ગમે તે સમયે મન ઉપર ઇચ્છેલી જ છાપ આપણે પાડવી, અને આમ કરી વિચારોને પ્રતિદિન અધિક અને અધિક ઉચ્ચ કરવા, અને તે વડે પ્રકટતા અધિક અને અધિક ઉચ્ચ સુખનો અનુભવ કરવો.

પોતાનું ઘર છોડ્યા વિના, ઘરમાં જ બેઠા બેઠા, વિચારો બદલવાનું સામર્થ્ય પ્રત્યેક મનુષ્યે મેળવવું જોઇએ. નવા સ્થાનમાં જઇને વિચારો બદલવા, એ પોતાના જુના સ્થાનમાં, જુના સંબંધમાં રહીને વિચારો બદલવા કરતાં ઘણું સહેલું છે. પરંતુ નવા સ્થાનમાં ગયાવિના જૂના સ્થાનમાં રહીને જ વિચારો બદલવા એ ઘણું કઠિન છે. ઉત્તમ અધિકારી હોય છે, તેઓ જ તેમ કરી શકે છે; બાકી સામાન્ય અધિકારીઓ તો પોતાના જુના સ્થાનમાં રહીને વિચારો બદલી શકવા સમર્થ થતા જ નથી. આથી જ ગૃહસ્થાશ્રમમાં રહીને જેઓ સંસારના ધર્મોથી અલિપ્ત રહી શકે છે, અને તત્ત્વપરાયણ ચિત્તને રાખી શકે છે, તેઓ ત્યાગીઓકરતાં શ્રેષ્ઠ છે. ગૃહસ્થાશ્રમમાં સ્વકલ્યાણ સાધી શકવાને અસમર્થ, દુર્બળ મનવાળાને માટે જ ત્યાગાશ્રમ છે. ગૃહસ્થાશ્રમના સંબંધની છાપ પોતાના મનઉપર જેઓ જરા પણ પડવા દેતા નથી, અર્થાત્ જેઓએ જળકમળવત્ રહી શકવાનું સામર્થ્ય મેળવ્યું છે, તેમને માટે ત્યાગાશ્રમની લેશ પણ અગત્ય નથી. ઘણાને આ વાત સ્વીકાર કરવા જેવી લાગતી નથી, પણ તેનું કારણ તે માર્ગે તેઓએ પ્રયાણ કર્યું નથી, એ જ છે. આભાસને ઉત્પન્ન કરવાની કળા જેને સિદ્ધ થઈ છે, તે ઘરમાં રહેતો છતો, તથા અનેક ઉપાધિમાં લીન થયેલો અન્યની દૃષ્ટિએ જણાતો છતો, નિર્જન વનમાં જાણે રહેતો હોય તેવો અનુભવ કરે છે. **उपाधिस्थोऽपि तद्धर्मैर्नलिप्यते व्योमवन्मुनिः** ઉપાધિમાં રહેતો છતો, ઉપાધિના રંગથી, આકાશની પેઠે મહાપુરુષ રંગાતો નથી, એ વગેરે સત્શાસ્ત્રોનાં વાક્યો, આભાસ રચવાની કળા સિદ્ધ કરનાર મહાત્માનું સામર્થ્ય કેટનું હોય છે, તે જ દર્શાવે છે. ઉપાધિનો સંબંધ જો સર્વનાં જ અંતઃકરણઉપર પોતાની છાપ પાડવાને સમર્થ સ્વીકારીએ તો તો ત્યાગીઓને અરણ્યમાં પણ ઉપાધિનો સંબંધ હોય જ છે. પર્વત, નદી, વૃક્ષ, પશુ, પક્ષિઓ, એ સર્વ ઉપાધિ જ છે, અને તેમનો સંબંધ પણ ત્યાગીને નિત્ય હોય જ છે. પરંતુ સંબંધ છતાં પણ જો ત્યાગીની દૃષ્ટિ બદલાઈ હોય છે, જો નેત્ર ખુલ્લાં છતાં પણ દૃષ્ટિએ પડતા પ્રાણીપદાર્થોમાં પોતાનો ઇચ્છેલો આભાસ પ્રકટાવવાની કળા ત્યાગીએ સિદ્ધ કરી હોય છે, તો પર્વત, નદી, વૃક્ષ, વગેરે તેને તેવાં ન જણાતાં બ્રહ્મરૂપ જ ભાસે છે; અને આ કળા સિદ્ધ નથી કરી હોતી તો કરોડો વર્ષ ત્યાગ સેવતાં છતાં, પણ વૃક્ષ અને પર્વત, વૃક્ષ અને પર્વતરૂપ જ દેખાય છે. આથી સૂક્ષ્મ વિચાર નહિ સેવનાર મનુષ્યો, ત્યાગાશ્રમમાં જેવી મહત્તા માને છે, અને તેને જ સર્વ

કલ્યાણનું મૂળ ગણે છે, તેવું વસ્તુતઃ છે જ નહિ. આભાસને રચવાની કળાના જ્ઞાનમાં જ મહત્તા છે, અને તેમાં જ સર્વ કલ્યાણનું મૂળ રહેલું છે.

સુવર્ણ અને રત્નજડિત સિંહાસનઉપર બેઠા છતાં, તથા બંને બાજુએ સેવકોથી શીતળ અને સુગંધમય પવનનાં વ્યંજન થયા કરતાં છતાં પણ જે રાજાના અંતઃકરણમાં ચિંતાની ભડભડ હોળી સળગે છે, તેને સિંહાસન પણ બળતી હોળીજેવું જ છે, એ કોણ નથી જાણતું ? તે જ પ્રમાણે ગ્રીષ્મ ઋતુમાં ખરે બપોરે છાપરાઉપર કામ કરનાર અને આનંદથી ગાતાં ખારવાને, ખરા ઉનાળાનો તાપ પણ તેના હૃદયની નિશ્ચિંત અવસ્થાને લીધે સુરમ્ય ઉપવનમાંથી વહેતી આવતી પવનની મંદમંદ શીતળ લહરીઓજેવો ભાસે છે, તેનો કોને અનુભવ નથી થયો ? મનની અવસ્થા પલટાવતાં જેને આવડે છે, તેને ઘર પણ નિર્જન વનજેવું છે, અને જેનામાં તેવું સામર્થ્ય નથી, તેને નિર્જન વન પણ શાકબજારજેવું છે. ગ્લેડસ્ટન પાર્લમેંટમાં પાંચ મિનિટજેટલો અવકાશ મળતાં, ખુરશીપર માથું ટેકવી, ક્ષણ વારમાં ઉંઘી જતો, અને ઘણાને પોતાના ઘરમાં શાંત સ્થળમાં સર્વ પ્રકારની અનુકૂળતા છતાં, અને સુંકોમળ શય્યામાં પાસાં ઘસવા છતાં પણ નિદ્રા આવતી નથી. આભાસની કળાને સિદ્ધ કરનાર જંગલમાં મંગલનો અનુભવ કરે છે, અને તે કળાને ન સિદ્ધ કરનાર વિધવા પોતાના પુત્રના લગ્નના માંગલિક દિવસે જ, પોતાના પતિને સંભારી સંભારીને આખો દિવસ રડે છે.

વિચારો બદલવાને ગ્રામ બાહ્ય સ્થાન, અથવા ગ્રામ બાહ્ય સ્થિતિ બદલવાની જરૂર નથી, પરંતુ મન અંતરમાં જે સ્થિતિનું ભાન કરતું હોય છે, તે સ્થિતિને બદલવાની જરૂર છે. અંતરમાં થતા ભાનની ભૂમિકા બદલવાની જરૂર છે. અંતરમાં થતા ભાનની ભૂમિકાને બદલી નાંખતાં, અગ્નિ જળજેવો ભાસે છે, અને જળ અગ્નિજેવું ભાસે છે. એનુંએ જ સ્ત્રીશરીર ભગિનીરૂપે અવલોકતાં બંધુભાવ પ્રકટે છે, અને પત્નીરૂપે અવલોકતાં કામભાવ પ્રકટે છે. અંતરમાં થતા ભાનને બદલતાં વિચાર તત્કાળ બદલાય છે. આંતર ભાનને બદલી શકનાર મનુષ્ય વિચારઉપર સહજ સ્વામિત્વ પ્રાપ્ત કરે છે. આંતર ભાનને બદલી શકનાર મનુષ્ય જ સ્વતંત્ર અને મુક્ત છે. તે શિવાયના સર્વે બદ્ધ છે. જીવત્વનું ભાન બદલી બ્રહ્મત્વનું ભાન કરતાં આવડવું, એ ભાનને બદલવાનું સર્વોત્કૃષ્ટ સામર્થ્ય છે. એ સામર્થ્ય પરમમોક્ષનું દાતા છે.

અંતરની સ્વતંત્રતા એજ ખરી સ્વતંત્રતા છે. બાહ્ય સ્વતંત્રતાને માટે પ્રજાઓ મરી મટે છે, મોટાં મોટાં યુદ્ધો કરે છે, અને લાખો મનુષ્યોના પ્રાણનો તથા અસંખ્ય ધનનો ભોગ આપે છે. એથી બાહ્ય સ્વતંત્રતા મળે છે; પણ શું તેથી ખરૂં સુખ મળે છે ? ખરી શાંતિ પ્રાપ્ત થાય છે ? સ્વતંત્ર કહેવાતી પ્રજાઓનાં હૃદય અવલોકો અને તત્કાળ ખાતરી થશે. બાહ્ય સ્વતંત્રતા મેળવતાં છતાં પણ ખરૂં સુખ ન મળવાથી આંતર સ્વતંત્રતા મેળવવી, અવશેષ રહે છે. પરંતુ આંતર સ્વતંત્રતા મેળવતાં બાહ્ય સ્વતંત્રતા મળે છે, એટલું જ નહિ પરંતુ ખરૂં સુખ પણ મળે છે.

( અપૂર્ણ )

---

ઇંગ્લિશ વાર (યાર્ડ) ત્રણ ફીટનો હોય છે, તેનું કારણ એ છે કે પહેલા હેન્રી રાજાનો હાથ ત્રણ ફીટ લાંબો હતો.

જ્યારે કોઇ માઠી ખબરથી સાંભળનારને કશો જ લાભ થાય તેવું ન હોય ત્યારે તે ખબરને કોઇને કહેવા કરતાં તમારા મનમાં જ દાટી મૂકજો.

# स्वरूपभावना.

પદ

હું છું સત્ ચિતિ સુખનું ધામ,
હું છું અજ, હું શિવ, હું રામ,
સકળનો હું પતિરે,

સકળનો હું પતિ રે, સકળનો હું પતિ રે;
સકળનો હું પતિ રે, અકળ મારી ગતિ રે, હું છું૦
ઉપજી, રહી, વધી, ક્ષીણ થતો, આ સઉ વિશ્વવિલાસ;
પણ હું તેનો તે રહું, આદિ અંત અવિનાશ.
વ્યાધિજનનમરણની સ્વલ્પ મને ભીતિ નથી રે,
મને ભીતિ નથી રે, સકળનો હું પતિ રે. હું છું૦
શ્રી, યશ, ઐશ્વર્યાદિ જે, વિશ્વવિષે વખણાય,
જે મેળવવા બહુ મથે, નિશદિન જીવસમુદાય,
ભાળી ભિન્ન ન તે મતિ મેળવવા નથી દોડતી રે,
મતિ નથી દોડતી રે, સકળનો હું પતિ રે. હું છું૦
શું જોઉં, શું સાંભળું, શું ચિંતવું, શું ખાઉં,
કોને મળું, કોથી હળું, કવણ દેશપ્રતિ જાઉં.
જ્યાં ત્યાં હું લહી, શમી સઉ વૃત્તિ, પ્રકટી ઉપરતિ રે,
પ્રકટી ઉપરતિ રે, સકળનો હું પતિ રે. હું છું૦
મુજને ન્યાળી મુજવડે, પ્રસન્ન રહું હું નિત્ય;
દશદિશ વ્યાપક હિત લહી, જ્યાં ત્યાં જોતો હિત.
મધ્ય ઉદધિમાં કયાંથી અગ્નિની જ્વાળા બાળતી રે,
ન જ્વાળા બાળતી રે, સકળનો હું પતિ રે, હું છું૦
નરહરિઅનુગ્રહ ભાનુનો, પ્રકટ્યો પ્રખર પ્રકાશ,
ગળ્યું અવિદ્યાહિમ હતો,–કલ્પિત જેનો ભાસ.
દશદિશ શોભું હાવાં સન્મય, સુખમય હું ચિતિ રે,
શોભું હું ચિતિ રે, સકળનો હું પતિ રે. હું છું૦

---

પ્રત્યેક મનુષ્ય, બીજાને જે બોધ આપે છે, તે પ્રમાણે જો પોતે ચાલે, તો આ આખું જગત્ આજે છે તેથી કેવું જૂદા પ્રકારનું હોત!

કૉન્સ્ટન્ટીનોપલમાં સેંટ સોફીયાની મસ્જીદ એક હજાર વર્ષ પૂર્વેની બાંધેલી છે, તેમાં વાપરેલા ચુનામાં કસ્તૂરી નાંખવામાં આવી હતી, જેનો વાસ હજી પણ આવે છે.

# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૪ થી )

આ રાશિમાં જન્મેલા મનુષ્યોને સંધિવા, મસ્તકમાં અને પગમાં કળતર, મગજમાં અવ્યવસ્થા, લોહીની મંદગતિ, અને નિર્બળતા વગેરે વ્યાધિઓ થાય છે. તેઓને જ્ઞાનતંતુના વ્યાધિઓ પણ થાય છે, અને તેના પરિણામમાં તેઓને આખો દિવસ ભારે ગમગીની રહે છે. આ સઘળા વ્યાધિઓ તેમ જ તે વિનાનાં મનુષ્યજાતિઉપર પડતાં સઘળા પ્રકારનાં દુઃખો આત્મચિંતનવડે નષ્ટ થાય છે. તેથી આ મનુષ્યોએ પોતાના આત્મસ્વરૂપનું ચિંતન કરવાનો નિત્ય થોડો સમય અભ્યાસ રાખવો, તથા દિવસના બીજા ભાગમાં પણ મનને શુદ્ધ વિચારોમાં જોડેલું રાખવું.

આ રાશિનાં મનુષ્યોએ ચિંતા કરવાના તથા વ્યાકુળ રહેવાના પોતાના સ્વભાવને જિતવો જોઇએ. સર્વ પ્રસંગોમાં તેમણે મનને સર્વદા શાંત રાખવું. જેમાં તેમાં દોષને અને અશુભને જોવાનો અયોગ્ય સ્વભાવ છોડીને સર્વમાં ગુણ અને શુભને જોવાની ટેવ પાડવી. જે દોષો તેઓ પોતે જ ગુપ્તપણે કરતા હોય તેને માટે બીજા મનુષ્યોનો તિરસ્કાર ન કરવાની તેમણે સાવધાનતા રાખવી જોઇએ. તેમણે પોતાનામાં રહેલી અસાધારણ અને આશ્ચર્યજનક શક્તિઓને કેળવવાનો દૃઢ નિશ્ચય કરવો જોઇએ. પોતાનામાં રહેલા પ્રમાદને અને આળસને અતિ-ક્ષણે પોતાનામાંથી હાંકી કાઢવાનો તેમણે ભારે પ્રયત્ન કરવો જોઇએ. જે વચનો પાળી શકાય એવાં ન હોય તેવાં વચનો તેમણે કદી પણ આપવાં નહિ, અને જે વચનો તેમણે આપ્યાં હોય તેવાં વચનોને પ્રાણ જાય તો ભલે જાય, પણ પાળવાને કદી ચુકવું નહિ.

આ રાશિનાં મનુષ્યોએ કોઇના આશ્રયમાં કદી રહેવું નહિ, અર્થાત્ તેમણે સ્વતંત્ર અને સ્વાશ્રયી થવું. કોઇની સલાહ લેવા તેમણે કદી પણ જવું નહિ. પોતાના હૃદયસંદિરમાં રહેલા અંતર્યામી ઈશ્વરની જ સર્વદા તેમણે સલાહ લેવી. હૃદયમંદિરમાં અંતર્યામી ઈશ્વરપાસે સલાહ લેવાને જેઓ ખરી આતુરતાપૂર્વક પ્રવેશે છે, તેમને સાચી સલાહ મળ્યાવિના કદી પણ રહેતી નથી. બીજાઓની કૃપા અથવા મહેરબાનીને ઇચ્છવાની તેમણે કશી જ જરૂર નથી. લેનાર માણસ ગમે તેવો ઉચ્ચ હોય છે તોપણ આપનારઆગળ તેને દુર્બળ થવું જ પડે છે; આથી કોઇની પાસેથી કંઇ પણ લેવાની વૃત્તિ કદી પણ ન રાખવી.

કુંભ રાશિના મનુષ્યોએ હૃદયમાં જે હોય તે જ મુખથી કહી બતાવવું. હૃદય અને વાણીમાં તેમણે કદી પણ ભેદ ન રાખવો. પોતાનામાં રહેલા ઉચ્ચ ગુણોને કેળવવાથી વિશ્વના સામ્રાજ્યનો મુકુટ પોતાને મસ્તકે ધરવા આ મનુષ્યો સમર્થ થાય છે. સત્પ્રયત્નવડે ત્રિભુવનને વશ વર્તાવવા આ મનુષ્યો સમર્થ છે. અંતરાત્મામાં એકાકાર થયેલા કુંભરાશિના મનુષ્યનો એક જ શબ્દ બ્રહ્માંડને કંપાવવાને બસ છે. કુંભરાશિનાં મનુષ્યો ! સાવધાન થાઓ. તમને મળેલો મનુષ્યદેહ એળે ન જવા દો. આજથી જ સત્પ્રયત્ન કરો, અને જે ઉત્તમ ભવિષ્ય તમારે માટે નિર્માણ થયું છે, તેના ભોક્તા થાઓ. વૃદ્ધાવસ્થામાં પશ્ચાત્તાપના અગ્નિથી પ્રજ-ળવું ન હોય તો આજથી જ તમારામાં રહેલા ઉચ્ચ ગુણોને કેળવો.

આ રાશિનાં મનુષ્યો જો મેષ રાશિમાં જન્મેલાં મનુષ્યોસાથે લગ્ન કરે છે, તો તેમના સંબંધથી થયેલી પ્રજા બળવાન્, નીરોગ અને બુદ્ધિશાલી થાય છે, તથા તેમનો ગૃહસ્થાશ્રમ બહુ જ સુખમાં અને શાંતિમાં ચાલે છે.

કુંભ અને ધનરાશિનાં સ્ત્રીપુરુષનાં લગ્નથી થયેલી પ્રજા તીખા અને લાગણીવાળા સ્વભાવની થાય છે, તથા તે શરીરે જરા ઓછી બળવાન્ હોય છે. તેમનો ગૃહસ્થાશ્રમ આશ્ચર્યકારક બનાવોથી ભરેલો અને રસિક નીવડવાનો સંભવ આવે છે.

આ રાશિનાં બાળકોને પ્રત્યેક કામ ઠરાવેલે વખતે કરવાનું તથા આપેલાં વચનો પાળવાનું શીખવવું જોઈએ. આજુબાજુનાં મનુષ્યોના સહવાસની તેમના ઉપર ઝટ અસર થાય છે. તેમનામાં બીજાનાં મનને રંજન કરવાનો ગુણ હોય છે. જ્યારે તેમના વિરુદ્ધ વર્તવામાં આવે છે, અથવા તેમના પ્રતિ અપ્રીતિ દર્શાવવામાં આવે છે ત્યારે તેઓ નિર્દય અને ભારે નિંદાખોર થાય છે. તેમની સાથે પ્રમાણિકતાથી અને નિષ્કપટપણે વર્તવામાં આવે છે તો તેઓ તેવી જ પ્રમાણિકતા અને નિષ્કપટપણું સામું દર્શાવે છે. આથી જો તેમને સત્યવાદી, માયાળુ, વિનયી, અને નિષ્કપટ હૃદયનાં કરવાં હોય તો તેમની સાથે સત્યવાદી, માયાળુ, વિનયી, અને નિષ્કપટ હૃદયના થવું; અને જો તેમને નિર્દય અને બીજાની નિંદા કરનારાં કરવાં હોય તો તેમની સાથે તેવું જ વર્તન ચલાવવું. ટુંકામાં સામો તેમની સાથે જેવું વર્તન ચલાવે છે, તેવાં જ તેઓ તેની સાથે વર્તે છે. તેમનામાં શંકાની નજરે જુઓ, અને તમારા પ્રતિ પણ તેવી જ નજરથી તે જોવાનાં, અને તમને કોઈ પાકો ઠગ ધારવાનાં પ્રસંગે જેમના ઉપર તેમને અત્યંત પ્રેમ હોય છે, તેમને તેઓ કઠોર વચનો કહી બેસે છે; પણ આ વચનો આવેશમાં જ ઉચ્ચરાયલાં હોય છે. તેમના હૃદયમાં તેવું કશું જ હોતું નથી. તેમની સ્મરણ શકિત બહુ જ ઉત્તમ હોય છે, અને તેઓ સારી કે નઠારી કશી જ વાત ભૂલતાં નથી. યોગ્ય કેળવણીથી પદાર્થોમાં રહેલા ગુપ્ત ધર્મોનું જ્ઞાન પામવાની શક્તિ તેઓનામાં બહુ ઉત્તમ પ્રકારે ખીલી નીકળે છે. તેઓને જેમ બને તેમ બહુ ઓછાં સોબતીઓના સહવાસમાં આવવા દેવા જોઇએ; અને જે થોડાનો સહવાસ તેમને સેવવા દેવામાં આવે તેઓ પ્રમાણિક, ધૈર્યવાન્, અને માયાળુ હોવા જોઇએ. તેઓ બહુ જ આકળા સ્વભાવનાં અને જરા પણ જંપીને ન બેસે એવા સ્વભાવનાં હોય છે, અને તેથી તેમને જેમ બને તેમ શાંત રાખવાં જોઈએ. આ રાશિમાં જન્મેલાં ઘણાં બાળકો પુષ્કળ ઘોંઘાટ થતો હોય એવાં ઘરમાં રહેવાથી, અથવા મિલોની પાસે કે તેવા જ કોઇ કારખાનાંપાસે રહેવાથી મરણને પામ્યાં છે.

આ બાળકોને તેમની મરજીવિરુદ્ધ નિશાળે જવાની કદી પણ ફરજ પાડવી નહિ. વાયુ તત્વની અને અગ્નિતત્વની રાશિમાં જન્મેલાં સઘળાં જ બાળકોને આ નિયમ લાગુ પડે છે, નિશાળમાં જ્યારે તેમને કંટાળો આવે, અથવા ભણવાઉપર તેમને બહુ જ અણગમો ઉપજે ત્યારે ખુલ્લા મેદાનમાં તેમને તેમની મરજીપ્રમાણે રમવા દેવાં.

આ રાશિનો સ્વામિ શનિ અને યુરેનસ ( આ ગ્રહ હમણાં નવો શોધી કાઢવામાં આવ્યો છે ) છે. ઇંદ્રનીલમણિ (શનિ), પુલક (લસણીઓ) અને વૈદુર્યમણિ, એ તેનાં રત્નો છે. આસ્માની, ખુલ્લો રાતો, અને લીલો એ તેના રંગો છે.

## કુંભ રાશિમાં જન્મેલાં મનુષ્યોને હિતકર બોધ.

તમારે સર્વ પ્રકારના પ્રયત્નથી સ્વાત્માવલંબી, આત્મશ્રદ્ધાવાળા, અને સ્વતંત્ર થવું જોઈ

એ. તેમ થયાવિના તમારામાં રહેલા ઉચ્ચ ગુણો વિકાસને પામવાનો બહુ જ ઓછો સંભવ છે. મહાપુરુષોના અને સત્શાસ્ત્રોના બોધને સ્વીકારતાં તમને કશી જ હાનિ નથી, પરંતુ તમારા મિત્રોની સલાહઉપર ધ્યાન આપવાની તમારે કશી જ જરૂર નથી. સુખ અને દુઃખ બંને જ અસાધારણ પ્રમાણમાં તમને મળે એમ છે, પણ જો તમે આળસને જિતશો, તો દુઃખને તમારાથી દૂર રાખવા તમે સમર્થ છો. આથી સાવધાન થઇને તમારામાં રહેલી ઉચ્ચ શક્તિઓને કેળવવામાં જરા પણ ગફલત કરશો નહિ. ચિંતાને ત્યજવાથી અને સમાધાનવાળી શાંત વૃત્તિ રાખવાથી તમારી દૈવી શક્તિઓ બહુ ખીલી નીકળશે. ગમે તેવું દુઃખ તમારા ઉપર આવી પડ્યું હશે અથવા ગમે તેવો વ્યાધિ તમને થયો હશે તોપણ તમારા ગ્રહ એવા બળવાન્ છે કે જો તમે મનની શાંત સ્થિતિ રાખશો તો તે દુઃખ તથા વ્યાધિથી તમે અલ્પ સમયમાં મુક્ત થઇ જશો, પણ ચિંતા, સંશય, અથવા વ્યાકુળતાને સેવશો તો બળવાન્ ગ્રહ છતાં પણ, તમે દુઃખથી મુક્ત થઈ શકશો નહિ. તમારે નવરા કદી પણ બેશી ન રહેવું, પણ કંઈ ને કંઈ ઉપયોગી કામો કર્યા જ કરવાં. તમારે અભિમાની અથવા શીશીધારીખોર ન થવું. જો તેવા થશો તો સર્વને તમે અળખામણા ઝેરજેવા થઇ પડશો. વિષયનાં સુખોમાં રચ્યાપચ્યા ન રહેશો. સ્મરણમાં રાખજો કે આ સંસારમાં તમે ખાવાપીવા અને મોજમજા મારવા જન્મ્યા નથી. તમારું કર્તવ્ય બહુ ઉંચું છે, અને તે એ કે તમારામાં રહેલી દૈવી શક્તિઓનો સર્વોત્તમ વિકાસ કરવો. એ કર્તવ્ય જ્યાં સુધી તમે નહિ સિદ્ધ કરો ત્યાં સુધી આ સંસારનાં વિવિધ દુઃખોથી તમે કદી પણ છૂટવાના નથી એ ભૂલી જશો નહિ. વ્યવહારનાં કે પરમાર્થનાં કોઈ પણ કાર્ય સાધવામાં કદી પણ શંકાવાળા અથવા ભય ધરનારા થશો નહિ, તેમ જ ઉંચે જીવે અધકચરાં તે કામો કરશો નહિ. તમે સર્વ કરવાને સમર્થ છો, એવી શ્રદ્ધાને દૃઢપણે ધરશો તો નિશ્ચય માનજો કે આ જગતમાં એવું કશું જ નથી કે જે તમારાથી સિદ્ધ ન થાય. તમારે પુષ્કળ ગ્રંથો વાંચીને તથા વિચારીને તમારા જ્ઞાનને વિશાળ કરવું જોઇએ. ઉત્તમ સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રનો અભ્યાસ તમને બહુ જ લાભ કરશે. લોકોના અભિપ્રાયની કશી પણ દરકાર કરશો નહિ. તમે જે મોટાં કામો કરવા ધારો તે વિષે તમારા મિત્રોને કદી પણ કશું કહેશો નહિ. શાંતપણે કરવાનું કર્યે જજો. દેવું કદી કરતા ના. ધર્મના અને તત્ત્વવિદ્યાના ગ્રંથો અવશ્ય વાંચજો. સર્વત્ર વ્યાપી રહેલા પરમાત્માના સ્વરૂપને જાણવાનો અને તેમનાથી તમે અભિન્ન છો, એવું અનુભવ કરવાનો પ્રયત્ન સેવજો. આવા પ્રયત્નથી તમે અત્યંત ચમત્કારિક પુરુષ થશો. સમર્થ મહાપુરુષો અને યોગીઓ આ પ્રકારના પ્રયત્નથી જ વિશ્વમાં પૂજવા યોગ્ય થયા હોય છે. ઉચ્ચ થવાની તમે ઇચ્છા કરશો અને પ્રયત્ન કરવા માંડશો કે વિશ્વમાં વ્યાપી રહેલી સઘળી દૈવી સત્તાઓ તમને અનુકૂળ થશે; પરંતુ સ્મરણમાં રાખજો કે જ્યાં સુધી તમે પોતે તમને પોતાને મદદ નહિ કરો ત્યાં સુધી કોઈ પણ દૃષ્ટ કે અદૃષ્ટ સત્તા તમને મદદ કરનાર નથી, અને કદાચ કોઈ કરશે તો તેનાથી તમને કશો જ સ્થાયી લાભ થનાર નથી. માટે આગળ વધવાનો નિરંતર પ્રયત્ન કર્યા જ કરજો. સેનાની પાછળ ચાલતાં ભારનાં ગાડાંની પેઠે પ્રયત્નમાં સઉથી પાછળ ન રહેશો, પણ સઉથી આગળ દોડજો.

## મકરરાશિ અને કુંભરાશિનો સંધિસમય.

કુંભરાશિ જ્યાન્યુઆરીની ૨૦ મીએ બેસે છે, અને તેનો પૂરેપૂરો પ્રવેશ થતાં છ દિવસ લાગે છે તેથી જ્યાન્યુઆરીની ૨૦ માંથી તે ૨૬ મી તારીખસુધીમાં જેમનો જન્મ થયો હોય છે તેઓનો

મકર અને કુંભરાશિના સંધિસમયમાં જન્મ થયેલો ગણાય છે. પૃથ્વી તત્ત્વની છેલ્લી રાશિ અને વાયુતત્ત્વની છેલ્લી રાશિનો આ સંધિસમયમાં સંયોગ થયો હોય છે. ધંધાની દૃષ્ટિથી સ્ત્રીપુરુષોને માટે આ સમયમાં થયેલો જન્મ બહુ લાભકારક ગણાય છે. આ સમયમાં જન્મેલા પુરુષો તેઓના કામમાં શાંત મનવાળા, બુદ્ધિમાન્ અને અસાધારણ ચોકસ હોય છે. સ્ત્રીઓમાં પણ ધંધો કરવાની સ્વાભાવિક કુશળતા હોય છે. સહેલાઇથી તેઓ ગમે તેવાં મોટાં ઉદ્યોગનાં ખાતાં ચલાવી શકે છે, અને તેમાં 'વિજય મેળવે છે. કરકસરના પ્રસિદ્ધ નિયમોવડે આ મનુષ્યો સારી સંપત્તિ એકઠી કરે છે. તેઓ નવા વિચારો કરનારા હોય છે, પણ કોઈ કોઇ વાર તેઓ હદઉપરાંત ઢીલા થાય છે. ઉદારતા દર્શાવવામાં તેઓ ઢંગધડાવિનાના હોય છે. બીજાઓને જ્યાં દાન કરવું યોગ્ય જણાય ત્યાં તેઓ એક દમડી પણ ખરચતા નથી, અને બીજાઓ જ્યાં એક પાઈ પણ ન આપે ત્યાં તેઓ ભોજરાજ બને છે. તેઓને પરોપકારનાં કૃત્યો કરવાં ઘણાં ગમે છે, પણ તે કૃત્યો જો તેમના ધંધામાં પ્રતિબંધ કરનારાં થાય છે તો તેઓ તેના પ્રતિ અણગમો દર્શાવે છે. (અપૂર્ણ.)

---

# દુઃખના વિચાર અને વાતોથી થતી હાનિ.

મુંબઇજેવાં મોટાં શહેરોમાં રસ્તામાં જો પાણી છાંટવામાં નથી આવતું, અને તેથી લોકોના તથા ગાડીઘોડાના અવરજવરથી જો ધૂળ ઉડતી હોય છે, અથવા માર્ગમાં નિત્ય પડતો કચરો જો નિત્ય સાફ કરી નાંખવામાં નથી આવતો, તો મ્યુનીસીપાલીટીના અધિકારીવિષે સઘળા જ પોકાર કરે છે, અને લોકોનું આરોગ્ય બગડવાના સંભવની જ્યાં ત્યાં ફરીયાદ કરવામાં આવે છે.

રસ્તામાં ધૂળ ઉડવાથી તથા કચરો પડ્યો રહેવાથી આરોગ્ય બગડે છે, એ વાત સાચી છે, અને તેથી રસ્તાઉપર પાણી છાંટવાની તથા તેમને સાફ કરવાની અત્યંત અગત્ય છે, એ વાત પણ તેટલી જ સાચી છે. પરંતુ વાતાવરણ ધૂળથી જ અથવા કચરાના કોહાણમાંથી નીકળતા વિષથી જ બગડે છે, એવું કંઈ નથી. વાતાવરણને બગડવાનાં સઘળાં જ કારણોનો જ્યાં સુધી નાશ કરવામાં નથી આવતો ત્યાં સુધી વિવિધ વ્યાધિઓ અને તે દ્વારા પ્રકટતા આધિઓ, અથવા વિવિધ આધિઓ અને તે દ્વારા પ્રકટતા વ્યાધિઓ પ્રસર્યાવિના રહેતા નથી.

રસ્તાવચ્ચે કોઇ મનુષ્ય લઘુશંકા અથવા દીર્ઘશંકા કરે તો તેને સરકારતરફથી શિક્ષા થાય છે, કારણ કે આ પ્રમાણે મળમૂત્રનો ત્યાગ આરોગ્યના નિયમોથી પ્રતિકૂળ છે, પરંતુ સ્થૂલ મળમૂત્રનો ત્યાગ જેટલી હાનિ કરે છે, તેના કરતાં સૂક્ષ્મ મળનો ત્યાગ કંઈ થોડી હાનિ કરતો નથી, તથાપિ તેના ઉપર હજારમાં એકાદ મનુષ્યનું પણ ભાગ્યે જ લક્ષ ખેંચાતું હશે, અને તેવા મળવડે વાતાવરણને બગાડનાર મનુષ્યો ભાગ્યે જ શિક્ષાને પાત્ર ગણાય છે.

વાતાવરણને બગાડનાર જે સૂક્ષ્મ મળવિષે અત્ર કહેવામાં આવ્યું છે, તે મળ તે બીજો કોઇ નથી, પણ લોકોદ્વારા જ્યાં ત્યાં કરવામાં આવતી દુઃખની, મંદવાડની, નિર્ધનતાની, અને કોઇવાના દિવસોની વાતો છે. રોંદડો રડનારા મનુષ્યો, આવી વાતો તેઓ જ્યારે પરસ્પરને મળે છે, ત્યારે કરતા જોવામાં આવે છે.

તમારા મિત્રોની અથવા ઓળખીતાઓની, અથવા ચાર માણસો જ્યાં એકઠા મળીને

જેઠ હોય તેમની વાતો થોડો સમય સાંભળો, અને જુઓ કે તમારા સાંભળવામાં શું આવે છે ? તમારા શ્રીમાન્ મિત્રો તેઓના ઘરમાં ચાલતા મંદવાડની કે પોતાને વિવિધ પ્રસંગમાં મળેલી નિરાશાની કે એવી જ કોઈ દુઃખની કથા તમને સંભળાવે છે. તમારા સામાન્ય સ્થિતિના મિત્રો પૈસાના સંકોચનાં, અથવા પોતાની નોકરીનાં કે ઉદ્યોગનાં રોદણાં તમારા આગળ રડે છે. તમારા નિર્ધન મિત્રો પોતાના દોહેલા દિવસોની, અને અન્નવસ્ત્રવિના પોતાને પડતી હાડમારીનાં શોકમય વચનો તમારા આગળ કાઢે છે. કોઈ એક દુઃખની તો કોઈ બીજા દુઃખની,-કોઈ કુટુંબના દુઃખની તો કોઈ જ્ઞાતિના કે દેશના દુઃખની, કોઈ બહુ તાપની કે બહુ ટાઢની કે ઓછાવધતા વરસાદની, એમ સંતાપની જ વાતો કરે છે. દુઃખવિના આનંદની વાત કરવાનો વિષય કોઈકને જ હોય છે. મોટો ભાગ તો જ્યાં ત્યાં મોં વાળતો જ જોવામાં આવે છે.

વિચારી જુઓ, નિરંતર સુખની જ વાત કરનારો એક પણ માણસ આજસુધી તમારા જોવામાં આવ્યો છે ? કડવા લીમડા ઉપર મીઠી ડાળ જેમ દુર્લભ છે, તેમ પોતાના સુખની જ નિરંતર વાત કરનાર મનુષ્ય દુર્લભ છે.

દુઃખ એ મનુષ્યની ઉન્નતિ અને વિકાસ કરનાર છે. તેનામાં રહેલા ઉત્તમ ગુણોને અને શક્તિઓને તે સર્વદા જાગ્રત્ કરનાર છે. ધનકરતાં નિર્ધનતાએ જેમ મનુષ્યજાતિનું વધારે કલ્યાણ કરેલું સિદ્ધ થયું છે, તેમ દુઃખ ઘણે પ્રસંગે મનુષ્યનું સુખકરતાં વધારે કલ્યાણ કરનાર થાય છે. દુઃખ ન હોત તો મનુષ્ય આજે એક તસુ પણ આગળ ન વધ્યો હોત.

જગતના ઇતિહાસમાં જે જે મોટામાં મોટાં કામો થયેલાં જોવામાં આવે છે, તે ધનનો પરિણામ નથી, પણ નિર્ધનતાનો છે. દુઃખ અને શોકથી મનુષ્યના ઉત્તમ ગુણો જેટલા પ્રકટ થયા છે, અને વૃદ્ધિને પામ્યા છે, તેટલા સુખ અને મોજમજાથી થયા નથી, અને પામ્યા નથી; અને મનુષ્યજન્મનો સઘળો હેતુ પોતાના જીવનને અત્યંત વિશુદ્ધ કરવું, અત્યંત ઉચ્ચ ગુણોથી વિભૂષિત કરવું, એ વિના બીજો કશો જ નથી

દુઃખ જ્યારે આ પ્રમાણે આટલો બધો લાભ કરનાર છે, જ્યારે તે મનુષ્યજન્મના હેતુની સિદ્ધિને જ કરનાર છે, તો પછી પોતાનાં દુઃખોનાં રોદણાં બીજાઓઆગળ શામાટે જ્યારે ત્યારે અને જ્યાં ત્યાં રડવાં જોઇએ, અને શામાટે બીજાઓ આપણી દયા ખાય એવું ઇચ્છવું જોઇએ ? દુઃખને જો શ્રદ્ધાથી, કલ્યાણની આશાથી, ધૈર્યથી અને હિંમતથી સહન કરવામાં આવે તો તે આપણું આ લોકમાં અને પરલોકમાં મોટામાં મોટું કલ્યાણ કરનાર છે, તો પછી શામાટે તે પ્રાપ્ત થયે શોક અને સંતાપ કરવો, અને આનંદ અને હર્ષ ન માનવો ?

વિશ્વવ્યવસ્થાપક સત્તા આ જગતમાં કોઈનું કશું અહિત કદી પણ કરતી નથી અને જેને જે જે સુખ અથવા દુઃખ મળે છે, તે તેના હિતને જ અર્થે મળે છે, એવો એક વાર અંતઃકરણમાં દૃઢ નિશ્ચય સ્થાપનાર મનુષ્યને આ જગતમાં ગમે તેવું દુઃખ આવતાં છતાં પણ અસંતોષ ધરવાનું કે કોઈના આગળ કંઈપણ બડબડવાનું કશું જ કારણ રહેતું નથી. દુઃખમાં સુખબુદ્ધિ ધરનારને અર્થાત્ દુઃખ મારું હિત જ કરે છે, એવા નિશ્ચયથી દુઃખના સમયમાં પરમ પ્રસન્ન રહેનારને દુઃખ અપૂર્વ લાભ કરે છે, એટલું જ નહિ, પણ જે સુખ પોતાની પ્રાપ્તિથી કોઇ પણ પ્રકારના વિકારને ઉત્પન્ન કરતું નથી, તેવા સુખને પરિણામે આપે છે.

જ્યાં સુધી મનુષ્યો પોતાના દુઃખના બડબડાટ અને કકળાટ, અને ફરીયાદ કર્યા કરશે, અને જ્યાં સુધી પોતાના દુર્દૈવની, અથવા જગતના અને પરમેશ્વરના અન્યાયની બુમો પાડ્યા કરશે, ત્યાં સુધી દુઃખ તેમને તજીને જવાનું નથી, કારણ કે દુઃખનો હેતુ મનુષ્યને ઉચ્ચ ગુણવાળા કરવાનો છે, અને બડબડાટ અને કકળાટ અંતઃકરણની ઉચ્ચ સ્થિતિ દર્શાવતા નથી,

પણ નિકૃષ્ટ સ્થિતિ જ દર્શાવે છે, અને તેથી દુઃખનો હેતુ સિદ્ધ ન થવાથી દુઃખી મનુષ્યનો ત્યાગ કરીને જવાની દુઃખને કશી જરૂર જણાતી નથી.

વાતાવરણને દુઃખના ઉદ્‌ગારોથી ભ્રષ્ટ ન કરો, પણ સુખના જ ઉદ્‌ગારોથી આનંદપૂર્ણ કરો. દુઃખનો ઉદ્‌ગાર દુઃખીના દુઃખને અધિક સ્થિર રાખે છે, એટલું જ નહિ પણ તે ઉદ્‌ગારનું આંદોલન જેને જેને અથડાય છે, તે સર્વને પોતાના ચેપની અસર કરે છે.

આ વગેરે કારણોથી, તમને તમારી પોતાની સ્થિતિ દુઃખવાળી જણાય તો હવેથી ખેદ ન કરો પણ પ્રસન્ન થાઓ, અને તમને પ્રાપ્ત થયેલું દુઃખ તમને લાભ કરનારૂં છે, એમ જાણીને જેના તેના આગળ લાંબુ મોં કરી દુઃખને રડો નહિ. આનંદની અને સુખની વાતો આજથી હવે જ્યાં ત્યાં કરવા માંડો. દુઃખમાં ઉંચામાં ઉંચું સુખ રહેલું છે, એમ નિશ્ચયપૂર્વક માનીને તેમાંથી તેને શોધી કાઢવાનો પ્રયત્ન સેવો. જગત્ જેને સુખ કહે છે, તેના બદલામાં લઇને, વાસ્તવિક ઉંચી સ્થિતિને આપનાર જે દુઃખ તમને કુદરતે તમારૂં હિત વિચારીને આપ્યું છે, તેને તજવા ન ઇચ્છો. તમારૂં દુઃખ તમારા મનમાં જ ઉંડું દાટી રાખો અને કોઇને પણ તે કદી ન કહો. તમે પોતે પણ તેનો વિચાર ન કરો. પરમેશ્વરના આગળ દુઃખને કદાચ કહેવું હોય તો કહેજો, પણ ત્યાં પણ બડબડાટ ન કરશો. દુઃખ આપવાને માટે પરમેશ્વરનો ઉપકાર માનજો, અને તેમાં રહેલા ઉચ્ચ લાભને જણાવનારો પ્રકાશ તમારા હૃદયમાં તે પ્રકટાવે, એટલી જ તેમને ખરા મનથી પ્રાર્થના કરજો.

નિશાળે જવું, અને ત્યાં પાંચ કલાક ભણવું એ ઘણાં બાળકોને મોટા કષ્ટરૂપ ભાસે છે. આવાં બાળકો માબાપને પ્રાર્થના કરે કે અમને આ નિશાળે જવાના કષ્ટથી છોડવો, તો તેમની તે પ્રાર્થના શું તેમના અજ્ઞાનને નથી સૂચવતી? દુઃખ ટાળવા પરમેશ્વરની પ્રાર્થના કરનાર પણ પોતાના અજ્ઞાનને જ સૂચવે છે, કારણ કે પૂર્વે કહેવામાં આવ્યું છે તેમ દુઃખ હાનિને કરનાર નથી, પણ લાભને કરનાર છે.

ઘણી મહેનત પડે એવા કઠણ અભ્યાસથી છોડવવાનું બાળકે માબાપપાસે માગવું એ જેમ ખોટું છે, તેમ ન સહન થાય એવાં દુઃખોને ટાળવાનું પરમેશ્વરપાસે માગવું એ પણ ખોટું છે. કઠણ અભ્યાસ શી રીતે રસવાળો અને સરળ થઈ શકે, એ જ માગવું બાળકમાટે જેમ યોગ્ય ગણાય છે, તેમ દુઃખને સહન કરવાનું સામર્થ્ય તથા તેમાંથી લાભને ખેંચી કાઢવાની બુદ્ધિ પરમેશ્વરપાસે માગવી એ જ દુઃખી મનુષ્યને માટે યોગ્ય છે. અભ્યાસના શ્રમથી અભ્યાસથી ત્રાસનાર જેમ જન્મપર્યંત મૂર્ખ રહે છે, તેમ દુઃખથી ત્રાસનાર દુઃખથી મળનારા દૈવી લાભથી સર્વદા દુર્ભાગી રહે છે.

દુઃખમાં હિતબુદ્ધિ દૃઢ થતાં, સૂર્યના પ્રકાશથી જેમ અંધકાર અળપાઇ જાય છે, તેમ દુઃખની દુઃખરૂપતા મટી જાય છે, એટલું જ નહિ પણ જે અભ્યુદય સર્વ સત્પુરુષોની ઇચ્છાનો વિષય છે, તે અભ્યુદય મનુષ્યને પ્રતિદિન ચઢતી ચઢતી કળામાં પ્રાપ્ત થવા માંડે છે.

સુખમાં અચલપણે સ્થિર થવા માટે અંતઃકરણની આવી સ્થિતિ પ્રાપ્ત કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. આ સ્થિતિ સત્વર પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો તમને ન ગમતો હોય તો ભલે દુઃખનાં રડગાણાં જ્યાં ત્યાં ચોવિશે કલાક રડ્યાં કરો; અનુભવ તમને પરિણામે શીખવશે કે મરણપર્યંત દુઃખના રાડ્યા ગાયા કરવા છતાં પણ તમારૂં દુઃખ પરમેશ્વરે કે કોઇએ જરા પણ ઓછું કર્યું નથી, એટલું જ નહિ, પણ તેમાં ઉલટો વધારો થયો છે. કારણ કે દુઃખનાં રડગાણાં રડનારનું દુઃખ ઘટવાને બદલે વધવાનો નિયમ સૃષ્ટિમાં અનાદિ કાળથી સ્થપાયેલો છે.

---

# ધ્યેયની પ્રતીતિ કરનાર સાધકના ઉદ્‌ગાર.

પદ. ( સત્સુખાન્વેષી જનોએ સર્વમાં સુખ શોધવું, એ લય. )

દિલદરીયામાં ડુબકી મારી, મોતી એક હું લાવીયો,
મૂલ્ય જેનું ન જાય આંક્યું, ભૂપનો ભૂપ હું થયો.
અન્ય પણ બહુ છે ચમત્કૃતિ;–મોતીમાં, હું શું કહું,
કલ્પવૃક્ષ કે સ્પર્શમણિ પણ,–તુચ્છ, મોતીથકી લહું.
શી પ્રભા આ મોતીકેરી, જોઇ કે નથી સાંભળી,
શુક્રચંદ્રરવિપ્રભા પણ, મોતીથી ઝાંખી કળી.
એક દૃષ્ટે મોતી જોતો, તૃપ્ત પણ હું ના થતો,
શાંતિના સાગરવિષે હું, બાહ્યઅંતર ઝીલતો.
બળ અનવધિ, મોતી જોતાં, રોમે રોમે વ્યાપતું,
સર્વ શક્તિસમેત મુજને, હુંપણું મુજ.ભાસતું-
આ શી અદ્‌ભુત દિવ્યતા આ, ઇન્દ્રિયો દર્શાવતી,
દૂર ને નિકટ દિસે સઉ, નિરાવરણ થઇ મતિ.
દિવ્ય અંજન કેમ જાણે, હોય નેત્રે આંજીયું,
જોઉં સઉનાં અંતરો હું, તિમિર નેત્રતણું ગયું.
ના રહ્યું પ્રાપ્તવ્ય કોઇ, મોતી મળતાં આ ભવે,
કર્તવ્યો જ્ઞાતવ્યો પણ સઉ, અળપાયાં આજે હવે.
દિલદરીયા કાંઠે ઉભેલા, કંઇ જનો હું ભાળતો,
મોતીને ઇચ્છે, ન પણ કો, ઉદધિભીતર પેસતો.
તટની રમણીય વસ્તુઓના, મોહમાં કંઇ રહે પચી,
વ્યર્થ કટિ કસી કંઇ રહે છે, એકલી વાતે મચી.
વાત ત્યજી મેં બાત ! છોડયો, મોહ તુચ્છ પદાર્થનો
હણી આળસ ને પ્રમાદ, લીધો, આશરો સ્વપ્રયત્નનો
રોધ્યાં નેત્રો, રોધ્યાં કર્ણો, રોધ્યો પ્રાણ ઉમંગથી,
અન્ય ત્યજીને ઉદ્યમો મેં, મારી ડુબકી વેગથી.
કષ્ટ આરંભે જણાયું, પણ ન ધૈર્યથકી ચળ્યો,
તળવિષે બળથી થયો સ્થિત, અર્થ ઈપ્સિત ત્યાં મ
આમ મેં આગ્રહે ગોતી,–કાઢયું નરહરિરૂપ મોતી,
જે છે મારૂં આત્મજ્યોતિ, દશ દિશે યશ થઈ રહ્યો.

# उपवासोपचार.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૭૨ થી. )

ઉપવાસના દિવસોમાં સ્વચ્છ જળ વારંવાર પીધા કરવું. બની શકે તેમણે વરાળનું જળ પીવું. તેની અનુકૂળતા ન હોય તો ઠંડુ સ્વચ્છ જળ પીવું. બરફ નાંખેલું પાણી ન પીવું. અર્ધે અર્ધે કલાકે અથવા કલાકે કલાકે એકેક પવાલું જળ પીવું. સામટું પાણી પી ન જવું પણ નાને નાને ઘુંટડે અટકી અટકીને પીવું. આખા દિવસમાં આઠ શેરથી દશ શેરસુધી પાણી પીવાશે તો પણ અડચણ નથી. પીવાના પાણીમાં એક અથવા બે ખાટાં લીંબુનો રસ નાંખવો, એ લાભકારક છે. એથી જળમાં રહેલા રોગજનક જંતુઓનો નાશ થઈ જળ શુદ્ધ થાય છે. જળ પીવાથી વારંવાર લઘુશંકા થાય, તેથી આકળાવું નહિ. લઘુશંકાદ્વારા જળ શરીરમાં રહેલા મળને ઓગાળીને બહાર કાઢી નાંખે છે. પ્રસંગોપાત્ત સવારે અથવા સાંજે પી શકાય એટલું ઉનું જળ અર્ધા શેરને આશરે અર્ધું લીંબું નીચોવીને પીવું, એ લાભકારક છે. એથી જઠરની બહુ જ સારી શુદ્ધિ થાય છે.

ઉપવાસના દિવસોમાં જેમ વારંવાર સ્વચ્છ જળ પીવાની અગત્ય છે, તેમ વારંવાર દીર્ઘ શ્વાસ લેવા મૂકવાની પણ અગત્ય છે. ઉપવાસથી સહજ બેચેનીજેવું જણાય કે તરત જ ટટાર ઉભા રહેવું અથવા બેસવું. છાતી આગળ કાઢવી, અને હાથને કેડઉપર મૂકી કોણીઓને પીઠની પાછળ એક એકને અડે તેમ પાસે લાવવા પ્રયત્ન કરવો. અડે નહિ તો ચિંતા નહિ. પછી વાયુને ફેફસાંમાંથી પૂરેપૂરો બહાર કાઢી નાંખી, ત્રણ પળ અટકવું. ત્રણ પળ જેટલો સમય ન સમજાય તો મનથી એક, બે, ત્રણ, એમ ગણી તરત જ ફેફસાંને વાયુથી પૂરેપૂરાં ભરવાં. પાછાં તેમને પૂરેપૂરાં ખાલી કરવાં. વળી ત્રણ ગણી ભરવાં. આ પ્રમાણે બે ત્રણ મિનિટ સુધી કરવું. આ પ્રમાણે દિવસમાં પંદર વિશ વાર કરવું.

જેમને વધારે ઉપવાસ કરવાની ઇચ્છા હોય તેમણે ત્રણ દિવસનો અખંડ ઉપવાસ કર્યા પછી ચોથે દિવસે પૂર્વે કહ્યાપ્રમાણે દ્રાક્ષ અથવા નારંગીનો રસ આરંભમાં પીવો. પછી એક મુઠી ધાણી, ચણા, વટાણા કે એવું જ કોઇ શેકેલું અનાજ સારી પેઠે ચાવીને ખાવું. મુખમાં અન્ન છેક પાણીજેવું થઇ જાય ત્યાં સુધી ચાવવું. ત્યાર પછી આખા દિવસમાં કશું જ ખાવું નહિ. પાંચમે દિવસે આખા દિવસમાં થઈને બે મુઠી શેકેલું અનાજ ખાવું, છઠ્ઠા દિવસે ત્રણ ગનારા દસે સાતમા દિવસે ચાર મુઠી ખાવું. આ પ્રમાણે સાત દિવસના ઉપવાસપછી

દુઃખમાં મિતાહારપણે લેવું. દુકાળમાંથી આવેલાની પેઠે ઠાંસી ઠાંસીને ખાવું નહિ.
દુઃખની દુઃખરૂપતા જતા દેઇને વળી જરૂર જણાય તો ત્રણ નંકારડા ઉપવાસ ભેગા કાઢવા.
નો વિષય છે, તે અહીં જતા દેઇ સાતથી તે નવ ઉપવાસ કરવા.

સુખમાં અચલપણા ઉપવાસોના અંતમાં રુચિમાં ઘણો જ સુધારો થાય છે. ખોટી મનુષ્યનું કર્તવ્ય છે. આ તદન નાશ થાય છે. સ્વાદને પારખવાની શકિત સંપૂર્ણ રીતે જ- ભરે દુઃખનાં રડગાણાં બધાં જે સ્વાદરહિત જણાતું હતું તે સર્વમાં સ્વાદ જણાય છે. સૌ કે મરણપર્યંત દુઃખના ગાઢ્યા તે ભાવે છે. ચાહ, કોફી, તમાકુ, દારૂ કે એવાં કોઇ પણ પણ એવું કશું નથી, એટલું જ નથી, તેમ જ ભારે દુર્જર પદાર્થો ખાવાની ટેવ રડગાણું રડનારનું દુઃખ પડવાને બદ આવા ઉપવાસ પછી માંસઉપરની પ્રીતિ છૂટી જાય

છે. પોતાના સ્વચ્છ થયેલા શરીરને વ્યસનોથી તથા માંસજેવા અસ્વાભાવિક આહારથી ભ્રષ્ટ કરતાં તેને કમકમી આવે છે.

દારૂનું અથવા તમાકુનું વ્યસન છોડવા અમારે શું કરવું, એવો પ્રશ્ન ઘણા મનુષ્યો કરે છે. અત્ર લખેલા ઉપવાસના ઉપચારનું સેવન, ગમે તેવા દારૂના અથવા તમાકુના કે ચાહાના કે કોફીના દૃઢ વ્યસનને છોડવાનો, વગર પૈસાનો પ્રત્યેક મનુષ્ય ઘેર બેઠે કરી શકે એવો સરલ ઉપાય છે.

પૂર્વે જણાવ્યું છે તેમ ઉપવાસનો હેતુ શરીરમાંથી કચરો કાઢી નાંખવાનો છે, અને તેથી કરીને શરીરમાંથી કચરો કાઢનાર બીજાં સાધનોને પણ ઉપવાસના દિવસોમાં ઉપવાસની સાથે યોજવાં, એ ઉપવાસના શુભ ફળને સત્વર પ્રકટાવવામાં બહુ મદદગાર થઈ પડે છે. આમ હોવાથી કસરત કે જે શરીરમાંથી કચરાને કાઢનાર બહુ બળવાન્ સાધન છે, તેને પણ ઉપવાસ કરનારે ઉપવાસની સાથે સાધવા ઉદ્યમી થવું અધિક યોગ્ય છે.

કસરત બે પ્રકારની હોય છેઃ એક ગૌણ અને બીજી મુખ્ય. ગૌણ કસરતમાં માત્ર શ્વાસ જ લેવામૂકવાનો હોય છે; શરીરના કોઈ અવયવ બુદ્ધિપૂર્વક તેમાં હલાવવાના હોતા નથી, પરંતુ મુખ્ય કસરતમાં શરીરના વિવિધ અવયવો બુદ્ધિપૂર્વક હલાવવાના હોય છે.

સુદૃઢ આરોગ્યને માટે બંને પ્રકારની કસરતની જરૂર છે. એકને આદરપૂર્વક સેવવાથી અને બીજીની ઉપેક્ષા કરવાથી યથેચ્છ આરોગ્ય પ્રાપ્ત થતું નથી.

ઉપવાસ કરનાર સુદૃઢ આરોગ્યની અપેક્ષાવાળો હોવાથી તેણે બંને પ્રકારને સેવવા જોઇએ. પ્રથમ ગૌણ કસરતવિષે વિચાર કરીએ.

ગૌણ કસરતમાં યોગ્ય પ્રકારે કરવામાં આવતી શ્વસનક્રિયાનો સમાવેશ થઇ જાય છે. યોગ્ય શ્વસનક્રિયાથી શરીર અને મન બંને બળવાન થાય છે. જે હવા આપણે શ્વાસમાં લેઇએ છીએ તેમાં આપણા આયુષ્યને સ્થિર રાખનાર સઉથી અધિકમાં અધિક જીવનતત્ત્વ રહેલું છે. સ્વચ્છ હવામાં બીજાં કેટલાંક જીવનપ્રદ તત્ત્વો હોવા ઉપરાંત લગભગ ૮૦ ભાગ નાઇટ્રોજન અને ૨૦ ભાગ ઓક્સીજન રહેલું છે. હવાના પ્રવાહને ફેફસાંમાં જતો અટકાવવાથી શરીરરૂપી યંત્રનું સઘળું જ સાંચાકામ તરત જ બંધ પડી જાય છે. આમ હવાવિના શરીરનો સંચો ચાલી શકતો નથી તો પછી તે હવા કેવી રીતે શ્વાસમાં લેવાથી આપણને સઉથી વધારેમાં વધારે પોષણ મળે, તે જાણવું મનુષ્યમાત્રને કેટલું બધું અગત્યનું છે, તે સહજ સિદ્ધ થાય છે.

અત્ર શ્વસનક્રિયાનો જે વિધિ લખવામાં આવે છે, તેનું પાલન કોઈ મનુષ્ય ગમે તે રોગથી પીડાતો હશે, અથવા શરીરે ગમે તેવો દુર્બળ હશે તો પણ આગ્રહથી કેટલાક માસ કરશે તો બળવાન્ શરીરને તથા સુદૃઢ આરોગ્યને પ્રાપ્ત કર્યા વિના રહેશે જ નહિ.

સવારમાં નિદ્રામાંથી જાગ્રત્ થવામાં આવે કે પ્રથમ ફેફસાંમાંથી સઘળી હવા પ્રશ્વાસવડે બહાર કાઢી નાંખવી. હવા બહાર કાઢતી વખતે પેટના ભાગને અંદરથી ઉપર સંકોચતા જવું. આમ કરવાથી ફેફસાં પૂરેપૂરાં ખાલી થશે, અને રાત્રિના સમયમાં તેમાં ભરાઈ રહેલી સઘળી અશુદ્ધ હવા બહાર નીકળી જશે. આ ફેફસાંને ખાલી કરવાની ક્રિયા દિવસે પણ પ્રસંગે પ્રસંગે જ્યારે જ્યારે સાંભરે ત્યારે કરતા રહેવું. એમ કરવાનું કારણ સ્પષ્ટ છે. એક તો ફેફસાંમાં રહેલી ઝેરી હવા સંપૂર્ણ રીતે તેમ કરવાથી બહાર નીકળી જાય છે; અને બીજું તેમ કર-

# પ્રાસંગિક ઉક્તિઓ.

—તમે કયા પક્ષના છો, નરમ પક્ષના કે ગરમ પક્ષના ? આ પ્રશ્ન આજે કેળવાયલા મનુષ્યો પરસ્પરને કરતા જ્યાં ત્યાં જોવામાં આવે છે; અને પ્રશ્ન કરનાર તથા ઉત્તર આપનાર બંને ભિન્ન ભિન્ન પક્ષનાં હોય છે, તો બંને વચ્ચે થોડો અથવા ઘણો ચકમક ઝર્યા વિના રહેતો નથી.

—બંને પક્ષનો ઉદ્દેશ એક જ છે; બંને દેશહિતચિંતક છે, અને બંને દેશહિતને માટે પ્રયત્ન કરનારા છે, તથાપિ બંનેના મોટા ભાગમાં વિલક્ષણ વિરોધ પ્રકટ્યો છે, અને પ્રતિદિવસ તે વધતો જાય છે. ઘણા સમજુ મનુષ્યો આ જોઇ ખેદને દર્શાવે છે.

—બંને પક્ષે કાર્ય કરવાને ધારણ કરેલી નીતિ અને રીતિ પૃથક્ પૃથક્ હોવાથી આ વિરોધનું બળ તૂંખાયું છે, એમ કહેવાય છે. નરમપક્ષને નરમ ઉપાયોવડે અર્થાત્ રાજ્યના સ્થાપિત કાયદાની મર્યાદામાં રહીને દેશહિત સાધવું છે; ગરમપક્ષને, રાજ્યનાં સ્થાપિત કાયદા પ્રજાને અધિક અને અધિક દુર્બળ કરનાર અને અવનતિમાં લેઇ જનાર હોવાથી, જરૂર પડે તો તે કાયદાનું અતિક્રમણ કરીને પણ દેશહિત સાધવું છે. વિરોધનો અગ્નિ ભડભડ વધી જવાથી પ્રજાના શાંત અગ્રેસરોનાં શાંત મગજ પણ ધમધમી ગયાં છે.

—ગરમપક્ષ નરમપક્ષને કહે છે, તમારા વિચારપ્રમાણે આજ બાવિશ વર્ષ જેટલા દીર્ઘસમય સુધી કામ કરવા છતાં, જાણવા જેવો કશો જ શુભ પરિણામ હજી સુધી આવ્યો નથી, તેથી તમારી કાર્યનીતિ દોષવાળી છે, અને તેમ હોવાથી તેને હવે વધારેવાર અનુસરવું, એ સમયનો અને દ્રવ્યનો વ્યર્થ ક્ષય કરનાર છે. આથી તે નીતિને દૂર મૂકી અમારી નીતિને હવે ધારણ કરો, અને અમારા વિચારને તમે મળતા ન આવતા હો તો નૌકાનું સુકાન અમને સ્વાધીન કરી દો. પછી અનુભવ કરી જુઓ, અમે શું કરીએ છીએ તે. નરમ પક્ષ ઉત્તર આપે છે, તમારી નીતિ આચારમાં મૂકવા જેવો સમય હજી આવ્યો નથી; હમણાં જ એને આચારમાં મૂકતાં લાભકરતાં હાનિ વધારે થાય એમ છે. જેમની સાથે કામ લેવાનું છે, તેમનું બળ અમર્યાદ છે; અને અમર્યાદ બળવાળાસાથે નિર્બળનું યુદ્ધ, નિર્બળના જ વિનાશમાં ઉતરે છે.

—ગરમ પક્ષ કહે છે, નિર્બળે સબળના ભયથી નિત્ય ભયભીત રહેવું, એ તેને ઉત્તરોત્તર અધિક અને અધિક બીકણ અને કાયર કરનાર છે. સબળની સાથે બાથ ભીડતાં જ નિર્બળને સબળ થવાનો સંભવ આવે છે. તે આરંભમાં પછડાય છે, અને માર પણ ખાય છે, એ ખરૂં છે, પણ એ પછડામણ અને એ માર, તેનાં હાડકાંને કસનાર છે; તેના શરીરની સ્ત્રીજેવી કોમળતાને દૂર કરનાર, અને તેના બીકણ બિલાડીપણાને ટાળનાર છે. અનેક યુદ્ધોમાં બળાત્કારથી ચઢનાર કાયરોમાં પણ અભ્યાસથી શૌર્ય આવે છે, અને વિષયસુખની લાલસાથી અંત:પુરમાં ગોંધાઇ રહેનાર શૂરવીર યોદ્ધાઓનું વીરત્વ પણ, વગરવપરાયલી તરવારની પેઠે કટાઇ જાય છે. દૈન્ય ભારતપુત્રોના પ્રજામાંથી એકદો કાઢી નાંખનાર છે; અદીનતા, અનમીપણું, સ્વમાન, સ્વાતંત્ર્યભક્તિ તેમને પ્રજાઓના તિલકરૂપ કરનાર થાય છે.

—ઉભય પક્ષમાંથી કયા પક્ષના વિચારે પ્રજાએ અધિક સ્વીકારવા યોગ્ય છે, એ પ્રશ્ન આજે થોડો મહત્વનો નથી. ઉભય પક્ષનો ઉદ્દેશ એક જ હોવાથી સમગ્ર આર્યપ્રજાને તે માન્ય છે. પણ કયા પક્ષની કાર્યનીતિ અધિક ગ્રહણ કરવા યોગ્ય છે ? આહ ! ગુંચ આ જ જગાએ છે ! ગાંઠ જેવી તેવી નથી, અને છોડવામાં અત્યંત સૂક્ષ્મ બુદ્ધિની અગત્ય છે.

રનો લાભ થયા વિના રહેતો જ નથી. તે કરવાનો સૌથી ઉત્તમ સમય સવારનો છે. પ્રાતઃકાળની શ્વસનક્રિયા કર્યા પછી તરત જ આ કસરત ચત્તા સુતેલી સ્થિતિમાં જ કરવી. આરંભમાં સઘળા અવયવોને શિથિલ નાંખી દેવા. પછી એક દીર્ઘ શ્વાસ લેઇને ફેફસાં ભરવાં. પછી હાથને અને પગને લાંબા પસારીને પગથી તે માથાસુધી શરીરના દરેક અવયવને તંગ કરવા. આળસ ખાતી વખતે છાતીને અને હાથને જેમ આપણે અક્કડ કરીએ છીએ તે રીતે આખા શરીરને તંગ કરવું. અવયવોની આ તંગ સ્થિતિમાં જ ફેફસાંમાં ભરેલા વાયુને બને ત્યાં સુધી રોકી રાખવો. વાયુને રોકી રાખેલી આ સ્થિતિમાં આખા શરીરને જેમ બને તેમ વધારે તંગ રાખવામાં સાવધાનતા રાખવી, કારણ કે આ કસરતનો સઘળો લાભ મુખ્યત્વે કરીને શરીરને આ સ્થિતિમાં તંગ રાખવા ઉપર રહેલો છે. પછી વાયુને ધીરે ધીરે બહાર કાઢવો, અને તેને બહાર કાઢતી વખતે આખા શરીરને પહેલાંના જેવું જ સંપૂર્ણ ઢીલું કરી નાંખવું. આ પ્રમાણે ત્રણ મિનિટ કરવું.

શરીરનો પ્રત્યેક અણુ જીવનમય વિદ્યુતથી ભરાય છે, એવો વિચાર આ કસરત કરતી વખતે કર્યા કરવો. સાંજે સુતી વખતે પણ આ કસરત કરવાની જેમને અનુકૂળતા હોય તેમણે કરવી. આ કસરત કરવામાં સમય બહુ જ થોડો જાય છે, અને તો પણ તેનો લાભ બીજી કસરતોના જેવો જ, અથવા યથાર્થ એકાગ્રતાપૂર્વક કરવામાં આવે છે, તો તેથી પણ વધારે મળે છે. જ્યારે આખા શરીરના અવયવોને તંગ કરવામાં આવે છે, ત્યારે શરીરના જે જે અણુઓ નિઃસત્ત્વ થઇ ગયા હોય છે અને શરીરમાં કચરારૂપે પડ્યા રહ્યા હોય છે તે સર્વ વેગથી શરીરની બહાર નીકળી જાય છે.

ઉપવાસ કરનારે ઉપવાસના દિવસોમાં ઉપર વર્ણેલી ગૌણ તથા મુખ્ય કસરતો આગ્રહથી કરવી. તેઓ શરીરને શ્રમિત કરી નાંખે, એવી કંઇ ભારે નથી. ઉલટી શરીરમાં તે જીવનતત્ત્વને ભરનાર હોવાથી ઉપવાસના દિવસોમાં થતી ગ્લાનિને મટાડનારી છે.

ઉપવાસ કરનારે સૂર્યના તડકામાં જ્યારે જ્યારે અનુકૂળતા મળે ત્યારે જવું, અને થોડા દીર્ઘ શ્વાસ લેઇને સૂર્યમાંથી વહેતા જીવનવડે પોતાના શરીરને પૂર્ણ કર્યા કરવું. આ સઘળું ખરા મનપૂર્વક કરનારને ઉપવાસનું કષ્ટ જણાશે નહિ, એટલું જ નહિ, પરંતુ આહારવિના વાયુઉપર, પ્રકાશઉપર, તથા જળઉપર રહેવું કેટલું શક્ય છે, તે સમજાશે.

(અપૂર્ણ).

---

## ચાહા અને કોફીના પરિણામ.

ચાહા અને કોફી નિર્દોષ પીવાના પદાર્થો છે, એમ ઘણા મનુષ્યો જાણે છે, અને તેથી તેને તેઓ હોંસે હોંસે નિત્ય પીએ છે. ફ્રાન્સના પ્રસિદ્ધ ડોક્ટર ચાર્લ્સ ફ્રેર્નેટ કહે છે કે બહુ જ ઓછા પ્રમાણમાં પણ કોફી પીવાથી આખું શરીર તપી જાય છે, જ્ઞાનતંતુઓ ઉશ્કેરાય છે, ચીડીયાપણું વધે છે, સ્નાયુઓ ઉત્તેજિત થાય છે, હૃદયના ધબકારા વધવાનો વ્યાધિ થાય છે, અને 'યુરીયા' નામના વિષની શરીરમાં વૃદ્ધિ થાય છે. કોફીનું જેમને હમેશનું વ્યસન હોય છે તે સર્વને ઉપર ગણાવેલા સર્વ લાભ (!) થવા ઉપરાંત નિદ્રા ન આવવાનો તથા પચનક્રિયામાં ગંભીર બિગાડ થવાનો રોગ થાય છે. તેનાથી શરીરમાં થોડી વાર હોંશિયારી આવેલી જણાય છે, પણ પાછળથી મનોબળનો તે ક્ષય કરી નાંખે છે. આથી કોફીના વ્યસનીઓ ચા-

ડીયા, બીકણુ, અને વ્યાકુળ મનવાળા હોય છે, તથા જ્ઞાનતંતુની નબળાઈથી થનારા સઘળા જ વ્યાધિઓના તેઓ ભોગ થઈ પડે છે. ચાહાનું પણ એમ જ છે. ચાહાનો એક જ પ્યાલો મનને આવેશવાળું કરે છે, અને નિદ્રાનો નાશ કરે છે, અને બહુ કડી ચાહા તો શરીરમાં તીવ્ર ઝેરને પ્રસરાવી મનનો ઉકળાટ, જ્ઞાનતંતુઓની અવ્યવસ્થા, હૃદયના ધબકારાની વૃદ્ધિ, પ્રસ્વેદ, અને પ્રસંગોપાત્ત મગજના ઉન્માદને મળતિ સ્થિતિ ઉપજાવ્યાવિના ભાગ્યે જ રહે છે. ચીનમાં આવા વ્યાધિથી ઘણા મનુષ્યો પીડાય છે, એ સુપ્રસિદ્ધ છે, એટલું જ નહિ પણ ઈંગ્લિશ અને અમેરિકન વૈદ્યોના અનુભવમાં પણ આવાં અનેક ઉદાહરણો આવ્યાં હોય છે. અન્નઉપર રુચિનો અભાવ, અપચો, અને આખી પચનેંદ્રિયમાં અવ્યવસ્થા એ તો સઘળા જ ચાહા પીનારાઓમાં જોવામાં આવે છે. કોફીકરતાં પણ ચાહાની હૃદયઉપર વધારે ખરાબ અસર થાય છે. બ્રિટિશ મેડિકલ જર્નલ કહે છે કે કેટલાક મનુષ્યોને ચાહા બહુ સખ્ત ઝેર જેવી અસર કરે છે. વૈદ્યવિદ્યામાં અગ્રણી ગણાતા વિદ્વાનોમાંનો એક વિદ્વાન કહે છે કે 'ચાહાએ મારા આયુષ્યનાં ઉત્તમમાં ઉત્તમ વિશ વર્ષ ખરાબ કર્યાં છે. હૃદયમાં શળ નાંખવાથી જે ભયંકર વેદના થાય છે, તેવું દુઃખ તેનાથી મને થતું. વળી તેનાથી મારા સાંધામાં મને પક્ષાઘાત થયા જેવું જણાતું.' આટલું છતાં હમણાં ચાહા અને કોફીનો પ્રસાર ચેપી રોગની પેઠે ચારે દિશાએ વધતો જાય છે, એટલું જ નહિ, પણ નાનાં બાળકોને અજ્ઞાન માબાપો અને વડિલો આ પ્રાણહર વિષનું વ્યસન પ્રીતિથી પાડે છે, એ થોડું ખેદજનક નથી.

---

## ફેફસાંના વ્યાધિ મટવામાટે શું કરવું ?

ક્ષય, શ્વાસ વગેરે ફેફસાંના વિવિધ વ્યાધિઓ થવાનું મુખ્ય કારણ દોષવાળી શ્વસનક્રિયા છે. પ્રત્યેક શ્વાસ લેતી વખતે ફેફસાં વાયુથી પરિપૂર્ણ ભરવામાં નથી આવતાં, અને શ્વાસ બહાર કાઢતી વખતે પૂરેપૂરાં ખાલી કરવામાં નથી આવતાં તો આરોગ્ય બગડે છે, એટલું જ નહિ, પણ ક્ષય વગેરે વ્યાધિ થવાના સંભવો આવે છે.

ક્ષય, શ્વાસ વગેરે ફેફસાંના વ્યાધિઓનો સફળ ઉપાય જો આજ સુધી જણાયો હોય તો તે એક જ છે, અને તે એ કે ખુલ્લી હવામાં રોગીએ રાત્રિદિવસ રહેવું, અને બને તેટલા અધિક પ્રમાણમાં સ્વચ્છ હવાને ફેફસાંમાં ભરવી.

આરોગ્યમાટે સ્વચ્છ હવાની અનિવાર્ય અગત્ય સઘળા જ સ્વીકારે છે, અને ઘણાં મનુષ્યો દીર્ઘ શ્વાસવડે ફેફસાંને વાયુથી પરિપૂર્ણ ભરવાનો પ્રયત્ન પણ કરે છે, તથાપિ એકલી દીર્ઘ શ્વસનક્રિયાથી અથવા ખુલ્લી હવામાં રહેવાથી ધારેલો લાભ થતો નથી. યથાર્થ શ્વસનક્રિયા થવાને માટે તથા શુદ્ધ હવાનો ખરેખરો લાભ જણાવા માટે, છાતીને ટટાર રાખવાની બહુ જ અગત્ય છે.

ટટાર ચાલવાથી, ટટાર બેસવાથી અને ટટાર ઉભા રહેવાથી ક્ષય વગેરે ફેફસાંના સઘળા જ વ્યાધિઓ કેવળ નિર્મૂળ થાય છે. એટલું જ નહિ પરંતુ તેથી ઉત્તમ પ્રકારનું આરોગ્ય પ્રાપ્ત થાય છે.

સુદૃઢ આરોગ્યને માટે છાતીમાંથી ટટાર રહેવાની, ચાલતાં, બેસતાં, તથા ઉભા રહેતાં કેટલી બધી અગત્ય છે, તેને થોડા જ મનુષ્યો સમજે છે. આરામખુરશીઉપર અથવા આ-

રીતપૂર્વક લાંબા થઇને પડ્યા રહેવું, અથવા વાંકા વળીને ડાશાની પેઠે બેસવું, એને જ સુખ-ાળી સ્થિતિ ઘણા માને છે. પણ શરીરની આ પ્રકારની સ્થિતિ વિવિધ રોગની હેતુ છે.

ફેફસાંમાં ક્ષયના કે બીજા કોઇ વ્યાધિના જંતુ હોય છે ત્યારે જ્યાં સુધી ટટાર ચાલવા-માં, ઉભા રહેવામાં અથવા બેસવામાં અખંડિતપણે અને આગ્રહથી નથી આવતું ત્યાં સુધી શુદ્ધ હવા અને કસરત કરશો જ લાભ કરતાં નથી. કારણ કે વાંકા બેસવાથી, ઉભા રહેવાથી કે ચાલવાથી શુદ્ધ હવા, ફેફસાંમાં જ્યાં રોગના જંતુઓ હોય છે, ત્યાં સુધી કદી પણ પ્રવે-શ કરી શકતી નથી; અને શુદ્ધ હવાનો જંતુઓને સ્પર્શ થયા વિના તેઓનો નાશ કદી પણ થતો નથી.

વાંકા વળીને જ્યારે બેસવામાં અથવા ઉભા રહેવામાં આવે છે ત્યારે ખભાઆગળનાં હાડકાંનો કેટલોક ભાગ છાતી અને ફેફસાંઉપર આવેલી કોમળ ત્વચાઉપર દબાય છે, અને આ ત્વચાનું દબાણ ફેફસાંઉપર થવાથી તેઓ સ્વતંત્રપણે ક્રિયા કરવાને અસમર્થ થાય છે. આમ થતાં તે દબાયલા ભાગમાં રોગના જંતુઓને પોતાનું થાણું જમાવવાનો અને પોતાની વસ્તીનો વધારો કરવાનો અવકાશ મળે છે. આની આ સ્થિતિ કાયમ રહે છે તો ફેફસાંનો ભાગ ક્રમે ક્રમે વધારે અને વધારે બગડતો ચાલે છે. આ હાનિથી ઉગરવાનો સરળ અને સફળ માર્ગ ઉપર કહ્યો તે જ છે, અને તે એ કે છાતીને આગળ કાઢીને, તથા ખભાને ઉંચા કરીને તથા પીઠ ભણી નાંખીને હમેશાં બેસવું ચાલવું, તથા ઉભા રહેવું; અને આવી સ્થિતિમાં જ સ્વચ્છ હવામાં દીર્ઘશ્વાસ પ્રશ્વાસ કરવો.

વાંકા વળેલી સ્થિતિમાં દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કરવાથી લાભને બદલે હાનિ થાય છે. કારણ કે વાંકા વળીને બેસવાથી હાડકાનું જે ભાગમાં દબાણ થયું હોય છે ત્યાં થોડો ઘણો સોજો આવ્યો હોય છે. વાંકા વળેલી હાલતમાં વધારે શ્વાસ લેવાથી હાડકું તે સોજો આવેલા ભાગમાં વધારે જોરથી દબાય છે, અને તેથી જેમ ઠેસ વાગેલા પગે ફરી ઠેસ વાગવાથી સોજો વધારે આવે છે, તેમ ફેફસાંમાં પણ થાય છે. એથી ઉલટું જ્યારે ટટાર બેસવામાં આવે છે ત્યારે તે સોજો આવેલા ભાગઉપરથી હાડકું ઉંચું થવાથી ત્યાં બખોલ થાય છે, અને તેથી દીર્ઘશ્વાસ આપોઆપ લેવાયછે તથા તે બખોલમાં શુદ્ધ હવા આવતાં જંતુઓ તેના સ્પર્શથી મરી જાયછે.

જે પ્રકારની કસરતોવડે છાતી આગળ નીકળે, ખભા ઉંચા થાય, અને પાછળ પડતા રહે, તેવી કસરતો કરીને, પ્રત્યેક મનુષ્યે સુદૃઢ આરોગ્યને માટે ટટાર બેસવાનું, ચાલવાનું તથા ઉભા રહેવાનું બળ પ્રાપ્ત કરવું જોઇએ.

---

# योगिनी.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૧ થી. )

## પ્રકરણ ૨૩.

### અમારો ગૃહસ્થાશ્રમ—ચાલુ.

ગયા પ્રકરણમાં લખ્યા પ્રમાણેના વ્યવહારમાં, નિત્ય અમારો મધ્યાહ્નસુધીનો સમય વહેવા લાગ્યો. જમ્યા પછી અમે ઉભય અમારા એકાંતાલયમાં સાથે બેસતાં તથા અમારા પો-તાના તથા પરના કલ્યાણના વિવિધ વિચારો કરતાં. આ વિચારોમાંથી જે જે વિચારો અમને

આચારમાં મૂકવા યોગ્ય જણાતા તે તે વિચારો અમે આચારમાં મૂકતાં. વળી અવકાશાનુસાર અમે વિવિધ લોકોપયોગી લેખો લખતાં, તથા તેમને પ્રસિદ્ધ કરતાં. પ્રસંગોપાત્ત રોગીઓને ત્યાં જવાના અને તેમને બોધ આપવાના, અમારા નિશ્ચયને પણ અમે બન્યો તેટલો આચા માં મૂક્યો હતો, અને અમારા પ્રયત્નના પ્રમાણમાં તેનું બહુ ઉત્તમ ફળ આવ્યું હતું. આ સ કરવા છતાં અમે અમારી પોતાની વૃદ્ધિને અને વિકાસને વિસરી ગયાં ન હતાં.

એક દિવસે સાંજે અમે અમારા ઉપવનમાં ફરતાં હતાં એટલામાં કોઇ એક બ્રાહ્મ નીચેનો શ્લોક મોટેથી બોલતો અમારા સાંભળવામાં આવ્યો. યોગિનીએ મને પૂછ્યું, ભગવન આ મનુષ્ય શું બોલે છે? મેં કહ્યું, દેવિ! તે કોઈ સ્વજનોના સંબંધથી ત્રાસેલા દુઃખી મ ષ્યનાં વચન જણાય છે. જો! સાંભળ તે કહે છે કે.

अंबा तुष्यति न मया, न तया नतया न सांवया न मया ।
अहमपि न तया न तया, वद राजन्! अत्र कस्य दोषोऽयम् ॥

આ શ્લોક પોતાના ઘરમાં નિત્ય ક્લેશનો અનુભવ કરનાર કોઈ ગૃહસ્થે ઉચ્ચરેલો હો એમ જણાય છે. તેનો ભાવ એવો છે કે મારા ઘરમાં મારી મા, તેને સંતોષ આપવાનો નિત્ય ગમે તેટલો પ્રયત્ન કરું છું તોપણ સંતોષને પામતી નથી. એ મારી મા મારાથી સ તોષને પામતી નથી એટલું જ નહિ, પણ અત્યંત નમ્રતાથી વર્તનારી અને ગરીબ ગાયજેવ મારી સ્ત્રીથી પણ સંતોષને પામતી નથી. આ પ્રમાણે જ્યારે મારી મા મારાથી અને માર સ્ત્રીથી સંતોષને પામતી નથી, ત્યારે મારી સ્ત્રી મારી માથી અને મારાથી સંતોષને પામત નથી. આ પ્રમાણે અમારા ઘરમાં ચાલે છે, તેમાં જે હું છું તે વળી મારી માથી પણ સ તોષને પામતો નથી, તેમ મારી સ્ત્રીથી પણ સંતોષને પામતો નથી; અર્થાત્ અમે ત્રણે પરસ્પ રથી અત્યંત અસંતુષ્ટ છીએ તો અમારા ઘરની આવી સ્થિતિ હોવામાં, કહો કોનો દોષ છે

યોગિનીએ ખેદયુક્ત મુખમુદ્રા કરતાં કહ્યું, ભગવન્! જે ઘરમાં રહેનાર સર્વ મનુષ્યોને એ બીજાસાથે અણબનાવ હોય છે, તે ઘરના જેવું દુઃખી સ્થાન, મને લાગે છે કે ભાગ્યે જ બીજું કોઇ હશે. પરમેશ્વર પ્રેમ અથવા આનંદસ્વરૂપ છે, અને તેથી જે ઘરમાં મનુષ્યોને પર સ્પર પ્રેમ નથી, ત્યાં પરમેશ્વર નથી જ એ સહજ સિદ્ધ થાય છે. અને પરમેશ્વરનો ઘરમાંથ અભાવ અર્થાત્ અભાન થતાં કયું ઘર સુખી હોઇ શકે?

મેં કહ્યું, હે સત્યને વદનારી! તું કહે છે તેમ જ છે. જ્યાં પ્રેમ નથી, ત્યાં પરમેશ્વ નથી, અને પરમેશ્વર નથી ત્યાં સુખ નથી, એ યથાર્થ જ છે. આ જગતમાં જ્યાં જ્યાં દુઃખ જોવામાં આવે છે ત્યાં ત્યાં પ્રેમનો અભાવ અથવા ન્યૂનતા એ જ કારણ છે, અસંખ્ય પ્ર કારના કજીયા, લડાઇઓ, અને વિરોધોનું મુખ્ય કારણ આ પ્રેમનો અભાવ જ છે. જે અંતઃક રણમાં યથાર્થ અથવા પૂર્ણ પ્રેમ વર્તી રહ્યો છે, તેને કોઇની સાથે વિરોધ અથવા લડાઇ હોત જ નથી. પ્રેમનું અંતઃકરણમાંથી અભાન થતાં જ વૈર, દ્વેષ, ક્રોધ, શોક વગેરે મહા હાનિકાર વિકારો પ્રકટે છે. આથી જ સત્શાસ્ત્રો સર્વાત્મભાવના, એટલે ચરઅચર સર્વમાં પોતાના આ ત્માજેવો જ પ્રેમ રાખવાનો પ્રબોધ આપે છે. પ્રિય દેવિ! તું જાણે જ છે કે જે મહાપુરુ ષોનાં અંતઃકરણમાં ભૂતમાત્ર પ્રતિ આવો વિશુદ્ધ પ્રેમ પ્રકટ્યો હોય છે. તેઓ કેવા નિર્વિકા અંતઃકરણના હોય છે!

તે બોલી; ભગવન્! આપનું કહેવું યથાર્થ છે. આપણા સદ્ગુરુશ્રીના વિશુદ્ધ હૃદયને આપણને અનુભવ જ છે. વળી મને તો જેમને હું બાળપણથી 'ગુરુ' કહેતી આવી છું

તેમના નિર્વિકાર હૃદયનો ગાઢ પરિચય થયો છે. ભગવન્ ! જ્યાં પ્રેમ હોય છે, ત્યાં જ સર્વ સંપત્તિઓ આવીને વસે છે, અને જ્યાં ક્લેશ અને કંકાસ હોય છે, ત્યાંથી પ્રાપ્ત સંપત્તિઓ પણ જતી રહે છે, એવું જે આપણા વૃદ્ધો કહેતા આવ્યા છે, તે અત્યંત સત્ય છે.

હું બોલ્યો, વિરોધથી થનાર હાનિઓ, અને સર્વપ્રતિ પ્રેમ ધરવાથી પ્રકટનાર સુખો જો મનુષ્યોના જાણવામાં, જેમ છે તેમ યથાર્થ આવે તો ભાગ્યે જ તેઓ વિરોધને પોતાના હૃદયમાં ક્ષણવાર પણ સ્થાન આપે, અને પ્રેમને નિરંતર સેવ્યા વિના રહે; પરંતુ આ જગત્ ભણી જોતાં એમ જ ભાન થાય છે કે મનુષ્યોને દુઃખ જ જાણે વહાલું હોય, અને સુખ તેમને ગમતું પણ ન હોય. જો એમ ન હોય તે સુખ પ્રાપ્ત કરવાના આટલા આટલા ઉપાયો, સત્શાસ્ત્રો અને સત્પુરુષો પ્રબોધે છે, તોપણ તેઓ તેના ઉપર જરા પણ કાન માંડતા જણાતા નથી, તેવું બને ?

તેણે કહ્યું, પ્રભો ! ઉપર ઉપરથી જોનારને તો આપ કહો છો, એમ જ ભાસે તેમ છે, પરંતુ ખરૂં જોતાં જગતને દુઃખ વહાલું નથી, પણ સુખ જ વહાલું છે. તેઓ સુખને માટે જ રાત્રિદિવસ મરી મથે છે. સત્પુરુષોએ પ્રબોધેલા ઉપાયોથી સુખ મળવાની જેમની જેમની ખાતરી થાય છે, તેઓ તો તે ઉપાયો સેવે જ છે, પણ જેમને ખાતરી નથી, અથવા જેમને તે ઉપાયોનું જ્ઞાન નથી, તેઓ જ માત્ર સુખને મેળવવાના પોતાને સૂજતા ઉપાયો કરે છે. ઘણાને ઉપાયોનું જ્ઞાન હોય છે, પણ તેમને કેમ સિદ્ધ કરવા તે જ તેમને આવડતું નથી, અથવા ફાવતું નથી. પોતાના ઘરમાંથી વિરોધને ટાળવો સર્વને જ ગમે છે; પણ વિરોધી મનુષ્યોને અનુકૂળ કરવાં શી રીતે ? મનુષ્યોના હૃદયમાં એટલું અજ્ઞાન વ્યાપી રહેલું છે કે જો તેમને કોઈ બોધ દેવા જાય છે તો તેઓ તેને કરડવા ધાય છે. આપણાં આર્યકુટુંબોમાં ઘણાં ઘરોમાં, જુઓને કેટલો બધો ક્લેશ વ્યાપી રહ્યો છે ! સમજુ પતિ, પોતાની માતાને સંતાપતી સ્ત્રીને બે બોધનાં વચનો કહીને જો સુધારવા જાય છે, તો અજ્ઞાન સ્ત્રી તેને હજાર કટુ વચનો સંભળાવે છે. કદાચ માતા સ્ત્રીને ત્રાસ આપતી હોય અને તેને કંઈ શિખામણની વાત કહેવા જાય છે, તો તેને અનેક તીક્ષ્ણ વચનોનાં બાણથી વીંધી નાંખે છે. આવી સ્થિતિમાં બોધ શી રીતે આપવો, અને એકબીજાસાથે દિવસમાં સેંકડો વાર લડતાં સંબંધીઓને પરસ્પર પ્રેમ ધરનારાં શી રીતે કરવાં, એની ચિંતામાં સમજુ પુરુષ સુકાઇને અર્ધો થઈ જાય છે. આમાં પુરુષ જો અજ્ઞાન હોય છે તો તો ગૃહક્લેશના અગ્નિમાં ઘી હોમવા જેવું જ થાય છે. દયાળુ દેવ ! આપણાં આ આર્ય કુટુંબોનો સંસાર સુધરે, કુટુંબી જનો સર્વ પરસ્પર હળીમળીને પ્રેમથી રહે, અને આ ત્રાસથી ભરેલા ગૃહસ્થાશ્રમોમાં પૂર્ણિમાની જ્યોત્સ્નાજેવી શીતળ શાંતિ વ્યાપી રહે, એવો કોઇ ઉપાય શું નહિ હોય ?

મેં કહ્યું, હે દયાર્દ્ર હૃદયવાળી ! ઉપાય ન હોય એવું કંઈ હોય ? જગતમાં ઉપાય તો સઘળાના જ છે; પણ ઉપાયને આચારમાં મૂકનારાના જ ટોટા છે. તું ઘેરે ઘેર શાંતિ વ્યાપી રહે, એવું ઇચ્છે છે, અને તારી એ ઇચ્છા અત્યંત પ્રશસ્ય છે, પણ તને ખબર નથી કે આ જગત્ સત્ત્વ, રજસ્, અને તમસ્ એ ત્રિગુણનું કાર્ય હોવાથી, શાંતિ જે એકલા સત્ત્વનો જ ગુણ છે, તે આખા જગતમાં શી રીતે વ્યાપી રહે ? તો પણ જેમ આજે મોટે ભાગે જ્યાં ત્યાં ક્લેશ જોવામાં આવે છે તેમ મોટે ભાગે જ્યાં ત્યાં શાંતિ વ્યાપી રહે, એવું બનવું સંભવે છે; અને તેથી જ તેવું કરવાનો સત્પુરુષોનો પ્રયત્ન ઉચિત ગણાય છે. હા, વિરોધી

# प्रासंगिक उक्तिओ.

—તમે કયા પક્ષના છો, નરમ પક્ષના કે ગરમ પક્ષના ? આ પ્રશ્ન આજે કેળવાયલા મનુષ્યો પરસ્પરને કરતા જ્યાં ત્યાં જોવામાં આવે છે; અને પ્રશ્ન કરનાર તથા ઉત્તર આપનાર બને ભિન્ન ભિન્ન પક્ષનાં હોય છે, તો બંને વચ્ચે થોડો અથવાઘણો ચકમકઝર્યાવિના રહેતો નથી.

—બંને પક્ષનો ઉદ્દેશ એક જ છે; બંને દેશહિતચિંતક છે, અને બંને દેશહિતને માટે પ્રયત્ન કરનારા છે, તથાપિ બંનેના મોટા ભાગમાં વિલક્ષણ વિરોધ પ્રકટ્યો છે, અને પ્રતિદિવસ તે વધતો જાય છે. ઘણા સમજુ મનુષ્યો આ જોઇ ખેદને દર્શાવે છે.

—બંને પક્ષે કાર્ય કરવાને ધારણ કરેલી નીતિ અને રીતિ પૃથક્ પૃથક્ હોવાથી આ વિરોધનું મૂળ નંખાયું છે, એમ કહેવાય છે. નરમપક્ષને નરમ ઉપાયોવડે અર્થાત્ રાજ્યના સ્થાપિત કાયદાની મર્યાદામાં રહીને દેશહિત સાધવું છે; ગરમપક્ષને, રાજ્યનાં સ્થાપિત કાયદા પ્રજાને અધિક અને અધિક દુર્બળ કરનાર અને અવનતિમાં લેઇ જનાર હોવાથી, જરૂર પડે તો તે કાયદાનું અતિક્રમણ કરીને પણ દેશહિત સાધવું છે. વિરોધનો અગ્નિ ભડભડ વધી જવાથી પ્રજાના શાંત અગ્રેસરોનાં શાંત મગજ પણ ધમધમી ગયાં છે.

—ગરમપક્ષ નરમપક્ષને કહે છે, તમારા વિચારપ્રમાણે આજ બાવિશ વર્ષ જેટલા દીર્ઘસમય સુધી કામ કરવા છતાં, જાણવા જેવો કશો જ શુભ પરિણામ હજી સુધી આવ્યો નથી, તેથી તમારી કાર્યનીતિ દોષવાળી છે, અને તેમ હોવાથી તેને હવે વધારેવાર અનુસરવું, એ સમયનો અને દ્રવ્યનો વ્યર્થ ક્ષય કરનાર છે. આથી તે નીતિને દૂર મૂકી અમારી નીતિને હવે ધારણ કરો, અને અમારા વિચારને તમે મળતા ન આવતા હો તો નૌકાનું સુકાન અમને સ્વાધીન કરી દો. પછી અનુભવ કરી જુઓ, અમે શું કરીએ છીએ તે. નરમ પક્ષ ઉત્તર આપે છે, તમારી નીતિ આચારમાં મૂકવા જેવો સમય હજી આવ્યો નથી. હમણા જ એને આચારમાં મૂકતાં લાભકરતાં હાનિ વધારે થાય એમ છે. જેમની સાથે કામ લેવાનું છે, તેમનું બળ અમર્યાદ છે; અને અમર્યાદ બળવાળાસાથે નિર્બળનું યુદ્ધ, નિર્બળના જ વિનાશમાં ઉતરે છે.

—ગરમ પક્ષ કહે છે, નિર્બળે સબળના ભયથી નિત્ય ભયભીત રહેવું, એ તેને ઉત્તરોત્તર અધિક અને અધિક બીકણ અને કાયર કરનાર છે. સબળની સાથે બાથ ભીડતાં જ નિર્બળને સબળ થવાનો સંભવ આવે છે. તે આરંભમાં પછડાય છે, અને માર પણ ખાય છે, એ ખરું છે, પણ એ પછડામણ અને એ માર, તેનાં હાડકાંને કસનાર છે; તેના શરીરની સ્ત્રીજેવી કોમળતાને દૂર કરનાર, અને તેના બીકણ બિલાડીપણાને ટાળનાર છે. અનેક યુદ્ધોમાં બળાત્કારથી ચઢનાર કાયરોમાં પણ અભ્યાસથી શૌર્ય આવે છે, અને વિષયસુખની લાલસાથી અંતઃપુરમાં ગોંધાઇ રહેનાર શરવીર યોદ્ધાઓનું વીરત્વ પણ, વગરવાપરવાથી તરવારની પેઠે કટાઇ જાય છે. દૈન્ય ભારતપુત્રોના પ્રજનમાંથી એકદો કાઢી નાંખનાર છે; અદીનતા, અનમીપણું, સ્વમાન, સ્વાતંત્ર્યભક્તિ તેમને પ્રજાઓના તિલકરૂપ કરનાર થાય છે.

—ઉભય પક્ષમાંથી કયાપક્ષના વિચાર પ્રજાએ અધિક સ્વીકારવા યોગ્ય છે, એ પ્રશ્ન આજે થોડો મહત્વનો નથી. ઉભય પક્ષનો ઉદ્દેશ એક જ હોવાથી સમગ્ર આર્યપ્રજાને તે માન્ય છે. પણ કયા પક્ષની કાર્યનીતિ અધિક પ્રહણ કરવા યોગ્ય છે ? આહ ! ગુંચ આ જ જગાએ છે ! ગાંઠ જેવી તેવી નથી, અને છોડવામાં અત્યંત સૂક્ષ્મ બુદ્ધિની અગત્ય છે.

—ગરમ પક્ષ એ શબ્દ બરાબર નથી. એ પક્ષના કોઈ કોઈ આવેશવાળા યુવકોના હદ ઉપરાંત ઉત્સાહે તથા તે વડે સ્વભાવથી થયેલાં કોઈ કોઈ અવિવેકી કામોએ તેને ગરમ પક્ષનું ખોટું નામ અપાવ્યું છે. નરમ પક્ષ એ નામ પણ ગરમ પક્ષની અપેક્ષાથી જ પડયું છે: ગરમ પક્ષ પ્રજાહિતની પ્રતિબંધક રાજનીતિઉપર જેવી તીખી લાગણીનાં વચનોવાળા પ્રહારો કરે છે, તેવા જ પ્રહારો નરમપક્ષ પણ કરે છે. માત્ર ગરમ પક્ષવાળા જે આજે કરવાનું કહે છે, તેને તે પાંચ દશ વર્ષ મોડું કરવાનું કહે છે. આથી ઉભયના યથાર્થ ભેદના સૂચક શબ્દો વિદ્વાનોથી યોજાય તો અધિક યોગ્ય. તેમ થયા વિના પ્રચલિત શબ્દોનો ઉપયોગ કર્યાવિના છુટકો નથી.

—નરમ પક્ષની હાલની કાર્યનીતિ જેમ સર્વાંશે વખાણવા યોગ્ય નથી, તેમ ગરમ પક્ષની પણ નથી. બાવીશ વર્ષના અનુભવ થયા છતાં પણ નરમ પક્ષે, ઉંટના લબડતા હોઠને, પડે તો ઝટ ખાઇ લઉં, એવી શિયાળે ધરેલી આશાની પેઠે, વ્યર્થ આશામાં અમૂલ્ય દિવસો કાઢવા યોગ્ય નથી. લુલાં, લંગડાં અને અપંગ મનુષ્યોની પેઠે માગીને પેટ ભરવાની અને તે પણ આખો દિવસ બરાડા પાડી પાડીને થાકી બેસી જાય ત્યારે એંઠો કે કોહેલો એકાદ ટુકડો પરાણે મળવાની આશાવાળી કાર્યનીતિ વધારે વાર ધારણ કરી રહેવી, એ તેમની પરિપક્વ અનુભવી બુદ્ધિને શોભા આપનાર હવે ભાગ્યે જ ગણાશે. કાર્યનીતિ બદલવાનો સમય જો આજે નથી આવ્યો, તો ભવિષ્યમાં તે કયારે આવશે તે કોણ કહી શકશે? અમુક કામ, કાલ વધારે અનુકૂળતા મળ્યે કરીશ, એમ વિચારી જે કાલઉપર મુલતવી રાખે છે, તેને તેની ઇચ્છેલી કાલ કદી જ આવતી નથી, એવો અનુભવી પુરુષોનો નિશ્ચય છે. કર્તવ્યનો સમય આજનો; આ ક્ષણનો છે, એમ સમજનાર અને તે પ્રમાણે કર્તવ્યમાં પ્રવર્તનાર જ દક્ષ ગણાય છે.

—સમર્થની પાસે પણ ન યાચવું, એ ગરમ પક્ષનું વ્રત, કેવા અલૌકિક ફળને પ્રકટાવનાર છે! એ વ્રતના યથાર્થ પાલનઆગળ સિદ્ધિઓ અને નિધિઓ પણ દાસીની પેઠે હસ્ત જોડીને ઉભી રહે છે. એ એક જ વ્રત, નિર્ધનને ધનવાન્, રોગીને નીરોગ, અસમર્થને સમર્થ, અજ્ઞાનને જ્ઞાનવાન્, ઐશ્વર્યહીનને ઐશ્વર્યસંપન્ન, અને પરતંત્રને સ્વતંત્ર બનાવે છે. તે ઉંઘેલાને જાગ્રત કરે છે, સુતેલાને બેઠો કરે છે, બેઠેલાને ઉભો કરે છે, ઉભેલાને ચલાવે છે, અને ચાલતાને દોડાવે છે. તે મનુષ્યની આજુબાજુના સઘળા જ ટેકાઓને લોઈ લે છે, અને તેને પોતાના જ પગઉપર ઉભો રહેનાર, અને પોતાના જ બળથી ઝઝુમનાર કરે છે. આવા સર્વ સિદ્ધિપ્રદ અયાચક વ્રતને ધારણ કરવા માટે, ગરમ પક્ષ! અમારા તમને પ્રેમભાવે અનેકશઃ નમસ્કાર છે.

—ભિક્ષાવૃત્તિ મનુષ્યને પોતાના અંતઃકરણમાં હું હલકો છું, નિર્બળ છું, બીજાઓવડે છુંદાવા યોગ્ય છું, એવું ભાન કરાવે છે; અને આ પ્રમાણે નિત્ય ભાન થતાં તેના મગજના અણુઓને તેવા જ વિચાર કરવાની ટેવ પડી જાય છે. આમ થતાં તેનો ઉંચા પ્રકારનો વિકાસ થવાનો બહુ જ ઓછો સંભવ આવે છે. એથી ઉલટું બીજાપાસે ન માગવાનું વ્રત મનુષ્યને સ્વાશ્રયી કરી, તેની પોતાની મહત્તા તેના અંતઃકરણમાં સ્થાપે છે. જે સ્વાશ્રયી છે, તેને માટે તેને પોતાના જ બળનો ઉપયોગ કરવો પડે છે; અને તેમ કરતાં તેના આત્મામાં રહેલું શુભ બળ અધિક અને અધિક બહાર પ્રકટ થતું જાય છે. પ્રયત્નવડે પોતાનામાંથી નિત્ય નવું નવું બળ પ્રકટ થતાં, તેને હું સર્વ કરવાને સમર્થ છું, એવી અપૂર્વ આત્મશ્રદ્ધા બંધાય છે. અને દૃઢ આત્મશ્રદ્ધા બંધાતાં કયી પ્રજા સ્વતંત્ર થઇ ઉન્નતિના શિખરે નથી પહોંચતી? જાપાનનો દૃષ્ટાંત પ્રત્યક્ષ છે. આત્મશ્રદ્ધાવડે જ રશીયાજેવી રાક્ષસી પ્રજાને તેણે હંફાવી છે,

— અમે પગતળે છુંદાવા યોગ્ય કીડા નથી, પણ મનુષ્ય છીએ, પૃથ્વીમાંની હરકોઈ સુધરેલી પ્રજાના જેવું જ સ્વતંત્રતાનું સુખ ભોગવવાને યોગ્યતાવાળા છીએ, આવું અભિમાન કોઈપણ પરતંત્ર દુઃખી પ્રજાને, સ્વતંત્રતાના ઉચ્ચ શિખરે લઈ જનાર પ્રથમ અને મુખ્ય પગથીયું છે. આ અભિમાન જ અભ્યુદયનો પાયો અથવા સ્તંભ છે. તે નિંદ્ય અને ત્યજવા યોગ્ય નથી, પણ વંદ્ય અને ગ્રહણ કરવા યોગ્ય છે. એ અભિમાનનો જાજ્વલ્યમાન અગ્નિ બંધન માત્રને એક ક્ષણમાં ભસ્મીભૂત કરે છે. એ અભિમાનના પાંગળાપણાને લીધે જ ભારત પુત્રો હજારો વર્ષ થયાં પરપ્રજાઓની ધૂસરને સ્કંધ તાણ્યા કરે છે. એ અભિમાનને જે પુરુષો પોતાનામાં અને પોતાના સ્વદેશ બંધુઓમાં જાગ્રત્ કરે, તે દેશહિતચિંતક નથી તો કોણ છે?

—ગરમપક્ષે અને નરમપક્ષે માંહોમાંહે કે રાજસત્તાસામે લડવાનું શું પ્રયોજન છે? કોન્ગ્રેસને મૂર્છા આણવામાં અમે નિર્દોષ છીએ, એવું સિદ્ધ કરવા ઉભય પક્ષો હવે કયાં સુધી બાથંબાથા કરશે? ઉભયે પોતપોતાના ખુલાસા આપી દીધા છે. હવે ઉભયે પરસ્પરપ્રતિનો દ્વેષ અથવા વૈર ત્યજીને કર્તવ્યમાં જ જોડાવું ઘટે છે. જે બળનો કર્તવ્ય સાધવામાં ઉપયોગ કરવાનો છે, તે બળનો આમ પરસ્પર વઢવામાં વ્યર્થ ક્ષય જ થાય છે. કેટલા બળનો વ્યર્થ ક્ષય થાય છે, તે ઉભય બંધુઓ વિચાર કરીને જોવા કૃપા કરશે? નિશાળમાં નાનાં છોકરાં પણ કલાકોના કલાકો આ વિષયની ચર્ચા કરતા વઢે છે! સમગ્ર પ્રજાના વ્યર્થ વહી જતા બળના આ નાયાગરાના મોટા ધોધને કર્તવ્યની દિશામાં વાળવા કેમ કોઈ વિચાર નથી કરતું?

—પોતાના પક્ષની સત્યતા બોલવાથી સિદ્ધ થવાની નથી, પણ કરી બતાવવાથી જ થવાની છે, તો પછી કર્તવ્યનો જ આરંભ કરવો એ જ હવે ઉચિત છે. જે એક પછી એક કર્તવ્યની સિદ્ધિ સત્વર કરી બતાવશે, તેનો પક્ષ ખરો છે, એ સૂર્યની પેઠે સર્વને પ્રત્યક્ષ થશે જ.

—જ્યારે ગરમ પક્ષ પરપ્રજાનું સઘળું જ બહિષ્કાર (બાયકોટ) કરવાની નીતિને આગ્રહથી ધારણ કરવા ઉત્સાહશીલ છે તો પછી પાશ્ચાત્ય પ્રજાઓના આર્યનીતિવિરુદ્ધ વર્તનને તે શા માટે પ્રસંગે આદર આપે છે, તે લક્ષમાં આવતું નથી. પોતાના બંધુના પ્રતિકૂળ વિચાર જણાતાં, ક્રોધાવેશમાં આવી જઈ લાંબા લાંબા હાથ કરી Shame! Shame! (શરમ! શરમ!) ના પોકારો કરવા તથા તેવાં જ બીજાં શિષ્ટ પુરુષોએ અસભ્ય વચનો ઉચ્ચારવાં એ આર્યનીતિ નથી જ. જે અગ્રણી પુરુષોને એક પ્રસંગે આપણે અત્યંત સન્માનની દૃષ્ટિથી જોતા હોઈએ, અને જે બંધુઓને આત્મબંધુઓ તરીકે નિત્ય આપણે વ્યવહરતા હોઈએ, તેમનાં કોઈ અંશમાં આપણાથી ભિન્ન વિચાર થતાં, તેમના સઘળા ગુણોનું વિસ્મરણ કરી, તેમનો તિરસ્કાર કરવો, અને તેમને અપમાનસૂચક શબ્દો કહેવા, એ વર્તન આ દેશનું નથી, પણ પરપ્રજામાંથી જ આપણા દેશમાં પેસી ગયું છે. એ વર્તન આ દેશમાં સ્નેહસંબંધમાં ભારે વિચ્છેદ પ્રકટાવનાર છે, એ દેખીતું છે.

—દેશના હિતને અર્થે ઉભય પક્ષે એકબીજાઉપર કઠોર વાક્પ્રહાર કરવાનું હવે તત્કાળ છોડી દેવું જોઈએ. સાથે કામ કરવું બન્નેને કઠિન જણાય તો ઉભયે જૂદા રહીને કામ કરવું, પણ પોતાના પક્ષનું ખરાપણું સિદ્ધ કરવામાં સમય ગાળવાનું કંઈ જ પ્રયોજન નથી. પોતાનામાં રહેલી શુભ યોગ્યતાને અધિક અધિક પ્રકાશમાં આણવાનો પ્રયત્ન કરવાનું એક જ કર્તવ્ય બન્ને પક્ષનું છે. તે કર્તવ્ય સત્વર સિદ્ધ કરવા ઉભય પક્ષ કટિ કસીને પ્રયત્નશીલ થાઓ, એ જ પ્રાર્થના છે.

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * તમારી ઇચ્છા આ જગતમાં સર્વથી મોટા થવાની છે, નહિ વારુ? બધા જ તમને મોટા ગણે, બધા જ તમને માને, બધા જ તમારી સેવા ઉઠાવે, એવું તમને ગમે છે, નહિ વારુ?

* * તમારી આવી ઇચ્છા હોય તો તે ઇચ્છા કંઈ દોષરૂપ નથી. આવી ઇચ્છા તમને અને પ્રત્યેક મનુષ્યને થાય અને એ સ્વાભાવિક છે, કારણ કે સઉથી મોટા હોવું એ પ્રત્યેક મનુષ્યના આત્માનું સ્વરૂપલક્ષણ છે.

* * ચાકર મોટો કે શેઠ મોટો, એ પ્રશ્ન જો હું તમને કરું તો તમે તરત જ ઉત્તર આપવાના કે શેઠ મોટો, અને ચાકર હલકો; કારણ કે ચાકર શેઠની સેવા કરે છે.

* * સેવા કરનાર જે સેવક તે હલકો છે, અને સેવાને ગ્રહણ કરનાર જે સેવ્ય તે શ્રેષ્ઠ છે, એવું જગતમાં જ્યાં ત્યાં મનાતું આવ્યું છે; પરંતુ આ માનવું સાચું નથી. સેવા ગ્રહણ કરનારકરતાં સેવા કરનાર જ શ્રેષ્ઠ છે.

* * સેવક શ્રેષ્ઠ હોવા છતાં તે હલકો ગણાવાનું કારણ, પોતે કરેલી સેવાનો તે બદલો લે છે, એ છે. સેવક જ્યારે બદલાની ઇચ્છાવિના સેવા કરે છે, ત્યારે સેવાની ખરેખરી મહત્તા પ્રકટ થાય છે. ફળની ઇચ્છા સેવકમાંથી જતી રહેતાં, સેવકમાં ગુરુતા અથવા મહત્તા આવે છે, અને સેવ્યમાં લઘુતા અથવા નિકૃષ્ટતા આવે છે.

* * તમે સર્વથી મોટા થવાની ઇચ્છા રાખો છો, નહિ વારુ? ફળની ઇચ્છા છોડી દઇને સર્વના જ સેવક થઇને, અર્થાત્ સર્વની જ સેવા કરનારા થઇને રહો, અને તમે સર્વથી મોટા થશો.

* * સેવા કરનાર સેવા ગ્રહણ કરનારથી મોટો હોય છે, એ સિદ્ધાંત તમને સાચો

નથી ભાસતો ખરું ? હશે, આવો થોડી વાર આપણે વિચાર કરીએ, અને પછી શું ભાસે છે, તે કહો.

* * બાળક અને માબાપનું ઉદાહરણ લો. બાળકની માબાપ કેટલી સેવા ઉઠાવે છે, તેનો શું તમને અનુભવ નથી? પોતાનાં અનેક સુખોનો ભોગ આપીને તેને ખવડાવે છે, પીવાડે છે, વસ્ત્ર પહેરાવે છે, અલંકારો ધારણ કરાવે છે, તેનાં મલમૂત્ર સાફ કરવા જેવાં હલકાં કામો કરે છે, તેને માટે નિદ્રાનો ત્યાગ કરે છે, સ્વલ્પમાં દિવસના આઠે પ્રહર તેની સેવામાં ને સેવામાં જ હાજર રહે છે. બાળક સેવાને ગ્રહણ કરનાર છે, અને માબાપ વિશેષે કરીને ફળની ઇચ્છાવિના સેવાને કરનાર છે. એમાંથી કોણ મોટું છે? એમાંથી કોનું સામર્થ્ય, કોનું જ્ઞાન, કોનું ઐશ્વર્ય અધિક છે ? સેવા કરનારનું કે સેવા લેનારનું ? અવશ્ય સેવા કરનાર માબાપ શ્રેષ્ઠ છે, અને સેવા ગ્રહણ કરનાર બાળક હલકું છે.

* * વિદ્યાનું દાન આપનાર ગુરુ અને વિદ્યાનું દાન ગ્રહણ કરનાર વિદ્યાર્થીનું ઉદાહરણ જુઓ. વિદ્યાર્થીના અંતરમાં વિદ્યાના સંસ્કાર નાંખવા ગુરુ કેટલો પરિશ્રમ કરે છે ! પોતાનું સર્વોત્કૃષ્ટ મનોબળ, અને આયુષ્ વિદ્યાર્થીને અર્થે તે પાણીને મૂલ્યે ખરચી નાંખે છે. ફળની આશા રાખ્યા વિના શિષ્યની તે બદલો વાળી ન શકાય એવી સાચી સેવા કરે છે. ગુરુ સેવાને કરનાર છે, અને શિષ્ય સેવાને ગ્રહેનાર છે. ઉભયમાં કોની મહત્તા વધારે છે ? ઉભયમાં કોણ અધિક જ્ઞાનવાન્, કોણ અધિક સામર્થ્યવાન્, અને કોણ અધિક ગુણવાન્ છે ? સેવા કરનાર કે સેવા લેનાર ? સેવા કરનાર ઉત્કૃષ્ટ છે, અને સેવા લેનાર નિકૃષ્ટ છે, એ સ્પષ્ટ છે.

* * સ્વદેશના હિતમાં કટિ કસીને પ્રયત્ન કરનાર દેશભક્ત પુરુષ લો, અને પ્રજા લો. એમાં સેવા કરનાર કોણ છે, પ્રજા કે દેશભક્ત ? વિવિધ સુખોનો પરિત્યાગ કરી દેશભક્ત સ્વદેશસેવામાં રાત્રિદિવસ ઘુમ્યો રહે છે, અને પ્રજામાં તે ઇશ્વરરૂપે પૂજાય છે. લોકો ઘોડા છોડી નાંખી તેની ગાડીને ખેંચે છે, તેને મોતીથી અને સોનારૂપાનાં પુષ્પથી વધાવે છે. તેના સુયશના જયધ્વનિથી ગગનને ગર્જાવી મૂકે છે. કહો એમાંથી કોણ મહાન્ છે, સેવા લેનાર કે કરનાર ?

* * સેવા કરવાથી જેટલી મહત્તા આવે છે, તેટલી સેવા લેવાથી આવતી જ નથી. રાજા, યોદ્ધો, કવિ, લેખક, શોધક સર્વ સેવાવડે જ મહત્તાને પામે છે. પ્રજાની સેવા કરવાનું છોડી, *રાજ્યમદથી અંધ થઇ રાજા, જ્યારે સેવામાં આસક્ત થાય છે, ત્યારે તેની મહત્તાનો નાશ* થાય છે. ભયથી અને બળાત્કારથી લોકો તેને માન આપે છે; અંતઃકરણના ઉમળકાથી તો નહિ જ. પ્રજાની સેવાવડે જ રાજામાં વિષ્ણુનો અંશ પ્રજા જુએ છે. કવિ, લેખક વગેરેમાં પણ એ જ નિયમ પ્રવર્તે છે.

* * અને આ નિયમ જ બધે પ્રવર્તવો જોઇએ; કારણ કે આ નિયમ માનુષ નિયમ નથી, પણ ઇશ્વરી નિયમ છે. ઇશ્વિર પોતે જ એ નિયમે પ્રવર્તે છે. પરમેશ્વરનું પરમેશ્વરત્વ આ નિયમને અનુસરવામાં જ રહ્યું છે. પરમેશ્વર સર્વથી મોટા છે, તેનું કારણ જ એ છે કે કશા પણ ફળની આશા રાખ્યા વિના તે સર્વની અખંડ સેવા કર્યા કરે છે ? ચૌદ બ્રહ્માંડના સ્વામિ સર્વના સેવક થઇને રહ્યા છે !

* * હા, વાયુ જેમના ભયથી વાય છે, સૂર્યચંદ્રાદિ ગ્રહો જેમના ધાકથી પોતપોતાની મર્યાદામાં પ્રવર્તે છે, અને ઇંદ્રાદિ દેવો પણ જેમના ડરથી પોતપોતાનાં કર્તવ્ય યથાનિયમે

કર્યે જાય છે, તે અખિલેશ્વર પ્રભુ, મારા, તમારા, અન્ય સર્વ મનુષ્યોના, પશુઓના, પક્ષિઓના, જંતુના, વનસ્પતિના અને જડ પદાર્થોના પણ સેવક થઈને રહ્યા છે. આપણી સર્વની તે અખંડ સેવા કર્યા જ કરે છે.

* * તમને મારી સેવા કરતાં અને મને તમારી સેવા કરતાં લજ્જા આવે છે. પ્રસંગે સ્વાભિમાનથી એમ થાય છે કે હું આવો મોટો તે વળી તમારી સેવા કરૂં ! તારા જેવા છપ્પનસેં મારા ગજવામાં પડ્યા છે, તારા જેવા તો મારે ત્યાં જોડા ઉચકનારા છે, એવાં મહામદનાં વચનો ઘણાના મુખમાંથી પણ નીકળે છે; પરંતુ આપણા પ્રિયતમ પ્રભુ તો એક પવિત્ર બ્રાહ્મણની જેટલા ઉત્સાહથી અને પ્રેમથી સેવા કરે છે, તેટલા જ ઉત્સાહ અને પ્રેમથી એક ચાંડાલની પણ સેવા કરે છે; જેટલા ઉત્સાહ અને પ્રેમથી એક ગાયની સેવા કરે છે, તેટલા જ ઉત્સાહ અને પ્રેમથી વિષ્ઠામાં આળોટતા એક કીટની પણ સેવા કરે છે. ધન્ય છે, મારા પ્રભો ! તમને ધન્ય છે ! પરમપ્રેમની મૂર્તિ આપ આખા વિશ્વમાં સર્વથી શ્રેષ્ઠ છો, એ યોગ્ય જ છે. આપના આવા નિઃસીમ નિરભિમાનથી હું આપના ઉપર ઓવારી જાઉં છું.

* * પ્રિય વાચક ! ચાલતા ઘંટાનાદમાં, જૂદા પ્રકારના બે ચાર ડંકા વગાડવાને માટે મને ક્ષમા કરજે. પ્રભુના અનંત ગુણના સ્મરણથી જરા આડું જતું રહેવાયું. ચાલો પાછો પૂર્વનો ઘંટાનાદ કરીએ.

* * આપણા પ્રભુ જે આપણી અખંડ સેવા કરે છે, તે તમારા જોવામાં હજી સુધી નથી આવી શું ? નિત્યના પરિચયથી તમારો લક્ષ જેવો જોઈએ તેવો તેના ઉપર ગયો જણાતો નથી. જુઓ, તમારા શરીરમાં પ્રભુ શું કરે છે? તમે અન્ન ખાઓ છો, તેના રસ, રુધિર વગેરે સાતે ધાતુઓ કોણ બનાવે છે ? અન્નનો ગ્રાસ મુખમાં મૂકવાનું તમારા હાથમાં બળ ક્યાંથી આવ્યું ? અન્નને ચાવવાનું સામર્થ્ય દાંતમાં શી રીતે આવ્યું ? મુખમાંથી આ રસને અન્નસાથે ભળવા માટે કોણ ઝરાવે છે ? પેલી પુતળીના મુખમાં રસ કેમ ઝરતો નથી, અને તમારા મુખમાં જ ઝરે છે ? પાત્રમાં ભરી મુકેલા અન્નનાં માંસ, મજ્જા કેમ થતાં નથી, અને તમારા શરીરમાં જ કેમ થાય છે ? અન્નનાં એ બધાં રૂપાંતરો કોણ કરે છે ? પોષક દ્રવ્યને અને મળને કોણ જૂદો પાડે છે ? અને તેમને જ્યાં જ્યાં લેઈ જવાં હોય ત્યાં ત્યાં કોણ લેઈ જાય છે ? શું એની મેળે એ બધું થાય છે ? કોઈ બુદ્ધિવાળી સત્તાના ઉપરીપણાવિના જ આ બધું, સ્વભાવથી જ થાય છે, એમ તમે કહો છો ? એમને એમ થતું હોય તો વાળની જગાએ નખ કેમ ઉગતા નથી, અને નખની જગાએ વાળ કેમ ઉગતા નથી ? એની મેળે જ જો થતું હોય તો પ્રાતઃકાળે આપણે ઉઠીએ ત્યારે પતિનું માથું સ્ત્રીના ધડઉપર અને સ્ત્રીનું માથું પતિના ધડઉપર કેમ ચોંટી જતું નથી ? સર્વત્ર વ્યવસ્થા હોવાથી કોઈ બુદ્ધિવાળી સત્તા જ આ ક્રિયા કરે છે, અને તે એક જ હોવાથી સર્વ શરીરોમાં એક સરખી રીતે અર્થાત્ એક નિયમે ક્રિયા કરે છે. અને આ બુદ્ધિવાળી સત્તા તે અન્ય કોઈ જ નથી પણ આપણા પ્રિયતમ પ્રભુ છે.

* * રાજાના શરીરમાં કે રંકના શરીરમાં, પશુના શરીરમાં કે મનુષ્યના શરીરમાં, પાપીના શરીરમાં કે પુણ્યવાનના શરીરમાં, એ પ્રભુ એક સરખી રીતે પોતાનું કર્તવ્ય કર્યે જ જાય છે. વનસ્પતિશરીરમાં પણ તે એમ જ કરે છે. બીજકમાંથી અંકુર કાઢવું

જળ, વાયુ વગેરે શોષી, તેને વૃદ્ધિને પમાડવું, છાલ, થડ, ડાળાં, પત્ર, પુષ્પ, ફળ વગેરે રસમાંથી રચવું, એ સઘળું લેશ પણ ગાફલપણાવિના એ સત્તા કરે છે. પાણીમાં રહેલા તુચ્છ પોરાથી માંડીને બ્રહ્માપર્યંત સમર્થ દેવની પણ એક સરખી રીતે તે સંભાળ લે છે. હમણાં ગધ્યાહ્ન છે, અથવા હમણા મધ્ય રાત્રિ છે, માટે તમારી સંભાળ નહિ લેઉં, એમ તે કદી કહેતી નથી. જડ હો કે અજડ હો, ગમે તે હો પણ સર્વની જ સેવા કરવી, સર્વનું જ તેના અધિકારાનુસાર હિત સાધવું, એ એક જ કર્તવ્ય, અત્યંત સાવધાન રહીને તે. અખંડિતપણે કર્યા જ જાય છે. સર્વની જ સેવા કરવી, સર્વનું જ હિત સાધવું, એ સૂત્રને તેણે પરમધર્મરૂપે સ્વીકાર્યું છે.

* * અને આમ નાનામોટા સર્વની જ સેવા કરવા છતાં તે સત્તા સર્વોપરિ છે, તે અનંત જ્ઞાનસંપન્ન, અનંત ઐશ્વર્યસંપન્ન, અનંત સુખસંપન્ન, અને અનંત સામર્થ્યસંપન્ન છે.

* * ફળની આકાંક્ષાવિના બીજાઓની સેવા કરવાનો સ્વભાવ જેમ જેમ વિસ્તારને પામતો જાય છે, તેમ તેમ મનુષ્ય પરમાત્માની વધારે અને વધારે પાસે આવતો જાય છે. કારણ કે સજાતીય સજાતીયને આકર્ષ્યાવિના રહેતું જ નથી. ઘરના આંગણામાં પાણીનો કરેલો રેલો શું નદીને મળવા જાય છે? વૃદ્ધિને પામેલો જળનો પ્રવાહ જ નદીની સમીપ આવે છે. તે જ પ્રમાણે પોતાના કુટુંબનું જ હિત સાધનાર પરમાત્માની સમીપ આવતો નથી, પણ હજારોનું હિત સાધનાર જ પરમાત્માની અધિક સમીપ આવે છે; અને પરમાત્માની પેઠે સર્વનું જ હિત કરવાની બુદ્ધિ જ્યારે મનુષ્યના હૃદયમાં સ્વભાવસિદ્ધ થઇ રહે છે; ત્યારે તે પરમાત્મામાં એકાકાર જ થઇ જાય છે. તે પોતે જ પરમાત્મા અર્થાત્ મહાનથી મહાન્ થઇ રહે છે.

* * સર્વથી મોટા, સર્વથી વધારે ઐશ્વર્યવાળા, અને સર્વથી વધારે જ્ઞાનવાળા થવાની તમારી ઇચ્છા છે? હા; તો સર્વના જ સેવક થાઓ, સર્વની જ સેવા ઉઠાવો, સર્વનું જ હિત કરો. પરમાત્માની પેઠે સર્વના જ હિતમાં તત્પર રહેતાં તમે પણ પરમાત્માની પેઠે જ મોટાથી પણ મોટા થશો.

---

# मानसोपचार.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૭૯ થી ).

## પ્રકરણ ૧ લું.

આ દુનિયામાં ઉત્પન્ન થયેલાં સઘળાં પ્રાણીઓમાં મનુષ્ય એ સઉથી શ્રેષ્ઠ પ્રાણી ગણાય છે, અને તેનું મુખ્ય કારણ એ છે કે મનુષ્યમાં જે સર્જનશક્તિ છે તે બીજા કોઇ પ્રાણીમાં જોવામાં આવતી નથી. આ સર્જનશક્તિવડે મનુષ્ય પોતાની અસાધારણ વૃદ્ધિ કરી શક્યો છે, અને હજી કેટલી કરી શકશે, તેનું અનુમાન કોઇથી પણ કરી શકાય એમ નથી. સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે ત્યારથી પશુઓ એક જ જાતની ઓરડીમાં અથવા એક જ જાતના ખાડા ખોદીને રહે છે, અને પક્ષીઓ એક જ જાતના માળા બાંધીને રહે છે, અને

તેમાં જરા સરખો પણ સુધારો કરી શક્યાં નથી, અને હવે પછી કરી શકે તેમ નથી, ત્યારે મનુષ્ય ખાડામાંથી ઝુંપડાં, ઝુંપડાંમાંથી ઘર, અને ઘરમાંથી આશ્ચર્યકારક મહાલયો અને ભુવનોમાં રહેતો થયો છે. અને આટલેથી જ તેની સર્જનશક્તિનો અવધિ આવ્યો છે, એમ નથી. આવતાં સો વર્ષ પછી અથવા હજાર વર્ષ પછી પોતાને નિવાસ કરવાનાં કેવાં સ્થાનો તે બનાવશે, તે વિષે આજે કલ્પના પણ પહોંચી શકતી નથી. મનુષ્યની સર્જનશક્તિ અર્થાત્ ચઢતા પ્રકારનું નવું નવું કરવાની શક્તિ, એકલાં ઘર બાંધવામાં જ અટકી છે, એમ કંઈ નથી, પરંતુ આખા વિશ્વમાં દશેદિશાએ તેણે પોતાના અદ્દભુત ચમત્કારો દર્શાવ્યા છે. તેણે પોતાના સુખની અસંખ્ય નવી નવી વસ્તુઓ બનાવી છે, અને હજી બનાવતો જાય છે. શારીરપ્રદેશમાં, માનસ પ્રદેશમાં, વ્યવહારપ્રદેશમાં, વિદ્યાપ્રદેશમાં, કળાપ્રદેશમાં, નીતિપ્રદેશમાં, ધર્મપ્રદેશમાં, નિગૂઢ સામર્થ્યોના પ્રદેશમાં, જ્યાં જ્યાં દૃષ્ટિ નાંખશો ત્યાં ત્યાં મનુષ્ય, જેવો હતો તેવો ને તેવો જ રહ્યો નથી, પણ વહેંતીયા મનુષ્યને બદલે આજે હિમાલય પર્વતના શિખરજેટલો ઉંચો થયો છે. આવી ઉચ્ચતા, આવી મહત્તા જે સામર્થ્યે તેને અપાવી છે, તે સામર્થ્ય તે તેનું સર્જનસામર્થ્ય છે. આ સામર્થ્ય તેના મનમાં હોવાથી તેનું મન આજે વિશ્વમાં સર્વનું અધિપતિ થઈને બેઠું છે. પશુના મનમાં તે સામર્થ્ય નથી, અથવા બીજરૂપે છે તો તે પ્રકટ કરી શકાય એવું નથી. મનુષ્યમાં તે બીજરૂપ છે, અને પ્રયત્નથી પ્રકટ કરી શકાય છે. આથી મનુષ્ય પશુ વગેરેથી શ્રેષ્ઠ છે.

મનમાં રહેલી સર્જનશક્તિને પ્રયત્નવડે, આ પ્રમાણે, બહાર કાઢવાથી મનુષ્ય વિશ્વનો રાજા થતો ચાલ્યો છે. તેણે સર્વને પોતાના વશ વર્તાવવા માંડ્યાં છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, વિદ્યુત તેના આગળ હાથ જોડીને ઉભાં રહ્યાં છે. પંચમહાભૂતોથી પૂર્વે ભયને પામતો મનુષ્ય આજે, તેમને પોતાની ઇચ્છાને વશ વર્તાવે છે. મનને જેમ જેમ તે વિકાસને પમાડતો જાય છે, તેમ તેમ તેના સામર્થ્યની મર્યાદા સરોવરમાં નાંખેલા કાંકરાથી થતા કુંડાળાની મર્યાદા જેમ વધતી જાય છે, તેમ વધતી ચાલે છે. આ સર્વ શું સિદ્ધ કરે છે? એ જ કે મનની શક્તિનો અંત નથી, વિશ્વમાં મન સર્વોપરિ છે, મન સર્વનું સ્વામિ છે.

જેમ પૃથ્વીમાં સર્વ પ્રકારના ગંધ રહેલા છે, અને જળમાં સર્વ પ્રકારના રસ રહેલા છે, તેમ મનમાં સર્વ પ્રકારનાં સામર્થ્ય રહેલાં છે; અને જેમ પૃથ્વીમાં રહેલા વિવિધ ગંધ અને જળમાં રહેલા વિવિધ રસ પ્રયત્નવડે પ્રકટ કરી શકાય છે, તેમ મનમાં રહેલાં અસંખ્ય સામર્થ્યો પ્રયત્નવડે પ્રકટ કરી શકાય છે.

મનમાં સર્વ પ્રકારનાં સામર્થ્ય રહેલાં હોવાથી તે સર્વનું સ્વામિ છે, એ સિદ્ધાંતને સામાન્ય મનુષ્યોનો મોટો ભાગ જાણતો હોતો જ નથી. પોતે સર્વશક્ત છતાં, તે અન્યને મોટાં અને સામર્થ્યવાળાં ગણે છે. અને એમ ગણે એ સ્વાભાવિક છે; કારણ કે પોતાના પ્રતાપનું તેને ભાન નથી.

હું ક્ષુદ્ર મનુષ્ય છું, અને અગ્નિ, વાયુ, વિદ્યુત્ વગેરે અમર્યાદ સામર્થ્યવાળાં તત્ત્વોને વશ વર્તાવવાને શી રીતે સમર્થ હોઉં, એવું જો મનુષ્યે માન્યું હોત, અને આ તત્ત્વોથી દબાયલો ચંપાયલો તેમના આગળ હાથ જોડીને બેશી રહ્યો હોત, તો આજે શું તે આગગાડીમાં, આગબોટમાં અને આકાશમાં ફરનાર નૌકામાં બેશી શક્યો હોત, અને હજારો ગાઉ દૂર પોતાના ઘરમાં બેઠા બેઠા વાતો કરી શક્યો હોત? મનનું સામર્થ્ય આ તત્ત્વોઉપર છે જ એવું અચલ શ્રદ્ધાથી માનીને, તે સામર્થ્યને તેમના ઉપર પ્રવર્તાવવાનો પ્રયત્ન કરવાથી જ તે આજે તેમને વશ વર્તાવવામાં સમર્થ થયો છે.

મને જેના જેના ઉપર પોતાનું સામર્થ્ય આજ સુધી આગ્રહથી પ્રયોજ્યું છે, તેના પર તેણે વિજય મેળવ્યો જ છે, એવું જગતનો ઇતિહાસ સર્વ અવલોકન કરનારને પ્રકાશિત અક્ષરોમાં સૂચવે છે.

જે મન આ પ્રમાણે પોતાનું સ્વામિત્વ સ્થાપવામાં બધા જ વિષયોમાં સફળ થયું છે, અને તેમ કરીને પોતાનામાં સઘળા પ્રકારનું જ સામર્થ્ય છે, એવું સત્ય અનુમાન કરવાનો મનુષ્યોને અવકાશ આપ્યો છે, તે મનમાં વ્યાધિઉપર અતિ પ્રબળ અંકુશ હોવાનું સામર્થ્ય નથી એમ કહેવાનું કોણ સાહસ કરશે?

વ્યાધિ માત્ર ઉપર મનનું સ્વામિપણું છે. રોગ માત્રનો મન રાજા છે, અર્થાત્ એવો એક પણ રોગ નથી કે જે મનની આજ્ઞામાં ન વર્તે. જેમ સિંહઆગળ સસલું ઊંકુ ઉચ્ચું કરવા સમર્થ નથી, તેમ મનઆગળ, અથવા મને પ્રવર્તાવેલા સામર્થ્યઆગળ વ્યાધિ એક ક્ષણવાર પણ ઉભો રહેવા સમર્થ નથી. આમ છતાં મનુષ્યોના મોટા ભાગને આ વાતની ખબર નથી. તેઓ વ્યાધિને મનકરતાં બળવાન્ માને છે, અને તેથી કરીને સહજ સરખો વ્યાધિ થતાં તેઓ તેના આગળ દબાઈ જાય છે. વ્યાધિને દબાવનાર મનમાં રહેલા સામર્થ્યને બહાર કાઢવાનો તેઓ કદી પણ પ્રયત્ન કરતા નથી, અને આથી જેમ નોકર શેઠનો ધણી થઈ જાય તેમ વ્યાધિ આજે મનુષ્યોનો ધણી થઈ પડયો છે. સસલાને જોઈને સિંહ કંપ્યો હોય એવું તમે કદી સાંભળ્યું છે? પણ આ વ્યાધિના સંબંધમાં આમ જ થયું છે. સિંહ થરથર કંપે છે, અને સસલું સિંહને માથે ચઢી બેઠું છે.

મનનાં નિયમોના અજ્ઞાનથી જ વ્યાધિ વગેરે વિવિધ દુઃખો મનુષ્યોને ભોગવવાં પડે છે. મનના નિયમોના જ્ઞાનથી મનુષ્ય દુઃખમાત્રના ઉપર જય મેળવી શકે છે, એટલું જ નહિ, પણ સુખની સાચી કુંચી તેના હાથમાં આવે છે. શ્રદ્ધા, નિર્ભયતા, સત્ય, પ્રેમ, ધૈર્ય, દઢતા, સ્મૃતિ, તર્ક, બુદ્ધિ વગેરે વિવિધ ગુણો મનના નિયમોનું જ્ઞાન થતાં, જેટલાં વધારવાં હોય તેટલાં વધારવાને મનુષ્ય સમર્થ થાય છે. વ્યાપારમાં તથા ઉદ્યોગમાં વિજય તથા પરિણામે મોક્ષસુખની પ્રાપ્તિ પણ મનના નિયમોના જ્ઞાનમાં રહેલી છે. સ્વલ્પમાં મનના નિયમોનું યથાર્થ જ્ઞાન, અભ્યુદય માત્રમાં હેતુભુત છે.

મનને કશું જ અસાધ્ય નથી, તેમ અસંભવિત નથી. અસાધ્ય અને અસંભવિત મનાતું ઘણું, મને પોતાનામાં રહેલા ગુપ્ત સામર્થ્યને પ્રકટ કરીને સાધ્ય અને સંભવિત કરી બતાવ્યું છે, અને ભવિષ્યમાં પોતાના સર્વશક્તપણાનો અનુભવ કરાવવા પર્યંત કરી બતાવશે.

આમ છતાં, આ લેખમાં મનમાં રહેલાં સર્વ પ્રકારનાં સામર્થ્યો વિષે વિચાર કરવાનો આપણો આશય નથી, પરંતુ વ્યાધિ ઉપર મનની કેટલી સત્તા છે, તે વિષે જ વિચાર કરવાનો છે, તેથી તે વિષે જ વિશેષે કરીને વિચાર કરીશું.

જેમ મનમાં વ્યાધિને નિવારવાનું સામર્થ્ય રહેલું છે, તેમ વ્યાધિને ઉત્પન્ન કરવાનું પણ સામર્થ્ય રહેલું છે. કારણ કે મન વિના આ જગતમાં ક્રિયાને કરનારી કોઈ અન્ય સત્તા છે જ નહિ. શરીરને રચનારી સત્તા મન વિના બીજી કોઇ નથી, અને કાંતો તે તેને રોગવાળું રચે છે, અથવા કાંતો નીરોગ રહે છે. યોગ્ય મન સુદઢ નીરોગ શરીરને જ રચે છે.

(અપૂર્ણ)

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | | |
|---|---|---|---|
| રા. રા. રામચિરામ ચાવડા ( પોતાના પિતાની સદ્ગતિનિમિત્ત ) | બરાકર | રૂ | ૧–૪–૦ |
| રા. રા. ઓધવજી ભગવાનજી આચાર્ય ( પુત્રપ્રાપ્તિનિમિત્ત ) | કરાચી | રૂ | ૨–૦–૦ |
| રા. રા. નાથજી ભાઉશંકર ( પોતાની પત્નીની સદ્ગતિનિમિત્ત ) | કાનોલ | રૂ | ૫–૦–૦ |
| રા. રા. છગનલાલ સૂરજરામ ( „ , „ ) | જબુસર | રૂ | ૫–૦–૦ |
| રા. રા. જેઠાલાલ લહેરુભાઇ ( માતુશ્રી રૂક્મણીની સદ્ગતિનિમિત્ત ) | વાડી | ” | ૨–૦–૦ |
| રા. રા. ઉમેદભાઈ ગયસિહજી ( પુત્રની , ) | આનોલી | ” | ૫–૦–૦ |

---

# જીવનરસાયનશાસ્ત્ર

અથવા

## વ્યાધિ હજાર પણ ઔષધ બાર.

( લેખક પ્રો. જે. જે. કશીયા મૂલ્ય ૦–૬–૦ પોસ્ટેજ ૦–૧–૦ )

મનુષ્યના રુધિરમા જે બાર ક્ષાર રહ્યા છે, તેવડે સર્વ પ્રકારના રોગો ટાળવા એ હાલના સમયમા, વૈદ્યવિદ્યાની છેલ્લામા છેલ્લી અને મોટામા મોટી શોધ છે આ પુસ્તકમા આ બાર ક્ષાર, કયા વ્યાધિમા કેવી રીતે આપવા, તે સામાન્ય બુદ્ધિમાન કોઇ પણ મનુષ્ય સમજે, એવી રીતે બહુ સરળ ભાષામા વર્ણવવામા આવ્યુ છે, અને તેથી આ પુસ્તકનો અભ્યાસ કરનાર પોતે જ પોતાનો તથા પોતાના કુટુબનો વૈદ્ય થઇ શકે છે આરોગ્યને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે આ પુસ્તક પોતાની પાસે નિરતર રાખવા યોગ્ય છે આ પુસ્તકમા લખેલા બાર ઔષધો બહુ જ સસ્તા છે, અને તે પણ અમારે ત્યા મળે છે

व्यवस्थापक, प्रात काल वडोदरा.

---

## सूचना.

મહાકાલના ગયા વર્ષના અંકો માત્ર ચૈત્રથી આશ્વિનસુધી સીલકમા છે તેમનુ મૂલ્ય પોસ્ટેજ સાથે રૂ ૧–૩–૦ છે

---

# प्रभानुक्रमणिका.



---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે તત્કાળ અત્ર જણાવવું. પંદર દિવસપછી જણાવનાર ગ્રાહકને ગેરવલ્લે પડેલો અંક મળી શકશે નહિ. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા




रूप (पुस्तक) २८—माघ कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक)

॥ ॐ श्रीँ ॥

## इष्टविरह पामेली वृत्तिना उद्गार.

પદ.

હું તો પ્રેમની પ્યાસી, પ્રીતમનાં દર્શને ચાલી,
દેવા દુઃખ વિરહનું નાથ, એક દી આપીને તાળી,
ગુપ્ત કંઇ ઝટ થઈ ગયા, નહિ મૂર્તિ ફરી ભાળી—
હું સુંદર મૃદુ ચંપાકળી, પ્રિય પ્રાણુ મુજ માળી,
મુજને મુકાતી મૂકી, ન સામું જોયું નિહાળી;—
કોઇએ મુજ પ્રીતમનો પંથ, જોયો હોય કદી હાલી,
દર્શાવી અરે કોઈ મેળવો, હું પ્રીતમની વ્હાલી—
મુજ પિયુસમીપ હું કહીશ, આણે ભાળ તમ આલી,
કહી એમ કરીશ કૃતાર્થ તેને, શ્રમ ન દઇશ હાલી;—
શોધી દેહ કે કરી તપ, હવે આ શરીર ઓગાળી,
કાં તો દેખું છું પિયુઆંખ, કાં તો સ્વરૂપ રહું મ્હાલી—
જાણું ન નાથ થઇ કરુણાનિધિ, કાં પજવતા ખાલી,
ત્યજવી મને વસમી થશે, જેને નિજ કહી પાળી;—
હું પણ ખરી કે લાવું, પિયુના હાથને ઝાલી,
રંગે હું રમીશ પિયુસંગ થઇને, ઘેલી ને કાલી;—
મેં તો પિયુપાછળ ભટકી, જીંદગી વૃથા ગાળી,
એક ન હું તસુ ચસું લાવું, અહિંયા પકડી વનમાળી;—
મુખથી હું રટી કર રહાઇ માળા નામ પિયુવાળી,
આવી અહિં લેશે મને નિજ અંકમાં ઘાલી;—

---

# मारा आत्मानु तमारा आत्मासाथे संभाषण.

—આત્મા આત્માની સાથે સંભાષણ કરી શકે? હા, પ્રિયતમ! આત્માનું જ આત્માસાથે સંભાષણ થઇ શકે છે; જડનું જડસાથે, કે જડનું આત્માસાથે કે આત્માનું જડસાથે સંભાષણ હોતું જ નથી.

—મારો આત્મા જાગ્રદ્ અવસ્થામાં મારાં નેત્રમાં આવે છે, અને તમારો તમારાં નેત્રમાં આવે છે, અને આ પ્રમાણે નેત્રદ્વારા આત્મા આત્માસાથે સંભાષણ કરે છે. નેત્ર અને શબ્દ, ઉભયવડે પણ તે સંભાષણ કરે છે. કાગળમાં આલેખેલા અક્ષરરૂપ સંકેતોવડે પણ તે સંભાષણ કરે છે. વિચારવડે પણ તે કરે છે. સંભાષણ કરવાની તેની રીતો અનેક છે, અને જે સમયે જે અધિક અનુકૂળ હોય છે, તેનો તે ઉપયોગ કરે છે.

—તમારા આત્માને મારો આત્મા આજે કંઇક કહેવા ઇચ્છે છે. ઉપરથી જોતાં આ પૃષ્ઠોમાં આલેખાયલા શબ્દોવડે હું તમારી સાથે વાત કરતો દેખાઉં છું, અને ઘણે અંશે તેમ છે પણ ખરૂં, તથાપિ આપણા મૂળ સંબંધમાં સંયોજાઇને હું આ વચનો તમારા પ્રતિ વદું છું, અને તેથી તેમનું સામર્થ્ય કોઇ જૂદા જ પ્રકારનું છે. એ સામર્થ્યનો અનુભવ જેમને થાય તેમણે આજસુધી પોતે કરેલા પોતાના સત્પ્રયત્નને જ ધન્યવાદ આપવો ઘટે છે.

—પ્રિય આત્મન્! તમે જાણો છો કે તમારે અત્યંત નિકટના બે સંબંધીઓ છે? કેમ આશ્ચર્યથી ચકિત થાઓ છો? હા, તમારે અત્યંત નિકટના, તમારી છાયારૂપ બે સંબંધીઓ છે, અને તેઓ અખંડ તમારી પાસે રહે છે.

—આ બે સંબંધીઓનો અને તમારો સંબંધ એવો છે કે તમને જો હું પતિ કહું, અને તે બન્નેને તમારી સ્ત્રીઓ કહું તો તેમાં જરા પણ ખોટું નથી. કારણ તમે તે બન્નેનું ભરણપોષણ કરનાર પાલક અને ભર્તા છો. પ્રિયતમ! તમે બે સ્ત્રીઓના પતિ છો; અને પ્રિય આત્મન્! તમે તમારા ઉપર ઓઢી લીધેલું ઢાંકણું જો સ્ત્રીશરીર હોય, અર્થાત્ તમે સ્ત્રીશરીરમાં રહેતા હો તોપણ મને નિઃશંકપણે કહેવા દો કે તમે બે સ્ત્રીના પતિ છો.

—પુરુષશરીરમાં રહેનાર આત્મા પુરુષ છે, અને સ્ત્રીશરીરમાં રહેનાર આત્મા સ્ત્રી છે, એવું છે જ નહિ. ઘરની જાતિથી તેમાં રહેનારની જાતિ બદલાયલી કદી સાંભળી છે? બાવો મઢુલીમાં રહે માટે તેને શું કોઇ બાવી ગણે છે? તમારૂં શરીર સ્ત્રીનું છે, માટે તમે કંઇ સ્ત્રી નથી. સ્ત્રીશરીરમાં રહેતા પ્રિય આત્મા! તમે અને પુરુષશરીરમાં રહેતા આત્મામાં કશો જ ભેદ નથી; અને તેથી 'તમે બે સ્ત્રીઓના પતિ છો' એ મારૂં વાક્ય તમને પણ સરખી રીતે જ લાગુ પડે છે.

—પણ બે સ્ત્રીઓના પતિને શું સુખ હોય છે? ઘરમાં જંપીને એક ક્ષણ પણ બેસવા શું તેને વારો આવે છે? તમને પણ તેમ જ થયું છે.

—આ બે સ્ત્રીઓમાંથી એક સ્ત્રી તમારૂં નિરંતર શુભ ઇચ્છનારી અને કરનારી છે. બીજીને તમારા શુભની કાળજી નથી. તેને તાગડધિન્ના કરવાસાથે કામ છે. તેમ કરતાં તમારૂં બગડો કે સુધરો તેની તેને દરકાર નથી. પ્રથમ સ્ત્રી જ્યારે તમારી મિત્ર છે, ત્યારે બીજી તમારી શત્રુ છે

—આ બે સ્ત્રીઓને તમે ઓળખો છો? જુઓ ઓળખો. એકને શાસ્ત્રો વિદ્યાત્મક મન એટલે જ્ઞાનવાળું મન કહે છે, અને બીજીને અવિદ્યાત્મક મન, એટલે અજ્ઞાનવાળું મન કહે છે.

—આ અવિદ્યાવાળું મન, એ તમારી ખરેખરી પત્ની નથી, અને ક્યારથી તમારા ઘરમાં ઘુસી જઈ તમારી પત્ની થઈ બેઠી છે, એ તમને પણ ખબર નથી. તમે ભલા માણસ, એ જ તમારી સાચી પત્ની છે, એમ માની બેઠા છો. તમે આ નુખરાંબાજ સ્ત્રીથી ભોળવાઇને તેના ગુલામ થઈ ગયા છો. તમારી સાચી પત્ની જે વિદ્યાત્મક મન તે આ સઘળું જાણે છે. તેનું તમારે ત્યાં બહુ ચલણ નથી, તોપણ તે ઘડીઘડી તમને ચેતાવ્યા વિના રહેતી નથી. તેના દોષો તમને દર્શાવ્યા જ કરે છે. આથી તમને હમેશાં અશાંતિ જ રહ્યા કરે છે.

—અવિદ્યાવાળા મનના કહ્યામાં રહ્યાથી તમારી ભારે દુર્દશા થઈ છે. તમે તેને જ કાને સાંભળનારા અને તેને જ નેત્રે જોનારા થઈ ગયા છો. 'મારૂં' 'મારૂં' કરનાર તેણે ઉદાર અને વિશાળ દૃષ્ટિવાળા તમને પણ સ્વાર્થી અને સાંકડી દૃષ્ટિવાળા કરી મૂક્યા છે. માથું દુઃખતાં તેને મરણનો ભય લાગે છે; ઝાડનું પાંદડું જરા હાલતાં તે ભયથી છળી મરે છે; તમે અજરામર નિર્ભય પુરુષ તેના સંગથી થરથર ધ્રુજતા થઈ ગયા છો. તે ક્ષુદ્ર છે, અને તેથી હમેશાં ભયમાં ને ભયમાં ડુબેલું રહે છે, અને તેમાં એકાકાર થયેલા તમે અતિ મોટા છતાં તેની સાથે જ ભયમાં ને ભયમાં ડુબેલા રહો છો.

—તમારા ઘરમાં આજે એનું જ રાજ્ય ચાલે છે. તે એટલું ઉદ્ધત થયું છે કે તમને કોઈ પૂછતું આવે તો તમારે બદલે પોતે જ, હું તે છું, એમ બોલતું તે અડી જાય છે. તમે પણ તેના કહ્યાપ્રમાણે બધું હા એ હા કરો છો.

—આ અવિદ્યાત્મક મનના પાશમાંથી છુટ્યા વિના તમારે સુખની ઘડી આવે તેમ નથી. જે ક્લેશ અને કંકાસ અને દુઃખ અને નિર્ધનતા અને રોગ તમારા ઘરમાં વ્યાપી રહ્યાં છે, તેનું કારણ તમારા ઘરમાં આ અવિદ્યાત્મક મનનું રાજ્ય છે, એ વિના બીજું કશું જ નથી. ક્લેશ, દુઃખ, અજ્ઞાન, વ્યાધિ, નિર્ધનતા, એ બધાં એનાં સંગી છે, અને તે જ્યાં હોય છે, ત્યાં ધામા નાંખીને રહે છે. એને રજા આપતાં એમાંથી કોઈનાથી એક ક્ષણ પણ તમારા સમીપ ટકી શકાય તેમ નથી.

—તમારાં પોતાનાં સંગી કોણ છે તે તમે જાણો છો? સાંભળો. અખંડ આનંદ, અનંત જ્ઞાન, અનંત ઐશ્વર્ય, અડગ નિર્ભયતા, અચલ નિરામયતા, અખંડ અસ્તિત્વ અર્થાત્ અમરત્વ, આ બધાં તમારાં સંગી છે. તમે હો ત્યાં એ સર્વદા હોય જ છે. અવિદ્યાત્મક મનઆગળ જ તે અપ્રકટ રહે છે. આથી તેમને પ્રકટ કરવાનો તમારે એક જ માર્ગ છે, અને તે એ કે અવિદ્યાવાળા મનથી નિરાળા થઈ જવું.

—અવિદ્યાવાળા મનના સંગમાં રહેવાથી આજે તમે જાણે મહા દુઃખમાં ડુબી ગયા હો એવી તમારી સ્થિતિ થઈ છે. તમે વ્યાધિથી પીડાઓ છો. ધનવિના તમે હાડમારી ભોગવો છો. આમ થશે તો શું કરીશ અને તેમ થશે તો શું કરીશ, એવા ભયવડે તમારૂં કાળજુ ફડક ફડક થયા કરે છે. જીવતાં જાણે નરકમાં તમે રહેતા હો એમ તમને પ્રસંગોપાત્ત લાગે છે. પ્રિય આત્મન્! આ બધાં અવિદ્યાનાં લફરાંસાથે તમારે સંબંધ જ કયાં છે? તમારે ભય કેવો? વ્યાધિ કેવો? નિર્ધનતા કેવી? નરક કેવું? તમે આ કોની બલા માથે વહોરી બેઠા છો?

:—વિષયસુખોથી રીઝનારૂં આ મન તે તમે નથી જ; અવશ્ય નથી. ક્યાં ચક્રવર્તી નૃપતિ અને ક્યાં એક કંગાલ ભિખારી! વિષયી મન તો એક ક્ષુદ્ર પશુજેવું છે. બીજાની દેખાદેખીએ તે ચાલનારૂં છે. સારાસારતાનો તેને વિચાર જ ક્યાં છે?. બીજાને ચાહા પીતા દેખ્યા, એટલે એ ચાહા પીવા માંડે છે; કોફી કે કોકો પીતાં દેખે છે કે તે પીવા માંડે છે. હુક્કો ગગડાવતાં કે ગાંજો પીતાં કે અફીણ ખાતાં કોઇને જુએ છે કે લાગલું જ તે પ્રમાણે કરવા તે માંડે છે. પહેલાં દેખાદેખી કરે છે, અને પછી ટેવ પડવાથી કરે છે. નાનાં બાળકોને ચાહકોફીનાં વ્યસનો શી રીતે પડે છે? દેખાદેખીથી જ. આ અજ્ઞાન મન, જે નહોતું તેની આ પ્રમાણે પોતાને ટેવ પાડે છે, અને પછી મોટું ફીલસૂફ થઇને કહે છે કે ચાહા, કોફી કે તમાકુ મારાથી છુટી શકવી અશક્ય છે. મારી તબીયત સારી રહેવાનો આધાર જ બધો એના ઉપર છે! क અથવા ख કોઈ દિવસ પોતાને ઘેર તેને દારૂ પીવા લેઈ જાય છે તો તે દારૂ પીવા માંડે છે. ग તેને આઇસ્ક્રીમ ખવડાવે છે તો પછી તે આઇસ્ક્રીમ પાછળ ભૂત થઇને ભમે છે. પછી પોતાને હાથે જ વહોરી લીધેલી આ તોકો ગળામાં ઘાલીને તે આખો જન્મારો પૂરો કરે છે; અને જો વિદ્યાત્મક મન તેને કહેવા જાય છે કે આમાં કંઈ સાર નથી, એથી આપણા પતિના વાસ્તવિક સુખમાં હાનિ થાય છે, તો ઘોડાના તોબરાજેવો તેનો દાથરો ચઢે છે. મૂર્ખ અજ્ઞાન મન!

—આત્મન્! પ્રિય આત્મન્! આ મનને બોધ આપવામાં કંઈ સાર નથી; તે તેને કાન ધરે તેમ નથી, પણ તમારે તે ધર્યા વિના ચાલે એમ છે જ નહિ. એ અજ્ઞાન મને તમને દુર્બળ કરી નાંખ્યા છે, અને તમને સમજાવી દીધું છે કે આ વિવિધ વિષયોથી અલગ થવું, એ બની શકે એવું જ નથી. પણ એ કેવળ જુઠું છે. એ મનને તમે કોણ છો તે જાણવામાં નથી. તમારા સામર્થ્યથી તે અજ્ઞાત છે.

—અવિદ્યાવાળા મનનો ત્યાગ કરીને, વિદ્યાવાળા મનનું તમારા ઘરમાં ચલણ કરવાથી જ તમારૂં અગાધ સામર્થ્ય તમે બહાર પ્રકટ કરી શકો એમ છે. સ્મરણમાં રાખો કે સ્ત્રીવિના પુરુષનો ગૃહસ્થાશ્રમ ચતુર્વિધ પુરુષાર્થને પ્રકટાવી શકતો નથી, તેમ વિદ્યાત્મક મનવિના તમે પોતાના અનંત ઐશ્વર્યને પ્રકટાવી શકતા જ નથી.

—અવિદ્યાવાળા મનનો અધિપતિ ચંદ્ર છે; વિદ્યાવાળું મન સ્થિર પ્રજ્ઞા અર્થાત્ બુદ્ધિનું સૂચક છે, અને એમ હોવાથી તેનો અધિપતિ સૂર્ય છે. ચંદ્ર અને સૂર્યમાં કેટલો ભેદ છે, એ તમે જાણો છો? ગાંડા મનુષ્યોઉપર જે ચંદ્રની સત્તા અધિક હોય છે. અવિદ્યાવાળા મનની જો તમારા ઉપર અધિક સત્તા છે, તો તમે કેવા છો, એ તમે જાતે જ સમજી લેજો. સૂર્યની સત્તાવડે પોષાતી દિવ્ય પ્રજ્ઞાનો જ સર્વત્ર વિજય છે.

—ચંદ્રનો પ્રકાશ બહુ વિશ્વાસ રાખવા લાયક હોતો નથી. કોઇ દિવસ તે થોડો હોય છે તો કોઈ દિવસ તે અધિક હોય છે; અને કોઈ વખત તો આખી રાત્રિ અંધકાર જ હોય છે. વળી પૂર્ણિમાજેવી પૂર્ણ પ્રકાશવાળી રાત્રિમાં પણ દૂરના પદાર્થોનો યથાર્થ નિર્ણય કરવામાં નેત્રને બહુ ખેંચતાં છતાં પણ સંદેહ નિવૃત્ત થતો નથી. અવિદ્યાવાળા મનનું પણ એમ જ છે. તેનો પૂર્ણ પ્રકાશ પણ સંદેહવાળો અને ભયને સ્થિર રાખનાર જ હોય છે. વિદ્યાત્મક મનના સૂર્યનાં કિરણોવડે જ્યાં સુધી અંતઃકરણ પ્રકાશિત થતું નથી ત્યાં સુધી પરમનિર્ભયતા પ્રાપ્ત થતી જ નથી.

—અવિદ્યાત્મક મનનો સંગ છોડવો શી રીતે? અને વિદ્યાત્મક મનના સંગમાં અખંડ રહેવું શી રીતે? આ પ્રશ્ન જ્યાં ત્યાં નિત્ય કરવામાં આવે છે. એ કાર્યમાં મોટા મોટા સફળ થતા નથી તો અમારા શા આશરા, એમ ઘણા બોલે છે. પ્રશ્ન ખરો છે; પણ આ દુર્બળતા કોણ સૂચવે છે? આ દુર્બળતા સૂચવનાર અવિદ્યાત્મક મન છે, તમે આત્મા પોતે નથી. એ અવિદ્યાત્મક મન પોતાને જ આત્મા માની બેઠું છે, અને ખરા આત્મા જે તમે તેમને પોતાનો સંગ નડે છે, એ વાતનું તમને અભાન રાખીને કોઈ બીજાનો જ સંગ જાણે છોડવાનો હોય તેમ પ્રશ્ન કરે છે.

—તમે જે આત્મા છો, તેને તો અવિદ્યાત્મક મનનો સંગ છોડવો શી રીતે, એ પ્રશ્ન જ કરવાનો રહેતો નથી. મારે અંધકાર તજવો શી રીતે, એમ સૂર્યને પૂછવાનું રહે છે? તેને અંધકાર વળગ્યો જ નથી. તમે આત્મા પોતે તમે કોણ છો, કેવા છો, એ વિચારપૂર્વક સમજો, અને સમજીને તમારા એ સ્વરૂપનું વિસ્મરણ ન કરો તો અવિદ્યાનો સંબંધ છોડવાનો તમારે રહેતો જ નથી.

—તમારા પોતાના સ્વરૂપનું ચિંતન એ જ અવિદ્યાત્મક મનના સંગના ત્યાગનો ઉપાય છે; અને એવું કોઈ પણ નથી કે જેને પોતાનું ચિંતન કરવું તેમાં કઠિનતા જણાય.

—અવિદ્યામાં આવીને વારંવાર એકાકાર થવાની ટેવ, સ્વરૂપચિંતનમાં વારંવાર જોડાતાં અલ્પ સમયમાં છુટી ગયા વિના રહેતી જ નથી. કારણકે તમારો આશ્રય જ એ ટેવનો પ્રાણ છે, અને તે બંધ થતાં તેને મરણ પામ્યા વિના છુટકો થતો જ નથી.

—હવે જે કહેવાનું છે, તે કહેવામાં શબ્દસાધન નિરુપયોગી છે. પાછા વળી સ્વરૂપપ્રદેશમાં આવો, અને શબ્દવિના જે બોધાનુભવ થાય તે વડે નિત્ય પરમતૃપ્ત રહો.

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૭ થી. )

**कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ॥ १० ॥**

**સૂત્રાર્થઃ**—અહિં કલ્પના દર્શાવેલી છે તેથી મધુ આદિના શબ્દના પ્રયોગની માફક અજા શબ્દના પ્રયોગમાં વિરોધ નથી.

**કલ્પનો૦ઃ**—કલ્પના એટલે રૂપકનો ઉપદેશ છે, અહિં રૂપક કર્યો છે તેથી.

આ સૂત્રથી એ જણાવ્યું કે બકરીવાચક આ અજા શબ્દ નથી તેમ જ **न जायते इति अजा**—જેની ઉત્પત્તિ નથી તે અજા એ યૌગિક અર્થમાં પણ અજા શબ્દ વાપર્યો નથી પણ અહિં માયાનો અજાસાથે રૂપક કર્યો છે. પ્રકરણવશાત્ પ્રાપ્ત થતી માયા ઉપમેય છે અને અજા ( બકરી ) એ ઉપમાન છે. આ વાકયમાં ઉપમાન માત્રનો નિર્દેશ કર્યો છે અને ઉપમેયનું કથન કર્યું નથી. નિર્ગીર્યાધ્યવસાનરૂપા અતિશયોક્તિમાં આ જ પ્રકારે વર્ણન કરાય છે. તેથી આ વાકયનો એ અર્થ થયો કે જેમ લોકમાં કોઇ બકરી લાલ, શ્વેત અને કૃષ્ણ વર્ણવાળી, ઘણાં તથા પોતાના જેવાં બકરાંરૂપ બચ્ચાંવાળી હોય અને તેને કોઈ બકરો સેવતો રહે અને અન્ય તેનાથી ભોગ પ્રાપ્ત કરી તેને ત્યજી દે છે તે જ પ્રમાણે તેજસ્, અપ અને પૃથ્વીરૂપ, ચરાચરના બીજરૂપ આ ત્રણ વર્ણવાળી માયારૂપ અજા કે જે પોતાના સરખા

રૂપવાળા ચરાચર વિકાર માત્રને જન્મ આપે છે તે તત્ત્વજ્ઞાનરહિત જીવવડે ભોગવાય છે અને તત્ત્વજ્ઞ તેનો ત્યાગ કરે છે. પ્રસંગવશાત્ એ પણ કહેવું જોઈએ કે એક જીવ એ માયાને સેવે છે અને અન્ય એને તજે છે એમ અત્ર કહ્યું છે તેપરથી જીવોનો વાસ્તવ ભેદ કે જે સાંખ્ય શાસ્ત્ર માને છે તે આ શ્રુતિમાં કહ્યો છે એ ભ્રાન્તિ ધરવી ઘટતી નથી. કેમકે આ શ્રુતિવાક્યનો વિવક્ષિત વિષય જીવોનો ભેદ નથી. જીવોના ભેદને પ્રતિપાદન કરવા આ શ્રુતિ વાક્ય ઉચ્ચરાયું નથી પણ લોકસિદ્ધ ભેદનો અનુવાદ કરી બંધમોક્ષની વ્યવસ્થા કરી દર્શાવવાનું આ વાક્યનું તાત્પર્ય છે. તેથી જે ભેદનો એ શ્રુતિમાં અનુવાદ કર્યો છે તે ભેદ ઉપાધિને લઈને જ છે અને વાસ્તવિક નથી જ એ **एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा** એક જ બ્રહ્મચૈતન્ય સર્વ પ્રાણીમાં વિલસી રહ્યું છે, એ જ સર્વમાં વ્યાપી રહ્યું છે અને એ જ સર્વના અંતરાત્મારૂપ છે, ઇત્યાદિ શ્રુતિસિદ્ધ નિર્ણય જ અત્ર પણ વાસ્તવિક લીધો છે. આ પ્રમાણે રૂપકની કલ્પના શ્રુતિમાં ઇતરત્ર પણ કરેલી છે. આદિત્ય મધુ નથી, વાણી ગાય નથી, દ્યુલોકાદિ અગ્નિ નથી છતાં મધુ, ધેનુ અને અગ્નિ આદિ એ પદોથી આદિત્ય, વાણી અને દ્યુલોકાદિનું ગ્રહણ શ્રુતિ સૂચવે છે. તે જ પ્રમાણે માયા બકરી નથી છતાં તેના અજારૂપે રૂપણ કરી આ વાક્યની પ્રવૃત્તિ છે.

આ પ્રમાણે આ અધિકરણથી અજા શબ્દ પ્રકૃતિવાચક નથી તેથી ઈક્ષિત્યધિકરણમાં જે કહ્યું છે કે પ્રકૃતિ–પ્રધાન વેદપ્રતિપાદ્ય નથી એ સિદ્ધ કર્યું. આ પ્રમાણે અજા મંત્રનો પરિહાર કરવામાં આવ્યો એટલે હવે સાંખ્યમતાવલંબી પ્રતિપક્ષી અન્ય શ્રુતિવાક્યને પોતાના મતના સમર્થનમાં દર્શાવે તેમ છે તે વાક્ય લઈ તેનો અર્થ સૂત્રકાર સ્પષ્ટ કરે છે.

**न संख्योपसंग्रहादपि नाना भावादतिरेकाच्च ॥ ११ ॥**

**સૂત્રાર્થ**—( પચીશ ) સંખ્યાનો સ્વીકાર કરીએ તો પણ ( પ્રધાન શ્રૌત ઠરે તેમ ) નથી કેમકે સાંખ્યસંમત તત્ત્વો પરસ્પર ભિન્ન છે અને વળી પચીશનો સ્વીકાર કરતાં સંખ્યા વધી જાય છે. **संख्योपसंग्रहात्**—સંખ્યાનો ઉપસંગ્રહ એટલે સ્વીકાર કરવાથી અથવા શ્રૌત જે પંચવિંશતિ ( પચીશ ) ની સંખ્યા તે વડે સાંખ્યસંમત ૨૫ તત્ત્વોનો સ્વીકાર કરીએ તોપણ ( **अपि** ),

**नानात्वात्**=નાનાત્વ એટલે ભેદ છે તેથી.

**अतिरेकात्**=અતિરેક એટલે અધિકતા, વધારો થાય છે તેથી.

આ સૂત્રમાં એ કહ્યું કે ગયા અધિકરણમાં અજા મંત્રનો પરિહાર કર્યો અને તેથી પ્રધાન શ્રુતિસિદ્ધ નથી એ ઠેરવ્યું તોપણ સાંખ્ય મતવાળા **यस्मिन् पंच पंचजना आकाशश्च प्रतिष्ठितः तमेवमन्य आत्मानं विद्वान् ब्रह्म मृतोऽमृतम्**—જેમાં પાંચ પંચજન તથા આકાશ સ્થિતિ થઈ રહ્યાં છે તે આત્મા છે એમ હું માનું છું, તે આત્મારૂપ બ્રહ્મ અમૃત છે એમ જાણનાર હું અમૃત છું. આ બૃહદારણ્યક શ્રુતિઉપરથી પુનઃ આ સ્થાપિત કરેલા સિદ્ધાન્તની સામા થાય છે. આ મંત્રમાં **पंच पंचजनाः** એમ કહ્યું છે તેમાં બે પંચ શબ્દ વાપર્યા છે તેથી પાંચ પાંચ એ રીતે એક પંચ સંખ્યાના વિશેષણરૂપ બીજો પંચ શબ્દ હોવાથી પાંચ પંચક એટલે ૨૫ એવો અર્થ સમન્વય છે. આ સંખ્યાવડે કોઈ પણ પદાર્થનું ગ્રહણ કરવું જોઈએ. ત્યાં ૨૫ ની સંખ્યા છે તેથી ૨૫ પદાર્થ અત્ર કહ્યા છે અને સાંખ્ય શાસ્ત્ર બરાબર ૨૫ તત્ત્વોજ માને છે. સાંખ્યકારિકા જણાવે છે કેઃ—

मूल प्रकृति रविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥

સર્વ તત્ત્વોનો આ ચાર વર્ગમાં સમાવેશ થાય છે. (૧) કેવળ પ્રકૃતિરૂપ તત્ત્વ એટલે જે સર્વના ઉપાદાન કારણરૂપ હોઇને પોતે કોઈના વિકારરૂપ નથી, (૨) પ્રકૃતિવિકૃતિ તત્ત્વ એટલે જે કોઇના ઉપાદાન કારણરૂપ અને કોઈના વિકારરૂપ છે તે. (૩) કેવળ વિકૃતિરૂપ તત્ત્વ એટલે પોતે કોઇના વિકારરૂપ છે પણ પોતે કોઇ પણ ભિન્ન તત્ત્વના ઉપાદાન કારણરૂપ નથી, અને (૪) અપ્રકૃતિ અવિકૃતિ તત્ત્વ એટલે જે કોઈની પ્રકૃતિ પણ નથી અને કોઈની વિકૃતિ પણ નથી. આ ચાર વર્ગમાંના પ્રથમ વર્ગમાં મૂલ પ્રકૃતિ-પ્રધાન આવે છે કેમકે એ મૂલ પ્રકૃતિ ચરાચર સમગ્ર અનાત્મ વિશ્વના કારણરૂપ છે અને પોતે કોઈના વિકારરૂપ નથી. દ્વિતીય વર્ગમાં મહત્ તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાના અણુઓ આવે છે કેમકે એ પ્રકૃતિરૂપ તથા વિકૃતિરૂપ છે. ત્યાં મહત્ તત્ત્વ એ મૂલ પ્રકૃતિની વિકૃતિ છે અને અહંકારના અણુઓની પ્રકૃતિ છે; ત્રિવિધ અહંકારના અણુઓ મહત્ તત્ત્વની વિકૃતિ છે અને સાત્વિક તથા રાજસ અહંકારના અણુઓ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયની પ્રકૃતિરૂપ છે તથા તામસ અહંકાર પાંચ તન્માત્રાની પ્રકૃતિરૂપ છે; અને પાંચ તન્માત્રા તે અહંકારની વિકૃતિરૂપ છે તથા પૃથિવ્યાદિ પાંચ ભૂતના અણુની પ્રકૃતિ છે. તેથી મહત્, અહંકાર અને પાંચ તન્માત્રા એ સાત તત્ત્વો પ્રકૃતિ વિકૃતિરૂપ તત્ત્વો છે. અને તેથી દ્વિતીય વર્ગમાં એ આવે છે. તૃતીય વર્ગમાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન એ મળી એકાદશ ઇન્દ્રિય તથા પૃથિવ્યાદિ પાંચ ભૂતનો સમાવેશ થાય છે. એ ૧૬ તત્ત્વો કેવલ વિકૃતિરૂપ જ છે કારણ કે એકાદશ ઇન્દ્રિય તે અહંકારના અણુની વિકૃતિ છે અને પાંચ ભૂત તે પાંચ તન્માત્રાની વિકૃતિ છે અને એમાંથી કોઈ પણ પોતાનાથી ભિન્ન તત્ત્વના ઉપાદાન કારણરૂપ નથી એટલે પ્રકૃતિરૂપ નથી. તેથી આ વર્ગમાં આ ૧૬ તત્ત્વનું ગ્રહણ થાય છે. ચતુર્થ વર્ગમાં પુરુષતત્ત્વનું ગ્રહણ કરાય છે કેમકે પુરુષતત્ત્વ એ કોઈની પ્રકૃતિ નથી અને કોઇની વિકૃતિ પણ નથી. આ પ્રમાણે આ કારિકામાં એક મૂલ પ્રકૃતિ, સાત પ્રકૃતિવિકૃતિ, સોળ કેવલવિકૃતિ અને એક અપ્રકૃતિઅવિકૃતિ એ પ્રમાણે ૨૫ તત્ત્વોનું પ્રતિપાદન છે. તેથી પૂર્વપક્ષી કહે છે કે આ શ્રુતિમાંની પંચવિંશતિ સંખ્યાવડે આ સ્મૃતિસંમત ૨૫ તત્ત્વોનું ગ્રહણ કરવું ઘટે છે અને તેમ કરાય છે એટલે પ્રધાન આદિ આ શ્રુતિથી સિદ્ધ છે એ સમજાય છે.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે આ વાક્યમાં **पंच पंचजनाः** એ પદોથી ૨૫ ની સંખ્યા કહી છે એમ સ્વીકારીએ તોપણ તેનાથી પ્રધાનાદિ આ શ્રુતિથી સિદ્ધ છે એમ કહેવી શકાય એ દુરાશા જ છે. કેમકે પાંચ પંચક કરી ૨૫ ની સંખ્યા કરવામાં આવે છે. ત્યાં એક પંચક, બે પંચક ઇત્યાદિમાં પાંચ પાંચના વર્ગ કરવા જોઇએ અને તે માટે એ પંચકમાં-પાંચના વર્ગમાં કોઇ સાધારણ ધર્મ હોવો જોઇએ. ગાયનું પંચક કહેવાય છે કેમકે એમાં જે પાંચ વ્યક્તિ છે તેમાં ગોત્વરૂપ સાધારણ ધર્મ છે. પુસ્તકોનું પંચક કરાય કેમકે એમાં આવતી પાંચે પુસ્તકરૂપ વ્યક્તિમાં પુસ્તકત્વરૂપ સાધારણ ધર્મ છે. પણ એક ગાય હોય, એક પુસ્તક હોય, એક અશ્વ હોય, એક શ્વાન હોય અને એક મનુષ્ય હોય તો તેનું પંચક નહિ થાય, કારણકે એમાં સાધારણ ધર્મ નથી. થાય તો એક

પાંચને કોઇ રીતે એક જાતિના બતાવવા જોઇએ. શ્રુતિમાં પણ **द्वावश्विनौ सप्तसप्तर्षयोऽष्टौ वसवश्चेति** ઇત્યાદિમાં અશ્વિત્વરૂપ સાધારણ ધર્મ લઇ બે અશ્વિનનો એક વર્ગ કર્યો છે. સપ્તર્ષિત્વરૂપ સાધારણ ધર્મલઈ એ સાતનો એક વર્ગ કર્યો છે, વસુત્વરૂપ સાધારણ ધર્મ લઈ એ આઠનો એક વર્ગ કર્યો છે. તે પ્રમાણે અહિં પણ પાંચ પંચક એ રીતે કરવામાં આવે તો ૨૫ ની સંખ્યાનું ગ્રહણ થાય, પણ એ તત્ત્વોમાં નાનાત્વ છે, ભેદ છે તેથી પાંચ પંચક થઈ શકે તેમ નથી. વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો પાંચ જ્ઞાનેન્દ્રિયનું એક પંચક થાય કેમકે એમાં જ્ઞાનેન્દ્રિયત્વરૂપ સાધારણ ધર્મ છે, વાગાદિ પાંચ કર્મેન્દ્રિયનું એક પંચક થાય કેમકે એમાં કર્મેન્દ્રિયત્વરૂપ સાધારણ ધર્મ છે, પાંચ તન્માત્રાનું એક પંચક થાય કેમકે એવાં સ્થૂલના પ્રકૃતિત્વ રૂપ સાધારણ ધર્મ છે. આ પ્રમાણે ત્રણ પંચક થાય છે. અને આ શ્રુતિવાક્યમાં **यस्मिन्** જેમાં એ પચીશ રહ્યા છે તે આત્મા છે એમ આત્માનું તથા આકાશનું પૃથક્ ગ્રહણ છે તેથી હવે સત્ત્વ, રજસ્, તમસરૂપ ત્રણ ગુણો, મહત્તત્ત્વ, અહંકાર, મન અને પૃથ્વીઆદિ ચાર ભૂત બાકી રહ્યાં. એનાં બે પંચક કરવાં જોઇએ. તેમાં જો સંભવ હોય તો સત્ત્વ, રજસ્, તમસ્, મહત્ અને અહંકાર એ પાંચનું એક પંચક કરાય અને ચાર ભૂત તથા મનસ્ એ પાંચનું બીજું પંચક કરાય. પણ તેમ કરવા માટે એ પાંચ પાંચમાં સાધારણ રીતે રહેલો અને બીજામાં નહિ રહેલો એવો ધર્મ લેવો જોઈએ અને તે લઇને એ બે પંચક કરવાં જોઇએ પણ તેવો કોઇ ધર્મ છે નહિ તેથી એ બે પંચક થઇ શકે તેમ નથી. માટે સૂત્રકારે જણાવ્યું કે ૨૫ સંખ્યા લઇએ તોપણ તેનો પાંચ પંચકથી બોધ થઈ શકે તેમ નથી કેમકે એ તત્ત્વોમાં નાનાત્વ હોવાથી પાંચ પંચક થઇ શકતાં નથી અને તેમ નહિં થાય તો ૨૫ નો બોધ કેવી રીતે થાય અને સાંખ્યસિદ્ધાન્તને આ શ્રુતિ કેવી રીતે સમર્થન કરે ? નહિ જ કરે.

આની સામે પૂર્વપક્ષી જો કહે કે આમ પાંચ પંચક નહિ કરવાં પણ જેમ **पंच सप्त च वर्षाणि नववर्ष शतक्रतुः ॥** ઇન્દ્ર પાંચ સાત વર્ષ વર્ષ્યો નહિ—એ વાક્ય પંચક અને સપ્તક કર્યાવિના **पंच** શબ્દનો લક્ષ્યાર્થ પાંચ સંખ્યા અને સપ્ત શબ્દનો લક્ષ્યાર્થ સાતની સંખ્યા લઈ બાર વર્ષ અનાવૃષ્ટિ રહી એમ અર્થ કરાય છે તે પ્રમાણે પ્રસ્તુત વાક્યમાં પણ બંને **पंच** શબ્દનો વાચ્યાર્થ ન લેતાં પાંચ સંખ્યારૂપ લક્ષ્યાર્થ લેવો અને તેમ લઈ ૨૫ ની સંખ્યાનો અર્થ ગ્રહણ કરવો. આમ પૂર્વપક્ષી કહે તો તે ઉચિત નથી. કારણ કે આ પક્ષમાં પ્રથમ જ દોષ એ છે કે લક્ષણાનો આશ્રય કરવો પડે છે. જ્યારે વાચ્યાર્થનો બાધ થતો હોય ત્યારે જ લક્ષણાનો આશ્રય કરાય છે અને અહિં તેમ બાધવિના જ લક્ષણાનો આશ્રય કરવાનો છે એ પ્રથમ દોષ છે. વળી આ વાક્યમાં **पंच पंच जनाः** એમ ત્રણ પદો નથી પણ **पंच** એવું એક પદ છે અને **पंच जनाः** એવું બીજું સમસ્ત પદ છે, અર્થાત્ દ્વિતીય પંચ પદ જન પદસાથે સમાસને પામેલું છે અને પૃથક્ નથી. આ મંત્રમાં પ્રથમના **पंच** શબ્દનો આદ્ય સ્વર ઉદાત્ત છે અને દ્વિતીય સ્વર અનુદાત્ત છે અને પછી **जन** શબ્દના છેલ્લો સ્વર જ ઉદાત્ત છે, બાકીના સ્વરો અનુદાત્ત છે, જો દ્વિતીય પંચ શબ્દનો જન શબ્દસાથે સમાસ નહિ કરીએ તો એ દ્વિતીય પંચ શબ્દનો આદ્ય સ્વર પ્રથમના પંચ શબ્દના આદ્ય સ્વરની માફક ઉદાત્ત થવો જોઇએ અને અનુદાત્ત નહિ થાય. જ્યારે એ દ્વિતીય પંચ શબ્દનો જન સમાસ છે એમ લઇએ ત્યારે **सामास्य-६-१-२२३** એ શ્રી પાણિનીસૂત્રપ્રમાણે સમાસનો અંત્ય સ્વર ઉદાત્ત થાય છે અને **अनुदात्तं पदमेक वर्जंत-६-१-१५८** એ સૂત્રપ્રમાણે સમાસના બીજા બધા સ્વરો અનુદાત્ત થઇ

રહે છે. તેથી આ મંત્રમાં पंचजनाः એ પદમાં માત્ર અંત્ય સ્વર જ ઉદાત્ત છે તેથી એ સમસ્ત પદ છે એમ લેવું જોઇએ એ આ પારિભાષિક સ્વરથી નિશ્ચય થાય છે. વળી શતપથ બ્રાહ્મણનો ભાષિકાખ્ય ગ્રંથ જોતાં **स्वरितोऽनुदात्तो वा** એ સૂત્રથી જણાય છે કે મંત્રદશામાં જે સ્વર અનુદાત્ત હોય અથવા સ્વરિત હોય તે બ્રાહ્મણદશામાં ઉદાત્ત થાય છે તેથી નાનો જે 'ચા' તે શિવાયના બીજા સ્વરો અનુદાત્ત હોવાથી બ્રાહ્મણદશામાં એ ઉદાત્ત થાય છે અને **उदात्तमनुदात्तमनन्त्यम्** એ સૂત્રવડે નાનો 'ચા' તે બ્રાહ્મણદશામાં અનુદાત્ત થાય છે. આ પ્રમાણે બ્રાહ્મણના સ્વરો જોતાં મંત્રના સ્વરોનો નિર્ણય કરાય છે અને તેવડે એક સમસ્ત પદ છે કે પૃથક્ પદો છે એ નિર્ણય થાય છે. તેથી આ રીતે જોતાં પણ આ **पंचजनाः** એ એક સમસ્ત પદ છે એ નિશ્ચય થાય છે. વળી અન્યત્ર શ્રુતિમાં **पंचानां त्वा पंचजनानाम्** એવો ધૃતગ્રહણનો મંત્ર છે, અને એ મંત્રમાં દ્વિતીય **पंच** શબ્દને પષ્ઠીનું બહુવચન લગાડયું નથી તેથી એનો **जनानाम्**સાથે સમાસ થયો છે એ સ્પષ્ટ છે તેથી એની સાથે સંવાદ કરતાં પણ અત્રનો **पंचजनाः** એ શબ્દ સમસ્ત પદ છે એ સિદ્ધ થાય છે. આ પ્રમાણે આ દ્વિતીય **पंच**શબ્દ સમસ્ત થઈ ગયું છે તેથી અહિં પાંચ પાંચ એવું કથન નથી પણ પાંચ પંચજન એવું કથન છે અને તેથી પાંચ પાંચ કરી ૨૫ નો બોધ થાય છે એ કથન અનુચિત છે. દ્વિતીય **पंच**શબ્દ જનશબ્દનું વિશેષણ થયો છે તેથી વિશેષણ ગૌણ થાય છે તેથી ગૌણતાને પામ્યો છે અને તેથી પ્રથમનો જે પંચશબ્દ તે મુખ્યનું વિશેષણ થાય અને ગૌણનું, વિશેષણનું વિશેષણ નહિ થાય. તેથી પાંચ પાંચ એ અર્થ કોઈ રીતે થઈ શકે નહિ. આ સંબંધમાં પૂર્વપક્ષી કહે કે જેમ પાંચ પાંચશેરી, પાંચ પંચપૂલી (પાંચ પૂળાની ગાંસડી) ઇત્યાદિ પ્રયોગોમાં ૨૫ શેર અને ૨૫ પૂળાની પ્રતીતિ થાય છે તેમ અહિં પણ પંચનો જનસાથે સમાસ ભલે હોય પણ પાંચ પંચજન એટલે ૨૫ તત્ત્વ એ અર્થ કરી શકાય. ના, સિદ્ધાન્તી કહે છે કે, તેમ નહિ થાય. કેમકે પાંચશેરી, પંચપૂલી ઇત્યાદિ સ્થળે પાંચ શેર, પાંચ પૂલા એનો દ્વિગુસમાસ થાય છે અને તેનો અર્થ સમાહાર છે તેથી પાંચશેરીનો અર્થ પાંચ શેરનું એક કાટલું, પંચપૂલીનો અર્થ પાંચપૂલાની એક ગાંસડી એવો અર્થ થાય છે તેથી એવાં કેટલાં કાટલાં, એવી કેટલી ગાંસડી એ આકાંક્ષા થવાથી તેના વિશેષણરૂપ પાંચ શબ્દ વાપરી શકાય છે. પણ પ્રસ્તુતમાં **पंचजनाः** એ સમાહાર અર્થમાં દ્વિગુસમાસ થયો નથી કેમકે તેમ હોય તો **पंचजनी** એવું પદ થાય. તેથી સમાસનો અર્થ સમાહાર નહિ હોવાથી કેટલા જન એ જ આકાંક્ષા થાય છે અને તેની નિવૃત્તિ દ્વિતીય પંચશબ્દથી થયેલી હોવાથી પ્રથમનો પંચશબ્દ તે માટે આવશ્યક કરે તેમ નથી. તેથી પ્રથમનો પંચશબ્દ પંચજનનું આવી રીતે વિશેષણ થઈ શકે તેમ નથી. જો થાય તો પંચશબ્દનું જ થાય અને તેમાં તો દોષ ઉપર બતાવ્યો છે. તેથી સિદ્ધ થાય છે કે **पंच पंचजनाः** એ પ્રયોગ કોઈ રીતે ૨૫ તત્ત્વને દર્શાવે તેમ નથી.

આ આખું વાક્ય જોતાં પણ એ જ નિર્ણય થાય છે. આ વાક્યમાં જણાવ્યું છે કે જેમાં પાંચ પંચજન રહેલા છે અને જેમાં આકાશ રહેલું છે તે આત્મા છે. પાંચ પંચજન તથા આકાશનો આધાર આત્મા છે. હવે પાંચ પંચજન એ પદથી ૨૫ તત્ત્વ લીધાં તો તેમાં આત્મારૂપ પુરુષ તથા આકાશ એનું ગ્રહણ તો થઈ ગયું, તો આકાશને પૃથક્ કેવી રીતે કહ્યું અને એ પચીશમાં અંતર્ગત પુરુષના આધારરૂપ આત્મા (પુરુષ) છે એ અસંગત અર્થ થયો. તેથી એ આકાશ તથા આત્મા એ બે પદાર્થ ૨૫ માં નહિ અંતર્ગત થયેલા એવા કોઇ

પદાર્થો લેવા જોઈએ અને તેમ લેતાં સમગ્ર તત્ત્વો ૨૫ અને બે વધારે એમ ૨૭ થઈ જશે કે જે સાંખ્ય શાસ્ત્રથી વિરુદ્ધ છે. તેથી તત્ત્વોમાં વૃદ્ધિ થઈ જાય છે એ હેતુને લઈને પણ અહિં સાંખ્યસંમત ૨૫ તત્ત્વનું **पंच पंचजनाः** એ પદોથી ગ્રહણ થઈ શકે તેમ નથી.

આ સર્વ છતાં ધારો કે ૨૫ સંખ્યા શ્રૌત છે તો તેટલાપરથી સાંખ્યસંમત ૨૫ તત્ત્વ જ કેવી રીતે લેવાય? કેમકે **जन** શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ તથા રૂઢ અર્થ કોઈ પણ લઈએ તોપણ સાંખ્યસંમત તત્ત્વ થતો નથી, અને ૨૫ ની સંખ્યા તો ગમે તે બીજા પદાર્થો લેવાથી પણ પૂરી કરી શકાય. તેથી કોઈ રીતે આ શ્રુતિ સાંખ્ય સંમત તત્ત્વપર લેવાય એમ નથી એ સિદ્ધ થાય છે.

અહિં પૂર્વપક્ષી પૂછશે કે ભલે સાંખ્યસંમત તત્ત્વો અહિં વિવક્ષિત નહિ હોય, તો આ શ્રુતિનો શો અર્થ છે, **पंच पंचजनाः** એ પદોથી તમે શો અર્થ લો છો? એનું ઉત્તર એ કે **पंचजनाः** એ સમાસ છે એ તો સિદ્ધ જ થયેલું છે તેથી **दिक् संख्ये च संज्ञायाम्** ॥ ૨. ૧. ૫૦ ॥ એ પાણિનિસૂત્રમાં "દિશાવાચક શબ્દો તથા સંખ્યા બતાવનાર શબ્દોનો બીજા પદોસાથે સમાસ કરાય, જો સમાસનો રૂઢ અર્થ હોય તો"—આ અર્થ જણાવ્યો છે તેથી એ સૂત્રાનુસાર જેમ સપ્તર્ષિ આદિ રૂઢ અર્થમાં સમાસો થાય છે તેમ **पंच पंचजनाः** એ રૂઢ અર્થમાં સમાસ છે એમ લેવું જોઈએ. પંચજન એવા કોઇ રૂઢ પદાર્થોની અત્ર વિવક્ષા છે અને સાંખ્યતત્ત્વોની વિવક્ષા નથી. એ પંચજન તે કેટલા એ આકાંક્ષાની નિવૃત્તિ કરવા જેમ સાત સપ્તર્ષિ આદિ પ્રયોગો કરાય છે તેમ પાંચ પંચજન એવો પ્રયોગ અત્ર કરેલો છે. આ પંચજનરૂપ રૂઢ પદાર્થ તે કયા એનું ઉત્તર શ્રીસૂત્રકાર આપે છે કે

(અપૂર્ણ)

---

# जीवभावनाथी दीनत्व धरता साधकने स्वरूपभावनाथी वीरत्व धरवा प्रवोध.

પદ. ( મોરી કામનીઆં, તોરે ગોરે—એ લય ).

વિરા તું છે કેસરી, રાંકડી ન બકરી;
જોઈ પોતાને હરિ, રહે સુખમાં ઠરી.
અન્યતણા આરોપિત દોષે, વૃથા થતો કાં રાંક;
પતિતપાવન તું પરમાત્મા, ક્યાં પછી તુજમાં વાંક. વીરા૦
પામર વિષયી ભેદતણો લહી, તુજમાં નિત્ય અભાવ;
અંતર્બાહ્ય વિશુદ્ધિ વિલોકી, જય જય ઘોષ ગજાવ. વીરા૦
આમ કરીશ તો આમ થશે ને, તેમ કરીશ તો તેમ;
મિથ્યા એવા ભયને છોડી, નિહાળ સઉ સ્થળ ક્ષેમ. વીરા૦
કેસરપપ્પુસમ છો બીજા, કરતા નાસાનાસ;
જે સમયે જે આવી મળે તે, જોજે સ્વરૂપવિલાસ. વીરા૦

ત્યાજ્યગ્રાહ્ય આ શુભાશુભ આ, એવા સર્વ વિવાદ;
ભેદદર્શી અજ્ઞાની જનના, છે મિથ્યા બકવાદ. વીરા૦
સર્વ સમય તું લહી પોતાને, મુક્ત સ્વતંત્ર પ્રબુદ્ધ;
જ્ઞાનમત્ત નિર્ભય વિચરજે, થઇશ ન કદિ અશુદ્ધ. વીરા૦

---

# महान् शोधक एडिसन अने तेनी नवीं शोध.

અખંડ ઉદ્યોગ કરનાર, અસાધારણ પ્રતિભાસંપન્ન, અમેરિકાના વિશ્વવિખ્યાત એડિસનને કોણ નથી ઓળખતું ? ફોનોગ્રાફ અને ગ્રામોફોન નામનાં અદ્ભુત યંત્રોને શોધી કાઢવાથી નાનાં ગામડાંમાં નાનાં બાળકો પણ તેનાથી અજાણ્યાં નથી.

પણ આજ સુધી તેણે જેટલા આશ્ચર્યકારક શોધો કર્યા છે, તેના કરતાં આ ચાલુ વર્ષમાં જે શોધ તે બહાર મૂકવાનો છે, તેનાથી તેની અમર કીર્તિ કેટલા અધિકગણુ અમર થશે, તેનું અનુમાન કરતાં પણ તર્ક કુંઠિત થઈ જાય છે. જેટલી સહેલાઈથી કંદોઈ એક ખાંડનું રમકડું બનાવે છે, તેટલી જ સહેલાઈથી ત્રણ માળનું, અને બે કુટુંબો સુખપૂર્વક રહી શકે એવું સુંદર ઘર, ચુનો, રેતી, મરડીયા વગેરે પદાર્થોના મિશ્રણથી બનાવવાની પોતાની શોધને આ ચાલુ વર્ષમાં પ્રકટ કરવાનું એડિસન વચન આપે છે. તે કહે છે કે આવું ઘર માત્ર ત્રણ હજાર રૂપૈયાના ખર્ચથી બાંધી શકાશે.

પોતે બાંધવા ધારેલાં જે ઘરનાં ચિત્રો એડિસને બહાર પાડ્યાં છે, તેવાં ઘર આપણા દેશમાં તો ભવ્ય બંગલાજેવાં જ ગણાય તેમ છે, અને તેને તૈયાર કરતાં ઓછામાં ઓછા પંદરથી વિશ હજાર રૂપૈયા ખર્ચ થાય તેમ છે. પરંતુ એડીસનની આ શોધથી મધ્યમ સ્થિતિનાં મનુષ્યો પણ એક સુંદર બંગલાજેવા ઘરમાં રહેવાને સમર્થ થશે, એવી આશા રાખવામાં આવે છે.

મુંબઇજેવાં ખીચ વસ્તીવાળાં અને રહેવાનાં ઘરોની પારવિનાની અગવડવાળાં શહેરોને એડિસનની આ નવી શોધ મોટા આશીર્વાદરૂપ થઇ પડ્યાવિના રહે તેમ નથી. કારણ કે ગામની બહાર ગમે ત્યાં મોટા જથામાં ઘરો બાંધી કાઢવાં, એ આ શોધથી રમતજેવું થઈ પડવાનું. પૂર્વે વિશ્વકર્મા જેમ કોઈ મેદાનમાં એક રાત્રિમાં મોટા મહેલ ઉભો કરી દેતા હતા, તેમ આ શોધથી પણ ઉજડ રણમાં એક જ રાત્રિમાં મોટા મહાલય બાંધી દેવાય છે.

એડિસનની આ શોધથી ઘર બાંધવાની તમને ઇચ્છા થતાં તમારે પ્રથમ એક મેદાન પસંદ કરવાનું હોય છે; અને પછી તે મેદાનમાં જે જાતનું ઘર તમારે બાંધવાની ઇચ્છા હોય તેવું બીબું ગોઠવવાનું હોય છે. પછી જો એક રાતમાં જ તમારે ઘર તૈયાર કરવું હોય તો ચુનો, રેતી વગેરેનું મિશ્રણ રાત્રે પેલા બીબામાં નાંખવાનું હોય છે. બસ. થઈ ચુક્યું, બીબુ ઉઠાવી લો, અને સવારે જોઈલો અણિશુદ્ધ તૈયાર ઘર.

ઘણાને આ વાત માનવા જેવી નહિ લાગે, પણ એડિસન પોતે આ સંબંધમાં શું કહે છે તે સાંભળો. તે કહે છે કે

'કવીન એન કોરેજના નમુનાપ્રમાણે એક ઘર આ વસંત ઋતુમાં બાર કલાકમાં

હું બાંધવા ધારૂં છું. લાકડાંનાં બીબાં કરવાથી આજે ખર્ચ વધારે થાય છે, કારણ તે બીબાં ફરીને ઉપયોગમાં આવતાં નથી, પણ લોખંડનાં બીબાંથી, ૨૫ ફીટ પહોળું, ૪૫ ફીટ લાંબું અને ત્રણ માળ ઉંચું, પુષ્કળ જગાવાળું. તથા બે કુટુંબ રહી શકે એવું ઘર ત્રણ હજાર રૂપૈયાના ખર્ચથી કોઈ પણ કંટ્રાકટર સહેલાઈથી બાંધી શકે એમ છે.

'બીબાં એ આ નવી શોધમાં સઉથી અગત્યની વસ્તુ છે, કારણ કે ચુના વગેરેનું મિશ્રણ તો ગમે તે, ઘેર બનાવી શકે તેમ છે. લાકડાંનાં બીબાંથી ઘર બાંધવામાં ઘણો વખત જાય છે, કારણ કે તે કકડે કકડે બાંધવું પડે છે. એક ભાગ સુકાયા પછી જ તેના ઉપર બીજો ભાગ બાંધી શકાય છે.

'લોઢાનાં બીબાંને તો ગોઠવીને એકે સપાટે મિશ્રણથી આખું બીબું ભરી દેવામાં આવે છે; આથી બાર કલાકમાં ઘર તૈયાર થાય છે. આમાં ચુનાની છાજલીઓ, ચુનાની નિસરણીઓ, જરા પણ પાણી ન ગળે એવાં ચુનાનાં છાપરાં, પાણી જવાની મોરીઓ, ચોકડીઓ, નહાવાનાં ચુનાનાં પીપો, પાણીઆરાં વગેરે સઘળું જ આવી જાય છે.

'આ ઘર હમેશાં ટકી રહે એવાં થવાનાં. આ ઘરો માટે આગનો વીમો ઉતરાવવો પડવાનો નહિ, કારણ તેઓ બળે તેવાં નથી. છોકરાં કોદાળા લેઈને આ ઘરમાં ભલે રમે, અને નજરમાં આવે તેવી ખોદખાદ કરવાનો ભલે પ્રયત્ન કરે તોપણ તેમાંથી એક [illegible] પણ, તેઓ ઉખેડી શકવાનાં નહિ. વળી આ ઘરોને કોઈ દિવસ સમરાવવાની જરૂર રહેશે નહિ.'

એડિસનને ૬૧ વર્ષ થયાં છે. તેના જેટલી ઉમરના આ દેશના મનુષ્યોમાંથી [illegible] જ્યારે એક ખુણામાં ખાટલો ઢાળી ખેંખેં કરતા પડ્યા રહે છે, ત્યારે તે હજી એક યુવાન માણસના કરતાં પણ અધિક કામ કરે છે. તેની આ નવી શોધસંબંધી હકીકત મેળવવા તેની મુલાકાતે જનાર જુવાન પુરૂષને જ્યારે આ ઘરના નમુના બતાવવા પોતાનાં ગાળઉપર તે તેડી ગયો ત્યારે એડિસન એટલા તો વેગથી નીસરણીઉપર ચઢી ગયો કે પેલો જુવાન બે બે પગથીયાં સામટાં ચડ્યો તોપણ તેને પહોંચી વળ્યો નહિ.

ઘરના નમુના બતાવીને તે બોલ્યો, 'સામાન્ય મનુષ્યોની સ્થિતિનો વિચાર કરીને [illegible] મેં આ ઘરના નમુના બનાવ્યા છે. આથી બહાર ખુલ્લી હવામાં અને અજવાળામાં લોકો [illegible] રહી શકશે, અને નાનાં બાળકોને પણ રમવાનું ખુલ્લું આંગણું મળી શકશે. ૭૫૦૦૦ રૂપૈ[illegible]નાં એકવાર બીબાં બનાવ્યા પછી તે બીબાંવડે કોઈ પણ કંટ્રાકટર હજારો નવાં ઘરો બના[illegible] શકશે. વળી બીબાંમાં ફેરફાર કરીને જૂદા જૂદા ઘાટનાં તથા ઉત્તમ શોભાવાળાં ઘર પણ [illegible] આપણે કરી શકીશું. વળી ત્રણ માળને બદલે બે માળ કરવા હોય અથવા આગલો ઝરોખો કાઢી નાંખવો હોય અથવા વધારવો હોય વગેરે ફેરફાર બીબાંમાં વધઘટ કરી સહેલાઈથી આપણે કરી શકીશું.'

હું પોતે આ ઘર બાંધવાનો ધંધો કરવા ધારૂં છું, એવો વિચાર મનમાં આણતા નહિ ઘર કેમ બાંધવું તે બીજાઓને જણાવવું, એટલું જ મારૂં કામ છે. અને સર્વને તેની ખાતરી થાય માટે જ એક ઘર હું પોતે બાંધી બતાવીશ.'

વીજળીની શોધો કરતો કરતો એડિસન આ ઘર બાંધવાની શોધ કરવાની કેરળ જૂદા પ્રકારની લપમાં ક્યાં પડ્યો, એમ કોઈ કોઈને ભાસશે, પણ તેની આ પ્રવૃત્તિ વિદ્યાની સર્વ શાખાઓમાં તેની મતિના અકુંઠિત વેગને જ સૂચવે છે. પોતાની ભારે શોધોના અગાધ પરિ-

શ્રમમાં સહજ વિશ્રાંતિ મળે એટલા માટે ગમતની ખાતર આ ઘરની શોધ કરવાનો વિચાર તેને સ્ફુરી આવ્યો હતો. પરંતુ વિદ્વાનોની ગમત પણ જગતનું અસાધારણ હિત કરનાર થઈ પડે છે.

એડિસન બહુ ઓછું બોલે છે, અને બનતા સુધી ઘણા ઓછા માણસોને મળે છે. તે કહે છે કે લોકો બહુ જ અધીરા છે. અમુક શોધી કાઢવાનો મારો વિચાર જો હું કદી કોઈને જણાવું છું, અને થોડા દિવસમાં તે પ્રમાણે નથી બનતું તો તરત જ લોકો નિરાશ થઈ જાય છે, અને મને તે સંબંધમાં કશું જ નથી આવડતું એમ ધારે છે.

રવિવાર વિનાના બધા દિવસોમાં એડિસન પોતાની પ્રયોગશાળામાં પ્રયોગો કર્યા કરે છે, અને તેમાં તે એટલો તો એકાગ્ર થઈ જાય છે કે તેના હાથતળે કામ કરનારાઓ પણ તેને સહજ વિક્ષેપ કરતાં ખચકાય છે. તેની પ્રયોગશાળામાં દૃષ્ટિ સરખી નાંખવાને ભલા ભલા પણ સમર્થ થતા નથી. કેટલીક ચોકીઓ વટાવી પ્રયોગશાળાના દ્વારસુધી કદાચ તમે જઈ શકો છો તો ત્યાં દ્વારઉપર જ એક પાટીયું માર્યું હોય છે, અને તેના ઉપર લખવામાં આવ્યું હોય છે કે **'કોઈને ગમે તે કારણમાટે પણ આ** પ્રયોગશાળામાં પ્રવેશ કરવાની રજા આપવામાં આવશે નહિ.'

એડિસન પોતાનાં ચશ્માં પોતાના નાકની છેક અણિઉપર પહેરે છે, અને વાત કરતી વખતે ચશ્માંઉપર થઈને તમારા સામું જુએ છે. તેની દૃષ્ટિ સ્થિર છે અને બહુ વેધક છે. હમણાં હમણાં તે કાને વધારે બહેરો થતો જાય છે, પણ વાતમાંથી એક શબ્દ પણ ન પડે તેને માટે તે બહુ જ સાવધ રહે છે. વાત કરવાનો વખત પૂરો થતાં તે એકદમ ચાલ્યો જાય છે. મનને એકાગ્ર કરવાની તેની આશ્ચર્યકારક શક્તિ આવે પ્રસંગે જ જણાય છે, કારણ કે ગમે તેવી વાતના પ્રસંગમાંથી ઉઠીને તે ગયો હોય છે તોપણ બીજી જ ક્ષણે બીજાં મનુષ્યની સાથે કેવળ જૂદા પ્રકારની વાતમાં તે તેટલી જ એકાગ્રતાથી જોડાય છે.

એડિસન અખંડ ઉદ્યોગ કરે છે, અને સ્વપ્નસમાન ભાસતી પોતાની કલ્પનાઓને જગતમાં સ્થૂલ રૂપમાં ખરી કરી દેખાડે છે. તેણે અનેક નવા શોધો કરીને દુનિયાંને હેરતમાં નાંખી દીધી છે. એક પ્રસંગે તેણે પોતાના એક યંત્રની મદદથી તારમાં એક મિનિટમાં પાંચ હજાર શબ્દો મોકલ્યા હતા. તેની પ્રથમાવસ્થામાં એક પ્રસંગે તેની પાસે ખાવાને એક પાઈ પણ નહતી, અને સુવાને ઘર પણ ન હતું, તે વખતે કોઈની પાસેથી એક ડોલર (ત્રણ રૂપિયા) ઉછીતો લઈને પોતાનું ગુજરાન ચલાવીને તથા ન્યુયોર્કના બાગમાં રાત્રે એક અઠવાડીયાસુધી સુઈ રહીને તેણે એક યંત્ર શોધી કાઢ્યું હતું, અને તે માટે તેને એક લાખ વિશ હજાર રૂપિયા રોકડા મળ્યા હતા.

એડિસનની સાદાઈ અંતઃકરણઉપર બહુ જ અસર કરે છે. તેનામાં આગ્રહ અને નિશ્ચયબળ અપાર છે. ધારેલું કામ સિદ્ધ કર્યા વિના તે નિરાંતે ઉંઘતો નથી કે ખાતો નથી. એક વસ્તુવિના બધી જ વસ્તુ તેની આજ્ઞામાં વર્તે છે. અતિશય વેગવાળી વિજળી પણ તેને તાંબે રહે છે, પણ એક વસ્તુ તેને તાંબે રાખે છે. આ વસ્તુ તે તેનું સર્વગ્રાહી મન છે. તેનું મન તેના અંકુશમાં રહેતું નથી. પોતાની વિવિધ માનસિક શક્તિઓઉપર તે આશ્ચર્યકારક અંકુશ ધરાવે છે, પણ ગમે તેટલો અંકુશ રાખતાં છતાં પણ કોઇ કાર્ય સિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છા જ્યારે તેના મનમાં પ્રકટે છે ત્યારે આવો મોટો એડિસન પણ તેના આગળ દબાઈ જાય છે. કાર્ય સિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છાવાળું તેનું મન ભુખ લાગી હોય તોપણ તેને ખાવા નથી

દેતું કે તરસ લાગી હોય તોપણ તેને પાણી પીવા દેતું નથી. આ દિવસ છે કે રાત્રિ છે તેનું પણ તેને ખબર પડવા દેતું નથી. ઉંઘનું પણ તેને ભાન ભૂલાવી દે છે. થોડા કલાકો કામ કરતાં કરતાં દિવસો ચાલ્યા જાય છે, અને દિવસો જતાં અઠવાડીયાં વહ્યાં જાય છે, પણ મન એડિસનનો પીછો છોડતું નથી. દિવસો જાઓ કે અઠવાડીયાં જાઓ કે મહિના વહી જાઓ, તેની તેના મનને દરકાર નથી ધારેલું કામ સિદ્ધ કરવાના એક જ નિશાનઉપર તેની દૃષ્ટિ હોય છે અને તે સિદ્ધ થયે જ મનના સાણસામાંથી એડિસન મુક્ત થાય છે. ખાવાનું, પીવાનું, ઉંઘવાનું, કોઇની સાથે હળવામળવાનું એ સઘળું ભાન એડિસનને ત્યારે જ આવે છે. આવા પ્રસંગોમાં તેની સ્ત્રીને બળાત્કારથી તેની પ્રયોગશાળામાંથી રાત્રે સુવા માટે તેના ઓરડામાં લેઇ જવો પડે છે, અને બળાત્કારથી તેને ખવડાવવું પડે છે. આ સઘળું છતાં તેનું આરોગ્ય બહુ ઉત્તમ પ્રકારનું છે.

એડિસન! તમારા જેવાં નરરત્નો જોવાને અમારી ભરતભૂમિ કયારે ભાગ્યશાળી થશે?

---

# आयुष्नो मिथ्याव्यय करनार विषयी जीवप्रति बोधवचनो.

પદ. ( આ શું બોલો, આ શું બોલો રે પિતાજી—એ લય. )

એળે ચાલ્યું, એળે ચાલ્યું રે, આ આયુષ્ એળે ચાલ્યું રે.
તને હજી પ્રકટે ન કાં સુવિચાર, થતો નિત્ય સુજનોવિષે ધિક્કાર.—
રેલો વહેતો પાણીનો રે, વહે તેમ વહેતો કાળ,
ઘડપણ આવ્યું જોતજોતામાં, ડોકીયાં કરતો કાળ, આ૦
ખાવાપીવાની કરી તેં, પશુચેષ્ટાઓ નિત્ય,
શ્વાનથકી શું અધિક તેં ત્હારૂં, કહે અહિં સાધ્યું હિત,. આ૦
એક વિષયથી બીજા વિષયમાં, ક્ષણ ક્ષણ દેતો તું ફાળ,
મર્કટ મારે ઠેકડા જેમ, એકથી બીજી ડાળ; આં૦
ભોગમાં અષ્ટ પ્રહર પચી રહે, પણ તુજને ન તૃપ્તિ થાય,
શું કરૂં ને શું ભોગવું એવી, તુજ ઉર બળતી લાહ્ય; આં૦
ચોપગવાળો મટી થયો તું, બે પગવાળો ભાઇ!
ત્રણ પગ થાતાં પણ કરી ના, કોડીની તેં કમાઇ; આં૦
લજવ્યાં તેં તુજ માતપિતાને, લજવ્યું તેં તુજ જ્ઞાન,
લજવ્યાં શાસ્ત્રો ગુરુઓ રહી તેં, નરતનુમાં હેવાન; આં૦
વિષયસુખો મળતાં તુજ બત્રીશ કોઠે દીવા થાય,
કરતાં હરિનું ધ્યાનચિંતન તને, કીડીઓ કરડી ખાય; આં૦
ઉચ્ચ તનુ ધરી, કહે શું કર્યું તે, વિશ્વે ઉંચું કામ,
ફાળકો થઈ ફરતો પણ શું થશે, રમી જશે જ્યારે રામ; આં૦

'જીવ્યાથી જોયું ભલું' કહી આજે, ભલે વિષયમાં ધાય,
પણ લેખું લેવાશે રાઈ રાઈનું, કરીશ ત્યાં કોણ ઉપાય; આ૦
સાધ્યું નથી કશું તેં ગણી એવું, મૃત્યુ નહિ ખોટી થાય,
કરી જશે તારો કોળીયો જવ, દિવસો તારા ભરાય; આ૦
ચેત હજી જો ચેતવું હોય તો, હાથમાં છે હજી વાત,
તેજીને ઇસારો માત્ર બહુ છે, ગર્દભને યમલાત; આ૦

# वर्तमानकालनुं जीवन ए ज खरुं जीवन छे.

સમયનો સદુપયોગ કરવો, એનું જ નામ ખરૂં જીવન છે, પરંતુ થોડા જ મનુષ્યો આ નાના વાક્યમાં રહેલા ગંભીર અર્થને સમજે છે, અને સમજીને તે પ્રમાણે વર્તે છે.

સમયનો સદુપયોગ એક જ કાળમાં થઈ શકે છે, અને તે કાળ તે વર્તમાનકાળ છે. વર્તમાનકાળને ઓળખતાં અને તેને સુધારતાં જેને આવડે છે, તે જ સાચો બુદ્ધિમાન્ છે.

ઘણા તો વર્તમાનકાળને ઓળખતા જ નથી. કારણકે વર્તમાનકાળ એવો તો ચપળ છે કે તેને ઓળખવા જતાં તો તે ભૂતકાળમાં પેશી જાય છે. આમ વર્તમાનકાળને ઓળખ્યાવિના વર્તમાનકાળનો સદુપયોગ કરવાથી અસંખ્ય મનુષ્યો દુર્ભાગી રહે છે.

વર્તમાનકાળને જો આપણે ઓળખતા નથી, અને જો તેનો સદુપયોગ સાવધ રહીને નથી કરી લેતા તો પછી, જેમાં સદ્વર્તન અથવા સદુદ્યોગ થાય એવો આપણે માટે કોઇ સમય જ રહેતો નથી. કારણકે જે ભવિષ્યકાળનો આપણે સદુપયોગ કરવા ધારીએ છીએ તે ભવિષ્યકાળ અલ્પ સમયમાં જ વર્તમાનકાળ થાય છે, અને વર્તમાનકાળને ઓળખવાનો અને તેનો સદુપયોગ કરવાનો આપણને અભ્યાસ નહિ હોવાથી, જે ભવિષ્યકાળ વર્તમાનકાળ થઇને આપણી પાસે આવ્યો હોય છે, તે તરત જ ભૂતકાળમાં પ્રવેશી જાય છે, અને ભવિષ્યકાળમાં દૃષ્ટિ નાંખતા આપણે મોં વિકાસી બેસી રહીએ છીએ. આથી વર્તમાનકાળ એ જ આપણા કર્તવ્યની અથવા ઉદ્યોગની ભૂમિ છે.

ભૂતકાળ વહી ગયેલો હોવાથી સદુદ્યોગને માટે તે આપણા ઉપયોગમાં આવે તેમ નથી, તેમ ભવિષ્યકાળ આપણને અપ્રાપ્ત હોવાથી તે પણ આપણા ઉપયોગમાં આવે તેમ નથી. વર્તમાનકાળ જ માત્ર આપણા ઉપયોગમાં આવે એમ છે; તો પછી વર્તમાનકાળ વિના બીજા કાળ સાથે, સુખને સાધનારે શું પ્રયોજન છે? વર્તમાનકાળ જ આપણો ઉદ્ધાર કરનાર અને આપણને સુખમાં સ્થાપનાર હોવાથી તેને જેઓ ગુમાવે છે, તેઓ સઘળું જ ગુમાવે છે. વર્તમાનકાળને ગુમાવનારનું સઘળું જ આયુષ્ એળે જાય છે, કારણકે ૫૦ વર્ષ અથવા ૭૦૦ વર્ષનું આયુષ્ એ આપણું આયુષ્ નથી પણ વર્તમાનકાળ, એ જ આપણું ખરૂં આયુષ્ છે.

જેમ લાખ અથવા કરોડ રૂપૈયા પાસે હોવાથી મનુષ્ય કંઈ શ્રીમંત ગણાતો નથી, તીજોરીની પેટીની પાસે પણ ઘણા રૂપૈયા હોય છે, ભોંયરામાં દાટેલી મહોરો ઉપર ગુંછળી વળીને બેઠેલા સાપ પાસે પણ ઘણું દ્રવ્ય હોય છે, અને હીરાની ખાણોની પાસે પણ અઢળક દ્રવ્ય હોય છે; આ કંઈ શ્રીમંતાઈની નિશાની નથી—પણ પૈસાનો ઉપયોગ કરનાર જ શ્રીમંત

ગણાય છે, તેમ હજાર વર્ષ જીવનાર લાંબા આયુષ્યવાળો ગણાતો નથી, પણ વર્તમાનકાળને ઓળખનાર અને તેનો સદુપયોગ કરનાર જ આયુષ્યવાળો ગણાય છે. તમે વર્તમાનકાળમાં જો જીવતા નથી, પણ ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં જીવો છો તો તમે જીવતાં છતાં પણ મરેલા જેવા જ છો. તમારું જીવવું અને મરવું, ઉભય સરખું છે.

વર્તમાનકાળમાં જીવતાં થોડાને જ આવડે છે. હજારમાં એકાદને આવડતું હોય તો હોય; બાકી મોટો ભાગ તો ભૂતકાળમાં કે ભવિષ્યકાળમાં જ જીવે છે. અને ભૂતકાળનું તથા ભવિષ્યકાળનું જીવેલું કશા જ ઉપયોગમાં આવતું ન હોવાથી, એવું જીવવું અથવા ન જીવવું, એ બન્ને સરખું છે.

તમે પ્રાતઃકાળે જાગ્રત્ થઈને પથારીમાં બેઠા બેઠા છ માસ ઉપર કોઈ પ્રસંગ બન્યો હોય તેના વિચારો અર્ધા કલાક સુધી કર્યા કરો,–અમુક ગામ હું ગયો હતો, અમુક માણસો મને મળ્યા હતા, તેમની સાથે મારે અમુક અમુક વાત થઈ હતી; પછી મેં આમ કર્યું હતું, પછી મેં તેમ કર્યું હતું, અને આ પ્રમાણે તમે કરેલાં અનેક કામો સ્મરણમાં પાછાં આણી જાઓ–તો તમે વર્તમાનકાળમાં જીવતા નથી, પણ ભૂતકાળમાં જ જીવો છો. તમારો નિદ્રામાંથી જાગ્રત્ થયા પછીનો પ્રાતઃકાળનો અર્ધો કલાક વર્તમાનકાળમાં કશું જ ઉપયોગી કાર્ય કરવામાં ગયો નથી, અને તેથી તમે વર્તમાનકાળમાં જીવ્યા ગણાતા નથી. તમારું શરીર વર્તમાનકાળમાં છે, પણ તમે પોતે તો ભૂતકાળમાં જ જઈને બેઠા છો, અને ત્યાં જ હરોફરો છો.

એ જ પ્રમાણે ભૂતકાળને બદલે જો ભવિષ્યકાળના વિચારો અર્ધો કલાક સુધી તમે કર્યા કરો–બાર માસ પછી મારી પાસે પાંચ લાખ રૂપૈયા આવશે, તેમાંથી એક લાખનો હું મોટો બંગલો બાંધીશ, ચાર ઘોડાની બગી રાખીશ, મોટરને ખરીદીશ, ઉનાળામાં મહાબળેશ્વર જઈને રહીશ, અને આ પ્રમાણે તમારી વાસના અનુસાર વિવિધ વિષયોની કલ્પના કર્યા કરો–તો તમે વર્તમાનકાળમાં જીવતા નથી, પણ ભવિષ્યકાળમાં જ જીવો છો; અને ભવિષ્યકાળ કંઈ પુરુષાર્થ કે પ્રયત્નના ઉપયોગમાં આવતો નથી, પણ વર્તમાનકાળ જ ઉપયોગમાં આવે છે; તેથી કશા પણ પુરુષાર્થ વિનાનું ભવિષ્યકાળનું જીવન, એ પાષાણ અથવા કાષ્ઠના જીવન તુલ્ય હોવાથી નકામું છે. એ જીવન અસ્તિત્વ એટલે હયાતીવાળું છે, પરંતુ તેમાં કાંઈ પણ ઉપયોગી કાર્ય થયેલું ન હોવાથી વંધ્યા સ્ત્રીના જેવું નિષ્ફળ છે. પરિશ્રમ કરી ઉગાડેલા ઉછેરી મોટા કરેલા જે આંબા ઉપર કેરી ન આવી તે આંબાનું ઉછરવું અને ન ઉછરવું સરખું જ છે, અર્થાત્ નકામું છે તેમ ભવિષ્યકાળમાં ગાળેલું જીવન નકામું છે.

વર્તમાનકાળમાં આપણું શરીર છે માટે વર્તમાનકાળમાં આપણે જીવીએ છીએ એમ નથી, પણ જે કાળમાં આપણી વૃત્તિ હોય છે, અને જે કાળનું આપણી વૃત્તિ ભાન કરે છે, તે કાળમાં જ આપણે છીએ, અને તે કાળમાં જ આપણે જીવીએ છીએ, એમ તત્ત્વદૃષ્ટિથી ગણાય છે.

અસંખ્ય મનુષ્યો વર્તમાનકાળમાં જીવતા જણાતા છતાં ભૂતકાળમાં જ રહે છે અને ભૂતકાળમાં જ જીવે છે. પાછલા દિવસોમાં, પાછલા માસોમાં અને પાછલાં વર્ષોમાં પડેલાં વિવિધ દુઃખોનું તેઓ સ્મરણ કરી, જાણે આજે જ તે દુઃખો તેમના ઉપર પડ્યાં હોય તેમ દુઃખી થઈને બેસે છે. ઘડીકમાં તેઓ પાછલી ભૂલો સંભારે છે, તો ઘડીકમાં તે ભૂલોથી નીપજેલા હાનિકારક પરિણામોને સંભારે છે. ઘડીકમાં કોઈ લાભ થવાના સંભવો આજપાસ જ

વાની વાતો યાદ લાવી તેઓ શોકાતુર થાય છે તો ઘડીકમાં છ માસઉપર મરી ગયેલા કોઈ પ્રિય જનના અંતકાળના સમયનું સ્મરણ કરી નેત્રમાંથી અશ્રુ પાડે છે. કોણ કહી શકે એમ છે કે આ લોકો વર્તમાનકાળમાં જીવે છે ? જે દુઃખોનું સ્મરણ કરી આજે તેઓએ પોતાની દુઃખમય અવસ્થા કરી હોય છે, તેમાંનું એક પણ વર્તમાનકાળમાં તેમની દૃષ્ટિઆગળ બનતું હોતું નથી, ઘણે પ્રસંગે તો તેમના આગળ જૂદા જ પ્રસંગો બનતા હોય છે, કોઇને ત્યાં લગ્ન જેવા આનંદના પ્રસંગો પણ બનતા હોય છે, તથાપિ તેમની દૃષ્ટિમાં તે હોતું નથી. વર્તમાનકાળમાં બનતા આનંદજનક પ્રસંગો તેમની દૃષ્ટિમાં અસત્યજેવા થઈ રહેલા છે, અને ભૂતકાળના અસત્યસરખા થઈ ગયેલા પ્રસંગો તેમની દૃષ્ટિમાં આજે જ જાણે હમણાં બનતા હોય તેમ સત્યસરખા થઈ રહ્યા છે. તેઓ ભૂતકાળમાં જીવતા નથી તો કયા કાળમાં જીવે છે?

એ જ પ્રમાણે અસંખ્ય મનુષ્યો વર્તમાનકાળમાં જીવતા જણાતા છતાં ભવિષ્યકાળમાં જ રહે છે, અને ભવિષ્યકાળમાં જ જીવે છે. વર્તમાનકાળમાં માત્ર સહજ તાવ જ હોય છે, સહજ ઉપચારથી અને થોડી સાવધાનતાથી મટી જાય એવા સર્વ સંભવો હોય છે, પણ વર્તમાનકાળમાં જીવવાનું છોડી દઈને તેઓ એકદમ ભવિષ્યકાળમાં વીજળીને વેગે દોડી જાય છે, અને ત્યાં પોતાને ભારે મંદવાડ આવેલો અને ત્રિદોષ થયેલો જુએ છે, ડોક્ટરો, અને વૈદ્યોની પોતાને ઘેર દોડાદોડ થતી જુએ છે. છેલ્લી હેડકી આવેલી, પોતાને ચોકે ઉતારેલા, અને આંગણામાં પોતાનાં સગાંસંબંધીનું રોકકળાણ ચાલેલું જુએ છે. ચિતામાં પોતાના શરીરને ભડભડ બળતું જુએ છે. પોતાની પાછળ બારમાં, તેરમાં, અને જ્ઞાતિભોજન થતાં જુએ છે. વર્તમાનકાળમાં આમાંનું કશું જ બનેલું હોતું નથી, પણ વર્તમાનકાળમાં આ મનુષ્યો જીવતા હોય ત્યારે વર્તમાનને જુએ કેની ? ખોટા ભવિષ્યકાળમાં તેઓ જીવે છે, અને જે બનવાનો ઘણે ભાગે સંભવ પણ નથી હોતો તેવા પ્રસંગોમાં તેઓ રમે છે.

આ પ્રમાણે ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં જીવનારા મનુષ્યો શું કરે છે ? તેઓ આ મૃત્યુલોકમાં–આ કર્મભૂમિમાં–જેવા આવ્યા હોય છે તેવા જ મોટે ભાગે પાછા જાય છે. પુરુષાર્થવડે સર્વોત્તમ પદ જેમાં મળે છે, અને જેને દેવો પણ ઇચ્છે છે, એવો આ મૃત્યુલોક અને માનવ દેહ, કાગડાને કંઠે રત્ન બાંધવા જેવો તેમને થઈ રહે છે. કારણ કે પુરુષાર્થ વર્તમાનકાળમાં જ થઇ શકે છે, અને વર્તમાનકાળનું તો તેમને ભાન પણ હોતું નથી. તેઓ ભૂતકાળ અને ભવિષ્યકાળમાં જીવે છે, અને એ ઉભય કાળ, પુરુષાર્થના કાળ ન હોવાથી, પુરુષાર્થવિનાનું તેમનું જીવન બકરીના ગળાના આંચળજેવું જ થઈ રહે છે.

વગરકારણે ભૂતકાળમાં તથા ભવિષ્યકાળમાં દૃષ્ટિ ન નાંખનારો, અને વર્તમાનકાળપ્રતિ જ દૃષ્ટિ સ્થાપી તેમાં સદુપયોગ કરનાર મનુષ્ય બહુ જ દુર્લભ છે. અંતઃકરણની આવી સ્થિતિ પ્રાપ્ત કરવી એ બહુ કઠિન છે, માટે તે દુર્લભ છે, એમ કંઈ નથી, પરંતુ વર્તમાનકાળમાં જીવન ગાળવાનું શિક્ષણ મનુષ્યોને નાનપણથી મળ્યું હોતું નથી, અને તેથી તેમને પડી ગયેલી ખોટી ટેવ ટાળવાનો તેઓ પ્રયત્ન આગ્રહથી કરતા નથી માટે તે દુર્લભ છે.

પરમાર્થનાં સાધન સાધનારાઓએ જ વર્તમાનકાળમાં જીવન ગાળવાનું છે, અને વ્યવહાર સાધનારાઓએ નથી, એમ કંઇ નથી. વર્તમાનકાળનું જીવન પરમાર્થમાં જેટલું ઉપયોગી છે, તેટલું જ વ્યવહારમાં પણ ઉપયોગી છે.

જે કંઈ મનુષ્યો સાધી શકે છે, તે વર્તમાન સમયનો સદુપયોગ કરવાથી જ સાધી શકે

ખરી રીતે દુઃખી હોય છે, તે નથી, પણ વર્તમાન સુખમાં તેઓએ દુઃખબુદ્ધિ કરી હોય છે, તે હોય છે. તેમને મળેલી નોકરી તેમને ગમતી હોતી નથી. જે ઘરમાં તેઓ રહેતા હોય છે, તે ઘર તેમને ગમતું હોતું નથી. જે સ્ત્રીસાથે તેઓ પરણ્યા હોય છે તે સ્ત્રી તેમને ગમતી હોતી નથી. પોતાનું ગામ, પોતાના ગામની હવા, પોતાના ગામનું પાણી, પોતાની જ્ઞાતિ, પોતાનાં સગાં કશાથી તેમને સંતોષ થતો નથી. હવે તેમને મળેલા આ સઘળા પદાર્થો વગેરેમાં તેઓ આનંદ લે તો તેમાં આનંદ લેવા જેવું નથી હોતું એમ કંઈ નથી. એ જ નોકરી ખાલી પડે તો ઘણા લેવાને પડાપડી કરે છે. એવા જ ઘરમાં ઘણા, બાપજી કરીને રહેવાને તૈયાર હોય છે. એવી જ સ્ત્રીને માટે ઘણા વાંઢા મરી મટતા હોય છે; અને તોપણ આવા લોકો ભવિષ્યકાળમાં રહેતા હોવાથી વર્તમાનકાળમાં રહેલું સુખ તેમનાં નેત્ર જોઈ શકતાં નથી. રાજાનો મહેલ જોઈ પોતાની ઝુંપડી તોડી પાડવી, એ જેમ બેવકુફી છે તેમ ભવિષ્યનાં સુખોને જોઇને પોતાને મળેલાં સામાન્ય સુખોનો સ્વાદ ન લેવો, એ મૂર્ખતા છે.

વર્તમાનકાળ એ જ ઉપયોગમાં આવી શકે એવો કાળ હોવાથી ખરો કાળ છે. વર્તમાનકાળવિના ભૂતકાળ કે ભવિષ્યકાળ એવા કોઈ કાળનું અસ્તિત્વ છે જ નહિ. વસ્તુતઃ ગઈ કાલ અને આવતી કાલ એવા ભેદો છે જ નહિ. ભવિષ્યકાળમાં આપણે જઈ શકતા નથી તેમ જ ભૂતકાળમાં પાછા હઠી શકતા નથી, અને તેથી વર્તમાનકાળ એ જ આપણા જીવનની ભૂમિ છે. વર્ષ, માસ, દિવસ, કલાક અને ક્ષણો એ માત્ર એક અખંડ વર્તમાનકાળના જ ભેદ છે, અને તેથી વર્તમાનકાળવિના બીજું છે જ નહિ—એ જો આપણે બરોબર સમજીએ તો ભૂતકાળ અને ભવિષ્યકાળના અયોગ્ય વિચારોથી થતાં આપણાં કેટલાં બધાં દુઃખો ઓછાં થઈ જાય, અને વર્તમાનકાળનો જ સદુપયોગ કરવાથી આપણે કેટલા સુખી અને સામર્થ્યવાન્ થઈએ!

જેઓ વર્તમાનકાળમાં જ જીવે છે, અર્થાત્ પોતાનાથી બનતો તેનો સદુપયોગ કરે છે, જેઓ ભૂતકાળમાં થઇ ગયેલી ભૂલોનો પશ્ચાત્તાપ કરવામાં અથવા ગઈ કાલ ન બનેલા કામમાટે ખેદ કરવામાં પોતાનો વર્તમાનકાળનો સમય ગાળતા નથી, તથા જેઓ ભવિષ્યમાં મળનાર સુખોના વિચારો કર્યા કરવામાં તેઓના મનોબળનો વ્યર્થ ક્ષય કરતા નથી, તેઓ ભૂતકાળમાં અથવા ભવિષ્યકાળમાં હમેશાં દૃષ્ટિ સ્થાપીને જોયા કરનાર મનુષ્યોકરતાં સંસારમાં વધારે યશસ્વી અને વધારે વિજયી થાય છે, તથા પોતાના જીવનનું અધિક સાફલ્ય કરે છે,

વર્તમાનકાળમાં જ પોતાના મનને જોડી રાખવાનું, અર્થાત્ વર્તમાનકાળમાં કરવામાં આવતાં કામોમાં પોતાના મનને એકાગ્ર કરવાનું કાર્ય ઘણાને લગભગ અશક્ય જેવું લાગેછે. તેઓનાં ચિત્ત હજારો વિષયમાં ભટકતાં હોય છે, અને તેથી કોઇ કામ કરવા માંડે છે કે તરત જ ગઈગુજરી અથવા ભવિષ્યની હજારો વાતો ઉપરાછાપરી તેમના મનમાં દોડાદોડ કરી મૂકે છે. આથી કરવાનું કામ કર્યાનું કર્યાં રહે છે, અને તેઓનાં મન કયાંનાં કયાં ઉડે છે. આ પ્રકારે ભૂતકાળમાં અથવા ભવિષ્યકાળમાં તેઓનાં મન ભટકવા માંડતાં, વર્તમાનકાળમાં તેઓ કંઇ ઉપયોગી કાર્ય સાધી શકે તે પહેલાં તો તે સમય તેમના આગળથી ચાલ્યો જાય છે. આમ વર્તમાનકાળનો તેઓ ભાગ્યે જ જોઇએ તેવો ઉપયોગ કરી શકતા હોવાથી, તેમનું આયુષ્ નિષ્ફળ જાય છે.

વર્તમાન કાળ એ જ આપણું ખરું આયુષ્ છે, એવું જેઓ યથાર્થ જાણે છે, તેઓ જ ઉપયોગી કાર્યો સાધી પોતાના જીવનને સફળ કરે છે, અને તેઓ જ ખરું સુખ ભોગવી

આગળ ને આગળ તરતો રાખે છે. પુત્ર મેટ્રિકમાં પાસ થાય છે તો તેથી સંતોષને દર્શાવતા નથી, પણ ઉલટા પુત્રને ઠપકો આપે છે કે મેટ્રિકમાં પાસ થયો તેમાં શું રંધાયું; બી. એ. થાય ત્યારે ખરું. સમય જતાં બી. એ. માં પાસ થાય છે ત્યારે પણ તેમનો બડબડાટ ચાલુ જ હોય છે કે એલ. એલ. બી. થયા વિના અથવા એમ. એ. થયા વિના આજે બી. એ. ની કશી ગણના જ નથી. આમ વર્તમાનકાળના સુખને તેઓ ઉંધી દૃષ્ટિથી જોઈને દુ:ખરૂપ કરી મૂકે છે.

બીજાઓ ભૂતકાળમાં સુખની વાતો કરી અને સ્મરણ કરી વર્તમાનકાળના સુખનો આનંદ નષ્ટ કરી નાંખે છે. તેઓ ભૂતકાળનું સઘળું જ વખાણે છે, અને વર્તમાનકાળનું સઘળું જ વખોડે છે. ભૂતકાળના માણસોને, ભૂતકાળની સ્ત્રીઓને, ભૂતકાળનાં વસ્ત્રોને, ભૂતકાળનાં અન્નને, ભૂતકાળના વ્યાપારને સ્મરણ કરી કરીને વર્તમાનકાળનાં સઘળાંમાં જ દુ:ખબુદ્ધિ કરે છે. તેમને જોઇને જ્યારે ત્યારે મુખ મરડે છે. આવા લોકો પણ આ પ્રમાણે ભૂતકાળમાં રહીને વર્તમાનકાળને દુ:ખમય કરી મૂકે છે.

ભૂતકાળમાં જે સુખ આપણને પ્રાપ્ત હતું તેનું સ્મરણ કરીને તથા ભવિષ્યકાળમાં જે સુખ આપણને મળવાનો સંભવ છે, તેની સાથે સરખામણી કરીને વર્તમાનકાળમાં પ્રાપ્ત થયેલા સુખનો આનંદ ન લેવો, પણ ઉલટો તેનો ક્લેશ કરવો, એ કેટલું બધું અજ્ઞાનભરેલું છે; અને તોપણ મોટે ભાગે સર્વ મનુષ્યો એમ જ કરે છે.

જેમ પ્રયત્નમાં ભૂતકાળ અને ભવિષ્યકાળ વિસરી જવાનો છે, અને વર્તમાન કાળને જ એકલો લક્ષમાં રાખવાનો છે, તેમ સુખોપભોગમાં પણ ભૂતકાળ અને ભવિષ્યકાળ વિસરી જવાનો છે; અને એકલો વર્તમાનકાળ જ લક્ષમાં રાખવાનો છે.

જરા જરા પ્રકૃતિમાં સુધારો થવા માંડ્યો હોય, એવા કોઈ રોગીને આપણે પૂછીએ કે કેમ ભાઈ ! હવે જરા શરીરે સારું થવા માંડ્યું છે કેની, તો તરત જ કટાણું મોં કરી તે કહેવા માંડવાનો કે અરે, શું ધૂળ સારું છે, હજી તો લાકડીના ટેકાવિના ચાલવા જતાં અડબડીયાં આવે છે, એને પેટ ભરીને ખવાતું પણ નથી. આ માંડ માંડ અધોળ અન્ન પેટમાં જાય છે, વગેરે. મરવા પડેલો આ રોગી પથારીમાંથી ઉભો થયો છે, સહજ સહજ ચાલી શકે છે, અને થોડું ખાઇ શકે છે, તોપણ વર્તમાનકાળના આટલા સુખને તે જોતો નથી, અને પૂર્ણ આરોગ્યતરફ દૃષ્ટિ રાખી આનંદને બદલે દુ:ખ માને છે !

આજે મળેલું સુખ સર્વોત્તમ છે, એમ જાણી આજે જ તેનો આનંદ લેવો જોઇએ. સુખાનુભવ કરવાનો એ જ માર્ગ છે. વર્તમાનકાળમાં હસવાના મળેલા પ્રસંગોમાં જેઓ હસતા નથી, અને ભવિષ્યમાં જેઓ હસવા ધારે છે, તેઓ ભવિષ્યમાં ભાગ્યે જ હસે છે. વર્તમાનકાળમાં પ્રાપ્ત થયેલા થોડા સુખથી જેની આનંદની કળી ખીલતી નથી, તેની ભવિષ્યમાં મળનારાં ગમે તેવાં મોટાં સુખથી પણ ખીલતી જ નથી. કારણ કે આનંદનો ઉપભોગ કરનાર માનસિક શક્તિઓ ઉપયોગવિના ખવાઇ જાય છે, અને તેથી પોતાનું ધારેલું સુખ જ્યારે આવે છે, ત્યારે તેને જાણનાર માનસિક શક્તિ મગજમાં ચીમળાયલી અને શિથિલ થઈ ગઈ હોય છે. દુ:ખોપભોગ કરનાર શક્તિઓ જ નિત્યના ઉપયોગથી પુષ્ટ થયેલી હોવાથી તે આનંદના પ્રસંગોમાં તેઓ જ આગળ આવે છે, અને સુખને દુ:ખરૂપે દેખાડે છે.

ઘણાનાં હૃદય આખો દિવસ સંતાપની હોળીમાં શેકાયા કરતાં હોય છે. આનું કારણ તેઓ

ખરી રીતે દુઃખી હોય છે, તે નથી, પણ વર્તમાન સુખમાં તેઓએ દુઃખબુદ્ધિ કરી હોય છે, તે હોય છે. તેમને મળેલી નોકરી તેમને ગમતી હોતી નથી. જે ઘરમાં તેઓ રહેતા હોય છે, તે ઘર તેમને ગમતું હોતું નથી. જે સ્ત્રીસાથે તેઓ પરણ્યા હોય છે તે સ્ત્રી તેમને ગમતી હોતી નથી. પોતાનું ગામ, પોતાના ગામની હવા, પોતાના ગામનું પાણી, પોતાની જ્ઞાતિ, પોતાનાં સગાં કશાથી તેમને સંતોષ થતો નથી. હવે તેમને મળેલા આ સઘળા પદાર્થો વગેરેમાં તેઓ આનંદ લે તો તેમાં આનંદ લેવા જેવું નથી હોતું એમ કંઈ નથી. એ જ નોકરી ખાલી પડે તો ઘણા લેવાને પડાપડી કરે છે. એવા જ ઘરમાં ઘણા, આપછ્છે કરીને રહેવાને તૈયાર હોય છે. એવી જ સ્ત્રીને માટે ઘણા વાંઢા મરી મટતા હોય છે; અને તોપણ આવા લોકો ભવિષ્યકાળમાં રહેતા હોવાથી વર્તમાનકાળમાં રહેલું સુખ તેમનાં નેત્ર જોઈ શકતાં નથી. રાજાનો મહેલ જોઈ પોતાની ઝુંપડી તોડી પાડવી, એ જેમ બેવકુફી છે તેમ ભવિષ્યનાં સુખોને જોઇને પોતાને મળેલાં સામાન્ય સુખોનો સ્વાદ ન લેવો, એ મૂર્ખતા છે.

વર્તમાનકાળ એ જ ઉપયોગમાં આવી શકે એવો કાળ હોવાથી ખરો કાળ છે. વર્તમાનકાળવિના ભૂતકાળ કે ભવિષ્યકાળ એવા કોઈ કાળનું અસ્તિત્વ છે જ નહિ. વસ્તુતઃ ગઈ કાલ અને આવતી કાલ એવા ભેદો છે જ નહિ. ભવિષ્યકાળમાં આપણે જઈ શકતા નથી તેમ જ ભૂતકાળમાં પાછા હઠી શકતા નથી, અને તેથી વર્તમાનકાળ એ જ આપણા જીવનની ભૂમિ છે. વર્ષ, માસ, દિવસ, કલાક અને ક્ષણો એ માત્ર એક અખંડ વર્તમાનકાળના જ ભેદ છે, અને તેથી વર્તમાનકાળવિના બીજું છે જ નહિ—એ જો આપણે બરાબર સમજીએ તો ભૂતકાળ અને ભવિષ્યકાળના અયોગ્ય વિચારોથી થતાં આપણાં કેટલાં બધાં દુઃખો ઓછાં થઈ જાય, અને વર્તમાનકાળનો જ સદુપયોગ કરવાથી આપણે કેટલા સુખી અને સામર્થ્યવાન્ થઈએ!

જેઓ વર્તમાનકાળમાં જ જીવે છે, અર્થાત્ પોતાનાથી બનતો તેનો સદુપયોગ કરે છે, જેઓ ભૂતકાળમાં થઇ ગયેલી ભૂલોનો પશ્ચાત્તાપ કરવામાં અથવા ગઈ કાલ ન બનેલા કામમાટે ખેદ કરવામાં પોતાનો વર્તમાનકાળનો સમય ગાળતા નથી, તથા જેઓ ભવિષ્યમાં મળનાર સુખોના વિચારો કર્યા કરવામાં તેઓના મનોબળનો વ્યર્થ ક્ષય કરતા નથી, તેઓ ભૂતકાળમાં અથવા ભવિષ્યકાળમાં હમેશાં દૃષ્ટિ સ્થાપીને જોયા કરનાર મનુષ્યોકરતાં સંસારમાં વધારે યશસ્વી અને વધારે વિજયી થાય છે, તથા પોતાના જીવનનું અધિક સાફલ્ય કરે છે,

વર્તમાનકાળમાં જ પોતાના મનને જોડી રાખવાનું, અર્થાત્ વર્તમાનકાળમાં કરવામાં આવતાં કામોમાં પોતાના મનને એકાગ્ર કરવાનું કાર્ય ઘણાને લગભગ અશક્ય જેવું ભાસેછે. તેઓનાં ચિત્ત હજારો વિષયમાં ભટકતાં હોય છે, અને તેથી કોઇ કામ કરવા માંડે છે કે તરત જ ગઈગુજરી અથવા ભવિષ્યની હર્જતુરો ચાલો ઉપરાછાપરી તેમના મનમાં દોડાદોડ કરી મૂકે છે. આથી કરવાનું કામ ક્યાંનું ક્યાં રહે છે, અને તેઓનાં મન ક્યાંનાં ક્યાં ઉડે છે. આ પ્રકારે ભૂતકાળમાં અથવા ભવિષ્યકાળમાં તેઓનાં મન ભટકવા માંડતાં, વર્તમાનકાળમાં તેઓ કંઇ ઉપયોગી કાર્ય સાધી શકે તે પહેલાં તો તે સમય તેમના આગળથી ચાલ્યો જાય છે. આમ વર્તમાનકાળનો તેઓ ભાગ્યે જ જોઇએ તેનો ઉપયોગ કરી શકતા હોવાથી, તેમનું આયુષ્ય નિષ્ફળ જાય છે.

વર્તમાન કાળ એ જ આપણું ખરું આયુષ્ છે, એવું જેઓ યથાર્થ જાણે છે, તેઓ જ ઉપયોગી કાર્યો સાધી પોતાના જીવનને સફળ કરે છે, અને તેઓ જ ખરું સુખ ભોગવી

શકે છે. ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં રહેનારાઓને ભૂતકાળનાં અને ભવિષ્યકાળનાં સુખ અપ્રાપ્ત હોય છે, એટલું જ નહિ પણ વર્તમાનકાળમાં જે સુખ તેમને પ્રાપ્ત હોય છે, તે પણ તેમને અપ્રાપ્ત જેવું જ થઇને રહે છે. કારણ કે તે સુખોતરફ તેમની દૃષ્ટિ નહિ હોવાથી તેમને તેનો ખરો ઉપભોગ આવતો નથી. ભવિષ્યમાં મળનાર ઉત્તમ ભવનો, ઉત્તમ વસ્ત્રો, ઉત્તમ વાહનો વગેરે વિવિધ વૈભવોઉપર તેમનું નિશાન હોવાથી જે વૈભવ તેમને વર્તમાન કાળમાં મળેલો હોય છે, તેમાં તેમને રસ જણાતો નથી, અને તેથી સુખી છતાં પોતાને હાથે કરીને દુઃખી કરી મૂકે છે.

વર્તમાન કાળમાં પોતાને જે પ્રાપ્ત હોય તેમાંથી બને તેટલા અધિક સુખનો ઉપભોગ કરતાં આવડવું, એ એક મોટી કળા છે. ભૂત અને ભવિષ્યઉપર દૃષ્ટિ ન રાખનાર જ તે કળા સાધી શકે છે.

પોતાના કરતાં વધારે સારી સ્થિતિવાળાપાસે જે છે તે પોતાની પાસે નથી, એ વિચારથી અસંખ્ય મનુષ્યો આખું જીવન અસંતોષમાં અને દુઃખમાં ગાળી નાંખે છે. ઉત્તમ મિષ્ટાન્ન ન મળવાથી મળેલા સાદા અને પૌષ્ટિક આહારને પણ તેઓ ઉકરડે નાંખી દે છે, અને ક્ષુધાની બુમો પાડતા મરણને શરણ થાય છે. વર્તમાન કાળનો અનાદર કરવાથી જ આ પરિણામ આવે છે.

એક કોડીની પણ જેમાં કમાણી નથી, પણ નિરંતર જ જેમાં ભારે ખોટ રહેલી છે, એવો ધંધો કયો છે, એવો પ્રશ્ન કોઇ કરે તો તેનો એક જ ઉત્તર છે, અને તે એ કે વર્તમાન કાળનો અનાદર કરવો, અને ભૂતકાળમાં અથવા ભવિષ્યકાળમાં જીવવું.

અનેક મનુષ્યો વ્યવહારમાં પુષ્કળ દ્રવ્યને કમાતા જોવામાં આવે છે; અન્ય અનેક ભારે પગારવાળી ઉંચી નોકરીઓ કરતા હોય છે; વળી અન્ય અનેક વ્યવહારમાં વિવિધ પ્રકારનાં સુખને પ્રાપ્ત હોય છે, તથાપિ જો તેમનાં જીવન આપણે તપાસીએ છીએ તો તે ભારે અસંતોષથી, દુઃખથી, અજંપાથી અને બબડાટફફડાટથી ભરેલાં હોય છે. અનેક જાતનાં દુઃખોની તેઓ ફરીયાદ કરતા જ હોય છે. સુખને માટે તેઓ આમથી તેમ ફાંફાં માર્યા કરતા જ હોય છે. તેઓનું ધારેલું એક સુખ મળવાને પૂરી પાંચ ક્ષણો વીતી નથી હોતી એટલામાં તો તેઓનો બડબડાટફફડાટ પાછો શરૂ થાય છે. માથેરાનમાં તેઓ હોય છે, તો મહાબલેશ્વરને વધારે સારું ગણે છે, અને મહાબલેશ્વરમાં હોય છે તો સ્વીટઝરલેંડ કે કેલીફોર્નીયાને વધારે સારાં ગણે છે. જ્યાં તેઓ હોય છે, તે સ્થાન તેમને ખરાબ જણાય છે, અને બીજાં જ સ્થાનો સુખથી ભરેલાં જણાય છે. તે બીજાં સ્થાનોમાં જતાં ત્યાં પાછું તેમને દુઃખ જ જણાવાથી વળી કોઇ ત્રીજા સ્થાનપ્રતિ તેમની વૃત્તિ દોડે છે. સારું જાણીને એક વસ્ત્ર કરાવે છે, અને બીજી જ ક્ષણે તેનો અભાવ પ્રકટી બીજાને જ ઝંખવા માંડે છે. નિશાળખાતામાં નોકરી હોય છે, તો રેવન્યુ ખાતાને વખાણે છે; રેવન્યુમાં હોય છે તો તેમાં ગદ્ધાવૈતર માને છે, અને વ્યાપારને વખાણે છે. જે પ્રાપ્ત હોય છે, તેમાં સુખ જણાતું નથી, અને જે અપ્રાપ્ત હોય છે, તેને સુખનો ભંડાર જાણે છે. જે કરવાનું મળ્યું હોય છે, તે કરવાનું પોતાના અધિકારથી ઉતરતું ગણે છે, અને જે નથી મળ્યું તેને પોતાના અધિકારનું ગણે છે. બળદની ગાડી મળી હોય છે, તો ઘોડાની ગાડી ન મળવાથી પોતાને ભાગ્યહીન માને છે, અને ઘોડાની મળી હોય છે, તો મોટર કાર ન મળવાથી પોતાને મહા દુઃખી

ગણે છે. વર્તમાન કાળમાં જીવવું અને વર્તમાન કાળનાં સુખથી સુખી થવું તેમને ગમતું જ નથી. તેઓ જાણતા નથી કે સુખ ભોગવવાનો એક જ સમય છે, અને તે વર્તમાન કાળ છે. તેઓ જાણતા નથી કે સુખ એક જ રીતે ભોગવાય છે, અને તે વર્તમાનકાળમાં પ્રાપ્ત વસ્તુઓમાં સુખબુદ્ધિ કરવાથી જ ભોગવાય છે.

સુખ બહાર રહ્યું નથી, પણ મનમાં રહેલું છે. દ્રવ્યાદિ બાહ્ય સંપત્તિમાં તે નથી, પણ અંતઃકરણની અમુક સ્થિતિમાં છે. બાહ્ય વસ્તુઓની અધિક અધિક પ્રાપ્તિમાં તે નથી, પણ વર્તમાન કાળમાં જે કંઇ પ્રાપ્ત હોય તેમાં અનુકૂળ બુદ્ધિ કરવામાં છે. મનનો અનુકૂળ ભાવ, એ જ સુખ છે.

ઘણા મનુષ્યોને પોતાનું જીવન સુધારવાને માટે વર્તમાન કાળનો સદુપયોગ કરવાનું કહેવામાં આવે છે ત્યારે તેઓ જણાવે છે કે ભવિષ્યમાં અમને આટલી અનુકૂળતા થશે કે તરત આઠો દિવસ પછી અમે એ જ કરવાના છીએ. અમુક ઉદ્યોગમાં પાંચ સાત હજાર રૂપિયા મળવાના છે, તે આ બે ત્રણ વર્ષ પછી મળી ગયા કે પછી નિરાંતે કોઇ નદીકિનારે જઇને એકાંતમાં પરમેશ્વરનું ભજન જ કરવા ધારણા છે. આ છોકરાને હજી એક વર્ષની વાર છે, તે આવતે વર્ષે પાસ થઇને ઉદ્યમમાં લાગી જાય કે પછી આ બધી જંજાળ છોડીને આપણે નિવૃત્તિપરાયણ જ થવું છે! કેટલા બધા મનુષ્યો આ પ્રમાણે પોતાને જે કરવાનું છે તે ભવિષ્યકાળઉપર મુલતવી રાખે છે, અને વર્તમાનકાળને એળે જવા દે છે! શું તમને એમ લાગે છે કે વર્તમાનકાળને આ પ્રમાણે વ્યર્થ વહી જવા દેનાર, જ્યારે પોતાનો ધારેલો ભવિષ્યકાળ આવે છે, ત્યારે પોતાના બોલેલા વચનપ્રમાણે પાળવાને સમર્થ થાય છે? હજારમા અંશમાં પણ નહિ. કારણ કે તેમની બાહ્ય સ્થિતિ બદલાય છે, પણ તેમનું મન તો તેવું તે જ રહેલું હોય છે. આળસમાં અને પ્રમાદમાં સમય ગાળવાની જેને ટેવ પડી છે, અને જે ટેવ આખા જન્મસુધી પાલનપોષણવડે સુદૃઢ થઇ છે, તે ટેવ, બાહ્ય સ્થિતિ બદલાતાં, એક ક્ષણમાં શી રીતે બદલાઇ જશે? ૪૦ કે ૫૦ વર્ષની ઉમરસુધી વર્તમાન કાળનો સદુપયોગ ન કરવાની જેને ટેવ પડી છે, અને જેનું મગજ અને શરીરનો એકએક અણુ તે પ્રકારનો ઘડાઇ ગયો છે, તેવો મનુષ્ય પાંચ દશ હજાર રૂપિયા મળતાં, કે છોકરો વ્યવહારનું ધુંસરૂ ઉપાડી લેતાં, પરમેશ્વરપરાયણ ચિત્તવાળો એકદમ થઇ જશે, એ માનસ શાસ્ત્રના કયા નિયમથી સંભવે? જેમ વાઘના શરીરઉપરના ચટાપટા બદલી શકાતા નથી, તેમ આખા જીવનમાં પાળીપોષીને પુષ્ટ કરેલી ટેવો એમ તત્કાળ છૂટતી નથી.

જે કરવાનું હોય છે, તે વર્તમાનકાળમાં જ કરવાની જેઓ ટેવ પાડે છે, તેઓ જ ભવિષ્યકાળમાં પોતાનું કર્તવ્ય ઉત્તમ પ્રકારે કરવાના સામર્થ્યને પોતાનામાં જુએ છે. ભવિષ્યમાં મળનારી અનુકૂળતાઉપર વર્તમાનકાળને જેઓ વહી જવા દે છે, તેઓ, ભવિષ્યકાળ જ્યારે વર્તમાનકાળ થઇને આવે છે ત્યારે તેને ઓળખી શકતા નથી, અને હજી તે આવનાર છે, એવી આશામાં ને આશામાં મરણના મુખમાં જઇને પડે છે.

આ જ જે કરવાનું છે, તેને આવતી કાલના તળીયાવિનાના કૂવામાં ધકેલી ન દે. કાલે શું તમારે કરવાનાં ઓછાં કામો છે? આજનાં કામો કાલમાં નાંખવાથી કાલનાં કામો કેટલાં બધાં વધી પડ્યાં છે, તેનો તમે વિચાર કર્યો છે? શું કાલ ૨૪ કલાકને બદલે ૨૪૦૦ કલાકની હોય એમ તમે ધારો છો? કેટલાં કેટલાં કામો વર્તમાનમાં ન કરતાં કાલઉપર કરવાનાં તમે રાખ્યાં છે? આ બધાં કાલ આવશે ત્યારે, તમારામાં સૌ રૂપ લેવાની શક્તિ

હોય તો પણ શું તમે ધારો છો કે તમે કરી શકશો ? કાલ પોતાની સાથે પોતાનાં કામો પણ લેતી આવવાનો જ, અને આજનાં કાલ કરશો, તો કાલનાં રહી જશે. અને કાલનાં કરશો તો આજનાં રહી જશે. તમારા આયુષ્યની એકેએક ક્ષણ કામને જ માટે છે, ઉપયોગી કામને જ માટે છે, તો પછી વર્તમાનકાળનો સદુપયોગ કરવામાટે સેવાતો આ પ્રમાદ તમને કેટલો હાનિ કરનાર થાય છે !

ઉંચે ગગનમાં જોવાનું અને તારાઓનું સૌંદર્ય નિરખવાનું તમને કોઈ ના નથી કહેતું; —ઉચ્ચ અભિલાષા ધરો, તે બહુ ઉપયોગની છે; ઉન્નતિમાં સહાયક છે,—પણ તારાઓને જોવામાં પગઆગળ પડેલાં ગુલાબનાં, અને મોગરાનાં તાજાં રમણીય પુષ્પોને શું ખુંદી નાંખવાં ? ઉંચે જુઓ, અને તેમનો પણ ઉપયોગ કરો. ભવિષ્યકાળમાં ઉત્તમ થવાની ઉચ્ચ અભિલાષા સુખે સેવો, પણ પ્રયત્નવડે ઉત્તમ થવાની વર્તમાનકાળમાં મળેલી સોનેરી તકને ધૂળમાં રગદોળી ન નાંખો.

ભવિષ્યમાં ગાડીઘોડા મળે તેમાં સુખેથી બેસજો, સુવર્ણની અંબાડી કરાવી હસ્તિઉપર ભલે આરૂઢ થજો, પણ હાલ તે નથી માટે વર્તમાનમાં જે પ્રાપ્ત છે, તેનાથી પરમપ્રસન્ન કેમ રહેતા નથી ? વર્તમાનકાળમાં પ્રાપ્ત સુખના દીપકને, અપ્રાપ્ત સુખના અસંતોષના વાયુવડે કેમ ઓલવી નાંખો છો ?

ભવિષ્યમાં સાઠ રૂપૈયે કે સો રૂપૈયે વારની બનાતનો કોટ કરાવજો, પણ આજે ત્રણ રૂપૈયે વારની બનાતનો જે કોટ મળ્યો છે, તે પહેરીને શ્રીમંતોના શ્રીમંત થઈને કેમ ફરતા નથી ? પારિસમાં તૈયાર થયેલું પંદર પંદર હજાર અથવા વિશ વિશ હજારનું ગવન પહેરનારી યુરોપ અને અમેરિકાના શ્રીમંતોની સ્ત્રીઓ પણ વર્તમાનમાં પ્રાપ્ત સુખમાં અનુકૂળ બુદ્ધિ ન ધરવાથી અસંતુષ્ટ જ રહે છે ! આમ છે તો પછી સુખનો આધાર વધારે મુલ્યવાન્ વસ્ત્રોઉપર ક્યાં રહ્યો ?

વર્તમાન કાળમાં જે નાનું સરખું ઝુંપડું તમને મળ્યું હોય તેમાંથી મોટા શાહેનશાહના મહાલયજેવું સુખ મેળવવા જો તમે ધારશો તો તમે મેળવી શકશો. સઘળું તમારી વૃત્તિઉપર છે. તેનો અનુકૂળ ભાવ પ્રકટાવવાની કળા જો તમને નથી આવડતી તો મહાલયમાં તમને રહેવાનું મળશે તોપણ તમને જરા પણ ચેન પડવાનું નથી.

સુખ ભવિષ્યકાળમાં રહેલું છે, એમ ન માનો. ભવિષ્યકાળમાં અમુક અમુક મળશે ત્યારે જ પરિપૂર્ણ આનંદ થશે, એવી ભ્રાંતિવાળી કલ્પનાને છોડી દો. ભવિષ્યકાળમાં સુખ મેળવવાની મોટી મોટી યોજનાઓ ન ઘડો. વર્તમાનકાળપ્રતિ દૃષ્ટિ નાંખો. એમાં તમે કેટલું સુખ મેળવી શકો છો, અને કેટલું કર્તવ્ય સાધી શકો છો તે જુઓ. વર્તમાનકાળમાં શું ઓછું છે કે તમારે ભવિષ્યકાળપ્રતિ જોવું પડે છે ? વર્તમાનકાળને જેમ બને તેમ ઉંચી જાતનો કરો: તમારું સઘળું મન વર્તમાન કાળમાં જ સમર્પો. ભવિષ્યકાળમાં અલૌકિક સુખ ન જુઓ, પણ વર્તમાનકાળમાં જ જુઓ. શોધો, શોધો, તે તેમાં જ રહ્યું છે. પ્રયત્નથી તે તમને જડે એમ છે. નિત્ય પ્રયત્ન કરો, નિત્ય તમને થોડું થોડું જડશે, અને આમ કરતાં કરતાં એટલા મોટા પ્રમાણમાં તમને જડેલું લાગશે કે તમે ચકિત થઈ જશો."

બાળકો વર્તમાન કાળમાં જ જીવે છે. મહાપુરુષો પણ વર્તમાનકાળમાં જ જીવે છે. તેઓનાં જીવનનો અભ્યાસ કરી જુઓ. તેઓ કેવા આનંદને ભોગવે છે ! તેમના અંતઃકરણમાં આનંદનો દિવસ જ હોય છે. શોકના અંધકારથી તેઓ અજાણ્યા છે,

અશે છે. વર્તમાન કાળમાં જીવવું અને વર્તમાન કાળનાં સુખથી સુખી થવું તેમને ગમતું જ નથી. તેઓ જાણતા નથી કે સુખ ભોગવવાનો એક જ સમય છે, અને તે વર્તમાન કાળ છે. તેઓ જાણતા નથી કે સુખ એક જ રીતે ભોગવાય છે, અને તે વર્તમાનકાળમાં પ્રાપ્ત વસ્તુઓમાં સુખબુદ્ધિ કરવાથી જ ભોગવાય છે.

સુખ બહાર રહ્યું નથી, પણ મનમાં રહેલું છે. દ્રવ્યાદિ બાહ્ય સંપત્તિમાં તે નથી, પણ અંતઃકરણની અમુક સ્થિતિમાં છે. બાહ્ય વસ્તુઓની અધિક અધિક પ્રાપ્તિમાં તે નથી, પણ વર્તમાન કાળમાં જે કંઇ પ્રાપ્ત હોય તેમાં અનુકૂળ બુદ્ધિ કરવામાં છે. મનનો અનુકૂળ ભાવ, એ જ સુખ છે.

ઘણા મનુષ્યોને પોતાનું જીવન સુધારવાને માટે વર્તમાન કાળનો સદુપયોગ કરવાનું કહેવામાં આવે છે ત્યારે તેઓ જણાવે છે કે ભવિષ્યમાં અમને આટલી અનુકૂળતા થશે કે તરત આખો દિવસ પછી અમે એ જ કરવાના છીએ. અમુક ઉદ્યોગમાં પાંચ સાત હજાર રૂપૈયા મળવાના છે, તે આ બે ત્રણ વર્ષ પછી મળી ગયા કે પછી નિરાંતે કોઇ નદીકિનારે જઇને એકાંતમાં પરમેશ્વરનું ભજન જ કરવા ધારણા છે. આ છોકરાને હજી એક વર્ષની વાર છે, તે આવતે વર્ષે પાસ થઇને ઉદ્યમમાં લાગી જાય કે પછી આ બધી જંજાળ છોડીને આપણે નિવૃત્તિપરાયણ જ થવું છે! કેટલા બધા મનુષ્યો આ પ્રમાણે પોતાને જે કરવાનું છે તે ભવિષ્યકાળઉપર મુલતવી રાખે છે, અને વર્તમાનકાળને એળે જવા દે છે! શું તમને એમ લાગે છે કે વર્તમાનકાળને આ પ્રમાણે વ્યર્થ વહી જવા દેનાર, જ્યારે પોતાનો ધારેલો ભવિષ્યકાળ આવે છે, ત્યારે પોતાના બોલેલા વચનપ્રમાણે પાળવાને સમર્થ થાય છે? હજારમા અંશમાં પણ નહિ. કારણ કે તેમની બાહ્ય સ્થિતિ બદલાય છે, પણ તેમનું મન તો તેવું તે જ રહેલું હોય છે. આળસમાં અને પ્રમાદમાં સમય ગાળવાની જેને ટેવ પડી છે, અને જે ટેવ આખા જન્મસુધી પાલનપોષણવડે સુદૃઢ થઇ છે, તે ટેવ, બાહ્ય સ્થિતિ બદલાતાં, એક ક્ષણમાં શી રીતે બદલાઇ જશે? ૪૦ કે ૫૦ વર્ષની ઉમરસુધી વર્તમાન કાળનો સદુપયોગ ન કરવાની જેને ટેવ પડી છે, અને જેનું મગજ અને શરીરનો એકેએક અણુ તે પ્રકારનો ઘડાઇ ગયો છે, તેવો મનુષ્ય પાંચ દશ હજાર રૂપૈયા મળતાં, કે છોકરો વ્યવહારનું ધુંસરું ઉપાડી લેતાં, પરમેશ્વરપરાયણ ચિત્તવાળો એકદમ થઇ જશે, એ માનસ શાસ્ત્રના કયા નિયમથી સંભવે? જેમ વાઘના શરીરઉપરના ચટાપટા બદલી શકાતા નથી, તેમ આખા જીવનમાં પાળીપોષીને પુષ્ટ કરેલી ટેવો એમ તત્કાળ છૂટતી નથી.

જે કરવાનું હોય છે, તે વર્તમાનકાળમાં જ કરવાની જેઓ ટેવ પાડે છે, તેઓ જ ભવિષ્યકાળમાં પોતાનું કર્તવ્ય ઉત્તમ પ્રકારે કરવાના સામર્થ્યને પોતાનામાં જુએ છે. ભવિષ્યમાં મળનારી અનુકૂળતાઉપર વર્તમાનકાળને જેઓ વહી જવા દે છે, તેઓ, ભવિષ્યકાળ જ્યારે વર્તમાનકાળ થઇને આવે છે ત્યારે તેને ઓળખી શકતા નથી, અને હજી તે આવનાર છે, એવી આશામાં, ને આશામાં મરણના મુખમાં જઇને પડે છે.

આ જ જે કરવાનું છે, તેને આવતી કાલના તળીયાવિનાના કુવામાં ધકેલી ન દો. કાલે શું તમારે કરવાનાં ઓછાં કામો છે? આજનાં કામો કાલમાં નાંખવાથી કાલનાં કામ કેટલાં બધાં વધી પડ્યાં છે, તેનો તમે વિચાર કર્યો છે? શું કાલ ૨૪ કલાકને બદલે ૨૪૦૦ કલાકની હોય એમ તમે ધારો છો? કેટલાં કેટલાં કામો વર્તમાનમાં ન કરતાં કાલઉપર કરવાનાં તમે રાખ્યાં છે? આ બધાં કાલ આવશે ત્યારે, તમારામાં સૌ હપ લેવાની શક્તિ

પછી છ દિવસે થાય છે, તેથી ૧૯ મીથી ૨૫ મી એપ્રિલસુધીમાં જન્મેલાં મનુષ્યોમાં આ રાશિનાં સંપૂર્ણ લક્ષણો હોતાં નથી. તેમનામાં કંઇક પૂર્વ રાશિનાં એટલે મેષ રાશિનાં અને કંઇક આ રાશિનાં લક્ષણ હોય છે. વળી તેમના જન્મસમયે ચંદ્ર જે રાશિમાં હોય છે, તે રાશિનાં લક્ષણોના અંશો પણ તેમનામાં હોય છે.)

આ રાશિઉપર વિજય મેળવવાનું કામ ઘણું કઠિન છે. તેમાં જન્મેલા મનુષ્યો નિર્ભય અને માયાળુ હોય છે, અને જ્યારે તેઓને ચીડવવામાં આવ્યા નથી હોતા ત્યારે ઘણા ઉદાર હોય છે. તેઓ બહુ મોટા મનના હોય છે, અને બીજાનાં દુઃખ અને સંતાપનાં બોજાને પોતાને માથે ખેંચી લેવાના સ્વભાવવાળા હોય છે. તેઓ નિરંતર બીજાઓનું કલ્યાણ કરવાના વિચારો કર્યા જ કરે છે, અને મનુષ્યજાતિનું જેટલું હિત તેઓ કરે છે, તેનાથી અધિક ન કરી શકાવાથી ઘણે પ્રસંગે ખિન્ન રહે છે.

દ્રવ્યથી બીજાનું હિત કરી શકાતું હોવાથી જ તેઓ તેને મહત્ત્વવાળું ગણે છે. દ્રવ્યનો સંચય કરવાની તેમને લેશ પણ ઇચ્છા હોતી નથી, અને જે તેમને પ્રાપ્ત હોય છે, તેનો અન્યને વિભાગ આપવા સર્વદા તત્પર હોય છે. પોતાના સમયનો ભોગ આપીને અથવા સ-ભભાવ દર્શાવીને અન્યને મદદ કરવાના કરતાં દ્રવ્યવડે મદદ કરવાનું તેઓ અધિક પસંદ કરે છે. તેઓના સ્વભાવને જાણનાર પોતાના દુઃખનાં રોદણાં તેમના આગળ રડીને તેમને ઘણી વાર ઠગી જાય છે.

મનને એકાગ્ર કરવાનું તેમનામાં ભારે સામર્થ્ય હોવાથી વિચારનાં આંદોલનોવડે તેઓ અન્યનાં વ્યાધિ સત્વર નિવારી શકે છે. બળવાન્ સંકલ્પશક્તિવડે તેઓ પોતાના વિચારોને ઘણે દૂર મોકલી શકે છે, અને જેમના તરફ તેમને મોકલે છે, તેમનું વિવિધ પ્રકારે હિત સાધી શકે છે.

મનુષ્યમાં રહેલાં ગૂઢ સામર્થ્યોના અર્થાત્ આધ્યાત્મિક શાસ્ત્રના અભ્યાસ તેમને સર્વદા બહુ લાભ કરે છે. તેના અભ્યાસથી તેમનામાં અત્યંત અસાધારણ આધ્યાત્મિક શક્તિઓ વિકાસને પામે છે.

સંસારની સઘળી ઉત્તમ વસ્તુઓઉપર તેઓને અતિશય પ્રીતિ હોય છે, અને પોતાના મિત્રો તથા સંબંધીઓની અત્યંત ઉદારતાથી આગતાસ્વાગતા કરવામાં તેમને બહુ આનંદ આવે છે.

ઉડાઉ છતાં પણ તેઓ પુષ્કળ દ્રવ્ય મેળવે છે. ઘણું ધન મેળવવું એ તેમને મન રમતજેવું છે, પરંતુ તેને બચાવવાનું કામ તેમને બહુ કઠિન ભાસે છે. અંતરમાંથી ઉઠતી ઉર્મિઓને અને વિકારોને અંકુશમાં રાખવા તેઓ સહજ સાવધાનતા સેવે તો તેઓ ભારે અભ્યુદયને પ્રાપ્ત કરી શકે એમ છે.

બહારના દેખાવઉપર અને તેમાં પણ મુખ્યત્વે કરીને મનુષ્યોના બહારના દેખાવઉપર આ રાશિનાં મનુષ્યો હદઉપરાંત ધ્યાન આપે છે. તેઓનાં મન વિષયસુખોમાં જ ભ્રમ્યા કરે છે, અને વિવિધ વિષયોની ઇચ્છાને અનુસરવાથી વારંવાર તેઓને મોટાં દુઃખો અને પીડા સહન કરવાં પડે છે. પરંતુ તેઓ જ્યારે વિષયવાસનાનો જય કરે છે ત્યારે તેઓનું મનોબળ તથા અધ્યાત્મબળ અસાધારણ પ્રમાણમાં વધી જાય છે. તેઓ બહુ સમર્થ અને હૃદયંગમ લેખક તથા વક્તા થાય છે. વાત કરવામાં સામાના મનને તેઓ મોહ પમાડે એવા હોય છે.

# શ્વસનવિદ્યાકલા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૬૮ થી )

## પ્રકરણ ૧૭.

### પગના પંઝા અને આંગળાંને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

બન્ને પગના પંઝા અને આંગળાંમાં મીન રાશિની સત્તા પ્રવર્તે છે. તેથી આ ક્રિયા મીનરાશિ જે ૨૦ મી જાન્યુઆરીએ બેસે છે, અને ૨૦ મી માર્ચે ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

બન્ને પગનાં આંગળાં અને હાથની હથેળીઓ માત્ર જમીનને અડે એ રીતે; દંડ પીલતા હોઇએ તેની પેઠે જમીનઉપર આડા લાંબા થવું. હાથેળીઓ અને પગનાં આંગળાંવિના શરીરનો બીજો કોઇ ભાગ જમીનને અડવા દેવો નહિ. પછી માત્ર હાથને કોણીઓમાંથી વાંકા વળેવા દઇને હડપચી જમીનને અડે ત્યાંસુધી ધીરે ધીરે શરીરને નીચું નમાવવું. છાતી અથવા ઘુંટણ જમીનને અડવા દેવાં નહિ. દંડ પીલનારાઓ જેમ દંડ પીલે છે, તે જ પ્રમાણે કરવું; ફેર માત્ર એટલો જ છે કે તેઓ છાતીને જમીનસાથે અડાડે છે, અને આ ક્રિયામાં હડપચીને જમીનસાથે અડાડવાની છે. પછી હાથને સીધા કરી ઉંચા થવું, અર્થાત્ મૂળની સ્થિતિએ આવવું. શરીરને નીચે નમાવતી વખતે શ્વાસ લેવો, અને શરીરને ઉંચું કરતી વખતે શ્વાસને બહાર કાઢવો.

બીજા પ્રકારની કસરતવડે પણ આ અવયવોને બળવાન્ કરી શકાય છે. તે આ પ્રમાણેઃ—સીધા ટટાર ઉભા રહેવું. બન્ને હાથને, હાથેળીઓ શરીરભણી રહે એ રીતે નીચે લટકતા રાખવા. પછી મુઠીઓ વાળી પગનાં આંગળાંઉપર ઉભા રહેવું, અને ઉંચા થતી વખતે હાથના અને પગના સ્નાયુઓને તંગ કરવા. પછી પાછા નીચા પગ અડાડીને જમીનઉપર સ્નાયુઓને શિથિલ કરી ઉભા રહેવું. આમ ફરી ફરીને કરવું. ઉંચા થતી વખતે શ્વાસ લેવો તથા સ્નાયુઓને તંગ કરવા, અને નીચા થતી વખતે શ્વાસ બહાર કાઢવો, અને સ્નાયુઓને શિથિલ કરવા.

ઉભય પ્રકારની કસરત કરતી વખતે પગમાં મનને એકાગ્ર કરવું, અને તેમને પૂર્ણતાવાળા તથા આરોગ્યમય કલ્પવા.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવોઃ—મારૂં શરીર ચૈતન્યથી પૂર્ણ અને અનુભવમાં આવે છે. મારા આખા શરીરમાં જીવનતત્ત્વનો પ્રવાહ વેગથી વહે છે. હું આરોગ્યસ્વરૂપ અને બલસ્વરૂપ છું.

મિથુન, કન્યા અને ધનરાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની કસરતો ગૌણપણે કરતાં અડચણ નથી.

## પ્રકરણ ૧૮.

### મસ્તકને અને મુખને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

મસ્તકમાં અને મુખમાં મેષરાશિની સત્તા પ્રવર્તે છે. જેથી આ ક્રિયા મેષરાશિ જે ૨૬ મી માર્ચે બેસે છે, અને ૧૯ મી એપ્રિલે ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

સીધા ટટાર ઉભા રહેવું. પગની એડીઓને એકબીજાની સાથે અડેલી રાખવી. અને અંગુઠાની વચમાં દશબાર આંગળનું અંતર રાખવું. ખભાની સાથે સીધી લીટીમાં આવી

રહે એવી રીતે, ડાબા હાથને ડાબી બાજુએ અને જમણા હાથને જમણી બાજુએ લાંબા કરવો. હાથેળીઓને ચત્તી રાખવી. કમરમાંથી શરીરને સહજ આગળ કાઢવું. પછી સ્નાયુ તંગ થાય તે રીતે હાથની મજબુત મુઠીઓ વાળી આખા શરીરના અવયવોને તંગ કરવા. પછી બન્ને હાથને સીધા ઉંચા કરી, ઉંચે માથા આગળ એકઠા કરવા. અવયવોને શિથિલ કરવા અને મૂળની સ્થિતિએ પાછા આવવું. ઉંચા હાથ કરતી વખતે શ્વાસને લેવો, અને પાછા નીચા આણતી વખતે બહાર કાઢવો. આઠથી તે દશ મિનિટસુધી આ પ્રમાણે કરવું.

આ કસરત કરતી વખતે મનને માથામાં એકાગ્ર કરવું, અને પ્રાણવાયુથી મગજ અને મગજના અણુઓ પોષાય છે, એવું ચિત્ર વૃત્તિમાં કલ્પવું. આથી તે ભાગમાં રુધિરની ગતિ વધશે, તથા જ્ઞાનતંતુમાં વહેતું સત્ત્વ પણ ત્યાં અધિક પ્રમાણમાં વહન કરશે.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવો:—આ શ્વસનક્રિયાથી મને બહુ જ લાભ થાય છે. મારા મગજમાં અને મસ્તકમાં રુધિરની ગતિ ઉત્તમ પ્રકારે થાય છે. સઘળા મલિન અણુઓ તેમાંથી નીકળી જાય છે. જ્ઞાનતંતુગત સત્ત્વ પણ અવરોધવિના સ્વતંત્રપણે વહે છે. મારું મગજ નિર્મળ અને સ્વચ્છ છે, અને તેના પ્રત્યેક અણુમાં આરોગ્ય વ્યાપી રહ્યું છે.

કર્ક, તુલા, અને મકરરાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરતાં અડચણ નથી.

( અપૂર્ણ )

---

# ઉપવાસોપચાર.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૦૫ થી. )

ઉપવાસનો વિષય ઘણો મોટો છે, અને સુખપૂર્વક જીવન ગાળવાની ઇચ્છાવાળા મનુષ્યોએ તેનો અભ્યાસ કરવો, એ થોડું અગત્યનું નથી. પરમશાંતિને આપનાર આંતરબાહ્ય શુદ્ધિને કોણ નથી ઇચ્છતું ? સર્વ જ ઇચ્છે છે; અને આંતર શુદ્ધિનાં વિવિધ સાધનોમાં ઉપવાસ એ પણ એક સમર્થ સાધન છે, અને આમ હોવાથી જ પૂર્વના સર્વજ્ઞ ઋષિમુનિઓએ ધાર્મિક ક્રિયાઓમાં તેને ભેળી દીધો છે.

મનુષ્ય દિવસમાં ત્રણ વાર ભલે સ્નાન કરતો હોય, અને બહારથી ગમે તેટલો સાફસુફ ભલે રહેતો હોય તોપણ તેની શુદ્ધિ ચામડીઉપરની જ હોય છે. ભીતર કેટલો કચરો હોય છે, તેનું તેને ભાન હોતું નથી. જ્યારે કોઈ નાનો અથવા મોટો વ્યાધિ થાય છે, ત્યારે જ તેને પોતાના શરીરમાં થયેલા મળના સંચયનું ભાન થાય છે.

નિત્ય સ્નાન કરનાર મનુષ્યોએ શરીરને એકલું બહારથી શુદ્ધ કરીને સંતોષ ન માનતાં, ઉપવાસરૂપી સ્નાનવડે તેને અંદરથી શુદ્ધ કરવાનો અભ્યાસ પણ પાડવો જ જોઇએ. આ અભ્યાસ પાડનાર મંદવાડના સપાટામાં કદી પણ આવતો નથી.

સાજા મનુષ્યોએ ઉપવાસ કરવાની જેટલી અગત્ય છે, તેના કરતાં માંદા માણસે ઉપવાસ કરવાની વધારે અગત્ય છે; કારણ કે શરીરમાં મળનો અધિક સંચય થાય છે, ત્યારે જ મંદવાડ આવે છે. ઘણી વખતે મંદવાડમાં આહાર એ ઝેરની જ ગરજ સારે છે, અને તેથી જ કુદરત માંદા માણસની અન્નઉપરની રુચિ પ્રથમ જ હરી લે છે. આમ છતાં, જે સમયમાં બિલકુલ જ ખાવું ન જોઇએ, તે સમયમાં, રોગીઓ વધારે વાર ખાય છે, અને રુચિના અભાવથી કદાચ સ્વેચ્છાથી નથી ખાતા તો સંબંધીઓ બળાત્કારથી તેમને ખવડાવે છે.

તરતના મંદવાડમાં રોગનાં ચિહ્નો શમી જાય ત્યાંસુધી બિલકુલ ન ખાવું, એ હિતકર છે, અને જુના મંદવાડમાં અર્ધાઅર્ધ ભુખ્યા રહેવું, એ હિતકર છે. આ નિયમને પાળનાર મંદવાડનો સત્વર અંત આણે છે, અને તેનો ભંગ કરનાર મંદવાડને બહુ દિવસ અથવા માસ પહોંચાડે છે. અને પ્રસંગે રોગને વધારી મૂકી મૃત્યુને નિકટ બોલાવે છે.

મેં ઘણા ઉપાયો કર્યા પણ મારો વ્યાધિ મટતો જ નથી, એવી નિરાશા ધરવાનું કોઇને જ પ્રયોજન નથી. વિચારપૂર્વક કરેલા ઉપવાસ સર્વ વ્યાધિને મટાડે જ છે. જિહ્વાના સ્વાદને મનુષ્યો છોડી શકતા નથી, એ જ તેમને રોગ આવવામાં અને રોગ ટકવામાં કારણરૂપ છે.

આ લેખમાં ઉપવાસનો જે વિધિ લખવામાં આવ્યો છે, તેનો પ્રત્યેક મનુષ્યે પોતપોતાની પ્રકૃતિનો વિચાર કરીને ઉપયોગ કરવો. ઉત્તમ સાધનોનો પણ વિવેકવિના જો અભ્યાસ કરવામાં આવે છે, તો લાભ ન થતાં હાનિ થાય છે, એ વાતનું સર્વદા સ્મરણ રાખવું. પુષ્ટ ચરબીવાળાં મનુષ્યો સામટા ઉપવાસ ખેંચી કાઢે તો તેમને અનુકૂળ આવે છે, પણ પાતળાં અને લોહીવિનાનાં મનુષ્યોએ એકદમ કુદકો મારતાં સાવધાનતા રાખવી. નબળાં મનુષ્યોએ આરંભમાં દશ અથવા પંદરે દિવસે એક ઉપવાસ કરવો; પછી અઠવાડીએ એક ઉપવાસ કરવો; પછી છ દિવસે, પછી ચાર દિવસે, અને પછી બે દિવસે કરવો. આમ શરીરને અભ્યાસ પડ્યા પછી જ સામટા ત્રણ કે ચાર ઉપવાસ કરવા. નિર્બળ મનુષ્યોનાં શરીર જેમ નિર્બળ થઇ ગયાં હોય છે, તેમ તેમનું નિશ્ચયબળ પણ દુર્બળ પડી ગયું હોય છે, તેથી લાંબા ઉપવાસના નિશ્ચયમાં તેઓ ટકી શકતાં નથી. વળી જેઓને અપચો અથવા એવા જ બીજા જ્વર વગેરેના વ્યાધિ હોય છે, એવા મધ્યમ સ્થિતિના રોગીઓએ ધાણી, મમરા, ચણા કે એવું જ કોઇ શેકેલું એક જ અનાજ એક જ વાર થોડા પ્રમાણમાં દશ દિવસ લાગટ ખાઇને પછી ઉપવાસ કરવા એ લાભકારક છે.

પશ્ચિમના કેટલાક વિદ્વાનો તો ઘણા લાંબા ઉપવાસો કરે છે, અને તેનાં બહુ મોટાં ફલ વર્ણે છે. ડૉ. ડયુઇ, ડૉ. હેનિશ, એડગર વૉલેસ કૉનેબલ, ઍડવર્ડ પ્યુરિન્ટન વગેરે અનેક વિદ્વાનોના લાંબા ઉપવાસ માટે બહુ ઉંચા અભિપ્રાય છે. ૨૮, ૩૦, ૪૧, ૪૫ અને ૬૦ દિવસના ઉપવાસો પણ તેઓ કરે છે. તેઓ જાતે ઉપવાસ કરે છે, એટલું જ નહિ, પણ પોતાની પાસે આવનાર અનેક રોગીઓના અસાધ્ય રોગોને પણ ઉપવાસ કરાવીને જ મટાડે છે.

પ્યુરિન્ટન લખે છે કે ત્રિશ દિવસના અખંડ ઉપવાસ મેં કર્યા છે, અને મારા જાતિઅનુભવથી હું કહુંછું કે તેથી આરોગ્ય, આનંદ, સ્વતંત્રતા, સૌંદર્ય, શ્રદ્ધા, હિંમત, સ્વાસ્થ્ય, સામર્થ્ય, સદ્‌ગુણ, અધ્યાત્મબળ, અંતર્જ્ઞાન, દૈવીતાન, અને પ્રેમ પ્રાપ્ત થાય છે.

તે ત્રિશ દિવસના અખંડ ઉપવાસને સર્વસિદ્ધિપ્રદ ઉપવાસ કહે છે, અને વિવેકપૂર્વક તેને કરનારને ઉપર ગણાવેલાં સર્વ ફળ પ્રાપ્ત થવાની ખાતરી આપે છે.

વિવેકપૂર્વક ઉપવાસ કેમ કરવા તે આ આખા લેખમાં સ્પષ્ટ કરેલું હોવાથી પુનરુક્તિની અગત્ય ન છતાં, આ વિષયઉપર અધિક પ્રકાશ પડે, એટલા માટે એક પાશ્ચાત્ય વિદુષી સ્ત્રીએ પોતાને પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં થોડા સમયઉપર જે સમાધાન આપ્યું હતું, તેને અત્ર આપી આ વિષયને સમાપ્ત કરીએ છીએ.

સંધિવા અને શળના વ્યાધિથી પીડાતા એક રોગીએ ઉક્ત સ્ત્રીને પૂછ્યું કે તમે મારા જેવા વ્યાધિથી પીડાતાં હો તો શું કરો? તેમણે ઉત્તરમાં કહ્યું કે:—

છ કે સાત અઠવાડીયાંસુધી, આઠવાડીએ એક દિવસ, એ નિયમે પ્રથમ તો હું ઉપવાસ કરૂં; પછી એક આઠવાડીયામાં બે દિવસ એ નિયમે, બીજાં છ અઠવાડીયાં હું ઉપવાસ કરૂં. ધીમે ધીમે ત્રણ દિવસ, ચાર દિવસ, એક અઠવાડીયું, એ પ્રમાણે ઉપવાસના દિવસોને હું વધારતી જાઉં. અને આ બધા સમય ઘરની બહાર જઈને ખુલી હવામાં હું ઘણીવાર દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરૂં. વળી હું આખા દિવસમાં થઈને આઠશેરથી નવશેરસુધી શુદ્ધ વરાળનું બનાવેલું જળ પીઉં. તેમ જ હું સઉથી સાદામાં સાદો ખોરાક ગ્રહણ કરૂં, અને પ્રત્યેક ગ્રાસને હું મુખમાં તે પાણી થઈ જાય ત્યાં સુધી ચાવું, એટલું જ નહિ પણ જે જે પ્રવાહી પદાર્થ હું ખાઉં તેને પણ ગળે ઉતારતાં પહેલાં ખોરાકની પેઠે જ ચાવું. કેટલાંક અઠવાડીયાંસુધી હું માત્ર રોટલી અને મગફળીના બીઆ ઉપર જ રહું; કેટલાંક અઠવાડીયાં હું એકલા દુધઉપર જ મારો નિર્વાહ કરૂં; વળી કેટલાંક અઠવાડીયાં રાંધ્યાવિનાનો કાચો આહાર ખાઈને જ હું કાઢું; અને આ પ્રમાણે હું ચલાવ્યા જ કરૂં. વળી આ ઉપરાંત મને દુઃખ થાઓ કે ન થાઓ, તોપણ હું દરરોજ અને તે પણ દિવસમાં અનેક વાર મારા શરીરના પ્રત્યેક સાંધાને લંબો કરૂં, ટુંકો કરૂં, આમળું, અને જે તે રીતે તેને કસરત થાય તેમ કરૂં.

દિવસમાં ત્રણ વાર હું શાંતિની, અને પ્રેમની, અને જેને જે મળે છે, તે તેના હિતને અર્થે જ મળે છે એવી એકાગ્રતાપૂર્વક નિશ્ચયાત્મક ભાવના કરૂં.

અને આ બધું સાધતી વખતે મારાથી બને તેટલા આનંદમાં રહેવા, અને બીજા લોકોને સુખી કરવા હું પ્રયત્ન કરૂં, અને મને કેવું દુઃખ થાય છે તેનો ગમે તેમ થાય તોપણ હું જાતે વિચાર ન કરૂં, અને બીજાઆગળ તે સંબંધી કદી વાત પણ ન કરૂં.

આ બધા વખત મારા ઘરનાં બારીબારણાં હું ઉઘાડાં રાખું, અને મારાથી જેમ બને તેમ વધારે વખત હું ખુલ્લાં મેદાનોમાં કાઢું.

આશરે ત્રણ કે ચાર માસ આ પ્રમાણે વીરત્વ ધરીને વર્તવાથી ગમે તેવો ખરાબમાં ખરાબ સંધિવાનો અથવા શૂળનો વ્યાધિ હોય તોપણ હું તેને નિર્મૂળ કરી નાંખું.

---

# ग्रंथसत्कार.

**कथाविनोद**—( યોજક રા. રા. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર, ઠેકાણું હોલપાસે, કરાંચી, મૂલ્ય પાકા પુંઠાના આઠ આના; કાચા પુંઠાના છ આના, ) આ લઘુ પુસ્તકમાં ઐતિહાસિક, સાંસારિક અને નૈતિક કથાઓનો ઉત્તમ સંગ્રહ કરવામાં આવ્યો છે. લુખા બોધકરતાં આવી વાર્તાઓ અંતઃકરણમાં નીતિની ઉંડી છાપ પાડવામાં બહુ મદદગાર થઇ પડે છે. વિદ્વાન્ યોજકે આ ગ્રંથમાં પસંદ કરેલી કથાઓ બહુ ઉત્તમ છે, અને જે હેતુને લઇને તે લખવામાં આવી છે, તે હેતુને ઘણે અંશે સફળ કરાવનાર છે. પુસ્તકની આવક કાશીની સેંટ્રલ હિંદુ કોલેજને અર્પણ કરવામાં આવનાર છે. આ લઘુ ગ્રંથના ઉત્સાહી લેખક આ 'વિનોદમાળા'ના અનેક અંકો સત્વર પ્રકટ કરવામાં વિજય થાઓ.

**जैनमार्ग प्रारंभ पोथी भाग १ तथा भाग २**—( યોજક પંડિત શ્રીયુત ફતેહચંદ કર્પૂરચંદ લાલન, ગુલાલવાડી, મુંબઈ, મૂલ્ય એક આનો તથા દોઢ આનો ) જૈનધર્મનાં મૂલતત્ત્વોનું વિદ્યાર્થીઓને સુગમતાથી જ્ઞાન થવા અર્થે આ લઘુ પુસ્તકો લખવામાં આવ્યાં છે, અને તે લખવામાં પંડિત શ્રીલાલનને જે વિજય મેળવ્યો છે, તે જોઇ બહુ સંતોષ થાય છે. કેટલાક પાઠ તો બધા જ ધર્મના વિદ્યાર્થીઓને અનુકૂળ આવે એવા છે, એટલું જ નહિ

તેમ અયોગ્ય વિચારોના ચિંતનવડે મન રોગવાળું થાય છે. અને રોગવાળું મન થવું, એનો અર્થ જ પાપવાળું મન થવું, એ છે. આથી બીજાના દોષોનું ચિંતન કરનાર પોતાના મનને પાપવાળું કરતો હોવાથી બીજાના દોષો જોવા, એ પાપરૂપ ક્રિયા છે. અને જેઓ આવી પાપરૂપ ક્રિયામાં રચ્યાપચ્યા રહે છે, તેઓ સુજન નથી પણ દુર્જન છે.

* * પરંતુ આજનો ઘંટાનાદ બીજાના દોષો જોનારની દુર્જનતાનું ભાન કરાવવા માટે વગાડવામાં આવતો નથી. અન્યના દોષો જોવા, એ કામ ખોટું છે, એનું મનુષ્યોના મોટા ભાગને જ્ઞાન હોય છે. અને તેથી જાણેલી વાત જણાવવામાં ઘંટાનાદની અપૂર્વતા છે જ નહિ આજે આ જાણેલી વાત જણાવીને, તે તમારા સાક્ષાત્ હિતની એક વિશેષ વાત બોધન કરે છે. જો તે તમારા કર્ણમાં પ્રવેશી તમારા અંતઃકરણમાં પોતાના રહસ્યને પ્રકાશિત કરશે, તો તમારા જેવું સદ્ભાગી અન્ય કોઈ જ નથી.

* * અન્યના દોષ જોવા, અન્યના દોષોનું ચિંતન કરવું, એ જો પાપરૂપ ક્રિયા છે અને એ જો દુર્જનતા છે, તો પોતાના દોષો જોવા, અને પોતાના દોષોનું ચિંતન કરવું, એ યોગ્ય ક્રિયા શી રીતે હોઈ શકે ? પોતાના દોષો જોનાર સાધુ અથવા સદ્ગુણી શી રીતે ગણી શકાય ? અન્યના દોષો જોવામાં દોષનું જેવું ચિંતન થાય છે, અને મનની જેવી દોષાકાર સ્થિતિ થાય છે, તેવું જ પોતાના દોષો જોવામાં દોષનું ચિંતન થાય છે, અને તેવી જ મનની દોષાકાર સ્થિતિ થાય છે. ઉભય પ્રસંગમાં કર્તાની સ્થિતિ, ક્રિયાનું સ્વરૂપ, ક્રિયાનો વિષય અને ક્રિયાનાં કરણો સરખાં જ છે.

* * બીજાના દોષોને જોવા એને મનુષ્યોનો મોટો ભાગ દોષરૂપ ગણે છે, અને પોતાના દોષો જોવા, એને સદ્ગુણ ગણે છે, પરંતુ યોગ્ય વિચારથી તે ખરું નથી. પોતાના દોષો જોવાનો સ્વભાવ, એ પણ દોષરૂપ છે. બીજાના દોષો જોવાથી જેવી હાનિ થાય છે, તેવી જ પોતાના દોષો જોવાથી પણ થાય છે.

* * જે મનુષ્ય પોતાના દોષને જુએ છે, તે મનુષ્ય જેટલી વાર પોતાના દોષને જુએ છે તેટલી વાર પ્રત્યેક પ્રસંગે તે દોષને વધારે અને વધારે બળવાન્ કરે છે. બે અથવા ત્રણ હાથ ઉંચા ઓટલાઉપરથી હું ભુસકો મારી શકીશ નહિ એવા પોતાના અસામર્થ્યરૂપ દોષને જોજો કરનાર બાળકને પ્રત્યેક પ્રસંગે વધારે અને વધારે દુર્બળ થયેલો શું તમે નથી જોયો ? ચાહા અથવા કોફીનું વ્યસન મારાથી છુટે એમ છે જ નહિ, એ પ્રકારે પોતાના દોષને જોનાર અને જ્યાં ત્યાં કહેનાર ક્યો માણસ તે વ્યસનથી છુટવા સમર્થ થઈ શકે છે ? પોતાને નિત્ય માંદો જોજો કરનાર ક્યો રોગી, રોગના પાશમાંથી મુક્ત થાય છે ?

* * કેટલાક મનુષ્યો કહે છે કે આપણામાં રહેલા દોષોને ટાળવાને માટે અને તેમને સ્થાને સદ્ગુણોને સ્થાપવાને માટે દોષો જાણવા જરૂરના છે. અને આ કહેવું કેટલેક અંશે ખરું જણાય એવું છે; પરંતુ અધિક અનુભવી પુરુષો દોષનાં સ્વરૂપોને જાણવાની જેટલી જરૂર જાણે છે, તેના કરતાં ગુણનાં સ્વરૂપોને જાણવાની હજારગણી વધારે જરૂર જાણે છે. બાળકને દારૂથી થતી હાનિનાં સ્વરૂપો સમજાવવાં, તેના કરતાં દુધ વગેરે નિર્દોષ પીવાના પદાર્થોના ગુણ સમજાવવા એ વધારે લાભકારક છે. દોષવાળી વસ્તુનું સ્વરૂપ તેને સમજાવતાં જતાં દોષપ્રતિ તેનું મન ખેંચાય છે, અને પરિણામમાં તેના ઉપર તેને પ્રેમ પ્રકટવાનો સંભવ આવે છે. આથી જે વસ્તુ સેવવા યોગ્ય નથી, તેના પ્રતિ લક્ષ ખેંચવા કરતાં, જે વસ્તુ સેવવા

યોગ્ય છે, તેના જ પ્રતિ વારંવાર લક્ષ ખેંચવો, એ જ ન સેવવાયોગ્ય વસ્તુઉપરનો મોહ છોડાવવાનો સબળ ઉપાય છે.

* * ગુણોનું ચિંતન કરવાને બદલે આપણા દોષોનું ચિંતન કરવું, એ સુંદર શરીરને ત્યજીને ચાંદાઉપર બેસનાર માંખીની કૃતિજેવું છે. આપણામાં ગુણો કયાં ઓછા છે કે આપણે દોષોનો વિચાર કરવો જોઇએ? આપણું સ્વરૂપ, આપણો આત્મા સમગ્ર ઉચ્ચ ગુણોથી પૂર્ણ છે. તેની પૂર્ણતાઆગળ દોષને ઉભા રહેવાનો અવકાશ નથી. આવા આપણા પોતાના ખરા ઉચ્ચ ગુણોનું ચિંતન કરવાનું મૂકીને, જે દોષો આપણા નથી, અથવા જે આપણામાં છે તો માત્ર આપણામાં આભાસજેવા છે, તેમનું ચિંતન કરવું, એ દુર્જનતા નથી, એમ કોણ કહી શકે એમ છે? એ પાપરૂપ ક્રિયા હોવાથી જ તેનું ફળ જે ત્રિવિધ દુઃખ તે આપણને પ્રાપ્ત થયું છે.

* * ખરું છે કે આપણામાં દોષો જેવા આપણને પ્રબળ દેખાય છે, તેવા ગુણો જણાતા નથી; પરંતુ તેનું કારણ તો આપણે પોતે જ છીએ. આપણે દોષોને જોઇજોઇ કરીને ઉપર તરતા ને તરતા રાખ્યા છે, અને ગુણોને ક્ષણ પણ ઉપર આવવા દેતા નથી. હું આળસુ છું, અજ્ઞાની છું, ક્રોધી છું, મંદમતિ છું, આવું ને આવું જ આપણા સંબંધમાં આપણું ચિંતન છે; અને આ ચિંતન કોઇ એક જન્મનું નથી, પણ અસંખ્ય જન્મનું છે. અસંખ્ય જન્મથી આ પ્રમાણે આપણા દોષો જોવાનો અભ્યાસ પાડીને આપણે આ આપણા દોષોને એવા તો પુષ્ટ કરી દીધા છે કે તેમના અસતપણાવિષે આપણને જરા પણ સંશય થતો નથી. આપણે આપણા પોતાના દોષો જોઇને મહા પાપી અને મહા દુર્જન થયા છીએ. કારણ કે બીજાના દોષો જોવા કરતાં પોતાના દોષો જોવા, એ મહા પાપ અને મહાદુર્જનતા છે. અન્યનું હનન કરનારકરતાં આત્મઘાતી શું વધારે પાપી નથી ગણાતો?

* * જેમ દોષોને જોઇને આજસુધી આપણે ઉંધી દિશાએ વહ્યા છીએ, તેમ ગુણોને જોઇને હવે આ ક્ષણથી જ સીધી દિશામાં વહેવું જોઇએ. તમારામાં દબાઇ રહેલા શાંતિ, દયા, ક્ષમા, આર્જવ, ધૈર્ય, સત્ય વગેરે ગુણોને બહાર આણો. તમે પોતે આ ગુણોવાળા છો, એમ પોતાને જુઓ. ભવિષ્યમાં કદી પણ કહો નહિ કે 'મારો સ્વભાવ બહુ જ નઠારો છે, તે મને કોઇએ છોડવો નહિ.' તમારો પૂર્વે પોષેલો નઠારો સ્વભાવ બહાર ડોકીઉં કાઢે કે તેના સામું જોવાનું છોડી દો, અને તેને બદલે તમારા સારા સ્વભાવનું ચિંતન કરો; અને તેને જ તમારા અંતઃકરણમાં ફરતોહરતો જુઓ. ક્ષમા, શાંતિ વગેરે ગુણોનાં ઉત્તમ સ્વરૂપો રચો, અને વ્યવહારમાં તમે રચેલા ઉત્તમ સ્વરૂપવાળા તમને પોતાને પ્રત્યેક પ્રસંગે જુઓ. આત્મામાં સર્વ ગુણો રહેલા છે, પણ જેમ બીજકમાં રહેલું ઝાડ, જળ સિંચ્યાવિના બહાર નીકળતું નથી તેમ તમારા ચિંતન વગેરેના પ્રયત્નવિના તમારામાં રહેલા ગુણો બહાર પ્રકટતા નથી. તેથી દોષોને પ્રકટાવવાનું છોડી દઇને ગુણોને જ પ્રકટાવવાનો અભ્યાસ કરો, અને અલ્પ સમયમાં જ તમને સમજાશે કે આજસુધી તમારામાં જે દોષો તમને જણાતા હતા, તે કેટલા અસત્ય હતા, અને તેમને પુષ્ટ થઇને તમારામાં રહેવાનું કારણ તમે પોતે જ હતા.

* * પ્રિયતમ! તમને દુર્જન થવું ગમે છે કે સુજન? જો સુજન થવું ગમતું હોય તો પારકાના દોષો કદી જોશો નહિ. તમારા પોતાના દોષો જોવાનો તમને જે અભ્યાસ પડયો છે, એ પણ પારકાના જ દોષો છે. કારણ કે જેના તમે દોષો જુઓ છો, તે તમે પોતે નથી. તમે પોતે તો નિર્દોષ નિર્વિકાર ચૈતન્યઘન આત્મા છો.

ઉપર આધાર રાખવાનો છૂટી જાય છે.' મને શો રોગ હશે, અને તે કયા કારણથી થયો હશે, તેની પરીક્ષા કરાવવાનું તેને રહેતું નથી. આ ઔષધ અનુકૂળ આવશે કે તે આવશે, એવી અજમાયશ કરવાનું તેને મટી જાય છે. રોગના ખરેખરા કારણનું તેને જ્ઞાન થવાથી, નિશાન કયી જગાએ તાકવું તેમાં તેને ભ્રાંતિ રહેતી નથી.

પોતાની ભૂલથી જ મનુષ્ય રોગનો ભોગ થઇ પડે છે, અને ભૂલ સુધારતાં રોગને તેના શરીરમાં રહેવાનું પ્રયોજન રહેતું નથી. રોગને મટાડનારા બીજા ઉપાયો ભૂલને સુધારતા નથી, પણ ભૂલના પરિણામને સુધારવા પ્રયત્ન કરે છે, તેથી તે ઉપાયો અમોઘ એટલે કદી નિષ્ફળ ન જાય એવા નથી. ભૂલને સુધારનાર ઉપાય જ સફળ ગણાય છે; અને ભૂલ અયોગ્ય મનવડે જ થતી હોવાથી મનને યોગ્યતાવાળું કરવું, એ રોગ ટાળવાનો સફળ ઉપાય છે.

યોગ્યતાવાળા મનમાં રોગને અને તે વિના બીજાં સર્વ પ્રકારનાં દુઃખો ટાળવાનું સામર્થ્ય મૂકીને, પરમેશ્વરે આપણા ઉપર થોડો ઉપકાર કર્યો નથી. દુઃખ માત્રને ટાળવાનું સામર્થ્ય સર્વના મનમાં રહેલું છતાં, તેને ન જાણીને તથા તેનો ઉપયોગ ન કરીને અસંખ્ય મનુષ્યો દુઃખમાં પીલાય છે એ થોડું ખેદજનક નથી. ઘરમાં અખુટ ધન દાટેલું છતાં અન્નવસ્ત્રવિના જેમ કોઇ હાડમારી ભોગવે તેમ મનુષ્યો અનેક દુઃખોને સહન કરે છે.

અમુકની સુખી અવસ્થા અને અમુકની દુઃખી અવસ્થા હોવામાં પ્રારબ્ધનો કે ગ્રહોનો કે ઇશ્વરની કૃપાનો કે એવાં ગમે તે કારણો હોવાનો જે ભેદ કહેવામાં આવે છે, તે વાતો ખોટી છે, એવું કહેવાનો આશય નથી, પરંતુ યોગ્ય વિચારથી બને અવસ્થામાં જે ખરો ભેદ છે, તે આ મનનો જ છે. જો તમે તમારૂં મન યોગ્યતાવાળું કરી શકયા છો તો તમે સુખી છો, અને તે તમે નથી કરી શકયા તો તમે દુઃખી છો.

મંદવાડ એ મનની અયોગ્ય સ્થિતિ છે. તાવમાં શરીર તપેલું જણાય છે, અથવા ગુમડામાં શરીરનો કોઇ ભાગ સુજેલો જણાય છે, તેટલા ઉપરથી રોગ એ શરીરની સ્થિતિ છે, એવો નિર્ણય ખરો નથી. શરીરની ઉષ્ણતા એ કંઇ રોગ નથી; એ તો રોગે પ્રકટાવેલો પરિણામ અથવા અસર છે. એ અસરનું કારણ અદૃશ્ય છે, અને તે મનમાં રહે છે; અને તેથી જ તાવ ઉતરી ગયેલો જણાતાં છતાં, જો મનમાં તે હોય છે,:તો પાછો થોડા કલાક પછી ચઢી આવે છે.

સઘળા જ રોગ મનમાં રહે છે, અને તેથી મનને નિરામય કરતાં, રોગ માત્ર મટી જાય છે.

માનસોપચારવડે વ્યાધિઓ ટાળવાને પ્રવૃત્ત થનારે દુઃખસુખનું અથવા રોગ અને આરોગ્યનું કારણ મન જ છે, એ સત્યને અંતઃકરણમાં ઉંડુ કોતરી રાખવાની પ્રથમ અગત્ય છે, કારણ કે એ માનસોપચારનો મુખ્ય પાયો છે. એ સત્યમાં સંશયવાળા મનુષ્યોને માનસોપચારમાં શ્રદ્ધા પ્રકટતી નથી, અને શ્રદ્ધાવિના વ્યાધિ નિવારવા જે એકાગ્રતાપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ તેવો તેનાથી થતો નથી.

અને અમુક ઘણે દિવસે મટે એવા છે, અમુક સાધ્ય છે, અમુક કષ્ટસાધ્ય છે, અને અમુક અસાધ્ય છે, એવા એવા વિચારોને તેણે પોતાના મનમાં પ્રવેશ થવા દેવો જોઇએ નહિ. પ્રકાશને જેમ ઓછું અંધારૂં કે વધારે અંધારૂં હોતું નથી, અને ટાળી શકાય એવું કે ન ટાળી શકાય એવું હોતું નથી, તેમ મનને અમુક રોગ ટળી શકે એવો કે ન ટળી શકે એવો છે જ નહિ. જો મન એ જ જગતમાં એક જ અને મોટામાં મોટું બળ છે તો પછી તેને અમુક સાધ્ય શું અને અમુક અસાધ્ય શું ? સર્વ જ તેને સાધ્ય છે, એવા નિશ્ચયથી કોઇ પણ વ્યાધિ, મટે એવો નથી, એવું તેણે માનવું ન જોઇએ. સર્વ વ્યાધિઉપર તેણે મનનું અપ્રતિહત સામર્થ્ય વાપરવું જોઇએ. સંશય જ તેના સામર્થ્યને ન્યૂન સત્તાવાળું કરી મૂકે છે.

શું મૃત્યુ પામેલા મનુષ્યને મન જીવાડી શકે ? હા, જો શ્રદ્ધા હોય તો અવશ્ય જીવાડી શકે. પરંતુ મૃત્યુ પામેલો મનુષ્ય ફરીને જીવતો થતો જ નથી, એવો અતિ દૃઢ નિશ્ચય, મરણ પામેલા મનુષ્યને જીવાડવામાં આવશ્યક શ્રદ્ધા તેનામાં પ્રકટવા દેતો જ નથી.

મેં અમુક કામ શ્રદ્ધાથી જ કર્યું હતું પણ મને તો કશું જ ફળ ન જણાયું, એવું કહેનારા સેંકડો અથવા હજારો મનુષ્યો મળી આવે છે. આવા મનુષ્યો પોતાના મનમાં પ્રકટેલી ફળની સામાન્ય આશાને શ્રદ્ધા માને છે; પરંતુ આ શ્રદ્ધા નથી. સાચી શ્રદ્ધા અલૌકિક જ હોય છે, અને ફળને પ્રત્યક્ષ જોયાવિના તે પ્રયત્નથી અટકતી નથી. થોડો સમય પ્રયત્ન કરતાં ફળ ન જણાતાં, પ્રયત્નથી જે અટકે છે, તેને આ પ્રયત્નથી અમુક ફળ મળશે જ, એવી જ સાચી શ્રદ્ધા પ્રકટી છે, એમ શી રીતે કહી શકાય ?

આથી માનસોપચાર કે મન અમુક કરવાને અસમર્થ છે, એવું કદી પણ ન ધારવું, પણ બધું જ કરવાનું તેનામાં સામર્થ્ય છે, એમ ધારી પ્રયત્નમાં યોજાવું.

( અપૂર્ણ ).

---

## સૌંદર્ય પ્રાપ્ત કરવાનો અમોઘ નિયમ.

અંતઃકરણની યથાર્થ ઉચ્ચતાવાળા મહાપુરુષોનું મુખ અત્યંત પ્રૌઢ, પ્રતાપમય, ભવ્ય, સુંદર, અને પ્રશાંત હોય છે, એવું જે કહેવાય છે, તેનું શું કારણ હશે, તેનો કદી તમે વિચાર કર્યો છે ? તેનું એક જ કારણ છે, અને તે એ કે તેઓ પરમાત્મા જે અત્યંત પ્રૌઢ, અત્યંત પ્રતાપમય, અત્યંત ભવ્ય, અત્યંત સુંદર અને અત્યંત પ્રશાંત વગેરે ગુણોથી યુક્ત છે, તેનું રાત્રિદિવસ ચિંતન કર્યાં કરે છે.

પોતાના મુખને અથવા શરીરને સુંદર કરવા અનેક મનુષ્યો ઇચ્છે છે, અને સૌંદર્યને વધારનાર વિવિધ પ્રકારનાં તેલ વગેરે ઔષધોનો તેઓ આગ્રહથી ઉપયોગ પણ કરે છે, પરંતુ સૌંદર્ય ઉપરના ઉપચારોમાં રહ્યું નથી. સૌંદર્ય એ આંતર ગુણ છે. અને અંતરમાં તે હોય છે તો જ શરીરઉપર તે પ્રકટપણે દેખાય છે.

સૌંદર્યને પ્રાપ્ત કરવાનો કદી નિષ્ફળ ન જાય એવો નિયમ મહાપુરુષોનાં જીવનમાંથી આપણને પ્રાપ્ત થાય છે, અને તે એ કે સૌંદર્યની ભક્તિ કરવી, સૌંદર્યઉપર પ્રગાઢ પ્રેમ ધરવો.

જેનો જેના ઉપર પ્રેમ હોય છે, તેના જેવો જ તે થાય છે. સૌંદર્યઉપર પ્રેમ કરનાર સુંદર થયા વિના રહેતો નથી.

પણ સુંદર વસ્તુઓઉપર કોને પ્રેમ નથી—હોતો ? સર્વને જ હોય છે; તથાપિ સર્વ

સુંદર કેમ થતા નથી ? કારણ કે સુંદર વસ્તુઓઉપર તેમને જેટલો પ્રેમ હોય છે, કરતાં સૌંદર્ય રહિત વસ્તુઓઉપર અધિક અણગમો હોય છે; અને સુંદર ... પ્રેમ એક પક્ષે જ્યારે શરીરને સુંદર કરે છે, ત્યારે સૌંદર્યરહિત વસ્તુઓઉપરનો અણગમો બીજે પક્ષે શરીરને કુરૂપ કરે છે.

સુંદર વસ્તુઓઉપરનો પ્રેમ શરીરને સુંદર શાથી કરે છે, તે તમે જાણો છો ? શ્રવણ કરો. જ્યારે આપણે સુંદર વસ્તુઓ જોઇએ છીએ ત્યારે, આપણા મનમાં પ્રસન્નતા, વગેરે પ્રિય ભાવો ઉપ્તન્ન થાય છે, અને આ પ્રિય ભાવો આપણા શરીરઉપર પ્રિય ભાવવાળી રેખાઓ પાડે છે.

અને પ્રિય ભાવો જ્યારે આપણા મુખને સુંદર કરે છે, ત્યારે અણગમાથી અથવા દ્વેષથી પ્રકટતા અપ્રિય ભાવો આપણા મુખને વિરૂપ કરે એ સ્પષ્ટ જ છે. અમુક મનુષ્ય તામસી છે, એવું તેના મુખઉપરથી શું તમે ઘણી વાર નથી કહી શક્તા ?

આપણાં મુખ વિરૂપ છે, તો તેનું કારણ સ્પષ્ટ જ છે, અને તે એ કે આપણે સૌંદર્યવાળી વસ્તુઓને જેટલી જોઇએ છીએ તેના કરતાં સૌંદર્યવિનાની વસ્તુઓને અધિક જોઇએ છીએ, અને સૌંદર્યવાળી વસ્તુઓના દર્શનથી જેટલા પ્રિય ભાવો મનમાં પ્રકટાવીએ છીએ તેના કરતાં સૌંદર્યરહિત વસ્તુઓના દર્શનથી અણગમાના અપ્રિય ભાવો વધારે પ્રકટાવીએ છીએ. કલાકની સાઠ મિનિટમાં આપણે ઓગણસાઠ મિનિટ કુરૂપ વસ્તુઓ જોઇએ છીએ, અને અણગમાને પ્રકટાવીએ છીએ.

સૌંદર્યવાળી વસ્તુઓને જ જોયા કરો, અથવા તેમનું જ ચિંતન કર્યા કરો, અને તમે સુંદર થશો. કુરૂપ વસ્તુઓને જોયા કરો, અથવા તેમનું જ ચિંતન કર્યા કરો, અને વૃત્તિમાં વારંવાર આવા ... ભાવ ઉપજાવ્યા કરો, અને જન્મથી તમને સુંદર શરીર મળ્યું હશે ... તુઓ દોષને જોવાના અભ્યાસથી વિરૂપ મુખ... માં પણ ગુણબુદ્ધિ કરવાથી અર્થાત્ તેમાં રહેલા

ગુમડામાં શરીરનો કોઇ ભાગ સુજ...

છે, એવો નિર્ણય ખરો નથી. શરીરની ઉષ્ણતા ... પરિણામ અથવા અસર છે. એ અસરનું કારણ ... તેથી જ તાવ ઉતરી ગયેલો જણાતાં છતાં, જો ... પછી ચઢી આવે છે.

## સાધનસમારંભ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા. કેશવલાલ નરોત્તમ પાધ્યા ( પોતાનાં માતુશ્રીની સદ્ગતિનિમિત્ત ) | સુરત | રૂ. ૨-૦-૦ |
| રા. રા. હીરાલાલ ડાહ્યાભાઇ ( પોતાના પિતાની સદ્ગતિનિમિત્ત ) | માંગરોળ | રૂ. ૧-૦-૦ |
| રા. રા. વિઠ્ઠલદાસ નાથાભાઇ ( બહેન હરગંગાની સદ્ગતિનિમિત્ત ) | મુંબઈ | રૂ. ૧-૦-૦ |
| રા. રા. જેશંકર લક્ષ્મીશંકર ત્રિવેદી ( પોતાની ધર્મપત્નીની સદ્ગતિનિમિત્ત ) | વીરમગામ | રૂ. ૫-૦-૦ |
| રા. રા. હીરજી ગોવિંદજી | કરાંચી | રૂ. ૧-૦-૦ |
| રા. રા. મણિલાલ જીવનલાલ (પોતાની પત્નીની સદ્ગતિનિમિત્ત) | પાટણ | રૂ. ૫-૦-૦ |

---

# જીવનરસાયનશાસ્ત્ર.

### અથવા

## વ્યાધિ હજાર પણ ઔષધ બાર.



---

## સૂચના.

મહાકાલના ગયા વર્ષના અંકો માત્ર ચૈત્રથી આશ્વિનસુધી સીલકમાં છે. તેમનું મૂલ્ય પોસ્ટેજ સાથે રૂ. ૧-૩-૦ છે.

---

### સાધનસમારંભમાં આવવા ઇચ્છનાર સાધકોને સૂચના.

જે સજ્જનો **સાધનસમારંભમાં** ભાગ લેવાના હોય તેમણે પોતાના આવવાનો ચોકસ દિવસ તથા ટ્રેનનો સમય, ચાર દિવસ અગાઉથી જણાવવા કૃપા કરવી; જેથી વાહન વગેરેની વ્યવસ્થા રાખવામાં આવે. પત્રદ્વારા ખબર નહિ આપનારને વાહનની અડચણ પડવાનો સંભવ છે, એટલું જ નહિ, પણ ભાડું પણ અધિક પડશે.

**વ્યવસ્થાપક, સાધનસમારંભ.**

**ડુમસ—સુરત થઇને.**

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે તત્કાળ અત્ર જણાવવું. પંદર દિવસપછી જણાવનાર ગ્રાહકને ગેરવલ્લે પડેલો અંક મળી શકશે નહિ. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**




रूप (पुस्तक) २०—फाल्गुन कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ५.

॥ ॐ श्रीं ॥

## आवाहन तथा स्तुति.

પદ. (જગન્નાથ ભૂપત પત રાખી, એ લય.)

નૃસિંહેશ ! જય જય અવિનાશી, સુખરાશિ,
જીવત્રાતા, જનિમૃતિ હરનારા, હરિહર, જનિમૃતિ હરનારા,
જીવાત્માપરમાત્મા આપ જ, આ .. ... .... . ...............
ઘટ ઘટ વ્યાપી સાધક હૃદયે રમનારા, હરિહર ! હૃદયે રમનારા,—
પ્રકટ આજ સઉ નિકટ થઇને, હસ્ત મસ્તકે સ્થાપી દઇને,
પ્રસન્ન વદને આવો ચહીને, સ્તુતિવચનનું નિમિત્ત લહીને,
માત્ર પ્રેમને વરનારા, હરિહર ! પ્રેમને વરનારા,—
ધ્યેય જ્ઞેય પ્રિયતમ સાધકના, આ .. .... ......... .. ......
સહજ પ્રયત્ને સઉપર પ્રસન્ન રહેનારા, હરિહર ! પ્રસન્ન રહેનારા,—
(જે) દુર્લભ ઋષિમુનિ દેવ સકલને, (કોઇ) પાર પામે નવ આપ અકલને,
પણ પ્રકટો સાધક દુર્બલને, થવા સર્વનાં જીવન સફલને,
(જેને) નિજ જન કહેનારા, હરિહર ! નિજ જન કહેનારા,—

---

## श्री सद्गुरु कोण होइ शके ? गृहस्थ के संन्यासी ?

હવે સંપ્રદાયપ્રવર્તક આચાર્યમાં શંકરાચાર્યનો સિદ્ધાન્ત અવશિષ્ટ છે પણ એ સિદ્ધાન્તને જણાવતા પૂર્વે વિજ્ઞાનભિક્ષુ નામના યતીન્દ્રે બ્રહ્મસૂત્રપર ભાષ્ય કર્યું છે કે જે વિજ્ઞાનામૃત ભાષ્ય કહેવાય છે તેમનો સિદ્ધાન્ત જોઇએ જેમને એ સમર્થ વિદ્વાનના ગ્રંથો જોવાનો પ્રસંગ આવ્યો છે તેઓને એમની વિદ્વત્તા જણાવ્યાવિના રહે તેમ નથી. શ્રીયોગસૂત્રપરનો યોગવાર્તિક

અહિં કેટલાક મંદમતિઓ—અરે પંડિતવરો એવી દલીલ લાવે છે કે **न कर्मणा न प्रजया०** એ શ્રુતિનો આનંદગિરિએ એવો અર્થ કર્યો છે કે કર્મવડે નહિ, પ્રજાવડે નહિ, ધનવડે નહિં પણ **ત્યાગ માત્રવડે** જ મોક્ષની પ્રાપ્તિ થાય છે તો એનાથી ભિન્ન અર્થ કરનાર શું આનંદગિરિથી મોટા વિદ્વાન્ થવાનો હક ધરાવે છે ? શું એમના કરતાં તેઓ વધારે વિદ્વાન્ પોતાને માને છે કે તેઓ આવા સમર્થ આનંદગિરિએ કરેલા અર્થથી ભિન્ન અર્થને કરે છે ? આ મહામતિઓની આ દલીલ કેવી લૂલી છે તે વાચકો તરત જ સમજી શકે તેમ છે અને તે ઉપરથી જ પ્રતિપક્ષીઓનો પક્ષ કેટલો લૂલો અને પાયાવિનાનો છે તે પણ તરત કળી શકે છે. જ્યારે કોઈ મનુષ્યને સાચું અને વજનદાર કહેવાનું હોય છે ત્યારે તો તે, તે કહે છે, પણ જ્યારે તેમ નથી હોતું ત્યારે **शेषं कोपेन पूरयेत्** એ ન્યાયે આવી રીતે જ ડુબતો માણસ પર્ણને પકડી બચી જવા યત્ન કરે તેમ મોતનાં ફાંફાં મારે છે. કોઈ પણ વિદ્વાન્ અથવા સંત પુરુષ આવી દલીલ કોઈ દિવસ ભાનમાં હોય તો લાવે તેમ નથી. શું આનંદગિરિને શ્રુતિનો અર્થ કરવાનો લાઈસન્સ આપવામાં આવ્યો છે કે જેથી એમનાથી અતિરિક્ત કોઈ પુરુષ એનો બીજો અર્થ કરી શકે નહિ ? જ્યારે શ્રીશંકરાચાર્ય થયા અને એમણે શ્રુતિઓના અર્થ પૂર્વે કરેલા તે કરતાં પ્રસંગવશાત્ ભિન્ન પ્રકારે કર્યા ત્યારે શું આ દલીલ એમની સામે લાગુ પડી હતી ? શું શંકરાચાર્યે એમ કહ્યું હતું કે હા, હું અમુકકરતાં વધારે વિદ્વાન્ છું અને મને એવો અર્થ કરવા હક છે ? અવશ્ય જ નહિ. કોઈ પણ સભ્ય મનુષ્ય એવું કહેતા જ નથી પણ પોતાની કૃતિથી દર્શાવી આપે છે કે પોતે શું જાણે છે. સત્યશોધક સર્વને, પોતાને યોગ્ય લાગે તે અર્થ કરવા સ્વતંત્રતા જ છે. જો અન્યને તે અર્થ રુચે તો તેણે સ્વીકારવો, અને નહિ રુચે તો પોતે પ્રકરણાદિની પર્યાલોચના કરી બુદ્ધિની સ્વતંત્રતાને અવલંબી અન્ય અર્થ કરવો. આમ હોવાથી વિજ્ઞાનભિક્ષુએ આનંદગિરિની ગુલામગિરિનો લેખ લખી આપ્યો નહિ હોવાથી એમના અર્થને આનંદગિરિથી ભિન્ન છે માટે જ ખોટો કહેવો એ દુરાગ્રહી ગુલામનું કામ છે અને વિદ્વાનનું કામ નથી. આપણે કોઈ અર્થની સત્યતા વા અસત્યતા હાલ ચર્ચતા નથી અને આનંદગિરિઆદિ શાંકર વેદાન્તીઓએ આ શ્રુતિનો શો અર્થ કર્યો છે, તે આગળ વિસ્તારથી દર્શાવવામાં આવનાર છે તેથી અત્ર તો માત્ર આ વિજ્ઞાનભિક્ષુનો શો અભિપ્રાય છે તે જ દર્શાવીએ છીએ, છતાં પ્રસંગવશાત્, એટલું જણાવીએ છીએ કે શ્રીરામાનુજાદિ વિવિધ આચાર્યો અને વિદ્વાનોએ શ્રીશંકરાચાર્યે કરેલા અર્થથી ભિન્ન અર્થો કરેલા છે છતાં કોઇ પણ વિદ્વાન્ શાંકર વેદાન્તીના ગ્રંથમાં આવી મૂર્ખતાભરેલી દલીલ તેમની સામે લાવવામાં નથી આવી. હાલના પોતાને શાંકર વેદાન્તી માનનાર નવીન મહામતિઓ જ, 'બાપે ન મારી પીંજરી ને બેટા તીરંબાજ' એ જનકહેવતના લક્ષ્યરૂપ થતાં એ દલીલ લાવે તો તેમની જ વિદ્વત્તાને તે શોભે તેમ છે.

વળી જે પુત્રૈષણાને છોડીને, વિત્તૈષણાને છોડીને ઇત્યાદિ શ્રુતિ છે તે પણ પુત્રાદિની એષણામાત્રનો ત્યાગ જણાવે છે અને સર્વ કર્મના સંન્યાસનું વિધાન કરતી નથી. તેથી સર્વ કર્મનો ત્યાગ કરી પછી જ વેદાન્તશ્રવણાદિ કરવાં એવી જે આધુનિક વેદાન્તીઓની કલ્પના છે તે કુકલ્પના છે એમ જ સમજવું. આમ હોવાથી શ્રીમનુસ્મૃતિમાં વેદાન્તશ્રવણ કરી પછી જ સંન્યાસનું વિધાન કર્યું છે. ત્યાં સ્પષ્ટપણે કહ્યું છે કે " વેદાન્તને વિધિપૂર્વક શ્રવણ કરી દેવઋણાદિ ઋણત્રયથી મુક્ત થઈ દ્વિજે સંન્યાસ લેવો."

શ્રીવિજ્ઞાનભિક્ષુનાં આ વચનો સ્પષ્ટપણે એમનો અભિપ્રાય સૂચવે છે કે વેદાન્તશ્રવણ કરવામાં સંન્યાસાશ્રમની જરૂર નથી અને જેઓ એમ માને છે તેઓ મનુસ્મૃતિના પ્રમાણભૂત વચનને હડતાલ જ મારે છે અને તેમના મતને સમર્થન કરનાર એક શ્રુતિવાક્ય પણ નથી. એ વાત સત્ય છે કે न कर्मणा न प्रजया...त्यागेनैकेऽमृतत्वमानशुः એ શ્રુતિમાં કોઇ एकेનો અર્થ મુખ્ય અને त्यागेन પદનો અર્થ त्यागमात्रेण કરે છે અને છેવટે મુખ્યનો અર્થ પણ સર્વ જ કરે છે અને તેથી "જે જે મુખ્ય યતિઓ મોક્ષને પામ્યા છે તેઓ સર્વ જ સંન્યાસવડે જ મોક્ષને પામે છે" એવો હાસ્યપાત્ર અર્થ કોઇ કોઇ કરે છે પણ આ વાક્યને એ અર્થ કરવા જે મચડવું પડે છે તે ક્લેશ જ એ અર્થની અસત્યતા અને એમ કરનારની ભ્રાન્તિને જાહેર કરે છે.

આ પ્રથમ સૂત્રપરનું આખું જ ભાષ્ય સંન્યાસના સંબંધમાં છે છતાં સ્થલસંકોચને લીધે તથા સંક્ષેપ સાચવવા તે અત્ર ન દર્શાવતાં દિગ્માત્ર ઉદાહરણ આપવામાં આવ્યું છે તેથી સ્પષ્ટ જણાશે કે સવિકલ્પક અથવા નિર્વિકલ્પક સમાધિમાં પ્રવેશને લીધે કર્મ પોતાની મેળે છૂટે તો તેમાં દોષ નથી પણ એશિવાય બુદ્ધિપૂર્વક કર્મનો ત્યાગ તો સંન્યાસીએ પણ કરવાનો નથી અને સર્વ કર્મનો ત્યાગ કરી સંન્યાસાશ્રમ ગ્રહણ કરે તો જ વેદાન્તશ્રવણાદિનો અધિકાર આવે છે એમ માનવામાં એક પણ શ્રુતિસ્મૃતિઆદિનું પ્રમાણ નથી.

વેદાન્તસૂત્ર ૩-૪-૪૮ ના ભાષ્યમાં જણાવ્યું છે કે कृत्स्नस्यैव चातुराश्रम्य धर्मस्य प्रायशो गृहस्थाश्रमे भावात् सत्त्वादेव केवल गृहिणोपसंहारः कृतः सर्वाश्रमोपलक्षणतया न तु आश्रमान्तराधिकार प्रतिषेधार्थमित्यर्थः ॥ ચારે આશ્રમના સંપૂર્ણ ધર્મો ગૃહસ્થાશ્રમમાં ઘણે અંશે સિદ્ધ થાય છે માટે છાંદોગ્યોપનિષદ્‌માં જીવન્મુક્તનું પ્રતિપાદન કરતાં ઉપસંહારમાં ગૃહસ્થાશ્રમીનું કથન કર્યું છે. એ કથન તે સર્વ આશ્રમનું ઉપલક્ષણ કરનાર છે પણ એથી એમ સમજવાનું નથી કે ગૃહીથી અતિરિક્ત આશ્રમીઓ જીવન્મુક્ત હોતા નથી.

આ વાક્ય સ્પષ્ટપણે સર્વ આશ્રમીઓને તત્ત્વજ્ઞાન થવાની યોગ્યતા અને તેથી જીવન્મુક્તિ જણાવે છે એટલું જ નહિ પણ આ સૂત્ર તથા તેનું આ ભાષ્ય અધિક એ સૂચવે છે કે જીવન્મુક્તિ ગૃહસ્થને માટે તો નિર્વિવાદ જ છે, જો સંદિગ્ધ હોય તો તે ઇતરાશ્રમી માટે છે અને એ સંદેહ દૂર કરવા જ આ સૂત્ર કરવું પડ્યું છે. શું સમયની વિપરીતતા! કલિનું માહાત્મ્ય એ જ છે કે પૂર્વે જે વાત નિર્વિવાદ હતી તે વાતને અજ્ઞાન મનુષ્યો સંશયગ્રસ્ત કરે છે અને ચોર શાહુકારને દંડવા જાય છે.

વેદાન્તસૂત્ર ૩—૪—૪૭ નું ભાષ્યઃ—यस्मिन् हि पक्षे गार्हस्थ्यादौ विक्षेपप्राबल्येन ब्रह्मैकाग्र्यं न संभवति तस्मिन् पक्षे व्यासंगनिवृत्तिद्वारोपकारिणी प्रव्रज्या ज्ञानांगतया विधीयते न नियमेन ।

**ભાવાર્થ:**—જે મનુષ્યને ગૃહસ્થાશ્રમમાં અતિશય વિક્ષેપ રહે અને તેથી જે બ્રહ્મમાં એકાગ્રતા સાધી ન શકે તેવા પુરુષને માટે વ્યાસંગની નિવૃત્તિ કરનાર સંન્યાસ હોવાથી ઉપયોગી છે અને તેથી તત્ત્વજ્ઞાનના એક સાધનરૂપે તેવા પુરુષમાટે તેનું વિધાન કરવામાં આવે છે, પણ નિયમે કરી સર્વ માટે નથી. કારણ કે (એ ભાષ્યમાં આગળ કહ્યું છે તેમ) સર્વમાટે સંન્યાસ લેવામાં આવે છે તો છાંદોગ્યોપનિષદ્‌માં ઉપસંહારમાં ગૃહસ્થને જીવન્મુક્તિ ક-

હી છે તેનો બાધ આવે અને તે સાથે तत्त्वज्ञानेन मुच्यन्ते यत्र तत्राश्रमे रताः ॥ ગમે તે આશ્રમમાં સ્થિત હોય તોપણ તત્ત્વજ્ઞાનવડે તે સર્વનો મોક્ષ થાય છે—એ આદિ સ્મૃતિવચનનો વિરોધ આવે છે.

આ વાક્ય આ યતીન્દ્રના મતને સ્પષ્ટ જણાવે છે. "આ તો વિજ્ઞાનભિક્ષુનું વચન છે અને તે અમારે પ્રમાણ નથી" એમ કહેનાર ભલે એ વચનનો અનાદર કરે પણ તેને ગળે પણ ઉપરનું સ્મૃતિવચન ફાંસી નાંખે છે.

**संन्यासाश्रमस्येव इतरेषामप्याश्रमाणां विद्या संबन्धोऽस्ति । कुतः उपदेशात् ॥** (વેદાન્તસૂત્ર ૩-૪-૪૯ નું ભાષ્ય):—ભાવાર્થ: જેમ સંન્યાસાશ્રમીઓ તત્ત્વજ્ઞાનસંપન્ન છે તે જ પ્રમાણે સર્વ ઇતરાશ્રમીઓ પણ તત્ત્વજ્ઞાનસંપન્ન હોય છે. કેમકે એ પ્રમાણે શાસ્ત્ર જણાવે છે.

આ વગેરે અનેક સ્પષ્ટ વચનો પ્રસ્તુત વિષયમાં એમનો મત શું છે તે સંબંધમાં પ્રકાશ પાડે છે અને તે એટલાં સ્પષ્ટ છે કે તેને વિશેષ સ્પષ્ટ કરવા અધિક વિવેચનની અપેક્ષા રહેતી નથી. આ શિવાય પણ અન્ય પ્રમાણ વચનો જેમને જોવાં હોય તેમણે પ્રથમ સૂત્રપરનું આખું ભાષ્ય, ૩-૪-૩૬-૩૭ આદિનું ભાષ્ય જોવું. સંક્ષેપ સાચવવા અત્ર તેને ઉદાહરણરૂપ વિસ્તાર કરતા નથી. પણ હવે શાંકર વેદાન્તપ્રતિ જઇએ. આપણી તરફ શાંકર વેદાન્તનો પ્રચાર વિશેષ છે; વળી આ વિષયમાં પ્રતિપક્ષ ધારણ કરનાર કોઈ શાંકર વેદાન્તના ધુરંધર પંડિતોનાં વચનોનો આશ્રય લઈ પોતાને શાંકર વેદાન્ત પોતાની ખોટી ટેવમાં સાહાય્ય આપશે ધારી વળગવા જાય છે, અને જનસમાજમાં સુસ્થિત અત્ર સ્થાપેલા સિદ્ધાન્તના સંબંધમાં મિથ્યા કોલાહલ મચાવવા પ્રયત્ન કરે છે માટે શાંકર વેદાન્તમાંથી કોઈ પણ અલર્કને સંગ્રહતા નથી અને તે સર્વ પણ અત્ર સ્થાપના કરેલા સિદ્ધાન્તને– સત્યરૂપે પોતાના ગ્રંથમાં સ્થળે સ્થળે વર્ણન કરે છે એ સ્પષ્ટ જણાવવા તથા એ વેદાન્ત વિશેષ ગહન છે માટે એના વિવેચનમાં સંક્ષેપ ન રાખતાં કંઈક વિસ્તારથી વિવેચન કરવામાં આવે છે. જે કામ શત્રુઓ કરે છે તે તરત સમજાય છે અને તેનું પ્રતિવિધાન વહેલું થાય છે પણ જે ઉપર ઉપરથી મિત્ર જેવા દેખાય છતાં અંતરમાં શત્રુતા ધારણ કરનાર હિતશત્રુ છે તે વિશેષ હાનિ કરવા સમર્થ થઇ શકે છે. આ જ નિયમ પ્રસ્તુતમાં પણ લાગે છે. જેઓ શાંકર વેદાન્તને ખુલ્લી રીતે જ સ્વીકારતા નથી તેમનાં વચનો શાંકર વેદાન્તને સ્વીકારનાર છતાં તેના બરાબર જ્ઞાનથી રહિત પુરુષો સ્વીકારતાં આંચકો ખાય છે, પણ જ્યારે પૈસા ખૂટી જાય ત્યારે લોકને છેતરવા રૂપીયાને બદલે નીકલના સિકાવડે અથવા કાંકરાવડે ભરેલી કોથળી બતાવનાર ધૂર્ત શરાફની માફક શાંકર વેદાન્તનો ઉપરથી વેષ ધરનાર કોઈ દુર્જન અમુક તો શાંકર સિદ્ધાન્ત છે એમ લોકને જાહેર કરે છે. ત્યારે સુજ્ઞ પુરુષો તો તેના છળને જાણી તેને તિરસ્કારદૃષ્ટિથી જુએ છે પણ અર્ધ જાણનાર 'કોણ જાણે વખતે આવો શાંકર સિદ્ધાન્ત હશે' એમ મિથ્યા મોહવશ થાય છે. આ હેતુથી આવા કપટી પુરુષના છલથી જનસમાજને હાનિ ન થાય તે અર્થે શાંકર વેદાન્તની આખી પ્રક્રિયા અત્ર એ વેદાન્તનાં પ્રમાણોસાથે આ પ્રસંગે જણાવવા છૂટ લઇએ છીએ.

(અપૂર્ણ.)

---

# इष्टविरहिणी वृत्तिना उदगार.

પદ. ( હું તો પ્રેમની પ્યાસી. એ લય ).

વિરહીનો વિરહ આ ફેડી, પ્રીતમને કોણ ભેટાડે.
થાકી જપ અને તપ કરી કરી, સુખ દીઠું ન કોઇ દહાડે;
કહો કોઇ શાથી મુજથી આમ વહાલો, વદન સંતાડે. પ્રીતમને૦
કર્મો દુષ્ટ કોઈ જન્મનાં, શું આવતાં આડે;
ગંજી કર્મઘાસની બાળવા, કોણ અગ્નિ દેખાડે. પ્રીતમને૦
પોતાની ગણી નિત્ય આમ બહાનાં, પ્રીતમ કાં કાઢે;
દુર્બળ દાસીની ન દયા ધરે શીદ વ્યર્થ રંજાડે. પ્રીતમને૦
સંદેશો પ્રીતમને આજ મારો, કોણ પહોંચાડે;
ગુપ્ત રહ્યે અધિક, માનો પ્રિયા આ દેહ પણ છાંડે. પ્રીતમને૦
સુખ કોઇમાં હવે ન જણાય, નયનો આંસુડાં પાડે;
વહાલાવિણુ બળે કાયા અને મન અગ્નિને ખાડે. પ્રીતમને૦
વનમાં નાશી જઉં કે જઈ વસું હું વિકટ કો પહાડે,
કહો શું કરી હવે આ દાસી નરહરિઅંકમાં લાડે. પ્રીતમને૦



# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪૭ થી. )

વૃષભ રાશિમાં જન્મેલાં મનુષ્યોએ નિરંતર મૌનને તથા ધૈર્યને સેવવું જોઇએ. તેમણે પોતાના સંબંધી વાત કદી પણ ન કરવી. વળી પરસ્ત્રીપ્રતિ તેમણે દૃષ્ટિસરખી પણ કદી ન નાંખવી. સ્ત્રીવિષયસંબંધમાં તેમણે પોતાની વૃત્તિને અત્યંત અંકુશમાં રાખવી. ઇંદ્રિયને અને મનને અંકુશમાં નહિ રાખવાથી તેઓ પોતાના ઉપર ભારે વિપત્તિને આવી પડવાના સંભવો આણ્યાવિના રહેતા નથી. જેણે પોતાના મનને જિત્યું છે, તેણે સર્વ જ જિત્યું છે, એ સૂત્રનું તેમણે કદી પણ વિસ્મરણ કરવું નહિ.

મનુષ્યજાતિની ઉન્નતિની અને વૃદ્ધિની જે જે નવી શોધો થાય છે, તે સર્વનો આ રાશિમાં જન્મેલા મનુષ્યો સ્વીકાર કરનારા હોય છે. વળી તેઓનું બુદ્ધિબળ અત્યંત ભારે હોવાથી લોકોપયોગી અનેક બાબતો તેઓ શોધી શકવાના સામર્થ્યવાળા હોય છે. તેઓએ જેમ બને તેમ એકાંતમાં અધિક રહેવું, કારણ કે તેવા સમયમાં પોતાના તથા પારકાના હિતના અનેક વિચારો તેમને સ્ફુરી આવે છે. પોતાની આજુબાજુના મનુષ્યોના સહવાસની તેમના ઉપર અસર થતી હોવાથી જે જે મહત્વના નિશ્ચયો કરવાના હોય તે સર્વ તેમણે કેવળ એકાંતમાં જ કરવા. ક્રોધ અને ઇર્ષ્યાથી જેમ બને તેમ દૂર રહેવા તેમણે યત્ન કરવો જોઇએ, કારણ કે

એ ઉભય વિકારોને વશ વર્તવાથી તેમને વિવિધ વ્યાધિઓ થાય છે તથા પ્રસંગે તેમનું મૃત્યુ પણ થાય છે.

આ રાશિની સ્ત્રીઓએ બીજાઓની ખુશામતથી અથવા કાળજી દર્શાવનારી લાગણીથી આડે રસ્તે દોરવાઈ ન જવાય તેને માટે અત્યંત સાવધ રહેવું જોઇએ. વૃષભ રાશિમાં જન્મેલાં પશુઓ તેમ જ સ્ત્રીપુરુષો ગમે તેવાં વિકરાળ અથવા ભયંકર હોય છે, તોપણ પ્રેમથી વશ થઇ જાય છે. અત્યંત ઉન્મત્ત અને ક્રોધમાં આવી ગયેલા ભયંકર જંગલી ગોધાઓને બાળકોએ પ્રેમથી તત્કાળ શાંત પાડ્યાનાં, વશ કરવાનાં અને કેદીતરીકે પકડી લઇ જવાનાં ઉદાહરણો જણાયાં છે.

સઘળા પ્રકારનાં ઉત્તેજક અને માદક ખાનપાન આ રાશિનાં મનુષ્યોને અત્યંત હાનિ કરે છે. દારૂની નિશામાં આ રાશિનાં મનુષ્યોએ ઘણાં ખુન કરેલાં પ્રસિદ્ધ છે. આથી આ રાશિમાં જન્મેલાં સઘળાં મનુષ્યોએ મનનો તથા ઇંદ્રિયનો નિરોધ સાધવા સર્વ પ્રકારનો પ્રયત્ન કરવો જોઇએ. તેમણે સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ કે મોટા મોટા દેશો જિતનાર મનુષ્ય મોટો નથી, પણ પોતાના મનને જિતનાર મોટો છે.

વૃષભ રાશિનાં મનુષ્યે મકર રાશિમાં જન્મેલાંસાથે લગ્ન કરવું અત્યંત હિતકર છે. આવા લગ્નથી થનાર પ્રજા શરીરે નીરોગ અને સુદૃઢ થાય છે. તુલા રાશિનાં મનુષ્યસાથેનું લગ્ન તેથી ઉતરતા પ્રકારનું છે. આવા લગ્નથી થનાર પ્રજા કોઈ કોઈ અપવાદવિના બહુ બુદ્ધિમાન થાય છે. વૃષભ રાશિનાં મનુષ્યોનું પોતાની રાશિનાં મનુષ્યોસાથેનું લગ્ન પણ સુખજનક નીવડે છે. બીજી રાશિનાં મનુષ્યોસાથે આ રાશિનાં મનુષ્યો લગ્ન કરે છે તો જે પ્રજા થાય છે તે ઘણું કરીને જીવતી નથી, અને તેમનો ગૃહસ્થાશ્રમ ક્વચિત્ જ સુખવાળો નીવડે છે.

લગ્ન કરવામાં સ્ત્રીપુરુષ ઉભયની વ્યાવહારિક, સામાજિક તેમ જ માનસિક સ્થિતિ, ઉત્તમ પ્રકારનો પરિણામ આવવા માટે લગભગ સમાન હોવી જોઇએ, એ વાર્તા લક્ષમાં રાખવી ઉચિત છે.

આ રાશિનાં બાળકો આપમતીયાં અને ગમે તેટલા જોખમે પણ પોતાનું જ ધાર્યું કરનારાં હોય છે. તેઓમાં ભારે સહનશક્તિ હોય છે, અને તેઓ સ્વભાવથી જ વિજેતા હોય છે. પોતાનાથી મોટી ઉમરના સોબતીઓનું તેઓ તરત અનુકરણ કરે છે, અને તેથી કરીને તેવી બાબતમાં તેમની ખાસ દેખરેખ રાખવી જોઇએ. આ રાશિનાં બાળકો ગમે તેટલાં હઠીલાં હોય છે તો પણ પ્રેમથી તરત જ તેઓ વશ કરી શકાય છે. ક્રોધ કરીને તેમને વશ વર્તાવવાનો પ્રયત્ન કરવો, એ ઘણું જ ખરાબ છે, કારણ કે તેથી તેઓ હોય છે, તેના કરતાં દશગણાં વધારે બગડે છે. શાંતિ, દૃઢતા, અને અત્યંત શુદ્ધ પ્રેમ એ જ તેમને અંકુશમાં રાખવાનો ઉપાય છે. માબાપોએ તેમના સ્વચ્છંદીપણાને જરા પણ નમ્યું ન આપવું પણ તેમ કરતાં તેમણે અત્યંત શાંત, સ્વસ્થ અને ગંભીર રહેવું, અને વાણીમાં કે નેત્રમાં ક્રોધનો જરાસરખો ભાવ પણ દર્શાવવો નહિ. શાંત અને દૃઢ નિશ્ચયવાળાં માબાપમાટે આ રાશિનાં બાળકો બહુ માન ધરાવે છે, અને મનમાં તેમની પ્રશંસા કરે છે.

તેઓને પ્રમાણિકપણું તથા નીતિના નિયમોનું પાલન સઉથી પ્રથમ શીખવવું જોઇએ. તેઓ બહુ સ્વાર્થબુદ્ધિનાં હોય છે, અને તેથી જ્યારે તેમને તેમની મરજીપ્રમાણે વર્તવા દેવામાં આવે છે ત્યારે બીજાઓને પોતાના વર્તનથી કેટલું દુઃખ અને ઉપાધિ થાય છે, તેનો તેઓ જરા પણ વિચાર કરતાં નથી.

પ્રામણ્ય પ્રાપ્ત થતાં મતિ મોહે, અન્યપ્રતિ ન તણાય,
પ્રભુપદથી પૂર્ણકામ થઇને, પ્રભુ જોઇ જોઈ મલકાય રે, શી૦
તિમિર હવે ન રહ્યું કોઈ સ્થળ, પ્રકાશ નિત્ય ભળાય,
અશુભ અહિત શશશૃંગપેરે, મિથ્યા ભ્રાંતિ ભણાય રે, શી૦
જીવપદકેરૂં ભાન પ્રતિક્ષણ, પ્રભુપદમાં અળપાય,
અછતો અભિમાની છતો થઈ, નરહરિપ્રભુયશ ગાય રે, શી૦

# श्वसनाविद्याकला.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪૮ થી. )

## પ્રકરણ ૧૯.

### ગ્રીવા ( ગરદન ) અને કંઠને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

ગ્રીવામાં અને કંઠમાં વૃષભ રાશિની સત્તા પ્રવર્તે છે. તેથી આ ક્રિયા વૃષભ રાશિ જે ૨૦ મી એપ્રિલે બેસે છે, અને ૨૧ મી મેએ ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

સીધા ટટાર ઉભા રહેવું. પગની એડીઓને એકબીજાની સાથે અડેલી રાખવી. બંને અંગુઠાની વચમાં દશબાર આંગળનું અંતર રાખવું; ખભાની સાથે સીધી લીટીમાં આવી રહે એવી રીતે હાથને બંને બાજુએ લાંબા કરવા. હાથેળીઓ જમીનભણી રાખવી. પછી સઘળા સ્નાયુઓને તંગ કરી હાથને સન્મુખ એકબીજાને અડે તેવી રીતે લાવવા. પાછા મૂળ સ્થિતિમાં લેઇ જવા. હાથને આગળ આણતી વખતે શ્વાસને લેવો, અને પાછા લેઇ જતી વખતે અવયવોને શિથિલ કરીને બહાર કાઢવો. આ પ્રમાણે ફરી ફરીને કરવું.

ક્રિયા કરતી વખતે મનને ગ્રીવામાં અને કંઠમાં એકાગ્ર કરવું, અને આ અવયવો પૂર્ણ આરોગ્યવાળી સ્થિતિમાં છે, એવું વૃત્તિથી ધારવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવો:—મારી ગરદનમાં તથા કંઠમાં રુધિરની ગતિ બહુ ઉત્તમ પ્રકારે થાય છે. આ શ્વસનક્રિયાથી મારી ગરદનના અને કંઠના પ્રત્યેક અણુને તથા જ્ઞાનતંતુને ઉત્તમ પ્રકારનું પોષણ મળે છે. સઘળા રક્ષ અણુઓ બહાર નીકળી જાય છે. મને આ ક્રિયાથી અત્યંત લાભ થાય છે.

સિંહ, વૃશ્ચિક અને કુંભ રાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરી શકાય છે.

## પ્રકરણ ૨૦.

### હાથ, ખભા અને ફેફસાંને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

હાથ, ખભા અને ફેફસાંમાં મિથુન રાશિની સત્તા પ્રવર્તે છે. તેથી આ ક્રિયા મિથુન રાશિ જે ૨૨ મી મેએ બેસે છે, અને ૨૧ મી જ્યુને ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

સીધા ટટાર ઉભા રહેવું. પગની એડીઓને તથા બને અંગુઠાને ઉપર લખેલી ક્રિયામાં કહ્યાપ્રમાણે રાખવાં. ખભાની સાથે સીધી લીટીમાં આવી રહે એવી રીતે હાથને બને બા-

જુએ લાંબા કરવા. હાથેળીઓને ચત્તી રાખીને મુઠીઓ વાળવી, અને સઘળા સ્નાયુઓને જેટલા બને તેટલા તંગ કરવા. પછી કોણીઓથી હાથને માથાભણી વાળીને, હાથનાં આંગળાંના સાંધા ખભાને અડાડવા. સ્નાયુઓને તંગ રાખી રહીને જ પાછા તેમને મૂળ સ્થિતિએ લઈ જવા. ખભાભણી હાથ આણતી વખતે શ્વાસને અંદર લેવો, અને પાછા સીધા કરતી વખતે શ્વાસને બહાર કાઢવો. અવયવોને શિથિલ કરીને, પુનઃ પુનઃ આઠ અથવા દશ મિનિટસુધી અથવા શ્રમ જણાય ત્યાં સુધી ઉપર પ્રમાણે કર્યાં કરવું.

આ ક્રિયાનો બીજો પ્રકાર નીચે પ્રમાણે છે. ઉપર કહ્યાપ્રમાણે ઉભા રહેવું. હાથને બંને બાજુએ લટકતા રાખવા. હાથેળીની બાજુઓ શરીરભણી રહે એ રીતે બંને હાથની મુઠીઓ વાળી અવયવોને તંગ કરવા. જમણા હાથને કોણીમાંથી વાળીને ખભાસુધી ઉંચો લાવવો, અને પાછો હતો તેમ કરવો. અવયવોને બંને વખતે તંગ જ રાખવા. ડાબા હાથે પણ તે જ પ્રમાણે કરવું. બંને હાથને ખભાભણી ઉંચા આણતી વખતે શ્વાસને લેવો, અને પાછા નીચે લેઈ જતી વખતે બહાર કાઢવો. પછી અવયવોને શિથિલ કરી, પુનઃ એ પ્રમાણે શ્રમ જણાય ત્યાં સુધી કર્યા કરવું.

આ ક્રિયા કરતી વખતે મનને ખભામાં, હાથમાં અથવા ફેફસાંમાં જોડી રાખવું, અને તે ભાગ અત્યંત બળવાન્ અને પુષ્ટ છે, એવું ધારવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવો:—શ્વાસને લેવાની મારાં ફેફસાંની શક્તિ અત્યંત વધે છે. મારાં ફેફસાં પ્રતિદિન અધિક અધિક બળવાન્ થતાં જાય છે. ( ખભામાં અથવા હાથમાં મનને એકાગ્ર કરવામાં આવ્યું હોય તો ફેફસાંને બદલે તે અવયવની કલ્પના કરવી. ) આ શ્વસનક્રિયાથી મને વાસ્તવિક આરોગ્ય પ્રાપ્ત થાય છે.

કન્યા, ધંન, અને મીન રાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરવાની ઇચ્છા હોય તો કરવી.

( અપૂર્ણ. )

---

# વિચાર વદલવાનો વિધિ અને તેના લાભ.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૯૩ થી )

વિચારો બદલવામાટે બાહ્ય પદાર્થો તથા પ્રસંગોનો આશ્રય લેવો, એ ખોટું છે, અથવા તેવો આશ્રય કોઇએ ન જ લેવો, એવું કહેવાનું તાત્પર્ય નથી, તેમ જ વિચારો બદલવાને માટે બાહ્ય પદાર્થોના આશ્રય લેવાથી આપણું હિત નથી જ સધાતું, એમ કહેવાનું પણ તાત્પર્ય નથી. વિચારો બદલવાને માટે બાહ્ય પદાર્થાદિનો આશ્રય લેવાની લેશ પણ ના નથી; પરંતુ બાહ્ય પદાર્થો અથવા પ્રસંગો હોય તો જ આપણા વિચારો બદલાય, નહિ તો ન બદલાય, એવી સ્થિતિ, શું વિચારઉપર મનુષ્યનું સ્વામિત્વ સૂચવે છે? બાહ્ય વસ્તુઓઉપર આપણા સુખનો આધાર રાખીને આપણે રહેવું પડે, એ શું પરવશતા નથી? બાહ્ય વસ્તુઓ મળે ત્યાં સુધી તો ઠીક છે, પણ ન મળે ત્યારે આપણી શી દશા? તે સમયે આપણા વિચારો ન બદલાવાથી જે દુઃખવાળી સ્થિતિમાં આપણે હોઇએ તેમાં જ આપણે રહેવું પડે કે નહિ? અને આવી પરાધીનતા એ શું આપણી ઇચ્છાનો વિષય છે? બાહ્ય ગમે તે વસ્તુના

સંબંધમાં, પ્રસંગમાં, અથવા સ્થિતિમાં આપણે હોઈએ તોપણ તેમના સ્પર્શવડે આપણા વિચાર રંગાય નહિ, પણ આપણે પ્રિય ગણેલી સ્થિતિના સંબંધવાળા જ તેઓને આપણે રાખી શકીએ, તેનું જ નામ યથાર્થ સ્વતંત્રતા છે; અને આવી સ્વતંત્રતા જ ખરા સુખનું ભાન કરાવે છે.

મનને ગમાડવાને માટે જેને બે ચાર અથવા ઘણા મિત્રો જોઈએ છે, ગંજીફા સોગટાં-બાજી કે શેત્રંજવિના ચાલતું નથી, પીયાનો, હારમોનીયમ કે ગ્રામોફોનવિના આખો દિવસ ઉદાસીમાં જાય છે, બાગમાં કે દરિયાકિનારે ફરવા જવું પડે છે, અને એવી ને એવી જ પારવિનાની ક્રિયાઓ કરવી પડે છે, તે મનુષ્યો મનના સ્વામિ નથી, પણ મનના દાસ છે. એક આખો દિવસ ઘરમાં કોઈ પણ વસ્તુના કે મનુષ્યના સંબંધવિના એકલા આવા મનુષ્યોને રહેવું પડે છે, તો તેઓને મરણસમાન કષ્ટ થાય છે. આ શું દર્શાવે છે ? એ જ કે તેમનું સુખ તેમના સ્વાધીનમાં નથી, પણ બાહ્ય વસ્તુઓના સ્વાધીનમાં છે; અને તે બાહ્ય વસ્તુઓ ન મળતાં જળમાંથી બહાર કાઢેલી માછલીની પેઠે તેઓ તરફડીને મરી જાય છે.

અંધકારવાળી કોટડીમાં પૂરી મૂકયા છતાં પણ જેના મનને ગમ્યા જ કરે છે, જેને આનંદમાટે મિત્રોની, ગંજીફાની, બાજીની, ગ્રામોફોનની કે એવાં જ બીજાં મનને વશ વર્તનાર મનુષ્યોનાં રમકડાંની જરૂર નથી, જે પોતાના વિચારવડે ગમે તેવી દુઃખની સ્થિતિમાં પણ પરમાનંદ ભોગવવાને સમર્થ છે, તે જ પુરુષ સુખનો સ્વામિ છે: બીજા કોટિ અબ્જ ધનમાં ભલે રોળાતા હોય પણ દુઃખી જ છે.

મનને ગમાડવાને માટે અહિંથી તહિં ભટકીયાં મારનાર મનુષ્ય અત્યંત અસ્થિર ચિત્ત-વાળો હોય છે. જો તમને એકલા ગમતું નથી, અને તમારો વખત ગાળવા તમારે બિલાડા, કુતરા કે પોપટ પાળવા પડે છે, અથવા દેશ પરદેશ જ્યાં જ્યાં જાઓ છો ત્યાં ત્યાં હારમો-નીયમ, ગ્રામોફોન કે એવાં જ કોઈ સમય ગાળવાનાં સાધનો રાખવાં પડે છે તો તમે હજી મનઉપર સહજ પણ અંકુશ પ્રાપ્ત કર્યો નથી, એ તમે સહજ સ્પષ્ટ કરો છો. તમે ઉષ્ણકા-ળમાં મહાબળેશ્વર અને માથેરાનના પ્રવાસને, સમુદ્રતટે બાંધેલા સુંદર મહાલયોમાં નિવાસને, અને મોટરમાં કે ચાર ઘોડાની બગીઓમાં મૂલ્યવાન્ વસ્ત્રો પહેરી તાંબુલને આરોગતા સાયં-કાળે ફરવાહરવાને શ્રીમંતોના અને સુખી મનુષ્યોના વૈભવો માનો છો, પણ સર્વ સમજુ મનુષ્યો જાણે છે કે તમારું મન તમારે સ્વાધીન ન હોવાથી તમારા અંતઃકરણમાં અસંતો-પનો અને દુઃખનો જે ભારે પરિતાપાગ્નિ સળગતો હોય છે, તેને થોડાઘણા અંશમાં શમાવવાની આ સર્વ તમારી બાળકબુદ્ધિની ચેષ્ટાઓ છે.

જ્યાં આપણને અનુકૂળ પદાર્થો હોય તેવા સ્થાનમાં જઈને અને તે પદાર્થોના સંબંધમાં આવીને વિચારો બદલીને જેઓ સુખી થવા ઇચ્છે છે, તેઓ ભાગ્યે જ અખંડ સુખને ભોગવે છે. કારણ કે ઇચ્છેલા અનુકૂળ પદાર્થોનો સંબંધ સર્વદા થતો નથી, તથા આજે જે અનુકૂળ પદાર્થ હોય છે તે કાલે પ્રતિકૂલ જણાય છે. આથી અનુકૂલ પદાર્થોના સંબંધને જ જેઓ પોતાના સુખનો માર્ગ જાણે છે, તેઓ ભૂલી જાય છે કે તેમના સુખનું ભવન રેતીના પાયા-ઉપર જ છે. તે પ્રતિક્ષણે પડી જવાના ભયમાં હોય છે, એટલું જ નહિ પણ પ્રતિક્ષણે પડે જ છે.

જે સમયે જેવા વિચારો આપણે કરવા હોય તે સમયે તેવા જ વિચારો જો આપણે કરી શકીએ તો જ આપણે મનઉપર સ્વામિત્વ મેળવેલું ગણી શકાય છે; અને મનઉપર સ્વામિત્વ મેળવનાર પુરુષ જ યથાર્થ સ્વતંત્ર ગણાતો હોવાથી, અને યથાર્થ સ્વતંત્ર પુરુષ જ યથાર્થ સુખી થતો હોવાથી, જેઓ ધારેલે સમયે ધારેલા વિચારો કરી શકતા નથી, તેઓ નિરંતર દુઃખના ભોક્તા થયાવિના રહેતા જ નથી.

વાઢકાપ કરતી વખતે રોગીને ડૉક્ટરો બેભાન કરવાની દવા શાથી આપે છે ? એટલા જ માટે કે રોગીને વાઢકાપના વિચારનું ભાન ભૂલાવી દેવું. વાઢકાપના વિચારને બદલવાને રોગી અસમર્થ હોવાથી જ તેને ઔષધ આપવું પડે છે. ઔષધવિના જે રોગી વાઢકાપનો વિચાર વિસરી જવા સમર્થ હોય છે, તેને દવા લીધાવિના પણ વાઢકાપના દુઃખનું ભાન થતું નથી. જે સંયમશીલ પુરુષોની વૃત્તિ પોતાના સ્વરૂપના વિચારમાં જ એકાગ્ર થયેલી હોય છે, તેમના શરીરના અવયવને શસ્ત્રથી કાપવામાં આવે, અથવા અગ્નિથી બાળવામાં આવે તોપણ તેમને તેનું ભાન થતું નથી. પ્રાપ્ત પ્રસંગ ગમે તેવા દુઃખથી ભરેલો હોય, તથાપિ જો તેમાંથી આપણું ભાન કોઇ પણ ઉપાયે ખસી જાય છે, તો તે દુઃખદ પ્રસંગનું દુઃખ આપણને લેશ પણ જણાતું નથી. અને જો કોઇ સુખદ પ્રસંગનું ચિંતન આપણી વૃત્તિ કરે છે તો તે દુઃખના સમયમાં પણ આપણને સુખનું જ ભાન થાય છે. આથી ગમે તે પ્રસંગમાં, સ્થિતિમાં, અથવા પ્રાણીપદાર્થોના સંબંધમાં આપણે આવીએ, તથાપિ આપણે આપણા ધારેલા વિચારો જ કરી શકીએ, એવું સામર્થ્ય મેળવ્યાવિના સુખને માટે આપણે બીજા જે જે ઉપાયો સાધીએ, તે નિષ્ફળ જેવા જ ગણીએ તો તે ખોટું નથી.

ગમે તે વાંચવામાં આવે, ગમે તે જોવામાં આવે, અથવા ગમે તે સાંભળવામાં આવે તોપણ પોતાને જેવા વિચાર કરવા હોય છે, તેવા જ વિચાર જે મનુષ્ય કરી શકે છે, તે જ મુક્ત છે. આવી મુક્તિને પ્રાપ્ત કરનારનાં બંધનમાત્ર તત્કાળ નાશ પામે છે, કારણ કે બંધનનું અસ્તિત્વ બંધનનું ભાન વૃત્તિમાં હોય છે ત્યાં સુધી જ રહે છે. વૃત્તિમાંથી બંધનનું ભાન નીકળી જતાં બંધનને પોતાના અસ્તિત્વનો આધાર જ રહેતો નથી,

જેનું આપણી વૃત્તિમાંથી ભાન અર્થાત્ વિચાર નીકળી જાય છે, તેની આપણને સુખ-દુઃખ પ્રકટાવવાની સઘળી જ શક્તિ હણાઈ જાય છે. તમને એક વીંછી કરડે, પણ તેનું તમને ભાન જ ન થાય અર્થાત્ વીંછી કરડ્યો છે, એવો તમને વિચાર જ ન સ્ફુરે તો વીંછીનું તમને કરડવું અથવા ન કરડવું, બંને સરખું છે. વિચાર બદલવાના સામર્થ્યવાળા પુરુષો પણ પોતાને પ્રાપ્ત થયેલી દુઃખી સ્થિતિના વિચાર બદલી નાંખીને, પોતાને પ્રિય સુખના વિચારોના ભાનને હૃદયમાં પ્રકટાવે છે, અને તેથી અન્યને તેઓ દુઃખી દેખાતા છતાં વસ્તુતઃ તેઓ સુખમાં રોળાતા હોય છે.

વિચાર બદલવાના સામર્થ્યવાળો મનુષ્ય, બેભાન થવાની દવા સુંઘાડેલા રોગીની પેઠે શું અચેતન જડજેવો બની જાય છે ? શું તે કેદખાનામાં પડેલો હોય છે તો બંધીખાનાને અથવા બેડીને નથી જોતો, અથવા શું તેને વીંછી કરડે છે કે તાવ આવે છે તો તે વાર્તાને શું તે નથી જાણતો ? આવું કશું જ હોતું નથી. જો આમ જ બનતું હોય તો પાષાણની મૂર્તિમાં અને તેનામાં કશો જ ભેદ નથી. પણ આમ થતું જ નથી. તે પ્રત્યેક પ્રસંગને ખુલ્લાં નેત્રે જેવા રૂપમાં તે બન્યો હોય છે, તેવા જ રૂપમાં જુએ છે. પુત્ર મરી ગયો હોય

છે, તો તેના શબને તથા તેની દહનક્રિયાને તે યથાર્થ રૂપમાં જ જુએ છે. પરંતુ આ દુઃખદ પ્રસંગ તેના અંતઃકરણમાં, જેવા વિચારો પરવશ મનવાળા પુરુષના હૃદયમાં પ્રકટાવે છે, તેમાંનો એક પણ પ્રકટાવી શકતો નથી. આ દુઃખદ પ્રસંગની દુઃખરૂપતાને પોતાના વિચાર પલટવાના સામર્થ્યવડે તેણે સુખરૂપતામાં પલટી નાંખી હોય છે. જ્યાં બીજા લોહ જુએ છે, ત્યાં તે સુવર્ણ જુએ છે. જ્યાં બીજા કાચનું ભાન કરે છે, ત્યાં તે રત્નનું ભાન કરે છે. જ્યાં બીજા જડ દુઃખ અને અસત્ જુએ છે, ત્યાં તે સત્ ચિદ અને આનંદ જુએ છે.

પણ આ પ્રકારનું સામર્થ્ય મેળવવું શું સંભવિત છે? પ્રત્યક્ષ જણાતા દુઃખમાં શું સુખનું ભાન થવું શક્ય છે? નિર્ધનતામાં સધનતા, રોગમાં આરોગ્ય, અંધકારમાં પ્રકાશ, જડત્વમાં જ્ઞાન, આ વગેરે વિરોધી ભાવોને જે સમયે ઇચ્છા થાય તે સમયે હૃદયમાં આરૂઢ રાખવાનું શું બની શકે એવું છે? અવશ્ય, બની શકે એવું છે. જ. પૂર્વે અસંખ્ય મહાપુરુષોએ તેમ કર્યું છે, અને આજે કરે છે. અભ્યાસવડે ગમે તે મનુષ્ય તેવું સામર્થ્ય પ્રાપ્ત કરી શકે જ છે. બાહ્ય પદાર્થોના સંબંધથી અંતઃકરણને ન રંગાવા દેવાનાં, અને અંતઃકરણમાં ઇચ્છાનુકૂળ નવા આભાસોને પ્રકટાવી તેમાં મનને સ્થિર રાખવાનો અભ્યાસ પાડવાથી આવું સામર્થ્ય પ્રાપ્ત થઇ શકે છે. યોગશાસ્ત્ર આવું સામર્થ્ય પ્રાપ્ત કરવાની જ વિદ્યા છે. તેના ધારણા નામના અંગમાં ઇચ્છેલા વિચારને હૃદયમાં પ્રકટાવવાના સામર્થ્યને પ્રાપ્ત કરવાની કળા આવી જાય છે. ક્રમપૂર્વક તે સામર્થ્યને પ્રાપ્ત કરવા ઇચ્છનાર જિજ્ઞાસુએ યોગતત્ત્વવિદ્દ્વારા તે કળાને સિદ્ધ કરવા પ્રયત્ન આરંભવાથી આ સામર્થ્ય પ્રાપ્ત કરવું અસંભવિત નથી, એ સહજ સમયમાં તેને સ્પષ્ટ થશે.

જેમને યોગતત્ત્વવિદ્નો આશ્રય પ્રાપ્ત નથી તેમણે વિચારને બદલવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે અંતરમાં ઉતરવાનો અને ત્યાં પોતાના આત્માસાથે સંબંધ કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. અંતરમાં ઉતરવાના કાર્યને ઘણા મનુષ્યો અસંત કઠિન ગણે છે, પણ ખરૂં જોતાં તે તેવું નથી. બાળકથી આરંભીને તે વૃદ્ધપર્યંત પ્રત્યેક મનુષ્ય અંતરમાં તો ઉતરે જ છે. કોને એકલા બેઠા બેઠા પોતાના મનસાથે વિચારો કરતાં નથી આવડતા? ગાંડા મનુષ્યોને પણ આવડે છે, તો અન્યને આવડે તેમાં આશ્ચર્ય શું છે? પોતાના મનસાથે વિચારો કરવા, અને તે વિચારોમાં બહારના જગતને થોડી વાર અથવા ઘણી વાર ભૂલી જવું, એનું જ નામ અંતરમાં ઉતરવું છે; અને સર્વ કોઇ આમ કરે જ છે; પણ જે નથી કરતા તે આત્માસાથે સંબંધ છે. સઘળા મનુષ્યો અંતરમાં ઉતરીને જગતમાં પોતે જોયેલા અથવા અનુભવેલા વિષયોના વિચારોનો જ વિશેષે કરીને સંબંધ કરે છે. પ્રસંગે નહિ જોયેલા અને નહિ અનુભવેલા વિષયોના વિચારોનો સંબંધ કરે છે, પરંતુ તેવા વિચારોમાં કલ્પના જેમ દોરી જાય છે, તેમ તેઓ દોરાય છે. સ્વતંત્રપણે અને હેતુપુરઃસર કલ્પનાને તેઓ પ્રવર્તાવતા નથી; અને તેથી તેઓ સુખાનુભવ કરવાને બદલે ઘણીવાર દુઃખનો જ અનુભવ કરે છે. આત્માના ઊપર દૃષ્ટિ રાખીને કલ્પનાને જ્યારે પ્રવર્તાવવામાં આવે છે, ત્યારે અંતઃકરણમાં જે વિચારો રમી રહે છે, તે મનની સુખમય સ્થિતિ કરી મૂકે છે.

પ્રતિદિન એકાંતમાં નેત્ર મીચી મનુષ્યે પોતાના આત્મસ્વરૂપનો વિચાર કરવો જોઇએ. બહાર જે જગત્ જોવામાં આવે છે, તેના કરતાં વધારે સુંદર અને સુખમય અસંખ્ય જગતો

આત્મામાં રહેલાં છે, એવો નિશ્ચય ધરી તેણે પોતાના આત્માપ્રતિ દૃષ્ટિ નાંખવી જોઇએ. આંતર જગતમાં ન્યૂનતા અથવા અપૂર્ણતા અથવા દુઃખજેવું કંઈ જ નથી, એમ માની તે જગતને આત્મામાંથી પ્રકટેલું જોવા તેણે પ્રયત્ન સેવવો જોઇએ. સેંકડો અથવા હજારો બાબતો બાહ્ય જગતમાં અસંભવિત અને અશક્ય હોય છે પણ આંતર જગતમાં અસંભવિત અને અશક્ય કશું જ નથી, એવું જોવા કલ્પનાને અને વિચારને તેણે પ્રેરવાં જોઈએ, અર્થાત્ આત્મામાં સઘળું જ શક્ય અને સઘળું જ સંભવિત છે, એમ માની તેવા અભાસો તેણે મનમાં પ્રકટાવવા જોઇએ, અને તેની ઉંડી છાપ મનઉપર પડવા દેવી જોઇએ. બાહ્ય જગતમાં ક્ષય રોગથી કદાચ તમારું શરીર પીડાતું હોય, અને તેના ઉપર માત્ર હાડકાં અને ચામડાં જ દેખાતાં હોય, તો પણ આંતર જગતમાં તમારા શરીરને રુધિર અને માંસથી ભરેલું હૃષ્ટપુષ્ટ જોતાં તમને કોઇ રોકી શકે તેમ નથી. બાહ્ય જગતમાં તમે ખરાબ હવાપાણીવાળા સ્થળમાં કદાચ રહેતા હો તો પણ આંતર જગતમાં શુદ્ધ અને બલપ્રદ હવાપાણીવાળાં સુંદર સ્થળની કલ્પના કરી તેમાં હરતાંફરતાં તમને કોઇ જ પ્રતિબંધ કરી શકે તેમ નથી. તમે બાહ્ય જગતને સત્ય અને આંતર જગતને અસત માનો છો, અને તેથી બાહ્ય જગતની તમારા મનઉપર દૃઢ છાપ પડવા દો છો, અને આંતર જગતની આછી સરખી પણ પડવા દેતા નથી, તેથી બાહ્ય જગતના અલાભ તમને અનુભવમાં આવે છે, અને આંતર જગતના લાભ અનુભવમાં આવતા નથી. તમને સ્વપ્ન તો નિત્ય આવે જ છે, તેનો અનુભવ આ પ્રસંગમાં સ્મરણ કરો. સ્વપ્ન જ્યારે તમને આવ્યું હોય છે, ત્યારે બાહ્ય જગતની અપેક્ષાથી તે ખોટું છતાં તમે તેને સાચું માન્યું હોય છે, અને તેથી તમારામાં શા ફેરફાર થાય છે? જો સ્વપ્નમાં તમને ચોર જણાયો હોય છે, તો સાચો ચોર ન છતાં પણ તમે છળી મરો છો, તમારું હૃદય ધડક ધડક થાય છે, અને તમે દુઃખની બુમો પાડો છો. તમે જેને સત્ય ગણો છો, તેવું કશું જ સ્વપ્નમાં ન છતાં, તમારા શરીરમાં આવા ફેરફાર શાથી થયા? તમે સ્વપ્નમાં કોઈ દેશના રાજા થાઓછો, મોટા મહાલયમાં વસો છો, લાખો મનુષ્યોઉપર અધિકાર ચલાવો છો, અને વિધવિધ વિભવ ભોગવો છો, અને બાહ્ય જગતની દૃષ્ટિથી આમાંનું કશું જ બનેલું ન છતાં તમને મહા આનંદનો અને મહાસુખનો અનુભવ થાય છે. તમારા રુધિરની ગતિ સુધરે છે, તમને રોગ થયો હોય છે તો તેમાં પણ સારો સુધારો થાય છે, તમારું મુખ પ્રસન્ન જણાય છે, અને જાગ્રત્ થયા પછી પણ તે પ્રસન્નતાનો ભાવ તમારા મુખઉપર કેટલીક વારસુધી જણાય છે, એટલું જ નહિ પણ તમારો આખો દિવસ આનંદમાં જાય છે. તમે જેને સાચું ગણો છો એવા કશાનો સ્વપ્નમાં તમને અનુભવ ન થવા છતાં તમારામાં આ ખોટા સ્વપ્નથી આવો ઉત્તમ ફેરફાર શાથી થયો? એ જ કારણ કે સ્વપ્નકાલે જે તમે અનુભવો છો તેને તમે સાચુ જ માનતા હો છો. મન જેને સાચુ માને છે, તેનાથી જ તેને સુખદુઃખનો અનુભવ થાય છે, પછી વસ્તુતઃ તે સાચુ હો કે ન હો. હજારો ગાઉ દૂર ગયેલો પોતાનો પુત્ર મરી ગયો ન હોય તથાપિ તે મરી ગયો છે, એવી જો તેને ખોટી ખબર મળે છે, અને તેને જો તે ખરી માને છે, તો તત્કાળ તેને ખરેખરા મરી ગયેલા પુત્રજેટલો જ ખેદ થાય છે; અને ખરેખરો પુત્ર મરી ગયો હોય તથાપિ જો તે જીવે છે, એમ તે માનતો હોય છે તો તેને લેશ પણ શોક થતો નથી. આથી બાહ્ય જગતમાં તમે કોઇ વસ્તુ જુઓ

કે આંતર જગતમાં કોઇ વસ્તુ જુઓ, તેમાં બાહ્ય જગતની જ વસ્તુઓ સુખદુઃખ ઉપજાવવા સમર્થ છે, એમ કંઇ નથી, પણ જે સ્થળે જે વસ્તુઓને તમે સાચી માનો છો, તે સ્થળે તે વસ્તુઓ તમને સુખદુઃખ ઉપજાવે છે. આત્મામાં સઘળું જ છે, એ નિશ્ચયથી આંતર જગતમાં નંદનવનની કલ્પના કરી તેમાં તમે હરોફરો, તો ખરા નંદનવનમાં હરનારફરનારને જે સુખ થાય છે, તે જ તમને ઘરમાં બેઠા બેઠા થાય છે. મહાબળેશ્વર, માથેરાન કે હુમસ અથવા જઇને અને દ્રવ્ય ખરચીને, રોગી જે સ્વચ્છ હવાના લાભનો અનુભવ કરે છે, તે જ સ્વચ્છ હવાના લાભનો અનુભવ પોતાના ઘરમાં બેઠા બેઠા, આ આભાસ પ્રકટાવવાની કળાવડે કોઇપણ રોગી કરવાને સમર્થ છે, એમાં કશો પણ સંશય નથી.

આ આભાસ પ્રકટાવનારે; સ્વપ્નમાં વૃત્તિ જેવાં આબેહુબ ચિત્રો પ્રકટાવે છે, તેવાં જ આબેહુબ ચિત્રો અંતરમાં ઉતરી જાગ્રતમાં પ્રકટાવવાં જોઇએ, અને તેમાં તન્મય થઈ જવું જોઇએ. જેમ ચિત્ર વધારે આબેહુબ અને જેમ તેમાં તન્મયતા વધારે, તેમ તેના પરિણામ શરીર વગેરેમાં વધારે વધારે સ્પષ્ટ અનુભવમાં આવવાના.

ઘણા મનુષ્યો બાહ્ય જગતને સાચું માને છે, અને અંતરમાં પ્રકટાવેલા આ કાલ્પનિક જગતને ખોટું માને છે, પરંતુ વસ્તુતઃ અંતરમાં પ્રકટાવેલું આ કાલ્પનિક જગત્ જ સાચું છે, અને બાહ્ય જગત્ નથી. જો બાહ્ય જગત્ જ સાચું હોત તો સર્વને તે એક સરખું જ અનુભવમાં આવત; પણ આપણે જાણીએ છીએ કે સર્વને તે પોતપોતાની કલ્પનાપ્રમાણે જ અનુભવમાં આવે છે. રકાબીમાં પીરસેલાં માંસમત્સ્યને જોઇને જ એક ધર્મપરાયણ બ્રાહ્મણને ઉબકા આવે છે, અને આખો દિવસ ગ્લાનિ રહે છે, ત્યારે તે જ પદાર્થો જોઇને એક માંસાહારી મનુષ્યને મુખમાં પાણી આવે છે. પદાર્થ એકનો એક છતાં બંનેમાં આવા ભિન્ન ભિન્ન પરિણામો શાથી પ્રકટ્યા ? કલ્પનાના ભેદને લીધે જ. એકે તે પદાર્થને અભક્ષ્ય માન્યો છે, બીજાએ ભોજ્ય માન્યો છે. આંતર જગતમાં બંનેએ જો અભક્ષ્ય માન્યો હોત તો બંનેને તે તેવો જણાત. આમ છે તો પછી આંતર જગતને સાચું ગણવું કે બાહ્ય જગતને ? બાહ્ય જગતની સત્યતા આંતર જગતને આધારે જ હોવાથી આંતર જગત્ જ સાચું છે.

આથી આંતર જગતમાં પ્રકટાવેલા આભાસોથી કાલ્પનિક સુખ મળે છે, પણ વાસ્તવિક સુખ મળતું નથી, એવી વ્યર્થ કલ્પના કરવાની કોઇએ અગત્ય નથી. આ બાહ્ય જગત્ જે આજે પ્રતીતિમાં આવ્યું છે, તે દૃઢ આંતર આભાસનો જ પરિણામ છે. અનાદિકાળથી અંતર જગતમાં આ પ્રકારની કલ્પના સત્યરૂપે સેવાયા કરેલી હોવાથી આ બાહ્ય જગત્ આજે આપણને આ રૂપે દેખાય છે. જળમાં દ્રવતાનો અને અગ્નિમાં બાળવાનો જે ગુણ આપણા અનુભવમાં આવે છે, તે આપણી જ કલ્પનાનો પરિણામ છે પાષાણમાં પાષાણતાનું અને સુવર્ણમાં સુવર્ણપણાનું જે ભાન આપણે કરીએ છીએ તે વસ્તુતઃ ખરું નથી, પણ આપણી અનાદિકાળથી સેવાયલી કલ્પનાને લીધે જ ખરું છે. આપણી કલ્પના અન્ય પ્રકારની થતાં કોઇપણ પદાર્થ પોતાના ધર્મનું આપણને ભાન કરાવી શકતો નથી. જળમાં અગ્નિની કલ્પના કરીને અને અગ્નિમાં જળની કલ્પના કરીને અથવા યોગની પરિભાષામાં કહીએ તો જળમાં અગ્નિની અને અગ્નિમાં જળની ધારણા કરીને યોગી જળ અને અગ્નિના ધર્મોનો જય કરી શકે છે, તેનું કારણ પણ આ જ. કલ્પનાવડે ખાલી આકાશ વજ્ર જેવું ઘન જણાય છે, અને

કલ્પના બદલાતાં ઘન પર્વતમાં આકાશની પેઠે મનુષ્ય ગમન કરી શકે છે. અધિક શું ? કલ્પનાને કંઇ જ અસાધ્ય નથી.

કલ્પનાના આવા અદ્ભુત સામર્થ્યને જાણનારે દુઃખનો કોઇ પણ પ્રસંગ આવતાં હેઠ ભરી જવાની જરૂર નથી, પણ શાંતિથી અંતરમાં ઉતરવાની અને તે દુઃખથી વિરોધી આભાસને રચવાની જ માત્ર જરૂર છે. અંતરમાં ઉતરી આત્માપ્રતિ દૃષ્ટિ નાંખતાં જ પ્રથમ એવું ભાન કરવું જોઇએ કે મારા પોતાનામાં આ દુઃખ છે જ નહિ. હું પોતે વસ્તુતઃ પૂર્ણ અને સર્વ સુખાદિથી યુક્ત છું. આટલા જ વિચારના આભાસને કોઇ મનુષ્ય બરાબર હૃદયમાં પ્રકટાવે અને તેમાં જ રમ્યા કરે તો તેને પરમશાંતિનો અનુભવ થયા વિના રહે તેમ નથી, પરંતુ વિષયમાં જ જેઓએ સુખને માન્યું હોય છે, એવા મનુષ્યોને આ સર્વોત્કૃષ્ટ આભાસનું સ્વરૂપ રચવું અને તેમાં લીન થવું ગમતું નથી. તેઓને વિષયોના આભાસો જ બહુ ગમે છે. આમ હોવાથી આવા મનુષ્યોએ તેવા અનુકૂળ વિષયોના આભાસો રચી તે વડે પ્રકટતી પ્રસન્નતાનો અનુભવ કરી ત્રાસ દુઃખને નિવારવું.

એક ઉદાહરણ લેઇએ. ધારો કે કોઇની સાથે આપણે વિરોધ થવાથી આપણા હૃદયમાં ભારે ક્ષોભ થયો છે; અને આ ક્ષોભના વિચારોના પ્રવાહમાં આપણને જરા પણ શાંતિ ભાસતી નથી. આ પ્રસંગે પૂર્ણ શાંતિની છાપ જો કોઈ ઉપાયથી આપણા અંતઃકરણમાં પડે તો તરત આપણા વિચારો બદલાય, અને આપણને શાંતિ થાય. પણ આ શાંતિની છાપ પ્રકટાવવી શી રીતે ? કોમળ મધુર સ્વરે તાલવાદ્યયુક્ત જો કોઈ ઈશ્વરસ્તુતિનું કે એવા જ અન્ય ભાવનું મનોહર પદ્ય ગાય તો શાંતિનો આભાસ આપણને પ્રકટવાનો સંભવ છે, પણ આવાં સાહિત્યો કંઇ હમેશાં જ્યારે જોઇએ ત્યારે પાસે હોતાં નથી. આથી વિચારોને બદલવાને માટે આપણા પોતાના પ્રયત્નઉપર જ આપણે હવે આધાર રાખ્યા વિના બીજો ઉપાય નથી. આપણા પોતાના પ્રયત્નથી અંતરથી જો આપણે શાંતિનો આભાસ પ્રકટાવીએ તો જ આપણા વિચારો બદલાઇ આપણો ક્ષોભ શમે એમ છે.

આથી કોઇ મધુર સ્વરે ગાનાર મનુષ્યોની શોધ કરવાને બદલે આપણે નેત્ર મીંચી આપણા આત્માપ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ. આપણે જાણીએ છીએ કે આપણો આત્મા પરમશાંતિનો મહાસાગર છે. આ પરમશાંતિના મહાસાગરનું આપણી વૃત્તિમાં ચિત્ર રચવા આપણે પ્રયત્ન સેવીએ છીએ, અને પ્રયત્ન થતાં અલ્પ સમયમાં તેવું ચિત્ર રચાય છે. જો ચિત્ર આબેહુબ રચાય છે તો તેની છાપ તત્કાળ આપણા હૃદયમાં પડે છે, અને તેવી છાપ પડતાં જ આપણા વિચારો બદલાય છે. ક્ષોભને સ્થાને શાંતિના વિચારો આપણા મનમાં વહેવા માંડે છે, અને તેમ થતાં આપણી વિકળતા, સંતાપ વગેરે સઘળું શમી જાય છે. જ્યારે જ્યારે આ આભાસને આપણે પ્રકટાવીએ છીએ ત્યારે ત્યારે આપણી આ જ સ્થિતિ થાય છે; અને જો અખંડ આ આભાસને આપણે અંતઃકરણમાં સ્થિર રાખીએ છીએ તો અખંડ શાંતિનો આપણે અનુભવ કરીએ છીએ.

આ ઉદાહરણથી વિવિધ પ્રસંગમાં વિવિધ આભાસને કેવી રીતે પ્રકટાવવા, એ પ્રત્યેક મનુષ્યે પોતાની બુદ્ધિથી વિચારી કાઢવું.

અંતરમાં બરાબર આભાસ પ્રકટાવવાની કળા જ્યારે સિદ્ધ થાય છે, ત્યારે મનુષ્ય સ્વતંત્ર થાય છે, અને દુઃખની તેના ઉપર સત્તા રહેતી નથી. કારણ કે આંતર જગતમાં પ્રક-

ટાવેલો દૃઢ આભાસ બાહ્ય જગતમાં સ્થૂલ રૂપમાં ક્રમે ક્રમે પ્રકટ થયા વિના રહેતો જ નથી. જેઓ અંતરમાં શાંતિનું ભાન કરે છે, તેઓ બહાર પણ શાંતિનું જ ભાન કરે છે. જેઓ અંતરમાં આરોગ્યને, ઐશ્વર્યને, આનંદને, જ્ઞાનને, અને ઉચ્ચ સદ્‌ગુણોને જુએ છે તેઓ બહાર પણ તેમનો જ અનુભવ કરે છે. અંતરમાં પરમેશ્વરને જોનાર અલ્પ સમયમાં બહાર સ્થૂલ નેત્રથી, સ્થૂલ રૂપમાં પણ પરમેશ્વરને જુએ જ છે.

કાલ્પનિક જગતમાં અનુભવાતી વસ્તુઓ સ્થૂલ જગતમાં શાથી પ્રકટ થાય છે, એ બહુ વિસ્તારવાળો વિષય હોવાથી જે હેતુથી આ વિષયનો આરંભ કર્યો હતો તે પૂર્ણ થવાથી હવે તેને અટકાવીએ છીએ.

---

# प्रासंगिक उक्तिओ.

—પોતાનાં બાળકોને તોફાન કરતાં અટકાવવાને માટે એક માબાપ તેમને મારઝુડ કરે છે, અથવા એક શિક્ષક પોતાના વર્ગમાં શાંતિ રાખવામાટે ગરબડ કરનાર વિદ્યાર્થીઓને સોટીઓ ચોઢી કાઢે છે, અને એક માબાપ પોતાનાં બાળકોને અને એક શિક્ષક પોતાના વર્ગના વિદ્યાર્થીઓને પ્રેમથી જ પોતાને અનુકૂળ વર્તાવે છે તો આ બંનેમાંથી તમે કયાં માબાપને અને કયા શિક્ષકને વધારે યોગ્ય અને વધારે બુદ્ધિમાન્ ગણશો ?

—સોટીથી બાળકોને સુધારવા અને વશમાં રાખવા, એ હવે બુદ્ધિમાન્ વિદ્વાનોમાં જંગલીપણું મનાય છે. એ રીતે બીજાને વશ કરવા, એમાં બુદ્ધિ નથી, પણ પશુપણું છે. એ અંતઃકરણના ઉચ્ચ ભાવને પ્રકટ કરનાર નથી પણ નિકૃષ્ટ ભાવને જ પ્રકટ કરનાર છે. એ મનુષ્યના શરીરબળની અધિકતા ભલે સૂચવતું હોય પણ મનની તો નિર્બળતા જ સૂચવે છે.

—અને શરીરબળથી આપ્રમાણે બીજાને વશ કરવામાં એક પક્ષથી વશ કરનાર જેમ પોતાના મનની નિર્બળતા સૂચવે છે, તેમ બીજા પક્ષથી જેને વશ કરવામાં આવે છે, તેને કશો જ લાભ થતો નથી. ભયને લીધે અયોગ્ય કામ કરતાં તે અટકે છે, એ ખરૂં છે પરંતુ એ તેનું અટકવું, ખરૂં અટકવું નથી. અયોગ્ય કામ કરવાનો તેનો આવેશ સદ્વિચારવડે દબાયલો ન હોવાથી, પ્રસંગ મળતાં પુનઃ બમણા વેગથી પ્રકટી આવે છે, અને તે સમયે અધિક હાનિને કરે છે.

—ભયવડે બાળકોને વશ વર્તાવવાથી તેમની માનસિક શક્તિઓનો વિકાસ થતો અટકે છે. તેઓ બહાર રોફ કાઢી શકતી નથી. પ્રેમયુક્ત વર્તનવડે તેમને વશ વર્તાવવાં, એ જ બાળકોને સુધારવાનો અને તેમની માનસિક શક્તિઓનો ઉત્તમ પ્રકારે વિકાસ કરવાનો ખરો ઉપાય છે. જેમ અજ્ઞાન અને મનની દુર્બળતા વધારે તેમ ભયનો ઉપયોગ મનુષ્યો વધારે કરે છે, અને જેમ જ્ઞાન અને મનોબળ વધારે તેમ પ્રેમનો તેઓ અધિક ઉપયોગ કરે છે.

—પરંતુ બાળકોને જ વશ વર્તાવવામાં અને તેમની ઉન્નતિ કરવામાં આ નિયમ ખરો છે, એમ કંઇ નથી. મોટાના નાનાઓના પ્રત્યેક વ્યવહારમાં આ નિયમ ખરો છે. ધણીના ઉપકારના અથવા સ્વરૂપના અનુપમ પ્રેમવડે જ સેવક, પોતાના સેવક ધર્મનું સર્વોત્તમ પ્રકારે પાલન કરે છે.

—વ્યક્તિમાંથી મંડળોમાં, અને મંડળોમાંથી રાજ્યસંસ્થાજેવી મોટી સંસ્થાઓમાં, પણ આ નિયમ જ પ્રવર્તે છે. રાજા અથવા રાજ્ય કરનારી સત્તા એ માબાપતુલ્ય છે, અને પ્રજા એ બાળકતુલ્ય છે. જો બાળકને સોટીના ભયવડે વશમાં રાખનાર માબાપ યોગ્ય માબાપ નથી તો પ્રજાને વિવિધ શિક્ષાઓના ભયથી અધીન વર્તાવનાર રાજા યોગ્ય રાજા નથી. બાળકોના પક્ષમાં સોટી વાપરવી એ જો જંગલીપણું છે તો પ્રજાના પક્ષમાં શિક્ષાનો ઉપયોગ કરવો, એ પણ જંગલીપણું છે. બાળકના પક્ષમાં દંડનો ઉપયોગ એ જો મનની દુર્બળતા છે, તો પ્રજાના સંબંધમાં પણ દંડનું પ્રવર્તન, તે પણ રાજ્યસત્તાના મનની દુર્બળતાનું જ સૂચક છે.

—ગયા મહોરમના દિવસોમાં મુંબઇની પ્રજાપ્રતિ રાજસત્તાએ જે વર્તન ચલાવ્યું છે તે પ્રત્યેક સદ્વિવેકીને ખિન્ન કર્યાવિના રહે તેમ નથી. અજ્ઞાન માબાપ તોફાની બાળકપ્રતિ જે વર્તન ચલાવે છે, તેના કરતાં પણ એ વર્તન અધિક કઠોર છે. તોફાની બાળકને ફટકારી કાઢનાર માબાપનું વર્તન, નીતિના વિચારમાં આગળ વધેલા આજના વિદ્વાનોમાં જેમ કોઇ પણ અંશે ન્યાયવાળું ગણાતું નથી, તેમ રાજ્યસત્તાનું પ્રજાઉપર ગોળીબાર કરવાનું એ વર્તન સ્વલ્પ અંશમાં પણ ન્યાયવાળું ગણાય તેમ નથી. તોફાની મનુષ્યોને નમ્ર કરવાના અધિક સારા અને નિર્દોષ ઉપાયનું અજ્ઞાન જ એ વર્તન સૂચવે છે. અને જ્ઞાન એ જ વાસ્તવિક બળ હોવાથી આ પ્રકારના અજ્ઞાનને સૂચવનાર રાજસત્તા શરીરબળવડે આખી પૃથ્વીને ચાંપી નાંખવા ભલે પોતાને સમર્થ માનતી હોય તોપણ વસ્તુતઃ તે દુર્બળ છે.

—મોટાએ પોતાના અપાર બળથી નાનાને છુંદી નાંખવો, એમાં મહત્ત્વજેવું કશું જ નથી. પોતાના પગતળે કુરકુરીયાને છુંદી નાંખવામાં હાથીનું કશું જ પરાક્રમ નથી. બેંબેં કરતાં ઘેટાંની ગરદનોને ધડથી જૂદી કરી તેમના ઘોંઘાટને શાંત કરવામાં સિંહનું સિંહત્વ નથી. બંદુકની ગોળીઓવડે તોફાની પ્રજાને નરમ પાડવામાં રાજ્યસત્તાની દક્ષતા કયો વિવેકી સ્વીકારી શકે ? ભયવિના, દંડનાં સાધનોને યોજ્યાવિના, પ્રેમની દૃષ્ટિથી, પ્રેમમય વાણીથી, પ્રેમમય વર્તનથી જે રાજ્યસત્તા પ્રજાને વશ વર્તાવે છે, તેને જ ધન્ય છે. એવી જ રાજ્યસત્તામાં વિષ્ણુનો અંશ વર્ણી આર્યશાસ્ત્રો તેને ઇશ્વિરતુલ્ય પૂજવા પ્રબોધે છે.

—જેમ માબાપ થવાની યોગ્યતા પ્રાપ્ત કર્યા વિના સંતતિ ઉત્પન્ન કરી માબાપ થવું, તેને યથાર્થ દૃષ્ટિવાળા વિદ્વાનો પાપ ગણે છે, તે જ પ્રમાણે પ્રજાને પુત્રથી પણ અધિક પ્રેમથી પાલન કરવાની યોગ્યતા પ્રાપ્ત કર્યા વિના રાજ્યસત્તાધીશ થવું તે પણ પાપ જ ગણાય છે; અને સંપૂર્ણ યોગ્યતાવાળી રાજ્યસત્તા દુર્લભ હોવાથી જ રાજ્યને અંતે નરક જ પ્રાપ્ત થાય છે, એવું આર્યશાસ્ત્રકારો વર્ણે છે.

—પણ બાળક તોફાન કરે ત્યારે માબાપે તેને તાડન ન કરવું ? પ્રજા ઉન્મત્ત થઇ શાંતિનો ભંગ કરે ત્યાં શું રાજ્યસત્તાએ જોયા કરવું, અને શસ્ત્રનો ઉપયોગ ન કરવો ? સ્થૂલ વિચારથી માબાપે તાડન કરવું, અને રાજ્યસત્તાએ શસ્ત્રનો ઉપયોગ કરવો, એવો જ ઉત્તર આપવા આપણે પ્રેરાઇએ છીએ. પણ વિચારવાળી મતિ એ ઉત્તરને સહન કરી શકતી નથી. બાળક તોફાની નિવડવાનો હેતુ શો ? પ્રજા ઉન્મત્ત થવામાં કારણ શું ? માબાપ અને રાજ્યસત્તાનો પ્રમાદ જ તેમાં કારણ છે. ઉભયે પોતાનું કર્તવ્ય યોગ્ય પ્રકારે ન પાળવાથી જ બાળક અને પ્રજા ઉન્મત્ત થાય છે. બાળક અને પ્રજા ઉન્મત્ત ન નીવડે, એવું યોગ્ય શિક્ષણ આપવાની શું માબાપની અને રાજ્યસત્તાની ફરજ ન હતી ? તે ફરજનું યોગ્ય પ્રકારે

તેમની જગાએ પાછી સ્થાપવાનો પ્રયત્ન કરવાને બદલે તેઓ ફુલની સઘળી જ પાંખડીઓને વેરણછેરણ કરી નાંખવાનો પ્રયત્ન કરે છે. બાળકોની વાત તો બાજુએ રહી પણ મોટા મનુષ્યોમાં પણ સંયોજક સ્વભાવને બદલે વિનાશક સ્વભાવ અધિક જોવામાં આવે છે.

જે ઉમરે બીજાં બાળકોને ઢીંગલાઢીંગલી અને ઘુઘરાવગેરે રમકડાંથી રમવું વધારે ગમે છે, તે ઉમરે બુર્બેન્ક નાના નાના છોડથી જ રમતો. દોઢ વર્ષની ઉમરે એક નાની કુલડીમાં વાવેલો થોરની જાતનો એક છોડ, એ જ તેનું પ્રિય રમકડું હતું. એક દિવસ તેની સાથે રમતાં તેના પડી જવાથી તે કુલડી અને અંદરનો છોડ ભાગી ગયો. આથી તેને જે ખેદ થયો તે અવર્ણનીય હતો.

આ તો બુર્બેન્કના બાલ્યાવસ્થાના સ્વભાવનું આપણે નિરીક્ષણ કર્યું, પણ વૃક્ષોઉપરના એ પ્રેમે તેના હૃદયમાં વૃદ્ધિને પામીને હાલ શું કર્યું છે, તેનું આપણે અવલોકન કરીએ. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય છે, એ જનકથન બુર્બેન્કના ચરિત્રમાં અક્ષરશઃ સત્ય પડેલું આપણે જોઇએ છીએ.

વૃક્ષોઉપરનો તેનો પ્રેમ દિવસે દિવસે વધતો ગયો, અને વનસ્પતિને સુધારવામાં, તેના નવા વર્ગો ઉત્પન્ન કરવામાં, અને તેમની ઉન્નતિ કરવામાં તેણે પોતાનું આયુષ્ અર્પણ કરવા માંડ્યું. આજ સુધીમાં તેણે બે હજારઉપરાંત નવી જાતનાં પુષ્પ, ફળ, શાક શોધી કાઢ્યાં છે. કેકટસ (cactus હાથીયા થોરની એક જાત) નામના છોડના કાંટા કાઢી નાંખવામાં તેણે જે વિજય મેળવ્યો છે, તેથી દુનિયાંઉપર તેણે મોટામાં મોટો ઉપકાર કર્યો છે, એમ કહેવાય છે. આ છોડનાં મોટાં પાંદડાંઉપર ઝીણા અને ત્રાસદાયક કાંટા થાય છે અને તેથી તે ઢોર કે માણસના ઉપયોગમાં આવી શકતા નથી. બુર્બેન્કે તેમાં સુધારો કર્યા પછી હવે આ છોડઉપર જે પાંદડાં થાય છે, તેના ઉપર એક પણ કાંટો થતો નથી. તે પાંદડાં એવાં તો સુંવાળાં થાય છે કે તેમને લઇને તમે તમારા મુખઉપર ઘસો તોપણ તમને તેની જરા ખુજલીસરખી પણ ચઢતી નથી. આ છોડથી ઢોરોને એક અત્યંત અગત્યનો ચારો મળ્યો છે, એટલું જ નહિ, પણ માણસોને પણ તે સ્વાદિષ્ટ અને પુષ્ટિકારક આહારના પદાર્થરૂપે થઈ પડ્યો છે. અરણ્યમાં તે પુષ્કળ જથામાં થાય છે. તેનો એક એકર ઉપરથી ૭૦ થી ૩૦૦ ટન સુધી પાક ઉતરે છે. કરોડો એકર ઉજ્જડ પડી રહેલી જમીનમાં, બુર્બેન્કની શોધપ્રમાણે આ છોડને ઉત્પન્ન કરવામાં આવે તો ચારાની અછતના દિવસોમાં ઢોરોને અને મનુષ્યોને કેટલો બધો લાભ થાય! ઢોરના ચારાતરીકે તેનો અનુભવ કરી જોવામાં આવ્યો છે, અને તે તેમને માટે સર્વોત્તમ ચારો કહેવાય છે. દશ માસસુધી કોઇપણ જાતના પાણીવિના માત્ર તેનાં પાંદડાંમાં જે જળ આવે તે ઉપર ઢોરોનો નિર્વાહ થયો છે.

કુદરતની પાસે પોતાનું ધાર્યું કરાવે છે, ત્યારે જ બુર્બેન્કને જંપ મળે છે. તે કુદરતસાથે લડતો નથી, પણ કુદરતપાસે પોતાના ધાર્યાપ્રમાણે શી રીતે કામ કરાવવું તે જાણવાને માટે તે ધૈર્યથી તેના સ્વભાવનો અભ્યાસ કરે છે, અને પછી તેને અનુકૂળ વર્તીને તેની પાસેથી પોતાનું કામ કઢાવી લે છે. તેનામાં પર્વતના જેવું અચલ સ્થૈર્ય છે. તેના આગ્રહનું માપ નીકળી શકે એવું નથી. કોઇ કાર્યમાં જેમ તે નિષ્ફળ થાય છે, તેમ તેને સિદ્ધ કરવાનું તેને બમણું શૂર ચઢે છે. પદાર્થોના સ્વભાવ, ગુણ વગેરે જાણવાની તેની આંતર દૃષ્ટિ કોઇ દિવ્ય શક્તિવાળા મહાપુરુષના જેવી છે. વનસ્પતિવિદ્યામાં તેનું જ્ઞાન અદ્ભુત છે. એ વિદ્યામાં તેને સર્વજ્ઞ કહીએ તોપણ કહી શકાય તેવું છે.

તેણે જેટલાં દુઃખો સહન કર્યાં છે, તેટલાં થોડા જ મનુષ્યોએ સહન કર્યાં હશે. તેણે નિર્ધનતાનું દુઃખ વેઠ્યું છે. મિત્રોથી અને સંબંધીઓથી ત્યજી દેવાવાના પ્રસંગો તેને આવ્યા છે. તે ધૂતારો છે અને ઠગ છે, એવા ખોટા આરોપો પણ તેના ઉપર આવ્યા છે. કૂતરાને નાંખવાને માટે કાઢી નાંખેલા આહારઉપર દિવસોના દિવસો પણ તેણે કાઢ્યા છે. જે બટાકાની શોધથી પોતાના દેશની આવકમાં આજે તેણે સાડા છ કરોડની આવકનો વધારો કર્યો છે, તે બટાકાને તેણે પ્રથમ જ્યારે શોધી કાઢ્યો ત્યારે તેના બદલામાં તેને માત્ર ચારસેં રૂપરડી મળી હતી.

કોઇપણ વનસ્પતિના પરાગને ( વીર્યને, પુષ્પતત્ત્વને ) ઉંદરડાંદ્વારા અથવા બીજાં બાહ્ય સાધનોદ્વારા કેસરમાં ( પુષ્પના ગર્ભાશયમાં ) ચાતુર્યપૂર્વક સ્થાપીને બુર્બૅન્ક કોઈ છોડમાં આશ્ચર્યકારક ફેરફાર કરે છે. આ યુક્તિવડે ખસખસની જાતના એક છોડ ( poppy plant )ની શીંગના એક ખુણાના બીજકમાંથી તે વાદળીયો ઉગે એવો છોડ ઉગાડે છે; બીજા ખુણાના બીજકમાંથી બે વર્ણ ઉગે એવો ઉગાડે છે; ત્રીજા ખુણાના બીજકમાંથી પીળાં પુષ્પ થાય એવો ઉગાડે છે; અને ચોથા ખુણાના બીજકમાંથી લાલ પુષ્પ થાય એવો છોડ ઉગાડે છે.

વનસ્પતિની નવી જાતો તે ત્રણ પ્રકારે ઉત્પન્ન કરે છે: ઘણાં વૃક્ષોમાંથી સઉથી ઉત્તમ વૃક્ષને પસંદ કરીને, તેને ઉછેરવાની સર્વોત્તમ અનુકૂળતા કરી આપીને, અને જૂદી જાતનાં વૃક્ષોનો પરસ્પર સંયોગ કરીને.

પીળાં પુષ્પવાળા ખસખસની જાતના લાખો છોડમાં લાલ લીટીવાળો એક છોડ પ્રથમ તેના જોવામાં આવ્યો. બુર્બૅન્કે તેની પાસેના સઘળા પીળા છોડને ઉખેડી નાંખ્યા, અને બાળી નાંખ્યા, અને માત્ર પેલા એક જ છોડને સંભાળથી ઉછેર્યો. તે લાલ છોડનાં બીને આવતી ઋતુમાં સઉથી ઉત્તમ ભૂમિમાં રોપ્યાં. તેમાંથી ઉગેલા સઘળા છોડ, એકવિના બધા જ, પીળા રંગના થયા. પુનઃ તે એકને રાખીને બાકીના સઘળાને ઉખેડીને બાળી મૂકવામાં આવ્યા. આમ બીજે વર્ષે, ત્રીજે વર્ષે, ચોથે વર્ષે, તેણે કર્યા જ કર્યું. ધીરે ધીરે બીજકોમાંથી એક છોડને બદલે ઘણા લાલ છોડ થતા ગયા, અને તેમનો રંગ પણ પૂર્વેના કરતાં અધિક અધિક લાલ થતો ગયો. આ પ્રમાણે સર્વોત્તમને પસંદ કરીને તેને જ ઉછેરવાની સર્વ પ્રકારની કાળજી લેવાથી ઘણે વર્ષે તે શુદ્ધ રાતા રંગના ' પોપી ' ( poppy ) ના છોડ કરવામાં વિજયી થયો છે.

કાંટાવાળા હાથીઆ થોરના કાંટા તેણે શી રીતે કાઢ્યા તે સંબંધમાં તે કહે છે કે બીજાં પ્રાણીઓથી પોતાનું રક્ષણ કરવામાટે થોરે પોતાના શરીરઉપર કાંટા ઉગાડ્યા છે. આથી થોરને તમારી વાડીમાં વાવીને ધૈર્યથી અને પ્રેમથી જો તમે તેની ખાતરી કરી આપો કે મારે ત્યાં કોઇ પણ પ્રાણીવડે તને લેશ પણ ઇજા નહિ થાય એવી પૂર્ણ કાળજી લેવાશે, તો પછી ઘણા થોરમાંથી કોઇક સમજુ, ઓછા કાંટા કેટલોક સમય ગયા પછી કાઢશે. કાંટાવાળા બીજા ઉખેડી નાંખીને આ એકને પસંદ કરી તેને જ પછી બહુ જ સંભાળથી અને પ્રેમથી ઉછેરશો, તો તેમાંથી થનાર બીજા કેટલાકમાંથી કોઇ વળી પોતાના શરીરપર વધારે સારું વસ્ત્ર ધારણ કરશે, અર્થાત્ ઓછા કાંટા કાઢશે, અને આ પ્રમાણે ધીરે ધીરે પ્રયત્ન અને આમહ ચાલુ રહેતાં પરિણામે એવા છોડ થશે કે જેમના શરીરપર કાંટા નામ પણ નહિ થાય. પોતાના શરીરપર કાંટા ઉગાડવામાં ઝાડને અત્યંત મહેનત પડે છે, પણ જ્યારે તેવો શ્રમ લેવાની તેને કશી જ જરૂર નથી, એવી તેની ખાતરી કરી આપવામાં આવે છે, ત્યારે તે તેવો શ્રમ લેવો બંધ કરે છે, અને નમ્ર અને આપણી ઇચ્છાપ્રમાણે વર્તનાર થાય છે. પસંદ-

ગીથી અને કેળવણીથી ગુલાબ, બ્લેકબેરી, રાસ્પબેરી, અને ગુઝબેરીના કાંટા પણ તદ્દન કાઢી શકાય છે.

જુદી જુદી જાતના વૃક્ષોના સંયોગથી નવી જાત તે આ પ્રમાણે ઉત્પન્ન કરે છે. તે એક છોડ ઑસ્ટ્રેલીયાનો લે છે, અને બીજો સાઇબીરીયાનો લે છે. પ્રત્યેક છોડનાં સ્વભાવ, લક્ષણ, રચના, ટેવ, અને વલણો ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય છે. હજારો વર્ષથી પ્રત્યેક છોડ પોતાનાં સ્વભાવલક્ષણ વગેરેને જાળવી રહ્યો હોય છે. તે તેનાં અણુઅણુમાં સુદૃઢ સ્થપાઈ ગયાં હોય છે. અનેક સૈકાં વહી ગયા છતાં તેમના સ્વભાવમાં જરા પણ ફેર પડ્યો હોતો નથી. આવા એકએકથી ભિન્ન પ્રકારનાં લક્ષણવાળા બે છોડને તે લે છે, અને તેમનો સંયોગ થવાની અનુકૂળતા રચી આપે છે. હજારો વર્ષથી પડી ગયેલી બળવાન્ ટેવને લીધે સંયોગના સામા તેઓ પ્રબળ વિરોધ દર્શાવે છે, તથાપિ તેઓનું ચાલતું નથી.

મનુષ્યની કોમળ આંગળીઓવડે એકના પુષ્પનો પરાગ, બીજાના પુષ્પના કેસરમાં યુક્તિથી પ્રવેશાવવામાં આવે છે, અને પરિણામની ધૈર્યથી વાટ જોવામાં આવે છે. એક વર્ષ વહી જાય છે. નવાં છોડના બીને વાવવામાં આવે છે. તેમાંથી કદાચ તેનાં બંને માબાપના જેવાં લક્ષણોવાળો છોડ થાય છે, અથવા તો બંનેથી ભિન્ન પ્રકારનો—વનસ્પતિની સૃષ્ટિમાં કોઈ દિવસ ન થયેલો એવો છોડ થાય છે.

અને જે ઉદ્દેશ સાધવાનો હોય છે તે આ છે કે તે છોડની સ્વભાવસિદ્ધ ટેવોને ભૂલાવવી; તેના પૂર્વજોતરફથી હજારો વર્ષથી જે લક્ષણો તેના અણુઅણુમાં સ્થપાયાં છે, તે છોડાવવાં. આમ કરવામાં પ્રસંગે કદરૂપા અને છેક ખરાબ છોડ પણ ઉત્પન્ન થવાનો સંભવ આવે છે; પ્રસંગે અત્યંત હસવાજેવા અને વિરૂપ છોડ પણ થાય છે. આવા વિરૂપ અને ખરાબ છોડનો નાશ કરવામાં આવે છે, કારણ કે હેતુ નકામા છોડ ઉત્પન્ન કરવાનો નથી, પણ બંને માબાપનાં ઉત્તમ લક્ષણો જેમાં રહ્યાં હોય એવા સુંદર, ઉપયોગી અને બળવાન્ છોડ ઉત્પન્ન કરવાનો છે. બીજે વર્ષે વધારે બી રોપવામાં આવે છે, અને વધારે છોડ થાય છે. થોડાં વર્ષમાં વૃદ્ધિ એટલી થઈ જાય છે કે પાંચ લાખજેટલા છોડની સંખ્યા પણ થાય છે. અજમાયશ કરવાને ખાતર બર્બેન્ક ઘણી વાર દશ લાખજેટલા છોડ એકી વખતે વાવે છે, અને તેમાંથી પછી તે ચાર પાંચ કે ઘણામાં ઘણા છ છોડ જ પસંદ કરે છે.

આટલા બધા છોડમાંથી કયા રાખવા અને કયાનો નાશ કરવો, એનો નિર્ણય કરવાનું કામ સહેલું નથી. બર્બેન્ક પોતાના આશ્ચર્યકારક અંતર્જ્ઞાનવડે આ કામ ચમત્કારિક વેગથી કરે છે. તે એક દિવસમાં એક લાખ છોડની પરીક્ષા કરી વળે છે.

કયો છોડ ઉત્તમ છે અને કયો કનિષ્ટ છે, એની હાલ વિદ્વાનવર્ગમાં જે રીતે પરીક્ષા થાય છે તે રીતે આ છોડોની જો પરીક્ષા કરવામાં આવે તો ઓછામાં ઓછા ત્રીશ કે ચાળીશ લાખ રૂપિયા ખર્ચ થાય, અને તેટલું ખર્ચ કરતાં છતાં પણ તેમાં ચાર કે પાંચ વર્ષ તો જાય જ. બર્બેન્ક પોતાની અનુભવી પરિપક્વ ન્યાયબુદ્ધિવડે તથા અદ્‌ભુત અંતર્જ્ઞાનવડે વગરખરચે એક જ દિવસમાં આ પરીક્ષા કરી વળે છે.

બર્બેન્કની આ ચમત્કારિક શક્તિમાં સંશય પડવાથી કેટલાંક વર્ષપૂર્વે તેની પરીક્ષા કરવા તેના કોઈ મિત્રે કેટલાક હજાર છોડવાની તેની પાસે પરીક્ષા કરાવી. બર્બેન્કે તરત જ તેમને જોઈને, ઉત્તમ, મધ્યમ, અને કેવળ નકામા, એવા તેમના ત્રણ વર્ગ પાડી નાંખ્યા. આ પછી તે છોડને ઉછેરીને મોટા કરવામાં આવ્યા. તે છોડ આલુના હતા. કેટલેક વર્ષે

જ્યારે તેઓ મોટા થયા, અને તેમના ઉપર ફૂલ આવ્યાં, ત્યારે બુર્બેન્કના કહેવાપ્રમાણે જ તેઓ નીવડેલા જણાયા હતા.

એક મિત્ર તેને પૂછયું, લગભગ એક લાખ નાના છોડમાંથી અમુક એક જ છોડ સઉથી ઉત્તમ છે, એવું તમે શી રીતે કહી શકો છો ?

તેણે તરત જ ઉત્તર આપ્યો, માર્ગમાં તમે હજારો મનુષ્યનાં મુખ જુઓ છો. તમારા મનને તેઓમાં જે ભેદ રહેલો હોય છે, તે તરત જ સમજાઇ જાય છે. જો તમે કુશળ મનુષ્ય-પરીક્ષક હો છો તો તેમાંથી કોણ પ્રમાણિક અને વિશ્વાસપાત્ર છે, તે વગરભૂલે તરત જ કહી શકો છો. તેના જીવનની સંપૂર્ણ વિગતો તમે કહી શકતા નથી, પણ તેના મુખઉપર નજર નાંખવા માત્રથી જ તમે તેનાં લક્ષણો જાણી જાઓ છો. જેવી સહેલાઇથી મનુષ્યની પરીક્ષા હું કરી શકું છું, તેટલી જ સહેલાઇથી હું છોડની પરીક્ષા કરું છું.

એક પ્રસંગે બુર્બેન્કે પાંસઠ હજાર છોડમાંથી માત્ર એક જ છોડને પસંદ કર્યો હતો. બાકીના સર્વને બાળી મૂકવામાં આવ્યા હતા. જેનામાં બીજા છોડને ઉત્પન્ન કરવાનું સઉથી વધારે બળ હોય, જે સઉથી અધિક ફળને આપનાર હોય, જે સઉથી અધિક સુંદર હોય, અને જે વિવિધ વ્યાધિઓસામે સઉથી વધારે ટક્કર વધારે ઝીલી શકે એવો હોય, એવા છોડને તે સર્વ છોડમાંથી પ્રથમ પસંદ કરે છે.

બુર્બેન્ક કહે છે કે આપણે જે પ્રમાણે ઉત્તમ સૌંદર્યને, ઉત્તમ બળવાન્ શરીરને અને અન્યને ઉપયોગી થઇ પડવાને ઇચ્છીએ છીએ, તે જ પ્રમાણે વૃક્ષો પણ ઇચ્છે છે, અને જો તેમને તેવી અનુકૂળતા કરી આપી હોય તો તેઓ તેવાં થયા વિના રહેતાં જ નથી.

વળી તે કહે છે કે સામાન્ય ફેરફારો કરવાથી સો અથવા હજાર પેઢીઓ જતાં પણ વૃક્ષોમાં જેવાં રૂપાંતર આપણે નથી કરી શકતા તેવાં રૂપાંતર ભિન્ન:ભિન્ન જાતિનાં વૃક્ષોનો સંયોગ કરવાથી પાંચ છ પેઢીએ કરી શકીએ છીએ.

આલુ ( plum ) ના છોડનો એપ્રિકોટ ( એક જાતનું ગોટલાવાળું ફળ ) નામના છોડ-સાથે સંયોગ કરીને તેણે પ્લમકોટ નામનાં એક નવી જાતનાં ફળ આપનાર વૃક્ષને ઉત્પન્ન કર્યું છે. આલુનાં ઝાડને એટલાં બધાં ફળ આપતાં તેણે કર્યા છે કે ફળના ભારથી ઝાડ ભાગી ન પડે એટલા માટે એક ઝાડઉપરથી એક પ્રસંગે ૨૨૦૦૦ કાચાં ફળ ઉતારી લેવાં પડ્યાં હતાં. આટલાં ફળ ઉતારી લીધા છતાં પણ તેના ઉપર એટલાં બધાં ફળ રહ્યાં હતાં કે તેટલો પાક કોઈ ઝાડઉપરથી ઉતરેલો હજી સુધી જાણવામાં આવ્યું નથી. વળી તેણે પુષ્પના જેવા સુવાસવાળાં તથા જામફળ ( pear ) ના જેવા સ્વાદવાળાં આલુ પેંદા કર્યા છે. એક પ્રસંગે અમેરિકાની 'એન્થ્રોપોલોજિકલ સોસાયટી' ના ૪૨ સભાસદો તેના ફળબાગને જોવાને ગયા હતા. બુર્બેન્કે દરેક જણને એકેક મુઠો ભરીને આલુ આપ્યાં, પણ એક જણને મળેલાં આલુ બીજા જણને મળેલાં આલુકરતાં તદ્દન જૂદી જ જાતનાં હતાં.

બે ચાર છોડના સંયોગ કરીને આ વિલક્ષણ પુરુષ શાંતિને પામ્યો નથી, પણ નિત્ય નવા નવા સંયોગો તે કરતો જ રહે છે. બટાટા અને ટમાટાનો સંયોગ કરીને તેણે પોમાટો નામનું એક નવું ફળ અથવા શાક ઉત્પન્ન કર્યું છે. આ શાક અમેરિકનોને બહુ પ્રિય થઇ પડયું છે.

રૂબાર્બ નામના એક શાકમાં પણ આ સંયોગની પદ્ધતિથી બુર્બેન્કે આશ્ચર્યકારક

મોટાં વૃક્ષોમાં પણ બર્બેન્કે તેવા જ સુધારો કર્યો છે. વિશ વર્ષનાં વોલ્નટનાં વૃક્ષો પંદર ફીટ ઉંચાં અને તેમનાં થડ છ ઇંચ જાડાં હોય છે. બર્બેન્કે ઉગાડેલાં એ વૃક્ષ હાલ આઠ વર્ષનાં છતાં ૬૦ ફીટ ઉંચાં છે, અને તેમનાં થડ દોઢથી બે ફીટ જાડાં છે; આવાં ઉતાવળે થયેલાં વૃક્ષનું લાકડું ઘણુંજ નરમ હશે, એમ કેટલાકે ધાર્યું હતું, પણ તપાસના

---

મિ. બ્રાયન્ટનાં ખેતરોની મુલાકાત લીધી છે, અને જે મોટા પાયાપર 'એદિરેમ્લેડ એસોશીએશને' આ છોડનું વાવેતર કર્યું છે, તે જોઇ પોતાનો અત્યંત સંતોષ તથા આશ્ચર્ય એક પત્રમાં દર્શાવ્યાં છે. વળી આ વ્યાપારમાં પ્રવેશેલા ડૉ. કેરી (પૂર્વે પ્રસિદ્ધ થતા સુપ્રસિદ્ધ Biochemistry નામના માસિકના તંત્રી તથા તે વિદ્યાના અનેક ઉત્તમ ગ્રંથોના લેખક) મિ. શુ મેકર, મિ. જેમિસન વગેરે અનેક વ્યાપારીઓ તથા વિદ્વાનોનો આ મંડળ સાથે સંબંધ છે, એટલું જ નહિ પરંતુ તેઓના તે મંડળના અધ્યક્ષ મિ. બ્રાયન્ટ પ્રતિ આવેલા અસલ પત્રો આ લેખકે વાંચ્યા છે, તથા તે તેમના જ છે, એવી પૂર્ણ ખાતરી કરી છે. વળી Phalanx નામનું એક અત્યંત વિદ્વતા ભરેલું માસિક જેના મિ. બ્રાયન્ટ તંત્રી છે, તેમાં પણ આ સર્વ પત્રો છપાયલા છે. આમ મિ. બ્રાયન્ટ સામાન્ય પુરુષ ન છતાં તેમને ઠગરૂપે પ્રસિદ્ધ કરવામાં આ પત્રકારોએ જે ભૂલ કરી છે, તેમાં તેઓ પોતે જ ઠગાયા છે.

વળી તેની આવક સંબંધમાં પણ તે પત્રોએ અજ્ઞાનથી જે માર્મિક કટાક્ષો કરેલા છે તેના સંબંધમાં પણ જણાવવાનું કે રબાર્બનો હાલનો બજારભાવ અમેરિકામાં દર રતલે ચારથી છ આનાનો છે, અને એક છોડઉપરથી દશ રતલ રબાર્બનો પાક ઉતરતો હોવાથી એક છોડની અઢીથી પોણાચાર રૂપીયા આવક થવાનો સંભવ છે. આ પ્રમાણે એક એકરમાં પાંચ હજાર છોડ થતા હોવાથી દરેક એકરની પેદાશ સાડા બાર હજારથી લગભગ ઓગણીશ હજારસુધી થાય છે. આમાંથી મહેનત, મજુરી તથા બીજા ખર્ચનો લગભગ અર્ધો ભાગ બાદ કરીએ તોપણ દરેક એકરે છ હજારની આવક થવાનો સંભવ છે. આથી આવકસંબંધી જે કટાક્ષો વિવિધ પત્રકારોએ કરેલા છે, તે કેવળ અજ્ઞાનનો જ પરિણામ છે.

કંપનીના નામસંબંધમાં તેમણે કરેલી ટીકા તો હાસ્યપાત્ર જ છે. જ્યારે વિવિધ નામોના સંયોગ કરીને મનુષ્યો કંપનીનાં ગમે તેવા અર્થહીન નામ પાડે છે, ત્યારે પોતાના અને સ્ત્રીના નામનો સંયોગ કરીને ગંભીર અર્થને સૂચવનારો એક શબ્દ રચી કંપનીનું તે નામ રાખવામાં શો અપરાધ થયો, તે અમને તો સમજાતું જ નથી. આદિરામ્લેડ શબ્દમાં 'આદિ' અને 'રામ' એ બંને શબ્દ સુપ્રસિદ્ધ છે, અને 'લેડ' એ હિબ્રુ અવ્યય છે; અને આખા શબ્દનો અર્થ શબલ બ્રહ્મ અથવા જિહોવા (Jehovah) અથવા કબાલામાં વર્ણેલો અત્યંત પવિત્ર શબ્દ જે Jiove છે, અને જેનો ઉચ્ચાર હિબ્રુ લોકો, અન્યના આગળ બ્રાહ્મણો જેમ પ્રણવનો ઉચ્ચાર કરતા નથી તેમ કદી પણ કરતા નથી તે છે, તો પછી આવા અર્થને ન જાણીને નકામી હાહો કરવાથી કોનું 'અજ્ઞાન ઉઘાડું' પડે છે!

આટલા સંક્ષિપ્ત ખુલાસાથી આ કંપનીમાં જોડાયલા સર્વને સ્પષ્ટ થશે કે આ કંપનીને અને તેના અધ્યક્ષને, આ પત્રકારોએ જેવા દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, તેવા તે નથી, પરંતુ ઉલટા તેઓ કોઈ પણ પ્રતિષ્ઠિત કંપનીના જેવા જ પ્રતિષ્ઠિત છે. આ કંપનીના સઘળા જ શેરો ખપી ગયા છે, એટલે તે સંબંધમાં કોઈએ હવે માગણી કરવાનો વ્યર્થ પત્રવ્યવહાર કરવાની જરૂર નથી.

અંતમાં જણાયું છે કે આ વૃક્ષોનું લાકડું વધારે કઠણ, ઘણા જ ઓછા ગાંઠાવાળું, અને ઘણું જ સફાઇવાળું થાય છે.

જે પુષ્પો માત્ર પા ઇંચ જાડાં અને બે ઇંચ પહોળાં હતાં તેવાં પુષ્પોને તેણે સવાફીટ પહોળાં અને સવા ઇંચ જાડાઇનાં કર્યાં છે. જેના ઉપર માત્ર ત્રણથી સાત જ પુષ્પ આવતાં તેના ઉપર તેના ઉપર તેણે દશથી ચાળીશ ફુલ આણ્યાં છે. ઘણાં વર્ષ પુષ્કળ શ્રમ કરીને તેણે કેટલાક એવા પુષ્પના છોડ કર્યા છે કે તેની ગાંઠો તેમના વજનથી દશ ગણા સોનાના ભાવે વેચાય છે.

જાપાની મોગરાનો અને અમેરિકન મોગરાનો સંયોગ કરી 'શાસ્ટા' નામના મોગરાનો છોડ તેણે કર્યો છે. તેનાં પુષ્પનો વ્યાસ છ થી સાત ઇંચ હોય છે. આ પુષ્પને પાણીમાં રાખવાથી એક મહિનાસુધી તાજાં ને તાજાં રહે છે.

ચેસ્ટનટ નામના વૃક્ષને દશ અથવા પંદર વર્ષે ફળ આવે છે. બુર્બેન્ક તેનું બી વાવીને અઢાર મહિનામાં તેના ઉપર ફળ આણે છે, અને તે પણ પુષ્કળ જથામાં.

અનાજના જે સાંઠાઉપર એક કણુસલું થતું હોય છે તેના ઉપર બુર્બેન્ક બે કણુસલાં આણે છે, અર્થાત્ પ્રત્યેક વીઘાઉપરથી બેવડો પાક ઉતારે છે. સ્વલ્પમાં તેણે કૃષીવિદ્યામાં એટલા બધા સુધારા અને વધારા કર્યા છે કે તેનો યથાર્થ ખ્યાલ વાંચનારને ગમે તેટલું લખવા છતાં પણ આવી શકે તેમ નથી. તેણે ગુલાબની જે સો નવી જાતો કરી છે, તેનું વર્ણન કરવા વાણી સમર્થ નથી.

બુર્બેન્કને પોતાના શોધો ચલાવવામાં વધારે મદદ મળે એટલા માટે ગયાં ત્રણ વર્ષથી કાર્નેગી ઇન્સ્ટીટયુટે વર્ષે ત્રીશ હજાર રૂપૈયા દશ વર્ષસુધી તેને આપવા માટે કાઢયા છે.

ભવિષ્યમાં તે શું નવું શોધી કાઢશે, તેનું અનુમાન કોઇથી થઇ શકે એમ નથી. વૃક્ષોમાં જેમ તે ધારેલા ફેરફાર કરી શકે છે, તેમ મનુષ્યોમાં શી રીતે કરવા તેના તે વિચારો હાલ ચલાવે છે. મનુષ્યોને તે ફરતાંફરતાં વૃક્ષ જ ગણે છે, અને વૃક્ષોની પેઠે તેઓમાં પણ ધારેલા સુધારા થઈ શકવા સંભવિત છે, એમ તે માને છે. આ સંબંધમાં તેના પરિશ્રમના પરિણામ થોડાં વર્ષપછી વળી જ્યારે બહાર પડશે ત્યારે જગત્ ચકિત થઈ ગયા વિના રહેનાર નથી.

---

# योगिनी.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ:૧૧૧ થી )

પ્રિય દેવિ! તું જાણે જ છે કે આપણે મુખવડે જે આ શબ્દો બોલીએ છીએ, તેથી વાતાવરણમાં મોજાં ઉત્પન્ન થાય છે. એ મોજાં આપણા કાનમાં રહેલા કોમળ પડદાને અથડાય છે, અને તેથી આપણને શબ્દનું ભાન થાય છે. શબ્દનાં આ મોજાં કાનના જ પડદાને અથડાય છે, એમ કંઇ નથી. આપણા હાથને, પગને, અને આપણા શરીરની સઘળી જ ચામડીને તે અથડાય છે, પણ જો આપણે આપણા કાન બંધ કર્યા હોય તો શરીરની ચામડીને તે મોજાં અથડાવાથી આપણને શબ્દોનું કંઇ જ્ઞાન થતું નથી. કારણ કે કાનનો પડદો શબ્દોનાં મોજાં ગ્રહણ કરવાને જેવો લાયક હોય છે, તેવી કંઇ શરીરની ચામડી હોતી નથી. આમ કહીને જે કહેવાનું છે તે એ છે કે જેને માટે જે લાયક હોય છે, તેને જ તે ગ્રહણ કરે છે. હવે મુખથી કરવામાં આવતા શબ્દો જેમ વાતાવરણમાં મોજાં ઉત્પન્ન કરે છે, તેમ

મનવડે આપણે જે શબ્દો બોલીએ છીએ, અને જેને આપણે વિચાર કરવા એમ કહીએ છીએ તે પણ આકાશમાં એક પ્રકારનાં સૂક્ષ્મ મોજાં ઉત્પન્ન કરે છે. મુખવડે બોલવામાં આવતા શબ્દો એ સ્થૂલ વાણી છે, અને તે વૈખરી કહેવામાં આવે છે; મનવડે કરવામાં આવતા વિચારો એ સૂક્ષ્મ વાણી છે, અને તે મધ્યમા કહેવામાં આવે છે. જેમ સ્થૂલ અથવા વૈખરી વાણીની ક્રિયાથી ઉત્પન્ન થતાં મોજાંને કાનનો પડદો જ ગ્રહણ કરી શકે છે, તેમ સૂક્ષ્મ અથવા મધ્યમા વાણીની ક્રિયાથી ઉત્પન્ન થતાં મોજાંને આપણું મગજ જ ગ્રહણ કરી શકે છે. કાનમાં શબ્દનું મોજું અથડાતાં, જો આપણું લક્ષ તે તરફ હોય છે તો કયા શબ્દનો ઉચ્ચાર થયો તેનું આપણને ભાન થાય છે, તેમ મગજમાં મનના વિચારનું મોજું અથડાતાં કયો વિચાર આપણા મગજમાં પ્રવેશ્યો તેનું આપણને ભાન થાય છે. હે સઘળું જાણનારી! આ જગતમાં પ્રત્યેક મનુષ્ય પ્રતિદિન હજારો વિચારો કરતા હોવાથી કરોડો વિચારનાં મોજાં આકાશમાં વહ્યા કરે છે, અને પ્રત્યેક મનુષ્યના મગજસાથે અથડાય છે, અને જે વિચારના તરફ જેનું લક્ષ હોય છે, તેને તે વિચારનું ભાન થાય છે.

પ્રિય દેવિ! આ જગતમાં મનુષ્યોનાં મગજની અથવા મનની બે પ્રકારની સ્થિતિ હોય છે; એક મીણજેવી નરમ અને બીજી પથ્થરજેવી કઠણ. પ્રત્યેક માણસનું મન આ બન્ને સ્થિતિમાંની દરેક સ્થિતિમાં દરરોજ થોડી અથવા ઘણીવાર આવે જ છે. જેમ મનની નરમ અથવા કોમળ સ્થિતિ વધારે, તેમ બહારથી આવતાં વિચારનાં મોજાંની તેના ઉપર વધારે અસર થાય છે, અને જેમ તેની કઠણ સ્થિતિ વધારે, તેમ તેના ઉપર બહારનાં મોજાંની ઘણી જ ન્યૂન અસર થાય છે. કેટલાક મનુષ્યનાં મન સ્વભાવથી અથવા કેળવણીથી એક પ્રકારનાં મોજાંને ગ્રહણ કરવાને વધારે યોગ્યતાવાળાં થયાં હોય છે, તો કેટલાકનાં મન બીજા પ્રકારનાં વિચારનાં મોજાં ગ્રહણ કરવાને વધારે યોગ્યતાવાળાં થયાં હોય છે. આથી વાતાવરણમાંથી આવતા શોકમોહના એક મોજાની શોકમોહનો જય કરવાનો અભ્યાસ કરનાર એક સદ્વિવેકીને જ્યારે કશી જ અસર થતી નથી, ત્યારે તે વિકારોનો જય જેમણે નથી કર્યો હોતો એવા અન્ય અનેક મનુષ્યોને તેથી શોકમોહ ઉત્પન્ન થાય છે. આમ છતાં જે વિચારનું મોજું વારંવાર નિત્ય મગજને અથડાયા કરે છે, તેને તે મગજ કઠણ હોય છે તો પણ સમય જતાં અસર થયા વિના રહેતી નથી. ખડકો કેવા કઠણ છે, અને જળ કેવું નરમ છે, તો પણ સમુદ્રનાં મોજાં ખડકસાથે નિત્ય અથડાવાથી તે ઘણે દિવસે ઘસાઇ જાય છે, એ કોણ નથી જાણતું? વિચારનાં મોજાંનાં સંબંધમાં પણ આમ જ થાય છે. એકના એક પ્રકારનાં મોજાં ઘણો સમય આપણા મગજને અથડાવાથી તેમની અસર, આપણું મગજ આરંભમાં તેમને ગ્રહણ કરવા અયોગ્ય હોય છે, તોપણ થયા વિના રહેતી નથી. પ્રિય દેવિ! અમેરિકાની પ્રજા અત્યંત પ્રવૃત્તિવાળી તથા સ્વતંત્ર વિચારવાળી છે, અને તેથી ત્યાંના આકાશમાં પ્રવૃત્તિના તથા સ્વતંત્રતાના વિચારોનાં અસંખ્ય મોજાં વહ્યા કરે છે. આથી ત્યાં જ્યારે હું ગયો હતો ત્યારે રાત્રિદિવસ તે વિચારોનાં મોજાં મારા મગજસાથે અથડાવાથી થોડા જ દિવસમાં વિલક્ષણ સ્વતંત્રતાના અને પ્રવૃત્તિના વિચારો મારા મગજમાં ઘુમવા લાગ્યા હતા. ત્યાં મારાથી કામ કર્યાવિના એક ક્ષણ પણ રહી શકાતું ન હતું, અને સ્વતંત્રતાના જે વિચારોની ખુમારી મને ચઢી હતી તેથી તો હું ચકિત જ થઇ ગયો હતો. અહિંના વિચારોનું વાતાવરણ તદ્દન જૂદા જ પ્રકારનું છે. અહિં આળસવાળી નિવૃત્તિનાં જ મોજાંથી વાતાવરણ મોટે ભાગે પૂર્ણ હોય એમ જણાય છે, અને તેથી અહિં કામ કરવાનું એટલું બધું મન થતું નથી; તેમ

સ્વતંત્રતાના વિચારો તો કોઈ કાળે ત્યાંનાથી સોમા કે હજારમા ભાગના પણ ઉઠતા જણાતા નથી.

પરોક્ષપણે અથવા આડકતરી રીતે મધ્યમા વાણીનો ઉપદેશ કેવી રીતે થાય છે, તે આટલા વિવેચનથી તને સ્પષ્ટ થયાવિના નહિ રહ્યું હોય. દુરાચરણવાળાં સ્થાનમાં દુરાચરણી મનુષ્યોના વિચારનાં મોજાં વ્યાપી રહેલાં હોવાથી જેઓ ત્યાં રહે છે, તેમને દુરાચરણી થવાનો વગરપ્રયત્ને બોધ થાય છે, અને તે જ પ્રમાણે સદાચારી પુરુષોનાં સ્થાનમાં સદાચારના વિચારનાં મોજાં વ્યાપી રહેલાં હોવાથી જેઓ ત્યાં રહે છે, તેમને સદાચરણી થવાનો અવતને જ બોધ થાય છે. સ્થાનના માહાત્મ્યમાં આ વિચારનાં મોજાં જ કારણ છે. કેટલાંક તીર્થો પ્રથમ બહુ ઉત્તમ શાંતિ વગેરેને પ્રકટાવનાર છતાં આજે તેમાં તેવું કાંઇ જ જણાતું નથી, તેનું કારણ પણ એ જ છે કે તે તીર્થોમાં પૂર્વે જે સદ્વિચારો સેવાતા હતા, તેને બદલે પાછળથી અયોગ્ય વિચારો સેવાવા માંડ્યા હોય છે. ઋષિમુનિઓ અહિંસાવ્રતને પાળનારા હોવાથી તેમના આશ્રમનું તથા આજુબાજુનું વાતાવરણ અહિંસાના અત્યંત પ્રબળ વિચારોનાં મોજાંથી એવું તો પરિપૂર્ણ રહેતું હતું કે તેમાં સિંહ, વ્યાઘ્ર વગેરે જે જે હિંસ્ર પશુઓ પ્રવેશતા તેમનાં કઠિન મગજમાં પણ તેની અસર થતી, અને તે અસર જ્યાં સુધી રહેતી ત્યાં સુધી તેમનો હિંસા કરવાનો સ્વભાવ છૂટી જતો. આથી ઋષિઓ સિંહ વગેરેને હિંસા કરવાનો સાક્ષાત્ બોધ કરતા ન હતા, પણ તેમની મધ્યમા વાણીની ક્રિયા જ આડકતરી રૂપે બોધ કરનાર થઈ પડતી.

વૈખરી વાણીથી જ્યારે આપણે કોઇને બોધ કરીએ છીએ ત્યારે તે બોધઉપર જો તેને પ્રીતિ હોય છે તો તો તે તેને પ્રેમવડે સાંભળે છે, અને તેથી તે બોધની તેના ઉપર અસર થાય છે; પણ જો તે બાધઉપર તેનો અભાવ હોય છે તો તો બોધ આપનાર બોધનો આરંભ કરવા માંડે છે કે તરત જ તે વિરોધ ધરે છે. આ વિરોધથી મનની બોધ ગ્રહણ કરવાયોગ્ય કોમળ સ્થિતિ રહેતી નથી, અને તેથી જે કંઇ બોધ કરનાર કહે છે, તે સઘળું જ નિષ્ફળ જાય છે. પરંતુ મધ્યમા વાણીના વિચારનાં મોજાં જ્યારે તેના મગજને અથડાય છે, ત્યારે જો કે તે વિચારો તેના અભાવવાળા હોય છે તોપણ તે તેમના ઉપર વિરોધને ધરતો નથી; કારણ કે તે વિચારો બીજાના છે, એમ તેને સમજાતું નથી. એ વિચારો તેના પોતાના જ છે, એવું તેને ભાન થાય છે, અને તેથી તે પ્રતિ તે પ્રતિકૂળ ભાવ ધરતો નથી. આરંભમાં આ મધ્યમા વાણીના વિચારનાં મોજાં તેના મગજઉપર જણવા જેવી અસર કરતાં નથી, કારણ કે તેનું મગજ તેમને ગ્રહણ કરવા યોગ્ય સ્થિતિમાં હોતું નથી; પણ નિત્ય તે તેના મગજને અથડાયા કરવાથી દિવસમાં જે સમયોમાં તેના મનની કોમળ અવસ્થા થઇ હોય છે, તે સમયોમાં તેમની તેના ઉપર અસર થાય છે; અને આમ જેમ જેમ દિવસો જાય છે, તેમ તેમ તે મોજાંને તેનું મગજ વધારે અને વધારે ગ્રહણ કરતું જાય છે.

આમાં પણ વિચાર પ્રબળ અને નિર્બળ બે પ્રકારના હોવાથી પ્રબળ વિચારનાં મોજાં કઠિન મનને પણ અસર કરવાને સમર્થ હોય છે. ઋષિ મહાત્માઓના વિચાર બહુ પ્રબળ હોવાથી તેમના વાતાવરણમાં જે વ્યાઘ્રાદિ પશુઓ આવે છે, તે કઠિન મનના છતાં પણ તેમના ઉપર સત્વર અસર થાય છે.

પ્રિય દેવિ! અત્યાર સુધી મેં જે કહ્યું તે સર્વ પ્રસંગોમાં મધ્યમા વાણીની આડકતરી રીતે અસર થાય છે, અને તેથી તેની અસર સામાન્ય પ્રકારની અને વિલંબે થનારી હોય છે. મધ્યમા વાણીના સાક્ષાત્ બોધની અસર બહુ બળવાન અને સત્વર પ્રકટનારી હોય છે. આ-

કુદરતી રીતે જે અસર થાય છે, તેમાં વિચાર કરનાર પોતે અન્યને આ વિચારની અસર આ પ્રકારની થાઓ, એવી ઇચ્છાવાળો હોતો નથી, અને તેથી વિચારનું મોજું બીજા મનુષ્યપ્રતિ ખાસ વેગ કરીને ધાવન કરતું નથી; પણ અસર કરવાની ઇચ્છાથી જ જ્યારે કોઇ મનુષ્ય પ્રવૃત્ત થાય છે, ત્યારે તો વિચારનું મોજું ઘણા જ બળથી તેના પ્રતિ પ્રેરાય છે; અને તેના મગજમાં ધારેલી અસર પ્રકટાવે છે. જેના ઉપર તે મોજું આવે છે, તેને આ વિચાર બીજાએ મારા પ્રતિ પ્રેરેલો છે, એમ જાણવામાં ન હોવાથી તે તેના પ્રતિ વિરોધ ધરતો નથી, અને તેથી તેની અસર થવામાં કશો જ પ્રતિબંધ નડતો નથી; અને જો તે વિચારને તે અનુકૂળ હોય છે તો પ્રીતિથી તેનો સ્વીકાર કરવાથી તેની તેનાપર બહુ પ્રબળ અસર જ થાય છે.

પ્રતિકૂળ મનુષ્યને વૈખરીથી જે બોધ આપવામાં આવે છે, તે બોધ આપવાનું કામ શસ્ત્ર સજીને ઉભેલા કોઇ મનુષ્યસાથે યુદ્ધ કરવાજેવું છે. તેના ઉપર બોધ આપનાર પોતાના બોધરૂપ શસ્ત્ર વાપરવા માંડતાં જ તે પોતાનાં પ્રતિકૂળ ભાવનાં શસ્ત્રો તેના સામા વાપરે છે; અને આમ બંનેનું યુદ્ધ થાય છે. તેમાં બોધ આપનારને પણ કેટલાક ઘા વાગે છે, અને બોધ સાંભળનારને પણ વાગે છે. બંને જ એકએકને કટુ વચનો સંભળાવી, અથવા એકબીજાને માટે વિરોધી વિચારો ધરાવી છૂટા પડે છે.

મધ્યમા વાણીના ઉપદેશમાં કોણ ઉપદેશ આપે છે, તે બોધ ગ્રહણ કરનાર જાણતો નથી, અને તેથી તે તેના સામે લડવાને તૈયાર રહેતો નથી. આથી બોધ આપનારનું કામ બહુ જ સરળ થઈ જાય છે. વિચારના મોજાને સામાનાં મગજમાં એકાગ્ર થઇને પ્રેરતાં જો તેને આવડે છે, તો તો અલ્પ સમયમાં જ તેનો બોધ સફળ થાય છે; અને કદાચ જોઇએ તેવી એકાગ્રતા તેનાથી નથી થતી, તોપણ નિત્ય આગ્રહથી વિચારને તે જો પ્રેર્યા કરે છે, તો સમય વીતતાં ધારેલી અસર થયાવિના રહેતી નથી.

એક ઉદાહરણ આપીને આ વાર્તા હું તને વધારે સ્પષ્ટ કરું છું. એક આઠ અથવા દશ વર્ષનો છોકરો બહુ જ રમતીયાળ, તોફાની અને ચીડીયા સ્વભાવનો છે. તેને સુધારવાને તેનાં માબાપના સઘળા ઉપાય નિષ્ફળ જાય છે. તેને જે જે શિખામણનાં વચનો કહેવામાં આવે છે, તે સર્વ નિષ્ફળ જાય છે. કશાની તેના ઉપર અસર થતી નથી. હવે આ છોકરાને સુધારવાનો સરળ માર્ગ મધ્યમા વાણીનો ઉપદેશ છે. તે છોકરાને વૈખરી વાણીથી ઉપદેશ કરવાનું છોડી દઇને માતાએ તથા પિતાએ મધ્યમા વાણીથી તેને સવારે, સાંજે તથા જ્યારે તે નિદ્રામાં હોય ત્યારે ઉપદેશ આપવો જોઇએ. એકાંતમાં જઈને નેત્ર મીંચીને તે છોકરો જાણે પોતાની સન્મુખ બેઠો છે, એવી કલ્પના કરીને, ખરા છોકરાને ઉપદેશ આપતાં હોય તેની પેઠે તેમણે આ કાલ્પનિક છોકરાને ઉપદેશ આપવો જોઇએ. તેને પ્રેમથી અને ખરા મનના ભાવથી, મુખથી બોલીને અથવા મનોમય રીતે કહેવું કે ભાઈ ! તું બહુ જ ડાહ્યો છે. તારો સ્વભાવ અત્યંત શાંત છે. તને વિદ્યાભ્યાસ કરવો ઘણો જ ગમે છે, કારણ કે તેના લાભ તું સારી રીતે સમજે છે. તું રમવાની વખતે જ રમે છે, અને ભણવાની વખતે ભણે છે. ચીડાવાના પ્રસંગમાં પણ તારામાં શાંત રહેવાનો આશ્ચર્યકારક ગુણ છે. આ વગેરે વિવિધ ભાવનાં જે વચનો તે સમયે સ્ફુરે તે સર્વ કહેવાં તથા તે બાળકને જેવો કરવા ધારતા હોઇએ તેવો ધારવો. આમ દિવસમાં ત્રણ વાર અથવા બે વાર પા પા કલાક કરવામાં આવે તો થોડા સમયમાં તે છોકરામાં સારો ફેરફાર થયાવિના રહેતો જ નથી. કારણ કે મધ્યમા વા-

ણીથી પ્રેરાયલા આ પ્રકારના વિચારનાં મોજાં તે બાળકના મગજઉપર અસર કરે છે, અને જેવો તેને ધર્યો હોય છે તેવો જ પોતાને ધારવા માંડી, તે પ્રમાણે વર્તન કરે છે.

બાળકના અંતઃકરણમાં જેમ આ પ્રકારની ક્રિયાથી ફેરફાર કરી શકાય છે, તેમ મોટા માણસોના અંતઃકરણમાં પણ ફેરફાર કરી શકાય છે. પતિ પોતાનાથી વિરોધીપણે વર્તતો હોય તો સ્ત્રીએ પતિને, અથવા સ્ત્રી પોતાનાથી વિરોધીપણે વર્તતી હોય તો પતિએ સ્ત્રીને તે સંબંધે વાણીથી કહેવાની કંઇ જ જરૂર નથી, અથવા તેને સુધારવાને બોધ આપવાની પણ કંઈ જરૂર નથી. પૂર્વોક્ત યુક્તિવડે મધ્યમા વાણીથી જ તેને બોધ કરવો.

પ્રિય દેવિ! આમ હોવાથી તેં મને થોડી વારઉપર જે પ્રશ્ન કર્યો હતો કે વિરોધી મનુષ્યોને અનુકૂળ કરવા શું કરવું, તેનો ઉત્તર આટલા વિવેચનથી હવે તને મળી ગયો હોવો જ જોઈએ, અને તે ઉત્તર એ છે કે ઘરનાં જે મનુષ્યો આપણી સાથે અનુકૂળ ન વર્તતાં હોય તે મનુષ્યોને મધ્યમા વાણીથી બોધ કરવો. માતા અનુકૂળ ન વર્તતી હોય તો એકાંતમાં નેત્ર મીચી, માતાની મૂર્તિની કલ્પના કરી તેને કહેવું કે તું મારા ઉપર અત્યંત પ્રેમ રાખે છે. પુત્ર ઉપર પ્રેમ રાખવો એ માતાનો સ્વધર્મ છે, અને તે સ્વધર્મ તું સારી રીતે સમજતી હોવાથી તું મારા ઉપર અત્યંત પ્રેમને જ કરે છે. તારો સ્વભાવ અત્યંત પ્રેમાળ છે, અને તેથી તું મારા અને મારી સ્ત્રીના દોષો જરા પણ લક્ષમાં લેતી નથી, અને અમને બન્નેને અનુકૂળ જ વર્તે છે. એ જ પ્રમાણે પુત્ર અથવા ભાઈ અથવા જે સંબંધી અનુકૂળ ન વર્તતો હોય તેને પોતાને અનુકૂળ વર્તવાના વિચારો તેના મગજમાં નાંખી શકાય છે, અને સમય જતાં તે વિચારો તેના મગજમાં પ્રવેશી પછી તે મનુષ્ય અનુકૂળ થવા માંડે છે.

અન્યના દોષો ટાળવામાં પણ આ જ યુક્તિ કામે લગાડી શકાય છે. દારૂનાં, તમાકુનાં અને એવાં જ બીજાં દુષ્ટ વ્યસનો પણ આ યુક્તિવડે છોડાવી શકાય છે. બાળકોનાં તથા મોટા મનુષ્યોનાં અંતઃકરણમાં ઉચ્ચ સદ્‌ગુણોનું સ્થાપન કરવામાં પણ આ યુક્તિ ઉપયોગમાં આવે છે. વળી બીજાઓના દોષો પણ જેમ આ યુક્તિવડે ટાળી શકાય છે, તેમ પોતાના દોષો પણ આ યુક્તિવડે જ ટાળી શકાય છે.

આપણા ઘરમાં, કુટુંબમાં અથવા સંબંધમાં કોઈ મનુષ્ય માંદુ હોય અને આપણે એકલા બેઠા બેઠા વિચાર કરીએ કે આ માણસનો મંદવાડ ઘણો જ ભારે છે, અને હવે તેને મટે એવું છે જ નહિ, તો આપણો આ વિચાર તે માંદા મનુષ્યના મગજમાં પ્રવેશે છે, અને તેના મંદવાડને પુષ્ટિ આપનાર કારણરૂપ થઇ પડે છે. એકલા મંદવાડમાં જ આમ થાય છે, એમ નહિ પણ સામા મનુષ્યમાટે જે જે સારો અથવા નઠારો વિચાર આપણે સેવીએ છીએ તે તેના સુખને અથવા દુઃખને વધારવામાં કારણરૂપ થાય છે. સબળ મનના મનુષ્યો જ પોતાના પ્રતિ આવતા અયોગ્ય વિચારોનાં મોજાને ખાળીને તેમની હાનિકારક અસરથી બચી શકે છે; બાકી અન્ય સર્વ તો વિચારનાં મોજાંથી સમરના દડાની પેઠે આમથી તેમ અફળાય છે.

બીજાઓનું બુરૂ ઇચ્છવું એ શામાટે પાપ છે, અને પ્રાણિમાત્રનું કલ્યાણ ઇચ્છવું, એ શાથી પુણ્ય છે, તે આથી હવે આપણને સ્પષ્ટ થાય છે. બીજાઓના કલ્યાણના સંકલ્પ કરવાથી બીજાઓનું હિત શાથી થાય છે, તેમ જ સામાની આંતરડી કકળાવવાથી તે આંતરડી કકળાવનારનું અહિત શાથી થાય છે, તેનો પણ પૂર્વોક્ત વિચારોથી આપણને ખુલાસો થાય છે. હે સુવિચારવાળી! વિચારનાં મોજાં અથવા આંદોલનો જ આ સર્વમાં કારણ છે. (અપૂર્ણ.)



# श्रीसिद्धेश्वर.

---

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * જે વસ્તુની આપણને અગત્ય હોય છે, તે વસ્તુ ઈશ્વરપાસે જે સમયે યાચવામાં આવે છે, તે સમયે તે તત્કાળ આપતા હોવાથી ઈશ્વર સર્વ દાતાઓમાં સર્વોપરિ દાતા ગણાયછે.

* * અગત્યની વસ્તુમાટે પરમેશ્વરપાસે કરેલી યાચના કદી પણ નિષ્ફળ ગઈ નથી, અને જવાની નથી, એવો સંતશાસ્ત્રોનો સિદ્ધાંત છે.

* * પણ તમે કહેશો કે મારે સેંકડો વસ્તુઓની જરૂર છે—મારે અનર્ગલ ધન જોઇએ છે, મોટાં મોટાં ભવનો જોઇએ છે, ચાર ઘોડાની સુંદર બગીઓ જોઇએ છે, સુંદર વસ્ત્રો જોઇએ છે, જગતમાં બધા જ મને માને એવું જોઇએ છે—અને આ સઘળું પરમેશ્વરપાસે નિત્ય માગી માગીને મારી તો જીભનો પણ કુચો વળી ગયો, પણ મને તો કશું જ મળતું નથી; ઉલટું દિવસે દિવસે મારો સંકોચ વધતો જાય છે. જોઇતી સઘળી જ વસ્તુઓ, માગવાથી પરમેશ્વર આપે છે, એ વાત જરા પણ વિશ્વાસ કરવાજેવી મને તો લાગતી નથી.

* * નિત્ય માગવા છતાં તમારી માગેલી આ સઘળી વસ્તુઓ પરમેશ્વરે તમને નથી આપી, એ ખરૂં છે; પણ શાથી નથી આપી, એ તમે જાણો છો? તમને તે વસ્તુઓની જરૂર છે, એમ તમે માનો છો, પણ એ વસ્તુઓની તમારે ખરેખરી જ અગત્ય છે કે કેમ, તેનો તમે કદી વિચાર કર્યો છે?

* * તમને એમ થશે કે ખરેખરી અગત્ય કેમ નથી? બીજાઓને સારાં ઘર, સારાં વસ્ત્ર, ગાડી, ઘોડા સઘળું જ જોઇએ, અને મારે કેમ ન જોઇએ? મને આ બધાં બહુ જ ગમે છે. મારે તેમની ખરેખરી અગત્ય જ છે.

* * બીજાઓને વૈભવોમાં મહાલતા જોઇને તમને પોતાને તેમની અગત્ય છે, એમ ભાસે, એ સ્વાભાવિક છે; પણ ખરૂં જોતાં તમારે તેમની અગત્ય હોતી જ નથી. તમારા શરીરની અને મનની હાલ જે સ્થિતિ છે, તે સ્થિતિમાં ગાડીઘોડા વગેરે વૈભવો તમને મળ-

વાથી તમારું ખરું હિત ન થતાં અહિત થાય એમ જ છે, અને તેથી જ તમારે તેમની અગત્ય નથી. જે જે વસ્તુઓ તમારા હિતને સાધનારી છે, એટલી જ વસ્તુઓની તમારે અગત્ય છે, અને તેટલી જ વસ્તુઓ પરમેશ્વરે તમને આપી છે. તેથી અધિક વસ્તુઓ તમારા હિતની નથી, હાલની તમારી સ્થિતિમાં તમારું અહિત કરનારી છે, તેથી તે વસ્તુઓ તમે માગો છો, તો પણ પરમેશ્વર તમને આપતા નથી. કારણ કે પરમેશ્વરને તમારી ઇચ્છાઓ તરફ જોવાનું નથી, પણ તમારી ખરી અગત્ય જોવાની છે.

* * જે જે આપણને આપણા પ્રાપ્ત અધિકારથી ઉંચા અધિકારમાં લેઈ જનાર હોય છે, તે જ આપણને ખરું અગત્યનું છે, અને આવું અગત્યનું, ઈશ્વર સર્વદા આપે જ છે.

* * વૈભવોથી આપણું હિત ન થતું હોય તો વૈભવો હોવાથી શું? બાળકનું હિત ઇચ્છનાર, બાળકના હાથમાં કરોડ રૂપૈયા આપવાથી તેનું અધિક હિત કરી શકે છે, એમ કોણ કહી શકશે!

* * પરમેશ્વર હાલ જે તમને આપ્યું છે, તે તમારા હિતનું અને તમારી યોગ્યતાનો વિચાર કરીને જ આપ્યું છે. તમારું યાચેલું તે તમને ન આપતા હોય તો તેમ તમારું હાલ હિત નથી જ, અને તેને માટે તમે લાયક થયા નથી, એવો નિશ્ચય કરો; અને જે પ્રાપ્ત છે, તેમાંથી સુખને લેતા, ઉંચા સુખને માટે પ્રસન્નતાપૂર્વક તમારો અધિકાર વધારતા જાઓ. અસંતોષને સેવ્યાવિના, અધિકારને વધવાની જ પરમેશ્વરપાસે યાચના કરતા જાઓ—જેવી આતુરતાથી અને ખરી મનથી વૈભવો યાચો છો, તેવી જ રીતે અધિકારની વૃદ્ધિને યાચો; અને વૈભવોમાટે જેવા મરી મટો છો, તેવા જ અધિકારને માટે મરી મટો. આમ કરતાં તમને અનુભવ થશે કે પરમેશ્વર મહાદાતાઓના પણ દાતા છે, કારણ કે તે તમારી યોગ્યતાને પણ વધારશે એટલું જ નહિ પણ તેની સાથે જે વૈભવોને તમે ઇચ્છો છો તે પણ આપશે. હવે તમે તેમને માટે યોગ્ય થયા છો, અને તેથી હવે તમને તેમની અગત્ય ગણાય છે. આજે તમને નથી મળ્યા, તો તમારે તેમની ખરી અગત્ય નથી જ.

---

# एक श्रेयस्साधक सज्जने केवा क्रमथी पोतानुं जीवन उच्च कर्युं.

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૮૦ થી)

ચૈત્ર શુક્લ પક્ષ ૯.

માજીના પધારવાને આજે એક અઠવાડીયું થઇ ગયું છે. આ આઠ દિવસમાં તેમને સ્વભાવપ્રમાણે તેમણે કંકાસનાં અનેક કારણો ઉભાં કર્યાં છે. મારી પત્નીઉપર, બાળકો ઉપર અને મારા ઉપર વિવિધ ખરાં અને ખોટાં નિમિત્તો કાઢીને તેમણે ક્રોધ કર્યો છે અને અમને સર્વને અનેક કઠોર વચનો સંભળાવ્યાં છે. તમારી માએ મને આજે આમ કર્યું ને તેમ કર્યું, એવી ફરીયાદ આજ આઠ દિવસથી આ મારા આગળ નિત્ય રાત્રિએ તથા જ્યારે એકાંત મળે છે ત્યારે કરે છે. બાળકો પણ માની ફરીયાદ મારા આગળ પ્રસંગોપાત લાવે છે. સદ્વિચારને સેવતા અને આનંદની ભાવના કરતા મારા હૃદયમાં ક્રમક્રમાં તોફાન મચે

આવે તેની પેઠે કોઈ કોઈ વાર થતા જાય છે, પણ હજી સુધી હું ઈશ્વરકૃપાથી સાવધ રહ્યો છું. અરે ! પણ મારી સાવધાનતા હજી બહુ અપૂર્ણ છે. સ્ત્રીની અને બાળકોની ફરીયાદનું તથા માજીના કઠોર વર્તનનું મારી વૃત્તિએ ભાન કર્યું, અને પાછો અત્યારે હું તેનું સ્મરણ કરવા બેઠો, એ તે મારી સાવધાનતા કહેવાય, કે અસાવધાનતા ? મારું કામ પ્રિય પ્રભુના વિચારો કરવાનું હતું કે આ ? આ વિચારો જેટલી વાર હું કરૂં છું, તેટલી વાર પ્રભુથી મારી વૃત્તિને હું વિમુખ નથી રાખતો શું ? શું પ્રભુના વિચારોકરતાં આ વિચારો ચઢીયાતા છે, અથવા વધારે સુખ આપનારાં છે કે અત્યારે હું ડાહ્યો થઇને તેમને કરવા બેઠો છું ? યોગ્ય વિચાર કરતાં તો આ વિચારો ન જ કરવા જોઇએ; પણ આ વિચારો હું ન કરૂં તો મારો વ્યવહાર નીભે કેમ ? વ્યવહારમાં અસાવધ ન રહેવું, એવું શું મોટા પુરુષોએ નથી કહ્યું ? નિર્ણય-ઉપર આવતાં મને મુઝવણ થાય છે. અરે ! પણ એમાં મુઝવણજેવું કશું જ નથી. વ્યવહાર નીભાવવાની મને સ્પૃહા છે માટે હું ભક્તિનો ખરેખરો અધિકારી નથી. ભક્તિના ઉત્તમ અધિકારીને વ્યવહાર બગડો કે સુધરો તેની સ્પૃહા હોતી જ નથી. વ્યવહારને સાધવાઉપર તેનું નિશાન હોતું નથી. પરમેશ્વરનું અખંડ ચિંતન કરવું, અને તેમને જ અંતરમાં તથા બહાર જોવા, એ જ તેનો મુખ્ય આશય અને કર્તવ્ય હોય છે. અને આ કર્તવ્ય તથા આશય સિદ્ધ કરતાં વ્યવહાર બગડે છે કે સુધરે છે, તેના ઉપર તેની દૃષ્ટિ જ હોતી નથી. તેની દૃષ્ટિ તો પરમાત્માના સ્વરૂપસાથે અખંડ સંલગ્ન થઈ રહી હોય છે. અને આવા તેના વર્તનથી શું તેનો વ્યવહાર બગડે છે ? જરા પણ નહિ. પરમાત્મા પોતે જ તેનું નિર્વહણ કરે છે, એવું શાસ્ત્ર તથા સત્પુરુષો નિર્ભ્રાંતપણે વદે છે, તો પછી મને આજે આ ચિંતા કેમ પ્રકટે છે ? નિશ્ચય-મારો સદ્વિચાર અને અભ્યાસ ન્યૂન છે. મારે સદ્વિચારના શસ્ત્રને અને અભ્યાસની કળાને અધિક તેજસ્વી કરવાં જ જોઇએ.

આજે સવારે માજીએ મને જે કઠોર વચનો કહ્યાં તેને તે ક્ષણે તો હું ગમ ખાઇને પી ગયો, પણ મને દિવસમાં ઘણીવાર તે સાંભરી આવ્યાં. પાછલી વાતો સંભારવાની આ મનની ટેવ બહુ જ ખરાબ છે. એ સંભારવાથી શો લાભ છે, તે મને જરાએ સ્પષ્ટ થતું નથી. અને તોપણ હું તે શા માટે સંભારતો હોઇશ ? ભૂતકાળમાં બનેલા અપ્રિય પ્રસંગોને અને ભૂતકાળમાં સાંભળેલાં અપ્રિય વચનોને મારે કદી પણ સ્મરણમાં આણવાંજ ન જોઇએ, પણ તેમને હું સ્મરણમાં આણું છું, તેનું કારણ હવે મને સ્પષ્ટ થયું. વર્તમાનકાળમાં રહેવાની અને વર્તમાનકાળનો સદુપયોગ કરવાની મેં ટેવ પાડી નથી. ભૂતકાળની વાતોનું સ્મરણ કરવાથી વર્તમાનકાળમાંથી પાછો હઠીને હું ભૂતકાળમાં જાઉં છું, કે જ્યાં મરી ગયેલાં મુડદાંવિના બીજું કશું જ હોતું નથી. વર્તમાન કાળ જ જીવતી વસ્તુઓથી ભરેલો છે. મારા પ્રભુ હમેશાં વર્તમાન કાળમાં જ છે. કાળનો ભેદ મારા પ્રભુમાં નથી. તે હતા અથવા હશે, એવું છે જ નહિ, પણ સર્વ કાળમાં તે તો છે, છે ને છે જ. આવા નિત્યસિદ્ધ પ્રભુનું ચિંતન છોડીને અસિદ્ધ અથવા અસત્ય અથવા એક કાળે ભાન થનાર વસ્તુઓનાં ચિંતનઅર્થે મારે ભૂતકાળમાં કે ભવિષ્યકાળમાં શું કરવા જવું પડે છે ?

મને માજીએ આમ કહ્યું કે ભાઇએ આમ કર્યું કે ભાભીએ આમ કહ્યું કે માસીએ આમ કર્યું, એવો આ 'મને'નો સંતાપ એક અણસમજુ નાના બાળકજેવો નથી શું ? આ 'હું' પોતાનાં દુઃખોનાં ભારમાં ભૂતકાળની આવી ગઇગુજરી વાતો સંભારી સંભારીને

નકામો વધારો નથી કરતું શું ? વર્તમાનકાળમાં આમાંનું કશું જ નથી તો પછી ભૂતકાળને કયારો વર્તમાનકાળમાં ઘસડી લાવી શા માટે તેણે વર્તમાનકાળને ઉકરડાજેવો બનાવવો !

પ્રભુનું ચિંતન વર્તમાનકાળમાં જ રહેવાની મનુષ્યને ફરજ પાડે છે, કારણ કે ભૂતકાળ અને ભવિષ્યકાળ પ્રભુમાં નથી. કેવો દિવ્ય વિચાર ! પ્રભુના ચિંતનથી ભૂત અને ભવિષ્યનો અભાવ, અને અખંડ વર્તમાનકાળનો સદ્ભાવ !

અહો ! આશ્ચર્ય છે ! પ્રભુના સ્મરણથી કલેશનું ચઢેલું વાદળું અળપાઈ ગયું. માજીની સાથે, પત્નીની સાથે, બાળકોની સાથે, સર્વની સાથે વિવિધ વ્યવહાર કરતાં પ્રભુને જ વૃત્તિમાં આરૂઢ રાખવા, અથવા માજી વગેરે સર્વના અંતર ભાગમાં રહેલા પ્રભુને જ તેમની સાથેના સર્વ વ્યવહારમાં જોવા, એ જ મારું કર્તવ્ય આજના વિચારથી સિદ્ધ થાય છે. મારે માજીને કે કોઈને કંઈ જ કહેવાની જરૂર નથી. આનંદસ્વરૂપ પ્રભુને જળમાં, સ્થળમાં, ચરમાં, અચરમાં, મારામાં અને પરમાં અખંડ જોવાથી જ હું આનંદમય થઈ શકીશ. અને મારા સંબંધમાં આવનાર સર્વને આનંદમય કરી શકીશ.

( અપૂર્ણ. )

---

# मानसोपचार.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૧૫૮ થી. )

## પ્રકરણ ૨.

જો કે ચૈતન્ય એવી એક જ વસ્તુ છતાં તે બે રૂપમાં પ્રતીત થતી હોવાથી જડ અને ચેતન, અથવા પ્રકૃતિ અને પુરુષ એવા બે ભેદ વિદ્વાનો સ્વીકારતા આવ્યા છે. પ્રકૃતિ એ એક એવી જાતનું દ્રવ્ય છે કે જેમાં જ્ઞાનધર્મ નથી, એમ તત્ત્વજ્ઞ પુરુષો કહે છે, પરંતુ ચૈતન્યનો જ્યારે તેમાં આભાસ પડે છે, અર્થાત્ જ્યારે ચૈતન્ય તેની સાથે સંબંધવાળું થાય છે, ત્યારે પ્રકૃતિના અણુમાં જ્ઞાનધર્મ આવે છે. પ્રકૃતિનો જગદ્રૂપ થયેલો બધા જ પ્રદેશ ચૈતન્યની સાથે સંબંધવાળો થયેલો હોવાથી પ્રકૃતિના સઘળા જ અણુ જ્ઞાનધર્મવાળા છે, એમ કહેતાં અડચણ નથી. પ્રકૃતિમાં પ્રતીત થતા આ જ્ઞાનધર્મને આપણે મન કહીએ છીએ, અને તેથી મન સર્વવ્યાપક છે, અથવા પ્રકૃતિના અણુઅણુમાં વ્યાપી રહેલું છે, એમ કહેતાં કશી જ અડચણ નથી. પ્રકૃતિના કેટલાક અણુમાં આ મન પ્રબુદ્ધ અર્થાત્ વિશેષ જાગ્રત થયું હોય છે, કેટલાકમાં થોડું જાગ્રત્ થયું હોય છે, કેટલાકમાં કંઈક સુપ્ત એટલે નિદ્રાવશ હોય છે, અને કેટલાકમાં ઘોર નિદ્રામાં પડેલું હોય છે. મનુષ્યોમાં એ મન સંપૂર્ણ જાગ્રત્ થયેલું હોય છે, પશુપક્ષિમાં તેથી ઓછું જાગ્રત્ હોય છે, જંતુઓમાં તેથી ઓછું જાગ્રત્ હોય છે, વનસ્પતિમાં કંઈક નિદ્રાવશ હોય છે, અને પાષાણમાં ઘોર નિદ્રામાં પડેલું હોય છે. જેમાં એ મન અધિક જાગ્રત્ થયેલું હોય છે, તેની સત્તા જેમાં એ મન ઓછું જાગ્રત્ થયેલું હોય છે, તેના ઉપર અધિક હોય છે. આ કારણથી ઘોર નિદ્રામાં જેમનું મન છે એવા વિવિધ ખનિજ ક્ષારાદિને વનસ્પતિ પોતાના આહારમાં લે છે, વનસ્પતિને વધારે જાગ્રત્ મનવાળા કીટ, પક્ષી, પશુઓ તથા મનુષ્યો ઉપયોગમાં લે છે, અને કીટ, પક્ષી, પશુ

આદિને મનુષ્યો ઉપયોગમાં લે છે. પ્રબુદ્ધ મન અપ્રબુદ્ધ મનઉપર સર્વદા સત્તા ભોગવે છે, કારણ કે મન એ સર્વનો અધિપતિ છે. આપણા શરીરના જઠર, હૃદય, ફેફસાં વગેરે સર્વ અવયવોમાં તથા અણુઅણુમાં મન છે, પરંતુ તેના કરતાં આપણા મગજમાં જે મન છે, તે અધિક જાગ્રત્ અથવા પ્રબુદ્ધ હોવાથી આખા શરીરઉપર તેની સત્તા છે. આખા શરીરના સઘળા અવયવો તથા એક એક અણુ મગજના તાબામાં છે. મગજમાં રહેલા મુખ્ય મનના ઇચ્છાપ્રમાણે હાથ, પગ, વગેરે અવયવો વિવિધ ક્રિયાઓ કરે છે, એ સર્વને અનુભવસિદ્ધ છે. જઠર, યકૃત્ વગેરે અવયવો પણ એ મગજમાં રહેલા મનની જ આજ્ઞામાં વર્તનારા છે, પરંતુ આ વાત મનુષ્યો જાણતા ન હોવાથી તે અવયવોને પોતાને સ્વાધીન વર્તાવવાનો આજ સુધી તેમણે કદી પ્રયત્ન કર્યો નથી, અને તેથી આ વાતની તેમને ખાતરી નથી. પરંતુ જે જે પુરુષોએ આ અવયવોને પોતાને વશ વર્તાવવાનો પ્રયત્ન કર્યો છે, તેઓ તેમાં સફળ થયેલા હોવાથી આ અવયવો મગજને વશ વર્તે છે, એવો નિર્ણય ખરો છે; એમ સહજ સ્પષ્ટ થાય છે. સંકલ્પથી હૃદયની અને નાડીની ગતિને ઘણા મનુષ્યો બંધ કરી શકે છે. અગમ્ય ગુરુ પરમહંસ નામના કોઇ યતિએ ઈ. સ. ૧૯૦૪ ના જ્યાન્યુઆરીમાં પોતાના વિલાયતના પ્રવાસમાં, સંકલ્પબળવડે ત્રિશ સેકંડસુધી પોતાના હૃદયના ધબકારાને બીલકુલ અટકાવી દઇને ત્યાંના મોટા મોટા વિદ્વાનોને દિઙ્મૂઢ કરી નાંખ્યા હતા. એ જ પુરુષે ઈ. સ. ૧૯૦૧ માં પ્રોફેસર મેક્સમ્યુલરને તથા પ્રો. કાર્પેન્ટરને પણ પોતાના સંકલ્પનું આ સામર્થ્ય પ્રયોગવડે સિદ્ધ કરી બતાવ્યું હતું. આથી શરીરના અન્ય અવયવોઉપર મનનું સામર્થ્ય નથી, એમ જે કોઇ કહે તો તે ખરું નથી. પોતાના શરીરના ગમે તે ભાગમાં મનના બળથી ફોલ્લો ઉઠાડનાર પુરુષોનાં ઉદાહરણ પણ જાણાયલાં છે, અર્થાત્ શરીરના ગમે તે ભાગઉપર મનની સત્તા હોવાનો નિયમ કલ્પના નથી, પણ પ્રયોગસિદ્ધ છે; માત્ર મનુષ્યોના મોટા ભાગે આ નિયમનો જેવો જોઇએ તેવો ઉપયોગ આજ સુધી કર્યો નથી.

શરીરના અણુઓમાં જે મન રહેલું છે, તેના કરતાં મગજનું મન અર્થાત્ આપણું મન વધારે પ્રબુદ્ધ હોવાથી, આખા શરીરઉપર આપણા મનની સત્તા છે, એ નિશ્ચયને મનવડે વ્યાધિ ટાળવા ઇચ્છનારે કદી પણ વિસ્મરણ કરવો નહિ. આપણા શરીરઉપર આપણા મનની સત્તા છે, એટલું જ નહિ, પણ બીજાનાં શરીરના અણુમાં રહેલા મનકરતાં પણ આપણું મન વધારે પ્રબુદ્ધ હોવાથી બીજાનાં શરીરઉપર પણ આપણા મનની સત્તા છે, અને તેથી આપણું મન બીજાના વ્યાધિ ટાળવા પણ સમર્થ છે, એ નિશ્ચયને પણ તેણે કદી વિસ્મરણ કરવો નહિ.

મનનું આ સામર્થ્ય સ્વીકાર્યા પછી કોઇ પણ વ્યાધિ ટાળવાનું કામ બહુ જ સરલ થાય છે. ઓછા સામર્થ્યવાળો અધિક સામર્થ્યવાળાની આજ્ઞા સ્વીકારે છે, એ નિયમપ્રમાણે અધિક સામર્થ્યવાળા આપણા મને, ઓછા સામર્થ્યવાળા રોગને આજ્ઞા કરવાની જ બાકી રહે છે. જે રીતે આજ્ઞા કરવી જોઇએ તે રીતે આજ્ઞા થતાં તે જતો રહે છે.

રોગને જે કંઇ કહેવામાં આવે છે, તે તે સમજે છે. શરીરના, જે ભાગમાં રોગ થયો હોય છે, તે ભાગના અણુઓમાં પૂર્વે કહ્યાપ્રમાણે મન રહેલું છે, અને તેથી આ મનને જે કંઇ કહેવામાં આવે છે, તેને તે સમજે છે; અને તેથી તમારા અધિક બળવાન્ મનનીઆજ્ઞા થતાં તે પ્રમાણે તે વર્તે છે.

ચાકરને જેમ આજ્ઞા કરતા હોઇએ તેમ નિઃશંકપણે દરદને આજ્ઞા કરવી જોઇએ, તથા તમારી આજ્ઞા તેને સમજાવવી જોઇએ. કેટલાક શેઠ ચાકરને એવા પ્રકારે આજ્ઞા કરે છે કે ચાકર તે પાળવાની જરા પણ દરકાર કરતા નથી. આવા ચાકરો શેઠને ખાઇઅંદેલા હોય છે. શેઠ પણ આજ્ઞા કરતી વખતે જ જાણે છે કે ચાકર મારૂં માનવાનો નથી. આવા પ્રસંગમાં જેમ શેઠની આજ્ઞા નિષ્ફળ જાય છે તેમ દરદને પણ તમારા તરફથીજે ઢીલીઢબ આજ્ઞા થાય છે તો તે નિષ્ફળ જ જાય છે. આથી જેમ તમારે તમારા સામર્થ્યમાં શ્રદ્ધાને પ્રકટાવતાં શીખવાનું છે, તેમ આજ્ઞા કરતાં પણ શીખવાનું છે.

એક પ્રયોગ કરી જોશો ? ધારો કે તમારી પાસે તમારો એક મિત્ર બેઠો છે, અને તેનું માથું દુઃખે છે. તમારે તેને કહેવાની જરૂર નથી કે હું તારૂં માથું ઉતારૂં છું. તમારે માત્ર શાંતિથી તેના માથાસામુ જોઇને તે ભાગમાં રહેલા મનને જાણે આજ્ઞા કરતા હો તેમ મનમાં જ કહેવું કે દુઃખ! ચાલ્યું જા. આ સ્થળ તારે રહેવા માટે છે જ નહિ. આ પ્રમાણે પાંચ અથવા દશ મિનિટ આગ્રહથી મનમાં કહ્યા જ કરવું. તમને તમારા મિત્રનું દરદ મટી ગએલું અથવા ઓછું થએલું જણાશે.

હસવા જેવું લાગે છે નહિ વારૂ ? આ કારણથી જ આવા પ્રયોગોમાં મનુષ્યો વિજયી થતા નથી, અને આગળ વધતા નથી. પહેલેથી જ શંકાશીલ હૃદયથી પ્રયોગ કરે છે, એટલે શબ્દોમાં જે ઓજસ્ આવવું જોઇએ, તે આવતું નથી, અને તેની અસર રોગવાળા ભાગના મનઉપર થતી નથી.

મોંથી બોલ્યાવિના, રોગવાળા ભાગમાં રહેલું મન, આપણી આજ્ઞાને શી રીતે સમજશે, એવી શંકા આણવાનું પ્રયોજન નથી. તમારી માનસિક ભાષા, ભણ્યાવિના તે સમજે છે. તમારી મનોમય વાણીનું મોજુ અથવા આંદોલન તેને અથડાય છે, અને તેમાં રહેલા અર્થનું તેને ભાન કરાવે છે; પરંતુ જો તમે સશંકપણે આજ્ઞા કરો છો તો તમારી વાણીમાં તમારો ભાવ ઉતરતો નથી; તમારી વાણીમાં તમારા શંકાવાળા વિચારોનો જ ભાવ હોય છે; અને આવા ભાવને સમજ્યા પછી શું કરવું તે તેને સ્પષ્ટ થતું નથી.

એક વારના પ્રયોગમાં સફળતા ન મળતાં, પ્રયોગ છોડી દેવાની અગત્ય નથી. એક વાર બંદુક ફોડતાં કોને નેમ તાકતાં આવડે છે ? અભ્યાસવડે જ જેમ મનુષ્ય ઉત્તમ નેમ તાકનાર થઇ શકે છે, તેમ અભ્યાસવડે જ મનુષ્ય ઉત્તમ માનસોપચારક થઇ શકે છે. તેથી જેના જેના સંબંધમાં આવો તેના તેના ઉપર વગરબોલ્યે વ્યાધિ ટાળવાનો આ પ્રયોગ અજમાવતા જાઓ; ધીરે ધીરે એકાદમાં તમને સફળતા મળેલી જણાશે, અને તેમ થશે, એટલે તરત તમને તમારા સામર્થ્યમાં કંઇક શ્રદ્ધા બંધાશે; અને આમ ક્રમે ક્રમે અધિક શ્રદ્ધા બંધાતાં જે ઓજસ્‌ની તમારી મનોમય વાણીમાં અત્યંત અગત્ય છે, તે તેમાં આવશે, અને તેમ થતાં એક અથવા બે વારના પ્રયોગથી તમે વ્યાધિઓને નિવારી શકશો.

અણુ અણુમાં મન વ્યાપી રહેલું હોવાથી જ, આ પ્રમાણે તમારૂં સબળ મન, અવયવમાં રહેલા દુર્બળ મનને જે કહે છે, તે તે માને છે, અને વ્યાધિને નિવૃત્ત કરે છે. અનેક અવયવમાં તે તે અવયવનું ખાસ મન હોય છે. જઠરમાં જઠરનું, હૃદયમાં હૃદયનું, યકૃતમાં યકૃતનું, અને આપ્રમાણે વિવિધ અવયવોમાં વિવિધ અવયવોનું ખાસ મન હોય છે. જઠરમાં રહેલા મનનું કામ જઠરની યોગ્ય પ્રકારે વ્યવસ્થા રાખવાનું છે; યકૃતમાં રહેલા મનનું કામ યકૃતની,

ફેફસાંમાં રહેલા મનનું કામ ફેફસાંની, એમ પ્રત્યેક અવયવમાં રહેલા મનનું કામ તે તે અવયવની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા રાખવાનું હોય છે. આથી તે અવયવમાં રહેલા મનને જ્યારે તમે તે અવયવને નીરોગ કરવાની આજ્ઞા કરો છો કે તરત તે તેપ્રમાણે તેને નીરોગ કરવા માંડે છે.

આપણા મનની આપણા શરીરઉપર સર્વદા સત્તા ચાલતી હોવા છતાં સેંકડો અને હજારો વર્ષોથી મનુષ્યો વ્યાધિને સહન કરતા આવ્યા છે, અને હજી સહન કરે છે, એ થોડું ખેદજનક નથી. ઉપાય પોતાના હાથમાં જ છતાં વ્યાધિ નિવારવાને માટે મનુષ્યોને આજ સુધી ઔષધોઉપર આધાર રાખવો પડ્યો છે અને હજી પડે છે, એ તેમની બુદ્ધિને બહુ જ ઓછી શોભા આપનારૂં છે.

ઔષધોપચાર એ બુદ્ધિની બાલ્યાવસ્થાને સૂચવે છે; માનસોપચાર એ પ્રૌઢાવસ્થાને સૂચવે છે. બંધકોશનું ઉદાહરણ લેઇએ. આ વ્યાધિમાં મનુષ્યને દીવેલનો કે એવો જ કોઈ જુલાબ આપવામાં આવે છે. દીવેલ પીવાથી જુલાબ થાય છે; પણ કેવી રીતે ? મળાશયની કોમળ ત્વચામાં દાહ પ્રકટાવીને.

જુલાબનાં ઔષધો પચનેંદ્રિયની આળી ચામડીમાં દાહ ઉત્પન્ન કરે છે. તેથી તેમાંથી એક પ્રકારનું ચીકણું પાણી ઝરે છે. આ પાણી મળાશયમાં રહેલા મળને પીગળાવે છે, અને તેને બહાર કાઢી નાંખે છે. જુલાબ લીધો હોય છે ત્યારે ઘણું પાણી નીકળે છે, તેનું કારણ આ જ છે. આ પ્રકારે પાણી ઝરવાથી શરીરમાં અશક્તિ આવી જાય છે. ઘણા દસ્ત થાય છે ત્યારે માણસ લોચાજેવો થઇ જાય છે, તેનું કારણ એ છે કે ઘણું પાણી ઝરી જાય છે, અને આ પાણી એ શરીરમાં ઉપયોગી રસ હોવાથી તે ઝરી જતાં અધિક અશક્તિનું ભાન થાય છે. આપ્રમાણે જુલાબનું ઔષધ એ બળનું સંરક્ષક નથી પણ ઉચ્છેદક છે.

માનસોપચાર કરનાર હવે બંધકોશને કેવી રીતે ટાળે છે, તે જોઇએ. તે રોગીને પોતાની સંમુખ બેસાડે છે, અને વ્યાધિના સ્થાનપ્રતિ દૃષ્ટિ નાંખે છે. અનુકૂળતા હોય છે તો પોતાના બંને હાથ તે રોગીના પેડુઉપર અથવા જ્યાં મોટા નળ છે, ત્યાં મૂકે છે. પછી જઠરમાં અને આંતરડાંમાં રહેલા મનને સંબોધીને તે આ પ્રમાણે કહે છે; મન ! તારામાં હાલ વ્યાધિની ભ્રાંતિ પેશી ગઈ છે, અને તેથી તું તારૂં કામ બરાબર કરતું નથી. નિયમિતપણે યથાર્થ રીતે મલોત્સર્ગ કરવાનું તારામાં સામર્થ્ય છે. તું ધારે તો તેમ કરી શકે એમ જ છે. આળસુ થવાને તું ઇચ્છતું નથી, અને તો પણ તારી આળસથી હાલ આ બંધકોશ થયો છે. માટે હું તને આજ્ઞા કરૂંછું કે આ તારી આળસનો તું પરિત્યાગ કર, અને તારૂં કામ યથાર્થ રીતે આજથી કર. પ્રાતઃકાળે છ વાગે અથવા સાંજે સાત વાગે રોગીનો શૌચમાટે જવાનો જે સમય હોય તે સમય અત્ર માનસોપચારક કહે છે ) તારે સ્વચ્છ દસ્ત કરવો જ જોઇએ. હવેથી તું તેમ કરીશ જ એવી આશા રાખવામાં આવે છે. આ મોટા નળ, આંતરડાં વગેરે તારા સંરક્ષણતળે સોંપવામાં આવ્યાં છે, અને તેમને જીવનપર્યંત નીરોગ રાખવાં, એ તારૂં કામ જ છે; તેથી સાવધ થા અને તારૂં કામ બરાબર કરવા માંડ.'

આ જ વાક્યોનો બધા માનસોપચાર કરનારા ઉપયોગ કરે છે, એવું કંઈ નથી; પણ આવા ભાવવાળાં વાક્યો તેઓ વાપરે છે, એટલું જ અત્ર દર્શાવવાનું તાત્પર્ય છે. આપ્રમાણે મનોમય આજ્ઞા પાંચ સાત મિનિટ કર્યાપછી કેટલાક માનસોપચારકો યકૃતને અને મોટા નળને સહજ વાર દાબડે છે, અથવા જરા રમડે છે, અને તેમ કરતી વખતે તે અવયવોની નીરોગ સ્થિતિ પોતાના મનમાં કલ્પે છે.

આ પ્રયોગમાં માનસોપચાર કરનારનું સબળ મન, રોગીના અવયવોના નિર્બળ મનસાથે સંબંધવાળું થાય છે, અને તેની પાસે પોતાની ઇચ્છાપ્રમાણે વર્તન કરાવે છે. આડે માર્ગે ગાડીને ખેંચી જતા ઘોડાને જેમ કુશળ હાંકનાર સીધે માર્ગે ચલાવે છે, તે જ પ્રમાણે અવયવોના આડે માર્ગે ચાલતા મનને, માનસોપચારક સીધે માર્ગે ચાલવાની ફરજ પાડે છે. અને મનનો સંબંધ કરતાં આવડવો, એનું નામ જ માનસોપચારની વિદ્યાનું જ્ઞાન થવું એ છે. આ સંબંધ કરવામાં જે મનુષ્ય જેટલે અંશે સફળ થાય છે, તેટલા અંશમાં તે માનસોપચારમાં વિજય પ્રાપ્ત કરે છે.

બીજાના વ્યાધિ માનસોપચાર કરનાર જેવી રીતે ટાળે છે, તે જ પ્રમાણે પોતાના વ્યાધિ પણ તે ટાળે છે. બંધકોશના વ્યાધિમાં બીજાના ઉદરઉપર હાથ મૂકીને તે પૂર્વોક્ત વચનો કહે છે, અને પોતાને જો તેવો વ્યાધિ હોય છે તો તે પોતાના ઉદરઉપર પોતાનો હાથ મૂકીને ઉદરમાં રહેલા મનને તેવા જ ભાવનાં વચનો કહે છે. બીજાના સંબંધમાં જેટલું જેટલું તે કરે છે, તેટલું જ તે પોતાના સંબંધમાં કરે છે. પાંચ અથવા દશ મિનિટસુધી કેટલાક દિવસસુધી નિયમિત સમયે નિત્ય આ પ્રમાણે કરવામાં આવતો પ્રયોગ જુલાબનાં ઔષધો લીધા વિના બંધકોશને મટાડે છે; તેની સાથે અધિક લાભ એ થાય છે કે જુલાબનાં ઔષધો ગ્રહણ કરવાથી શરીરમાં જે અશક્તિ આવે છે, તે આવતી નથી. વળી જુલાબનાં ઔષધોથી પાછળથી જે અધિક બંધકોશ થાય છે, તે આ પ્રયોગથી થતો નથી. તેનાથી થયેલો લાભ સ્થાયી હોય છે.

શરીરના એકે એક અણુમાં, પગથી તે માથાની ટોચસુધી સઘળા જ ભાગમાં મન રહેલું છે, અને તેથી શરીરનો એવો એકે ભાગ નથી કે જેના ઉપર આ પ્રયોગ ન ચાલી શકે. એક નાની ફોલ્લીથી તે ક્ષય જેવા મોટા વ્યાધિમાં પણ આ પ્રયોગનો ઉપયોગ કરી શકાય છે. સબળ મન, નિર્બળ મનને જે કહે છે, તે તે કરે છે. મનવિનાની વસ્તુ આપણું ન સાંભળે, અને તેથી આપણું કહ્યું ન કરે; પણ મનથી યુક્ત આપણું શરીર આપણું સાંભળે છે, અને આપણી આજ્ઞામાં વર્તે છે. પાષાણ વગેરેનું અત્યંત ગાઢ નિદ્રામાં પડેલું મન આપણું સાંભળવા અશક્ત છે, પણ શરીરના અણુઅણુમાં જે મન છે તે તો જાગ્રત દશામાં આવેલું છે. તે બુદ્ધિપૂર્વક શરીરની વ્યવસ્થા કરે છે, અને તેથી આપણા મનની સૂચનાઓને તે સમજે એમ છે. વાગી રહી ગયેલા કોઇ સાંધાતરફ આપણે જોઇએ છીએ ત્યારે તે સ્નાયુના કરોડો અણુમાં રહેલાં મનપ્રતિ જ આપણે જોઇએ છીએ. જેમ કોઈ મોટી સેના સેનાપતિની કુચ કરવાની અથવા મુકામ કરવાની આજ્ઞાને સમજે છે અને તેનું પાલન કરે છે, તેમ આ કરોડો અણુઓમાં રહેલાં કરોડો મન, તે સર્વનું અધિપતિ જે આપણું મુખ્ય મન, તેની આજ્ઞાને સમજે છે, અને તેનું પાલન કરે છે. જેમ સેનાપતિએ સેનાપતિ થવાની જરૂર છે, તેમ આપણા મને, આ સર્વ નાનાં મનના અધિપતિ થવાની જરૂર છે. તેણે પોતાની સત્તા તે સર્વના ઉપર પુનઃ પ્રાપ્ત કરવાની જરૂર છે. મારી તે સર્વના ઉપર સત્તા છે જ, એવું શ્રદ્ધાથી પ્રથમ માનીને પછી તે સત્તાનો વારંવાર ઉપયોગ કરવા માંડવો, એ જ આ અસંખ્ય મનઉપર પુનઃ સત્તા જમાવવાનો ઉપાય છે. (અપૂર્ણ.)

## સાધનસમારંભ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા. કૃષ્ણલાલ ઓચ્છવરામ. | અમદાવાદ. | રૂ. ૫૦-૦-૦ |
| એક સજ્જન. | | રૂ. ૧-૦-૦ |
| રા. રા. ગોવિંદલાલ રણછોડલાલ. | ધામણગામ | રૂ. ૧-૮-૦ |

# જીવનરસાયનશાસ્ત્ર.

અથવા

## વ્યાધિ હજાર પણ ઔષધ બાર.

( લેખક પ્રો. જે. જે. કણીયા મૂલ્ય ૦-૬-૦ પોસ્ટેજ ૦-૧-૦ )

મનુષ્યના રુધિરમાં જે બાર ક્ષાર રહ્યા છે, તેવડે સર્વ પ્રકારના રોગો ટાળવા એ હાલના સમયમાં, વૈદ્યવિદ્યાની છેલ્લામાં છેલ્લી અને મોટામાં મોટી શોધ છે. આ પુસ્તકમાં આ બાર ક્ષાર; કયા વ્યાધિમાં કેવી રીતે આપવા, તે સામાન્ય બુદ્ધિમાન કોઇ પણ મનુષ્ય સમજે, એવી રીતે બહુ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યું છે, અને તેથી આ પુસ્તકનો અભ્યાસ કરનાર પોતે જ પોતાનો તથા પોતાના કુટુંબનો વૈદ્ય થઇ શકે છે. આરોગ્યને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે આ પુસ્તક પોતાની પાસે નિરંતર રાખવા યોગ્ય છે. આ પુસ્તકમાં લખેલાં બાર ઔષધો બહુ જ સસ્તાં છે, અને તે પણ અમારે ત્યાં મળે છે.

વ્યવસ્થાપક, પ્રાતઃકાલ વડોદરા.

---

# સૂચના.

મહાકાલના ગયા વર્ષના અંકો માત્ર ચૈત્રથી આશ્વિનસુધી શીલકમાં છે. તેમનું મૂલ્ય પોસ્ટેજ સાથે રૂ. ૧-૩-૦ છે.

---

### અધ્યાત્મબલપોષકગ્રંથમાલા પ્રથમ અંક.

( રચનાર છોટાલાલ જીવનલાલ, મૂલ્ય રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૧-૦ )

અધ્યાત્મબલ એ સર્વોપરિબલ છે, એ સર્વ સ્વીકારે છે. તે બલ શી રીતે પ્રાપ્ત કરવું, તે આ ગ્રંથમાં વર્ણવવામાં આવ્યું છે. આ બલ પ્રાપ્ત કરવાની ક્રિયા સામાન્ય બુદ્ધિમાન પણ સમજી શકે એવી રીતે લખવામાં આવી છે. આ ગ્રંથ વાંચતાં તમારી બુદ્ધિમાં તત્કાળ ઉંચો ફેરફાર થયા વિના રહેતો નથી. ગ્રંથમાં શ્રીનૃસિંહાચાર્યજીની સુંદર છબી મૂકવામાં આવી છે.

### વિદ્યાર્થીનો સાચો મિત્ર.

( રચનાર છોટાલાલ જીવનલાલ; મૂલ્ય ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૬ )

ગુજરાતીમાં આ પ્રકારનો ગ્રંથ આ એક જ છે. તે એકલા વિદ્યાર્થીઓને માટે છે, એમ નથી, પણ શરીરનું આરોગ્ય સાચવવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યને તે અત્યંત ઉપયોગી છે. તેને વાંચનાર સેંકડો મનુષ્યોએ તમાકુનું વ્યસન છોડી દીધું છે. તમારા કોઇ મિત્ર અથવા સંબંધીને આ વ્યસન હોય તો આ પુસ્તક તેને આપવાથી તમે તેનું નિરંતરનું કલ્યાણ સાધશો.

—વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

## આ ગ્રંથો પ્રકટતા લેખોસંબંધમાં સજ્જનોના ઉદ્‌ગાર.

......આપના લેખનું વાચન તથા મનન, સહરાના રણમાં પાણી મળતાં મુસાફરને જે આનંદ થાય તેના કરતાં પણ વિશેષ આનંદ અનુભવાવે છે. તેનું વર્ણન કરતાં આવડતું નથી.

તા. ૩૧-૧૨-૦૭ ચીકાગો.

લિ. દોલતરામ નરભેરામ ગુપ્ત.

......મહાકાલને હું જ્યારે જ્યારે વાંચું છું ત્યારે ત્યારે મારા હૃદયમાં તે ચમત્કારિક રીતે અસર કરે છે......તમારા લેખોમાં આકર્ષણશક્તિ અલૌકિક છે, તથા તેવા લેખો અન્યત્ર ક્વચિત્ નજરે પડે છે.

હૈજાબાદ. તા. ૧૬-૨-૦૮

લિ. એ. ડી. ધર્મસિંહ.

......શ્રેયસ્સાધકઅધિકારિવર્ગથી પ્રકટ થતાં મહાકાલ તથા પ્રાતઃકાલ માસિકો વાંચી મારી જીંદગીમાં અદ્દભુત ફેરફાર થયો છે. આ જમાનામાં માસિકોનો તોટો નથી; પણ પારમાર્થિક વિષયોથી ભરપુર અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને મેળવવાની અદ્દભુત શક્તિ પ્રાપ્ત કરાવનાર જો કોઈ માસિકો હોય તો તે આ જ છે. તેનાં અદ્દભુત સામર્થ્યથી ભરેલાં આહોવચનોની જે અસર વાચકોઉપર થાય છે, તે વર્ણવવાના શબ્દો મળતા નથી. વ્યાવહારિક અને પારમાર્થિક વિષયોથી ભરપુર આ માસિકો દેશોદયરૂપી કલ્પવૃક્ષની તીવ્ર વેગવાળી કલમો છે. આ બીજકોની વૃદ્ધિ થવી, એ જ દેશના ભાગ્યોદયની નિશાની છે. પરમાત્મા આ માસિકોનો સદા જય કરો.

તા. ૨-૧૨-૦૭ પ્રેમપુર.

લિ. સોમનાથ હરજીવનદાસ ત્રિવેદી

---

Regisered No B. 185.




रूप ( पुस्तक ) २० —वैशाख कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ७

श्लोक ।

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूपकलेवरस्य ।
यस्येह तस्य भगवंस्तव साङ्गनस्य
रीत्या कया भवति धूलिकणे निवासः ॥

અર્થ—હે ભગવન્! ભૂમા અર્થાત્ અતિ મહાન્ વિગ્રહવાળા આપ, જેમનું સિંહાસન રચવામાટે વિશાળ આકાશ પણ પૂરે પૂરતું થયું નહિ, તે આપની માયાશક્તિસાથે શી રીતે ભૂલોકમાં ધૂળના રજકણમાં મોકળાશથી રહી શકો છો?

---

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

શ્રી "સત્યવિજય" પ્રેસ—પાચકૂવા, નવા દરવાજા—અમદાવાદ.

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.



---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.




रूप (पुस्तक) २०—वैशाख कृष्ण० १४ संवत् १९६४ दर्शन (अंक) ७

॥ ॐ श्रीँ ॥

## सन्मतिअर्थे इष्टने अभ्यर्थना.

પદ. ( મે તો પુજન ચલી હનુમાનકુ—એ લય )

આજે આપો હે નાથ મને સન્મતિ, હા હા રે આજે૦
આપો મને સન્મતિ, કાપો આ મારી દુર્મતિ, આપો૦

ભવદવથી હું ત્રાસી શરણું છું આવ્યો, નિરખો દયાથી રંકના પ્રતિ,
કોઇ ઉપાયે મને શાંતિ ન ભાસે, થાક્યો છું પુરો પ્રભો હું મથી.
ઇંદ્રિયવેગ કે મનતણા વેગો, રોક્યા માગથી રોકાતા નથી.
કેમ કરી ટાળું આ વિષયની પ્રીતિ, પ્રકટાવું શી રીતે ઉપરતિ.
વિવેક ન જાગે વિરાગ ન જાગે, જાગે ન આપમાં સાચી રતિ
રજ તમ દબતા ના, સત્ત્વ ન વધતો, નિત થતી આયુષ્યની ક્ષતિ.
અનુગ્રહ જો ન કરશો નાથ હવે તો, દિન દિન થાવી બુરી ગતિ
નરહરિનાથ ધાજો વ્હારે શિશુની, ગાંડી ઘેલી આ સુણી વિનતિ

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૬ થી. )

समाकर्षात् ॥ १५ ॥

સૂત્રાર્થ—પ્રકૃત સત્ય, જ્ઞાનાદિસ્વરૂપ પરમાત્માનું ત્યાં ત્યાં સમાકર્ષણ છે તેથી.

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વપક્ષીએ જગતના કારણના સંબંધમાં વિપ્રતિપત્તિ જણાવવા કહ્યું હતું કે असद्वा इदमग्र आसीत् એ શ્રુતિમાં જગતનું કારણ નિરાત્મક અસત્ દર્શાવ્યું છે. પણ એ ખોટું છે કમકે એ ઉપનિષદ્‌ની સમાલોચના કરતાં એવું જણાતું નથી. એ ઉપનિષદ્‌માં असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत्, अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः–બ્રહ્મ અસત્ છે એમ કહેનાર અને માનનાર પોતે જ અસત્ છે, બ્રહ્મ સત્ છે એમ જે જાણે છે તે જ પુરુષ પોતે છે એમ વિદ્વાનો જાણે છે–આ વાક્યથી અસદ્વાદનું નિરાકરણ કર્યું છે અને બ્રહ્મ સદ્રૂપ છે એ નિર્ધારણ કરી પછી અન્નમયાદિ કોશપરંપરાનું પ્રતિપાદન કરી એ બ્રહ્મ પ્રત્યગાત્મરૂપ છે એમ એ ઉપનિષદે નિર્ણય જણાવ્યો છે અને सोऽकामयत–એ પરમાત્માએ સંકલ્પ કર્યો ઇત્યાદિવડે એ જ પ્રકૃત પરમાત્માનો સઃથી પરામર્શ કરી એમનામાંથી વિવિધ પ્રકારની સૃષ્ટિ થાય છે તે જણાવી तत् सत्यमित्याचक्षते–તે સત્ય છે એમ કહે છે એ પ્રકારે ઉપસંહાર કરી तदप्येष श्लोको भवति–આ ઉપર આ શ્લોક છે–એમ એ પ્રકૃત અર્થના સંબંધમાં જે આ શ્લોક છે એમ સૂચવી આ વાક્ય કહેવામાં આવ્યું છે કે असद्वा इदमग्र आसीद् તેથી જો આ વાક્યમાં નિરાત્મક અસત્ કહેવાનો ભાવ હોય તો સત્‌નું પ્રકરણવશાત્ સમાકર્ષણ છે અને તેના સમર્થનમાં અસત્‌નું પ્રતિપાદન છે એમ અસંબદ્ધપણું આવે છે. તેથી असत्‌નો અર્થ નિરાત્મક અસત્ નથી. પણ જગતમાં સાધારણ રીતે જેનાં નામરૂપ વ્યાકૃત થયેલાં છે તેવી વસ્તુ સત્ કહેવાય છે તેથી નામરૂપ અવ્યાકૃત હોય તે દશાવાળી વસ્તુ અસત્ કહેવાય. આમ હોવાથી જગતની ઉત્પત્તિ પૂર્વે નામરૂપનું વ્યાકરણ નહિ હોવાથી, બ્રહ્મ તે સમયે પણ સત્ જ છે છતાં, અસત્ જેવું છે એમ ઉપચારથી કહેવામાં આવ્યું છે. असदेवेदमग्र आसीद्–એ છાંદોગ્ય વાક્યમાં પણ આજ યોજના છે કેમકે ત્યાં પણ तत् सदासीत् એમ એ અસત્‌ને જ સત્ કહી વર્ણન કર્યું છે. જો असत्‌નો અર્થ અસતોભાવ લેવાય તો આ વાક્યમાં तत् કહ્યું છે તે સર્વનામથી કોનું સમાકર્ષણ કરાય ? तद्धैक आहुरसदेवेदमग्र आसीद्–એ શ્રુતિ વાક્યમાં एके કોઇ–કહ્યું છે તેનો અર્થ એવો નથી કે બીજી કોઇ શ્રુતિ આમ માને છે અને તેથી આ એકદેશીય મત અત્ર જણાવ્યો છે, કેમકે ક્રિયામાં જેમ વિકલ્પ હોય છે તેમ વસ્તુમાં વિકલ્પ હોતો નથી. તેથી શ્રુતિસિદ્ધ જે સત્પક્ષ તેની દઢતા કરવા અર્થે જ આ મંદમતિથી પરિકલ્પિત જે અસત્પક્ષ તેનો ઉપન્યાસ કરી નિરાકરણ કર્યું છે.

तद्धेदं तर्ह्यव्याकृतमासीत्—એ વાક્ય પણ કર્તા વિના જ જગતનું સ્વભાવથી વ્યાકરણ થયું છે એમ જણાવતું નથી કેમકે स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः–એ પરમાત્મા નખના અગ્રસુધી અહિં પ્રવેશી રહેલા છે. એ વાક્યમાં કર્તાનું જ વ્યાકૃત કાર્યમાં પ્રવેશ કરનારરૂપે સમાકર્ષણ છે. જો પ્રથમ વાક્યમાં કર્તા વિના જ વિશ્વનું વ્યાકરણ છે એમ સ્વીકારવામાં

આવે તો ત્યાર પછીનું પ્રકૃતને સ્થાને આવનારું સઃ એ સર્વનામ તેવડે કોનો પ્રવેશ જણાવાય ? पश्यंश्चक्षुः शृण्वन् श्रोत्रं मन्वानो मनः જુએ છે ત્યારે તે ચક્ષુ કહેવાય છે, સાંભળે છે ત્યારે શ્રોત્ર અને મનન કરે છે ત્યારે મન- એ શ્રુતિમાં શરીરમાં પ્રવિષ્ટ થએલો આત્મા ચેતન છે એમ જણાવ્યું છે તેથી શરીરમાં પ્રવેશ કરનાર જે સઃ સર્વનામથી બોધ્ય તે ચેતન આત્મા જ છે અને તે જ કર્તા છે, વળી જેમ હાલ નામરૂપવડે વ્યાકરણતાને પામતું જગત્ કર્તાવડે જ વ્યાકરણ કરાય છે તે જ પ્રમાણે આદિસર્ગમાં પણ હોવું જોઈએ એ અનુમાનથી સમજાય છે કારણ કે દૃષ્ટને અનુસરી અદૃષ્ટની કલ્પના થાય છે અને દૃષ્ટથી વિપરીત કલ્પના અનુપપન્ન છે. અન્ય શ્રુતિ પણ अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि—આ જીવાત્મારૂપે પ્રવેશી નામરૂપનું હું વ્યાકરણ કરૂં એમ જગતની વ્યાક્રિયા ( વ્યાકરણ ) કર્તાવડે જ થાય છે એમ દર્શાવે છે. व्याक्रियते એ શ્રુતિનું જે પદ છે તે, જેમ लूयते केदारः ખેતર કપાય છે એ વાક્યમાં કાપણી કરનાર માણસ છે છતાં તે એટલી સહેલથી કાપણી કરે છે કે જાણે ખેતર પોતાની મેળે જ કપાતું હોય તેવું ભાન થાય છે તેમ, પરમેશ્વરરૂપ વ્યાકરણકર્તા છે છતાં તેમની સહેલ દર્શાવવા જ વપરાયલું છે અથવા તો જેમ गम्यते ग्रामः ગામમાં તે જાય છે-એ વાક્યમાં કર્મવાચક પ્રત્યય ધાતુને લગાડવામાં આવ્યો છે તેમ કર્તાની અપેક્ષા રાખી જ व्याक्रियते એમાં કર્મ પ્રત્યય લગાડવામાં આવ્યો છે. તાત્પર્ય કે એ પદ પણ કર્તાની નિરપેક્ષતા દર્શાવનાર નથી. તેથી સર્વ ઉપનિષદો જોતાં કોઇ પણ સ્થળે કર્તાના સંબંધમાં વિપ્રતિપત્તિ નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે આ અધિકરણ સમાપ્ત કરી અન્ય અધિકરણ શ્રીસૂત્રકાર રચે છે.

जगद्वाचित्वात् ॥ १६ ॥

સૂત્રાર્થઃ—જગતનો વાચક ( कर्म એ શબ્દ )છે તેથી પરમાત્મા જ વેદિતવ્યરૂપે ઉપદિષ્ટ છે.

કૌષીતકિબ્રાહ્મણમાં બલાકાના પુત્રરૂપ બાલાકિ નામના બ્રાહ્મણ અને અજાતશત્રુ નામના રાજાનો સંવાદ છે ત્યાં કહ્યું છે કે यो वै बालाक एतेषां पुरुषाणां कर्ता यस्य वै तत् कर्म स वै वेदितव्यः ( कौ. ब्रा. अ. ४ ॥ क. १९ ) હે બાલાકિ! જે એ પુરુષોનો કર્તા છે અને જેનું આ કર્મ છે તે વેદિતવ્ય છે. આ અધિકરણનું આ વિષયવાક્ય છે. એમાં સંશય થાય છે કે એમાં જીવ વેદિતવ્ય કહ્યો છે, કે મુખ્ય પ્રાણ, કે પરમાત્મા ?

અહિં પૂર્વપક્ષ એક તો એ પ્રાપ્ત થાય છે કે यस्य चैतत् कर्म એમ કહ્યું છે તેથી મુખ્ય પ્રાણ વિવક્ષિત છે કેમકે પરિસ્પન્દરૂપ કર્મ મુખ્ય પ્રાણને આશ્રયે રહેલું છે તેથી મુખ્ય પ્રાણનું એ કહેવાય તેમ છે. વળી વાક્યશેષમાં अथाऽस्मिन् प्राण एवैकधा भवति-પછી આ પ્રાણમાં એકરૂપ થઇ રહે છે-આ વાક્ય છે અને તેમાં મુખ્ય પ્રાણવાચક પ્રાણ શબ્દનું શ્રવણ છે. यो एतेषां पुरुषाणां कर्ता-એ વાક્યાંશ પ્રાણમાં પણ લાગે છે કેમકે પૂર્વે બાલાકિએ आदित्ये पुरुषः चन्द्रमसि पुरुषः—આદિત્યમાં રહેલો પુરુષ, ચંદ્રમાં રહેલો પુરુષ-ઇત્યાદિ વાક્યોથી જે વિવિધ પુરુષો દર્શાવ્યા છે તે સર્વનો (एषां) પ્રાણ કર્તા છે કેમકે જે આદિત્યાદિ દેવરૂપ સર્વ પુરુષો પ્રાણની જ અવસ્થા વિશેષ છે, સૂત્રાત્મક પ્રાણના વિકારરૂપ છે. कतम एको देव इति, प्राण इति स ब्रह्मेत्याचक्षते-તે એક દેવ તે કોણ, તે પ્રાણ

અને તેને બ્રહ્મ કહે છે—એ અન્ય શ્રુતિ સૂત્રાત્મક પ્રાણને જે કારણરૂપે વર્ણે છે. તેથી પ્રવાક્યમાં પ્રાણ વેદિતવ્ય છે, એ એક પૂર્વપક્ષ નિકળે છે.

દ્વિતીય પૂર્વપક્ષ એ નીકળે છે કે અહિં જીવ વેદિતવ્યરૂપે વિવક્ષિત છે. કેમકે **यस्य वैतत् कर्म** એ વાક્યમાં કર્મનો અર્થ ધર્માધર્મરૂપ કર્મ લેવાથી એ કર્મ જીવનું થઈ શકે છે, અને ભોગના સાધનભૂત આદિત્યાદિ પુરુષોપ્રતિ જીવ ભોક્તા હોવાથી કર્તા થઈ શકે છે. વાક્યશેષમાં જીવને જણાવનાર લિંગ (હેતુ) છે. કેમકે આ પુરુષોનો કર્તા કે જે વેદિતવ્ય અત્ર કહ્યો છે તેના જ્ઞાનમાટે આવેલા બાલાકિને તેનો બોધ કરતા શ્રીઅજાતશત્રુએ સુપ્ત પુરુષને બોલાવ્યો છે અને તે સુપ્ત હોવાથી તેણે બૂમ સાંભળી નથી તેથી પ્રાણાદિ કે જે સુપ્તદશામાં પણ જાગ્રત હતા તે ભોક્તા નથી એમ સિદ્ધ કર્યું છે અને પછી તે જ સુપ્ત પુરુષને લાકડી મારી એટલે તે ઉઠીને ઉભો થયો તેથી પ્રાણાદિથી વ્યતિરિક્ત જીવ તે ભોક્તા છે એમ સમજાવ્યું છે. તેમ પરસ્તાત્ પણ જીવસૂચક લિંગ છે કે **तद्यथा श्रेष्ठी स्वैर्भुङ्क्ते यथा वा स्वाः श्रेष्ठिनं भुंजन्त्येवमेवैष प्रज्ञात्मैतैरात्मभिर्भुङ्क्ते, एवमेवैते आत्मान एतमात्मानं भुंजन्ति.** (कौ. ब्रा. अ. ४ क. २० ) જેમ શ્રેષ્ઠી સંબંધીઓવડે આણેલા પદાર્થોને ભોગવે છે અને સંબંધીઓ શ્રેષ્ઠીવડે અપાતા પદાર્થોને ભોગવે છે તેમ આ પ્રજ્ઞાત્મા ( જીવ ) આદિત્યાદિવડે આણેલા પદાર્થોને ભોગવે છે અને એ અન્ય દેવો જીવોવડે અપાતા હવિઆદિને ભોગવે છે. (અહિં ભોક્તૃત્વનું જે પ્રતિપાદન તે ભોક્તા જીવને સૂચવે છે; પરમાત્મા ભોક્તા નહિ હોવાથી તેમને સૂચવતું નથી.) જે પ્રાણનાં સૂચક લિંગો બતાવ્યાં છે તે પણ આ પક્ષમાં સમીચીન ઠરે છે કેમકે જીવશબ્દ પ્રાણધારણરૂપ અર્થવાળા **जीव्** ધાતુપરથી આવે છે તેથી જીવ પ્રાણભૂત છે તેથી જીવને પ્રાણશબ્દ લગાડતાં અડચણ નથી. માટે અહિં જીવ વેદિતવ્ય છે એ બીજો પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે. તેથી આ બે પૂર્વપક્ષનું તાત્પર્ય એ ઠર્યું કે અહિં જીવ તથા પ્રાણના સૂચક શબ્દો છે તેથી એ બેમાંથી એકનું ગ્રહણ કરવું અને પરમાત્માનાં સૂચક લિંગ નહિ હોવાથી પરમાત્માનું ગ્રહણ નહિ કરવું.

આ પ્રમાણેના પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ સિદ્ધાન્ત કર્યો કે આ સંવાદનો ઉપક્રમ જોતાં આ આદિત્યાદિમાં રહેલા પુરુષોના કર્તા તે પરમાત્મા જ છે અને ઇતર કોઇ નથી. ઉપક્રમ એવો છે કે બાલાકિ અજાતશત્રુ પાસે જાય છે અને **ब्रह्म ते ब्रवाणि** એમ કહી હું તમને બ્રહ્મ શું તે શીખવું એમ કહે છે. અને પછી આદિત્યાદિમાં રહેલાં, મુખ્ય બ્રહ્મ નહિ એવા પુરુષો બ્રહ્મરૂપ વર્ણવી છાનો બેસે છે ત્યારે તેને અજાતશત્રુ ' હું તમને બ્રહ્મ શીખવું ' એ પ્રકારે ધૃષ્ટતાભરેલું કહેવા માટે ઠપકો આપે છે અને એ પુરુષોના કર્તા તે વેદિતવ્ય છે એમ પોતે જણાવે છે. હવે જો આ કર્તા પણ પ્રાણ અથવા જીવ લઇએ તો એ પણ મુખ્ય બ્રહ્મ નથી તેથી ઉપક્રમનો સ્પષ્ટ રીતે બાધ આવે છે માટે એ કર્તા તે અવશ્ય પરમાત્મા જ હોઇ શકે, અને અન્ય નહિ. વળી આદિત્યાદિમાં રહેલા પુરુષોનો સ્વતંત્ર કર્તા પરમાત્માથી અતિરિક્ત કોણ હોય ? એ પુરુષોનું સ્વતંત્રકર્તૃત્વ તે પરમાત્માનો જ ગુણ છે અને અન્યનો નથી. તે જ પ્રમાણે **यस्य वैतत् कर्म** એ વાક્યમાં પણ કર્મવડે પરિસ્પન્દરૂપ કર્મ કે ધર્માધર્મરૂપ કર્મ લેવાય તેમ નથી, કારણ કે એ બંનેમાંથી કોઇ પણ પ્રકરણપ્રાપ્ત નથી અને કોઇ શબ્દનો અર્થ પણ એવો નથી. પૂર્વપક્ષી જો કહે કે અહિં પુરુષો પ્રકૃત છે અને તેથી કર્મ શબ્દવડે એ પુરુષોનું ગ્રહણ કરો તો કેમ ? તો એ ચાલે તેમ નથી, કારણ કે તેમ લેતાં જે પુરુષોનો

કર્તા છે' એ વાકયમાં અર્થ કહ્યો તે જ અર્થ **यस्य वैतत् कर्म** એ વાકયમાં પણ કહેલો ઠરે તો પુરુષોનું કર્તૃત્વ કહેવાઇ ગયેલું છતાં તેને પ્રાપ્તું શામાટે શ્રુતિ કહે ? અર્થાત્ આ **यस्य०** એ વાકય જ નિરર્થક ઠરે તેમ છે; વળી આ વાકયમાં જે **एतत्** પદ છે તે નપુંસક લિંગમાં અને એકવચનમાં છે અને **पुरुषाणां** તો પુલિંગ અને બહુવચન છે તેથી પણ **एतत्** શબ્દથી પુરુષોનો પરામર્શ થઇ શકે નહિ. પુરુષોને ઉત્પન્ન કરનાર જે કર્તૃવ્યાપાર-ઉત્પાદન તે અથવા એ વ્યાપારના ફલરૂપ પુરુષજન્મ એ બેમાંથી કોઇ અર્થ પણ કર્મશબ્દનો લેવાય તેમ નથી કારણ કે ક્રિયા અને ફલવિના કર્તૃત્વ હોતું જ નથી તેથી પૂર્વભાગમાં " આ પુરુષોનો કર્તા છે " એમ કહેવામાં જ એ અર્થ તો આવી જાય છે. તેથી પરિશેષાત્ **एतत्** એટલે આ એટલે પ્રત્યક્ષ અને સંનિહિત જે આખું જગત્ તે, **क्रियते इति कर्म** એ વ્યુત્પત્તિથી, જેનું કર્મ છે એવો અર્થ જ આ વાકયનો લેવો જોઇએ અર્થાત્ આ સૂત્રમાં કહ્યા પ્રમાણે **एतत्** શબ્દ જગતનો વાચક લેવો જોઇએ. પૂર્વપક્ષી કહેશે કે જેમ ચલન અને ધર્માધર્મ એ અપ્રકૃત છે તેમ જગત્ પણ અહિં અપ્રકૃત છે તો પછી જગત્ શામાટે લેવું અને આ બેમાંથી કોઇ શામાટે ન લેવું ? એનું ઉત્તર એ કે આ ત્રણે અપ્રકૃત છે એ સત્ય છે છતાં **एतत्** શબ્દ સાધારણ રીતે સંનિહિત પ્રત્યક્ષ વસ્તુનો વાચક છે. એ પ્રત્યક્ષ સંનિહિત વસ્તુ કોઈ અમુક જ લેવાની છે એમ વિશેષ જયાં કરવો હોય ત્યાં પ્રકરણની જરૂર રહે છે પણ જયાં સામાન્યપણે સર્વ પ્રત્યક્ષ સંનિહિત વસ્તુ લેવાની છે ત્યાં પ્રકરણની અપેક્ષા રહેતી નથી. તેથી ત્રણે અપ્રકૃત છે. જગતનું ગ્રહણ કરવું એ સામાન્યપણે સર્વ પ્રત્યક્ષ સંનિહિતનું ગ્રહણ કરવાનું છે તેથી એમાં પ્રકરણની અપેક્ષા રહેતી નથી અને પ્રાણ કે જીવરૂપ કોઇ વસ્તુવિશેષનું ગ્રહણ કરવાનું હોય તો તેમાં અપેક્ષા રહે છે. માટે **एतत्**નો અર્થ જગત્ થાય છે અને ઇતર થતો નથી. **एतेषां पुरुषाणां कर्ता** એ વાકયમાં જગતના એક ભાગરૂપ જે આ આદિત્યાદિરૂપ પુરુષો તેના કર્તા પરમાત્મા છે એમ કહ્યું તેથી એ પુરુષોના જ નહિ પણ આખા વિશ્વના કર્તા છે, એમ સામાન્ય કહેવામાટે ઉત્તર વાકયની **यस्य वैतत् कर्म** એ વાકયની જરૂર રહે છે, અને તેથી એ અર્થ થયો કે જે આ પુરુષોના કર્તા છે અથવા એટલું જ, શા માટે કહેવું ? જેનું આખું વિશ્વ જ કર્મ છે તે વેદિતવ્ય છે. આ વાકયમાં જે **वा** શબ્દ છે તે જગતના એક ભાગરૂપ જે આ પુરુષો તેનું જ કર્તૃત્વ પરમાત્મામાં છે. એ અર્થની વ્યાવૃત્તિ કરે છે. **यस्य वैतत् कर्म** કહ્યા છતાં **एतेषां पुरुषाणां कर्ता** એ કહેવાની જરૂર રહે છે કેમકે બાલાકિએ એ પુરુષો બ્રહ્મ છે એમ કહ્યું છે તે ખોટું છે અને એ પુરુષો તો બ્રહ્મના કાર્યરૂપ છે માટે મુખ્ય બ્રહ્મરૂપ નથી એ બાલાકિને સ્પષ્ટ કરવાનું છે, તાત્પર્ય કે બ્રાહ્મણપરિવ્રાજકન્યાયને અનુસરી સામાન્યવિશેષજગતના કર્તા વેદિતવ્ય છે એ અત્ર કહેલું છે અને તે પરમાત્મા જ છે કેમકે સર્વ વેદાન્તમાં આખા જગતના કર્તા પરમાત્મા છે એ જ નિર્ણય કર્યો છે.

આ પ્રમાણે આ સૂત્રથી સિદ્ધાન્ત દર્શાવ્યો પણ પૂર્વપક્ષીએ જે વાકયશેષમાં રહેલાં પ્રાણલિંગ અને જીવલિંગ બતાવ્યાં છે તેનો પરિહાર કરવો અવશિષ્ટ છે તે હવે શ્રીસૂત્રકાર કરે છે.

**जीवमुख्यप्राणलिङ्गान्नेति चेत्तद् व्याख्यातम् ॥ १७ ॥**

સૂત્રાર્થ:— જીવ તથા મુખ્ય પ્રાણનાં લિંગો ( વાકયશેષમાં છે તેથી પરમાત્માનું ગ્રહણ ) નહિ ( કરવું ) એમ કોઇ કહે તો તેનું ઉત્તર કે એનું સમાધાન આપી ગયા છીએ.

આ સૂત્રમાં એ કહ્યું કે વાક્યશેષમાં મુખ્ય પ્રાણનાં તથા જીવનાં લિંગો છે માટે એ બેમાંથી કોઇનું વેદિતવ્યરૂપે અત્ર ગ્રહણ કરવું અને પરમાત્માનું ગ્રહણ નહિ કરવું ઉચિત છે એવું જે પૂર્વપક્ષીએ કહ્યું છે તેનું ઉત્તર સૂત્ર ૧-૧-૩૧ માં આપી દીધું છે. ત્યાં કહ્યું છે કે એ પ્રકારે લેતાં જીવોપાસના, પ્રાણોપાસના અને બ્રહ્મોપાસના એમ ત્રણ ઉપાસનાની અત્ર પ્રાપ્તિ થશે, કેમકે ત્રણેનાં સૂચક ચિહ્નો છે પણ એ ઉચિત નથી. કારણ કે ઉપક્રમ અને ઉપસંહાર જોતાં આ પ્રકરણ બ્રહ્મવિષયક છે એ નિર્ણય થાય છે, ત્યાં ઉપક્રમ બ્રહ્મપર છે એ તો ગયા સૂત્રની વ્યાખ્યામાં દર્શાવ્યું છે ઉપસંહારમાં પણ **सर्वान् पाप्मनोऽपहत्य सर्वेषां च भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्येति य एवं वेद**—જે આમ જાણે છે-ઉપાસે છે-તે સર્વ પાપોને દૂર કરી સર્વ ભૂતોમાં ગુણવડે અધિકયરૂપ શ્રેષ્ઠતાને પામે છે તથા સર્વનો નિયન્તા થઇ રહે છે અને પોતે કોઇનો નિયમ્ય રહેતો નથી આર્થાત પરતંત્રતા છોડી કેવલ સ્વતંત્ર થાય છે. આ પ્રકારે નિરતિશય ફળનું શ્રવણ છે તેથી એ પણ આ પ્રસંગ બ્રહ્મવિષયક છે એમ જણાવે છે. અહીં કોઇને જિજ્ઞાસા થશે કે જ્યારે સૂત્ર ૧-૧-૩૧ ના ન્યાયથી જ અહીં પરિહાર છે ત્યારે તે અધિકરણથી જ આ વાક્યના અર્થનો નિર્ણય થઇ જાય છે તો પછી આ અધિકરણ પૃથક્ શા માટે કર્યું હશે. એનું ઉત્તર એ કે તે અધિકરણથી આનો નિર્ણય થતો નથી, કેમકે **यस्य वैतत् कर्म** એ વાક્યના અર્થનો ત્યાં નિર્ણય થયો નથી અને તેથી જ ગયા સૂત્રમાં **जगद्वाचित्वात्** કહ્યું છે. આથી અહિં એ વાક્યથી જીવ અને પ્રાણની આ શંકા પુનઃ ઉત્પન્ન થતાં તેની નિવૃત્તિ કરી છે, તેથી પૃથક્ અધિકરણનો આરંભ સાર્થક છે.

આ પ્રમાણે ઉપક્રમાદિ જોતાં બ્રહ્મવિષયતાનો નિર્ણય થાય છે અને તેમાં પ્રાણાદિનાં લિંગો પ્રતિકૂલ નથી. બ્રહ્મવિષયમાં પ્રાણશબ્દ અન્યત્ર પણ વપરાયેલો છે. **प्राणबन्धनं हि सोम्य मनः** એ શ્રુતિમાં પ્રાણનો અર્થ બ્રહ્મ છે, તેથી પ્રાણ શબ્દનો પ્રયોગ આ પ્રકરણનો બ્રહ્મમાં સમન્વય કરવામાં વિરોધી નથી. જીવનાં લિંગો છે તે પણ વિરોધી નથી કારણ કે જીવ બ્રહ્મથી અભિન્ન જ છે તેથી એ અભેદને લઇને એ લિંગોનો પરિહાર થઇ શકે છે.

આ સંબંધમાં શ્રીજૈમિનિઆચાર્યનો અભિપ્રાય શ્રીસૂત્રકાર જણાવે છે.

( અપૂર્ણ )

---

# અનુભવી જ્ઞાનવાનને અજ્ઞાની જીવો ઓળખવા સમર્થ નથી.

પદ. ( અકલિત છે ગતિ જ્ઞાનની–એ લય. )

અકલિત ને અતુલિત છે, મુજ સ્વરૂપ ન્યારૂં રે,
સ્વરૂપ ન્યારૂં રે, ન લહે જગ બિચારૂં રે, અકલિત૦
બહિર્ ભીતરમાંહિ જુદાં રૂપ હું ધારૂં રે,
તે નાણી ના શકનાર, ગોથાં ખાય હજારૂં રે, અકલિત૦
કરૂં વિવિધ પ્રવૃત્તિઓ, નાટકપાત્રો જેમ,
અધિક વેષ હું ધારતો, જીવ મુઝાતો તેમ.
ન કળી શકે આ ગ્યાનું કે ઉપરનું છારૂં રે, અકલિત૦

બાહ્યાચરણો જોઇને, કહે અજ્ઞાની મૂઢ,
મદ્વિવેકી અંતર લહી, ગણતા જ્ઞાની ગૂઢ.
કરતા જનો અનુમાન કાં,–સારૂં નઠારૂં રે, અકલિત૦
વિષયી મુજને કો લહે, કોઇ દુઃખી ને દીન,
વિવિધ કામનાયુક્ત હું, જુએ સદા મતિહીન.
કરે તર્ક મતિઅનુસાર જોઈ, મુખ મલકાય મારૂં રે, અકલિત૦
ક્રોધી લોભી કપટી ને, આડંબર ધરનાર,
વિવેકી જ્ઞાને શૂન્ય ને, સઉ કોને છલનાર,
વિપરીત અનુમાનો કરે, કયાં કયાં સંભારૂં રે, અકલિત૦
બાહ્ય પ્રવૃત્તિથી નથી, મુજ સ્વરૂપસંબંધ,
શંકાશીલ ભ્રમથી રહે, થઇ મોહવશ અંધ,
અજ્ઞાનવશ તે જનમતિ, કરુણા પ્રસારૂં રે. અકલિત૦
નિર્મલ હૃદયાન્વિત જનો, લહેતા મુજને શુદ્ધ,
ભ્રમમાં પડે ન જોઇને, મુજ પ્રવૃત્તિ વિરુદ્ધ,
શ્રદ્ધાલુને મુજરૂપ ગણી, તે પર હું વારૂં રે, અકલિત૦
હૃદયકમલ જેનું ખીલ્યું, જેનું ગયું અજ્ઞાન,
તેની પ્રવૃત્તિથકી, મુઝાય મહામતિમાન્,
(તેથી) ન વિવેકીએ કરવું ઘટે, અનુમાન બારૂં રે; અકલિત૦
જ્ઞાની કે અજ્ઞાનીની, કરૂં પ્રવૃત્તિ ન કોઇ,
વ્યર્થ જીવો આરોપતા, કર્તા મુજને જોઈ,
કર્તા અકર્તા હું નથી, એ કેમ વિસારૂં રે; અકલિત૦
મુજમાં મહેશમાં નથી, સ્વરૂપસ્થિતિએ ભેદ,
મહેશ ને મુજ સ્વરૂપને, અતર્ક્ય કહેતા વેદ,
ઉપેન્દ્ર કરુણાપાત્ર ઉર, (મુજ) સત્યરૂપ ઉતારૂં રે; અકલિત૦

---

## श्रीसद्गुरु कोण होइ शके ? गृहस्थ के संन्यासी ?

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૦ થી )

એ આજ્ઞાનુસાર બ્રહ્મવિદ્યાના અધિકારીઓ જ્યારે વેદાન્તશ્રવણાદિ કરે છે ત્યારે તેને જ્ઞાન, તત્ત્વજ્ઞાનઆદિ શબ્દોથી વ્યવહારાતું જ્ઞાન થાય છે. એ જ્ઞાન તથા એને પામેલા પ્રમાની સ્થિતિઆદિના સ્વરૂપને જણાવવા વેદાન્તશાસ્ત્ર જ્ઞાનની સાત ભૂમિકા વર્ણન કરે વેદાન્તસિદ્ધાન્તાદર્શમાં એ સંબંધમાં જણાવ્યું છે કે

भूमयः सप्त तद्वत्स्युर्ज्ञानस्योक्ता महर्षिभिः ॥ १९० ॥

ભોગને ભોગવે છે અને એ ભોગવી રહી દેહપતન થયે અસંત કૈવલ્યને પામે છે. આ આદિ એમનાં વચનો જોતાં એમણે મુક્તિના જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ એવા બે વિભાગ જ પાડ્યા છે અને ચતુર્થ ભૂમિકાને પ્રાપ્ત થયેલો તત્ત્વજ્ઞાની જીવન્મુક્ત થાય છે અને મરણ થયેથી વિદેહમુક્ત થાય છે એમ જણાવ્યું છે. આપણા લોકમાં આ પરિભાષા વધારે પ્રચાર પામી છે, અને શ્રીવિદ્યારણ્યસ્વામીએ પાડેલા વિદેહમુક્તિ, જીવનમુક્તિ અને અત્યંતમુક્તિ એવા ત્રણ ભેદ પ્રચારને પામ્યા નથી તેથી આ વિષયના સંબંધમાં પ્રચલિત ભાષા જ રાખવામાં આવે છે. તેથી મોક્ષ અથવા મુક્તિનાં આ ત્રણ નામો અત્ર વાપરવામાં આવે છે (૧) જીવન્મુક્તિ, (૨) આરૂઢજીવન્મુક્તિ, અને (૩) વિદેહ કૈવલ્ય. આમાં આરૂઢજીવન્મુક્તિ એ વિદ્યારણ્યસ્વામીની જીવન્મુક્તિ છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. વેદાન્તશાસ્ત્રમાં અનેક પરિભાષિક શબ્દો વાપરવામાં આવે છે અને તેનો અર્થ સ્પષ્ટ નહિ સમજવાથી જ અનેક ભ્રાન્તિઓ ઉદય થાય છે. વળી ભિન્ન ભિન્ન ગ્રંથકારે જ્યાં પરિભાષામાં ભેદ કર્યો હોય ત્યાં તે ખાસ લક્ષમાં રાખવો ઘટે છે કેમકે તેમ નહિ કરવાથી તે તે ગ્રંથકારનો અભિપ્રાય યથાર્થ સમજાતો નથી. આ પરિભાષાને લીધે જ વેદાન્તનો સિદ્ધાન્ત ગમે તેમ સમજાવવા છલવાદીઓ મચી પડે છે. એક વાક્ય લઇ તેમાંની પરિભાષાનો યથાર્થ અર્થ ન કરી તેને લૌકિક અર્થમાં સમજાવે છે અને તેમ કરી અન્યને છેતરવા પ્રયત્ન કરે છે. પણ એ ધૂર્તોનો છલવાદ લાંબો વખત ચાલતો નથી. જેમ સઘળા છલવાદી છલનેલીધે પરાજયને પામે છે તેમ આ કપટપ્રવીણ છલવાદીનાં છલ પણ તે તે પરિભાષાનો અર્થ જાહેર થવાથી અને તે તે પ્રકરણાદિનો સમન્વય કરી જોવાથી ખુલ્લાં પડે છે અને તેમનું મુખ વિલું થઇ રહે છે. સંક્ષેપમાં એ જ કહેવાનું કે મોક્ષનાં આ બે પ્રકારનાં તથા ત્રણ પ્રકારનાં વર્ણન સ્પષ્ટ લક્ષમાં રાખવાં ઘટે છે. શ્રીશંકરાચાર્ય પોતે પણ **तथा च श्रुतिरविशेषेणैव सर्वेषां ज्ञानान्मोक्षं दर्शयति 'तद्यो देवानां प्रत्यबुध्यत सएव तदभवत्तथर्षीणां तथा मनुष्याणाम्' इति**–શ્રુતિ કંઇ પણ મોક્ષની સ્થિતિમાં ભેદ અથવા અપવાદ કર્યા શિવાય જ્ઞાન થવાથી સર્વનો જ મોક્ષ થાય છે કેમકે શ્રુતિ કહે છે કે દેવોમાં, મનુષ્યોમાં અને ઋષિઓમાં જેને જેને તત્ત્વજ્ઞાન થયું તે સર્વ જ મોક્ષને પામ્યા છે, (૩. ૩. ૩૨.) **इति सम्यग्दर्शनकालमेव तत्फलं सर्वात्मत्वं दर्शयति** (३. ३. ३२) એ શ્રુતિ તત્ત્વજ્ઞાનની સાથે જ એ જ્ઞાનનું જેફળ સર્વાત્મભાવરૂપ મોક્ષ તે દર્શાવે છે, **विद्यायाः केवलायाः पुरुषार्थहेतुत्वं श्रावयति** (૩–૪–૧) કોઇ પણ ઇતર સાધનની અપેક્ષા વિના કેવલ તત્ત્વજ્ઞાનથી જ મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિ એ શ્રુતિ કહે છે, **अनुभवारूढमेव च विद्याफलं न क्रियाफलवत् कालान्तरभावीत्यसकृदावेदितम्** (૩–૪–૧૫) તત્ત્વજ્ઞાનનું ફલ જે મોક્ષ તે અનુભવપર્યવસાયી છે. અને જેમ યજ્ઞયાગાદિ ક્રિયાઓનું ફળ કાલાન્તરે થાય છે તેમ આ મોક્ષરૂપ ફલ થતું નથી પણ તત્ત્વજ્ઞાનસમકાલ જ થાય છે એ અનેક વાર કહેવામાં આવ્યું છે ઇત્યાદિ શારીરિક ભાષ્યનાં વચનોથી તત્ત્વજ્ઞાનની સાથે જ મોક્ષની સિદ્ધિ થાય છે એ જણાવ્યું છે. આ મોક્ષ તે જીવન્મુક્તિ છે તેથી આ સર્વ અને એ જ અર્થવાળાં સર્વત્ર સુલભ શાંકર વેદાન્તનાં વચનોથી એ સર્વને સ્પષ્ટ થાય છે કે તત્ત્વજ્ઞાની મુક્ત જ સદા હોય છે; તેથી જે પુરુષો એમ કહે છે કે અમુકને તત્ત્વજ્ઞાન ભલે હોય, ગૃહીઓને તત્ત્વજ્ઞાન ભલે થાય પણ ગૃહીઓ મુક્ત નહિ ગણાય, ગૃહીને તત્ત્વજ્ઞાન થાય અને મોક્ષ તો સંન્યાસીને જ થાય ઇત્યાદિ, તેઓની મતિ કેવળ ભ્રાન્તિને વશ વર્તે છે અને શાંકર વેદાન્ત તેમના

આ મતને તિરસ્કારદૃષ્ટિથી જુએ છે. તત્ત્વજ્ઞાન જેને જેને થાય છે તે સર્વ તે જ ક્ષણથી મુક્ત છે અને જેઓ મુક્ત છે તે સર્વ તત્ત્વજ્ઞાની થએલા જ છે. **नान्यः पंथा विद्यतेऽयनाय** મોક્ષમાટે જ્ઞાનસિવાય અન્ય માર્ગ નથી એ શ્રુતિ મુક્ત તત્ત્વજ્ઞાનરહિત હોય એ આ શંકાને મૂળથી દગ્ધ કરી નાંખે છે.

( અપૂર્ણ )

# इष्टस्मरण करी इष्टस्वरूप थवा मनने विज्ञप्ति-सह सुबोध.

પદ. (ભક્તિથી સઉ સુખ આવતું, એ લય.)

હરિ થા, સ્મરી નિત્ય નરહરિ, મન માન કહુંછું કરગરી.
જેનું સ્મરણ જે જન કરે, તદ્દરૂપ થતો તે આખરે,
શ્રુતિસંતજન એ ઉચ્ચરે, કેમ તદપિ તું જતું વિસરી. હરિ૦
તું શિવ થવા નિત્ય ઇચ્છતું, પણ શું તું શિવ નિત્ય ચિંતતું;
દૃશ્યમાં ઉંડું ઉંડું ડુબતું, શિવ થઇશ હાવે કેમ કરી. હરિ૦
પ્રવૃત્તિ તુજ અતિક્ષણતણી, જોઇશ ને તું છણી છણી,
ઝટ લહીશ કોણ દિશાભણી, વહે હોડી તુજ વેગ જ ધરી. હરિ૦
તું શબ્દવિષયે કદી પચે, કદી પડસે કદિ કચી મચે,
કદી કળે રૂપવિષયકીચે, મહાપદ શકે કો વિધિ વરી. હરિ૦
જન જે વહે પશ્ચિમવિષે, તે ક્યાંથી પૂર્વવિષે જશે;
નિર્વિષય પદ, વિષયે ધસ્યે, શું પમાય? જો! ઉર ઉતરી. હરિ૦
દુધદહીંવિષે પદ રાખતાં, નિજ પદે કો નથી જાગતા,
વિષયો અને હરિ ઝંખતાં, નહિં એક અહીં તું રહીશ ઠરી. હરિ૦
સત્વર સમજજે સાન આ, ધીમાન! ના હેવાન થા;
સંતત હરિગુણગાન ગા, થાકયો પ્રબોધી ફરી ફરી. હરિ૦

# अंतरमां रहेलुं अमर्याद सामर्थ्यवान् कंइक.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૯ થી. )

(૨)

અપકટ મનઉપર આપણા ધારેલા સંસ્કાર પાર પાડવાને માટે અને તેને આપણી ઇચ્છાનુસાર પ્રવૃત્તિ કરાવવાને માટે તે અત્યંત સૂક્ષ્મ છે, અને આપણા અણુઅણુમાં વ્યાપી રહ્યું છે, એવું ભાન કાયમ રાખી રહેવાની પ્રથમ અગત્ય છે, જો કે મગજદ્વારા તેના ઉપર

સાક્ષાત અસર કરી શકાય છે, તોપણુ શરીરના અણુઅણુમાં તે વ્યાપી રહ્યું છે એવું ભાન રાખી રહેવાથી તે અસરનું પ્રમાણુ બહુ વધી પડે છે.

આપણા શરીરમાં વ્યાપી રહેલા આ સૂક્ષ્મ મનપ્રતિ વારંવાર વૃત્તિને એકાગ્ર કરવાથી અર્થાત્ એકાગ્રતાપૂર્વક વારંવાર તેનો વિચાર કરવાથી તે ક્રમે ક્રમે જાગ્રત થવા માંડે છે. આમ થતાં આપણામાં કોઈ નવી અને ઉચ્ચ સત્તા વિકાસને પામતી હોય એવો આપણને અનુભવ થાય છે અને તેવો અનુભવ થવા માંડતાં આપણા અંતરમાં અમર્યાદ સામર્થ્ય અવશ્ય રહેલું છે જ, એવી આપણને દૃઢ પ્રતીતિ થતી જાય છે.

જ્યારે આ સૂક્ષ્મ અપ્રકટ મન, આપણા મગજના અને શરીરના પ્રત્યેક અણુમાં જાગ્રત દશાને પામતું આપણા અનુભવમાં આવે છે ત્યારે ગમે તે આપણે સિદ્ધ કરી શકીએ અને મેળવી શકીએ એમ છે, એવું આપણને ભાન થાય છે; અને આપણા સર્વ સંશયો નિર્મૂળ થાય છે, કારણુ કે અમર્યાદનું ભાન અમર્યાદસંબંધી સર્વ સંશયોનું ઉન્મૂલન કરી તેમાં શ્રદ્ધા પ્રકટાવ્યાવિના રહેતું જ નથી.

અપ્રકટ મનઉપર અસર કરવાને માટે પ્રકટ મનના આંતર ભાગમાં એકાગ્રતા કરવી જોઈએ, અને પાણીથી ભરેલી વાદળીમાં જેમ પાણી વ્યાપી રહેલું હોય છે તેમ આપણામાં અપ્રકટ મન વ્યાપી રહેલું છે, એવો વિચાર જ્યારે આપણે કરીએ છીએ ત્યારે આવી એકાગ્રતા તત્કાલ થાય છે.

બાહ્ય સ્થૂલના આંતર ભાગમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ સત્ત્વવિષે વિચાર કરો, અને જે સૂક્ષ્મ માનસિક સત્ત્વ આપણા વિચાર કરતા મનના અંતર ભાગમાં રહે છે અને વિવિધ ક્રિયા કરે છે તે પ્રતિ સઘળા મનોવ્યાપારોને વાળો. આમ કરવાથી આપણા મનોવ્યાપારોની અપ્રકટ મનઉપર સાક્ષાત્ અસર થશે, અને તદનુકૂળ પરિણામ આપણા શરીરઉપર અવશ્ય જણાવાનો જ.

અપ્રકટ મનઉપર વૃત્તિને એકાગ્ર કરતી વખતે જે વિચારનો સંસ્કાર તેના ઉપર પાડવા ધાર્યો હોય તે વિચારના સ્વરૂપને મનમાં સ્પષ્ટ રચવું જોઈએ, અને તે વિચારના મર્મથી અર્થાત્ તેના યથાર્થ તાત્પર્યથી વૃત્તિને રસબસ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

વિચારના મર્મનું ભાન કરવાનો પ્રયત્ન કરવાથી યાંત્રિક રીતે ચાલતા વિચારોનો પ્રવાહ સંપૂર્ણ અટકી જશે. કારણુ કે કોઈ પણ વિચારના તાત્પર્યપ્રતિ જો આપણી વૃત્તિ વળેલી હોય છે, તો આડાઅવળા ઉઠતા સઘળા વિચારો તત્કાળ બંધ પડી જાય છે. આથી વિચારના તાત્પર્યનું ભાન વૃત્તિમાં ખડું કરવાની અત્યંત અગત્ય છે. કારણુ કે એકાગ્રતાવિના યાંત્રિક રીતે ચાલતા વિચારોના વ્યાપારથી અપ્રકટ મનઉપર અસર કરી શકાતી નથી.

અપ્રકટ મનઉપર અસર કરવાના ઉપર વર્ણવેલા વિધિમાં પૂર્ણ શ્રદ્ધા રાખવાની અનિવાર્ય અગત્ય છે. પરિણામ અવશ્ય પ્રકટશે જ, એવું અંતરમાં માનવાથી અને જાણવાથી નિષ્ફળતાને મળવાનો કેવળ અસંભવ જ થઇ જાય છે.

અપ્રકટ મન ઉપર સંસ્કાર પાડતી વખતે જેમ શ્રદ્ધાનું સ્વરૂપ વધારે ઉચ્ચ અને વધારે દૃઢ હોય છે, તેમ વધારે ઉંડા સંસ્કાર પડે છે, અને આ સંસ્કાર અપ્રકટ મનની ઉંચામાં ઉંચી સ્થિતિઓમાં છેક ઉંડે સુધી પ્રવેશી જાય છે, એટલું જ નહિ, પરંતુ ધારેલા ફળને તે અવશ્ય પ્રકટાવે છે.

શ્રદ્ધાયુક્ત સ્થિતિ મનને વસ્તુઓના ગર્ભભાગમાં રહેલા અલૌકિક, અમર્યાદ પ્રદેશમાં લઈ જાય છે; અને આપણે જે કરવાની જરૂર છે, તે આ જ છે.

જ્યારે મન બાહ્ય સ્થૂલ પ્રદેશનું અર્થાત્ દૃશ્યનું અતિક્રમણ કરે છે, ત્યારે તે આંતર સૂક્ષ્મ અદૃશ્ય પ્રદેશમાં પ્રવેશે છે; અને સૂક્ષ્મ આંતર પ્રદેશમાં પ્રવેશવાથી જ આપણે આપણા વિચારોની અને ઇચ્છાઓની અંતરમાં રહેલા અમર્યાદ સામર્થ્યવાન્ અપ્રકટ મનઉપર છાપ પાડી શકીએ છીએ. આ પ્રમાણે પાડેલી છાપથી આશ્ચર્યકારક પરિણામ અવશ્ય પ્રકટ્યા વિના રહેતા જ નથી, અને તેનું કારણ તે છાપો બહુ જ ઉંડી પડેલી હોય છે, એટલું જ કંઇ નથી, પણ શ્રદ્ધાથી પાડવામાં આવેલી છાપો વધારે ઉત્કૃષ્ટ પ્રકારની, વધારે ઉત્કૃષ્ટ સામર્થ્યવાળી અને વધારે ઉચ્ચ ફળને ઉપજાવનારી હોય છે, તે છે.

આજ્ઞા કરતા હોઇએ તેવી રીતે અથવા હક કરીને કંઇ માગતા હોઇએ તેવી રીતે, અપ્રકટ મનસાથે વ્યવહાર કરવો નહિ, પરંતુ શ્રદ્ધાવાળી અને અભિલાષવાળી મનની સ્થિતિ રાખીને વ્યવહાર કરવો. આમ કર, અથવા તેમ કર, એવો હુકમ તેને કદી જ કરવો નહિ, પણ આપણું ઇચ્છેલું તે કરશે એવી તીવ્ર ઉંડી ઇચ્છા કરવી, અને તે ઇચ્છાપ્રમાણે તે અવશ્ય કરશે જ એવી શ્રદ્ધાવડે તે ઇચ્છાને રંગવી.

તીવ્ર ઇચ્છા અને ભારે શ્રદ્ધા, એ ઉભયના સંયોગપૂર્વક અપ્રકટ મનઉપર આપણા વિચારની છાપ પાડવી; એ ધારેલું ફળ પ્રકટાવવાની કદી નિષ્ફળ ન જાય એવી કુંચી છે.

અપ્રકટ મનને બળાત્કારથી જાગ્રત્ કરવાનો પ્રયત્ન કદી ન કરવો. જે શાખાઓમાં આપણું મન ઉંડા અને બળવાન્ વિચારો કરી શકતું હોય તે શાખાઓદ્વારા, મનની અત્યંત શાંતિવાળી સ્થિતિમાં તેને જાગ્રત્ કરવાનો અને વિકાસને પમાડવાનો ધીરે ધીરે પ્રયત્ન કરવો.

સઘળા મહત્વના વિષયોવિષે ઉંડા વિચારો કરવાથી, સર્વ કાળ ઉચ્ચ અભિલાષાઓને ધરવાથી, અને નિરંતર જ્ઞાનની મર્યાદા વધાર્યા જવાથી, અંતરમાં રહેલા અમર્યાદ સામર્થ્યવાન્ અપ્રકટ મનને જાગ્રત્ કરવામાં આશ્ચર્યકારક મદદ મળે છે.

અંતરમાં રહેલા સૂક્ષ્મ મનઉપર જ્યારે જ્યારે એકાગ્રતા કરવામાં આવે ત્યારે ત્યારે વિરાટ્નો વિચાર કરીને તે વિચારના તાત્પર્યસાથે વૃત્તિને સંલગ્ન કરી, અને વિરાટ્નું ભાન વૃત્તિ કરતી હોય એવો ભાવ પ્રયત્નપૂર્વક ખડો કરવો. મનની અત્યંત શાંત સ્થિતિ રાખીને વિરાટ્માં રહેલી ઉચ્ચ વસ્તુઓનું ભાન થવાની તીવ્ર ઇચ્છા ઉદ્દય કરવી.

મનના આંતર પ્રદેશસાથે સંબંધ કરનારે તે સંબંધ સર્વદા અત્યંત શાંતિપૂર્વક કરવો; પરંતુ આ શાંતિ એવી નહિ હોવી જોઇએ કે જેથી મનનો વ્યાપાર કેવળ અટકી જઇને અંતે નિદ્રા આવી જાય, અને આપણને આપણું ભાન ભૂલી જવાય. મનની યથાર્થ શાંત અને સમાધાનવાળી સ્થિતિમાં ઉચ્ચ મનોવ્યાપાર હોય છે. આ ઉચ્ચ મનોવ્યાપાર અપ્રકટ મનઉપર અસર કર્યા વિના રહેતો જ નથી.

મનની શાંત અને સમાધાનવાળી સ્થિતિમાં દિવસમાં ઘણી વાર આખા શરીરમાં વ્યાપી રહેલા અપ્રકટ મનઉપર એકાગ્રતા કરવાથી થોડા સમયમાં એ મન એવું તો વિકાસને પામે છે કે આપણી વૃત્તિને અંદરથી પોતાની અમર્યાદ ઉન્નતિ થવાના સંભવોનું અને તે સંભવો સિદ્ધ કરવાના પોતાનામાં રહેલા અમર્યાદ સામર્થ્યનું ભાન થાય છે. જ્યારે આ

ભાન તેને થાય છે ત્યારે ગમે તે સિદ્ધ કરવા માંડતાં તેને સંશય થતો નથી. પ્રયત્નમાં નિષ્ફળતા મળવાનો તેને કેવળ અસંભવ જણાય છે.

અપ્રકટ મનનો કેટલોક વિકાસ થતાં આપણને સ્વભાવથી જ ભાન થાય છે કે નિષ્ફળતાનો સંભવ જ નથી, અને તેથી ફળ પ્રકટવાના નિયમમાં અચલ શ્રદ્ધા ધરતા આપણે પ્રયત્નને સેવ્યા જ જઈએ છીએ. આપણને ફળ પ્રકટવાના સંબંધમાં ચિંતા થતી નથી કે સંશય ઉપજતો નથી. અપ્રકટ મનનું આપણને ભાન થતાં તેના વ્યાપારોને આપણે જાણીએ છીએ, અને આપણું જ ઇચ્છેલું ફળ પ્રકટાવવાને માટે આ વ્યાપારો કરવા આપણે જ અપ્રકટ મનને પ્રેરેલું હોવાથી, અને તે વ્યાપારો તે કરતું જ હોવાથી ફળસંબંધમાં આપણને ચિંતા થતી જ નથી.

જે કરવાને માટે અપ્રકટ મનઉપર આપણી ઇચ્છાની દૃઢપણે છાપ પાડવામાં આવી હોય છે, તેને તે કર્યાવિના રહેતું જ નથી, એ પ્રકારની પૂર્ણ શ્રદ્ધા ચિંતાને આપણા અંતઃકરણમાં ક્ષણવાર પણ ટકવા દેતી નથી. પૂર્ણ શ્રદ્ધાવડે ચિંતાનો લય કરવાની અત્યંત અગત્ય છે, કારણ કે જ્યાં સુધી ચિંતાનો આપણામાં વાસ હોય છે ત્યાં સુધી અપ્રકટ મનને જે કરવાનું સૂચવવામાં આવ્યું હોય છે, તેને તે કરતું નથી.

અનુકૂળ સામગ્રી રચી આપતાં ફળ પ્રકટ્યા વિના રહેતું જ નથી; અને આમ અંતરથી જાણવું, એ અનુકૂળ સામગ્રી ઉપજાવવામાં પ્રથમ અગત્યનું પગથીયું છે.

અપ્રકટ મન કંઇક અંશમાં ફોનોગ્રાફને મળતું છે. અમુક પ્રકારની સામગ્રી હોય છે તો જેની તેના ઉપર છાપ પાડવામાં આવે છે, તેની તેના ઉપર છાપ પડે છે; અને અમુક ભિન્ન પ્રકારની સામગ્રી હોય છે તો જેની છાપ તેના ઉપર પડી હોય છે, તેને બરાબર તેવા જ રૂપમાં તે પાછું બહાર દર્શાવી શકે છે. તો પણ ફોનોગ્રાફમાં અને અપ્રકટ મનમાં એક તફાવત છે, અને તે એ કે અપ્રકટ મન જેવી તેનાપર છાપ પડી હોય છે તેને તેવા જ રૂપમાં પાછું દર્શાવી શકે છે, એટલું જ નહિ પણ તે છાપ પાડતી વખતે, છાપ પાડનારે જે ઇચ્છા કરી હોય તે ઇચ્છાના ફળને ઘડે છે, તેને વૃદ્ધિને પમાડે છે, અને અંતે તેને સ્થૂલ રૂપમાં બહાર પ્રકટ કરે છે; અર્થાત્ અપ્રકટ મન તેનામાં નાંખેલા બીજકને પાછું ઉત્પન્ન કરે છે, એટલું જ નહિ પણ મૂળ બીજકના જેવાં જેટલાં બીજકો ઉત્પન્ન કરવાની ઇચ્છા તેને સૂચવવામાં આવી હોય છે, તેટલાં બીજકો તે ઉત્પન્ન કરે છે. વળી મૂળ બીજકમાં જેટલો સુધારો અને વધારો કરવાનું તેને સૂચવવામાં આવ્યું હોય છે, તે પણ તે કરે છે.

અપ્રકટ મન, તેના ઉપર પાડેલા વિચારને પાછો પ્રકટ કરે છે એટલું જ નહિ પણ તે વિચારથી દર્શાવાયલી ઇચ્છાને સફળ કરવા માટે જેની જેની અગત્ય હોય છે તે સર્વને ઉત્પન્ન કરે છે.

આ પ્રકારનો નિયમ હોવાથી, આપણે શાની જરૂર છે, તેનો યથાર્થ વિચાર જો અપ્રકટ મનને યોગ્ય વિધિથી સૂચવવામાં આવ્યો હોય છે, તો ગમે તેવા કઠિનમાં કઠિન પ્રશ્નનું તે નિરાકરણ કરી શકે છે, અથવા ગમે તેવી ગૂઢ વાતના રહસ્યનો પણ તે પ્રકાશ કરી શકે છે.

(અપૂર્ણ)

# समभावनो सदुपयोग.

બીજાનું દુઃખ દેખીને દુઃખી થવું, અથવા બીજાનું સુખ દેખીને સુખી થવું, એવો સમભાવનો અર્થ થાય છે.

બીજાનું સુખ દેખીને સુખી થવામાં સર્વદા લાભ જ રહેલો છે, અને તેથી સમભાવનો જ્યાં સુધી આ પ્રકારનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યાં સુધી તે સમભાવનો સદુપયોગ કર્યો ગણાય છે; પરંતુ બીજાનાં દુઃખ દેખીને જ્યારે દુઃખી થવામાં આવે છે, ત્યારે તેથી સર્વદા હાનિ થતી હોવાથી સમભાવનો આ બીજા પ્રકારનો ઉપયોગ એ સમભાવનો દુરુપયોગ કર્યો ગણાય છે.

બીજાનાં દુઃખે દુઃખી થવું, એને સામાન્ય રીતે મનુષ્યો સદ્‌ગુણ ગણે છે, પરંતુ તે સદ્‌ગુણ નથી. સદ્‌ગુણ સર્વદા અંતઃકરણના બળને જ સૂચવે છે, પરંતુ બીજાને દુઃખે દુઃખી થવું, એ અંતઃકરણની દુર્બળતાને સૂચવનાર હોવાથી સદ્‌ગુણ નથી, પણ દુર્ગુણ છે. વળી જે જે સદ્‌ગુણ હોય છે, તે સર્વદા હિતને જ કરનાર હોય છે; પણ બીજાને દુઃખે દુઃખી થવું, એ સર્વદા અહિતને જ કરનાર હોવાથી તે સદ્‌ગુણ નથી પણ દુર્ગુણ છે.

સહજ વિચાર કરતાં સ્પષ્ટ થશે કે સંસારમાં જે જે વિવિધ પ્રકારનાં દુઃખો જોવામાં આવે છે, તેનો મોટો ભાગ બીજાનાં દુઃખે દુઃખી થવાના દોષથી જ ઉત્પન્ન થયેલો હોય છે. કારણ કે દુઃખ માત્રનું મૂળ કારણ માનસિક હોય છે. પ્રથમ દુઃખ મનુષ્યના મનમાં વિચારરૂપે જન્મે છે, અને પછી શરીરમાં અથવા શરીરથી બહાર તે સ્થૂલ રૂપે પ્રત્યક્ષ થાય છે. આમ હોવાથી બીજાના દુઃખે જ્યારે આપણે દુઃખી થઇએ છીએ, ત્યારે પ્રથમ આપણા મનમાં દુઃખને આપણે જન્મ આપીએ છીએ, અને વિચારરૂપે જન્મેલું આ દુઃખ, જેમ જમીનમાં પડેલું બીજક વૃક્ષરૂપે થયા વિના રહેતું નથી, તેમ આપણને સ્થૂલ રૂપે પ્રત્યક્ષ થયાવિના રહેતું નથી.

આપણા પોતાના મનમાં અથવા શરીરમાં આપણી પોતાની અયોગ્ય ક્રિયાથી જે વ્યથા ઉત્પન્ન થાય છે, તેટલાનું જ જો આપણને દુઃખ ભોગવવાનું હોય તો આપણું જીવન કંઇ ઘણાં દુઃખોથી ભરેલું આપણને લાગે નહિ, પણ બીજાઓનાં દુઃખથી જે લાગણી આપણે આપણને થવા દઇએ છીએ, તેથી ઘણે પ્રસંગે આપણે આપણા જીવનને અસહ્ય દુઃખમય કરી મૂકીએ છીએ.

બીજાઓનાં દુઃખ જોઇને દુઃખી થવું, અથવા લાગણી દર્શાવવી, એ માયાળુ સ્વભાવની, સૌજન્યની, અને પરોપકારી સ્વભાવની નિશાની ગણાય છે. આવા સ્વભાવની સર્વત્ર સ્તુતિ થાય છે, પરંતુ તે અજ્ઞાનનો જ પરિણામ છે.

બીજાઓનાં દુઃખ જોઇને અથવા સાંભળીને જ્યારે આપણે લાગણી દર્શાવીએ છીએ ત્યારે આપણે શું કરીએ છીએ? એ જ કે જે દુઃખવાળી સ્થિતિમાં તેઓ છે, તે સ્થિતિમાં આપણે પોતે થોડાઘણા અંશમાં આવીએ છીએ. જે દુઃખને તેઓ પોતે ભોગવે છે, તે જ દુઃખને જાણે આપણે પોતે ભોગવતા હોઇએ તેવો આપણે આપણા પોતાના મનનો ભાવ કરીએ છીએ. સામાનો પુત્ર મરી ગયો હોય છે, તો જાણે આપણો પુત્ર પણ મરી ગયો હોય તેવું દુઃખ આપણે આપણા મનમાં ઉપજાવીને આપણાં સુખને શોકમય કરી મૂકીએ છીએ. સામાને વ્યાપારમાં ભારે ખોટ આવી હોય છે, તો જાણે આપણને પણ તેવી જ ખોટ

આવી હોય તે પ્રમાણે આપણે આપણા હૃદયને ખિન્ન કરી મૂકીએ છીએ. કોઈ કોઈ પ્રસંગે, આપણે એટલી તો લાગણી આપણાં અંતઃકરણમાં થવા દઈએ છીએ કે આપણાં નેત્રમાંથી અશ્રુના પ્રવાહ ચાલે છે, અને આપણો મિત્ર જેવો દુઃખી હોય છે, તેવું જ દુઃખ, આપણા પોતાના ઉપર લેશ પણ દુઃખ આવ્યા વિના, આપણે ભોગવીએ છીએ.

દુઃખી માણસ જે દુઃખથી પીડાય છે, તેવા જ દુઃખને આપણા હૃદયમાં આ પ્રમાણે ઉત્પન્ન કરવાથી, અર્થાત્ દુઃખી માણસે દુઃખ પ્રાપ્ત થવાથી જેવું દુર્બળ પોતાના હૃદયને થવા દીધું છે, તેવું જ દુર્બળ, તેનું દુઃખ જોઇને અથવા સાંભળીને આપણા હૃદયને કરવાથી, આપણે દુઃખી માણસોને શો લાભ કરીએ છીએ? આપણા દુર્બળ થવાથી શું તેનું દુઃખ ઓછું થવામાં તેને કંઈ મદદ મળે છે? આપણા માંદા થવાથી શું માંદા માણસનો મંદવાડ ઓછો થાય છે? નિર્ધનનાં દુઃખથી આપણા હૃદયને ખિન્ન કરવાથી શું નિર્ધનની નિર્ધનતા ઓછી થાય છે? દુઃખી માણસે જે ભૂલ કરી છે તેવી જ ભૂલ આપણે કરવાથી શું દુઃખને ટાળવાનો સંભવ આવશે? આપણા પગમાં બેડી પહેરવાથી શું કેદીના પગમાં પડેલી બેડી તુટશે? કોઇ પણ બુદ્ધિમાન્ મનુષ્ય આ પ્રશ્નનો હા એવો ઉત્તર ભાગ્યે જ આપશે, અને તોપણ સામાના દુઃખે દુઃખી થનાર મનુષ્યો આવું જ કરે છે. તેઓ કેદીની બેડી તોડવા જતાં પોતાના પગમાં જ બેડી નાંખે છે. તેઓ એક કેદીને બદલે બે કેદી કરે છે. જે દુઃખ સામાને છે, તે દુઃખ પોતાનામાં ઉત્પન્ન કરીને તેઓ સામાના દુઃખને ટાળવાની આશા રાખે છે; ટુંકામાં અંધકારને ટાળવા તેઓ અંધકારનો જ ઉપયોગ કરે છે.

દુઃખને ટાળવા માટે આપણે દુઃખનું કારણ ટાળવું જોઈએ, અને દુઃખના કારણને ટાળવામાટે આપણે સુખના કારણને ઉત્પન્ન કરવું જોઇએ. અંધકારને નાશ કરવાનો ઉપાય પ્રકાશને ઉત્પન્ન કરવો એ જ છે. આરોગ્ય અને સુખને પ્રકટાવતાં મંદવાડ અને દુઃખ તત્કાળ અદૃશ્ય થઈ જાય છે. પણ રોગીને અને દુઃખીને જોઇને આપણાં અંતઃકરણમાં રોગ અને દુઃખને પ્રકટાવતાં અર્થાત્ તેમનો વિચાર સેવતાં આપણે આરોગ્યને અને સુખને ઉત્પન્ન કરવા સમર્થ થઈ શકતા જ નથી. આમ છતાં જેઓ સમભાવને સેવે છે, અર્થાત્ બીજાનાં દુઃખે દુઃખી થાય છે, તેઓ આમ જ કરે છે. તેઓ દુઃખને ટાળવા દુઃખને જ પ્રકટાવે છે, અને તેથી પરિણામે તેઓ સામાનું દુઃખ ઓછું કરી શકતા નથી, પણ પોતાનું અંતઃકરણ જે દુઃખથી મુક્ત હતું, તેમાં દુઃખનું નવું ભૂત ઘાલે છે.

સમભાવ ધરવાથી એક દુઃખીને બદલે બે દુઃખી થાય છે. પુત્રના મરણના શોકથી રડતા મનુષ્યને જોઇને જ્યારે તેનો મિત્ર પણ તેની સાથે રડવા લાગે છે ત્યારે તે મિત્રનો પુત્ર ન મરી ગયા છતાં પણ પુત્રમરણજેવા જ દુઃખને તે અનુભવે છે. આ પ્રમાણે સમભાવથી દુઃખનું પ્રમાણ ન્યૂન થવાને બદલે દ્વિગુણ થાય છે, ક્રમે ક્રમે દ્વિગુણમાંથી તે ચતુર્ગુણ થાય છે, અને પ્રસંગે સહસ્રગુણ પણ થાય છે. પ્રસંગે એક જણના દુઃખથી આખો દેશ અથવા આખી દુનિયાં પણ દુઃખી થાય છે. જેમ પ્રબળ ચેપી રોગ સ્થળે સ્થળે ફરી વળે છે, તેમ સમભાવથી પ્રકટેલા દુઃખનો ચેપ સ્થળે સ્થળે લાગી હજારો અને લાખો મનુષ્યોને દુઃખી કરી મૂકે છે. આમ સમભાવ એક દુઃખીના હજારો દુઃખી કરે છે, એટલું જ નહિ પણ તે હજારો દુઃખી પોતાના દુઃખમય વિચારોનો પ્રત્યાઘાત તે એક ઉપર કરી તેના દુઃખમાં અસાધારણ વૃદ્ધિ કરી મૂકે છે.

જે ક્રિયાવડે દુઃખ જગતમાં ચેપી રોગની પેઠે સ્થળે સ્થળે પ્રસારને પામતું હોય, તે ક્રિયાને જેમ બને તેમ સત્વર ત્યજવી, એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે; અને સમભાવ અર્થાત્ બીજાના દુઃખે દુઃખી થવાની ક્રિયા જગતમાં દુઃખનો, ચેપી રોગની પેઠે પ્રસાર કરતી હોવાથી પ્રત્યેક મનુષ્યે તે તજવા યોગ્ય છે.

બીજાના દુઃખે દુઃખી થવું, એ સમભાવનો દુરુપયોગ છે; પરંતુ બીજાના સુખે સુખી થવું, એ સમભાવનો સદુપયોગ છે, અને દુરુપયોગ જગતમાં જેટલી હાનિ કરે છે, તેટલો જ સમભાવ જગતમાં લાભ કરે છે. બીજાના દુઃખે દુઃખી થતાં આપણે આપણા અંતઃકરણમાં દુઃખને પ્રકટાવીએ છીએ, અને તેથી આપણા મનને અને શરીરને બંનેને હાનિ થાય છે, પરંતુ બીજાના સુખથી જ્યારે આપણે સુખી થઈએ છીએ ત્યારે આપણે આપણા અંતઃકરણમાં સુખને જ પ્રકટાવીએ છીએ, અને તેથી આપણા મનને અને શરીરને બંનેને લાભ થાય છે. બીજાના દુઃખે દુઃખી થતાં, તે દુઃખી મનુષ્યના અંતઃકરણમાં જેવી દુર્બળતા હોય છે તેવી દુર્બળતા આપણે આપણા મનમાં પ્રકટાવીએ છીએ, પણ બીજાના સુખે સુખી થતાં આપણાં અંતઃકરણને આપણે બળવાન્ જ કરીએ છીએ. સુખ એ આત્માનો ધર્મ છે, અને આપણા અંતઃકરણમાં તે પ્રકટતાં આપણે સર્વ સામર્થ્યવાળા આત્માના બળવડે આપણા અંતઃકરણને બળવાન્ કરીએ છીએ. દુઃખ એ અવિદ્યાનો ધર્મ છે, અને અવિદ્યા એ પરતંત્ર હોવાથી આપણા અંતઃકરણમાં દુઃખને પ્રકટાવતાં આપણે આપણા અંતઃકરણને પરતંત્ર જ કરીએ છીએ; અને જે જે પરતંત્ર હોય છે, તે તે દુર્બળ હોય છે, એ નિયમે બીજાના દુઃખે દુઃખી થતાં આપણું અંતઃકરણ દુર્બળ જ થાય છે. આથી દુઃખી મનુષ્યોનાં દુઃખનો વિચાર કરી, તેમના દુઃખની સાથે સંબંધમાં આવવું, તેના કરતાં તેનામાં રહેલા સુખનો વિચાર કરી તે સુખસાથે સંબંધમાં આવવું, એ આપણું તેમ જ તે દુઃખીનું અત્યંત હિત સાધનાર છે; અને આ પ્રકારે દુઃખીમાં રહેલા સુખની સાથે સંબંધવાળા થવું, અર્થાત્ તેનો વિચાર કરવો, એ સમભાવનો સદુપયોગ છે.

અધ્યાત્મશાસ્ત્રનો એવો એક અબાધિત નિયમ છે કે જ્યારે આપણે કોઈ પણ મનુષ્યમાં રહેલા શુભનો વિચાર કરીએ છીએ ત્યારે તે મનુષ્યમાં રહેલું શુભ, જો ગુપ્ત હોય છે તો પ્રકટ થાય છે, અને પ્રકટ હોય છે તો વૃદ્ધિને પામે છે. અશુભના સંબંધમાં પણ એ જ નિયમ પ્રવર્તે છે.

ગમે તેવો દુઃખી અથવા દુરાચરણી મનુષ્ય હોય તોપણ તેનામાં શુભ રહેલું હોય છે. મરણપથારીએ પડેલા રોગીમાં સંપૂર્ણ આરોગ્ય રહેલું હોય છે. અત્યંત નિર્ધનમાં સંપૂર્ણ ધનવાનપણું રહેલું હોય છે. અત્યંત દુઃખીમાં સંપૂર્ણ સુખ રહેલું હોય છે. અત્યંત દુરાચરણીમાં સર્વ સદ્ગુણો રહેલા હોય છે. અત્યંત મૂર્ખમાં સંપૂર્ણ જ્ઞાન રહેલું હોય છે. સ્વરૂપમાં, બહાર પ્રકટ ન જણાતાં છતાં પણ સર્વ મનુષ્યોમાં સર્વ પ્રકારની ઉચ્ચતા રહેલી હોય છે. કારણ કે સર્વનો આત્મા સર્વ પ્રકારની ઉચ્ચતાથી સર્વદા પૂર્ણ જ છે; અને તેથી આત્મામાં રહેલી આ ઉચ્ચતાની સાથે જ્યારે સમભાવ કરવામાં આવે છે, અર્થાત્ તે ઉચ્ચતાને જોઈને જ્યારે તેનો વિચાર કરવામાં આવે છે ત્યારે આત્માની ગુપ્ત શક્તિઓને જાગ્રત થવાનો, અને જાગ્રત થયેલી હોય છે તો વૃદ્ધિને પામવાનો આપણે વેગ આપીએ છીએ. આથી એક પક્ષથી

ઉચ્ચતામાં સમભાવ ધરવાથી જેમ આપણે ઉચ્ચ થઇએ છીએ તેમ અન્ય પક્ષથી જેનામાં સમભાવ ધરીએ છીએ તે પણ ઉચ્ચ થાય છે.

સામા મનુષ્યની દુર્બળતામાં અને દુઃખમાં સમભાવ ન ધરતાં તેના આત્મામાં રહેલી ઉચ્ચતામાં સમભાવ ધરવાથી, તે ઉચ્ચતા પ્રકટ થવા માંડે છે, અને તેમ થતાં તેને જણાતી દુર્બળતા અને દુઃખ ઘટવા માંડે છે. આથી સામા મનુષ્યના દુઃખે દુઃખી થવું, એ તેનું દુઃખ ટાળવાનો ઉપાય નથી પણ તેના સુખે સુખી થવું અર્થાત્ તેના આત્મામાં રહેલા સુખાદિ ધર્મોનો વિચાર કરવો, એ જ તેનું દુઃખ ટાળવાનો ઉપાય છે.

રોગીના આત્મામાં રહેલા આરોગ્યને આપનારા સામર્થ્યમાં સમભાવ ધરવાથી રોગીમાં રહેલું રોગને નિવારનાર સામર્થ્ય જાગ્રત્ થાય છે, અને વૃદ્ધિને પામે છે; અને તેમ થતાં ક્રમે ક્રમે વ્યાધિ નિવૃત્ત થઇ રોગીને પૂર્ણ આરોગ્યનો અનુભવ થાય છે.

કષ્ટથી પીડાતા મનુષ્યની દાઝ જાણતાં, અને મુખને અત્યંત ગ્લાનિવાળું કરીને 'અરેરે ! અરેરે !' ના ઉદ્ગારો કાઢતાં તેના કષ્ટને ટાળવાનો ઉપાય આપણે સેવતા નથી, પણ આપણામાં તે જ કષ્ટને ઉત્પન્ન કરવાના પ્રયત્નને સેવવાસાથે તે દુઃખીના કષ્ટને અધિક સ્થિર રાખવા અને વૃદ્ધિને પામવાના ઉપાયને જ આપણે સેવીએ છીએ. એથી ઉલટું જ્યારે આપણે દુઃખીનાં દુઃખપ્રતિ દૃષ્ટિ પણ માંડતા નથી, પણ દુઃખીનામાં રહેલા, તે દુઃખને ટાળનાર કોઇ અગમ્ય સામર્થ્યને જાગ્રત્ કરવાનો પ્રયત્ન સેવીએ છીએ ત્યારે દુઃખીના દુઃખના આપણને લાગતા ચેપથી આપણે આપણું પોતાનું રક્ષણ કરીએ છીએ એટલું જ નહિ પણ દુઃખથી તે મનુષ્યને મુક્ત કરવાનો વસ્તુતઃ આપણે કંઇક પ્રયત્ન જ કરીએ છીએ; દુઃખી મનુષ્યની સાથે આપણે પણ દુઃખોપભોગ કરતા નથી, પણ દુખીના સંબંધમાં આવનાર સર્વનાં દુઃખોને સંપૂર્ણ રીતે નિર્મૂળ કરવાને કંઇક કરીએ છીએ.

આનું નામ ખરો સમભાવ છે. આવો સમભાવ સેવનાર મનુષ્ય જ આપણો ખરો મિત્ર છે, અને તેને જ આપણા દુઃખની ખરી લાગણી છે; બાકી આપણને દુઃખી જોઇને નેત્રમાંથી ડબક ડબક આંસુ પાડનાર અને આપણા દુઃખના અગ્નિનો મોટો ભડકો થાય એવાં હજારો શોકનાં વચનો બોલનાર મનુષ્યો આપણાં ખરાં સ્નેહી નથી. તેઓ અજ્ઞાની હોવાથી આપણું હિત કરવા જતાં આપણું પારવિનાનું અહિત કરી બેસે છે. આથી જ અનુભવી પુરુષોએ કહ્યું છે કે આ જગતમાં આપણું દુઃખ જો કોઇ અન્યના આગળ પ્રકટ કરવાનું આપણને મન થાય તો માત્ર તત્ત્વવિત્ સત્પુરુષોઆગળ જ કહેવું, કારણ કે તેઓ તેને ટાળવાના જ ઉપાયને સેવનારા હોય છે, પણ તેમના વિના બીજા કોઇના આગળ કદી પણ ન કહેવું, કારણ કે તે બીજાઓ તેને ટાળી શકતા નથી એટલું જ નહિ, પણ સમભાવનો દુરુપયોગ કરીને આપણા દુઃખને હોય છે તેના કરતાં સોગણું વધારી મુકે છે.

ખરો સમભાવ બંધનની ગાંઠોને એક પછી એક ઉમેરતો જતો નથી, પણ પડેલી ગાંઠોને છોડીને મુક્તત્વ અર્પે છે. તે ઠેકાણે ઠેકાણે દુઃખનો ચેપ લગાડીને સેંકડો નિર્દોષ મનુષ્યોને દુઃખી કરી મુકતો નથી, પણ એક જ અંતઃકરણમાં પ્રકટેલા દુઃખના ચેપી જંતુઓને પોતાના સદ્વિચારરૂપી સૂર્યના તાપથી ત્યાંના ત્યાં જ બાળીને ભસ્મ કરી નાંખે છે.

જેને જેને દુઃખ આવ્યું હોય છે, તેને તેને તે દુઃખ કોઇ ઇશ્વરી નિયમનો ભંગ કરવાથી જ આવ્યું હોય છે, અને તેથી કરીને તે દુઃખ તેને એકલાને જ ભોગવવાનું હોય છે. તે

નિયમનો ભંગ નહિ કરનાર બીજા ઘણા મનુષ્યોએ તે દુઃખ ભોગવવાનું હોતું જ નથી, તથાપિ સમભાવનો દુરુપયોગ થતાં નિયમનો ભંગ કરનાર તો તે દુઃખ ભોગવે જ છે, પણ જેમણે ભંગ નથી કર્યો હોતો એવા હજારો પણ તે ભોગવે છે. કોઈ અત્યંત લોકપ્રિય પુરુષ માંદો પડતાં આખી પ્રજા દુઃખી થઇ જાય છે, અને ઈશ્વરી નિયમ ભંગ કરનાર તે લોકપ્રિય પુરુષના જેવા જ દુઃખને થોડા ઘણા અંશમાં સહે છે. યુરોપમાં કે અમેરિકામાં કોઇ પ્રસિદ્ધ પુરુષની પત્ની કે પુત્ર મરતાં આખી દુનિયાંઉપર શોક પ્રસરી રહે છે. આવો શોક કરવો, ન થતો હોય તો પ્રયત્નથી કરવો, ખોટો ડોળ કરીને પણ કરવો, એનું નામ 'દિલસોજી' કહેવાય છે. તેમ કરવું, એ વિદ્વાનોમાં પણ કર્તવ્ય મનાય છે. રાજ્યસત્તાના સંબંધમાં તેવો પ્રસંગ બનતાં તેમ ન કરનારી પ્રજા રાજભક્તિથી રહિત ગણાય છે; પરંતુ તે સમભાવનો દુરુપયોગ છે, તે શોકનો પ્રસંગ જેના ઉપર ગુજર્યો હોય છે તેને તથા શોક દર્શાવનારાઓને બંનેને કેવળ હાનિ કરનાર છે. અને તેથી સર્વ વિચારવાન્ પુરુષોએ ત્યજવા યોગ્ય છે.

એક મનુષ્યને કાંટો વાગતાં સો કે હજાર કે લાખ મનુષ્ય પોતાના પગમાં કાંટા ભોંકે તેથી શું પહેલા મનુષ્યનો કાંટો નીકળી જાય છે ? એક વિશ્વપ્રસિદ્ધ પુરુષ માંદો પડતાં કરોડો મનુષ્ય હોઠના ખુણા સંકોચી નાંખે, અને શોકના સાગરમાં ડુબી જાય તેમાં માંદા મનુષ્યને શો લાભ ? એક જણ દુઃખી થતાં આજુબાજુનાં સઘળાં જ સંબંધીઓએ ગજ ગજ લાંબાં મોં કરી ઉદાસી દર્શાવવી, તેથી દુઃખીનું દુઃખ સ્વલ્પ અંશમાં પણ શી રીતે ઓછું થવાનું ? દુઃખીમાં સ્નેહને ધરનારાઓએ તો એવી કંઈ ક્રિયા કરવી જોઈએ કે જેથી તેના દુઃખમાં ઘટાડો થવાનો સંભવ આવે; અને આવો સંભવ સમભાવના સદુપયોગથી જેવો આવે છે, તેવો બીજા કશાથી જ આવતો નથી, એમ અનુભવી પુરુષોનું માનવું છે.

જેઓને બીજાનાં દુઃખે દુઃખી થવાની ટેવ પડી ગઈ છે, અને તેમાં જ ખરો પ્રેમ રહ્યો છે, એવો જેમનો નિશ્ચય છે, તેઓને આ લેખમાં વર્ણેલો સમભાવનો સદુપયોગ અંતઃકરણની નિષ્ઠુરતા જણાવનારો અથવા પ્રેમવિનાનો ભાસશે; પરંતુ વસ્તુતઃ તેમ નથી. બીજાના દુઃખે દુઃખી થવાનો સ્વભાવ, એ જ ખરું જોતાં નિષ્ઠુરતાને તથા પ્રેમની ન્યૂનતાને સૂચવે છે. સ્નેહી જનનું સાચું હિત સાધવામાં જ ખરો પ્રેમ તથા હૃદયની ખરી દાઝ રહેલી છે; સ્નેહીની પાસે બેશીને રડવામાં કે મોં વાળવામાં નહિ. તેથી તો પૂર્વે કહ્યું તેમ સ્નેહીનું અહિત જ થાય છે. તો પછી અહિતને કરનારી ક્રિયા પ્રેમની સૂચક સમજવી કે હિતને કરનારી ?

ઝેર ખાઇને મરવા સુતેલા પોતાના પુત્રને જોઇને પોતે પાછું ઝેર ખાનાર પિતાને તમે સાચા પ્રેમવાળો ગણશો કે પોતે ઝેર ન ખાઇ પુત્રને ઉલટીનું ઔષધ આપનાર પિતાને ગણશો ? સમભાવનો દુરુપયોગ કરનારનો પ્રેમ ઝેર ખાનાર પિતાજેવો છે. શુદ્ધ પ્રેમ આત્મામાંથી જ ઉત્પન્ન થાય છે; અને આત્માનો આત્મામાં જેવો પ્રેમ હોય છે તેવો બીજા કશામાં હોતો નથી, કારણ કે આત્મા પોતે જ પ્રેમસ્વરૂપ છે. આથી તમારા દુઃખથી પીડાતા સ્નેહીના દુઃખનું ચિંતન ન કરતાં તમે જ્યારે તેના આત્માનો સંબંધ કરો છો, ત્યારે તમે શુદ્ધ પ્રેમને જ દર્શાવવાની ક્રિયા કરો છો. દુઃખની સાથે સંબંધ કરીને તમે પ્રેમ દર્શાવો છો કે શું દર્શાવો છો, તેનો નિર્ણય તમે પોતે જ કરી લેશો.

સમભાવનો સદુપયોગ થતાં બે હેતુ સિદ્ધ થાય છેઃ એક તો આત્મામાં રહેલા અગમ્ય સૂક્ષ્મ ધર્મને અત્યંત મોટા પ્રમાણમાં પ્રકટ કરવો, કે જે ધર્મ સુખદ, સૌંદર્યમય અને પ્રેમમય

છે, એટલું જ નહિ પણ અત્યંત સામર્થ્યયુક્ત છે, અને બીજે, મનુષ્યમાં રહેલા સઘળા ઉચ્ચ અને કલ્યાણના સાધક ગુણોને જાગ્રત્ કરવા.

મનુષ્યમાં કંઇ એક એવું રહેલું છે કે જે સઘળાં દુઃખો, સઘળી નિર્બળતા, સઘળા વ્યાધિઓ, અને સઘળા અનર્થોકરતાં અધિક બળવાન્ અને ઉત્કૃષ્ટ છે; અને આ કંઇએકને જ્યારે જાગ્રત્ કરવામાં, પોષવામાં અને તેના સામર્થ્યને બહાર પ્રકટ કરવામાં આવે છે, ત્યારે સઘળાં દુઃખો, સઘળી નિર્બળતા, સઘળા વ્યાધિઓ, અને સઘળા અનર્થો અળપાઇ ગયાવિના રહેતા જ નથી.

સમભાવવડે પ્રત્યેક મનુષ્યમાં રહેલા આ અત્યંત બળવાન્ અને ઉત્કૃષ્ટ તત્ત્વસાથે સંબંધ કરવાથી પ્રત્યેક મનુષ્યમાં રહેલું એ તત્ત્વ જાગ્રત્ થાય છે, એટલું જ નહિ પણ સમભાવને સેવનાર મનુષ્યમાં રહેલું એ તત્ત્વ પણ જાગ્રત્ થાય છે. સ્વલ્પમાં મનુષ્યમાં રહેલા શ્રેષ્ઠત્વસાથે સંબંધ કરવો, એનો અર્થ જ એ છે કે પ્રતીત થતી નિકૃષ્ટતાનો અથવા અનિષ્ટનો નાશ કરવો, અને તેને સ્થાને શ્રેષ્ઠતા અને ઇષ્ટને પ્રતીત કરવાં.

રડનારની સાથે રડવામાં સ્નેહ અથવા પ્રેમ કદાચ દેખાતો હશે, પણ રડનારમાં પોતાના શોકને નાશ કરવાનું સામર્થ્ય પ્રકટ કરવું, એ શું વધારે બળવાન્ સ્નેહ અથવા પ્રેમ નથી?

શોકમાં લેશ પણ પ્રસન્નતા રહેલી નથી; અને દુઃખમાં કશું પણ સુખ રહેલું નથી તો પછી શોક અને દુઃખથી સંપૂર્ણ મુક્ત થવાનું બળ મેળવવામાં મનુષ્યને મદદ કરવી, એના કરતાં એક મનુષ્ય બીજા મનુષ્યનું શું અધિક હિત કરી શકે એમ છે? અને સમભાવનો સદુપયોગ કરનાર મનુષ્ય અન્ય મનુષ્યને આ પ્રકારની જ મદદ કરે છે.

દીલસોજી બતાવવી, અથવા બીજાના દુઃખે દુઃખી થવું, એમાં ભલે માયાળુ સ્વભાવ જણાતો હોય, પણ તે આડે માર્ગે દોરાયલી માયા છે. તેમાં હેતુ ભલે શુદ્ધ હોય, પણ તે મનની અત્યંત નિર્બળતા જ છે. બીજાનામાં રહેલા સુખાદિ ધર્મને જોઇને પ્રસન્ન થવું, એ માયાળુ સ્વભાવનો પરાવધિ છે. તે માયામાં બીજાનું કલ્યાણ સાધવાનું જ્ઞાન રહેલું હોય છે, તથા તે સાધવાની કર્તવ્યબુદ્ધિ રહેલી હોય છે. આથી સામા મનુષ્યના આત્મામાં રહેલા સુખાદિ ધર્મોમાં સમભાવ ઉપજાવવો, એ જ ખરો સમભાવ છે, અને એ જ સમભાવનો સદુપયોગ છે.

---

# विचाररत्नराशि.

જ્યાં જાઓ ત્યાં સુખનું જ સંકીર્તન કરો. દુઃખસંબંધી વાતોનો પરિત્યાગ કરીને, જેને મળો તેની સાથે સુખની જ વાતો કરો. વિપત્તિનું વાદળ તમારા અથવા અન્યના મસ્તકઉપર ઝઝૂમી રહેલું જુઓ, તોપણ સુખની જ વાતો કરો. વિપત્તિનું વાદળ તમારા પર તુટી પડ્યું હોય, અને લોકો જે સ્થિતિને દુઃખનાં માથે આભ ઉગ્યાજેવી ગણતા હોય તે સમયે પણ સુખસંબંધી જ વિચારો અને વાતો કરો. સુખ પ્રાપ્ત હોય અથવા સુખ પ્રાપ્ત થવાનો સંભવ હોય ત્યારે અધિક સુખની વાતો કરો. બીજાંઓને જ્યારે શોકાતુર જુઓ ત્યારે તેમને પ્રસન્નતાને પ્રકટાવવાનો અસાંમદ કરો. તેમના શોકના વિષયની તેમના આગળ વાત ન કરો, પણ સુખની જ વાતો કરો. તેમનો શોક સત્વર ઓછો થશે.

સ્થળે સ્થળે સુખસંબંધી જ વાતો કરો. તે સર્વદા લાભને જ કરે છે અંધકાર દર્શાવવાનું છોડી દઈને સર્વને સૂર્યનો પ્રકાશ જ દર્શાવો; અને સર્વ તમને પણ સૂર્યનો પ્રકાશ જ દર્શાવશે.

* * * *

સર્વઆગળ સુખની જ વાતો કાઢો. એથી તમારું આરોગ્ય સુધરશે, તમારી માનસિક શક્તિઓ અધિક તેજસ્વી થશે, અને તમે જ્યાં જશો ત્યાં સર્વ તમારા પ્રતિ આકર્ષાશે. દુઃખની નિરંતર વાતો કરવાથી શરીર બેડોળ અને કદરૂપુ થાય છે, અને સુખની નિરંતર વાતો કરવાથી શરીરનું સૌંદર્ય વધે છે. વળી સુખની નિરંતર વાતો કરવાથી જે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક લાભ તમને થાય છે, તે જ લાભ, તમારી સુખસંબંધી વાતો જેઓ પ્રીતિપૂર્વક સાંભળે છે, તેમને પણ થાય છે.

* * * *

સુખની જ વાતો કરો, અને તમારા મનને નિરંતર પ્રસન્ન રહેવાનો અભ્યાસ પડી જશે. તમારા ઉદાહરણથી બીજા હજારો, સુખનું જ સંકીર્તન કરતાં શીખશે. એક દીપક કેટલા અસંખ્ય દીપકો પ્રકટાવે છે, એ શું તમે નથી જાણતા? ઉત્તમ જીવન ગાળનારો એકજ મનુષ્ય તે જ પ્રમાણે, પોતાના સંબંધથી હજારોને ઉત્તમ જીવન ગાળનારા કરી મૂકે છે.

* * * *

બીજાઓને નાહિંમત અને નિરાશ થયેલા જોઈને તેમના આગળ તેમનામાં હિંમત અને આશા પૂર્ણ વેગથી પુનઃ પ્રકટે એવી સુખની જ વાતો કરો. સર્વને માટે ભવિષ્યમાં અસાધારણ સુખ રહેલું હોય છે. તેને વર્તમાનમાં આણવાનો પ્રયત્ન નહિ કરવાથી જ ઘણા મનુષ્યો દુઃખી રહે છે. તેમના આગળ સુખની વાતો કરીને ભાવિમાં રહેલાં સુખોને તેઓ જુએ તેમ કરો. જ્યારે મન નિરાશ અને નાહિંમત થયેલું હોય છે, ત્યારે તે અંધ હોય છે. તે સ્થિતિમાં તે કેવળ અંધકાર જ જુએ છે. સુખની વાતોવડે મનમાં જ્યારે પ્રસન્નતાનો પ્રકાશ પ્રવેશાવવામાં આવે છે, ત્યારે મનનું અંધત્વ નાશ થાય છે. તેને નેત્ર આવે છે. તે પોતાના ભાવિમાં રહેલાં સુખને જોઈ શકે છે. તેથી સર્વ પ્રસંગે, સર્વ સ્થળે, સર્વની સાથે સુખની જ વાતો કરો.

* * * *

હજારો મનુષ્યોનાં અંતઃકરણનો દુઃખમય અંધકાર ટાળવો, અને સુખના માર્ગમાં તેમને તેમને મૂકી દેવા, એના જેવું સત્કર્મ બીજું કોઈ તમને જણાય છે? આવું સત્કર્મ કેવા અનવધિ પુણ્યને ઉપજાવતું હોવું જોઈએ? આવું સત્કર્મ કરવામાં શું દ્રવ્યની કે એવા જ કોઈ શ્રમથી મળનાર સાધનની અગત્ય છે? ના, એવા કોઈ સાધનની અગત્ય નથી. સુખની જ જ્યાં ત્યાં વાતો કરો, અને તમને સ્પષ્ટ થશે કે આવું સત્કર્મ તમે નિત્ય જ કરો છો.

* * * *

ક્લેશ, કંકાસ, વિપત્તિ કે અવ્યવસ્થાના ભરસમુદ્રમાં તમે બેઠા હો તોપણ સુખની જ વાતો કરો. ક્લેશ, કંકાસ વગેરે અલ્પ સમયમાં નિવૃત્ત થશે. દુઃખના વિષયની વાતો બદલીને સુખના વિષયની વાતો કાઢવી, એ કામ ઘણું જ સહેલું છે. કોઈએ પ્રથમ આગેવાની કરવી જોઈએ. તરત જ દુઃખની વાતો બંધ પડીને સુખની વાતો ચાલવા માંડશે. સારી વાત ચાલતી હોય છે, એટલામાં કોઈ ભૂતની વાત કાઢે છે તો તરત જ સારી વાત બંધ પડી ભૂતની વાતો

આલવા માટેલી શું તમે નથી અનુભવી ? દુઃખની વાત બંધ પાડીને સુખની વાતોનો પ્રસાર પણ એ જ રીતે કરી શકાય છે. જ્યાં જાઓ ત્યાં સુખની વાત કાઢવાની આગેવાની કરવાનું કદી પણ વિસરી જતા નહિ

* * *

કઠણ દહાડા આવ્યા છે, વરસ વરસને ખાતું આવે છે, ધંધારોજગારમાં રસકસ નથી, એ વગેરે વાતો ન કરો, પણ અભ્યુદયની અર્થાત્ ચઢતીના દિવસોની જ વાતો કરો. વરસ વરસને ખાતું આવતું હોય અને ધંધારોજગારમાં રસકસ ન રહ્યા હોય તો મનુષ્યે પોતે જ પોતાના પ્રયત્નથી તેવી સ્થિતિ ટાળવી જોઇએ. ભવિષ્યમાં સારા દિવસો આવશે એવી મનુષ્યમાં જો શ્રદ્ધા પ્રકટે છે, તો સારા દિવસો આવવાના તે વિચાર કરે છે, તથા તેવા દિવસો માટે પ્રયત્ન પણ કરે છે. શ્રદ્ધાથી જ તેના મનમાં આશાના અંકુરો ફૂટે છે, અને તેના પ્રયત્નને વેગ મળે છે; અને આવી શ્રદ્ધા સારા દિવસો આવવાની મનુષ્યોઆગળ વાતો કરવાથી જ પ્રકટે છે.

* * * *

આ વર્ષે વૃષ્ટિ ઘણી જ સારી થશે, એવું ખેડૂતને કહેવાથી તે કેવો ઉત્સાહમાં આવી જાય છે, અને પ્રસન્નતાથી ખેતી કરવાનાં સર્વ સાધનો એકઠાં કરે છે! એથી ઉલટું વરસાદ નહિ આવવાની વાત તેના હાથપગ ભાગી નાંખે છે, અને તેના વિચારનું વાતાવરણ ચિંતાકુલ કરી મૂકે છે. દુઃખનાં કારણો એકત્ર થઈને જેટલાં દુઃખો ઉત્પન્ન કરે છે, તેના કરતાં દુઃખનો ભય વધારે દુઃખોને ઉપજાવે છે; અને અભ્યુદયની વાતો કરવાથી દુઃખનો ભય દૂર કરી શકાય છે.

* * * *

આરોગ્યની જ જ્યાં ત્યાં વાતો કરો. ગામની હવા બગડી છે, હવે તાવ આવશે, હવે દીંફણું થશે અને હવે રમકડું થશે, એવી એવી વાતો ન કરતાં આરોગ્યની જ વાતો કરો. આરોગ્યની વાતો એ સઉથી ઉત્તમમાં ઉત્તમ ઔષધ છે. બીજાં કારણોથી જેટલા વ્યાધિઓ પ્રસરે છે, તેના કરતાં મંદવાડની વાતોથી વધારે પ્રસરે છે. લોકો જ્યારે મંદવાડની વાતો કરતા, અને મંદવાડનું ચિંતન કરતા બંધ પડી જશે, ત્યારે તેમને મંદવાડ આવતો પણ બંધ પડી જશે. આરોગ્યની જ વાતો કરો, અને આરોગ્યનું જ ચિંતન કરો, અને તમે સ્થિર આરોગ્યનો અનુભવ કરશો.

* * * *

માંદા માણસઆગળ આરોગ્યની વાતો કરો, અને તેને આરોગ્યનું ચિંતન કરવાની તમે ફરજ પાડજો; અને જે કોઇ આરોગ્યનું ચિંતન કરે છે, તે આરોગ્યવાન્ મનુષ્યના જેવું જ જીવન ગાળવા માંડે છે, અને જે આરોગ્યવાન્ મનુષ્યના જેવું જ જીવન ગાળવા માંડે છે, તેને આરોગ્ય જ મળે છે.

* * * *

જ્યારે તમારા મિત્રો અને સંબંધીઓ પોતાના કે બીજાઓના મંદવાડની લાંબી લાંબી કથાઓ ભારે રસથી તમને કહેવા માંડે ત્યારે તત્કાળ આરોગ્યની વાત કાઢીને, ડહોળાયેલા પાણીને સ્વચ્છ કરો. આરોગ્યની જ વાતો માત્ર કહેવાનો અને સાંભળવાનો આગ્રહ ધરો.

મંદવાડકરતાં આરોગ્ય વધારે વ્યાપેલું તથા વધારે બળવાન્ છે, અને તેથી વાતો કરવા માટે અત્યંત મહત્ત્વનો વિષય તે છે, એ સિદ્ધ કરો. જેનું પ્રમાણ અધિક હોય તેનો જ પક્ષ બળવાન્ ગણાય છે. મંદવાડકરતાં આરોગ્યનું પ્રમાણ અધિક છે, માટે આરોગ્ય બળવાન્ છે. આરોગ્યની વાતોવડે આરોગ્યના અધિક પ્રમાણને વિશેષ અધિક કરો.

* * * *

જ્યારે જગતમાં દુર્ગુણ અને દુરાચાર અધિક પ્રમાણમાં જોવામાં આવે ત્યારે સદ્ગુણ અને સદાચારની જ વાતો કરો. જ્યારે સદ્ગુણ અને સદાચાર અધિક પ્રમાણમાં જોવામાં આવે ત્યારે પણ તેથી અધિક પ્રમાણમાં સદ્ગુણ અને સદાચારની વાતો કરો. સદ્ગુણની વાતો કરવાથી લોકો સદ્ગુણસંબંધી વિચારો કરતા થશે. તેઓ સદ્ગુણના લાભનું ચિંતન કરતા થશે. વિચાર અને ચિંતન કરવા માંડતાં થોડા જ સમયમાં તેઓને સદ્ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છા થશે, અને મનુષ્યોને સદ્ગુણી થવાની જ્યારે ઇચ્છા પ્રકટે છે ત્યારે તેઓ સદ્ગુણી થવાનો પ્રયત્ન કરે છે, અને સદ્ગુણી થાય જ છે.

* * * *

નિરંતર સદ્ગુણની વાતો કરવાથી તમે હજારો મનુષ્યોનાં મન શુદ્ધ કરી શકશો; અને આ હજારો પાછા બીજા લાખોનાં મન તેવી જ રીતે શુદ્ધ કરશે. આથી સદ્ગુણની જ વાતો કરવાથી તમે જગતનું જે કલ્યાણ કરો છો, તેની સીમા જ નથી.

* * * *

જ્યારે જગત્ અસત્ય અને છળપ્રપંચથી ભરેલું જણાય, અને ઘોર કળિકાળ પ્રસરી રહેલો ભાસે ત્યારે પણ સત્યનું જ અને સત્યના મહિમાનું જ ગાન કરો. અસત્ય વ્યાપવાથી સત્ય કંઈ નાશ પામતું નથી. સત્ય તો સર્વત્ર સર્વ સામર્થ્યયુક્ત વ્યાપી રહ્યું જ છે. તેને દૃષ્ટિએ આણવા માટે તેની જ વાતો કરો. અસત્યનાં અને છળપ્રપંચનાં ચિત્રો લોકોઆગળ ન ધરો, કારણ કે અસત્ય અને છળપ્રપંચનાં ચિત્રો નિરંતર તેમની આગળ ધરવાથી તેઓ અજાણપણે અસત્ય અને છળપ્રપંચના જ માર્ગમાં દોરાય છે. લોકોના વિચારોના પ્રવાહની દિશા તમે બદલી શકો એમ છે. નિરંતર સદ્ગુણની વાતો કર્યાં કરવાથી સમગ્ર મનુષ્યપ્રજાને સદ્ગુણમાં પ્રીતિવાળી તમે કરી શકશો; અને તેમ થતાં કળિકાળમાં પણ તમે સત્યયુગને પ્રવર્તેલો જોશો.

* * * *

તમે જે પ્રકારે વાત કરો છો તે પ્રકારે તમે મનુષ્યના મનને દોરી શકો છો. તમારા શબ્દો જે દિશાને દર્શાવે છે, તે દિશામાં તેનું મન ગયા વિના રહેતું જ નથી. દોષની, દુરાચારની, વ્યાધિઓની, અને વિપત્તિની વાતો કર્યાં કરો, અને ઘણા મનુષ્યો તેતરફ તણાયા જવાના. સદ્ગુણની, સદાચારની, આરોગ્યની, અને સંપત્તિની વાતો કર્યાં કરો, અને ઘણા મનુષ્યો સદ્ગુણ, સદાચાર, આરોગ્ય અને સંપત્તિતરફ આકર્ષાઈ તે પ્રાપ્ત કરવા મથવાના.

* * * *

રાજા બહુ જ જુલમી છે, એવી વાતો નિરંતર કર્યાં કરવાથી પ્રજાઉપર અધિક જુલમ કરવા રાજા પ્રેરાય છે. પ્રજા રાજદ્રોહી છે, એવો રાજાતરફથી વારંવાર પોકાર ઉઠાવવામાં આવતાં રાજભક્ત પ્રજા રાજદ્રોહ કરવા પ્રેરાય છે, અને પોકાર કાયમ રહે છે તો પ્રજા રાજદ્રોહી

થયા વિના રહેતી નથી. વાતો રાજપ્રજાની કેવી સ્થિતિ કરી મૂકે છે, તેનું તાજું ઉદાહરણ હાલની બ્રિટિશ રાજસત્તા અને હિંદુસ્તાનની હાલની પ્રજા છે.

* * * *

પ્રજા રાજાસામે કાવત્રાં ન કરતી હોય તથાપિ પ્રજા કાવત્રાં કરે છે, એવો પ્રજાઉપર વારંવાર આરોપ મૂકવામાં આવે છે, તો પ્રજા કાવત્રાંખોર થઈ જાય છે. બંગાળામાં થોડા સમયથી ઉડતા પ્રાણઘાતક ગોળાઓના જન્મનું તથા ત્યાંના સત્તાધીશોના જુલમનું કારણ આવી વાતોથી જન્મને પામ્યું છે, એ કોઈ પણ વિચારવાનને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

* * * *

વર્તમાનપત્રકારો ઘણી વાર પોતાના શબ્દોથી પ્રજામાં અથવા આખી દુનિયામાં એવો અનર્થ પ્રસારી મૂકે છે કે જેવો અનર્થ પ્લેગ અને મરકી પણ ભાગ્યે જ પ્રસારતાં હોય. દુઃખ અને ત્રાસની વાતો નિરંતર કરીને ઘણાં વર્તમાનપત્રો આરંભનાં દુઃખ અને ત્રાસને સહસ્રગણુ અથવા લક્ષગણુ વધારી મૂકે છે. વર્તમાનપત્રોમાં વર્ણેલી દુઃખ અને ત્રાસની વાતો લોકો વાંચે છે, અને તે સંબંધી નિરંતર વાતો કરે છે; અને જેવી તેઓ વાતો કરે છે, તેના જેવી જ તેમના મનની સ્થિતિ થતી હોવાથી ઠામ ઠામ દુઃખ અને ત્રાસ, ચેપી રોગની પેઠે પ્રસરી જાય છે.

* * * *

જ્યારે દુઃખ અને ત્રાસની લોકો બુમો પાડે ત્યારે નિરંતર સમીપ રહેલાં સુખ અને શાંતિતરફ તેમનું ધ્યાન ખેંચવાનું કદી પણ વિસ્મરણ કરશો નહિ. અમર્યાદ સુખ અને શાંતિ સર્વત્ર વ્યાપી રહેલાં છે, પણ કાળાં ચશ્માં પહેરનારને જેમ સઘળું જ કાળું દેખાય છે, તેમ દુઃખ અને ત્રાસની બુમો પાડનારને સઘળે દુઃખ અને ત્રાસ જ દેખાય છે. તેનું ધ્યાન દુઃખ અને ત્રાસતરફ વળેલું હોવાથી તે સુખ અને શાંતિને જોઈ શકતો નથી. તેના ધ્યાનને તે તરફ વાળો, અને તે સુખ અને શાંતિને જોશે એટલું જ નહિ, પણ અધિક અધિક સુખ અને શાંતિ શી રીતે પ્રાપ્ત કરવાં તેનો માર્ગ પણ તેને સ્પષ્ટ જણાશે. સુખનો વિચાર કરો, અને સુખ પ્રતિદિન વૃદ્ધિને પામતું જણાશે. તેની જ વાતો કરો, અને સઘળા જ તે સંબંધી ચિંતન કરવા માંડશે.

* * * *

શાંતિની વાતો કરો. ઘરમાં કે દેશમાં અશાંતિ અને અવ્યવસ્થા પ્રસરી ગયાં હોય તેમને નિવારવાનો કદી નિષ્ફળ ન જાય એવો એ એક જ ઉપાય છે. મનુષ્યોના ઘરસંસારમાં પ્રવેશેલા ક્લેશ અને કંકાસને ટાળવાનો રામબાણ ઉપાય એના જેવો એક નથી. પોતાના ઘરમાં સહજ ક્લેશ અથવા અશાંતિનું કારણ ઉપજતાં જેઓ તે સંબંધી જ્યાં ત્યાં ફરી ફરી વાતો કરવા લાગે છે, તેમને સ્વલ્પ સમયમાં સમજાય છે કે તે ક્લેશ પ્રતિદિન ઉંડાં અને ઉંડાં મૂળ નાંખતો જાય છે. જ્યારે મનુષ્ય ક્લેશનું ચિંતન કરે છે, ત્યારે તેના અંતઃકરણમાં ક્લેશ જ વ્યાપી રહે છે. જ્યારે તે ઘણો સમય શાંતિના વિચારો કરે છે, ત્યારે તેના અંતઃકરણમાં શાંતિ જ વ્યાપી રહે છે, અને જો આગ્રહથી અને ખરી નિષ્ઠાથી તમે તેના આગળ શાંતિની વાતો કરો છો, તો શાંતિના વિચારો કર્યાવિના તેનાથી રહેવાતું જ નથી.

* * *

વિજયની જ જ્યાં ત્યાં વાતો કરો, અને તમારા સંબંધમાં આવનાર સર્વના હૃદયમાં વિજય પ્રાપ્ત કરવાનો આવેશ તમે પ્રકટાવશો. તમારી વાતો સાંભળનાર સર્વ મનુષ્યના માનસિક અને શારીરિક બળને વિજયની સિદ્ધિ કરવાતરફ જ તમે ખેંચી જશો. કોઈના આગળ કદી પણ ન વદો કે આ કરવું અશક્ય છે. સર્વ જ શક્ય છે, એમ સર્વના આગળ વદો. જેઓ વિજયની વાતો કરે છે, તેઓ વિજયને પ્રત્યક્ષ કરવામાં સર્વદા મદદ કરે છે.

* * * *

પ્રત્યેક મનુષ્યને વિજય મળવો જ જોઈએ, કારણ કે તે મેળવવાની તેનામાં યોગ્યતા છે. વિજયનો કોઈને અધિકાર નથી, એવું છે જ નહિ, ઉલટો વિજયઉપર સર્વનો જન્મથી જ હક છે. આમ છતાં, નિષ્ફળતાનો ભય, એ સર્વને વિજયપ્રાપ્તિમાં મોટામાં મોટી આડખીલી થઈ પડ્યો છે. વિજયની વાતો કરવાથી આ આડખીલીને તમે દૂર કરી શકશો.

* * * *

વિજયપ્રાપ્તિના નવા અને વધારે અનુકૂળ સંભવો જ્યાં ત્યાં મળે એમ છે. ભૂતકાળમાં લીધેલાં ભૂલભરેલાં પગલાંને ભૂલી જાઓ, અને આ નવા અને અનુકૂળ સંભવોની જ વાતો કરો. ભૂતકાળમાં બનેલા પ્રસંગોને જો આપણે ભૂલી જતા નથી તો ભૂતકાળમાં તે બનેલા છતાં વર્તમાન કાળમાં જ તે બનતા હોય એમ આપણને ભાસે છે, અને તેથી વીતી ગયેલા દુઃખનું વીતી જવું ન થતાં, તે વર્તમાનમા ઉભું જ રહે છે. વિજયપ્રાપ્તિના નવા અને વધારે અનુકૂળ સંભવોની વાતો, ભૂતકાળની નિષ્ફળતાને ભૂલાવે છે, અને વિજયપ્રતિ આપણને પગલાં ભરતા કરે છે.

* * * *

વધારે સારાં કાર્ય કરવામાટે લોકો પ્રેરાય એવું કરવામાં જ વાણીનો ઉપયોગ કરો. તેઓના આગળ કાળી બાજુ ન ધરો, પણ સર્વદા ઉજળી બાજુ જ ધરો. તેઓનાથી ન થઈ શકે એવાં કામોતરફ તેમનું લક્ષ ન ખેંચો, પણ તેમનાથી થઈ શકે, એવાં કામો તરફ ખેંચો. આમ કરતાં ક્રમે ક્રમે તેઓ વધારે કઠિન કામ કરી શકશે. થઈ શકે એવાં કાર્યો કરવામાં મનુષ્યોને જોડી દેવાથી તેઓનો સઘળો બડબડાટ અને ફડફડાટ બંધ પડી જાય છે. આ કઠણ છે, અને પેલું કઠણ છે, એવો બબડાટ કરવાની જેમને ટેવ પડી ગઈ હોય છે, તેઓ જ્યાં હોય છે ત્યાંથી એક ડગલું પણ આગળ વધી શકતા નથી. ઘણે પ્રસંગે તેઓ પાછા હઠતા જતા જોવામાં આવે છે. આથી થઈ શકે એવી વાતોતરફ મનુષ્યોનું લક્ષ ખેંચવું, એ તેમની ઉત્તરોત્તર અસાધારણ ઉન્નતિ કરે છે.

* * * *

એ એક સ્થાપિત વાર્તા છે કે જ્યારે સુખનું એક દ્વાર બંધ થઈ જાય છે ત્યારે બીજું ઉઘડે છે. કોઈ કોઈ વખત એક નહિ પણ ઘણાં દ્વાર ઉઘડે છે. આ પ્રમાણે દ્વારો ઉઘડવાં, એ આ પ્રકૃતિમાં સ્થપાયલો નિયમ જ છે. પ્રાણીપદાર્થની ઉન્નતિને માટે એ નિયમ અણુઅણુમાં પ્રવર્તી રહ્યો છે. આખા વિશ્વમાં નિત્ય આગળ વધવાની ઇચ્છા થયા જ કરે છે, અને તેથી કરીને જ્યારે જ્યારે કોઈ મનુષ્યનું ઉન્નતિને પામવાનું એક દ્વાર બંધ થાય છે, ત્યારે ત્યારે તેને માટે બીજું દ્વાર ઉઘાડવાને માટે ઉપરનો નિયમ ક્રિયાયુક્ત થાય છે. આથી સિદ્ધ

થાય છે કે વિશ્વવ્યવસ્થામાં જે જે નિયમો છે, તે મનુષ્યનું અહિત કરનારા નથી, પણ એકે-એક નિયમ તેનું હિત સાધનારો છે. આથી જે મનુષ્ય સુખની, શાંતિની, વિજયની, અભ્યુદયની, વૃદ્ધિની અને આરોગ્યની વાતો કરે છે, તે વિશ્વવ્યવસ્થામાં પ્રવર્તતા નિયમોને અનુકૂળ વર્તે છે, અને કુદરતનો મહાન્ ઉદ્દેશ સિદ્ધ કરવામાં તે મદદ કરે છે. અને વિશ્વવ્યવસ્થાપક સત્તાના મદદગાર થવાનું ઉચ્ચ માન સંપાદન કરવાનું કોને ન ગમે?

* * * *

જ્યારે તમે દુઃખની, નિષ્ફળતાની, વ્યાધિની અથવા પાપની વાતો કરો છો ત્યારે તમે વિશ્વવ્યવસ્થાપક સત્તાના નિયમોની અને તેના મહાન્ ઉદ્દેશની વિરુદ્ધ વર્તો છો. આમ થતાં તમે વિશ્વની પ્રત્યેક વસ્તુની વિરુદ્ધ વર્તો છો, અને તેના પરિણામમાં તેઓ પણ તમારી વિરુદ્ધ વર્તન કરવાની. આથી જે કંઈ કાર્ય તમે કરવા માંડવાના તેમાં અવશ્ય નિષ્ફળ થવાના. પરંતુ ઉપર વર્ણવેલો માર્ગ ગ્રહણ કરતાં કેવો ઉત્તમ પરિણામ આવે છે!

* * * *

બોલનાર અને સાંભળનાર બન્ને ઉપર શબ્દોની અત્યંત ભારે અસર થાય છે—પછી તે શબ્દ મુખથી બોલેલો હોય, કે મનમાં બોલેલો હોય કે લખેલો હોય. તમારા લક્ષને સારી અથવા નઠારી દિશાતરફ ખેંચવાનું કામ શબ્દ કરે છે, અને જે દિશાતરફ તમારું લક્ષ ખેંચાય છે, તેતરફ તમારું આખું જીવન ખેંચાય છે. આમ હોવાથી શબ્દો બોલતાં અને સાંભળતાં અત્યંત વિચારને કરજો. સુખની, શાંતિની, અને વિજયની જ વાતો કરજો, અને તેની જ વાતો સાંભળજો.



# ધનપ્રાપ્તિમાં પ્રવર્તતા નિયમો.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૨૪ થી.)

## પ્રકરણ ૨.

### ધન.

ધન એ એક એવો વિષય છે કે જેના સંબંધમાં ઘણા મનુષ્યોના મનમાં પારવિનાના અયોગ્ય નિશ્ચયો દૃઢ મૂળ ઘાલીને બેઠા છે. એક પક્ષથી જગતમાં ઘણા મનુષ્યો ધનને જ 'પૈસો મારો પરમેશ્વર' ગણી તે મેળવવા પાછળ ભૂત થઈને પડ્યા હોય છે ત્યારે અન્ય પક્ષથી બીજા ઘણા મનુષ્યો ધનના સ્પર્શથી પણ અડદ દેખીને ભાગનાર કેસરપપુતી પેઠે કંપે છે. પ્રથમ પક્ષ ધનને દેખી જ્યારે ગાંડોઘેલો થઈ જાય છે, ત્યારે આ બીજો પક્ષ સઘળાં દુઃખનું કારણ ધનને જ માને છે. ધનમાં પ્રીતિ ધરનાર, ધનને અર્થે ઉદ્યોગ કરનાર અને ધનને પોતાની પાસે રાખનાર અજ્ઞાની છે, મોક્ષથી અરત છે, અને પરમેશ્વરને કદી પણ પામી શકતો નથી, એમ તેઓનું દૃઢપણે માનવું હોય છે. પરંતુ આ બન્ને પક્ષ યથાર્થ દૃષ્ટિથી ખોટા છે. ધનને માટે જ ધનની પાછળ જેઓ ભૂત થયા હોય છે, તેઓ પણ અજ્ઞાન છે, તેમ જ ધનને

પ્રાપ્ત કરનાર શ્રેયના માર્ગથી વેગળો છે, એમ માનનાર પણ અજ્ઞાન છે. યથાર્થ દષ્ટિનો એકે ઉત્તરનો છેડો ગ્રહણ કર્યો છે, તો બીજાએ દક્ષિણનો છેડો ગ્રહણ કર્યો છે; પરંતુ સત્ય તો ઉભયના મધ્યમાં સર્વદા હોય છે.

ધનને જ મહત્ત્વની વસ્તુ માનીને જેઓ તેને મેળવવા આઠે પહોર મચ્યા રહે છે, અર્થાત્ 'પૈસો મારો પરમેશ્વર' એ જનકથન જેમને રૂંવેરૂંવે વ્યાપી રહ્યું છે, તેઓ અજ્ઞાન અને મૂર્ખ છે. કારણ કે સુખના સાધનને તેઓ સુખ સમજી બેઠા છે. ઈશ્વરના સ્વરૂપની લક્ષણા કરાવવાને માટે સ્થાપેલી પાષાણની મૂર્તિને, આ જ પરમેશ્વર છે, એમ માની બેઠેલા અજ્ઞાની જીવોજેવા તેઓ છે. તે જ પ્રમાણે ધનની ઈચ્છા કરનારને અને તે મેળવવાનો ઉદ્યોગ કરનારને જેઓ પતિત માને છે, અને તેની ઇચ્છા ન કરનારને અને તેનો ત્યાગ કરનારને ખરા સાધુ ગણે છે, સ્વલ્પમાં ધનને જેઓ અત્યંત નિંદ્ય ગણે છે, અને તેના ત્યાગમાં જ સઘળું કલ્યાણ રહેલું છે, એમ માને છે, તેઓ પણ અજ્ઞાન અને મૂર્ખ છે. કારણકે જે સાધવાનું મનુષ્યમાત્રનું કર્તવ્ય છે, તેને ધન સાધી આપનાર હોવાથી તેનો ત્યાગ કલ્યાણકારક નથી પણ અહિતકર છે, તેને તેઓ સમજી શકતા નથી. ઈશ્વરના પૂજન, અર્ચન, અને ધ્યાનનિમિત્ત સ્થાપેલી પાષાણની મૂર્તિ કેવી રીતે કલ્યાણને કરે છે, તે ન જાણનાર મૂર્તિપૂજનનું ખંડન કરનાર અજ્ઞાની મનુષ્યોની પેઠે તેઓ ધનનું ખંડન કરવા મચી પડ્યા હોય છે.

ધન એ શું છે ? એ અન્ય કંઇ જ નથી, પણ સુખનું બીજું રૂપ છે. અસંખ્ય પ્રકારનાં સુખોને ઓળખાવનારું એ સાંકેતિક ચિહ્ન છે; મનુષ્યના સુખને માટે જે જે વસ્તુઓની જરૂર છે, તે વસ્તુઓનો ધનમાં સમાવેશ થયેલો છે; અને સુખને સાધી આપનાર વસ્તુ ત્યજવા યોગ્ય છે, એમ કોણ બુદ્ધિમાન્ કહેશે ?

ભુખ લાગે ત્યારે રોટલો, રોટલી કે દાળભાત ખાવાં, એ શું પાપ છે ? તે ખાનાર, સર્વ સદ્ગુણથી યુક્ત હોય તોપણ સાધુ નથી એમ કહેવું, એ શું યોગ્ય છે ? અને ધન એ અન્ન નથી તો બીજું શું છે ? એક રૂપૈયામાં કેટલા રોટલા, રોટલી કે દાળભાત રહેલાં છે, તે કોણ નથી જાણતું ? તમે રૂપૈયાને અડો નહિ, પણ રોટલો, રોટલી કે દાળભાતને જમો, તેથી તમે ધનનો ત્યાગ કર્યો છે, એ શી રીતે સિદ્ધ થયું ? રોટલોરોટલી ખાનાર, અને તે ખાવાને માટે પોતાનાં આશ્રમથી ગૃહસ્થના ઘરસુધી ચાલીને આવનાર જો નરકમાં નથી પડતો તો એ જ રોટલારોટલીનું બીજું રૂપ જે રૂપૈયો તેને મેળવવા પ્રયત્ન કરનાર નરકમાં પડશે, એવો નિશ્ચય કરવો, એ કેવા પ્રકારની તર્કશક્તિ ?

શરીરે વસ્ત્ર ધારણ કરવાં અને સ્વચ્છ શુદ્ધ હવાવાળા ઘરમાં રહેવું, એ શું પાપ છે ? નગ્ન ફરવાથી અને ભેજવાળાં તથા ગંદકીવાળાં ઘરમાં રહેવાથી પુણ્ય થાય છે, અને વસ્ત્ર પહેરવાથી તથા શુદ્ધ હવાવાળાં ઘરમાં રહેવાથી નરકમાં પડાય છે, એ વાત શું તમારી બુદ્ધિ સ્વીકારે છે ? જો ધન દુઃખનો હેતુ હોય તો વસ્ત્રો પહેરવાથી અને શુદ્ધ હવાના સ્થાનમાં રહેવાથી દુઃખ જ થવું જોઇએ; કારણ કે વસ્ત્રો અને શુદ્ધ હવાવાળું ઘર એ ધન જ છે. ધનની પાછળ જ વસ્ત્ર વગેરે સુખદ અને મનુષ્યના જીવનમાં આવશ્યક વસ્તુઓ રહેલી છે. વ્યવહારમાં આ સઘળું પ્રત્યક્ષ છે, તો પછી ધનની આટલી બધી નિંદા શામાટે ?

મધ્ય માર્ગે ચાલનાર અર્થાત્ યથાર્થ વિચારવાન્ પુરુષ ધનને માટે ધન મેળવતો નથી, ધનને તે 'પૈસો મારો પરમેશ્વર' સમજતો નથી, પણ ધનની પાછળ રહેલી કોઇ બીજી

વસ્તુને માટે જ તે ધનનો ઉદ્યોગ કરે છે. અને આ બીજી વસ્તુ તે માનવ જીવનની સુખરૂપતા અને ઉત્કૃષ્ટતા છે. ધન મનુષ્યના જીવનને સુખમય અને ઉત્કૃષ્ટ કરે છે, માટે જ તેને સર્વને અગત્ય છે.

ધનનો ત્યાગ કોઇથી થઇ શકતો જ નથી. તાંબાના કે પીતળના કકડાના સ્પર્શથી અંગ ડાઈ જનારા ભલે ત્યાગી હોવાનું અભિમાન ધરે, પણ તેઓ સ્વલ્પ અંશમાં પણ ત્યાગી નથી તેઓ ખાય છે, પીએ છે, વસ્ત્રને ધારણ કરે છે, ઘરમાં, ધર્મશાળામાં કે દેવાલયમાં રહે છે ભાગવત, ગીતા વગેરે પુસ્તકો પોતાની પાસે રાખે છે અને આ વગેરે પોતાનું જીવન સુખમય કરવાના થોડા અથવા ઘણા ઉપાયો કરે છે. આ સર્વ ધન જ છે. ઇચ્છાનુકૂળ સમયે એ મેળવવાને માટે જ ધન છે. એક રૂપૈયો પોતાની પાસે ન રાખ્યો, પણ એક ધોતીયું રાખ્યું, તેથી ધનનો ત્યાગ શી રીતે સિદ્ધ થયો ? જીવનને સુખમય કરવાની ઇચ્છા સ્વભાવથી જ અંતઃકરણમાં જો પ્રવર્તે છે તો પછી ધનની સાથે આવો વ્યર્થ દ્વેષ શો?

ધનનો અતિલોભ અને અતિતૃષ્ણા એ અવશ્ય ધિક્કારવાયોગ્ય દુર્ગુણો છે, અને તેઓ મનને પતિત અને ભ્રષ્ટ કરતા હોવાથી તજવા યોગ્ય છે, પણ તેટલા ઉપરથી પોતાનું અને પરનું જીવન સુખમય અને ઉત્કૃષ્ટ કરવામાટે ધનની શુદ્ધ ઇચ્છા અને અભિલાષા ધરવી તે પણ ધિક્કારવાયોગ્ય દુર્ગુણ છે, એમ માનવું એ ભારે ભ્રાંતિ અને અવિચાર છે. સત્શાસ્ત્રોએ જ્યાં જ્યાં ધનમાં દોષારોપ કર્યો છે, ત્યાં ત્યાં તેના અતિલોભમાં અને અતિતૃષ્ણામાં જ કર્યો છે. અને તે પણ પોતાનું અને પરનું જીવન સુધારવાની ઇચ્છાવિનાના અતિલોભમાં અને અતિતૃષ્ણામાં દોષારોપ કર્યો છે; નહિ કે જીવનને સુખમય કરવાની અતિતૃષ્ણામાં. જો એમ જ હોત તો રાજસૂય આદિ મહાયજ્ઞોમાટે અપાર ધનને ઇચ્છનારા તથા તેને મેળવવા પ્રયત્ન કરનારા નૃપતિઓને નરકપ્રાપ્તિનું જ વર્ણન કર્યું હોત.

બુદ્ધિમાન્ મનુષ્ય ધનને ઇચ્છે છે ત્યારે તે ધોળી અને પીળી ધાતુઓના ગોળ કકડાઓને ઇચ્છતો નથી, પણ તે કકડાઓવડે પ્રાપ્ત થનાર જીવનને સુખમય કરનાર વસ્તુઓને ઇચ્છે છે; અને આ વસ્તુઓ જો ખરેખર જ જીવનને સુખમય અને ઉચ્ચ કરનાર હોય છે, તો તેની ધનની ઇચ્છા કેવળ નિર્દોષ અને તેની ઉચ્ચ ગતિને જ સાધનાર છે. ધન પ્રાપ્ત કરવાના તેના ઉદ્યોગને જોઇને અજ્ઞાનીઓ ભલે તેને મોહમાં અને માયામાં ડુબેલો માને, તોપણ તે સ્વકર્તવ્યનિષ્ઠ છે, અને ઊર્ધ્વગામી છે. તે પડતો નથી પણ ચઢે છે. તે અસાધુ નથી, પણ સાધુ છે.

ધનમાં પોતાનામાં સદોષતા કે નિર્દોષતા છે જ નહિ, પણ તે તેના ઉપયોગમાં જ રહેલી છે. દારૂ પીવામાટે તમે એક રૂપૈયાને ઇચ્છો, અને તેને મેળવો તો એ રૂપૈયો તમારું અહિત જ કરે છે, પણ રોગીઓના રોગ ટાળવા માટે એક ઉત્તમ આરોગ્યશાળા બાંધવા માટે તમે પુષ્કળ ધનને ઇચ્છો, અને તે મેળવો તો તેથી તમારું કેવી રીતે અહિત થાય છે, તે સમજી શકાતું નથી.

મનુષ્યના જીવનમાં ઉપયોગી લગભગ બધી જ વસ્તુઓ ધનવડે સુલભ થઇ જાય છે; એટલું જ નહિ પરંતુ જીવનને પ્રતિદિન અધિક અધિક ઉચ્ચ કરવાના અસંખ્ય માર્ગો ધનવડે ઉઘડી જાય છે. ધન હોય છે તો મનુષ્ય સઘળું જ કરી શકે છે, અને ધન નથી હોતું તો તે કશું જ કરી શકતો નથી. ઇશ્વરભક્તિમાં, સદ્‌ગુણોને ધરવામાં, સાધનો સાધવામાં, કે જ્ઞાન પ્રાપ્ત કરવામાં ધનની કશી જ જરૂર નથી, એમ અવિચારી મનુષ્યો ભલે બોલે, પણ

તે સાચું નથી. ઇશ્વિરભક્તિ, કે સાધનાભ્યાસ કે જ્ઞાનપ્રાપ્તિ ઉદરમાં અન્ન નાંખ્યાવિના કે ટાઢ, તાપ અને વૃષ્ટિથી શરીરનું રક્ષણ કર્યા વિના થતી નથી. ધ્રુવ જેવાએ કરેલી છે, પણ તે સામાન્ય નિયમ નથી. સર્વમાં તેવી યોગ્યતા હોતી નથી. એક ટંક ખાવાનું ન મળતાં ઘણાના હોશ કોશ ઉડી જાય છે. શિયાળાની કકડતી ટાઢમાં વૃક્ષતળે વસ્ત્રરહિત બેઠા બેઠા ઇશ્વિરસ્મરણ કરવું કે તત્ત્વવિચાર કરવા, એ કહેવું સહેલું છે. ક્રમવિના કુદકા ભરવાથી પગ ભાગ્યાવિના બીજું ફળ મળતું નથી. ઇશ્વિરભક્તિ કે સાધનાભ્યાસ કે જ્ઞાનપ્રાપ્તિ શરીરના અને મનના સ્વાસ્થ્યવિના સર્વથી થતાં જ નથી, અને આવું સ્વાસ્થ્ય ધન હોય છે તો જ મનુષ્ય સત્વર મેળવી શકે છે, અને નથી હોતું તો તેના મનના કોડ તેણે મનમાં જ શમાવવા પડે છે. વર્તમાન સમયમાં ધન એ મનુષ્યના હાથપગ છે, અને ધનવિના તે ઠુંઠો અને પાંગળો છે. ધન તેને પાંખો આપી ગગનમાં ઉડાડે છે અને ધનવિના તેને કીડાની પેઠે પેટ ઘસડીને જમીનપર ચાલવું પડે છે.

વિવેકીના હાથમાં એક વસ્તુ અનેક લાભ કરતી હોય અને અવિવેકીના હાથમાં તેની તે વસ્તુ અનેક હાનિ કરતી હોય તેથી શું તે વસ્તુના લાભઉપર ઢાંકપીછોડો કરી હાનિઓને જ આગળ પાડવી યોગ્ય ગણાશે? અગ્નિથી મોટી મોટી આગો લાગે છે, અને કરોડોનું નુકસાન થાય છે, તેથી અગ્નિના અવગુણ ગાયા કરવા, અને કોઇએ અગ્નિને ઘરમાં રાખવો જ નહિ, એવો બોધ કરવો, એ શું ઘટિત ગણાશે? હાનિના કરતાં જો લાભ વધારે છે તો પછી હાનિઓ-ને જ નજરઆગળ તરતી કરવાનું શું પ્રયોજન? આમ છતાં ધનના સંબંધમાં આમ જ થયું છે. અવિવેકીઓએ તે વડે અનેક અનર્થ કરેલા હોવાથી ધન બિચારું અનર્થનું મૂળ ગણાઇ વગોવાયું છે. પરંતુ વગોવનારાઓ એક આંખે જ જોનારા છે. ધનની કલ્યાણકારકતા જો તેઓએ વિચારી હોત તો જણાત જ; પરંતુ ઘણાઓએ તો ડંકાભેગો જ ડંકો દીધો છે.

આશ્ચર્યજેવું છે કે ધનનાં અધિષ્ઠાત્રી દેવી શ્રીલક્ષ્મી, શ્રીવિષ્ણુ ભગવાનના વક્ષસ્થળમાં રમણ કરતાં છતાં તેમની પ્રતિમા જે આ ધન તેને સર્વ અનર્થનું મૂળ કહેતાં પંડિતોને પણ કેમ સંકોચ થતો નથી? શ્રીવિષ્ણુ ભગવાનનાં દર્શન માત્ર કરનાર સર્વ પાપથી મુકાઇને પરમ કલ્યાણનું ધામ થઇ રહે છે, એવું આ પંડિતો વદે છે, તથાપિ નિત્ય શ્રીવિષ્ણુ ભગવાનના વદનકમળનાં દર્શન કરનાર તથા નિત્ય તેમનાં ચરણકમળને તળાંસનાર શ્રીલક્ષ્મી દેવી સર્વ અનર્થનાં મૂળ હજી રહ્યાં છે, એ વાતાં શ્રીવિષ્ણુ ભગવાનનો કયો ભક્ત સાચી માનશે?

'પાડાને રોગ અને પખાલીને ડામ' એ ન્યાયે અવિવેકી જનોના અવિવેકને સર્વ અનર્થનું મૂળ ગણવાને બદલે ધનને અસંખ્ય મનુષ્યોએ અનર્થનું મૂળ ગણી લીધું છે, પણ ઉપરના સંક્ષિપ્ત વિવેચનથી સદ્વિવેકીને જણાશે કે ધન એ અનર્થનું મૂળ નથી, પણ વિવેકીના હાથમાં અનેક કલ્યાણનું સાધન છે, અને વર્તમાન કાળમાં સંસારમાં રહેનારને કે સંસારનો ત્યાગ કરેલો કહેવડાવનાર ત્યાગીઓને ધનવિના એક ક્ષણ પણ ચાલે તેમ નથી. કારણકે યથાર્થ ધનનો ત્યાગ મૃત્યુસમયે જ મનુષ્યને થાય છે. જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી કોઇ ને કોઇ રૂપમાં તેને ધનની અગત્ય પડે છે.

(અપૂર્ણ.)

ખજૂર.

ખજૂર એ અત્યંત પૌષ્ટિક આહારનો-પદાર્થ છે. શરીરને બળ આપનાર અને પુષ્ટ કરનાર તત્ત્વો ઘણા મોટા પ્રમાણમાં તેમાં એકત્ર થયેલાં છે. ઘણા મનુષ્યોનાં જઠરને તે અનુકૂળ આવતું નથી, પણ તેનું કારણ તેઓ તેને બરાબર ચાવીને ખાતા નથી, તે છે. ખજુરના યથાર્થ લાભ અનુભવવાની ઇચ્છાવાળાએ, તે મુખમાં પાણી જેવું થઈ જાય, ત્યાં સુધી તેને સારી પેઠે ચાવવું જોઇએ. રાંધ્યા વિનાના આહારના પદાર્થો સાથે ખજુરને જ્યારે ખાવામાં આવે છે. ત્યારે તેનો ખરો લાભ સમજાય છે. તે અત્યંત પૌષ્ટિક તથા ગળ્યું હોવાથી, જે જે પદાર્થોમાં ખાંડ નાંખવાની જરૂર હોય તેમાં તેને ભેળવવું, એ અધિક લાભકારક છે. બજારમાં જે ખાંડ મળે છે. તેનાં પૌષ્ટિક તત્ત્વો લગભગ બધાંજ, તેને ઉકાળીને તૈયાર કરતી વખતે બળી ગયાં હોય છે, અથવા તો જઠર તેમને પચાવી ન શકે એવી સ્થિતિવાળાં થયાં હોય છે. ગળપણના શોખી મનુષ્યોએ પોતાના આરોગ્યના સંરક્ષણને માટે ખાંડને બદલે ખજુરનો ઉપયોગ કરવો એ હિતકારક છે. કોઇ પણ પદાર્થમાં તેને નાંખવાથી તે પદાર્થને તે ખાંડના જેટલો જ ગળ્યો કરે છે, એટલુંજ નહિ પણ તેની સાથે તે પદાર્થને અધિક પોષણ આપનારો કરે છે. તેને ઘુંટીને ભાવા જેવું કરીને કોઇ પદાર્થમાં ભેળવવું, અથવા તો તેને પાણીમાં ચોળી કાઢી તે પાણીને ગાળીને પછી તે ગળ્યું પાણી, જે પદાર્થોને ગળ્યા કરવા હોય તેમાં, ખાંડના પાણીને બદલે નાંખવું.

ચાહા અને કોફી જેવા શરીરને અને મનને હાનિ કરનારા પદાર્થોનાં દુષ્ટ વ્યસનો જેઓ છોડી શકતા નથી, તેમને ખજુરની ચાહા કરીને પીવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. તે ચાહા આ રીતે બને છે. શેર પાણીમાં અર્ધ શેર ખજુર પલાળવું. પછી તેને ચોળી નાંખી પાણી ગાળી કાઢવું. તે પાણીને ખળખળ થાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેમાં પાણીથી અર્ધું દુધ નાંખી પી જવું. જેઓ શરીરે દુર્બળ હોય છે, તેઓને આ ખજુરની ચાહા નિત્ય પીવાથી પોતાના શરીરમાં આશ્ચર્યકારક સુધારો થયેલો જણાશે.

એક ઉત્તમ પૌષ્ટિક ઔષધ.

એક નાનો ચમચો ઓલાઇવનું તેલ, એક નાનો ચમચો લીંબુનો-રસ, એક ચપટી ભરી તથા મીઠું એ ચારને મેળવી દરરોજ સવારે તથા સાંજે પીવું. લીંબુ યકૃતને સુધારે છે, અને ઓલાઇવનું તેલ અત્યંત પૌષ્ટિક આહારનો પદાર્થ છે. રોબર્ટ બ્રાયન હેરિસન કહે છે કે ઉપરનું મિશ્રણ અર્ધો શેર માંસ ખાવાથી જેટલું પોષણ મળે તેના કરતાં પણ વધારે પોષણ આપે છે.

માખણ, સફરજન, બટાકા, રાઈ,

લંડનનું કેમિલી ડૉકટર લખે છે કે અતિશય માખણ ખાનાર જડ અને આળસુ થાય છે. મગજનું કામ કરનારાઓને સફરજન ( apples ) બહુ લાભ કરનાર છે, અને માનસિક શ્રમ કરનારે તે પુષ્કળ ખાવાં. એથી ઉલટું નિત્ય અતિશય બટાકા ખાનાર આળસુ, જડ અને અદેખા થાય છે. છેક વૃદ્ધાવસ્થા સુધી સ્મરણશક્તિનું રક્ષણ કરવા માટે રાઇ જેવો બીજો કોઇ ઉત્તમ પદાર્થ નથી.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोतानें जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीं ॥

## निश्चयबलनी वृद्धि केवी रीते करवी.

ધારેલું કાર્ય કેવી રીતે કરવું, એ જાણવા માત્રથી ધારેલું કાર્ય સિદ્ધ થતું નથી; તે જ પ્રમાણે ધારેલું કાર્ય કરવાનું સામર્થ્ય માત્ર હોવાથી પણ ધારેલું કાર્ય સિદ્ધ થતું નથી; આ બંનેની સાથે ધારેલું કાર્ય કરવાના પ્રયત્નમાં તત્કાળ આપણને જોડનાર બળ પણ આપણામાં હોવું જોઇએ; અને આ બળ તે નિશ્ચયબળ છે.

પ્રબળ નિશ્ચયબળ વાળા પુરુષને કહેવાનું કામ જેટલું સરળ લાગે છે, તેટલું જ તેને આચારમાં મૂકવાનું સરળ લાગે છે, કારણ કે કાર્ય કરવાની ઇચ્છા તેનામાં જેવી પ્રબળ હોય છે, તે જ પ્રમાણે તેને અમલમાં મૂકવાનો નિશ્ચય પણ પ્રબળ હોય છે, અને ઇચ્છા અને નિશ્ચય એ બંને જ્યારે સરખાં બળવાન્ હોય છે, ત્યારે પ્રત્યેક શુભ ધારણા તત્કાળ જ આચારમાં મૂકવામાં આવે છે.

નિશ્ચયબળમાં દુર્બળ મનુષ્યો જ ઉપદેશને આચારમાં ઉતારી શકતા નથી. કહેવું સહેલું છે, પણ કરવું કઠણ છે, એ વચન આવા લોકોને જ લાગુ પડે છે. દુર્બળ નિશ્ચયબળને લીધે જ અસંખ્ય મનુષ્યો કંઇ કંઇ મોટી ઇચ્છાઓ કરે છે, પણ તેમાંની એક પણ સિદ્ધ કર્યા વિના મનમાં પરણીને મનમાં જ રાંડે છે.

અમુક વ્યસન અથવા અમુક દુર્ગુણ છોડવાની ઘણાને ઇચ્છા હોય છે, પરંતુ તે છોડવાનું કામ તેમને ઘણું જ કઠણ ભાસે છે, તેનું કારણ આ નિશ્ચયબળની દુર્બળતા છે. અમુક વિદ્યા અથવા સદ્ગુણ અથવા સામર્થ્ય પ્રાપ્ત કરવા ઘણા નિત્ય વિચાર કરે છે, પરંતુ તે પ્રાપ્ત કરવાનું કાર્ય તેમને મોટો સમુદ્ર તરવાજેવું ભાસે છે, તેમાં આ નિશ્ચયબળની દુર્બળતા જ કારણ છે. પ્રબળ નિશ્ચયબળવાળાને પોતાની કોઇ પણ ઇચ્છા સિદ્ધ કરવાનું કાર્ય લેશ પણ કઠિન ભાસતું નથી,

પ્રત્યેક મનુષ્યનામાં જે જ્ઞાન હોય છે, તે પ્રમાણે જો તે વર્તતો હોય તો કેટલા અલ્પ સમયમાં આ આખું જગત્ સ્વર્ગસમાન થઇ રહે ! કારણ કે પ્રત્યેક મનુષ્યને પોતાનું જીવન ઉચ્ચ કરવાની ઇચ્છા હોય છે, અને તે ઇચ્છાને સિદ્ધ કરવાના થોડા અથવા ઘણા ઉપાયોનું પણ તેને જ્ઞાન હોય છે. પણ તે જ્ઞાનને આચારમાં મૂકતાં મનુષ્યોનો મોટો ભાગ નિષ્ફળ નીવડે છે, અને તેમ થવાનું કારણ તેમનામાં નિશ્ચયબળની ન્યૂનતા છે, એ છે.

નીતિનિયમોના પાલનથી, ઈશ્વરભક્તિથી, તત્ત્વવિચારથી અને એવાં જ વિવિધ સાધનોથી શાંતિ, સુખ, સામર્થ્ય, વિજય, યથાર્થ જ્ઞાન, અને સર્વોત્તમ ઉદય પ્રાપ્ત થાય છે, એ ઘણા જાણે છે–ઘણાને સાધનોનું જ્ઞાન પણ હોય છે, પરંતુ જાણેલા નિયમોને અને સાધનોને આગ્રહથી પાલન કરવાનું તેમનામાં નિશ્ચયબળ હોતું નથી. પ્રાપ્તવ્યને અને કર્તવ્યને અર્થાત્ શું મેળવવાનું છે, અને શું કરવાનું છે, તે તેઓ જાણે છે, પરંતુ પ્રયત્ન કરતાં તેઓને ઉપેક્ષાબુદ્ધિ અથવા પ્રમાદ થાય છે; અને આવા પ્રમાદનું સાક્ષાત્ કારણ નિશ્ચયબળની ન્યૂનતાવિના બીજું કશું નથી.

જે જ્ઞાન પોતાને પ્રાપ્ત છે, તેને તત્કાળ આચારમાં ઉતારવાનું નિશ્ચયબળ મનુષ્યો જ્યારે કેળવશે ત્યારે નિર્ધનતા, વ્યાધિ, નિષ્ફળતા, દુઃખ વગેરે જગતમાંથી ઘણાં જ ઓછાં થઇ જશે, અને સર્વ વિષયોમાં તેઓ એટલો તો અભ્યુદય પ્રાપ્ત કરશે કે આજનો સુધારોવધારો તેના આગળ, સમુદ્રના આગળ બિંદુજેવો જણાશે.

પોતાનું જીવન ઉચ્ચ કરવાના વિચારોને, ઇચ્છાઓને, અને યોજનાઓને તત્કાળ અમલમાં મૂકવાનું નિશ્ચયબળ જો મનુષ્યોમાં હોય તો નિષ્ફળતા અને નિરાશાના ઉદ્ગારો, જગતમાં શોધતાં છતાં પણ ક્વચિત્ જ સંભળાય.

બુદ્ધિમાન્ મનુષ્યોનો આજે જગતમાં તોટો નથી, પણ તેઓના મોટા ભાગમાં નિશ્ચયબળની ન્યૂનતાને લીધે તેઓની બુદ્ધિ કશું જ ઉપયોગી કાર્ય સાધી શકેલી અનુભવમાં આવતી નથી. સામાન્ય રીતે કહીએ તો નિશ્ચયબળને નહિ કેળવવાને લીધે સોમાં લગભગ પોણોસો મનુષ્યની બુદ્ધિ અને જ્ઞાન, વંધ્યા સ્ત્રીની પેઠે, કોઇ પણ ઉપયોગી ફળને પ્રકટાવ્યાવિના નિષ્ફળ જ રહે છે.

બાળકોને કેળવણી આપનાર વિદ્વાનોએ આ વિષયઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે; કારણ કે મેળવેલા જ્ઞાનના સોમા ભાગને પણ આચારમાં મૂકવા જેટલું નિશ્ચયબળ મનુષ્યમાં ન હોય તો મનને વ્યર્થ તેવી ગોખણપટ્ટીથી ઠચરી નાંખવાનું શું પ્રયોજન ?

શરીરશાસ્ત્રનાં સત્યોને પરીક્ષામાં પાસ થવાને માટે જ ડૉક્ટરોનો મોટો ભાગ ગોખે છે. તમે તેમનાં જીવનને જોશો તો દશામાં એક ડૉક્ટર પણ પોતાના આહારને બરાબર ચાવતો, દીર્ઘ શ્વાસપ્રશ્વાસ લેતો, યોગ્ય કસરત કરતો, ચાહા, કૉફી, સીગારેટ વગેરેથી દૂર રહેતો, મિતાહારને સેવતો, અને એવા જ બીજા આરોગ્યના નિયમોનું પાલન કરતો જોવામાં આવશે. તેઓને આરોગ્યના નિયમોનું જ્ઞાન હોય છે, પણ નિશ્ચયબળની ન્યૂનતાને લીધે, તે જ્ઞાન તેમના હૃદયના કોઇ અંધારા ખુણામાં દટાયલું પડી રહ્યું હોય છે.

પ્રાપ્ત કરેલા જ્ઞાનને આચારમાં મૂકવાથી જ મનુષ્યનો ઉદય થાય છે; અને નિશ્ચયબળ-

વાળા પુરુષો જ પ્રાપ્ત કરેલા જ્ઞાનને આચારમાં મૂકી શકે છે. તે વિનાના મનુષ્યોનું જ્ઞાન ખોટા હીરાજેવું છે. તે ચળકે છે ખરું, પણ તેનું કશું જ મૂલ્ય હોતું નથી.

પ્રત્યેક વિષયમાં પોતાનો અભ્યુદય કરવાને માટે મનુષ્યને નિશ્ચયબળની અનિવાર્ય અગત્ય છે. કારણ કે નિશ્ચયબળવિના આગ્રહયુક્ત પ્રયત્ન થઇ શકતો નથી, અને પ્રયત્નવિના ફળની ઉત્પત્તિ થતી નથી. વાંચવું અને તેને ગોખી રાખવું, એ ઉદયને માટે પૂરતું નથી. ઉત્તમ ગ્રંથો મહત્તાને આપણા જીવનમાં અર્પતા નથી. તેઓ મહત્તા કેમ પ્રાપ્ત કરવી, તેના નિયમો શીખવે છે, પણ તે નિયમોનાં ફળને પ્રત્યક્ષ કરવાને માટે તેમને પાલન કરવાનું બળ આપણામાં હોવું જ જોઇએ.

ગમે તે મનુષ્યો અથવા પ્રસંગો લલચાવે તોપણ આરોગ્યના નિયમોને પાલન કરવાનું જેમનામાં નિશ્ચયબળ હોય છે તેઓને માંદા પડવાનો દિવસ આવતો જ નથી. તમાકુ પીવી, અથવા ચાહા પીવી, એ ખોટું છે, એ જાણતાં છતાં કેટલા બધા મનુષ્યો, પોતાના મિત્રોનો સહજ આગ્રહ થતાં, એકવાર છોડી દીધા છતાં પણ ફરી તે પીવા માંડે છે! અધિક ખાવું, એ શરીરના બળનો ક્ષય કરનાર છે, એવું જાણતાં છતાં પણ નાતિભોજનના અથવા એવા જ કોઇ અન્ય પ્રસંગમાં સ્વાદિષ્ટ પદાર્થો જોઇને કેટલા બધા મનુષ્યો પેટ તડાતુમ થાય ત્યાં સુધી જમે છે! જાણેલા લાભકારક જ્ઞાનને આ પ્રમાણે આચારમાં ન મૂકવાનું કારણ નિશ્ચયબળની ન્યૂનતા જ છે.

જાણેલા જ્ઞાનને યથાર્થ આચારમાં મૂકવાનું નિશ્ચયબળ હોત તો કેટલા બધા શાસ્ત્રીઓ અને પંડિતો આજે મહાયોગીઓ અને મહાસિદ્ધો થયા હોત! વિદ્વાનોને જાણેલું જ્ઞાન 'પોથીમાંનાં રીંગણાં' જેવું શાથી રહે છે? તેઓને ઉચ્ચ થવાનું અને શાસ્ત્રે વર્ણેલી સિદ્ધ દશા પ્રાપ્ત કરવાનું મન નથી થતું એમ કંઇ નથી; મન તો તેઓને થાય જ છે, પરંતુ તે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાનાં સાધનો સિદ્ધ કરવામાં જે નિશ્ચયબળની અગત્ય છે, તે તેમનામાં ન હોવાથી તેઓને તેઓની ઇચ્છાને કુંવારી જ રાખવી પડે છે.

જ્યારે સંસારમાં બધું સીધે સીધું ચાલતું હોય છે ત્યારે તો આપણે બાંધેલા ઉંચા નિશ્ચયોમાં વળ્યા કરવાનું ઘણું સુગમ ભાસે છે, પરંતુ તેમ જ્યારે નથી ચાલતું ત્યારે પ્રબળ નિશ્ચય હોવાની ઘણી જ જરૂર હોય છે; અને જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી પ્રતિકૂળતાઓ આવ્યાવિના રહેતી ન હોવાથી, તેવે પ્રસંગે ઉચ્ચ માર્ગથી ભ્રષ્ટ અથવા પતિત ન થવાય તે માટે નિશ્ચયબળને પ્રત્યેક મનુષ્યે જેમ બને તેમ સત્વર કેળવવું જોઇએ.

નિશ્ચયબળને કેળવવા માટે, જ્યારે જ્યારે નિશ્ચયબળનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે આપણે, જે સામર્થ્યવડે આપણા શરીરમાં સઘળી ક્રિયાઓ થાય છે, તે સામર્થ્યપ્રતિ આપણા મનને વાળવું જોઇએ, કારણ કે આ સામર્થ્યદ્વારા જ આપણી સંકલ્પશક્તિ પોતાના વ્યાપાર કરી શકે છે.

આ સામર્થ્ય આપણા શરીરના પ્રત્યેક અણુના ગર્ભભાગમાં વ્યાપી રહીને આપણા શરીરના પ્રત્યેક વ્યાપારને કરે છે. જઠરમાં રહીને તે આપણે ખાધેલા અન્નને પચાવે છે. ફેફસાંમાં રહીને તે આપણા રુધિરને શુદ્ધ કરે છે. આંતરડામાં રહીને આહારમાંથી પોષક તત્ત્વને તથા મળને જુદા પાડે છે. મગજમાં રહીને પ્રત્યેક માનસિક શક્તિને બળ આપે છે; સ્વપ્નમાં

રાય વગેરે વિવધ ભાગમાં એકાગ્ર કરો. જ્ઞાનતંતુઓનાં મુખ્ય મુખ્ય સ્થળોમાં અર્થાત્ આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા વગેરે ચક્રોમાં તથા હૃત્પદ્મમાં અને બ્રહ્મરંધ્રમાં એકાગ્ર કરો. મુખ્ય મુખ્ય સ્નાયુઓમાં, ઇંદ્રિયોમાં, ત્વચામાં એકાગ્ર કરો. મગજની વિવિધ શક્તિઓમાં એકાગ્ર કરો.

એકાગ્રતા કરતી વખતે વૃત્તિને શરીરના તે તે અવયવમાં, સ્નાયુમાં, ઇંદ્રિયમાં, ચક્રમાં અથવા માનસિક:શક્તિમાં રહેલા સૂક્ષ્મ સામર્થ્યના ચિંતનમાં યોજો; અને જે સ્થાનમાં વૃત્તિને એકાગ્ર કરી હોય તે સ્થાનમાં રહેલું સંકલ્પબળ વૃદ્ધિને પામો, એવો સંકલ્પ કરો.

તે ભાગમાં રહેલા સામર્થ્યને તમે આજ્ઞા કરો છો, અથવા તેને તેમ કરવાની તમે ફરજ પાડો છો, એવો ભાવ ધરશો નહિ, તેમ જ તે અવયવને તમારે અધીન વર્તાવવાનો તમે પ્રયત્ન કરો છો, એવો પણ ભાવ ધરશો નહિ, માત્ર એકાગ્રતા કરીને ઇચ્છા જ કરો: જ્યારે સંકલ્પનું બળ વધશે ત્યારે તે ભાગને વશ વર્તાવવાનો કશો પણ પ્રયત્ન કર્યાવિના આપોઆપ તે સંકલ્પને વશ વર્તશે. સંકલ્પશક્તિ જ્યારે કશાને વશ વર્તાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેનું બળ હણાઇ જાય છે, અને તેથી તેને નિષ્ફળતા મળે છે.

શરીરના જૂદા જૂદા ભાગોને વશ વર્તાવવાની ઇચ્છાનો પરિત્યાગ કરીને તે તે ભાગમાં રહેલા સંકલ્પસામર્થ્યને વધારવાની ઇચ્છાથી પૂર્વોક્ત પ્રયત્ન સેવો. પ્રબળ નિશ્ચયથી પ્રેરાયલી સર્વ ઇચ્છાઓને આખું શરીર અધીન વર્ત્યાવિના રહેતું નથી, તેથી આખા શરીરઉપર પૂર્ણ અંકુશ પ્રાપ્ત કરવામાટે મગજના અને શરીરના પ્રત્યેક ભાગમાં રહેલા સંકલ્પસામર્થ્યને કેળવવાની જ તમારે અગત્ય છે.

વશ વર્તાવવામાં સંકલ્પબળનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરવાની અગત્ય નથી; ઉલટો એવો પ્રયત્ન કરવો, એ હાનિકારક છે. હઠ અથવા જીદ કરવાની ટેવ પણ તેવી જ અનર્થકર છે. તેમાં બળથી અર્થાત્ હઠથી સંકલ્પબળનો ઉપયોગ થાય છે. ઘણે પ્રસંગે હઠ ધરવા કરતાં હઠ છોડી દેવામાં અધિક નિશ્ચયબળની અગત્ય પડે છે; અને ઘણી વાર હઠ ધરવા કરતાં હઠ છોડી દેવામાં વધારે લાભ રહ્યા હોય છે.

અંતરમાં રહેલા સામર્થ્યનો વ્યાપાર વધતાં નિશ્ચયનું બળ વધે છે; કારણ કે સામર્થ્યની વૃદ્ધિ અંદરથી થવી જોઇએ, બહારથી નહિ. અને આંતર સામર્થ્યના સંકલ્પબળને વધારવા જ્યારે આપણે પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણા નિશ્ચયબળને અત્યંત મોટા પ્રમાણમાં વધારવા આંતર સામર્થ્ય પ્રયત્ન કરે છે. આમ હોવાથી શરીરના સર્વ ભાગમાં આપણી સંકલ્પશક્તિને એકાગ્ર કરતાં આપણે તેના સામર્થ્યને અમર્યાદ પ્રમાણમાં વધારવાને સમર્થ થઇએ છીએ.

---

## વ્યસનો છોડવા માટે શું કરવું ?

ગાંજો, તમાકુ, દારૂ વગેરેનાં વ્યસનો છોડવા અમારે શું કરવું, એવો પ્રશ્ન ઘણા કરે છે. નીચેનો આધ્યાત્મિક ઉપાય યોગ્ય લાગે તો તેમણે અજમાવી જોવો.

જેઓ જેઓ વિવિધ વ્યસનો સેવે છે, તેઓ શરીરમાં જાગતિ અથવા હોંશિયારી અથવા અધિક ચૈતન્ય આણવા: તે તે વ્યસનોને સેવે છે. તેઓની આ ઇચ્છા નિર્દોષ છે, પણ

આ ઇચ્છાને તૃપ્ત કરવાનો ખરો માર્ગ તેઓ જાણતા નથી. હું ચૈતન્યસ્વરૂપ છું, એવો મનુષ્યને જ્યારે અનુભવ થાય છે, ત્યારે શરીરમાં ચૈતન્યનું જેવું અખંડ ભાન રહે છે, તેવું બીજા કશાથી રહેતું નથી. આવું ભાન થવા માટે, ચાહા વગેરે દુર્વ્યસન ન સેવતાં બુદ્ધિમાન મનુષ્યે સર્વત્ર વ્યાપી રહેલા પરમતત્ત્વમાં પોતાના મનને જોડીને તે તત્ત્વસાથે અભેદ થવું જોઇએ. જ્યારે આવો અભેદાનુભવ કરવાનો પ્રયત્ન યથાર્થ પ્રકારે સેવાય છે ત્યારે દારૂ વગેરે ઉત્તેજક અને માદક પદાર્થોના સેવનથી જે જાગ્રતિ અને બળનું ખોટું ભાન શરીરમાં થાય છે, તેના કરતાં હજારોગણી ચઢતા પ્રકારની સાચી જાગ્રતિ અને સાચા બળનું શરીરમાં સ્થાયી ભાન થાય છે. વ્યસનના ખોટા મોહથી ન અંજાઇને, તથા મનને અંકુશમાં રાખીને, બુદ્ધિમાને ચાહા વગેરે ન સેવવાયોગ્ય પદાર્થોના પ્યાલાસાથે પોતાના પવિત્ર અને સુંદર મુખકમળનો સ્પર્શ ન થવા દઇને, અંતરમાં ઉતરી નીચેની ભાવના વારંવાર કર્યાં કરવી:

હું આત્મા છું, અને તેથી હું પોતે જ સઘળા પ્રકારના બળનો મહાસાગર છું. મારા આત્માના બળવડે મારા જ્ઞાનતંતુઓ અને મારું આખું શરીર પોષાય છે, અને બળવાન્ થાય છે. જે તૃપ્તિ અને બળની મારા શરીરને અગત્ય છે, તે મારા આત્મામાંથી મને મળે છે. અતી ચાહા વગેરેની મને જરા પણ જરૂર નથી. મને તેમની ઇચ્છા થતી નથી. મનથી અને શરીરથી આ ખોટા માદક પદાર્થનો મોહ હું છોડી દઉં છું. હું ચૈતન્યસ્વરૂપ છું, હું બળસ્વરૂપ છું, હું સર્વનો અધિપતિ છું.

પ્રાતઃકાળે, મધ્યાહ્નને અને સાયંકાળે તથા રાત્રે સુતી વખતે નિત્ય આ ભાવના ત્રણ માસસુધી કર્યાં કરો. જ્યારે જ્યારે ચાહાને પીવાનું મન થાય ત્યારે નેત્ર મીચી, આ ભાવના કરો, અને તમને જણાશે કે તમારું વ્યસન છુટી ગયું છે, એટલું જ નહિ પણ તમારું આરોગ્ય વધ્યું છે, તથા તમારું અંતઃકરણ અધિક ઉચ્ચ અધિકારને પામ્યું છે.

---

તમે જે માનતા હો તે વાત બીજાઓ ન માને, અર્થાત્ તમારા વિચારથી તેમના વિચાર જુદા હોય તો તેટલા ઉપરથી તેઓ મૂર્ખ અને અવિચારી છે, એમ કદી ધારશો નહિ. એકની એક વસ્તુ ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોતાં ભિન્ન ભિન્ન પ્રકારે ભાસે એ સ્વાભાવિક છે. જે દૃષ્ટિથી તમે એક વસ્તુને જુઓ છો, તેવી દૃષ્ટિ અન્યની ન હોવાથી તે વસ્તુ તેને ભિન્ન પ્રકારે ભાસે, એમાં નવાઇ જેવું કશું જ નથી. બીજાની દૃષ્ટિએ તમે તે વસ્તુ જુઓ તો તમને પણ તે તેવી જ ભાસે. આમ છે તો પછી તમને પોતાને ડાહ્યા, અને બીજાને મૂર્ખ અને અવિચારી કહેવાનો તમને કશો જ અધિકાર નથી.

---

બીજાએ આમ જ વર્તવું જોઇએ, અને આમ જ વિચારવું જોઇએ, એવો આગ્રહ સામાની સ્વતંત્રતા ઉપર તરાપ મારનાર છે. અને કોઇની સ્વતંત્રા ઉપર તરાપ મારવી એ પોતાની તથા પારકાની ઉન્નતિને અટકાવનાર છે. ચાર પગે ચાલનાર ઘોડાને માણસની પેઠે બે પગે ચાલવાનો આગ્રહ કરનાર, ઘોડાનું કે કોનું હિત સાધે છે? પોતાને જણાતા હિતનો બી-

જાતને શોધ કરવો, એ સારું છે, પણ તે પ્રમાણે તેને ચાલવાનો દુરાગ્રહ કરવો, એ કોઈ પણ ઉત્તમ રેળને પ્રસ્તાવ તો નથી

---

તમારું મન જ્યારે ગોકાકુળ હોય ત્યારે કોઈ પણ અગત્યની વાતનો નિશ્ચય કરશો નહિ

---

બધાથી અલગ થઇ જવું, એ કામ સહેલું છે ગમે તે મનુષ્ય તે કરી શકે છે. પરંતુ બધાની સાથે અભિન્ન થઇ જવું, બધાને પોતાના આત્મારૂપ ગણવા, આખું વિશ્વ મારામા સમાયલું છે, એમ સમજી, સર્વને પોતાના સ્વરૂપમય સમજવા, એ કામ અત્યંત કઠિન છે. સિન્ધ તત્વજ્ઞાની મહાપુરૂષો જ તે કરી શકે છે

---

સુભાગ્ય એ સત્પ્રયત્નનો પરિણામ છે, દુર્ભાગ્ય એ અયોગ્ય પ્રયત્નનો પરિણામ છે

---

બીજાઓનું કલ્યાણ સાધવાનો તમે જેમ જેમ અધિક પ્રયત્ન કરો છો તેમ તેમ તમે તમારૂં પોતાનુંજ અધિક કલ્યાણ સાધો છો, બીજાઓનું કલ્યાણ સાધવાનો તમે જેમ જેમ ન્યૂન પ્રયત્ન કરો છો, તેમ તેમ તેમ તેમ તમે તમારૂં પોતાનુંજ ઓછું કલ્યાણ સાધો છો

---

જેનો આપણને અનુભવ હોય તેનોજ બીજાને ઉપદેશ કરવો, અને જેનો બીજાને આપણે ઉપદેશ કરીએ તે પ્રમાણેજ આપણે વર્તવું. એ બે સદ્‌ગુણો પ્રત્યેક મનુષ્યે આગ્રહથી પાલન કરવા જોઇએ

---

મનને નિરંતર અચલ અને સમાધાનવાળી સ્થિતીમાં રાખવું જોઇએ, કારણકે મનની અચલ સ્થિતિમાંથીજ અત્યંત મોટું બળ અને પૂર્ણ આનંદ ઉદ્દભવે છે.

---

હું શોકમાં છું એવું કોઈના આગળ કદી બોલતા ના. વધારે સારૂં બોલવાનું શોધી મારો પ્રસન્નતા પ્રગટાવનાર કંઇક બોલવું અથવા કરવું, એ શોકને ટાળવાનો યોગ્ય ઉપાય છે.

---

આપણું નસીબ કોઇ બહારની સત્તા ઘડતી નથી, આપણે પોતેજ તેના ઘડનાર છીએ. ભવિષ્યમાં આપણને શું મળનાર છે, તેનો નિર્ણય વર્તમાનકાળની આપણી ક્રિયાથી આપણે પોતેજ કરીએ છીએ.

---

## સાધનસમારંભ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા. નાથાભાઈ શામળભાઇ ( રા. રા. ચતુરભાઇની સદ્ગતિનિમિત્ત ) | ઓડ | રૂ ૨–૦–૦ |
| રા. રા. જમનાદાસ વસનજી ( ભાઇ વલ્લભદાસની સદ્ગતિનિમિત્ત ) | નરહરિ પ્રા. નાટક કંપની | રૂ ૨–૦–૦ |
| રા. રા. કેશવજી ખીમજી ( ,, ,, ,, ) | ,, | રૂ ૫–૦–૦ |
| રા. રા. ચુનીલાલ આશારામ ( ચિ. મણિલાલ તથા બ્હેન મહાલક્ષ્મીના લગ્નનિમિત્ત ) | હાસગ | રૂ. ૨–૦–૦ |
| રા. રા. મોતીરામ કૃપારામ ( રા. રા. લક્ષ્મીશંકરના લગ્નનિમિત્ત ) | આમોદ | રૂ ૧–૦–૦ |
| રા. રા. ભાઈલાલ લાલજી ( પોતાની પુત્રીના લગ્ન નિમિત્ત ) | વડોદરા | રૂ ૫–૦–૦ |
| રા. રા. [illegible] અમૃતલાલ મહાશંકર. | ભરૂચ. | રૂ ૩–૦–૦ |

---

# ग्राहकोने सूचना.

કેટલીક અડચણોને લીધે જે માસથી અંક નિયમિત રીતે નીકળી શક્યા નથી, તેને માટે સુજ્ઞ ગ્રાહકો ક્ષમા આપવા કૃપા કરશે. હવે પછી પણ નિયમિત સમયે અંક કદાચિત્ ન મળે તો કોઈ પ્રતિબંધનું અનુમાન કરી થોડો સમય ધૈર્ય ધરવા વિનતિ કરવામાં આવે છે. ગ્રાહકોએ અગાઉથી લવાજમ ભરેલું હોવાથી મોડાવહેલા પણ તેમને આખા વર્ષના અંક અવશ્ય આપવામાં આવશે, માટે તે સંબંધમાં નિશ્ચિત રહેવા પ્રાર્થના છે.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---

# मुंबइना ग्राहकोने सूचना.

આજસુધી કેટલાક ગ્રાહકોને મહાકાલ, પ્રાતઃકાલ, ચમન, ધર્મધ્વજ તથા ભક્ત ટ્રીનીટી ટ્રેડીંગ કંપનીમારફતે મોકલવામાં આવતાં હતા તથા લવાજમ પણ તેમની મારફતે લેવામાં આવતું હતું પણ હવેથી ગ્રાહકોની સગવડમાટે ઉપલા પાંચે માસિકો સ્વતંત્ર મોકલવામાં આવશે માટે જેમને એ કંપની મારફતે અંકો મળતા હોય તેમણે પોતાના સ્વતંત્ર શિરનામાં અત્ર વળી જણાવવા કૃપા કરવી, તેમ જ લવાજમ પણ અત્ર જ મોકલી આપવું. અંકો ન મળે તો તેને માટે પણ અત્ર જ [illegible]

व्यवस्थापक महाकाल, वडोदरा.

---

# प्रभानुक्रमाणका.

प्रश्न. विस्तार.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જો ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.




रूप (पुस्तक) २८—ज्येष्ठ. कृष्ण० १४. सम्वत् १९६५. दर्शन (अंक) ८.

॥ ॐ श्रीँ ॥

# इष्टदर्शनकाले हर्षित वृत्तिनां वचनो.

પદ. ( પ્રભુ શિર ગાજે છે, એ લય. )

એ નાથ આવે છે, મારા જીવનતણા આધાર; એ નાથ૦
ભવાટવિના રક્ષક મારા, જન્મોજન્મના સાથ;
દુઃખસમાના શાંતિદાતા, જેનો ગ્રહ્યો મેં હાથ, એ૦
ક્ષણ ક્ષણ ઠોકી પીઠ વદે, દે ધૈર્ય અનેક પ્રસંગ,
નિશદિન કહે ઉત્સાહવચનને, બેસાડી ઉત્સંગ, એ૦
વિણઅધિકાર વિચાર્યે સઘળી, પૂરે મારી આડ,
દોષ વિસારી મારા સઘળા, નિજથી લડાવે લાડ. એ૦
વિધવિધ આપે બોધ તથાપિ, તે નં ગણું હું અજ્ઞ,
ઉન્મત્તાવસ્થામાં મહાલું, મુજસમ કોણ કૃતઘ્ન, એ૦
કરૂં ઉપેક્ષા નિજ વચનોની, પણ નવ ગણતા તેહ,
અનુકંપા ઉપજાવે અંતર, શો કરૂણાના મેહ, એ૦
ભાન ભૂલીને ક્રોધ કરી કદિ, દેતો અઘટિત ગાળ,
પ્રેમવચનસમ તેને ગણીને, ઉલટી લે સંભાળ, એ૦
અનુચિત પંથે પળતો જાણી, ગુપ્તપણે પુંઠે ધાય,
અગ્નિના અવસરમાં રક્ષી લે, (જેમ) વત્સને રક્ષે ગાય, એ૦
ગણી શકે કદિ રોમ શરીરનાં, ઉડુગણ ગણી શકાય,

પ્રકૃતિતત્ત્વના અણુ ગણે કદિ, જેમના ગુણ ન ગણાય, એ૦
અહો પધારો પ્રિયતમ સ્વામી, આપ છો મારા પ્રાણ,
વિશ્વાબ્ધિમાં હું ડુબતાના, આપ જ સબળું વહાણ, એ૦
નોધારાના આધાર જ છો, જેમની ગારે ઓથ,
નિર્ભય વિચરૂં મુજ સમીપે લહી, નરહરિ જગતી જ્યોત, એ૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૪૬ થી )

अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैवमेके ॥ १८ ॥

સૂત્રાર્થઃ—બ્રહ્મનિર્ધારણઅર્થે જ અહિં જીવનો પરામર્શ છે એમ પ્રશ્ન અને પ્રતિવચનથી જણાય છે તથા વાજસનેયી શાખામાં પણ એમ જ છે, એવું શ્રીજૈમિનિ આચાર્ય માને છે.

**अन्यार्थम्**-એટલે જીવથી અન્ય જે બ્રહ્મ તેના જ્ઞાનને અર્થે.

**प्रश्नव्याख्यानाभ्याम्**-એટલે પ્રશ્ન અને વ્યાખ્યાન એટલે પ્રતિવચન, ઉત્તર તે વડે.

**एके**-એક શાખાવાળા અર્થાત્ વાજસનેયી શાખાવાળા.

આ સૂત્રથી શ્રીજૈમિનિનો અભિપ્રાય જણાવ્યો કે આ વાક્ય જીવપ્રધાન વાક્ય છે કે બ્રહ્મપ્રધાન વાક્ય છે એ વિવાદ કરવા જેવું નથી કેમકે આ વાક્યમાં જે જીવનો પરામર્શ છે તે બ્રહ્મનું નિર્ધારણ કરવા અર્થે છે એમ પ્રશ્ન અને પ્રતિવચનથી નિર્ણય થાય છે. સુપ્ત પુરુષને લાકડી મારી જગાડવાથી પ્રાણથી અતિરિક્ત જીવ છે એ બોધ આપ્યા પછી પુનઃ જીવથી વ્યતિરિક્ત વસ્તુ-અર્થાત્ બ્રહ્મ-તેના સંબંધમાં પ્રશ્ન કરેલો છે કે **क्वैष एतद्बालाके पुरुषोऽशयिष्ट, क्व वा एतदभूत् कुत एतदागात्** ( **कौ. ब्रा. अ. ४ क. १९** ॥ ) હે બાલાકિ! તે સમયે એ પુરુષ ક્યાં સુતો હતો, એ ક્યાં હતો અને ક્યાંથી આવ્યો, ઉત્તરમાં પણ કહ્યું છે કે **यदा सुप्तः स्वप्नं न कंचन पश्यत्यथाऽस्मिन् प्राण एवैकधा भवति**-સુષુપ્ત જીવ જ્યારે કોઇ પણ સ્વપ્ન દેખતો નથી ત્યારે આ પ્રાણમાં (બ્રહ્મમાં) જ એકરૂપતાને પામેલો હોય છે, **एतस्मादात्मनः सर्वे प्राणा यथायतनं विप्रतिष्ठन्ते प्राणेभ्यो देवा देवेभ्यो लोकाः** ॥ આ આત્મામાંથી સર્વ પ્રાણ પોતપોતાને સ્થાને જાય છે, પ્રાણથી દેવો અને દેવથી લોકો, સુષુપ્તિસમયે જીવ પરબ્રહ્મસાથે ( મુખ્ય પ્રાણસાથે નહિ ) એકતાને પામે છે અને પરબ્રહ્મમાંથી જ પ્રાણાદિક સકલ જગત્ ઉત્પન્ન થાય છે એ વેદાન્તની મર્યાદા છે. તેથી એ સ્પષ્ટ છે કે જેમાં આ જીવને સંબોધથી રહિત યથારૂપ સ્વચ્છતા એટલે સુષુપ્તિ થાય છે અર્થાત્ ઉપાધિથી થતું જે વિશેષ વિજ્ઞાન તેનાથી રહિત સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને એ સ્વરૂપથી ભ્રંશ થવારૂપ જે આગમન તે જેમાંથી થાય છે તે પરમાત્મા જ આ વાક્યોમાં વેદિતવ્યરૂપે વિવક્ષિત છે. વળી વાજસનેયી શાખામાં આ બાલાકિ અને અજાતશત્રુનો સંવાદ છે. ત્યાં **य एष विज्ञानमयः पुरुषः क्व**

वै तदभूत् कुत एतदागात्–આ જે વિજ્ઞાનમય પુરુષ એટલે જીવ તે ક્યાં હતો અને ક્યાંથી આવ્યો એ પ્રશ્નમાં य एषोऽन्तर्हृदयआकाशस्तस्मिन् शेते–જે હૃદયની અંતર આકાશ ( પરમાત્મા ) છે તેમાં એ સુપ્ત હતો–એ પ્રતિવચનમાં વિજ્ઞાનમય શબ્દવડે જીવનું કથન કરી તેનાથી વ્યતિરિક્ત પરમાત્માનું આ મનન કરેલું છે. दहरोऽस्मिन्नन्तराकाशः । એ વાક્ય જે પૂર્વે નિર્ણીત થયલું છે તેમાં આકાશ શબ્દ પરમાત્માવાચકરૂપે પ્રયોગ કરાયેલો છે એ પ્રસિદ્ધ જ છે. વળી सर्व एत आत्मानो व्युच्चरन्ति–આ સર્વ આત્મા બહાર નીકળે છે એ શ્રુતિવાક્યમાં ઉપાધિવાળા જીવાત્મા અન્યમાંથી–પરમાત્મામાંથી બહાર નીકળે છે એમ જણાવ્યું છે તેથી પરમાત્માને જ કારણરૂપે વિવક્ષિત જણાવે છે. તેથી શ્રીજૈમિનિ આચાર્ય જીવનો ઉપદેશ બ્રહ્મજ્ઞાનને અર્થે છે એમ જણાવી પરમાત્મા વેદિતવ્ય છે એમ સ્વીકારે છે. આ જ વાક્યમાં પ્રાણનો ઉપદેશ બ્રહ્મજ્ઞાનને અર્થે છે એમ જૈમિનિ કહે છે ઇત્યાદિ વ્યાખ્યાન પણ આ સૂત્રનું જીવને બદલે પ્રાણ શબ્દ સમજી કરી શકાય છે. તેથી આ વાક્યમાં પરમાત્મા જ વેદિતવ્ય છે અને પ્રાણ કે જીવ નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે આ અધિકરણ સમાપ્ત કરી હવે બૃહદારણ્યક શ્રુતિનો અર્થ નિર્ણય કરવા અન્ય અધિકરણ શ્રીસૂત્રકાર રચે છે.

## वाक्यान्वयात् ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—વાક્યનો અન્વય જોતાં (પરમાત્માનું ગ્રહણ કરવું ઘટે છે.)

બૃહદારણ્યકોપનિષદમાં મૈત્રેયી બ્રાહ્મણમાં **न वा अरे पत्युः कामाय**–પતિને માટે પતિ પ્રિય નથી પણ આત્માને માટે પ્રિય છે, ઇત્યાદિ ઉપક્રમ કરી કહ્યું છે કે **न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति, आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम्**–અરે મૈત્રેયિ ! સર્વના પ્રેમને માટે સર્વ પ્રિય નથી પણ આત્માના પ્રેમને લીધે સર્વ પ્રિય છે માટે એ આત્માનો સાક્ષાત્કાર કર્તવ્ય છે, એ આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કર્તવ્ય છે. મૈત્રેયિ ! આત્માના દર્શનથી, શ્રવણ મનનનિદિધ્યાસનથી આ સર્વ વિદિત થઈ જાય છે. આ વાક્ય આ અધિકરણનું વિષયવાક્ય છે. અહિં એ સંશય થાય છે કે આ દ્રષ્ટવ્ય, શ્રોતવ્ય આદિ જે આત્મા કહ્યો તે જીવાત્મા લેવો કે એથી પરમાત્માનું ગ્રહણ કરવું. આ સંશય થવાનું કારણ એ છે બન્નેને સૂચક હેતુઓ અહિં દેખાય છે. **प्रियो भवति, प्रियं भवति** ઇત્યાદિ સર્વ ઉપક્રમ વાક્યમાં પ્રિય શબ્દ વાપરેલો છે અને એ સર્વ જેને પ્રિય લાગે છે તે ભોક્તા આત્મા છે તેથી જીવાત્મા છે; આવું ઉપક્રમ જોતાં દેખાય છે અને છેવટના વાક્યમાં **सर्वं विदितं भवति** આત્મજ્ઞાનથી સર્વજ્ઞાન થઈ જાય છે એ જે કહ્યું છે તે પરમાત્માને સૂચવે છે. તેથી આ સ્થિતિમાં સંશય થાય છે.

ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થશે કે અહિં ઉપક્રમનું બલ જોતાં વિજ્ઞાનાત્માનો જ ઉપદેશ છે એમ લેવું ઘટે છે. ઉપક્રમમાં કહ્યું છે કે પતિ, જાયા, પુત્ર, વિત્ત આદિ સર્વ આ આત્માને પ્રિય થાય છે તેથી એ સર્વરૂપ જગત્ જેનું ભોગ્ય છે એવો ભોક્તા આત્મા જીવ

છે અને તેનું જ સૂચન આરંભમાં કરેલું છે, અને એ ઉપક્રમ કરી એ આત્માને આ હેતુથી જોવો, સાંભળવો ઇત્યાદિ કહ્યું છે તે આ આત્માથી કયા ઇતર આત્માના સંબંધમાં હોઇ શકે? એના જ સંબંધમાં એ લેવું જોઇએ. મધ્યે પણ **इदं महद्भूतमनन्तमपारं विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानु विनश्यति न प्रेत्य संज्ञाऽस्ति**–આ પ્રત્યક્તત્ત્વ તે અપરિચ્છિન્ન, સત્ય, નિત્ય અને સર્વગત, કેવલ ચિદ્રૂપ છે, તે આ કાર્યકારણરૂપે પરિણત પૃથ્વ્યાદિ ભૂતોને લીધે ઔપાધિક જન્મનો અનુભવ કરી, એ ભૂતોના વિલઇ જવાથી ઔપાધિક મરણને અનુભવે છે અને એ પ્રકારનું મરણ થયા પછી એને સંજ્ઞા–વિશેષ વિજ્ઞાન રહેતું નથી, આ વાક્ય છે અને એમાં પ્રકૃત જે મહાસત્ત્વ–આત્મા તેનું પૃથિવ્યાદિ ભૂતથી ઉત્થાન આદિ કહી એ આત્મા વિજ્ઞાત્મા છે એ જ સૂચવ્યું છે અને તેને જ આગળ દૃષ્ટાન્ત કહી વર્ણવ્યો છે. તેમ જ **विज्ञातारमरे केन विजानीयात्**–વિજ્ઞાતાને શાવડે જાણવો, એ વાક્યમાં પણ વિજ્ઞાતા પદ વાપરવું છે તેમાં તૃ પ્રત્યય કર્તૃવાચક છે તેથી વિજ્ઞાતાનો અર્થ વિજ્ઞાનકર્તા થાય છે માટે આવી રીતે વિજ્ઞાનકર્તારૂપે ઉપસંહાર કરતાં શ્રુતિ એ જ જણાવે છે કે આ પ્રકરણ વિજ્ઞાત્માનું–જીવનું છે. આત્મવિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય છે એ ફલશ્રવણ, સંપૂર્ણ ભોગ્યભોક્તાને અર્થે છે તેથી ભોક્તાનું જ્ઞાન થયે ભોગ્યનું જ્ઞાન થયેલું જ ગણાય છે તેથી ઉપચારથી સત્ય છે માટે જીવપક્ષમાં એ અસંગત નથી.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ સિદ્ધાન્ત કરવો કે આ વાક્યને પૂર્વાપર જોતાં એ પરમાત્મામાં અન્વિત થયેલું જણાય છે માટે આ આત્મા તે જીવાત્મા નહિ પણ પરમાત્મા જ છે. આ પ્રકરણમાં **अमृतत्त्व तु नाशास्ति वित्तेन** અમૃતપ્રાપ્તિ ધનવડે થશે એ દુરાશા છે, એમ યાજ્ઞવલ્ક્યપાસેથી સાંભળી **येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान् वेद तदेव मे ब्रूहि** જે વડે હું અમૃત થાઉં એમ નથી તેને મારે શું કરવું; જેને આપ ભગવાન્ જાણો છો તે મને કહો–એ વચનવડે અમૃતત્વની ઇચ્છાવાળી છું એમ મૈત્રેયીએ જણાવ્યું છે અને તેને યાજ્ઞવલ્ક્ય અમૃતત્વના સાધનરૂપ આત્મજ્ઞાનનો ઉપદેશ કરે છે. સર્વ શ્રુતિ અને સ્મૃતિઓનો સિદ્ધાન્ત છે કે પરમાત્માના વિજ્ઞાનથી જ અમૃતત્વરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે અને તે માટે અન્ય સાધન નથી. આમ હોવાથી આ પ્રકરણમાં જે આત્મજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થઇ જાય છે એ ફલશ્રવણ છે તે મુખ્યાર્થમાં સત્ય ઠરે છે અને તેને પૂર્વપક્ષી જેમ ઔપચારિક લે છે તેમ લેવું ઘટતું નથી કેમકે જો ઔપચારિક વિવક્ષિત હોય તો તેની ઉપપત્તિ કરવાની રહેતી નથી. પણ આ પ્રકરણમાં આત્મજ્ઞાનથી સર્વજ્ઞાન થાય છે એ પ્રતિજ્ઞા કરી તરત જ ઉત્તર ગ્રંથથી તેની ઉપપત્તિ કરવા કહ્યું છે કે **ब्रह्म तं परादाद् योऽन्यत्रात्मनो ब्रह्म वेद**–જે પુરુષ પોતાથી અતિરિક્ત બ્રાહ્મણ છે એમ જાણે છે, તેને તે ભિન્નરૂપે મિથ્યા માનેલો બ્રાહ્મણ શ્રેયોમાર્ગથી ભ્રષ્ટ કરે છે, ક્ષત્રિયને ભિન્ન માનનારને તે ક્ષત્રિય ભ્રષ્ટ કરે છે વગેરે, અને તેથી એ સૂચવ્યું છે કે બ્રહ્મક્ષત્રાદિરૂપ અખિલ જગતને જે આત્માથી ભિન્નરૂપે, આત્માથી સ્વતંત્ર સત્તાવાળું જુએ છે અથવા માને છે તે મિથ્યા જ્ઞાનવાળાને એ મિથ્યા દૃષ્ટ બ્રહ્મક્ષત્રાદિ જગત્ જ મોક્ષથી ભ્રષ્ટ કરી નાખે છે. આ પ્રમાણે ભેદદૃષ્ટિને નિન્દી **इदं सर्वं यदयमात्मा**–આ સર્વ જે છે તે આ આત્મારૂપ જ છે, એ વચનથી સર્વ વસ્તુ માત્ર આત્માથી અવ્યતિરિક્ત છે એમ સ્પષ્ટ જણાવ્યું છે અને એ અભેદસિદ્ધાન્તને જ દુંદુભિવિસ્ફુલિંગ આદિ દૃષ્ટાન્તોવડે દૃઢ કર્યો છે. તેથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા

લાક્ષણિક લેવાય તેમ નથી. અને મુખ્યાર્થમાં લેતાં એ પરમાત્માની જ સૂચક થાય છે.

વળી अस्य महतो भूतस्य निःश्वसितमेतदृग्वेदः—આ મહાસત્યના નિઃશ્વાસરૂપ જ ઋગ્વેદ; યજુર્વેદ આદિ સર્વ છે, એ આદિવડે સર્વ જગતના સ્રષ્ટા આ પ્રકૃત આત્મા છે એમ જણાવ્યું છે કે જે વચન પરમાત્માને સૂચવે છે. આ જ પ્રમાણે જેમ નદીઓનું એકાયન સમુદ્ર છે ઇત્યાદિ એકાયનપ્રક્રિયા આ પ્રકરણમાં કહી છે તેમાં વિષય, ઇન્દ્રિય અને અંતઃકરણ-સહિત સર્વ પ્રપંચનું એકાયન તે આ અનન્તર, અબાહ્ય, વિદેકરસ આત્મા છે એમ વર્ણવી એ આત્મા પરમાત્મા છે એમ જણાવ્યું છે. તેથી સર્વ પ્રકારે પર્યાલોચન કરતાં અહિં પરમાત્માનાં જ દર્શનશ્રવણાદિનો ઉપદેશ છે અને જીવાત્માનો નથી એમ જણાય છે.

પૂર્વપક્ષીએ ઉપક્રમમાં પ્રિય શબ્દાદિ જે લિંગો જીવાત્માનાં સૂચક દર્શાવ્યાં છે. તેનો પરિહાર કરવાનો અવશિષ્ટ છે. તે કરવા ત્રણ આચાર્યોનાં મત શ્રીસૂત્રકાર દર્શાવે છે. તેમાં પ્રથમ આશ્મરથ્યનું મત કહે છે.

(અપૂર્ણ.)

---

# प्राणनो निरोध करवा साधकोने निमंत्रण.

પદ. ( આવો આવો વિલાસી, આ દાસીનો૦ એ લય. )

આવો આવો સાધીને પ્રાણવાયુ આ મનને નિરોધીએ,
આ મનને નિરોધીએ, [1]શક્તિ બોધીએ, આવો૦
દૃઢ આસન આરંભે સાધી વીર,
ધરી ધીર, બની સ્થિર, [2]લોમવિલોમે મળ શોધીએ, આવો૦
પછી સાધી ભસ્ત્રિકાદિ ભેદ,
થાવા ખેદનો ઉચ્છેદ, [3]ભુજંગી [4]ચાલને [5]પ્રબોધીએ, આવો૦
થતાં કુંડલિનીનું ઉત્થાન,
કરે [6]યાન, ચક્રે પ્રાણ, જોઈ જોઈ ચમત્કૃતિ મોદીએ, આવો૦
સુષુમ્ણામાં પછી ચઢીએ ધરી પ્રેમ,
અચલ ક્ષેમ, આવે જેમ, બ્રહ્મરંધ્રે પ્રાણમન ગોંધીએ, આવો૦
ભ્યાણી નરહરિનાથ સ્વપ્રકાશ,
સર્વ પાશ, કરી નાશ, અનુભવ પંચમમાં ઠરી[7] નોંધીએ, આવો૦

---

૧ કુંડલિની. ૨ લોમવિલોમ પ્રાણાયામવડે નાડીઓની શુદ્ધિ કરીએ. ૩ કુંડલિની. ૪ કંદના ચાલનવડે. ૫ જાગ્રત્ કરીએ. ૬ ગમન. ૭ પંચમ ભૂમિકામાં સ્થિર થઈને, જે સપ્તમ ભૂમિકાપર્યંત અનુભવ કર્યો હોય, તેને આ જગતના ઉપકારાર્થે, લેખાદિ દ્વારા પ્રકાશ કરીએ.

# શ્રીસદ્ગુરુ કોણ હોઇ શકે ? ગ્રહસ્થ કે સંન્યાસી.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ. ૨૫૩ થી )

હવે એ બ્રહ્મવિદ્‌ની સ્થિતિ પ્રાપ્ત કરવાનાં સાધનો ક્યાં છે, તત્ત્વજ્ઞાનનાં સાધનો ક્યાં છે, તત્ત્વજ્ઞાનમાટે કર્માદિની અપેક્ષા છે કે નહિ, બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્યાદિ આશ્રમધર્મની અપેક્ષા છે કે નહિ અને સંન્યાસાશ્રમની અપેક્ષા છે કે નહિ એ આદિ સંબંધમાં શાંકર વેદાન્ત શા સિદ્ધાન્ત સ્થાપે છે તે જોઇએ. ત્યાં બ્રહ્મસૂત્ર ૩. ૪. ૨૬ ના ભાષ્યમાં શ્રીશંકરાચાર્ય કહે છે કે હવે આશ્રમકર્મની તત્ત્વજ્ઞાનને અત્યંત અનપેક્ષા છે કે કાંઇ અપેક્ષા છે એ વિચારીએ. ત્યાં તત્ત્વજ્ઞાન પોતાના ફલરૂપ મોક્ષને ઉત્પન્ન કરે છે અને તેમાં અગ્નીન્ધનાદિની અપેક્ષા નથી; તે જ પ્રમાણે તત્ત્વજ્ઞાન થવા માટે પણ અગ્નીન્ધનાદિ આશ્રમકર્મની અત્યંત અપેક્ષા છે એ પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સિદ્ધાન્ત કરવામાં આવે છે કે તત્ત્વજ્ઞાનને એ સર્વની અપેક્ષા છે, એના વિના તત્ત્વજ્ઞાન થતું નથી. **अपेक्षते च विद्या सर्वाणि आश्रमकर्माणि नात्यन्तमनपेक्षा**—તત્ત્વજ્ઞાન સર્વ આશ્રમકર્મની અપેક્ષા રાખે છે અને એ કર્મની અપેક્ષા નથી એ ખોટું છે. આનો અર્થ વિશેષ સ્પષ્ટ કરતાં એ જ પ્રસંગમાં જણાવ્યું છે કે **उत्पन्नाहि विद्या फलसिद्धिं प्रति न किंचिदन्यदपेक्षते, उत्पत्तिं प्रति त्वपेक्षते । कुतः । यज्ञादिश्रुतेः । तथा हि श्रुतिः तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन-इति यज्ञादीनां विद्यासाधनभावं दर्शयति ॥** તત્ત્વજ્ઞાન એક વાર ઉત્પન્ન થયું કે એ પોતાનું ફલ જે જીવન્મુક્તિ તેને તે જ ક્ષણે આપે છે, એ ફલની ઉત્પત્તિમાટે તત્ત્વજ્ઞાનને બીજા કશાની—કર્મની, સંન્યાસની કે આશ્રમની કોઇની અપેક્ષા નથી. પણ તત્ત્વજ્ઞાન થવા માટે સર્વ આશ્રમકર્મની અપેક્ષા છે કેમકે શ્રુતિ એમ કહે છે. આ પરમાત્માને વેદાધ્યયન, યજ્ઞ, દાનાદિ વડે બ્રાહ્મણો જાણવા ઇચ્છે છે ઇત્યાદિ શ્રુતિ યજ્ઞાદિ કર્મો તત્ત્વજ્ઞાનનાં સાધન છે એમ દર્શાવે છે. **सर्वे वेदायत्पदमामनन्ति**-ઇત્યાદિ શ્રુતિ પણ આશ્રમકર્મો તત્ત્વજ્ઞાનનાં સાધન છે એમ જણાવે છે. તેમ જ **कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते ॥** કર્મવડે કષાય દગ્ધ થાય છે ત્યારે જ તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે એ આદિ સ્મૃતિ પણ કર્મો તત્ત્વજ્ઞાનનાં સાધન છે એમ જણાવે છે. આ પ્રમાણે શ્રુતિસ્મૃતિનાં અનેક વચનોથી કર્મો તત્ત્વજ્ઞાનનાં સાધન છે એમ શાંકરવેદાન્ત જણાવે છે. તેમાં વેદાધ્યયનમાટે બ્રહ્મચર્યાશ્રમ તથા યજ્ઞાદિ માટે ગૃહસ્થાશ્રમ અને તપસમાટે વનિનો આશ્રમ સ્વીકારવો આવશ્યક છે, અર્થાત્ તે તે ગૃહસ્થાદિ આશ્રમની પ્રતિપત્તિ તે તત્ત્વજ્ઞાનના સાક્ષાત્ સાધનરૂપ નથી પણ ગૃહસ્થાશ્રમની પ્રતિપત્તિ યજ્ઞાદિ કર્મોમાટે આવશ્યક છે, યજ્ઞાદિ કર્મો અંતઃકરણને મળરહિત કરવા માટે આવશ્યક છે, અંતઃકરણની નિર્મલતા થયા વિના તેમાં વિવિદિષા—તત્ત્વજ્ઞાનની તીવ્ર ઇચ્છા-મુમુક્ષુતા થતી નથી.

બ્રહ્મસૂત્ર ૩-૪-૩૩ ના ભાષ્યમાં **विद्यासहकारीणि चैतानि स्युः विहितत्वादेव,** આ અગ્નિહોત્રાદિ કર્મો તત્ત્વજ્ઞાનના સહકારી છે કેમકે એમનું શ્રુતિ વિધાન કરે છે, ૩-૪-૩૪ ના ભાષ્યમાં **त एवाग्निहोत्रादयो धर्मा अनुष्ठेयाः ।** તત્ત્વજ્ઞાનની ઇચ્છા રા-

ખનારે એ જ અગ્નિહોત્રાદિ ધર્મોનું અનુષ્ઠાન કરવાનું છે તથા ઇતરત્ર અનેક સ્થળે આ અર્થને જ પુનઃ પુનઃ દર્શાવ્યો છે.

**असक्तो हि यस्मात् समाचरन्नीश्वरार्थं कर्म कुर्वन् परमाप्नोति पूरुषो मोक्षमाप्नोति पुरुषः सत्त्वशुद्धिद्वारेणेत्यर्थः** (ગીતાભાષ્યે ૩. ૧૯ ) આસક્તિવિના ઈશ્વરપ્રીત્યર્થે કર્મ કરનાર પુરુષ અંતઃકરણશુદ્ધિ દ્વારા તત્ત્વજ્ઞાનને પામે છે.

**अतस्तदर्थं यज्ञार्थं कर्म कौन्तेय मुक्तसंगः कर्मफलसंगवर्जितः सन् समाचर निर्वर्तय ॥** ( ગીતા ભાષ્ય ૩. ૯ ) માટે પરમેશ્વરને અર્થે હે અર્જુન ! તું કર્મોના ફલને વિષે આસક્તિરહિત રહી કર્મો કર.

**नित्यनैमित्तिकप्रायश्चित्तोपासनानुष्ठानेन निर्गत निखिल कल्मषतया नितान्त निर्मलस्वान्तः**-નિત્ય, નૈમિત્તિક તથા પ્રાયશ્ચિત્ત કર્મો તથા ઉપાસનાના અનુષ્ઠાનવડે સંપૂર્ણ પાપથી રહિત થવાથી જેનું અંતઃકરણ અતિ સ્વચ્છ, શુદ્ધ થયું છે—(વેદાન્તસાર) એ પ્રમાણે વેદાંતના શ્રવણાદિના અધિકારીના અધિકારમાં આ પ્રથમ વિશેષણ છે કે જે અંતઃકરણની અતિશુદ્ધિ અને તેના અંગભૂત કર્મોપાસનાનું અનુષ્ઠાન આવશ્યક છે એ કંઠસ્વથી કહે છે.

વેદાન્તપરિભાષાના આઠમા પરિચ્છેદમાં કહ્યું છે કે **तत्त्वज्ञानं पापक्षयाद्भवति स च कर्मानुष्ठानादिति परंपरया कर्मणां विनियोगः ॥** એ તત્ત્વજ્ઞાન પાપનો ક્ષય થાય ત્યારે જ થઈ શકે છે અને પાપનો ક્ષય યજ્ઞાદિ કર્મોના અનુષ્ઠાનથી થાય છે તેથી પાપક્ષયદ્વારા કર્મોનો તત્ત્વજ્ઞાનમાં ઉપયોગ છે. આ જ વાક્યની શિખામણિ ટીકામાં **पापनिवृत्तिद्वारा ब्रह्मज्ञानोत्पत्तौ** કર્મોનો ઉપયોગ પાપ ક્ષય કરી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં છે-ઇત્યાદિથી એ વાક્યનો ભાવ સ્પષ્ટ કર્યો છે.

આ આદિ અનેક વચનોથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાટે કર્મોનો ઉપયોગ છે એ એક શ્રુતિ તથા સ્મૃતિ નહિ પણ સહસ્રશઃ શ્રુતિ સ્મૃતિ તથા શાંકરવેદાન્તીઓનાં વચનથી સિદ્ધ થાય છે. ત્યાં ભામતીમતાનુસારી એવું માને છે કે **विद्यासंपादनद्वारा ब्रह्मावाप्त्युपाय भूतायां विविदिषायामुपायः**—વિવિદિષા થયાવિના બ્રહ્મજ્ઞાન થતું નથી અને બ્રહ્મજ્ઞાનવિના બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ થતો નથી અને વિવિદિષાની પ્રાપ્તિ થવામાં યજ્ઞાદિ કર્મોનો ઉપયોગ છે, અને વિવરણાનુસારી એવું કહે છે કે **विद्यायां यज्ञादीनां विनियोगः**—તત્ત્વજ્ઞાનમાં જ ( અને કેવલ વિવિદિષામાં નહિ ) યજ્ઞાદિ કર્મોનો વિનિયોગ શ્રુતિ કહે છે. આ અવાન્તર મતોનો સાક્ષાત્ ઉપયોગ નહિ હોવાથી વિસ્તાર ન કરતાં સૂચન માત્ર કરીએ છીએ. અને આ પ્રકારે આવશ્યક જે કર્માનુષ્ઠાન તે માટે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર છે એ **कर्मार्थत्वाच्च गार्हस्थ्य प्रतिपत्तेः**—ઇત્યાદિ તૈત્તિરીયોપનિષદ્ શાંકરભાષ્યના વચનથી સ્પષ્ટ છે.

પરાશર માધવમાં ( પૃષ્ઠ પર માં ) **ननु अस्त्वेवमभ्युदयहेतुत्वं निःश्रेयसहेतुत्वं तु न संभवति प्रमाणाभावात् । प्रत्युत श्रुति स्मृतिभ्यां तन्निषिध्यते । न कर्मणा न प्रजया धनेन " इति श्रुतिः ' ज्ञानादेव तु कैवल्यम् ' इति स्मृतिः ।**-કર્મો આ પ્રકારે, અભ્યુદયના હેતુરૂપ હો પણ એ મોક્ષના હેતુરૂપ થાય એ સંભવતું નથી કેમકે તેમ

માનવામાં કોઈ પ્રમાણ નથી. એટલું જ નહિ પણ શ્રુતિસ્મૃતિવડે મોક્ષહેતુત્વનો નિષેધ કરાય છે. કર્મવડે નહિ, પ્રજાવડે નહિ, ધનવડે નહિ એ શ્રુતિ છે અને જ્ઞાનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે એ સ્મૃતિ છે—આ વચનવડે કર્મનો નિષેધ કરવારૂપ પૂર્વપક્ષ પ્રાપ્ત કરી કહેવામાં આવ્યું છે કે **यैवम्। परमात्मप्रकरणे निःश्रेयसहेतुवेदनेच्छा साधनत्वेन यज्ञादीनां विधानात्, 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन' इति श्रुतेः निषेधस्तु साक्षान्निःश्रेयससाधनत्वं गोचरयिष्यति। तस्मात् न मुक्तानां अग्न्याधानादिकर्मापेक्षा अस्ति। वेदनोत्पत्तौ सा विद्यते॥**

આ પૂર્વપક્ષ ખોટો છે કારણ કે તે આ પરમાત્માને બ્રાહ્મણો વેદાધ્યયન, યજ્ઞ, દાનાદિવડે જાણવા ઇચ્છે છે એ શ્રુતિમાં યજ્ઞાદિનું મોક્ષના હેતુરૂપ જે વિવિદિષા તેના સાધનરૂપે વિધાન કરવામાં આવ્યું છે, તેથી કર્મોની મોક્ષહેતુતા જણાવનાર પ્રમાણ નથી એ મિથ્યા પ્રલાપ છે. વળી પૂર્વપક્ષીએ જે કહ્યું કે **न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेऽमृतत्वमानशुः।** એ શ્રુતિમાં નિષેધ છે તે પણ એવો જ મિથ્યા પ્રલાપ છે. અમૃત એટલે નિઃશ્રેયસ અથવા મોક્ષ અને ત્યાગ એટલે ત્યાગસાધ્ય તત્ત્વજ્ઞાન, તેથી એ શ્રુતિમાં એ જ કહ્યું છે કે કર્મ, પ્રજા અને ધન એ મોક્ષના, સાક્ષાત્ સાધન નથી પણ મોક્ષનું સાક્ષાત્ સાધન તે તત્ત્વજ્ઞાન છે.[1] તેથી

---

૧ પરાશર માધવમાંના આ વચનથી **न कर्मणा न प्रजया०** એ શ્રુતિનો અર્થ એ ગ્રંથકાર શું કરે છે તે સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી. એ ગ્રંથકાર 'અમૃત' નો અર્થ મોક્ષ અને 'ત્યાગ' નો અર્થ ત્યાગસાધ્ય તત્ત્વજ્ઞાન કરે છે. વેદાન્તકલ્પતરુમાં ( પૃષ્ઠ ૩૧ ) આ જ શ્રુતિનો અર્થ કર્યો છે કે **पितृमनुष्यदेवलोकप्राप्तिहेतुभिः कर्मप्रजाधनशब्द वाच्यापर विद्याभिः नामृतत्वामाप्नुवन्तः किंतु त्यागसाध्यः ज्ञानेनेत्यर्थः**—પિતૃલોક, મનુષ્યલોક અને દેવલોકની પ્રાપ્તિના હેતુભૂત જે કર્મ, પ્રજા અને ધન શબ્દવડે પ્રતિપાદન કરાતી અપરા વિદ્યા તે વડે મોક્ષની પ્રાપ્તિ કહી નથી પણ ત્યાગસાધ્ય જે તત્ત્વજ્ઞાન તે વડે કહી છે. ઐતરેયોપનિષદ્ના શાંકરભાષ્યની ટીકામાં આનંદગિરિ આ શ્રુતિનો અર્થ કરતાં જણાવે છે કે **त्यागस्य साक्षादमृतत्व साधनत्वाभावेना मृतत्वसाधनं ज्ञानं त्यागेनानशुः प्राप्तवन्तः॥** ત્યાગ એ મોક્ષનું સાક્ષાત્ સાધન નથી તેથી અમૃત પદથી મોક્ષરૂપ અર્થ નહિ લેતાં મોક્ષ જેનાથી મળે છે તે તત્ત્વજ્ઞાન લેવું અને ત્યાગવડે તત્ત્વજ્ઞાનને પામ્યા એવો અર્થ અહિં કરવો. એ જ શ્રુતિ બૃહદારણ્યકોપનિષદ્ભાષ્યમાં ( પૃષ્ઠ ૬૮૫ ) આપી છે ત્યાં આનંદગિરિ જ કહે છે કે **ज्ञानद्वारा संन्यासस्य मोक्षोपायत्वे श्रुत्यन्तरमाह**—ત્યાગ એ જ્ઞાનદ્વારા મોક્ષનું સાધન છે એમ બીજી શ્રુતિ કહે છે. વિજ્ઞાનભિક્ષુ આ શ્રુતિનો શો અર્થ કરે છે એ પૂર્વે આપેલું છે તેથી વાચકવર્ગને સમજાય તેમ છે કે આ શ્રુતિનો અર્થ સર્વ વિદ્વાનો એકસરખી રીતે કરતા નથી. આવી સ્થિતિમાં કોઈ પણ મતમાં ગુલામગીરી જેમણે સ્વીકારી નથી તેવાને માટે અમુક મતનો અર્થ આપવો એ અઘટિત છે પણ એ શ્રુતિનો યથાશ્રુત અર્થ શો છે ને જ પ્રથમ જોવો જોઈએ. અને તે અર્થ આ વિષયના આરંભમાં એ શ્રુતિની ચર્ચામાં આપ્યો છે. વળી જ્યારે **कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।** કર્મવડે (અને કર્મના ત્યાગવડે નહિ) શ્રી જનક, અશ્વપતિ આદિ સંસિદ્ધિને પામ્યા છે એ સ્મૃતિવચન જોઈએ છીએ ત્યારે આ શ્રુતિનો જે અર્થ કર્યો છે

આ શ્રુતિમાં કર્મો મોક્ષનાં સાક્ષાત્ સાધન નથી એટલું જ કહ્યું છે અને મોક્ષનાં સાધન નથી એવો એનો અર્થ નથી, તેથી જે પુરુષો મુક્ત થયા છે તેને અગ્નીન્ધનાદિ કોઇ કર્મોની અપેક્ષા પોતાના સ્વાર્થ માટે નથી પણ એ સર્વ કર્મોની તત્ત્વજ્ઞાનમાટે અપેક્ષા છે.

( અપૂર્ણ )

# अज्ञानपट निवारवा श्रीइष्टने विज्ञप्ति.

પદ. ( આવો આવો વિહારી. આ દાસીનો જન્મ સફળ કીજીએ, એ લય. )

ખોલો ખોલો આ પડદો અંતરનો અમારો, પ્રભુ રીઝીએ,
પ્રભુ રીઝીએ, માગ્યું દીજીએ, ખોલો૦
પોતાના આદિ અંત જે ભણાય,
દુઃખી થાય, એ ન ન્યાય, ધર્મજ્ઞ અંકે હવે લીજીએ, ખોલો૦
વદનચંદ્ર દર્શાવો વહાલા નાથ,
જેથી થઇને સનાથ, કયારે ન કોઇથકી બ્હીજીએ, ખોલો૦
કામધેનુ આ આંગણાની માંહ્ય,
પાસે જવા ન પાય, હસ્ત વ્યર્થ ઉંચાનીચા વીંઝીએ, ખોલો૦
જાણ્યું ઘરમાં ધન દાટયું અપાર,
હાથમાં ન હથિયાર, કર્મકથા કોના પ્રતિ કીજીએ; ખોલો૦
દેજો નરહરિનાથ હવે સ્હાય,
ભરી અશ્રુ નયનમાંહ્ય, કહીએ કરુણાણુ ભીજીએ, ખોલો૦

# पत्रव्यवहार-एकाग्रता.

'આપના એક લેખમાં આપે એવા ભાવનું લખ્યું છે કે ગમે તે કામ કરતા હો-પછી તે વાસીદુ વાળવાજેવું હલકું હોય કે શાસ્ત્રાભ્યાસ કરવાજેવું ઉચ્ચ હોય-તોપણ તમારું

તે જ વિશેષ ઉચિત હોય એમ દેખાય છે. આ સૂચન કરવાનું કારણ એ છે કે પૂર્વે આપેલો અર્થ તથા અત્ર દર્શાવેલા અર્થમાં આપાતતઃ ભેદ દેખાય પણ તેથી સુજ્ઞને ભ્રાન્તિ ન થાય, માટે બે ભિન્ન ભિન્ન ભૂમિકાપરથી અર્થ આપેલા છે એ સ્પષ્ટ કરવાની જરૂર છે. અત્ર શાંકરવેદાન્તીઓ શો અર્થ કરે છે તેટલું જ માત્ર બતાવવાનું છે અને પૂર્વે સર્વ મત સાધારણ પ્રતિપાદન હોવાથી શ્રુતિ માત્ર શા અર્થને બોધન કરે છે તે જોવાનું હતું. સર્વ શાંકરવેદાન્તીઓ આ શ્રુતિનો એક અર્થ કરતા નથી પણ એકનો એક પુરુષ પણ ભિન્ન ભિન્ન સ્થાને આ જ શ્રુતિના ભિન્ન અર્થ કરે છે. છતાં તાત્પર્ય સ્પષ્ટ છે. અને તેટલા પ્રતિ જ અત્ર લક્ષ દોર્યું છે.

સઘળું મન તેમાં પરોવીને તે કામ કરો. હવે સ્વભાવથી એની મેળે થતાં કામોમાં શું આ પ્રમાણે સઘળું મન પરોવવાની અર્થાત્ એકાગ્ર થવાની જરૂર છે ?

રસ ન જણાતો હોય એવું કામ કરતી વખતે પણ તે જ કામનો સંપૂર્ણ વિચાર કર્યા કરવાનું બાળકને શિક્ષણ આપ્યું હોય તો તે શું યોગ્ય ગણાશે ? અથવા નીરસ કામ કરવાનું તેને ન સોંપતાં કોઇ રસવાળું કામ તેને સોંપવું, એ યોગ્ય ગણાશે ? લિ. એક વાચક.

એક્ટી વખતે એક જ કામ કરવું, અને જે સમયે જે કામ કરતા હોઇએ તે સમયે તે કામમાં આપણા મનને સંપૂર્ણ રીતે પરોવી દેવું, એનું નામ એકાગ્રતા છે. આવી એકાગ્રતા કર્યાવિના કોઇ પણ કામ ઉત્તમ પ્રકારનું કદી પણ થતું નથી, એ વાત સાચી છે. તથાપિ બધાં જ કામોમાં આવી એકાગ્રતા કરવાની અગત્ય છે, એવો સર્વદા નિયમ નથી.

આપણા મનનો બે પ્રકારે વ્યાપાર થતો આપણા અનુભવમાં આવે છે: એક એની મેળે સ્વભાવથી થતો વ્યાપાર, અને બીજો જ્ઞાનપૂર્વક થતો વ્યાપાર. જ્યારે તમે **પંચદશી** કે **ગીતા**જેવું કોઇ શાસ્ત્ર વાંચો છો, ત્યારે તમારા મનનો જ્ઞાનપૂર્વક વ્યાપાર ચાલે છે. પંચદશીને વાંચતી વખતે જો તમે તમારા મનને સંપૂર્ણ રીતે તેમાં પરોવો નહિ તો તેમાં શું કહ્યું છે, તે તમે બરાબર સમજી શકવાના નહિ. આમ હોવાથી આપણા મનના જેટલા જેટલા જ્ઞાનપૂર્વક વ્યાપાર થાય છે, તે સર્વને ઉત્તમ પ્રકારે ફળ આપનારા કરવામાટે તેમને સંપૂર્ણ એકાગ્રતાથી કરવાની અગત્ય છે.

પરંતુ સ્વભાવથી થતા મનના બીજા પ્રકારના વ્યાપારમાં આવી એકાગ્રતા કરવાની સર્વદા અગત્ય હોતી નથી. જે કામ ઘણા અભ્યાસથી આપણને સ્વભાવરૂપ થઇ ગયાં હોય છે, તેવાં કામ આપણું મન તેમાં આપણે ન જોડીએ તોપણ થયે જ જાય છે. ઘેરથી કચેરીમાં જવાનો અથવા દુકાને જવાનો આપણને નિત્ય અભ્યાસ હોય છે તો પછી કચેરીમાં જવાની ક્રિયામાં આપણે આપણા મનને જોડી રાખવું પડતું નથી. આપણું મન માર્ગમાં ચાલતાં ગમે તે વિષયના વિચારો સુખપૂર્વક કરે છે, અને બીજી બાજુથી ચાલવાની ક્રિયા પણ થયે જ જાય છે. ચાલવાની ક્રિયામાં આપણા મનને જોડીએ તો જ ચાલવાની ક્રિયા બરાબર થાય અને આપણે કચેરીમાં પહોંચીએ એવું કંઇ નથી. મિત્રસાથે વાતો કરતા કરતા, અને મનને બીજા વિષયમાં જોડતાં છતાં પણ કચેરીમાં તો આપણે પહોંચીએ જ છીએ, તે જ પ્રમાણે દાતણ કરવાનો, સ્નાન કરવાનો, ખાવાનો વગેરે વિવિધ ક્રિયાઓ કરવાનો આપણને દૃઢ અભ્યાસ થઈ ગયેલો છે, તેથી કરીને તે તે ક્રિયાઓ કરતી વખતે, બીજા વિષયોમાં આપણા મનને જોડતાં છતાં પણ આપણે તે તે ક્રિયાઓને યથાર્થ પ્રકારે કરી શકીએ છીએ.

ખાવાની, સ્નાન કરવાની, કચેરીએ જવાની એ વગેરે આપણા સ્વભાવરૂપ થઇ ગયેલી ક્રિયાઓ તેમાં મનને જોડ્યાવિના આપણે યથાર્થ કરી શકીએ છીએ, તેથી એમ સમજવાનું નથી કે એ ક્રિયાઓ આપણા મનના અધિપતિપણાવિના, એની મેળે જ થાય છે. એ ક્રિયાઓ એની મેળે થતી આપણને ભાસે છે, તથાપિ એ ક્રિયાઉપર આપણા મનનું જ સ્વામિત્વ હોય છે, અર્થાત્ એ ક્રિયાઓઉપર આપણા મનની જ દેખરેખ હોય છે. જો મનની દેખરેખ ન હોય તો એ ક્રિયાઓ આપણા અવયવો કદી પણ કરી શકે નહિ. આ મન તે આપણા વિચાર કરનારા મનના ભીતર અથવા પાછળના ભાગમાં રહ્યું છે. જેટલો જેટલો જ્ઞાનપૂર્વક વ્યાપાર આપણે કરીએ છીએ તે આપણું બાહ્ય મન કરે છે, અને જેટલો જેટલો આપણા સાક્ષાત

જ્ઞાનવિના, સ્વભાવથી વ્યાપાર થતો આપણે અનુભવીએ છીએ તે આ આપણું આંતર મન કરે છે. વસ્તુતઃ એક જ મન છે, પણ તેના ઉપર વર્ણપ્રમાણે બે વ્યાપાર થતા હોવાથી આંતર મન, અને બાહ્ય મન, પ્રકટ મન અને અપ્રકટ મન, જાગ્રત્ મન, અને સ્વપ્નાવસ્થાનું મન એવા બે ભેદ આપણે પાડ્યા છે.

આ પ્રમાણે મનના બે ભેદ હોવાથી અથવા ખરી રીતે કહીએ તો મનના બે પ્રકારના વ્યાપારો હોવાથી બાહ્ય મન જે જે વ્યાપાર કરે છે, અર્થાત્ જે જે વ્યાપારો આપણે જ્ઞાનપૂર્વક કરીએ છીએ, તેમાં એકાગ્રતા કરવાની જરૂર છે. આંતર મનથી થની ક્રિયાઓમાં એકાગ્રતા કરવાની જરૂર નથી.

બાહ્ય મનથી થતી ક્રિયાઓમાં એકાગ્રતા ન કરીએ તો તે ક્રિયાઓ ઉત્તમ પ્રકારની થતી નથી, એટલું જ નહિ પણ ઉલટી બગડે છે. સંસ્કૃત વગેરે ભાષાઓનો અભ્યાસ બાહ્ય મનવડે થાય છે, તેથી અભ્યાસમાં જો બાહ્ય મનને એકાગ્ર કરવામાં નથી આવતું તો સંસ્કૃત આવડતું નથી, એટલું જ નહિ પણ તેમાં ગાળેલો સમય નકામો જાય છે. પચનક્રિયા, શ્વાસોચ્છ્વાસની ક્રિયા, નિત્ય કચેરીમાં જવાની, ખાવાની, નહાવાની વગેરે અભ્યાસરૂપ થઇ ગયેલી ક્રિયાઓ આંતર મનવડે થાય છે, તેથી તે ક્રિયાઓ ચાલતી વખતે તેમાં એકાગ્રતા કરવાની કશી જ જરૂર પડતી નથી. એકાગ્રતા ન કરવાથી તે ક્રિયાઓ બગડતી નથી.

આમ આંતર મનથી ચાલતી અર્થાત્ અભ્યાસરૂપ થઇ ગયેલી ઘણી ક્રિયાઓ, બાહ્ય મનને તેમાં એકાગ્ર કર્યાવિના યથાર્થ રીતે આપણે કરી શકીએ છીએ, એ વાર્તા સાચી છે, તથાપિ સ્વભાવથી થતાં આ પ્રકારનાં સઘળાં જ સામાન્ય કામોમાં બાહ્ય મનને એકાગ્ર થવાનો અભ્યાસ ન પાડવો, એ હિતકર નથી.

આપણા જીવનમાં, કેટલાંક સહજ બની શકે એવાં કામો આંતર મનપાસે કરાવ્યા કરવાં, અને બાહ્ય મનપાસે બીજાં જ કામો કરાવવાં, અર્થાત્ હાથ જ્યારે શીવવાનું કે ભરવાનું કામ કરતો હોય, અથવા વાસીદું વાળતો હોય કે વાસણ ઉટકતો હોય, અથવા કોઈ કાગળની નકલ કરતો હોય કે કાગળોના થોકડાઉપર પોતાની સહીઓ ઘસડતો હોય ત્યારે બાહ્ય મનપાસે બીજાં જ કામોના વિચાર કરાવ્યા કરવા—આ પ્રકારનો જો આપણે અભ્યાસ પાડીએ છીએ તો પછી આ બંને મનને જૂદાં રાખી રહેવામાં આપણે મદદ કરીએ છીએ; અને તેમ કરવું એ આપણને લેશ પણ લાભકારક નથી. આ બંને મનના વ્યાપારોને એકરૂપ કરી નાંખવામાં જ આપણું હિત રહેલું છે, કારણ કે આ અભેદ જ્યારે યથાર્થ થાય છે ત્યારે બાહ્ય મનની આજ્ઞાપ્રમાણે જ આંતર મન સર્વદા ચાલે છે.

તમે ધ્યાન કરવા અથવા જપ કરવા બેસો છો ત્યારે અથવા કોઇ વિષયના ચિંતનમાં મનને એકાગ્ર કરવા પ્રયત્ન કરો છો ત્યારે તમારા મનમાં હજારો વિચારો એની મેળે ઉઠવાનો, અને તમને તમારા ધારેલા વિષયના ચિંતનમાંથી આડા તાણી જવાનો શું તમને અનુભવ નથી થયો? આ હજારો વિચારો તમારા આંતર મનની ક્રિયા છે, અને તમારૂં બાહ્ય મન તથા આંતર મન એકસંપથી વર્તતાં ન હોવાથી તમે ધારેલું ચિંતન કરી શકતા નથી. બાહ્ય મન જે કરે છે, તેમાં જો આંતર મનની મદદ હોય છે, અર્થાત્ બાહ્ય મન જે ક્રિયા કરે છે, તે જ ક્રિયામાં જો આંતર મન ભાગ લેતું હોય છે તો જ બાહ્ય મનની ક્રિયા યથાર્થ થાય છે. આથી આ બંને મનનો અભેદ કરવાની અગત્ય છે, અને આવો અભેદ આં-

પાડે છે, ત્યારે બાળકોને અજાણતાં જ તેવો અભ્યાસ પડે છે; અને આવો અભ્યાસ પડતાં પછી તે બાળકો તેમને જે કરવાનું કહેવામાં આવે છે, તે અત્યંત પ્રસન્નતાથી કરે છે, એટલું જ નહિ પણ જે જે કામ તેમને સોંપવામાં આવ્યાં હોય છે તે સ્વાભાવિક રસથી કરે છે. આ પ્રકારે તેઓ બીજાઓને ઉપયોગી થવાની સાથે પોતાની પણ એકાગ્રતાની શક્તિને કેળવે જાય છે.

ઘણાને પોતાને મળેલું કામ ગદ્ધાવૈતરૂ જણાય છે, પરંતુ તેનું કારણ તે કામમાં રહેલી રસવાળી બાજુ જોવાનો તેઓ પ્રયત્ન નથી કરતા તે જ છે. રસવાળી બાજુ જોવાનો જેમને અભ્યાસ હોય છે, તેમને કોઇ કાર્ય ગદ્ધાવૈતરૂ જણાતું નથી, એટલું જ નહિ, પણ રસથી તે કામ કરવાથી વધારે ઉત્તમ કામ કરવાનાં દ્વાર તેમને માટે ખુલ્લાં થઇ જાય છે. આ નિયમ કદી પણ નિષ્ફળ જતો નથી.

---

## वार्धक्यमां हरिस्मरण थवुं अशक्य छे.

પદ. (મને રોકી રહ્યા શીદ વનમાં, એ લય.)

હરિ ભજી શું શકીશ ઘડપણમાં રે,
ઘડપણમાં રે, ક્ષીણ તનમાં રે, હરિ૦

વિષય ન તુજને, દુઃખથી તારે, આવ હવે સમજણમાં રે, હરિ૦
ચલ સુખમોહે, નિત્યસુખ ત્યજતો, વાટ ઉઠી ડહાપણમાં રે, હરિ૦
દુઃખ દેનારૂં સુખ વિષયોમાં, સત્સુખ ઇશસ્મરણમાં રે, હરિ૦
એળે બાલ્યયુવા જો ગાળી, રહીશ ન કોઇ વરણમાં રે, હરિ૦
ભોગ તો પશુઓ પણ ભોગવતા, કર કંઇ અધિક આ તનમાંરે, હરિ૦
ગાફલ રહી વિષયોન્મત્ત થઇ કાં, મારે ધા આપચરણમાં રે, હરિ૦
નરહરિ પ્રભુ ભજ ભાઇ સવેળા, તરણ ચહે જો ભવરણમાં રે, હરિ૦

---

## ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

( અનુસંધાન પૃષ્ઠ ૨૧૬ થી. )

### કન્યારાશિમાં જન્મેલા મનુષ્યોને હિતકર બોધ.

તમારે કોઇ કામમાં નિષ્ફળતા મળશે, એવો કદી પણ વિચાર નહિ કરવો. સર્વદા ઉચ્ચ આશા અને હિંમતને જ ધર્યાં કરવી, અને તમે આશ્ચર્યકારક બળને અને સામર્થ્યને તમારા પ્રતિ આકર્ષાઇ આવેલું અનુભવશો. મંદવાડનાં, નિર્ધનતાનાં અથવા અન્ય ગમે તે પ્રકારનાં કષ્ટો તમારા ઉપર આવી પડે તોપણ દૃઢ નિશ્ચયથી અને અજય્ય મનોબળથી તેમની સામે યુદ્ધ કરજો. ... પ્રસંગે તમે તેમના ઉપર જય મેળવશો જ. જો તમે સર્વ પ્રકારની સ્વાર્થવૃત્તિનો ... તો ગમે તે ઉદ્યોગ તમે કરશો તોપણ તેમાં અત્યંત વિજય પ્રાપ્ત કરશો.

તમારી રાશિ પૃથ્વીમાં ગુપ્ત રહેલા અગ્નિની સૂચક છે, અને તેથી તમે ગમે તે કામ કરવાને સમર્થ છો, એમ સ્પષ્ટ થાય છે. જે કામ કરો તે નિયમથી અને વ્યવસ્થાથી કરજો; તેથી તમે અવશ્ય ઉત્તમ પ્રકારનું સુખ સંપાદન કરશો. તમારામાં રહેલા ઉચ્ચ ગુણોને કેળવવા ઉપર ખાસ ધ્યાન આપજો. તમારી નીતિને, બુદ્ધિને તથા આધ્યાત્મિક શક્તિઓને નિત્ય વૃદ્ધિને પમાડતા રહેજો. અધ્યાત્મશાસ્ત્રનો તથા યોગાદિ ગૂઢ વિદ્યાઓનો અભ્યાસ કરજો. એથી તમારી કલ્પનામાં પણ નહિ હોય એવા સુખના ભંડાર તમારે માટે ઉઘડી ગયેલા તમે જોશો. સર્વદા ઉદાર, માયાળુ અને શુદ્ધ નિશ્ચયવાળા થજો. સંગીતવિદ્યાનો અભ્યાસ તમને બહુ લાભ કરશે, તેથી તમારામાં સંગીતની થોડી પણ અભિરુચિ હોય તો અવશ્ય તેને કેળવવા પ્રયત્ન કરજો. બીજાના દોષો કાઢવાના તથા બીજાઉપર હકુમત ચલાવવાના સ્વભાવને જિતજો. મિથ્યાભિમાન, મિથ્યા લોભ, બીજાઓના કામમાં માથું મારવું, મનથી રોગો કલ્પીને ઓસડીઆં કરવાં, ખાલી બડાઈ, આત્મસ્તુતિ, દ્વેષ કરવાનો સ્વભાવ, આ સઘળા દુર્ગુણો તમારી રાશિમાં જન્મેલા મનુષ્યોમાં હોવાનો સંભવ હોય છે. તમારામાં તે હોય તો તેમને જડ મૂળથી ઉખેડી નાંખજો. તમારા દોષને ન જિતતાં તમારા જેવું અધમ પ્રાણી ભાગ્યે જ કોઈ હોય છે, તેમ જ તમારા દોષોને જિતતાં તમારા જેવો ઉત્તમ મનુષ્ય પણ ક્વચિત્ જ થાય છે. નિત્ય ખુલ્લી હવામાં રહેજો, કસરત કરજો, અને સૂર્યના તડકાને શરીરપર લેજો. એથી તમે નીરોગ અને બળવાન્ રહેશો. ખાવાપીવામાં જો તમે મિતાહારી રહેશો, અને દવાઓના રગડા ગળામાં નહિ રેડો તો તમે ઘણાં વર્ષ જીવશો, એટલું જ નહિ પણ ઉત્તરાવસ્થામાં પણ તમારામાં જુવાનીનું જોર તથા ઉત્સાહ રહેશે. જ્યાં સુધી તમે દુઃખનું ચિંતન કરશો, જેમાં તેમાં દુઃખને અને દોષને જોયા કરશો, અને તમારી પ્રાપ્ત સ્થિતિને માટે બડબડાટ કર્યા કરશો ત્યાં સુધી તમારી પાસે પુષ્કળ દ્રવ્યનો સંચય થશે નહિ, માટે ભયને અને શંકાને ત્યજીને પ્રસન્ન સ્વભાવ સેવજો, અને જ્યાં ત્યાં સુખને જ જોયા કરજો.

## સિંહ રાશિ અને કન્યારાશિનો સંધિસમય.

કન્યા રાશિ ઓગસ્ટની ૨૨ મીએ બેસે છે, અને તેનો પૂરેપૂરો પ્રવેશ થતાં છ દિવસ લાગે છે, તેથી ઓગસ્ટની ૨૨ મીથી તે ૨૮ મી સુધીમાં જેમનો જન્મ થયો હોય છે, તેઓનો સિંહ રાશિ અને કન્યા રાશિના સંધિસમયમાં જન્મ થયેલો ગણાય છે. આ સંધિસમયમાં જન્મેલાં મનુષ્યોમાં અગ્નિ અને પૃથ્વી તત્ત્વોનો ઘણો બળવાન્ સંયોગ થયો હોય છે, પરંતુ અગ્નિ તત્ત્વ તેમનામાં પોતાના વિનાશક ગુણને ન દર્શાવતાં ઉત્પાદક ગુણને દર્શાવતું વિશેષે કરીને પ્રતીત થાય છે. પૃથ્વીને સૂર્યની જરૂર છે, એવું આ મનુષ્યો જાણતાં હોય એવું જણાય છે, અને તેઓ પોતાના પ્રેમના અને બુદ્ધિના બળને વહી જવા ન દેતાં એક બિંદુમાં એકાગ્ર કરે છે. આ સંધિસમયમાં જન્મેલી સ્ત્રીઓ જમીનમાં ઉગતા બીજકથી તે માતાને ધાવતા પ્રાણીસુધી પ્રત્યેક જીવવાળી વસ્તુઉપર અત્યંત પ્રેમ ધરાવે છે. તેઓ અશ્રાન્ત (કદી થાકી ન જાય એવા) કામ કરનારા હોય છે, અને તેમને જ્યારે યોગ્ય કેળવણી આપવામાં આવે છે, ત્યારે તેઓના વિચાર યોગ્ય તર્કાનુસાર હોય છે. પૃથ્વીમાં ઉત્પન્ન થતી ઉત્તમ વસ્તુઓઉપર તેઓને પ્રેમ હોય છે અને તેનો તેઓ પોતે જ ઉપભોગ લેવામાં કુશળ હોય છે. તેઓનામાં બીજાના અંતઃકરણનું સમાધાન કરવાની શક્તિ હોવાથી તેઓ ઉત્તમ શિક્ષક, વૈદ્ય અને માનસશાસ્ત્રી થઇ શકે છે. કન્યા રાશિમાં અથવા સિંહ રાશિમાં જન્મેલા મનુષ્યોકરતાં તેઓનામાં વધારે

પહોંચ હોય છે. તેઓ ક્વચિત્ જ કોઈનું અપમાન કરે છે, અથવા કોઇને ક્ષોભ ઉપજાવે છે. સિંહ રાશિનો અગ્નિ, પૃથ્વી તત્ત્વની શીતળતા અને ઘનતાથી મીલનમાં રહે છે, અને તેથી કરીને પૃથક્ પૃથક્ રાશિમાં જન્મેલા મનુષ્યોમાં અપમાન માની લેવાની અથવા અપમાન કરવાની જે લાલચ થઇ આવે છે, તે આ સંધિસમયમાં જન્મેલા મનુષ્યોમાં થઈ આવતી નથી. તેઓને પોતાનો સમય ઘરની બહાર કુદરતના સંગમાં જેમ બને તેમ ઓછાં વસ્ત્રો પહેરીને ગાળવો બહુ ગમે છે. જ્યારે તેઓને ઘરમાં રહેવાની ફરજ પડે છે, ત્યારે તેઓ ઉત્તમમાં ઉત્તમ ઘર અને ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રોમાટે આકુળવ્યાકુળ થઇ જાય છે. ઉત્તમ ઘરવિના ખરાબ ઘરમાં તેઓ રહેતા નથી, અને જેમાં રહે છે, તેને ઉત્તમ પ્રકારે શણગારે છે. તે જ પ્રમાણે ઉત્તમ વસ્ત્રવિના ઉતરતા પ્રકારનાં વસ્ત્રો તેઓ પહેરતા નથી, અને જે વસ્ત્ર તેઓ પહેરે છે, તે જાતમાં, ઘાટમાં, રંગમાં વગેરે સર્વમાં ઉત્તમ પ્રકારનાં જ પહેરે છે. તેઓ ઘણું કરીને ઉત્તમ અને બુદ્ધિમાન્ નાગરિકો થાય છે.

સિંહ તથા કન્યા રાશિનાં રત્નો તથા રંગોમાંથી પોતાની ધ્યાનમાં આવે તે રત્ન તથા રંગો આ મનુષ્યોએ પસંદ કરી લેવા.

( અપૂર્ણ ).

---

## स्वस्वरूपभावना.

પદ. ( મને રોકી રહ્યા શીદ વનમાં, એ લય. )

હું છું વ્યાપી રહ્યો ત્રિભુવનમાં રે,
ત્રિભુવનમાં રે, સઉ જનમાં રે, મુજ મનમાં રે, હું છું૦
દૂર નિકટ હવે કોઇ ન મુજથી, સઉમાં હું, સઉ મુજ તનમાંરે, હું૦
સ્વપ્ન ટળ્યું ને ભ્રાંતિ વિલાઇ, વહું હવે, શીદ સાધનમાં રે, હું૦
એક હું જ્યાં, ત્યાં ભયશોકાદિ, આવે કયાંથી નયનમાં રે, હું૦
મુજમાં સઉ જડતાં, ન હવે વહું, સુતદારાગૃહધનમાં રે, હું૦
જગહરિ હું થયાં, એક જ નૃહરિ, નિરખતાં બ્રહ્મસદનમાં રે, હું૦

---

## श्वसनविद्याकला.

( અનુસંધાન પૃષ્ઠ ૧૭૧ થી )

### પ્રકરણ ૨૧.

**છાતી, દુધને આપનાર અવયવો, અને જઠરને પોષનાર જીવનપ્રદ ક્રિયા.**

છાતી, સ્ત્રીઓના દુધને આપનાર અવયવો, અને જઠરમાં કર્ક રાશિની સત્તા પ્રવર્તે છે, તેથી આ ક્રિયા કર્ક રાશિ જે ૨૧ મી જ્યુને બેસે છે, અને ૨૨ મી જ્યુલાઇએ ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

સીધા ટટાર ઉભા રહેવું. પગની એડીઓને એક બીજાની સાથે અડેલી રાખવી. બંને અંગુઠાની વચમાં દશબાર આંગળનું અંતર રાખવું. ખભાની સાથે સીધી લીટીમાં આવી રહે એવી રીતે હાથને બંને બાજુએ લાંબા કરવા. હથેળીનો ભાગ જમીનભણી રહે એવી રીતે મુઠીઓ વાળવી. શરીરના બધા સ્નાયુ જેટલા બને તેટલા તંગ કરવા. ઉદરના ભાગથી તે છેક છાતીના ઉપરના ભાગસુધી વાયુ ભરાય તેવી રીતે દીર્ઘ શ્વાસ લેવો, અને લેતી વખતે મુઠીઓને ધીરે ધીરે આમળીને ચત્તી કરવી: પછી ઉદરને સંકોચીને વાયુને બહાર કાઢવો, અને કાઢતી વખતે પાછી મુઠીઓને ધીરે ધીરે આમળીને પ્રથમ હતી તેવી ઉંધી કરવી. આ બધો વખત સ્નાયુને તંગ રાખવા. શ્વાસ બહાર કાઢી રહ્યા પછી સ્નાયુને શિથિલ કરવા. આ પ્રમાણે આઠ અથવા દશ મિનિટસુધી અથવા શ્રમ જણાય ત્યાં સુધી પુનઃ પુનઃ કરવું.

આ ક્રિયાનો બીજો પ્રકાર નીચે પ્રમાણે છે. ઉપર કહ્યાપ્રમાણે ઉભા રહેવું. પછી છોકરાઓ રમતમાં ઘોડી થાય છે તેવી રીતે કમરમાંથી આગળ વાંકા વળવું. આવી રીતે વળતાં શરીરનો ઉપરનો ભાગ પગની સાથે કાટખુણે આવી રહેશે. પછી તે સ્થિતિમાં રહીને હાથને ઉપર એવી રીતે આણવા કે તેમની પીઠ એક બીજાને અડે. એક હાથનાં આંગળાં બીજા હાથનાં આંગળાંમાં ભેરવવાં, પરંતુ સ્નાયુઓને શિથિલ કરતાં અડચણ નથી. હાથઉપર આણતી વખતે શ્વાસ લેવો, અને નીચે નાંખતી વખતે બહાર કાઢવો. પછી શિથિલ થવું. આ પ્રમાણે શ્રમ જણાય ત્યાં સુધી પુનઃ પુનઃ કર્યાં કરવું.

આ ક્રિયા કરતી વખતે મનને છાતી, જઠર, અથવા દુધ આપનાર અવયવોમાં એકાગ્ર કરવું, અને તે અવયવો આ ક્રિયાથી પોષાઇને અત્યંત બળવાન્ થાય છે, એમ ધારવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવો:—જે હવા હું શ્વાસમાં ગ્રહણ કરૂં છું, તેમાં મારા જીવનને અત્યંત ઉપયોગી તત્વો રહેલાં છે. આથી તે ગ્રહણ કરવાથી હું જીવનને જ મારા શરીરમાં લેઉં છું. મારી છાતી તથા જઠર અત્યંત બળવાન્ છે. (સ્ત્રીએ પોતાના દુધ આપનાર અવયવોનું નામ દેવું.) મારામાં નવું બળ અને જીવન આવેલું હું અનુભવું છું.

નોટ. તુલા અને મકર રાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરવાની ઇચ્છા હોય તો કરવી.

## પ્રકરણ ૨૨.

### હૃદય, વાંસો, અને કરોડને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

હૃદયમાં, વાંસામાં અને કરોડમાં સિંહરાશિની સત્તા પ્રવર્તે છે, તેથી આ ક્રિયા સિંહ રાશિ જે ૨૨ મી જુલાઇએ બેસે છે, અને ૨૨ મી ઑગસ્ટે ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

ઉપરના પ્રકરણમાં લખ્યાપ્રમાણે ઉભા રહેવું. હાથને બંને બાજુએ લટકતા રાખવા. છાતીને આગળ કાઢવી. હથેળીઓનો ભાગ શરીરભણી રહે એવી રીતે મુઠીઓ વાળવી. પછી પગને કે ઘુંટણને જરા પણ વાંકા વાળ્યાવિના કમરમાંથી જમણી બાજુએ શરીરને જેટલું નીચું વળે તેટલું વાળવું. જમણી બાજુએ નમતી વખતે ડાબા હાથને, મુઠીનાં આંગળાં બગલના ખાડામાં અડે ત્યાં સુધી કોણીમાંથી વાળીને ઉંચો કરવો. પછી ડાબી બાજુએ નમવું, અને જમણા હાથની મુઠીનાં આંગળાં જમણી બગલને અડે ત્યાં સુધી જમણા હાથને ઉંચો

કરવો. આ કસરતમાં સ્નાયુઓને તંગ કરવાની જરૂર નથી. શરીરને નમાવતી વખતે શ્વાસને બહાર કાઢવો, અને પાછા સીધા થતી વખતે ગ્રહણ કરવો.

આ કસરત કરવાનો બીજો પ્રકાર નીચે પ્રમાણે છેઃ—માથાતળે બંને હાથ રાખીને ચત્તા સુઇ રહેવું. આખા શરીરના સ્નાયુ તંગ કરવા. પછી ઉદર અને ફેફસાં પૂરેપૂરાં ભરાય એવી રીતિ દીર્ઘ શ્વાસ લેવો; તે જ પ્રમાણે તેઓ પૂરેપૂરાં ખાલી થાય ત્યાં સુધી વાયુને બહાર કાઢવો. પછી સ્નાયુઓને શિથિલ કરવા. આપ્રમાણે શ્રમ જણાય ત્યાં સુધી પુનઃ પુનઃ કરવું.

આ ક્રિયા કરતી વખતે હૃદયમાં અને વાંસામાં મનને એકાગ્ર કરવું, અને તે બંને ભાગ પૂર્ણ આરોગ્યમય સ્થિતિમાં છે, એવી ધારણા કરવી.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવોઃ—મારા હૃદયની ક્રિયા બહુ ઉત્તમ પ્રકારે ચાલે છે. પ્રત્યેક દીર્ઘ શ્વાસ મારા હૃદયને બળ આપે છે, અને તેમ થવાથી શરીરના પ્રત્યેક અવયવને વધારે સારૂ પોષણ મળે છે. (વાંસામાં મનને એકાગ્ર કરતી વખતે ઉપરનાં વિધિવાક્યોમાં હૃદયની જગાએ 'વાંસો' શબ્દ યોજવો.)

વૃષભ, વૃશ્ચિક, અને કુંભરાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા, ગૌણપણે કરવાની ઇચ્છા હોય તો કરવી.

(અપૂર્ણ.)

---

# उपरतिना सुखनी अनुपमता.

પદ. (મદનની શું બોલું બલિહારી, એ લય.)

[1] ઉપરતિના સુખની બલિહારી,
પામર વિષયી શું સમજે કોઇ સમજે અધિકારી—
અભયની જ્યાં અદ્‌ભુત ખુમારી,
જાય રસાતળ પૃથ્વી ભલે પણ સ્વલ્પ ન કંપારી—
ઉપરતિનો મહિમા અતિ ભારી,
રંક રળી પણ જેને દે અષ્ટ સિદ્ધિ તુચ્છકારી—
ઉપરતિને જેણે ન ઉર ધારી;
હોય ભલે મહા નૃપતિ પણ છે રંક તે ભીખારી—
ઉપરતિ દે અચલ સુખે ઠારી,
વિણઉપરતિ અમરાવતીનાં સુખ, દુઃખથી ન દે તારી—
મનમળ દે, ઉપરતિ નિવારી,
હૃદય સ્ફટિકસમ કરી દર્શાવે ઈશ્વર અવિકારી—
નરણ કળ સંયમની સારી,
બાધ ન આવે, ઉપરતિથી ન મતિ જવલગી શૃંગારી—

[1] વિરાગ.

ઉપરતિ છે મોક્ષતણી બારી,
પામે તેની ટળી જતી ભવમાં આવાગમનવારી–
ગગનગઢે નિશ્ચય ધરનારી,
ઉપરતિ નિસરણી નરહરિગૃહવિણ ક્યાંહિ ન મળનારી–

---

# अंतरमां रहलुं अमर्याद सामर्थ्यवान् कंइक.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૫૫ થી )

( ૩ )

અપ્રકટ અથવા આંતર મન, ઇચ્છેલી વસ્તુને પ્રાપ્ત કરવામાં જેની જેની અગત્ય છે, તેને તેને આપે છે, પરંતુ ઇચ્છેલી વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ કરવાને માટે, પ્રકટ અથવા બાહ્ય મને તે સાધનોનો ઉપયોગ કરવો જોઇએ.

શરીરમાં આરોગ્ય ઉત્પન્ન કરવાને માટે આંતર મનને જ્યારે આપણે સૂચવીએ છીએ ત્યારે જે વડે આરોગ્ય પ્રાપ્ત થાય છે તેવી ક્રિયાઓ કરવા આપણને વેગવાળાં સ્ફુરણ થાય છે, અર્થાત્ કસરત કરવાનું, શુદ્ધ હવા ગ્રહણ કરવાનું અને એવા જ આરોગ્યના નિયમો પાળવાનું આપણને વારંવાર મન થઇ આવે છે; અને આ સ્ફુરણને અનુસરી જો આપણે શારીરિક ક્રિયાઓ કરીએ છીએ, અર્થાત્ આરોગ્યના નિયમો પાળીએ છીએ તો આપણને આરોગ્ય અવશ્ય પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે ફળસિદ્ધિને માટે આંતર મનથી ઉઠતાવેગ પ્રમાણે બાહ્ય મને ક્રિયા અવશ્ય કરવી પડે છે.

જ્યારે વિજયને પ્રાપ્ત કરવામાટે આંતર મનને પ્રેરવામાં આવે છે ત્યારે જે લક્ષણ, ગુણ અને શક્તિઓવડે વિજય પ્રાપ્ત થાય છે, તે ગુણ, લક્ષણ અને શક્તિઓને આંતર મન આપણામાં પ્રકટ કરે છે; અને આ શક્તિઓનો જો આપણે જ્ઞાનપૂર્વક ઉપયોગ કરીએ છીએ તો આપણને વિજય મળે છે.

આંતર મન સઘળું જ કરવા સમર્થ છે, એવું જે વારંવાર કહેવામાં આવે છે, તે કેવળ સત્ય છે, પણ તે ઉપર કહ્યું તેવા જ અર્થમાં સત્ય છે, એટલે કે ગમે તે કામ કરવાના સામર્થ્યને, યોગ્યતાને અને બુદ્ધિને તે આપણામાં ઉત્પન્ન કરે છે, પરંતુ આંતર મને ઉત્પન્ન કરેલાં આ સાધનોનો આપણા બાહ્ય મને ઉપયોગ કરવો જ પડે છે. જો બાહ્ય મન તે સાધનોનો ઉપયોગ નથી કરતું તો ફળસિદ્ધિ થતી નથી.

આંતર મનનું કામ કાર્ય સિદ્ધ કરવાનું બળ અને બુદ્ધિ આપવાનું છે, અને તેથી જો કાર્ય આપણે સિદ્ધ કરવું હોય તો આપણને મળેલાં બળ અને બુદ્ધિનો આપણે ઉપયોગ કરવો જ જોઇએ. આપણે ઉપભોગ કરી શકીએ એવું કશું જ તૈયાર થઇને આંતર મનમાંથી બહાર નીકળતું નથી; પરંતુ જેમાંથી આપણે આપણી ઇચ્છામાં આવે તેવું ઉત્પન્ન કરી શકીએ તેવી સઘળી સામગ્રી નીકળે છે.

પ્રતિભાશાળી પુરુષ થવાયોગ્ય બળ અને બુદ્ધિ આંતર મન આપણને આપે છે, અને

તે બુદ્ધિ અને બળનો જો આપણે નિત્ય ઉપયોગ કરીએ છીએ તો આપણે પ્રતિભાશાલી પુરુષ થઈએ છીએ.

કવિ, લેખક, શોધક, કલાભિજ્ઞ, સૈનિક વગેરે થવામાં જે માનસિક સામગ્રીની જરૂર હોય છે તે આંતર મન આપણામાં પ્રકટાવે છે, પરંતુ જો તે સામગ્રીને આપણે નથી વાપરતા, તો આપણું સામર્થ્ય અંતરમાં ઉપજી અંતરમાં જ શમે છે.

આશ્ચર્યકારક બુદ્ધિવિભવ થવામાં જે બળની અને ચૈતન્યની જરૂર છે તે સર્વ આંતર મન આપણે માટે ઉપજાવે છે, પરંતુ તેવા બુદ્ધિવિભવનો આપણને તેમ જ અન્ય સર્વને અનુભવ થવાને માટે આપણે તે મળેલા બળને આપણી બુદ્ધિને કેળવવામાં નિત્ય વાપરવું જોઇએ.

તાજમહેલથી પણ ઉત્તમ મહાલય બાંધવાને માટે આપણને આરસ, ચુનો, વગેરે સાધનો, તથા બુદ્ધિ વગેરે આપનામાં આવ્યાં હોય પણ આપણે મહાલય બાંધવા ન માંડીએ તો શું આપણે ઉત્તમ ભવનમાં રહી શકીએ છીએ ? આંતર મને ઉપજાવેલી સામગ્રીનો ઉપયોગ ન કરવાથી પણ તે જ રીતે, આપણે આપણાં ઇચ્છેલાં કાર્યો સિદ્ધ કરી શકતા નથી.

કાર્યસિદ્ધિનો નિયમ ત્યારે આ છેઃ—બાહ્ય મને પોતાને જે સિદ્ધ કરવાની ઇચ્છા હોય તે ઇચ્છાને પૂર્વે વર્ણવવામાં આવેલા વિધિપ્રમાણે આંતર મનઉપર દૃઢપણે છાપવી; તેમ થતાં તે ઇચ્છાને સિદ્ધ કરનાર બુદ્ધિ, બળ વગેરે આંતર મન આપણામાં પ્રકટાવવાનું; અને તે પ્રકટ થયે તેનો ઉપયોગ કરી, અર્થાત્ પ્રયત્ન કરી આપણે આપણી, ઇચ્છાને સિદ્ધ કરવી.

જ્યાં જ્યાં ઇચ્છાઓ સિદ્ધ થાય છે ત્યાં આ જ નિયમ લાગુ પડેલો હોય છે. પોતાની ઇચ્છાને સિદ્ધ કરવાનો મનુષ્ય એકાગ્ર થઈ, અર્થાત્ અંતરમાં ઉતરી વારંવાર વિચાર કરે છે. આથી તે ઇચ્છા આંતર મનઉપર દૃઢપણે છપાય છે, અને તેમ થતાં તેને સિદ્ધ કરનાર કારણો આંતર મન ઉપજાવે છે, અને તે કારણોનો પછી મનુષ્ય ઉપયોગ કરી પોતાની ઇચ્છેલી વસ્તુની સિદ્ધિનો અનુભવ કરે છે.

પ્રયત્ન કરીને કાર્યને સિદ્ધ કરનાર આપણું બાહ્ય મન છે, પણ બાહ્ય મન જે બુદ્ધિ અને બળવડે કાર્યને સિદ્ધ કરે છે, તે બુદ્ધિ અને બળને પૂરાં પાડનાર આંતર મન છે. આથી કરીને આંતર મનમાંથી કેવી રીતે બળ અને બુદ્ધિને બહાર કાઢવાં, તે કળાને સિદ્ધ કરવાથી બાહ્ય મન, જે ધારે છે તે સિદ્ધ કરી શકે છે. કારણ કે આંતર મનમાં ગમે તે કાર્ય સિદ્ધ કરવાની બુદ્ધિ અને બળ રહેલાં છે.

આપણી ઇચ્છાની ઉંડી છાપ જ્યારે આંતર મનઉપર પડે છે ત્યારે તે આપણી ઇચ્છાને સિદ્ધ કરાવનાર બળ અને બુદ્ધિ બાહ્ય મનમાં પ્રકટાવે છે. આથી આંતર મનઉપર આપણી ઇચ્છાની ઉંડી છાપ ક્યારે પડે છે, તે જાણવું જરૂરનું છે.

જેની જેની આપણને અત્યંત તીવ્ર ઇચ્છા હોય છે તેની આપણા આંતર મનઉપર ઉંડી છાપ પડે છે. જે વિષય આપણને ભારે લાગણી ઉત્પન્ન કરે છે, તેની આપણા આંતર મનઉપર ઉંડી છાપ પડે છે. જેમાં આપણે જ્ઞાનપૂર્વક અત્યંત રસ લેઇએ છીએ, તેની આપણા આંતર મનઉપર ઉંડી છાપ પડે છે; અને જેમાં આપણને અત્યંત શ્રદ્ધા હોય છે, તેની આપણા આંતર મનઉપર ઉંડી છાપ પડે છે. ઉપર ગણાવેલાં ચારનું જ્યારે આપણા બાહ્ય મનના વ્યાપારોમાં એકીકરણ થાય છે, અર્થાત્ આપણા બાહ્ય મનથી જે વિચારો આપણે જ્ઞાનપૂર્વક કરીએ છીએ તેમાં આ ચાર લક્ષણો હોય છે ત્યારે તે વિચારોનો પ્રવાહ આપણા

ાંતર મનપ્રતિ જાય છે, અને તેમની તેના ઉપર ઉંડી છાપ પડે છે, અને તેમ થતાં તેનું રિણામી ફળ જે આપણી ઇચ્છાને સિદ્ધ કરાવનાર બુદ્ધિ અને બળ તે બાહ્ય મનમાં આંતર ન પ્રકટ કરે છે.

તોપણ આ ચાર હેતુઓમાં મુખ્ય હેતુ ઉંડી લાગણી છે. ઉંડી લાગણી થયાવિના કોઇ ણ વિચાર અથવા ઇચ્છાની આંતર મનમાં દૃઢ છાપ પડતી નથી; અને ઉંડી લાગણીવાળો જે વિચાર અથવા ઇચ્છા આપણને થાય છે, તેની આંતર મનમાં છાપ પાડવાની આપણી રછા હો કે ન હો તોપણ સ્વભાવથી છાપ પડ્યા વિના રહેતી જ નથી.

આ પ્રકારનો નિયમ હોવાથી જ જે પ્રાણીપદાર્થોના પરિચયમાં આપણે આવીએ છીએ મનાથી, જે જે પ્રસંગોમાં આપણે આવી પડીએ છીએ તે તે પ્રસંગોથી, અને જે જે ાહ્ય સ્થિતિઓ આપણને પ્રાપ્ત થાય છે તે બાહ્ય સ્થિતિઓથી આપણામાં સારો કે નઠારો રફાર થયાવિના રહેતો નથી: કારણ કે જેના જેના સંબંધમાં આપણે આવીએ છીએ, તેના ાના સંબંધથી જ્યારે જ્યારે આપણે આપણા મનમાં ઉંડી લાગણી થવા દઇએ છીએ ત્યારે યારે તે લાગણીની દૃઢ છાપ આંતર મનઉપર પડ્યાવિના રહેતી નથી.

જેની જેની મનુષ્યના આંતર મનમાં છાપ પડે છે, તે તે તે મનુષ્યના મનના લક્ષણ- પ અથવા પ્રકૃતિરૂપ થઈ જાય છે; અને તેમ થતાં જે પ્રકારની તે છાપ હોય છે તે પ્રકારનો ૮ કેટલેક અંશે તે મનુષ્યનો સ્વભાવ, વર્તન, વિચાર, અને લક્ષણ થાય છે.

જ્યારે આંતર મનઉપર બહારના પ્રસંગોની છાપ પડે છે ત્યારે તે છાપ, જેવા તે સંગો હોય છે તેવી જ પડે છે, અને જે જાતનું બીજ હોય છે તે જાતનું જ તેમાંથી ફળ ઉત્પન્ન થાય છે, એ નિયમપ્રમાણે પડેલી છાપના જેવા જ પ્રસંગોનાં અથવા સ્થિતિઓનાં કારણ આંતર મનમાં ઉત્પન્ન થાય છે.

આ કારણથી જે મનુષ્ય અવિચારથી ગમે તેવા બાહ્ય પ્રાણીપદાર્થ અથવા પ્રસંગના સંબંધથી પોતાના આંતર મનઉપર છાપ પડવા દે છે, તે મનુષ્યના વિચાર અને વર્તન, તે બાહ્ય પ્રાણીપદાર્થ અથવા પ્રસંગના જેવા જ થોડે અથવા ઘણે અંશે થાય છે. ઘણી બાબ- તોમાં તે મનુષ્યનું જીવન જે પ્રાણીપદાર્થના સંબંધમાં તે આવે છે, તેમને સંપૂર્ણ રીતે વશ વર્તનારું થઇ જાય છે, અને લગભગ બીજી બધી બાબતોમાં તેમના સહવાસથી તેના જીવનમાં મોટો ફેરફાર થઇ જાય છે.

જે મનુષ્ય પોતાની લાગણીઓને અથવા મનોવૃત્તિઓને વશમાં રાખતો નથી તેના આં- તર મનઉપર તે જે કંઇ સારું અથવા નઠારું જુએ છે તેની છાપ પડી જાય છે; અને આંતર મનઉપર જેવી છાપ પડે છે તેવું જ મનુષ્યનું સમગ્ર જીવન થતું હોવાથી લાગણી- ઓને વશમાં ન રાખનાર મનુષ્ય જેવા સહવાસમાં ઉછરે છે, તેવો જ તે ન્યૂનાધિક અંશમાં થાય છે. તે પરવશતામાં જ પોતાનું જીવન પૂરું કરે છે. તેના ભાગ્યની દોરી તેના હાથમાં ન હોવાથી તે તેની ઇચ્છાપ્રમાણે ચાલતું નથી. એથી ઉલટું જે મનુષ્ય પોતાની ધારેલી લાગ- ણીને જ પોતાના મનમાં થવા દે છે, તે મનુષ્ય ગમે તે વિચારની આંતર મનઉપર છાપ પાડી શકે છે, અને તેથી તેનું જીવન બહારના સહવાસપ્રમાણે થતું નથી, પણ પોતાના ધાર્યાપ્રમાણે જ થાય છે. બાહ્ય સ્થિતિ અથવા પ્રસંગો જેવો તેને કરે તેવો તે થતો નથી, પણ તે પોતે પોતાને જેવો ધારે છે, તેવો કરે છે. તે કોઇને અધીન નથી પણ સ્વતંત્ર

જીવનમુક્ત વિચરે છે. તેના ભાગ્યની દોરી કોઇના હાથમાં હોતી નથી પણ તેના પોતાના જ હાથમાં હોય છે.

કોઇ પણ મનુષ્યે કોઇ પણ અયોગ્ય લાગણી પોતાના મનમાં કદી પણ ન થવા દેવી જોઇએ. કોઇ પણ અયોગ્ય વિચારપ્રતિ એક ક્ષણ પણ દૃષ્ટિ કદી પણ ન માંડવી જોઇએ. તે જ પ્રમાણે દુઃખવિષે, અનિષ્ટવિષે, અથવા એવા જ બીજા અપ્રિય પ્રસંગોવિષે લાગણીથી, અથવા અંતરના ચણુચણાટથી, અથવા ગંભીરતાથી કદી પણ વિચાર ન કરવો જોઇએ.

દુઃખદ ભાસતા પ્રસંગોનો કદી પણ વિચાર ન કરવાનો, અને નિરંતર શુભનો જ સ-વેદા વિચાર કરી સર્વમાં શુભ દર્શન કરવાનો સત્શાસ્ત્રોનો ઉપદેશ કેટલા ગહન વિચારથી અપાયલો છે, એ કોઇ પણ બુદ્ધિમાનને ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયાવિના નહિ જ રહે.

દુઃખ અથવા અનિષ્ટસંબંધી અંતરની લાગણીથી વિચાર કરવો અર્થાત્ દુઃખના વિચારથી અંતરમાં લાગણી થવા દેવી, એનો અર્થ જ એ છે કે આંતર મનઉપર તે દુઃખની ઉંડી છાપ પાડવી. એનો અર્થ જ એ છે કે મનરૂપી વાટિકામાં ફળનાં અને પુષ્પનાં વૃક્ષો રોપવાને બદલે બાવળને અને થોરને રોપવા, અને પુષ્પ અને ફળનો પાક લણવાને બદલે કાંટા લણવા, અર્થાત્ સુખ, આરોગ્ય અને ઐશ્વર્યને બદલે દુઃખ, વ્યાધિ અને નિર્ધનતાને પ્રાપ્ત કરવાં.

અંતરની ઉંડી લાગણીથી કરવામાં આવતા યોગ્ય અને શુદ્ધ વિચારો આરોગ્ય, સુખ, શાંતિ, સંપત્તિ, બુદ્ધિ, સદ્ગુણ, જ્ઞાન સર્વ આપે છે. અંતરની ઉંડી લાગણીથી કરવામાં આવતા અયોગ્ય અને અશુદ્ધ વિચારો કલહ, કલેશ, નિરાશા, ગ્લાનિ, ભય, રોગ, નિર્બળતા અને નિષ્ફળતાને આણે છે.

આ હેતુથી, આંતર મનઉપર સર્વ પ્રસંગોમાં યોગ્ય પ્રકારની જ છાપ પડે એટલા માટે આપણા જીવનમાં જેનો આપણે પ્રકટ અનુભવ કરવા ઇચ્છતા હોઇએ તેનો જ માત્ર વિચાર કરવાનો, અને જેનો અનુભવ કરવાની આપણને સ્વપ્ને પણ ઇચ્છા ન હોય તેનો એક ક્ષણ પણ કદી વિચાર ન કરવાનો આપણા બાહ્ય મનને આપણે અભ્યાસ પાડવો જોઇએ.

જેની આપણા બાહ્ય મનમાં લાગણી થાય છે, તેની અવશ્ય આપણા આંતર મનઉપર અસર થાય છે; અને જે વિચારનું આપણે લાંબા કાળ ચિંતન કરીએ છીએ અથવા જે વિચારઉપર આપણે અત્યંત આતુરતાપૂર્વક ધ્યાન આપીએ છીએ તે વિચાર આપણા મનમાં લાગણીપૂર્વક થવાનો સંભવ ઉત્પન્ન થાય છે.

જે આપણે જોઇતું નથી તેનો વિચાર કરીને આપણે જેની આપણા આંતર મનઉપર છાપ પાડવા ઇચ્છતા નથી તેની જ છાપ પાડીએ છીએ; અને આંતર મનમાં પડેલી છાપ બાહ્ય મનમાં તેવો જ પરિણામ પ્રકટાવે છે તેથી જેને આપણે તજવા ઇચ્છીએ છીએ તે જ આપણા ખોળામાં આવીને પડે છે.

આ નિયમને લીધે જ જેનાથી આપણે ભય પામીએ છીએ તે હંમેશાં આપણને પ્રાપ્ત થાય છે. જનકથન પણ છે કે જે ભૂતથી બીહે છે તેને તે પહેલું વળગે છે. કારણ કે જેનાથી આપણે ભય પામીએ છીએ તેની આપણા આંતર મનઉપર છાપ પડ્યા વિના રહેતી જ નથી.

વ્યાધિ, વિપત્તિ અને નિષ્ફળતાનો નિત્ય ભય ધરીને મનુષ્યો બીજું કશું જ લાભ ઉત્પન્ન થાય એવું કરતા નથી પણ આંતર મનરૂપી બાગમાં એવાં બીજક વાવે છે કે જે

મનમાં અને શરીરમાં વ્યાધિ, વ્યાકુળતા, વિપત્તિ અને એવી જ અપ્રિય સ્થિતિઓરૂપ ફળને ઉત્પન્ન કરે છે.

જેમ ભયની લાગણી વધારે હોય છે તેમ આંતર મનઉપર વધારે ઉંડી છાપ પડે છે, અને જેમ વધારે ઉંડી છાપ પડે છે તેમ જેનો આપણને ભય હોય છે, તે વધારે પ્રમાણમાં આપણને મળે છે.

એ જ નિયમપ્રમાણે ઉંડી પ્રબળ શ્રદ્ધાયુક્ત ઇચ્છાથી જેની આપણે નિત્ય આશા રાખ્યા કરીએ છીએ તે આપણને હંમેશાં મળે છે; અને જેમ આપણી શ્રદ્ધા અને આશા અધિક તીવ્ર અને અધિક પ્રબળ હોય છે તેમ જે શુભ વસ્તુની સિદ્ધિ થવાની અથવા પ્રાપ્તિ થવાની આપણે આશા સેવી હોય છે તે વસ્તુ અધિક ઉત્કૃષ્ટ પ્રકારની અને અધિક પ્રમાણમાં આપણને મળે છે.

આરોગ્ય, સુખ, શાંતિ, સદ્‌ગુણ, જ્ઞાન, ઐશ્વર્ય, સામર્થ્ય, વગેરેની તીવ્ર ઇચ્છા કરવાથી અને તેઓ અવશ્ય પ્રાપ્ત થશે એવી અપૂર્વ શ્રદ્ધા ધરવાથી આપણા આંતર મનઉપર આપણે એવી ઉંડી છાપ પાડીએ છીએ કે જેથી આ સર્વ વસ્તુઓ આપણા ધાર્યાકરતાં પણ અધિક પ્રમાણમાં આપણને પ્રાપ્ત કરાવનાર કારણો આપણામાં આપણું આંતર મન સ્રજે છે.

(અપૂર્ણ)

---

# धनप्राप्तिमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૭૧ થી. )

'મનુષ્યને ધનની અત્યંત અગત્ય છે, ધનવિના એક ક્ષણ પણ તેનું જીવન ટકી શકે તેમ નથી' એવું આ લેખમાં જ્યાં જ્યાં કહેવામાં આવ્યું છે, તથા હવે પછી આવશે ત્યાં ત્યાં ધનવડે જે પુષ્કળ વસ્તુઓ તે પોતાને માટે ખરીદી શકે છે, તે વસ્તુઓની તેને અગત્ય છે, અને તે વસ્તુઓવિના તેનું જીવન ટકી શકે એમ નથી, એ જ માત્ર કહેવાનું તાત્પર્ય છે, એનું વિસ્મરણ ન કરવા વિવેકી વાચકને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. ધનની અગત્યનો આ પ્રકારનો અર્થ હોવાથી જેઓ ધનને નિરુપયોગી અને નિંદા કરવાયોગ્ય ગણે છે, તેઓ મનુષ્યના સુખની સાધક લગભગ બધી જ વસ્તુઓને નિરુપયોગી અને નિંદા કરવાયોગ્ય ગણે છે, એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. જેને ભુખ લાગે ત્યારે ખાવું ન હોય, તૃષા લાગે ત્યારે પાણી પીવું ન હોય, ટાઢ વાય ત્યારે વસ્ત્ર ન પહેરવાં હોય, રહેવામાટે શુદ્ધ હવા તથા અજવાળાવાળું ઘર ન જોઇતું હોય, વિદ્યાભ્યાસમાટે પુસ્તકો, શાળાઓ, તથા શિક્ષકો ન જોઇતા હોય, પ્રવાસ કરવાને માટે આગગાડી કે આગબોટ ન જોઇતી હોય, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા માટે સુગુણવતી કુલીન પત્ની ન જોઇતી હોય, સુવાને માટે પથારી ન જોઇતી હોય, તડકામાં પગ દાઝે અથવા માર્ગમાં કાંટા વાગે તે માટે જોડા કે છત્રી ન જોઇતાં હોય, અને આવી આવી સેંકડો વસ્તુઓમાંની એક પણ જેને પ્રાતઃકાળે પથારીમાંથી ઉઠે ત્યારથી તે રાત્રે નિદ્રામાં પડે ત્યાં સુધી ન જોઇતી હોય તેવા મનુષ્યો ધનને નિરુપયોગી અને નિંદા કરવાયોગ્ય ગણે તે કદાચ ચાલે પણ આ સધળાવિના જેમને એક ક્ષણ પણ ચાલતું નથી, તેવા લોકો શું જોઇને ધનને નિંદતા હશે તે સ્પષ્ટ થતું નથી. ખરું જોતાં તો કૃતકૃત્ય થયેલા પુરુષોને જ અર્થાત્ જ્ઞાનની છડી કે આ-

તમી ભૂમિકામાં પ્રવેશેલા પુરુષોને જ ઉપરની વિવિધ વસ્તુઓવિના ચાલી શકે એમ હોય છે, અને તેથી ધન તેઓની દૃષ્ટિથી નિરુપયોગી છે—જો કે સર્વાત્મદર્શન કરનાર એવા મહા પુરુષોને દોષરૂપ કશું જ ભાસતું નથી—પરંતુ બે વાર અથવા એક વાર પેટ ભરીને જમનાર, કોમળ શય્યામાં અથવા ખુરશી એવા કામળાપર સુનારા, અને ગૃહમાં કે દેવાલયમાં કે ધર્મશાળામાં રહેનારાઓને કયી દૃષ્ટિથી ધન નિરુપયોગી ભાસે છે, એ બુદ્ધિમાં ઉતરી શકતું નથી.

જીવન ટકાવવાની અને તેને સુખરૂપ કરવાની ઇચ્છા અને ધનની ઇચ્છા, એ બેમાં કંઇ જ ભેદ નથી. જીવન ટકાવવાની અને તેને સુખરૂપ કરવાની ઇચ્છા છોડી દેવી અને આત્મઘાતી થવું એ બને સમાન છે. જીવન ટકાવવાની અને તેને સુખરૂપ કરવાની ઇચ્છાથી જ મનુષ્ય આજે આટલો આગળ વધ્યો છે. વિદ્યા અને કળાની વૃદ્ધિ આ ઇચ્છાને લીધે જ થાય છે. નીતિસંબંધી અને ધર્મસંબંધી સર્વ ઉન્નતિ આ ઇચ્છાવડે જ છે. જીવન ટકાવવાની અને તેને સુખરૂપ કરવાની ઇચ્છાનો મનુષ્યમાંથી ક્ષય કરો, અને તમે તેની ઉન્નતિના વૃક્ષને મૂળમાંથી જ છેદી નાંખો છો, અને ધનની ઇચ્છા, એ જીવન ટકાવવાની ઇચ્છાનું જ બીજું નામ હોવાથી જ્યારે મનુષ્યના અંતઃકરણમાંથી ધનની ઇચ્છાનો અભાવ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે તેના સર્વ સુખનો અને તેની ભાવિ ઉન્નતિનો વિનાશ જ કરવામાં આવે છે.

જે પ્રકારની માનસિક શક્તિઓવડે ધન પ્રાપ્ત થાય છે, તે જેમનામાં નથી હોતી તેવા મનુષ્યો જ અથવા તો જેમને સ્વપ્રયત્નવિના મફતનું કે વારસામાં ધન મળ્યું હોય છે તેવા મનુષ્યો જ ઘણું કરીને ધનને નિંદે છે. પ્રથમ પ્રકારના લોકો દ્રાક્ષને ખાટી કહેનાર શિયાળજેવા છે; બીજા પ્રકારના લોકોને ધનનું અજીર્ણ થયું હોય છે. પચાવવાની શક્તિવિનાના મનુષ્યો જેમ અધિક ખાઇને કેળાનું ખાવાથી મને વાયુ થયો, અને દૂધપાક ખાવાથી મને ઝાડા થયા, એવા ખાધેલા પદાર્થોના દોષો કાઢે છે, તેમ ધનનો સદુપયોગ કરવાની શક્તિવિનાના આ લોકોને ધનના સંચયથી અથવા દુરુપયોગથી વિવિધ દુઃખો આવી પડે છે ત્યારે પોતાના અજ્ઞાનને દોષપાત્ર ન ગણતાં ધનને જ સર્વ ઉપાધિનું અને અનર્થનું મૂળ ગણે છે.

ધન અનર્થનું મૂળ છે, એવું હજારો વર્ષોથી ત્યાગીઓથી, સાધુઓથી અને શાસ્ત્રીપંડિતોથી કહેવાતું આવતું છતાં ગૃહસ્થો અને ત્યાગીઓ બધા જ તેને અર્થે પ્રયત્ન સેવે છે. તેને કોઇએ ત્યજ્યું નથી, કારણ કે તે ત્યજાય એવું નથી. ધાતુને અડતાં નરકમાં પડવાનું માની બેઠેલાઓ પણ આગગાડીમાં પ્રવાસ કરવાને માટે બે રૂપિયાની કે ત્રણ રૂપિયાની ટીકિટની ઇચ્છા કરે છે. ટીકિટને અડતાં અને પોતાના ભગવા વસ્ત્રના છેડાને તે બાંધતાં તેઓ નરકમાં પડતા નથી, અને એ જ છેડે બે રૂપિયા બાંધતાં નરકમાં પડે છે! કેવો વિભ્રમ! પોતાના ઉદરપોષણને માટે અને જીવનને સુખમય કરવાને માટે ન્યાયવાળો ઉદ્યોગ કરનારા મનુષ્યોને આ લોકો સંસારી, તૃષ્ણાવાળા, અને નરકના અધિકારી ગણે છે અને એ જ ઉદરને ભરવામાટે દશ કે અગીઆર વાગતાં વસ્ત્રો ધારણ કરી, તથા હાથમાં તુંબીપાત્ર લેઇ ગૃહસ્થોનાં મંદિરમાં ફરતા પોતાને અસંસારી અને વિતૃષ્ણ માને છે! મઠ અથવા આશ્રમ આદિ ન હોય તો ઉપદેશ કરી તેને કરાવવો, વસ્ત્રો ન હોય તો ગૃહસ્થોપાસેથી યાચના કરી ને લેવાં, ગામ જવું હોય તો ટીકિટ કઢાવી આપવા કહેવું વગેરે અનેક ઇચ્છાઓને અંતરમાં સ્થાન દેવી અને તેમને તૃપ્ત કરવાઅર્થે ગૃહસ્થોના જેવો ન્યાયવાળો ઉદ્યોગ નહિ કરતાં, યાચનાને કરવારૂપ દંભને સેવવું, એને કયો વિવેકી વિતૃષ્ણતા ગણશે?

પારમાર્થિક સાધનો સેવવાને માટે જ જેઓ ત્યાગાશ્રમને સેવે છે, જેઓ સાધનો સેવવાને માટે જ પ્રાણનું ધારણ કરી રહ્યા છે, અને જેમને સાધનો સેવવામાં એટલો પ્રેમ પ્રકટ્યો છે કે તે સાધવામાં ઉદરપોષણમાટે ઉદ્યોગ કરવા જેટલો અવકાશ અને પ્રીતિ રહ્યાં નથી, એવા ઉપરત યથાર્થ ત્યાગીઓને ઉદ્દેશીને ઉપરનાં વચનો લખ્યાં નથી. તેઓ સર્વદા અમને વંદ્ય છે. તેઓના ધનપ્રતિના વિરાગને અમે પણ પ્રશસ્ય ગણીએ છીએ. પણ તે વિનાના અન્ય અસંખ્ય ત્યાગીઓ જેઓનું બાહ્ય શરીર અને અંતર મન જનસંગ અને પદાર્થસંગથી એક ક્ષણ પણ અલગ રહી શકતું નથી, તેઓને ઉદ્દેશીને ઉપરનાં વચનો લખતાં અમારી કલમને જરા પણ સંકોચ થતો નથી.

ધન કોને, કયારે અનર્થનું કારણ થઈ પડે છે, તે સમજ્યાવિના ભલે બીજાઓ તેને દુઃખનું કારણ ગણે પણ જનમંડળમાં રહેલા આપણે તેને સુખનું જ મૂળ સમજવું જોઇએ. ભુખ લાગે ત્યારે ગીતા વાંચવાથી કે માળા ફેરવવાથી કંઇ આપણું પેટ ભરાતું નથી. ખરું છે કે ઇશ્વરમાં સાચી નિષ્ઠાવાળો ભુખ લાગતાં માળા ફેરવે તો ઇશ્વર તેને અન્ન મેળવી આપે છે, પણ ત્યારે પણ આપણી ભુખ શમાવવાને આપણે તે ખાવું પડે છે, અને ખાવાથી આપણને સુખ થાય છે, પણ દુઃખ કંઈ થતું નથી. જ્યારે ઇશ્વરઉપર નિષ્ઠાવાળા માણસને પણ ભુખ લાગતાં માળાને ફેરવવી પડે છે, અને અન્નરૂપ ધનમાં સુખબુદ્ધિ ધરી તેને મેળવવું પડે છે, તો એ ઉપાય સાધવાની જેને કળ ન બેઠી હોય, અથવા એ ઉપાય સાધવાની જેને રુચિ ન હોય તે અન્નરૂપ ધનને માટે બીજા ઉદ્યોગો કરે તેમાં તે કયું પાપ કરે છે? જીવન ટકાવવા અને તેને સુખમય કરવા મનુષ્યે ધનને મેળવવું, એ તેનું કર્તવ્ય જ છે. એ કર્તવ્યને સાધનાર મનુષ્ય પાપ નથી કરતો પણ સ્વધર્મને સેવનો હોવાથી પોતાની ઉંચી ગતિ જ સાધે છે.

ધન એ અનર્થ નથી, પણ સામર્થ્ય છે. અદૃશ્ય સામર્થ્યની એ સ્થૂલ મૂર્તિ છે. એક રૂપૈયો કેટલા સામર્થ્યનો પ્રતિનિધિ છે, તે જુઓ. તમે એક રૂપૈયાનું ઘાંચીને ત્યાંથી તેલ લાવો છો. ઘાંચીની ઘાણી ચાલવાની ક્રિયાનું કારણ તમારો રૂપૈયો છે. તમારા રૂપૈયાને માટે જ ઘાંચીએ આખો દિવસ ઘાણી ચલાવી હોય છે. તમારા રૂપૈયાવડે ઘાંચી ખેડુતપાસેથી તલ લાવે છે. ખેતરમાં તલને વાવવાની, તેમને પાણી પાવાની, ઉછેરવાની અને લણવાની જે ક્રિયા ખેડુને કરી છે, તે આ રૂપૈયામાટે કરી છે. તમારો રૂપૈયો આ સઘળી ક્રિયા કરાવવામાં હેતુભૂત થયો છે. તમારા રૂપૈયાની ખેડુત અમદાવાદની મિલમાં વણાયલી ચાદર લાવે છે. જે મિલમાં એ ચાદર વણાઈ છે, તે મિલને ચાલવાની ક્રિયા કોણે કરાવી? મિલમાં કામ કરનાર હજારો માણસોને સવારથી સાંજસુધી કામમાં જોડનાર કોણ છે? તમારા રૂપૈયાવિના બીજું કોઇ તમને લાગે છે? એ જ તમારા રૂપૈયાને મિલનો માલિક પોતાની મિલમાં શાળો વધારે છે ત્યારે નવી શાળોને માટે વિલાયતમાં સાંચાઓ તૈયાર કરનાર કારખાનાવાળાઉપર મોકલે છે. તમારો રૂપૈયો વિલાયતનાં મોટાં જંગી કારખાનાંઓ ધમધોકાર ચલાવે છે. કારખાનાંવાળો કોયલા ખરીદે છે ત્યારે તમારા રૂપૈયાને કોલસાની ખાણવાળાઉપર મોકલે છે. કોયલાની ખાણમાં કામ કરનારાઓ કાળા મોં, કાળા હાથ, કાળાં લુગડાં કોને માટે કરે છે? આવી કષ્ટકારક મજુરી તેમની પાસે કોણ કરાવે છે? તમારા રૂપૈયાવિના બીજું કોઇ લાગે છે? કોલસાને ખોદનાર મજુર તમારા રૂપૈયાવડે 'લેંકનટાઇમ્સ'ને ખરીદે છે. તમારો રૂપૈયો મોટા મોટા વિદ્વાનોને કલમ પકડાવીને પોતાના ખાનગી ઓરડામાં કે ઓફીસમાં લેખ લખવા બેસાડી દે છે, તે તમને

સમજાય છે ? આમ ને આમ આ તમારો રૂપૈયો આખી પૃથ્વીમાં ફરી જ્યાં જાય છે ત્યાં કામ કામ ને કામ સર્વપાસે કરાવે છે. તે જડજેવો દેખાય છે, પણ જીવતાં મનુષ્યોને માથાતોડ મહેનત કરાવવાની તેનામાં કોઈ અદ્ભુત શક્તિ છે. તે જાતે કશું કરતો નથી, અને તો પણ તેના વિના કશું જ થતું નથી. તે કર્તાછતાં પણ અકર્તા છે, અને તેથી જ તે ઈશ્વરનું સ્વરૂપ છે. તે ઈશ્વરનું સંકેતચિહ્ન છે, અને તેથી જ સર્વને તેની ઇચ્છા હોય છે. તે ઈશ્વરત્વ ક્યાં રહ્યું છે તે અજ્ઞાનીઓ જાણતા નથી, અને તોપણ તેમાં ઈશ્વરત્વ હોવાથી જ સર્વ તેની પાછળ ભૂત થઇને ભ્રમે છે. તેમાં રહેલા ઈશ્વરત્વને સમજનારાના એક હાથમાં વિશ્વના સમગ્ર ભોગો અને બીજા હાથમાં મોક્ષ હોય છે, એમ જે રસસિદ્ધ મહાત્માઓ કહે છે, તે કેવળ સત્ય છે. ધનમાં રહેલા ઈશ્વરત્વ ! અજ્ઞાનનાં પડળથી અંધ થઈ ગયેલાં અમારાં નેત્રોને તારું સત્ય સ્વરૂપ જોવાને તું અમને ક્યારે સમર્થ કરીશ ?

ધન એ સ્વાતંત્ર્ય છે. નિર્ધનતા કેડે પટો બંધાવી તમને ધનવાનોની આગળ દોડાવે છે, ખોચીએ કાંકરો મકી નીચું માથું કરી, મૂર્ખ અમલદારની પાસે અગીઆર વાગતાથી તે રાત્રિના આઠ વાગતાસુધી તમને લખાવ લખાવ કરે છે. જેના સામું પણ તમે ન જુઓ, એવા બણચકોની તાબેદારી ઉઠાવડાવે છે, સ્વલ્પમાં તમારું સર્વ છૂટાપણું ઝુંટવી લેઇ તમને પરાધીન ગુલામ કરી મકે છે. ઘેર છોકરો પરણતાં છતાં, પરગામની નોકરી હોવાથી તમારે પૂરા ચાર દિવસ પણ પોતાના ઘરમાં નિરાંતે રહેવાતું નથી; પિતા અથવા માતા અથવા સ્ત્રી અથવા બંધુ મરણપથારીએ પડ્યા છતાં છેલ્લી ઘડીએ તેનું મુખ જોવા તમારાથી એક દિવસ પણ આવી શકાતું નથી; છ મહિનાનો સખ્ત મંદવાડ ભોગવવાથી અશક્તિ આવી ગયા છતાં નબળા નબળા પણ લાકડી લેઇને ટગમગ ચાલતા તમારે કચેરીમાં આવવું પડે છે, અને વરૂજેવા વિકરાળ ઉપરીનાં દાંતીયાં જોતા, કમર ફાટતાં છતાં પણ, અને માથું ફરતાં છતાં પણ કાગળના ચોડાઓનો નિકાલ કરવો પડે છે. આ બધી તમારી દુર્દશા કોનાવિના થાય છે ? ધનવિના આમ થાય છે, એ તમને નથી સમજાતું ? તમારી પાસે ધન હોય તો આમ થાય ? કહો ત્યારે, ધન અનર્થનું કારણ છે કે ધન ન હોવું એ અનર્થનું કારણ છે ? જો સ્વતંત્રતાને તમે સુખનું કારણ માનતા હશો તો ધનને અનર્થનું કારણ કહેતાં તમારે લાખવાર વિચાર કરવો પડશે.

ધન એ મનુષ્યનું પારમાર્થિક કલ્યાણ સાધવામાં અત્યંત મદદગાર થઈ પડે છે. વ્યાવહારિક સુખ સાધવામાં ધન ઉપયોગી છે, એ વાતને ઘણા સ્વીકારે છે, પણ પારમાર્થિક સુખ તેવડે સધાય છે, એ સાંભળી વિદ્વાનો પણ ભડકી ઉઠે છે. લોકો સ્વતંત્રપણે વિચાર કરતા નથી, અને એક મોટા માણસે ધન પરમાર્થમાં કશા પણ ઉપયોગનું નથી એમ કહ્યું કે પછી જ્યાં ત્યાં તેવી જ ઢોલકી વગાડતા ફરે છે. થોડાંક અઠવાડીયાંપર મુંબઈમાં પ્રસિદ્ધ થતા 'ગુજરાતી'માં એક લેખ આવ્યો હતો, તેમાં એવા ભાવનું લખ્યું હતું કે જે સંસ્થામાં ધન પ્રાપ્ત કરવાનો ઉપદેશ કરવામાં આવતો હોય અથવા ઉદ્યોગ કરવામાં આવતો હોય, તેમાં પારમાર્થિક શ્રેય થવાની શી જ આશા રાખવી ? સ્વલ્પમાં લેખકે પોતાના વાચકોને એવું ઠસાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ધનપ્રાપ્તિનો જ્યાં જ્યાં ઉદ્યોગ હોય છે, અથવા ઉપદેશ હોય છે ત્યાંત્યાં પારમાર્થિક કલ્યાણ થવાનો લેશ પણ સંભવ હોતો નથી. ધનના સંબંધમાં આપણા લોકોમાં અને તેમાં પણ 'ગુજરાતી'ના તંત્રીજેવા વિદ્વાનોના મનમાં કેવા ભૂલ ભરેલા વિચારો ઠસી ગયા છે ! ધનને મે-

ળવવાનો ઉદ્યોગ કરનાર, ધનને સંગ્રહનાર, અને ધનને મેળવવાનો ઉપદેશ કરનાર શ્રેયને સાધી શકતો નથી, એ શાથી નિર્ણય કર્યો ? ધન કેવાં કેવાં કાર્યો કરવાનું સામર્થ્ય મનુષ્યને આપે છે, એનો આવા લોકોએ કદી વિચાર કર્યો છે ? ધનવડે પૂર્વે અનેક ક્ષત્રિય મહીપાલોએ મોટા મોટા યજ્ઞો કરી શું અશ્રેયને સાધ્યું છે ? કર્ણનું ધન શું કર્ણને અધોગતિમાં લેઇ જનાર થયું છે ? બલિરાજાએ ત્રિલોકરૂપ મહા સંપત્તિ શ્રીવિષ્ણુ ભગવાનને દાનમાં આપી શું પોતાનું અકલ્યાણ કર્યું છે ? ઋષિઓના મોટામોટા આશ્રમોને ધનવડે નિભાવનાર અનેક નૃપતિઓનું તેમ જ યાજ્ઞવલ્ક્ય જેવા બ્રહ્મવિદ્‌ને સુવર્ણના શૃંગવાળી અનેક સહસ્ર ગાયોનું દાન આપનાર જનકજેવાનું પારમાર્થિક શ્રેય શું નથી સધાયું ? ધનવડે મોક્ષની પ્રાપ્તિ નથી એમ શાસ્ત્રોમાં કહ્યું છે તેનો શો અર્થ કરો છો ? તેનો એટલો જ અર્થ છે કે ધન મોક્ષનું સાક્ષાત્ કારણ નથી; પણ જ્ઞાન જ મોક્ષનું સાક્ષાત્ કારણ છે. એમ તો કર્મવડે કે ઉપાસનાવડે પણ મોક્ષ નથી થતો એમ શાસ્ત્રોમાં કહ્યું છે તેથી શું કર્મ અને ઉપાસના મોક્ષમાં ઉપયોગી નથી એમ કહી શકાશે ? કર્મ અને ઉપાસનાવિના જ્ઞાન થવાની યોગ્યતા આવે જ શી રીતે ? અર્થાત્ કર્મ અને ઉપાસના મોક્ષનાં સાક્ષાત્ કારણ ન છતાં પરંપરા કારણ છે, એમ સર્વ વિવેકી સ્વીકારે છે. તે જ પ્રમાણે ધન મોક્ષનું કારણ નથી, એવું શાસ્ત્રમાં કહેવાથી તે પરંપરા કારણ નથી, એવું શી રીતે નિશ્ચય કર્યું ? મોક્ષમાં જો કર્મ અને ઉપાસનાની જરૂર છે તો ધનની જરૂર એની મેળે જ સિદ્ધ થાય છે; કારણ કે ધનવિના કર્મો થવાં અસંભવ છે. સ્પષ્ટ જ છે કે જેમ ધન વધારે હોય છે તેમ વધારે સત્કર્મો કરવાનું સામર્થ્ય આવે છે. દુષ્કાળના દિવસોમાં ભુખે મરી જતા મનુષ્યોને અન્ન આપી ઉગાવવાથી કલ્યાણ નથી થતું એમ શું 'ગુજરાતી'ના વિદ્વાન્ લેખક કહી શકે છે ? અથવા મનુષ્યોમાં વિદ્યાનો પ્રસાર કરવામાટે સ્થળે સ્થળે શાળાઓ કાઢવાથી, અથવા રોગીઓના રોગ ટળે અને પ્રજાનું આરોગ્ય વધે એવાં ખાતાંઓ સ્થાપવાથી પારમાર્થિક શ્રેય નથી સધાતું એમ શું તેઓ કહે છે ? અને આવાં આવાં કામો ધનવિના શું ઉત્તમ પ્રકારે થઈ શકે છે ? જો ધન આ અને એવાં બીજાં અસંખ્ય ઉત્તમ કાર્યો કરવાનું સામર્થ્ય આપે છે, જો ધનવડે મનુષ્ય સર્વ દાનોમાં અત્યંત શ્રેષ્ઠ દાન જે વિદ્યાદાન અથવા જ્ઞાનદાન તે અત્યંત મોટા પ્રમાણમાં વિસ્તારવા સમર્થ થઈ શકે છે, અને જો ધનવડે તે મોક્ષમાં અત્યંત આવશ્યક જે અંતઃકરણની શુદ્ધિ તે કર્મ અને ઉપાસનાવડે સાધી શકે છે તો પછી ધનને માટે ઉદ્યોગ કરનાર અને ઉપદેશ કરનાર શ્રેયને સધાતી જ શકે નહિ એવું કહેવું એ કેટલું સાહસ છે, અને તે વચનોપ્રતિ લક્ષ દેનારને કેવી ભારે ભ્રાંતિમાં નાંખનાર છે. ઉપયોગ કરતાં ન આવડવાથી ધન અનર્થ કરે છે, એ આવા ઉપલકીયા વિચાર કરનારાઓ સર્વદા વિસરી જાય છે, અને પ્રજાના મોટા ભાગને વિચાર કરવાની ટેવ ન હોવાથી તેઓ તેમના દોરાયા દોરાય છે.

એક વાર કહ્યું છે તથાપિ પુનઃ કહીએ છીએ કે સત્શાસ્ત્રોએ 'અર્થ'ને પુરુષાર્થમાં ગણેલો હોવાથી તે મોક્ષનો વિરોધી નથી પણ મોક્ષનો સાધક છે. ધનથી અનર્થ થતો નથી, પણ કલ્યાણ જ થાય છે. ઉપયોગ કરતાં ન આવડનારને તો એવી એક સારી વસ્તુ નથી કે જે અકલ્યાણને ન ઉપજાવી આપે. સર્વ કલ્યાણનું શિરોમણિ વેદાંતશાસ્ત્ર પણ મિથ્યા વેદાંતીઓને કેવું અકલ્યાણકર્તા થઈ પડે છે, તે કોણ નથી જાણતું ? વેદાંતશાસ્ત્રનો આવો દુરુપયોગ થવાથી કોણ બુદ્ધિમાન્ તેને અનર્થનું મૂળ કહેશે ? જ્યાં ધનપ્રાપ્તિનો ઉદ્યોગ હોય છે ત્યાં

શ્રેયની પ્રાપ્તિનો અસંભવ છે, એવું કહેનારાઓ પોતાની વિવેકમતિની તથા શાસ્ત્રોનાં રહસ્ય સમજવામાં કેટલી કુશળતા છે તેની પરીક્ષા કરાવે છે.

પોતાના અને પરના કલ્યાણની ધારેલી વિવિધ મોટી યોજનાઓને સિદ્ધ કરવાનું ધન સામર્થ્ય આપે છે. ઉદારચરિત મહાજનોએ જનકલ્યાણમાટે એકાંતમાં જે મોટા મોટા હવાઇ કિલ્લાઓ બાંધ્યા હોય છે, તેમને ધન હવામાંથી નીચે ઉતારી, સર્વ મનુષ્યોને પ્રત્યક્ષ દેખાય એવાં સ્થૂલ રૂપમાં આણે છે. નિઃસંશય ધન એ જંગલ હોય ત્યાં ક્ષણમાં મંગળ કરી દેનાર અને જ્યાં જે ન હોય ત્યાં ત્યાં તે જોતજોતામાં રચી દેનાર અદ્‌ભુત શક્તિવાળો કોઇ સમર્થ યોગી છે. ખરેખર તે અલાદીનના ચમત્કારિક ફાનસને ઘસવાથી નીકળતો દેવ છે, જે તેના ઉપાસકની સઘળી જ ઇચ્છાઓ અને આજ્ઞાઓને પૂર્ણ કરે છે.

(અપૂર્ણ.)

---

# योगिनी.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૯૨ થી.)

વિચારનાં મોજાંથી નિત્ય વ્યવહારમાં મનુષ્યોને સારી કે નઠારી અસર થયાવિના રહેતી જ નથી. આથી નઠારા વિચારો કરતાં આપણે બહુ જ સાવધ રહેવું જોઇએ. આપણા ઘરના ખુણામાં કરેલો એક નઠારો વિચાર પ્રસંગે આખી પૃથ્વીમાં હજારો મનુષ્યોને તેવા જ નઠારા વિચારો કરવામાં પ્રેરે છે. રાજ્યના સામે બળવો ઉઠાવવાનો એક મનુષ્યે પોતાની ઓરડીમાં સેવેલો વિચાર થોડા સમયમાં પ્રજાનાં હજારો મનુષ્યોના મનમાં વ્યાપી વળે છે, અને તેમને બળવો ઉઠાવવામાં પ્રેરે છે. હે દેવિ! મોટા મોટાં ફેરફારો અને ઉથલપાથલો એકલાં મુખના જ શબ્દોથી થાય છે, એમ જાણીશ નહિ; પરંતુ એક અથવા ઘણા મનુષ્યોવડે પ્રબળપણે સેવાયલા વિચારો જ તેવી ઉથલપાથલોમાં કારણ હોય છે. જેમ એક ઘર સળગતાં તેની પાસે આવેલાં સળગી ઉઠે એવાં સઘળાં જ ઘરો સળગી ઉઠે છે, અને તેમને ઓલવવાનો જો પ્રયત્ન નથી થતો તો પ્રસંગે આખું નગર પણ સળગી ઉઠે છે, તે જ પ્રમાણે એક મનુષ્યના હૃદયમાં ઉઠેલો બળવાન્ વિચાર તે વિચારને ગ્રહણ કરવાયોગ્ય સ્થિતિવાળાં જેટલાં જેટલાં અંતઃકરણો હોય છે, તે સર્વમાં પ્રવેશે છે, અને તે પ્રત્યેકમાં પોતાનું જોર જમાવતો આગળ વધી તથા બીજાઓના તેવા જ વિચારોવડે પુષ્ટ થઇ આખા દેશમાં ફરી વળે છે. આ રીતે જ નગરોમાં ઘણી વાર હડતાલ પડે છે, કોઇ અમુક વિષયમાં પ્રજામાં ભારે આવેશ પ્રકટી આવેલો જણાય છે, મોટા મોટા બળવા થાય છે, અને ઠામ ઠામ એકજ વિષયસંબંધે સભાઓ થાય છે, અને ધાર્મિક, નૈતિક, વ્યાપારસંબંધી કે કેળવણીસંબંધી જાગ્રતિ પ્રસરે છે. સામાન્ય લોકો આવે પ્રસંગે કહે છે કે હાલ આ જાતનો પવન ફેલાયો છે, તેથી નાનામોટા સઘળામાં જ આવા વિચારો ફાટી નીકળ્યા છે, પણ વસ્તુતઃ આ પવન તે અન્ય કશું જ નથી પણ મધ્યમ વાણીમાં ચાલતાં વિચારોનાં મોજાં છે.

આપણા મગજને અથડાતાં વિચારનાં અનેક મોજાંમાંથી જે વિચાર આપણને વિશેષ અનુકૂળ હોય છે, અર્થાત્ જેને ગ્રહણ કરવાને માટે આપણું મન અધિક યોગ્યતાવાળું થયું

હોય છે, તેને આપણે તત્કાળ ગ્રહણ કરીએ છીએ આમ થતાં તે વિચાર આપણા મગજમાં સ્થિર થઈને તથા આપણી અનુકૂળ દષ્ટિવડે અધિક પુષ્ટ થઈને આગળ પ્રવાસ કરતો ચાલે છે, અને જ્યાં જ્યાં પોતાને ગ્રહણ કરવા યોગ્ય સ્થિતિવાળાં અંતઃકરણો મળે છે ત્યાં ત્યાં જઈ, તે તે મનુષ્યોમાં સ્થિર થઇ, અધિક પુષ્ટિને પામે છે. આમ દિવસે દિવસે તે વિચાર અધિક પુષ્ટ થઇ આખી પ્રજાપાસે પોતાનું ધાર્યું કરાવે છે. રાજાસામે પ્રજા જ્યારે બળવો ઉઠાવે છે ત્યારે આમ જ થાય છે. રાજાના જુલમથી પ્રજા ત્રાસ પામેલી હોય છે, એવા સમયમાં એક મનુષ્યના મનમાં બંડ ઉઠાવવાનો વિચાર વેગથી ઉઠે છે. નિત્ય તે માણસ આ વિચારને વેગથી કર્યા જ કરે છે. તેના વિચારનાં મોજાં ધીરે ધીરે મનુષ્યોનાં મગજસાથે સંબંધ કરે છે. આ વિચારને ગ્રહણ કરવા માટે તેમનાં મગજ અનુકૂળ થયેલાં હોવાથી તેઓ તેને ગ્રહણ કરે છે, અને થોડા માસમાં આખી પ્રજાના અંતઃકરણમાં બળવો ઉઠાવવાનો બળવાન્ વેગ અનુભવમાં આવે છે. પછી માત્ર ચીણગારી ચાંપવી જ બાકી રહે છે, અને તેમ થવાનો અલ્પ સમયમાં યોગ આવતાં ઠામ ઠામ ભડકા થાય છે.

પ્રિય દેવિ! વિચારમાં કેટલું સામર્થ્ય છે, અને તે શું શું કરે છે, તે ન જાણવાથી જ મનુષ્યો આ અત્યંત ઉપયોગી શક્તિનો નિરંતર દુરુપયોગ કરે છે. માર્ગમાં ચાલતાં આપણને આખે શરીરે પત નીકળેલો એક ભિખારી મળે છે. તરત જ આપણે તેની દયા ખાઈએ છીએ અને મનમાં વિચારીએ છીએ કે અરે રે! આ કેવો દુઃખી અને રંક પ્રાણી છે! એનો રોગ કેવો ભયંકર છે! આના જેવું આ સંસારમાં દયાપાત્ર ભાગ્યે જ કોઈ મનુષ્ય હશે! આ વગેરે વિચારો કરી અત્યંત કરુણાથી પીગળી, નેત્રમાં તથા મુખમાં કરુણાના ભાવ પ્રકટાવી આપણે તેને કંઇક દ્રવ્ય આપીએ છીએ. આપણે જાણીએ છીએ કે આપણે આપણા આ વર્તનથી તેનું હિત કર્યું છે, પણ વસ્તુતઃ આપણે તેનું અહિત જ કર્યું છે. તેને દ્રવ્ય આપ્યું એ આપણી ક્રિયા સારી છે, પણ તે આપતાં અને આપવા પૂર્વે આપણે આપણા મનમાં જે વિચારો સેવ્યા છે, તેથી આપણે તેના દુઃખને વધાર્યું છે. કોઈ દિવસ સાંજે ફરવા જતાં તારી ઇચ્છા હશે તો આ વિષયનો હું તને પ્રત્યક્ષ અનુભવ કરાવીશ. તે દુઃખી મનુષ્યને દ્રવ્ય આપ્યા પછી થોડીવારપછી જો આપણે તેને પૂછીશું તો આપણને જણાશે કે આપણા વિચારોએ તેના મગજમાં પ્રવેશી, તે થોડા સમયઉપર પોતાને જેટલો દુઃખી ધારતો હતો તેનાં કરતાં વધારે દુઃખી માનતો કર્યો છે. દુઃખી મનુષ્યોના અંતઃકરણમાં પોતાના દુઃખના વિચારો સર્વદા રમ્યા કરતા હોય છે, અને એમ હોવાથી તેમનાં મગજ તેવા વિચારોને ગ્રહણ કરવાયોગ્ય સ્થિતિમાં સર્વદા રહે છે. આવી સ્થિતિમાં જ્યારે આપણે તેમની દયા ખાઇએ છીએ ત્યારે આપણા તે વિચારો તેમના મગજમાં અવશ્ય અસર કરે છે, અને તેમને પોતાના દુઃખનું અધિક દૃઢ ભાન કરાવે છે, અને આમ થતાં તેમનું દુઃખ ઓછું થવાને બદલે ઉલટું વધે છે. આમ હોવાથી દુઃખીને મદદ કરવી, પણ તેમની દયા ન ખાવી, એ સર્વદા અગત્યનું છે. પરંતુ મનુષ્યોના મોટા ભાગને આ સંબંધનું જ્ઞાન ન હોવાથી તેઓ દુઃખીની દયા ખાય છે, અને તેમ કરી તેને લાભ કરવાને બદલે અજાણતાં હાનિ કરી બેસે છે.

આ તો અજાણ્યા માણસોના સંબંધમાં આપણે વાત કરી; અને અયોગ્ય વિચારોથી થતી હાનિને દર્શાવી, પણ આપણા જાણીતા, આપણા સંબંધવાળા, અને આપણી સાથે પ્રેમથી

જોડાયલા માણસોના સંબંધમાં આપણા અયોગ્ય વિચારો તેમને કેટલી હાનિ કરે છે, તે વિષે ઘણું કહેવાનું બાકી છે. હે સુમુખી ! આપણાં માબાપો, આપણાં સગાં, આપણા મિત્રો અને આપણાપ્રતિ વિવિધ પ્રકારે સ્નેહ ધરાવનારા મનુષ્યો પોતાના વિચારરૂપી શસ્ત્રથી દિવસમાં કેટલી વાર સેંકડો ઘા આપણને કરે છે, અને અજાણતાં આપણને હાનિ કરવામાં કારણભૂત થાય છે, તેનો હું જ્યારે વિચાર કરૂં છું, ત્યારે ઘણીવાર હું સ્તબ્ધ થઇ જઉં છું, અહો ! વિચારોના લાભાલાભ હું મનુષ્યોને કેવી રીતે સમજાવું ? તેમનાં અજ્ઞાનને ટાળવા એક અત્યંત સમર્થ યોગીના મનોબળને હું કેટલી તીવ્ર ઇચ્છાથી ઇચ્છું છું ! પ્રિય દેવિ ! આપણા સંબંધી જનોસાથે આપણાં મનની, પ્રેમના પ્રમાણમાં થોડી અથવા ઘણી એકતા થયેલી હોવાથી, આપણા વિચારોનાં મોજાં તત્કાળ તેમના મગજમાં પ્રબલ અસર કરે છે. આમ હોવાથી આપણા સંબંધી જનોના આપણા મારેના અયોગ્ય વિચારો આપણું કેટલું અહિત કરતા હશે તેનો તું જ વિચાર કરી લે. એક માબાપ પોતાના છોકરાને રડતો જોઇ મનમાં વિચારે છે કે આ છોકરો છેક રડતાળ થઈ ગયો; બીજે પ્રસંગે ધારે છે કે આ છેક લોથારજેવો છે; ત્રીજે પ્રસંગે ધારે છે કે આ બિલકુલ ભણવાનો નહિ, અને ઠોઠ જ રહેવાનો. આ વિચારો એક વાર નહિ પણ સેંકડો વાર માબાપના હૃદયમાં થતાં તે બાળકના મનમાં આ દોષો જે આરંભમાં ઘણા ન્યૂન પ્રમાણમાં હોય છે, તે વધવા માંડે છે, અને દૃઢ થતા જાય છે. ક્વચિત્ દોષો નથી હોતા ત્યાં માબાપના અયોગ્ય વિચારોથી તેનાં નવાં બીજ નંખાય છે. આ અને એવા જ બીજા અસંખ્ય પ્રસંગોમાં અજ્ઞાન માબાપ બાળકોને કેટલી હાનિ કરે છે, તેની કલ્પના પણ થઇ શકતી નથી.

સ્ત્રી અને પતિનું દૃષ્ટાંત લઇએ. સ્ત્રી પતિને પૂર્ણ પ્રેમથી ચાહે છે. દુરાચારી થવાની તેના મનમાં સ્વપ્ને પણ ઇચ્છા હોતી નથી. કોઇ પ્રસંગે પોતાના પાડોશીસાથે અથવા પતિના મિત્રસાથે હસીને બોલે છે. પતિ તે જુએ છે. તેને પોતાની સ્ત્રી દુરાચારી હોવાનો સંશય થાય છે. નિત્ય તે આ વિચારને સેવે છે. મુખથી તે પોતાની સ્ત્રી સાથે પ્રેમથી બોલે છે, અને પોતાનો સંશય જણાવતો નથી, પણ મનમાં આ ઝેરી વિચારને તે પોષે છે. તેનું વિચારનું મોજું સ્ત્રીના મગજને નિત્ય અથડાય છે. સદાચારના દૃઢ સંસ્કાર તેનામાં હોય છે તો તો આ વિચારને તે પોતાનામાં પ્રવેશતો અટકાવે છે, પણ તેમ નથી હોતું, અર્થાત્ તેનું મન દુર્બળ હોય છે તો તેના પતિનો નિત્ય થતો વિચાર તેના મગજમાં દુરાચારનું બીજ નાંખે છે. આરંભમાં દુરાચારી ન છતાં પતિના વિચારો તેની દુરાચારપર પ્રીતિ કરે છે, અને પ્રસંગ મળે છે, તો તેને દુરાચારી કરે પણ છે.

ઘણી સાસુઓ પોતાની કહ્યાગરી, નમ્ર અને સુશીલ વહુને મારી વહુ હવે લાંઠ થઈ છે, આંખે મીઠી છે, પણ મનમાં પારનિનાની મેલી છે, જેટલી ઉપર દેખાય છે, તેના કરતાં બમણી પેટમાં છે, એવા એવા વિચારો સેવીને, આવી જ રીતે લાંઠ અને પ્રપંચી અને પોતાની સાથે લડનાર કરી મૂકે છે. ઘણાં માબાપો પોતાનાં બાળકોને આમ ને આમ જ દુર્ગુણી કરી મૂકે છે. કારણ કે બાળકોનાં અંતઃકરણ અત્યંત કોમળ હોય છે, અને માબાપના અયોગ્ય વિચારો ઝટ તેમનામાં સજડ ચોંટી જાય છે.

મિત્ર અને મિત્રની વચ્ચે, ભાઈ અને ભાઇની વચ્ચે, સ્ત્રી અને પતિની વચ્ચે, પિતા અને પુત્રની વચ્ચે અથવા ગુરુ અને શિષ્યની વચ્ચે બહારથી ગમે તેટલું વિનયવાળું વર્તન થતું હોય,

પરસ્પર તેઓ ગમે તેટલા સ્નેહથી બોલતા હોય તોપણ મનમાં જો તેઓ એકબીજાના દોષો જોતા હોય, મનમાં તે વિષે ટીકાઓ કરતા હોય અથવા દોષો ન છતાં પણ દોષો છે, એવું મનમાં ખોટા અનુમાનથી ધારતા હોય તોપણ બન્નેને હાનિ થયા વિના રહેતી જ નથી. જેના દોષો જોવામાં આવે છે, તેનું સત્ત્વબળ નિરંતર દોષો જોવાથી ઓછું થતું જાય છે; તે દોષો તેનામાં નથી હોતા તો નવા ઉદ્ભવે છે, અને હોય છે તો અધિક પુષ્ટ થાય છે. દોષ જોનારને પણ તેવી જ હાનિ થાય છે; કારણ કે તેના મનમાં ફરેલો દોષવાળો વિચાર આખા વિશ્વમાં ફરીને પાછો જ્યાંથી તે ઉઠ્યો હોય છે ત્યાં જ પોતાના જેવા બીજા વિચારોને લેઇને આવે છે, અને તેવા વિચારો ફરી ફરીને કરવા તેને પ્રેરે છે. આમ નિરંતર દોષોના ચિંતન અને ધ્યાનથી તે દોષરૂપ જ થઈ જાય છે.

ઉડાઉ અને ખરચાળ નહિ એવા અનેક પુત્રો પિતાના દોષદર્શનથી ખરચાળ અને ઉડાઉ થઈ ગયા છે, અને ખરચાળ અને ઉડાઉ અનેક પુત્રો ગુણદર્શનથી સુધરી ગયા છે. સંબંધીઓનાં વિચારનાં મોજાંથી નીરોગ મનુષ્યો માંદાં પડ્યાં છે, થોડાં માંદાં અધિક માંદાં પડ્યાં છે, અને અધિક માંદાં મરી ગયાં છે, અને તે જ પ્રમાણે સંબંધી જનોના શુદ્ધ વિચારોથી મરણની અણિએ આવેલા ઘણા, પૂર્ણ આરોગ્યને ભોગવતા થયા છે. વિચારનાં મોજાંનું આવું અદ્ભુત બળ છે.

હે અન્યના સુખને ઇચ્છનારી! બુદ્ધિમાન્ મનુષ્યે તો પોતાના સંબંધી મનુષ્યના દોષો જણાય તો પણ તે સંબંધી વિચારને કરવાનું દૃઢતાથી છોડી દેવું જોઇએ, અને તેને બદલે તેના ગુણનું જ ચિંતન કરવું જોઇએ. ઘણા એમ કહે છે કે ગુણનું ચિંતન કરવું, એ સારી વાત છે, પણ ગુણ જણાતો ન હોય ત્યાં ગુણનું શી રીતે ચિંતન કરવું? પરંતુ પ્રત્યેક મનુષ્યનો આત્મા શુદ્ધ હોવાથી જે ગુણ આપણે તેમાં જોવો હોય તે જોઈ શકાએ એમ છે. તેથી આ આત્માતરફ દૃષ્ટિ રાખી આપણે તેના ગુણને જ જોવા જોઇએ અને ખરું જોતાં મનુષ્ય જેવો આપણને દેખાય છે, તેવો તે નથી. જે દેખાય છે તે તો તેનું સપાટીઉપરનું રૂપ છે. તે તેનું ખરું રૂપ નથી. તેનું ખરું રૂપ તો તેનો આત્મા જ છે. તે આત્મા તે જ ખરો મનુષ્ય છે. આથી કોઈ પણ મનુષ્યમાં ગમે તેવા ઉંચા ગુણ જોવા એમાં કશું જ કઠિન નથી, તેમ તેમાં વિરોધજેવું પણ નથી. વિચારવડે ઉત્તમ ગુણો પ્રેમથી તેનામાં જોવાથી આત્મામાંથી તેવા ગુણો પ્રકટાવવા તે પુરુષ પ્રવૃત્ત થાય છે. અને આથી ગુણ જોવાથી આપણે તેનું હિત જ કરીએ છીએ. પણ આ ગુણ સમજીને અંતરના ખરા આશયથી જોવા જોઇએ. ઉપર ઉપરથી જોઇએ, અને અંતરના ઉંડા ભાગમાં તો દોષો જ જોઇએ, તો દોષવાળાં વિચારનાં જ મોજાં નીકળવાનાં; અને તેથી કશો જ લાભ થવાનો નહિ. હે મધુરભાષિણિ! આપણા પ્રિયતમ સદ્ગુરુ સર્વાત્મદર્શનનો જે અપૂર્વ મહિમા વર્ણે છે, તેનું કારણ મારા વિચારપ્રમાણે આ જ હોવું જોઇએ.

અશુભમાં શુભ જોવું અથવા દોષમાં ગુણ જોવો, અથવા જ્યાં ત્યાં આત્મદર્શન કરવું, એ કામ સહેલું નથી. એમાં ઉંચા પ્રકારના હૃદયબળની અથવા મનોબળની જરૂર છે. પણ ઉદયને ઇચ્છનાર સઘળાએ તેવા હૃદયબળને પ્રાપ્ત કરવું જ જોઇએ. જો કલ્યાણનો અન્ય માર્ગ જ નથી, જો દુઃખ અને દોષ જગત્માંથી બીજી કોઈ રીતે ટળે એમ જ નથી તો પછી આ માર્ગ ગ્રહણ કરવામાં શા માટે વિલંબ કરવો જોઇએ? જેના હાથમાં ક્ષમારૂપી ખડ્ગ છે તેને દુર્જન શું કરી શકે એમ છે, એ વાક્યનો ખરો ભાવ, પ્રિય દેવિ! તું જાણે

છે ? જે દુર્જનના દોષને દોષરૂપે જોતો નથી, પણ દુર્જનમાં ગુણને જ જુએ છે, તેના પ્રતિ દુર્જન પણ પોતાની દુર્જનતા ત્યજી દે છે. તેનામાં તે ગુણને જ ઉપજાવે છે. ક્ષમાવાન્ પુરુષ દુર્જનના દોષને જો જુએ તો તેને ક્રોધ ઉત્પન્ન થાય જ, પણ તે તેને જોતો જ નથી, અને તેથી તેનું હૃદય શીતળ રહે છે, અને આ પ્રમાણે ગુણને જોવાથી દુર્જનના કઠિન મગજમાં પણ તેના શુભ વિચારનાં આંદોલનો પ્રવેશી તેની દુર્જનતાને ભૂલાવે છે. આમ દોષને ટાળવાનો ઉપાય દોષદર્શન નથી પણ ગુણદર્શન જ છે. અહો ધન્ય છે વેદાંતશાસ્ત્રને કે જે આખું જગત્ જેને દુઃખનો સાગર કહે છે તેમાં **हरिरेव जगत् जगदेव हरिः** ( હરિ એ જ જગત્ છે અને જગત્ એ જ હરિ છે ) એ આદિ વચનોવડે પરમેશ્વરદૃષ્ટિ કરવાનો બોધ આપી સર્વને સુખ પ્રાપ્ત કરવાની અદ્વિતીય કુંચી આપે છે !

પ્રિય દેવિ ! અત્યાર સુધીની આપણી વાતચીતથી હવે તને સ્પષ્ટ થયું જ હોવું જોઈએ કે વિરોધ ટાળવાને માટે મુખથી ઉપદેશ આપવાના કરતાં મનવડે વિરોધ ધરનાર મનુષ્યપ્રતિ પ્રેમના વિચારો જ પ્રેર્યા કરવા, એ તેનો વિરોધ ટાળવાનો અત્યંત સફળ ઉપાય છે. આપણાં આર્યકુટુંબો આ ઉપાયને યથાર્થ સમજીને તેનો આદરપૂર્વક સ્વીકાર કરે તો તેમના ગૃહસ્થાશ્રમોમાં તારી ઇચ્છાપ્રમાણે પૂર્ણિમાની જ્યોત્સનાજેવી શીતળ શાંતિ વ્યાપી રહે એમાં કશો જ સંશય નથી. હવે તારે આ સંબંધમાં બીજું કંઇ જાણવા જેવું હોય તો પૂછ.

( અપૂર્ણ. )

---

**પશુઓને પણ ઉપવાસ લાભ કરે છે.**

એક અમેરિકન લખે છે કે આરોગ્યવિદ્યાના નિયમો પશુઓને પણ લાભકારક હોવા જ જોઇએ, એવું મને લાગવાથી મારા કુતરા જ્યારે માંદા પડે ત્યારે તેમના ઉપર તે નિયમોને અજમાવી જોવા મેં નિશ્ચય કર્યો. આ પછી ગયા શિયાળામાં મારાં કેટલાંક કુરકુરીયાં માંદાં પડ્યાં. એકની સ્થિતિ એવી તો ખરાબ થઈ ગઈ કે મેં તેને માટે જનાવરોના ડાક્ટરને બોલાવ્યો. તેણે તેને તપાસીને કહ્યું કે તે બચે એવું નથી. તેના ગયા પછી મેં તેને દવા આપવાનું અને ખાવાનું આપવાનું બિલકુલ બંધ કરી દીધું; અને માત્ર પુષ્કળ પાણી તેને પાયા કર્યું. આનો પરિણામ બહુ જ સારો આવ્યો. ચોથે દિવસે તેણે ખાવાને માટે વલખાં મારવા માંડ્યાં, પણ મેં તેને પૂરેપૂરા દશ દિવસ વીતી ગયા ત્યાં સુધી ખોરાકનો એક કણ સરખો પણ આપ્યો નહિ. આટલા ઉપવાસથી હવે તેનામાં ઉભા થવાની શક્તિ આવી. તેનો તાવ બિલકુલ મટી ગયો; અને હવે તેને કકડીને ભુખ લાગી હોય એમ જણાવ્યું. પછી તેની દુર્બળતા સઘળી મટી ગઇ ત્યાં સુધી મેં તેને બહુ જ થોડા પ્રમાણમાં નિત્ય ખાવાનું આપ્યા કર્યું. ટુંકામાં તે પ્રાણી થોડાક વખતમાં હૃષ્ટ પુષ્ટ થઈ ગયું, અને તેને આ પ્રમાણે બચી ગયેલું જોઇને ડાક્ટરને બહુ જ આશ્ચર્ય થયું.

**ઉધરસ કેમ ખાવી.**

ઘણા માણસોને ઉધરસ કેમ ખાવી તે આવડતી નથી. છાતીમાં ભરાઇ રહેલો કફ કાઢવાને માટે તેઓ જેમ બને તેમ જોરથી ઉધરસ ખાય છે. પરંતુ જોરથી ઉધરસ ખાવાથી ફેફસાંની અત્યંત આછી ચામડી સોરાય છે, અને તેના ઉપર સોજો આવે છે. આથી નબળાં ફેફસાંવાળા મનુષ્યોને કોઈ કોઈ વખત બહુ નુકસાન થાય છે. આથી જેમ બને તેમ ધીરેથી ઉધરસ ખાવાની પ્રત્યેક મનુષ્યે ટેવ પાડવી જોઇએ.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे. तेवो ज करी शके छे.



॥ ॐ श्रीं ॥

## श्री सिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * મને જે સુખ અથવા દુઃખ મળ્યું છે અથવા હવે પછી મળશે, તે મને મારા પ્રારબ્ધથી જ મળ્યું છે, એમ સર્વ મનુષ્યો કહે છે, પરંતુ સુખ દુઃખને આપનાર આ પ્રારબ્ધને કોણ ઘડે છે, એ તમે જાણો છો ?

* * પ્રારબ્ધને ઘડનાર બહારની કોઈ પણ સત્તા નથી, અથવા લોકો જેને વિધાતા કે વિધાત્રી કહે છે, તેવી કોઇ દૈવી અગમ્ય શક્તિ નથી. નિરંતર સ્મરણમાં રાખો કે તમારા પ્રારબ્ધના ઘડનાર તમે પોતે જ છો. જે સુખ દુઃખ હમણાં તમને મળ્યાં છે, અને હવે પછી તમને મળશે, તેને ઉત્પન્ન કરનાર તમારા વિના બીજું કોઇ જ નથી.

* * તમારા શરીરની, તમારી વાણીની અને તમારા મનની પ્રત્યેક ક્ષણે જે ક્રિયા તમે કરો છો, તે ક્રિયાવડે જ તમારૂં પ્રારબ્ધ ઘડાય છે. આજે જે સુખ દુઃખને તમે ભોગવો છો, તેને ઉપજાવનાર પ્રારબ્ધને આજની ક્ષણપૂર્વે કરેલી શારીરિક, વાચિક અને માનસિક ક્રિયા વડે તમે રચ્યું હતું, અને હવે પછી જે સુખ દુઃખ તમે ભોગવશો તેને પ્રકટાવનાર પ્રારબ્ધને પણ તમે જ તમારી આ ત્રિવિધ ક્રિયાથી હાલ રચો છો.

* * તમારી સારી ક્રિયાથી સુખને આપનારૂં પ્રારબ્ધ તમે રચો છો, અને નઠારી ક્રિયાથી દુઃખને આપનારૂં પ્રારબ્ધ રચો છો, એ ખરૂં છે, પરંતુ તમારામાં એવું કોણ છે કે જે તમને સારી ક્રિયામાં અથવા નઠારી ક્રિયામાં જોડે છે ?

* * મનુષ્યને ક્રિયામાં જોડનાર તેનો ઉદ્દેશ છે. જો તે ઉંચો હોય છે, તો તે સારી ક્રિયા કરે છે, અને જો તે નીચો હોય છે તો તે હલકી ક્રિયા કરે છે. આમ હોવાથી મનુષ્યના પ્રારબ્ધને ઘડનાર તેનો ઉદ્દેશ છે, એ જ સિદ્ધ થાય છે.

* * પ્રત્યેક મનુષ્યને આ સંસારમાં કોઈને કોઈ ઉદ્દેશ હોય જ છે. તેણે પોતાના મનમાં મને અમુક પ્રકારનું પ્રાપ્ત થાઓ, એવું કંઇક ધારી મૂકેલું હોય છે. તેની આ પ્રકા-

છે ? જે દુર્જનના દોષને દોષરૂપે જોતો નથી, પણ દુર્જનમાં ગુણને જ જુએ છે, તેના પ્રતિ દુર્જન પણ પોતાની દુર્જનતા ત્યજી દે છે. તેનામાં તે ગુણને જ ઉપજાવે છે. ક્ષમાવાન્ પુરુષ દુર્જનના દોષને જો જુએ તો તેને ક્રોધ ઉત્પન્ન થાય જ, પણ તે તેને જોતો જ નથી, અને તેથી તેનું હૃદય શીતળ રહે છે, અને આ પ્રમાણે ગુણને જોવાથી દુર્જનના કઠિન મગજમાં પણ તેના શુભ વિચારનાં આંદોલનો પ્રવેશી એની દુર્જનતાને ભૂલાવે છે. આમ દોષને ટાળવાનો ઉપાય દોષદર્શન નથી પણ ગુણદર્શન જ છે. અહો ધન્ય છે વેદાંતશાસ્ત્રને કે જે આખું જગત્ જેને દુઃખનો સાગર કહે છે તેમાં **हरिरेव जगत् जगदेव हरिः** ( હરિ એ જ જગત્ છે અને જગત્ એ જ હરિ છે ) એ આદિ વચનોવડે પરમેશ્વરદષ્ટિ કરવાનો બોધ આપી સર્વને સુખ પ્રાપ્ત કરવાની અદ્વિતીય કુંચી આપે છે!

પ્રિય દેવિ ! અત્યાર સુધીની આપણી વાતચીતથી હવે તને સ્પષ્ટ થયું જ હોવું જોઈએ કે વિરોધ ટાળવાને માટે મુખથી ઉપદેશ આપવાના કરતાં મનવડે વિરોધ ધરનાર મનુષ્યપ્રતિ પ્રેમના વિચારો જ પ્રેર્યા કરવા, એ તેનો વિરોધ ટાળવાનો અત્યંત સફળ ઉપાય છે. આપણાં આર્યકુટુંબો આ ઉપાયને યથાર્થ સમજીને તેનો આદરપૂર્વક સ્વીકાર કરે તો તેમના ગૃહસ્થાશ્રમોમાં તારી ઇચ્છાપ્રમાણે પૂર્ણિમાની જ્યોત્સનાજેવી શીતળ શાંતિ વ્યાપી રહે એમાં કશો જ સંશય નથી. હવે તારે આ સંબંધમાં બીજું કંઇ જાણવા જેવું હોય તો પૂછ.

( અપૂર્ણ. ).

---

## પશુઓને પણ ઉપવાસ લાભ કરે છે.

એક અમેરિકન લખે છે કે આરોગ્યવિદ્યાના નિયમો પશુઓને પણ લાભકારક હોવા જ જોઇએ, એવું મને લાગવાથી મારા કુતરા જ્યારે માંદા પડે ત્યારે તેમના ઉપર તે નિયમોને અજમાવી જોવા મેં નિશ્ચય કર્યો. આ પછી ગયા શિયાળામાં મારાં કેટલાંક કુરકુરીઆં માંદાં પડ્યાં. એકની સ્થિતિ એવી તો ખરાબ થઈ ગઈ કે મેં તેને માટે જનાવરોના ડાક્ટરને બોલાવ્યો. તેણે તેને તપાસીને કહ્યું કે તે બચે એવું નથી. તેના ગયા પછી મેં તેને દવા આપવાનું અને ખાવાનું આપવાનું બિલકુલ બંધ કરી દીધું; અને માત્ર પુષ્કળ પાણી તેને પાયા કર્યું. આનો પરિણામ બહુ જ સારો આવ્યો. ચોથે દિવસે તેણે ખાવાને માટે વલખાં મારવા માંડ્યાં, પણ મેં તેને પૂરેપૂરા દશ દિવસ વીતી ગયા ત્યાં સુધી ખોરાકનો એક કણ સરખો પણ આપ્યો નહિ. આટલા ઉપવાસથી હવે તેનામાં ઉભા થવાની શક્તિ આવી. તેનો તાવ બિલકુલ મટી ગયો; અને હવે તેને કકડીને ભુખ લાગી હોય એમ જણાયું. પછી તેની દુર્બળતા સઘળી મટી ગઇ ત્યાં સુધી મેં તેને બહુ જ થોડા પ્રમાણમાં નિત્ય ખાવાનું આપ્યા કર્યું. ટુંકામાં તે આણી થોડાક વખતમાં હૃષ્ટ પુષ્ટ થઈ ગયું, અને તેને આ પ્રમાણે બચી ગયેલું જોઇને ડાક્ટરને બહુ જ આશ્ચર્ય થયું.

## ઉધરસ કેમ ખાવી.

ઘણા માણસોને ઉધરસ કેમ ખાવી તે આવડતી નથી. છાતીમાં ભરાઇ રહેલો કફ કાઢવાને માટે તેઓ જેમ બને તેમ જોરથી ઉધરસ ખાય છે. પરંતુ જોરથી ઉધરસ ખાવાથી ફેફસાંની અત્યંત આળી ચામડી સોરાય છે, અને તેના ઉપર સોજો આવે છે. આથી નબળાં ફેફસાંવાળા મનુષ્યોને કોઈ કોઈ વખત બહુ નુકસાન થાય છે. આથી જેમ બને તેમ ધીરેથી ઉધરસ ખાવાની પ્રત્યેક મનુષ્યે ટેવ પાડવી જોઇએ.

કરવાનું સોંપીએ છીએ; અને આપણી પ્રયત્નની શક્તિઓ જે પ્રકારનું કામ કરે છે, તે પ્રકારનું જ આપણું ભાવિ પ્રારબ્ધ બંધાય છે.

* * આપણા શરીરમાં રહેલી પ્રત્યેક પ્રયત્નશક્તિ ક્રિયાવાન્ થઈને જેને ઉપજાવે છે, તેનો શાસ્ત્રો કર્મ કહે છે. આ કર્મો આપણી સાથે તાદાત્મ્યભાવને પામે છે, અર્થાત્ તેઓ આપણા રૂપ જ થઈ જાય છે. જો તેઓ સારાં હોય છે, તો આપણે ઉત્તમતાને આપણામાં આવેલી જોઈએ છીએ; જો નિકૃષ્ટ હોય છે તો અધમતાને આવેલી અનુભવીએ છીએ. આમ હોવાથી સ્પષ્ટ જ છે કે પ્રત્યેક મનુષ્ય પોતાનામાં રહેલી પ્રયત્નશક્તિઓને ઉત્તમ ક્રિયામાં જોડવાથી નિરંતર પોતાના અધિક અને અધિક ઉત્તમતા આણી શકે છે.

* * શાસ્ત્રો કહે છે કે આપણામાં, કર્મસત્તા અને સ્વભાવસત્તા એવી બે સત્તાઓ રહેલી છે. આ બે સત્તાઓમાંથી આપણામાં જે કર્મસત્તા છે તે ઉપર કહેલી આપણી પ્રયત્નશક્તિઓનો જ પરિણામ છે. એ કર્મસત્તાને ઉજ્જ્વળ કરનાર અથવા મલિન કરનાર આ પ્રયત્નશક્તિઓની જ ક્રિયાઓ છે. જ્યારે આપણી પ્રયત્ન શક્તિઓ ઉત્તમ ક્રિયાઓ કરે છે ત્યારે કર્મસત્તા ઉજ્જવળ થાય છે, અને જ્યારે તે નિકૃષ્ટ ક્રિયાઓ કરે છે ત્યારે તે મલિન થાય છે. કર્મસત્તાને રચનાર પ્રયત્નશક્તિઓ છે, અને પ્રયત્નશક્તિઓ પાસે સારી અથવા નઠારી ક્રિયાઓ કરાવનાર આપણો ઉદ્દેશ છે.

* * એકલો નિશ્ચય પ્રયત્નશક્તિઓને ક્રિયામાં જોડી શકતો નથી. મન જેની ઇચ્છા કરે છે, તેને જ ઉત્પન્ન કરવાની ક્રિયા પ્રયત્નશક્તિઓ કરે છે; અને મનની ઇચ્છાઓ ઉદ્દેશને અધીન હોવાથી, ઉદ્દેશ પ્રમાણે જ પ્રયત્નશક્તિઓ ક્રિયામાં જોડાય છે.

* * આ કારણથી જે મનુષ્ય સર્વોત્તમ ઉદ્દેશને, લક્ષ્યને, અથવા અભિલાષાને ધરે છે, તે પોતે સર્વોત્તમ થાય છે, અને પોતાના ભાવિ પ્રારબ્ધને સર્વોત્તમ કરે છે.

* * પરમેશ્વરરૂપ થવું અથવા બ્રહ્મરૂપે પોતાનો અનુભવ કરવો, એનાથી શ્રેષ્ઠ ઉદ્દેશ અન્ય કોઈ નથી. પોતાનામાં સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્ત્વનો અનુભવ કરવો, એ પણ શ્રેષ્ઠ ઉદ્દેશ છે. પરમેશ્વરના સાકાર સ્વરૂપને નેત્રથી પ્રત્યક્ષ જોવું એ પણ શ્રેષ્ઠ ઉદ્દેશ છે. આ સર્વથી ઉતરતા બીજા પણ ઘણા ઉત્તમ ઉદ્દેશો હોય છે, પરંતુ પરમેશ્વરમય થવું એ સર્વોત્તમ ઉદ્દેશ છે. આથી જેનું જેનું આપણને ભાન થાય તે સર્વમાં પરમતત્ત્વ જોવાનો પ્રયત્ન કરવો, પરમતત્ત્વને જ આપણા મનમાં નિરંતર ધારણ કરી રાખવું, અને તેમનો જ અનુભવ કરવાની ઇચ્છા કરવી, એ જ આપણી પ્રયત્નશક્તિઓને સર્વોત્કૃષ્ટ ક્રિયામાં જોડનાર શ્રેષ્ઠ ઉદ્દેશ છે.

* * પરમતત્ત્વને જ ઉદ્દેશરૂપ કરવાથી અર્થાત્ વારંવાર તેની જ ઇચ્છા કરવાથી આપણા વિચારો પરમતત્ત્વાકાર થવા માંડે છે, અને આપણા વિચારો પરમતત્ત્વાકાર થતાં આપણી પ્રત્યેક માનસિક શક્તિઓ, આપણી વાણી, અને આપણા શરીરનાં પ્રત્યેક તત્ત્વો પરમતત્ત્વાકાર થતાં ચાલે છે. જેમાં અને તેમાં ઉચ્ચતા અને ઉચ્ચતા જ વ્યાપી રહે છે. આપણે ઉચ્ચતમ ઉદ્દેશ આપણા સર્વસ્વને ઉચ્ચતમ કરી મૂકે છે; અને આમ આપણામાં રહેલું બધું જ ઉચ્ચતમ થતાં આપણું ભાવિ પ્રારબ્ધ પણ સ્વતઃ ઉચ્ચતમ થઈ જાય છે.

* * જ્યારે આપણો ઉદ્દેશ ઉચ્ચ હોય છે ત્યારે તે ઉચ્ચ વસ્તુનો જ આપણે નિરંતર

વિચાર કરીએ છીએ, કારણ કે આપણા ઉદ્દેશ પ્રમાણે જ આપણું ચિંતન હોય છે; અને ઉચ્ચ વસ્તુનો નિરંતર વિચાર થતાં આપણે તે ઉચ્ચ વસ્તુના જેવા જ ધરિ ધરિ થતા જઈએ છીએ. આપણા શરીરમાં રહેલાં સઘળાં સામર્થ્યો તે ઉચ્ચ વસ્તુના તરફ જ ધાવન કરે છે, અને આમ નિરંતર આપણે અધિક અને અધિક ઉચ્ચ થતા જઈએ છીએ.

* * હું બ્રહ્મ છું, અથવા જગત બધું બ્રહ્મસ્વરૂપ છે, એમ બોલ્યા કરવું અથવા નેત્ર મીચી પ્રાતઃકાળે કલાક કે બે કલાક ધાર્યાં કરવું, એટલાથી જ ઉચ્ચ ઉદ્દેશ ધારણ કર્યો ગણાતો નથી. ઉચ્ચ ઉદ્દેશ ધરનારે વ્યવહારમાં જેનો જેનો સંબંધ થાય તે સર્વમાં, હલકાને ન જોતાં પોતે ધારેલા ઉચ્ચને જ જોવાનો પ્રયત્ન કરવો જોઇએ. ઉચ્ચ ઉદ્દેશ ધરનારને આવો પ્રયત્ન થયા વિના રહેતો જ નથી. જેને તેવો પ્રયત્ન થતો નથી, તેણે ઉચ્ચ ઉદ્દેશ ધરેલો હોતો જ નથી. જે જે દૃષ્ટિએ આવે તેમાં બીજું જોવાનો તેને અવકાશ જ નથી. દુર્જનમાં દુર્જનતા જોનાર દુર્જનતાનો ઉપાસક છે; સજ્જનતાનો નથી જ. સજ્જનતાનો ઉપાસક અર્થાત્ સજ્જનતાને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો દુર્જનતા જોવા જતાં પોતાની ઇચ્છાથી ભ્રષ્ટ જ થાય છે. આથી ઉચ્ચ ઉદ્દેશવાળાએ જ્યાં ત્યાં પોતાના ઉચ્ચ ઉદ્દેશને જ જોવો. સામાન્ય ઉદ્દેશોમાં પણ એમ જ કરવું. ધનના ઉદ્દેશમાં ધનને જ જોવું. નિર્ધનને જોઇને આ નિર્ધન છે, એવો વિચાર પણ ન આણવો. આરોગ્યના ઉદ્દેશમાં આરોગ્યને જ સર્વત્ર જોવું. રોગીને જોતાં તેના રોગપ્રતિ દૃષ્ટિ પણ ન સ્થાપવી. રોગને જોતાં આરોગ્યનો ઉદ્દેશ દુર્બળ પડી જાય છે. આથી ઉચ્ચ ઉદ્દેશવાળાએ પોતાના ઉદ્દેશ પ્રમાણે જ સર્વત્ર ભાન કરવા પ્રયત્ન કરવો.

* * ઉચ્ચ સુખની ઇચ્છાવાળાએ ઉચ્ચ ઉદ્દેશને જ ધરવો, અને તે ઉચ્ચ ઉદ્દેશથી ઉતરતા પ્રકારનું કશામાં ક્યારે પણ ન જોવું. ઘણા મનુષ્યો ઉચ્ચ ઉદ્દેશ ધરતા છતાં પણ આગળ વધતા નથી તેનું કારણ આ જ છે. તેઓ થોડી વાર ઉંચી ઇચ્છાઓ કરે છે, પણ પાછા હલકાપ્રતિ દૃષ્ટિ નાંખે છે, અને તેના વિચાર કરે છે. આમ થતાં જેમ તેઓ ઉંચા ઉદ્દેશને સેવનારા થાય છે, તેમ નીચા ઉદ્દેશોને પણ સેવનાર થાય છે.

* ઉચ્ચ ઉદ્દેશ કોઇ પણ પ્રાણીમાં અથવા પદાર્થમાં ખોટું રહ્યું છે, એમ સ્વીકારતો નથી. બ્રહ્મદર્શનના ઉદ્દેશવાળો દુરાચરણી મનુષ્યોમાં દુરાચરણનો સ્વીકાર કરે તો તેનો બ્રહ્મદર્શનનો ઉદ્દેશ શી રીતે સિદ્ધ થાય? દુરાચરણીને તે જુએ અને જાણે ખરો, પણ તેને ચિંતનમાં ઉતારતાં તે સર્વદા સાવધ જ રહેવાનો. તેના દોષો સંબંધી તે તર્કપ્રતર્ક તો નહિ જ કરવાનો. દોષોનો વિચાર સ્ફુરતાં તત્કાળ તે ત્યાં બ્રહ્મત્વ સ્થાપવા પ્રયત્ન કરવાનો. આવો વાસ્તવિક ઉચ્ચ ઉદ્દેશ ધરનાર જ પોતાનામાં ઉચ્ચતા આવેલી અનુભવે છે.

* * દોષને, અપૂર્ણતાને, દુઃખને જોવાનું હોય અને તેમનું ચિંતન થતું હોય તે સમયે બ્રહ્મદર્શન નથી થતું એ સ્પષ્ટ જ છે. આથી ઉચ્ચ ઉદ્દેશ સેવનારાઓ કશામાં પણ કોઇ સમયે પોતાના ઉદ્દેશથી જે કંઈ પ્રતિકૂળ હોય તેને કદી પણ જોતા નથી. સર્વત્ર શુભ જ વ્યાપી રહ્યું છે, અને જે કંઈ જગતમાં બને છે તે મારા કલ્યાણને માટે જ બને છે, એવો તેમનો દૃઢ નિશ્ચય હોય છે.

* * તેમનો આ નિશ્ચય કંઈ કેવળ કલ્પનારૂપ હોતો નથી; પણ અનુભવથી બંધાયો

હોય છે. તેઓને ખાતરી થયેલી હોય છે કે જ્યારે આપણે જેમાં તેમાં તેમાં શુભને જ જોઇએ છીએ, શુભનો જ માત્ર વિચાર કરીએ છીએ, શુભની જ માત્ર ઇચ્છા કરીએ છીએ, અને શુભની જ માત્ર આશા રાખીએ છીએ ત્યારે વિશ્વની સર્વ સત્તાઓ આપણું શુભ જ કરવાને પ્રવૃત્ત થાય છે.

* * જેમ અંધકારમાં પ્રકાશ લેઈ જવાથી અંધકાર અદૃશ્ય થઇ જાય છે, તેમ ઉચ્ચ ઉદ્દેશ ધરતાં દુઃખનો અભાવ થાય છે. પ્રિયતમ ! ત્યારે આજથી જ ઉચ્ચ ઉદ્દેશ ધરો અને નિરંતર સુખને જ અનુભવ કરો. ઉત્તમ પ્રારબ્ધ ઘડવાનાં સાધનો ઘંટાનાદે તમને શ્રવણ કરાવ્યાં છે. તેમનો ઉપયોગ કરવાની તમને વિજ્ઞપ્તિ કરી ઘંટાનાદ હાલ તો શમે છે.

---

# માનસોપચાર.

( અનુસંધાન પૃષ્ઠ ૨૪૦ થી )

## પ્રકરણ ૪.

આગળ ચાલતા પહેલાં, પૂર્વે જણાવી ગયેલા સ્મરણમાં રાખવા યોગ્ય નિશ્ચયોને પુનઃ કહી જઇએ છીએ.

૧ મનનું સર્વ ઉપર અધિપતિપણું છે, અને તેથી રોગ ઉપર મનની સંપૂર્ણ સત્તા છે.

૨ શરીરના પ્રત્યેક અવયવમાં અને અણુઅણુમાં મન રહેલું છે. આ મન આપણા શરીરના સર્વ વ્યાપાર કરે છે. તેને આંતર મન અથવા અપ્રકટ મન એ શબ્દથી આપણે ઓળખીએ છીએ. તેની સર્વ ક્રિયાઓનું આપણને ભાન હોતું નથી. આપણા બાહ્ય મનની ક્રિયાઓનું જ આપણને ભાન હોય છે.

૩ આપણે જ્ઞાનપૂર્વક જેનાવડે વિચાર કરીએ છીએ તે આપણું બાહ્ય મન છે. આ બાહ્ય મન, આંતર મનને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવી શકે છે.

૪ શરીરના સઘળા વ્યાપારો આંતર મન ચલાવતું હોવાથી, જ્યારે કોઈ વ્યાપાર બરાબર ચાલતો ન હોય ત્યારે બાહ્ય મન, પોતાની ઇચ્છા આંતર મનને યોગ્ય પ્રકારે જણાવે છે તો તે પ્રમાણે તે માને છે, અને શરીરના વ્યાપારને યોગ્ય પ્રકારે ચલાવે છે.

૫ આમ હોવાથી જે ભાગમાં રોગ થયો હોય તે ભાગમાં રહેલા મનને તે રોગ મટાડવા સ્પષ્ટ શબ્દોમાં જો આપણે કહીએ છીએ તો તે મન તે રોગને મટાડવા અવશ્ય પ્રવૃત્ત થાય છે.

૬ શ્રદ્ધાથી અને આગ્રહથી આંતર મનને પુનઃ પુનઃ આપણી ઇચ્છા જણાવવી જોઇએ. એક વાર ઇચ્છા જણાવવાથી હમેશાં કાર્યસિદ્ધિ થતી નથી. કોઈ કોઈ વ્યાધિઓમાં બે ચાર વાર માત્ર કહેવાથી આંતર મન આપણી ઇચ્છા પ્રમાણે વ્યાધિને મટાડે છે, કોઈ કોઈ વ્યાધિમાં નિત્ય પા પા કલાક અથવા અર્ધો કલાક, આઠ દશ દિવસ કહેવું પડે છે, અને કોઇ કોઈમાં એક માસ, ત્રણ માસ, અથવા છ માસ સુધી પણ પ્રયોગ જારી રાખવો પડે છે.

૭ આપણા આંતર મનને સંબોધીને કહેવાથી જેવી રીતે વ્યાધિ મટે છે, તેવી જ રીતે બીજા માણસોના આંતર મનને સંબોધીને કહેવાથી પણ વ્યાધિ મટે છે.

૮ આ યુક્તિથી એકલા વ્યાધિઓ મટે છે, એટલું જ નહિ પણ પોતાના તથા પારકાના દુર્ગુણો તથા દુર્વ્યસનો પણ તે વડે ટાળી શકાય છે.

૯ આ યુક્તિથી સામો મનુષ્ય આપણી સમીપ હોય તોપણ તેનો વ્યાધિ વગેરે ટાળી શકાય છે અથવા દૂર હોય તોપણ ટાળી શકે છે. વળી આપણે તેનો વ્યાધિ ટાળવા પ્રયોગ કરીએ છીએ એ વાત તે જાણતો હોય છે, તોપણ વ્યાધિ ટાળી શકીએ છીએ, અને ન જાણતો હોય તોપણ ટાળી શકીએ છીએ.

૧૦ માનસોપચાર કરનાર સર્વને જ આરંભમાં થોડી અથવા ઘણી નિષ્ફળતા મળે છે. પણ તેથી નિરાશ ન થતાં પ્રયત્ન જારી રાખતાં આખરે જય મળે છે. અને એકવાર જય મળતાં જ્યારે શ્રદ્ધા બંધાય છે ત્યારે પછી ઉત્તરોત્તર અધિક વિજય મળતો જ રહે છે.

વ્યાધિ ટાળવામાં ગમે તે પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવતો હોય છે તોપણ મનુષ્યનું મન જ વ્યાધિ ટાળે છે. જ્યાં સુધી શરીરમાં રહેલી વ્યાધિનિવારક સત્તા વ્યાધિને ટાળવા પ્રવૃત્ત થતી નથી ત્યાં સુધી વ્યાધિ ટળતો જ નથી. પ્રત્યેક પદ્ધતિ શરીરમાં રહેલી આ સત્તાને જાગ્રત્ કરવા જાણતાં કે અજાણતાં પ્રયત્ન કરે છે. ઔષધોપચાર વગેરે પદ્ધતિઓ પરોક્ષ રીતે આ સત્તાને જાગ્રત્ કરવા પ્રયત્ન કરે છે, પરંતુ માનસોપચાર આ સત્તાને સાક્ષાત્ રીતે જાગ્રત્ કરતો હોવાથી બીજી પદ્ધતિઓ કરતાં તે ચઢતા પ્રકારનો લેખાય છે.

પ્રત્યેક સ્ત્રી અથવા પુરૂષમાં પોતાનામાં થયેલો વ્યાધિ મટાડનાર અને દુર્બળ પડી ગયેલા શરીરને બળવાન્ કરનાર સામર્થ્ય રહેલું હોય છે. આ સામર્થ્ય માનસોપચારવડે રોગી પોતે જાગ્રત્ કરવા સમર્થ હોય છે, અથવા તો અન્ય મનુષ્ય જાગ્રત્ કરી શકે છે. ઘણીવાર રોગીમાં રહેલાં ભય અને શંકાથી આ સામર્થ્ય જાગ્રત્ થયા છતાં પણ રોગ નિવારવાના પોતાના પ્રયત્નમાં વિજયને મેળવી શકતું નથી. જ્યારે રોગીના મનમાંથી ભય અને શંકા નીકળી જાય છે, વ્યાધિ મટવાની તેને આશા અને શ્રદ્ધા બંધાય છે ત્યારે તેનો વ્યાધિ બહુ જ સત્વર મટવા માંડે છે.

ભય અને શંકાથી આખા શરીરમાં વ્યાપી રહેલા જ્ઞાનતંતુઓમાં જડતા આવી જાય છે, અને તેથી મગજમાંથી વિદ્યુત્નો પ્રવાહ રોગ થયેલા ભાગમાં વેગથી વહી શકતો નથી, અને તેમ થતાં તે સ્થાનમાં રુધિર જોઈતા પ્રમાણમાં આવી શકતું નથી; અને રુધિરની ગતિ મંદ પડતાં રોગને મટવાની ક્રિયા અટકે છે. રુધિર એ પ્રાણીઓનું જીવન છે, અને રુધિરવડે જ શરીરના બધા ભાગ રચાય છે, અને પોષાય છે, તથા રુધિર જ શરીરમાં જીર્ણ થઇ ગયેલા અણુઓને સ્થળે સ્થળેથી ઘસડી લાવી ફેફસાંદ્વારા બહાર કાઢી નાંખે છે. આથી રુધિરની ગતિ મંદ પડતાં, શરીરના સઘળા અવયવોના વ્યાપાર મંદ પડે એ સ્વાભાવિક છે, અને આ વ્યાપાર જ્યાં સુધી મંદ રહે ત્યાં સુધી શરીરમાં રોગ સ્થિર રહે એ પણ સ્વાભાવિક છે.

જ્ઞાનતંતુઓમાં વહેતો વિદ્યુત્પ્રવાહ મગજમાં પુષ્કળ ભરેલો હોય છે, પણ મનુષ્ય જ્યારે અયોગ્ય વિચાર સેવે છે ત્યારે તે જ્ઞાનતંતુઓમાં વહી શકતો નથી. ભય, શોક, દ્વેષ, ઈર્ષ્યા એ આદિ વિકારો આ પ્રવાહના પ્રતિબંધક છે. તેમના પ્રકટવાથી જ્ઞાનતંતુઓમાં તેનું નિયમિતપણે વહેવું થતું નથી, અને તેમ થતાં રુધિરની ગતિ પણ અનિયમિત થઇ જાય છે.

કોણ નથી જાણતું કે કેટલાક મનોવિકારથી હૃદયના ધબકારા વધે છે અથવા ઓછા થાય છે! એક વિકારથી મુખઉપર કેવી લાલી ચઢી આવે છે, અને બીજા વિકારથી મુખ કેવું ધોળું પુણી જેવું થઇ જાય છે! વિકારો લોહીની ગતિ ઉપર અસર કરે છે, એ શું આથી નથી સિદ્ધ થતું?

આમ લોહીની ગતિ શરીરના સઘળા ફેરફારોમાં કારણ હોવાથી અને લોહીની ગતિનાં ફેરફારોમાં આપણા મનોવિકારો કારણ હોવાથી લોહીની ગતિને નિયમિત રાખવા ઇચ્છનારે મનોવિકારોનો જય કરવો જરૂરનો છે.

મગજમાં રહેલી વિદ્યુતશક્તિના પ્રવાહને મનદ્વારા અથવા વિચારદ્વારા આપણા શરીરમાં વ્યાપી રહેલા સઘળા જ્ઞાનતંતુઓમાં મોકલી શકાય છે; અને વિદ્યુતના પ્રવાહની પાછળ લોહી વહેતું હોવાથી આ પ્રમાણે લોહીની ગતિને આખા શરીરમાં વધારી શકાય છે. વિચારવડે લોહીની ગતિને શરીરના ગમે તે ભાગમાં વધતી અથવા ઓછી કરી શકે, એવા મનુષ્યો કોઈ કોઈના અનુભવમાં પણ આવ્યા હોય છે. આવા મનુષ્યો હાથને કે પગને ટાઢો અથવા ગરમ કરી શકે છે. સંકલ્પવડે કોઈ હૃદયના અથવા નાડીના ધબકારાને પણ અટકાવી શકે છે. કોઈ વળી સંકલ્પવડે શરીરના ગમે તે ભાગમાં ફોલ્લો પણ ઉઠાડી શકે છે. કોઇ વળી સંકલ્પવડે, મગજમાં વહેતા વધારાના લોહીને પગમાં આણી શકે છે, અને તેમ કરીને તત્કાળ ઉંઘને આણી શકે છે. આવા પ્રયોગો વિચારવડે કરનારા મનુષ્યો પ્રસંગોપાત જોવામાં આવે છે. એ સર્વથી એ જ સિદ્ધ થાય છે કે લોહીની ગતિ વિચારને અધીન છે.

આ બાબતનો જેમણે અભ્યાસ નથી કર્યો હોતો એવા મનુષ્યોને વિચારથી લોહીની ગતિને વધારવાનું કામ આરંભમાં ઘણું કઠિન લાગે છે. વિચારની સાથે બીજી કોઈ ક્રિયા હોય છે તો તેઓ સરળતાથી વિચારના બળનો ઉપયોગ કરે છે. આથી વિચારની સાથે હાથનો ઉપયોગ કરવાની ઘણા માનસોપચારકો ભલામણ કરે છે. રોગ મટાડવામાં વિચાર જ મુખ્ય કારણ છે, તથાપિ ઘણા રોગ મટાડનારાઓ રોગીઓના શરીર ઉપર જે હાથ ફેરવતા અનુભવવામાં આવે છે, તેનું કારણ આ છે.

રોગ મટાડવા ઇચ્છનારે પ્રથમ વિચારબળથી શરીરમાં લોહીની ગતિને નિયમિત કરવી જોઈએ. કારણ કે ઉપર કહ્યા પ્રમાણે શરીરમાં લોહી સારી રીતે ફરે છે તો જ આરોગ્ય પ્રાપ્ત થાય છે. આ માટે નીચેની ક્રિયા કરવી.

મનને વ્યગ્ર ન કરે એવા કોઈ એકાંત સ્થળમાં જવું. પછી ચત્તા સુઇ જવું, અને સઘળા અવયવોને ઢીલા નાંખી દેવા. જાણે તમારૂં શરીર સીસાનું હોય અને નરમ રૂની તળાઇમાં પોતાના ભારથી નીચે બેસતું હોય તેમ આખા શરીરને શિથિલ કરી દેવું. પછી ફેફસાં પૂરેપૂરાં ભરાય ત્યાં સુધી દીર્ઘ શ્વાસ લેવો. વાયુને સુખપૂર્વક રોકી શકાય ત્યાં સુધી રોકી રાખવો, પછી ધીરે ધીરે બહાર કાઢવો. આ પ્રમાણે મન શાંત થાય ત્યાં સુધી થોડી વાર શ્વાસપ્રશ્વાસ કર્યા કરવા.

પછી માથાની દરેક બાજુએ હાથને મુકવા. બંને હાથનાં આંગળાંના છેડા કપાળની મધ્યમાં અડે એવી રીતે તથા અંગુઠાનો માંસવાળો ભાગ દરેક લમણાને અડે એ રીતે

હાથ રાખવા. અંગુઠાના છેડા ઉંચા રાખવા, નેત્ર બંધ કરવાં, કપાળના મધ્ય-ભાગમાં આંગળાનાં ટેરવાં મળ્યાં હોય ત્યાં અર્થાત્ આજ્ઞાચક્રમાં કે સહસ્રદલપદ્મમાં વૃત્તિને કરવી, અને આખા શરીરમાં વિદ્યુત્ પ્રવાહ મોકલવાને માટે મગજમાં હું બળને ઉત્પન્ન છું એમ ધારવું. થોડી પળ એકાગ્રતા કરવાથી મગજમાં બળ ઉત્પન્ન થયાનું તમને ભાન થશે. પછી હાથને માથા પરથી નીચે ઉતારવા આંગળાંને નેત્ર ઉપરથી થઇને અને અંગુઠાને ગળાની દરેક બાજુએ થઇને નીચે આણવા. જ્યારે કંઠઉપર આંગળાં તથા અંગુઠા આવે ત્યારે વળી ત્યાં અટકવું અને પુનઃ તે સ્થળમાં અર્થાત્ વિશુધ્ધચક્રમાં વૃત્તિને એકાગ્ર કરવી, અને બળને એકઠું કરવું. થોડી વાર પછી ખભા ઉપર થઇને હાથને ધીરે ધીરે નીચા આણી કમર સુધી લેઇ જવા. તે ભાગમાં અર્થાત્ નાભિમાં વળી વૃત્તિને પૂર્વની પેઠે એકાગ્ર કરવી. પછી બેઠા થઇને ઉપર કર્યું તેવી જ રીતે હાથને જંઘા, ઘુંટણ વગેરે ઉપર ફેરવી છેક પગનાં આંગળાં સુધી લેઇ જવા.

હાથને માથાથી તે છેક નીચે પગ સુધી ફેરવતી વખતે ધારવું કે મારા જ્ઞાનતંતુઓમાં થઇને આખા શરીરમાં વિદ્યુત્પ્રવાહ ધીરે ધીરે વહે છે અને દરેક ભાગને જાગ્રત કરે છે, તેને પોષણ આપે છે. જો કોઇ અવયવ, જેવાં કે ફેફસાં, જઠર, યકૃત વગેરે વ્યાધિથી પીડિત હોય તો ત્યાં હાથ આવે ત્યારે તેમને થોડી વાર તે સ્થળે રાખી મુકવા, તેથી ઘણું સુખ થતું જણાશે. ખાસ ભાગઉપર અટકવામાં જે સમય જવાનો તે ન ગણીએ તો માથાથી તે પગ સુધી હાથને આણતાં એકથી ત્રણ મિનિટ જવી જોઇએ. એક વાર આમ કર્યા પછી જરા અટકી ફરી તેમ કરવું, આમ સાત વાર કરવું, તેથી વધારે નહિ. ત્રણવાર કરવાથી પણ લાભ થાય છે, તથાપિ સાત વારનો પ્રયોગ પૂર્ણતાવાળો ગણાય છે. દિવસમાં ત્રણ ચાર વાર આમ કરવું, એ લાભકારક છે. સુતી વખતે આ પ્રયોગ કરીને સુઇ જવાથી બહુ શાંત નિદ્રા આવે છે. હાથને શરીરઉપર ફેરવતી વખતે દબાણ કરવું નહિ. વિદ્યુત્પ્રવાહને માત્ર માર્ગ બતાવતા હોઇએ તેની પેઠે હાથને માત્ર ફેરવવાનું જ પ્રયોજન છે. આ પ્રમાણે હાથ ફેરવવાથી આખા શરીરમાં લોહીની ગતિ વધેલી અને ગરમી આવેલી તમને જણાશે. ક્રિયા કરતી વખતે ધીરે ધીરે દીર્ઘ શ્વાસ લીધા કરવો. શ્વાસ અંદર લો ત્યારે હાથને ફરતા અટકાવવા, અને ધીરે ધીરે બહાર કાઢો ત્યારે ધીરે ધીરે આગળ ચલાવવા. શરૂઆતમાં કદાચ ધાર્યા પ્રમાણે અસર ન જણાય તો પ્રયોગ છોડી દેશો નહિ, પણ આગ્રહથી કર્યા કરજો. અભ્યાસ થતાં તમને લાભ જણાવાનો જ. એકવાર અભ્યાસથી કળ બેશી જશે, એટલે પછી તો એક મિનિટમાં તમે શરીરના કોઇ પણ ભાગમાં લોહીની ગતિ વધારી શકશો, અને તે ભાગને બળવાન કરી શકશો.

માનસોપચારથી પારકાનો કે પોતાનો ગમે તે વ્યાધિ ટાળવાનો પ્રયત્ન કરતા પૂર્વે આ રુધિરની ગતિને સમાન કરવાની ક્રિયા કરવી એ બહુ ઉપયોગની છે.

(અપૂર્ણ)

### 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| એક નરરત્ને | સખેડા | રૂ ૫—૦—૦ |
| ગ રા રણછોડ હરગોવિંદ | આમોદ | રૂ ૨—૦—૦ |
| ન ગ હરિશંકર કૃપાશંકર | ,, | રૂ ૨—૦—૦ |
| રા રા ગંગાધર સદાશિવ ગોડબોલે | ગોવાપ | રૂ ૨—૦—૦ |
| રા ન ઓધવજી ભગવાનજી (પોતાના પુત્રની સદ્‌ગતિનિમિત્ત) | કરાચી | રૂ ૧—૦—૦ |

---

## The Phalanx. (ફેલેન્ક્સ).

મિ. ઉદમાર ડી ફૉરેસ્ટ બ્રાયન્ટ જેઓ અમેરિકાની ધી એડિફેમ્લેડ એસોસીએશનના અધ્યક્ષ છે, તથા એક સમર્થ તત્ત્વજ્ઞાની, લેખક તથા કવિ છે, તેમના તરફથી ઉપલા નામનુ માસિક ગયા જાન્યુઆરીથી પ્રગટ થાય છે વિચાર કરી શકે એવા તથા સમજી શકે એવા પુરુષોને માટે તે કાઢવામા આવે છે ઉચ્ચ વિચારો સમજવાને જેઓ અસમર્થ છે, તથા સ્વાર્થમા જેઓ રચી પચી રહ્યા છે, તેમણે આ માસિક મગાવવા શ્રમ લેવો નહિ એનુ વાર્ષિક લવાજમ રૂ ૩–૨–૦ છે સ્વતત્રપણે મગાવનારને ખરચસાથે રૂ ૬–૮–૦ થશે નીચે અહી કરનારમારફતે મગાવવાથી રૂ ૩–૪–૦ મા મળી શકશે નમુનાનો પ્રથમ અક જેની સાથે મિ. બ્રાયન્ટની છબી આપવામા આવે છે, તે પાચ આનાની ટીકીટ મોકલનારને મોકલવામા આવશે અક પસદ પડે ગ્રાહક થવા ઇચ્છનારે પાચ આના બાદ કરીને બાકીનુ લવાજમ મોકલવુ પ્રથમ અંકમા બીજા વિષયોસાથે ગાર્ડના ઉદ્યોગસબધે વિસ્તારથી લખવામા આવ્યુ છે ધી એડીફેમ્લેડ એસોસીએશન અને તેના પ્રેસિડેટ મિ. બ્રાયન્ટને મુબઈનાં ગુજરાતી વગેરે પત્રોએ એક પક્ષની અપૂર્ણ હકીકતને આધારે પ્રપચી અને ઠગતરીકે કેટલાક અઠવાડીયા ઉપર પ્રસિદ્ધ કરીને પ્રજાને આડે માર્ગે દોરવાનો, નિષ્પક્ષપાત પત્રકારોને ન શોભે એવો પ્રયત્ન કર્યો છે, પણ તેમા તેઓએ કેવો ઉતાવળીઆ અને છાછરો સ્વભાવ દર્શાવ્યો છે તે પ્રજા હવે પછી જોશે લૉસ એન્જેલીસમા ત્રિશ વર્ષથી પ્રકટ થતુ એક અત્યત પ્રતિષ્ઠિત પત્ર The Californ17 Cultivator એ પોતાની તા. ૧૬ મી એપ્રિલના અકમા મિ. બ્રાયન્ટના ગાર્ડના ઉદ્યોગસબધમાં એક વિસ્તારવાળો લેખ પ્રકટ કર્યો છે, તેમા તે લખે છે કે Mı Bryant had been in the publishing business in the city of Chicago, and was the writer of note along other lines beside that for his own publication વળી તે આગળ લખે છે કે It is also a credit to men of Mr. Bryant's class to come here and put in their means to develop this great industry . આવા એક સુપ્રસિદ્ધ વિદ્વાનના માસિકમા જિજ્ઞાસુને ઘણુ જાણવાનુ હોય એ સ્પષ્ટ જ છે ખાસ કરીને Hermetic Philosophy નો અભ્યાસ કરનારાઓને આના જેવુ અન્ય માસિક મળવુ દુર્લભ છે અગ્રેજી ભાષાનુ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન નહિ ધરાવનારાઓએ આ માસિક મગાવવુ નહિ

व्यवस्थापक, महाकाल, वडोदरा.

---




रूप (पुस्तक) २०—आषाढ. कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक)

॥ ॐ श्रीँ ॥

## इष्टने निरंतर निकट जाणनार भक्तनी निर्भयता.

પદ. ( હરિ મારે હૃદયે રહેજો,—એ લય. )

હું તો મારા વહાલા સંગે, હું તો મારા પ્રભુસંગે,
રંગે ખેલું જાણી નાથ, મારે લીલા લહેર છે.
છાંડીને વિશ્વાસ સાચો, સ્વામીકેરો ત્યજ્યો હાથ,
તેને કાળો કેર છે.
આવે કોટિ વિપદ તોએ, રંક બનીને હારૂં કેમ; મારે૦
વિશ્વને જે પાળે તે તો, કરે મારૂં યોગક્ષેમ; મારે૦
ધનવિભવ કે પુત્રદારા, છોને મુજને ત્યાગે તોય; મારે૦
દુઃખી થાઉં ન લેશ જવ લગી, પ્રભુ મારી પાસે હોય; મારે૦
પ્રભુકેરો સાહ્યો છતાં, જેને રહેતાં ભયશોક; તેને૦
સમર્થને શિરે જાણે, તોયે દુઃખે મૂકે પોક; તેને૦
દૈન્ય ભય ને શોક સઘળું, અજ્ઞાનીને આપે દુઃખ; મારે૦
હું તો મનથી દૈન્યભયને, શોકને પણ જાણું સુખ; મારે૦
મુજ ઉરે નથી ભેદભ્રાંતિ, દુઃખસુખ એ ખોટા ભેદ; મારે૦
હું અભેદપદે વસું છું, નિત્ય દ્વૈતનો કરી છેદ; મારે૦
આવે સુખ કે દુઃખ આવે, મારે ઉરથી તે છે એક; મારે૦
પ્રભુકૃપાથી ભેદ ભાગ્યો, આવ્યો દુઃખનો જેથી છેક; મારે૦
પ્રભુપાસાં સેવી હું તો, પ્રભુતુલ્ય બન્યો હાલ; મારે૦
આણી સંશય દૂર ભાગ્યા, જનો જેના બૂરા હાલ; તેને૦
જે ન પ્રભુને જાણે તેઓ, મુજ સ્થિતિ શું જાણે લેશ; મારે૦
નૃહરિસંગે હરિ થતાં મુજ, ન્યારો દેશ ને ન્યારો વેષ; મારે૦

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે અને તેથી ગ્રાહકોને બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અમને જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**





रूप (पुस्तक) २८—आषाढ. कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ९.


॥ ॐ श्रीँ ॥

# इष्टने निरंतर निकट जाणनार भक्तनी निर्भयता.

પદ. ( હરિ મારે હદયે રહેજો,—એ લય. ).

હું તો મારા વહાલા સંગે, હું તો મારા પ્રભુસંગે,
રંગે ખેલું જાણી નાથ, મારે લીલા લહેર છે.
છાંડીને વિશ્વાસ સાચા, સ્વામીકેરો ત્યજ્યો હાથ,
તેને કાળો કેર છે.
આવે કોટિ વિપદ તોએ, રંક બનીને હારૂં કેમ; મારે૦
વિશ્વને જે પાળે તે તો, કરે મારૂં યોગક્ષેમ; મારે૦
ધનવિભવ કે પુત્રદારા, છોને મુજને ત્યાગે તોય; મારે૦
દુઃખી થાઉં ન લેશ જવ લગી, પ્રભુ મારી પાસે હોય; મારે૦
પ્રભુકેરો સાહ્યો છતાં, જેને રહેતાં ભયશોક; તેને૦
સમર્થને શિરે જાણે, તોયે દુઃખે મૂકે પોક; તેને૦
દૈન્ય ભય ને શોક સઘળું, અજ્ઞાનીને આપે દુઃખ; મારે૦
હું તો મનથી દૈન્યભયને, શોકને પણ જાણું સુખ; મારે૦
મુજ ઉરે નથી ભેદભ્રાંતિ, દુઃખસુખ એ ખોટા ભેદ; મારે૦
હું અભેદપદે વસું છું, નિત્ય દ્વૈતનો કરી છેદ; મારે૦
આવે સુખ કે દુઃખ આવે, મારે ઉરથી તે છે એક; મારે૦
પ્રભુકૃપાથી ભેદ ભાગ્યો, આવ્યો દુઃખનો જેથી છેક; મારે૦
પ્રભુપાસાં સેવી હું તો, પ્રભુતુલ્ય બન્યો હાલ; મારે૦
આણી સંશય દૂર ભાગ્યા, જનો જેના બૂરા હાલ; તેને૦
જે ન પ્રભુને જાણે તેઓ, મુજ સ્થિતિ શું જાણે લેશ; મારે૦
નૃહરિસંગે હરિ થતાં મુજ, ન્યારો દેશ ને ન્યારો વેષ; મારે૦

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન. ગયા અંકના પૃષ્ઠ ૨૮૫ થી.)

प्रतिज्ञासिद्धे र्लिंगमाश्मरथ्यः ॥ २० ॥

**સૂત્રાર્થ:**—જીવાત્મા દ્રષ્ટવ્ય છે એ કથન પ્રતિજ્ઞાસિદ્ધિનું ચિહ્ન છે, પ્રતિજ્ઞાની સિદ્ધિને સૂચવે છે એમ આશ્મરથ્યઆચાર્ય માને છે.

આ સૂત્રથી એ કહ્યું કે આ પ્રકરણમાં **आत्मनि विज्ञाते सर्वमिदं विज्ञातं भवति, इदं सर्वं यदयमात्मा**-આત્માનું જ્ઞાન થયે આ સર્વ જ્ઞાત થઇ રહે છે, આ સર્વ તે આત્મા જ છે–એ પ્રકારની પ્રતિજ્ઞા છે. ઉપક્રમમાં પ્રિયસૂચિત જીવાત્માનું કથન કરી તે દ્રષ્ટવ્ય છે ઇત્યાદિ જે કહ્યું છે તે આ પ્રતિજ્ઞાની સિદ્ધિને સૂચવે છે. જો જીવાત્મા પરમાત્માથી ભિન્ન હોય તો પરમાત્માનું વિજ્ઞાન થયા છતાં જીવાત્માનું વિજ્ઞાન નહિ થાય અને તેથી ઉપરની પ્રતિજ્ઞા અસિદ્ધ ઠરે તેથી પ્રતિજ્ઞાની સિદ્ધિ અર્થે જીવાત્મા અને પરમાત્મા એ બેના અભેદાંશથી ઉપક્રમ કર્યો છે એમ આશ્મરથ્યઆચાર્ય માને છે.

અહિં તાત્પર્ય એ કહ્યું કે ઉપક્રમ અને ઉપસંહારમાં જીવનું પ્રતિપાદન છે તોપણુ તેટલા ઉપરથી મધ્યમાં કહેલું, અનેક તાત્પર્યગ્રાહક લિંગથી ઉપબૃંહિત અને બીજી કોઇ રીતે વ્યાખ્યાન ન થઇ શકે એવું જે પરમાત્માનું પ્રતિપાદન કરેલું છે તે પ્રતિપાદન કરનાર વાક્યોને લક્ષણાનો આશ્રય કરી જીવપર લગાડી જવાં ઘટતાં નથી. તેમજ જો ઉપક્રમાદિમાં રહેલું જીવનું પ્રતિપાદન પણ પરમાત્મપર ઘટાવી ન શકાય તો ભલે વાક્યભેદ કરવો. પણ ખરું જોતાં જીવનું પ્રતિપાદન તેવું નથી કારણ કે જીવના જે ભોક્તૃત્વાદિ ધર્મો તે પરમાત્મામાં પણ વિદ્યમાન છે તેથી ભોક્તાઆદિરૂપે પરમાત્માનો જ ઉપક્રમાદિમાં નિર્દેશ કર્યો છે. આ પ્રકારનું સમાધાન આશ્મરથ્યાદિ સર્વ આચાર્યોને સંમત છે, તેમાં આશ્મરથ્ય જે વિશેષ જણાવે છે તે આ સૂત્રથી જણાવ્યો છે. ત્યાં આશ્મરથ્યનું મત એવું છે કે જીવ અને બ્રહ્મમાં ભેદ અને અભેદ બંને છે. મૃત્તિકા અને ઘટ એ બંનેમાં ભેદ અને અભેદ દ્રષ્ટ છે તેથી ભેદ અને અભેદ બંને વિરોધી છે માટે સાથે કેમ હોય એ પ્રશ્ન રહેતો નથી. જો મૃત્ અને ઘટ એ બેની વચ્ચે અત્યંત અભેદ હોય તો એ બેની વચ્ચે કાર્ય કારણભાવ જ નહિ ઘટે, તેમ જ બેની વચ્ચે અત્યંત અભેદ હોય તો મૃત્ જ ઘટ થાય છે એ જ્ઞાન પણ નહિ થઇ શકે, તેથી એની વચ્ચે ભેદાભેદ સ્વીકારવા જોઇએ. જીવ અને બ્રહ્મ એ બેમાં પણ ભેદાભેદ છે. હું સર્વજ્ઞ નથી એ પ્રત્યક્ષથી બેનો ભેદ છે અને **तत्त्वमसि** આદિ વાક્યોથી અભેદ પણ છે, કેમકે બંને પ્રમાણસિદ્ધ છે. ભેદ અને અભેદ વિરોધી છે છતાં તેનો પરિહાર આ રીતે થઇ શકે છે. મૃત્તિકા અને ઘટ એ બેમાં મૃત્તિકારૂપે બંનેનો અભેદ છે અને ઘટત્વરૂપ અવચ્છેદક જોતાં ભેદ છે, તે જ પ્રમાણે ચિદ્રૂપે જીવ બ્રહ્મનો અભેદ છે અને જીવત્વ અને ઇશ્વરત્વરૂપે ભેદ છે. આમ અવચ્છેદના ભેદથી ભેદ અને અભેદ બંને સાથે હોઇ શકે છે. આમ હોવાથી લૌકિક પ્રત્યક્ષને લીધે જીવ અને બ્રહ્મનો ભેદ સિદ્ધ છે તેથી પરમાત્માના જ્ઞાનથી સર્વનું-જીવનું ખાસ કરીને-જ્ઞાન કેવી રીતે થાય એ શંકા રહે છે. એ ન થાય તે માટે જીવધર્મથી ઉપક્રમ કર્યો છે અને તેથી જીવના ધર્મો પરમાત્મામાં રહેલા છે એ પ્રતિપાદન કરી એ બેનો

શાસ્ત્રીય અભેદ સૂચવ્યો છે અને એ શાસ્ત્રીય અભેદને લીધે પ્રસ્તુત પ્રતિજ્ઞાની હાનિ થતી નથી એ કહ્યું છે આમ આશ્મરથ્ય આચાર્ય સ્વીકારે છે.

હવે અન્ય આચાર્ય શું માને છે તે સૂત્રકાર જણાવે છે.

**उत्क्रमिष्यत एवं भावादित्यौडुलोमिः ॥ २१ ॥**

**સૂત્રાર્થઃ**—(પરમાત્માથી ભિન્નરૂપે રહેલો) જીવાત્મા (શરીરાદિથી) ઉત્ક્રમણ કરે છે ત્યારે તેનો (પરમાત્મા સાથે) અભેદ થઇ શકે છે તેથી અહિં અભેદોપક્રમ છે એમ ઔડુલોમિ આચાર્ય માને છે.

**एवं भावात्**—એટલે પરમાત્મરૂપતા થઇ શકે છે તેથી.

આ સૂત્રથી એ કહ્યું કે જીવાત્મા દેહ, ઇન્દ્રિય, મન તથા બુદ્ધિના સંસર્ગથી કાલુષ્યને પામેલો છે અને તે જ્યારે જ્ઞાન, ધ્યાન આદિ સાધનોનું અનુષ્ઠાન કરે છે ત્યારે એ મલથી રહિત થાય છે અને તેવો થઇને જો એ શરીરથી ઉત્ક્રાન્તિ કરે છે તો પરમાત્મા સાથે એકતાને પામે છે. તાત્પર્ય કે આશ્મરથ્ય આચાર્યે અવચ્છેદ ભેદથી ભેદ અને અભેદની સિદ્ધિ સ્વીકારી છે તે ખોટી છે પણ **आमुक्तेर्भेद एव स्याज्जीवस्य च परस्य च । मुक्तस्य तु न भेदोऽस्ति भेदहेतोरभावतः ॥**—જ્યાં સુધી મુક્તિ થઇ નથી ત્યાં સુધી જીવ પરમાત્માથી ભિન્ન છે, પણ જ્યારે મુક્તિ થાય છે ત્યારે જીવને ભિન્ન રાખનાર હેતુનો અભાવ થાય છે તેથી તે સમયે જીવનો પરમાત્મા સાથે અભેદ થાય છે—એ નારદ પંચરાત્રનો વચન પ્રમાણે ભેદ અને અભેદ બંને છે પણ તે એક સમયે નથી પણ કાલભેદથી છે. સંસારદશામાં બેનો ભેદ છે અને મુક્તિદશામાં અભેદ છે. શ્રુતિ પણ સ્પષ્ટ કહે છે કે **एष संप्रसादोऽस्माच्छरीरात् समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभि निष्पद्यते**—આ શુદ્ધ થયેલો જીવ આ શરીરથી નીકળી પર જ્યોતિરૂપ પરમાત્મા સાથે એક થઇ પોતાના શુદ્ધરૂપને પામે છે. અન્યત્ર શ્રુતિમાં કહ્યું છે કે **यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥**—જેમ લોકમાં વહેલી નદીયો પોતામાં રહેલાં નામરૂપને ત્યજી સમુદ્રમાં મળી જાય છે તે પ્રમાણે વિદ્યાસંપન્ન જીવ પણ પોતામાં રહેલા નામ રૂપને છોડી પર પુરુષરૂપ પરમાત્મામાં મળી જાય છે. આ શ્રુતિમાં દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકની સમાનતા લેતાં સ્પષ્ટ સમજાય છે કે જીવમાં નામરૂપ સ્વભાવથી રહેલાં છે અને ઉપાધિથી નથી તેથી જીવનો પરમાત્માથી ભેદ વાસ્તવિક છે અને ઔપાધિક નથી, તેમ જ મોક્ષકાળે થતો અભેદ પણ વાસ્તવિક છે. આ મત પ્રમાણે **तत्त्वमसि** ઇત્યાદિ વાક્યો 'તે તું થશે' એવા અર્થને જણાવનાર લેવાય છે. આ પ્રમાણે મોક્ષકાળે અભેદ હોવાથી એ ભવિષ્યદ્વૃત્તિ અભેદ લઇને ઉપક્રમમાં જીવાત્માનો નિર્દેશ છે તેમાં વિરોધ આવતો નથી—આમ ઔડુલોમિ આચાર્ય માને છે.

હવે આ સંબંધમાં કાશકૃત્સ્ન આચાર્યનું મત જણાવે છે.

**अवस्थितेरिति काशकृत्स्नः ॥ २२ ॥**

**સૂત્રાર્થઃ**—પરમાત્મા જ જીવરૂપે થઇ રહ્યા છે તેથી અભેદોપક્રમ છે એમ કાશકૃત્સ્ન આચાર્ય કહે છે.

આ સૂત્રથી એ કહ્યું કે પરમાત્મા જ આ વિજ્ઞાનાત્મા (જીવ) રૂપે સ્થિત થયા છે, અવિકૃત પરમાત્મા જ જીવ છે તેથી બંનેનો અત્યન્ત અભેદ જ વાસ્તવે છે માટે અહિં અભેદોપક્રમ

તેના શુભ અભિપ્રાયને, રખે પામવા ધાય.
ઈશ્વરમાં પણ દોષ જે, જોતાં ના ખચકાય,
તું સ્પૃહા જગતની હરજે રે, તૃણવત્૦
સકળ વિશ્વનો કો નથી, પામ્યું શુભ અભિપ્રાય,
કૃષ્ણ રામ પણ જગતના, જનથી જો ! નિંદાય,
જુએ દોષ તુજ, ત્યાં પછી, શું આશ્ચર્ય ગણાય,
ભય સ્વલ્પ ન હૃદયે ધરજે રે, તૃણવત્૦
સદ્ગુરુ ઈશ્વર શાસ્ત્ર જે, વિધિથી પ્રસન્ન થાય,
તે વિધિ વહેજે યત્નથી, કુપથ ન ધારી પાય.
છો પછી ફાવે તે કહે, આ જનનો સમુદાય.
દુર્જનનાં વચન વિસરજે રે, તૃણવત્૦
પૂર્વથી પશ્ચિમમાં વહે, રવિ જો ! ગગને નિત્ય,
સુજન કુજનનાં વચનને, ધારે કદી ના ચિત્ત,
[1]સાધનપર રહી શુણ ન તું, લોકવચન અનુચિત.
મતિ પ્રભુમાં સ્થિર કરી ઠરજે રે; તૃણવત્૦
આયુષ્ અલ્પ લહી સખે ! ત્યજજે ખીજી જંજાળ,
વ્યર્થ કુથલીમાં છો ખીજા, પચી રહે, રહી કંગાળ,
પણ તું તો હરિ સ્મરી સમય,-સત્પ્રયત્નમાં ગાળ.
પ્રતિક્ષણ હરિ હરિ ઉચ્ચરજે રે, તૃણવત્૦
નરહરિ પ્રભુની ઓથમાં, જ્યાં લગી રહીશ ભરાઇ,
ત્યાં લગી ત્રિભુવનમાં તને, કોઇથી ન થશે કાંઇ,
પ્રભુથી અભિન્ન થઇ રહે, ત્રિકાળ તેથી ભાઈ.
જીવપણું ભુલી સ્વરૂપે સરજે રે, તૃણવત્૦

---

## श्रीसद्गुरु कोण होइ शके ? गृहस्थ के संन्यासी ?.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૮૯ થી.)

જેમ કર્મો આ પ્રમાણે તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિમાં અપેક્ષિત સાધન છે એ સર્વાપેક્ષા અધિકરણથી અને બીજાં અનેક પ્રમાણોથી સિદ્ધ છે ને જ પ્રમાણે વિવિદિષા સંન્યાસના અધિકરણથી કર્મોનો ત્યાગ અને તે માટે સંન્યાસાશ્રમ પણ તત્ત્વજ્ઞાન માટે અપેક્ષિત સાધન છે, એમ શાંકરવેદાન્ત સિદ્ધ કરે છે. ત્યાં બ્રહ્મસૂત્ર ૩-૪-૧૯ अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः-પરના ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે કે બાદરાયણ આચાર્યનું મત એવું છે કે આશ્રમાન્તર-ગૃહસ્થાશ્રમથી ઈતર આશ્રમ અર્થાત સંન્યાસ તે અનુષ્ઠેય છે કેમકે त्रयो धर्मस्कन्धाः

---

1 સાધનોમાં પરાયણ.

એ શ્રુતિમાં જેમ અન્ય શ્રુતિથી વિહિત ગૃહસ્થાશ્રમનો પરામર્શ છે અને તે જેમ અનુષ્ઠેય છે તે જ પ્રમાણે એ જ શ્રુતિમાં સંન્યાસાશ્રમનો પણ પરામર્શ છે એમ સમજાય છે. આ પ્રકારે આ સૂત્રભાષ્યમાં કહી **विधिर्वा धारणवत्** ૩-૪-૨૦ એ સૂત્રમાં વિશેષ એ જણાવ્યો કે **त्रयो धर्मस्कन्धाः** એ શ્રુતિમાં સંન્યાસાશ્રમનો પરામર્શમાત્ર નહિ લેવો પણ એનો વિધિ છે. એમ સમજવું, અને તે બ્રહ્મસંસ્થપદથી લેવાય છે. તે આ રીતે. અહિં શ્રુતિ કહે છે કે **त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन् सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसंस्थोऽमृतत्वमेति** ॥– ત્રણ ધર્મસ્કંધ છે, યજ્ઞ, અધ્યયન અને દાન એ એક ધર્મસ્કંધ છે. તપશ્ચરણ એ બીજો ધર્મસ્કંધ છે. અને ગુરુકુલમાં વાસ કરી ગુરુકુલમાં જ જે નિરંતર રહે છે એવો બ્રહ્મચારી અર્થાત્ નૈષ્ઠિક બ્રહ્મચારી એ તૃતીય ધર્મસ્કંધ છે. આ સર્વ પુણ્યલોકને પામે છે અને બ્રહ્મસંસ્થ અમૃતને પામે છે. આ શ્રુતિ વાક્ય અત્રનું વિષયવાક્ય છે. અહિં એ સંશય થયો છે કે **त्रयो धर्मस्कन्धाः** એમાં કહેલા ત્રણમાં સંન્યાસનો સમાવેશ છે કે નહિ. જો સંન્યાસીનો પણ એ ત્રણમાં સમાવેશ હોય તો **सर्व एते**૦એ ફલશ્રુતિમાં પણ સંન્યાસી આવી જાય અને તેમ થતાં એ અર્થ થાય કે ચારે આશ્રમીમાં જે બ્રહ્મસંસ્થ હોય તે અમૃત એટલે જ્ઞાન તથા મોક્ષને પામે અને જે અબ્રહ્મસંસ્થ હોય તે પુણ્યલોકને પામે, પણ જો **त्रयः**–ત્રણમાં સન્યાસી નહિ આવી જાય તો **सर्व एते**–આ સર્વ–એ શ્રુતિમાં સંન્યાસીનું ગ્રહણ નહિ થાય તેથી તે બાકી રહે અને તેનું બ્રહ્મસંસ્થપદથી ગ્રહણ કરાય અને તેમ થાય તો બ્રહ્મસંસ્થ પદવાચ્ય સંન્યાસી અમૃતને પામે અને બીજા આશ્રમાભિમાનીઓ પુણ્યલોકને પામે એ અર્થ થાય. આ પ્રકારની સ્થિતિ છે. ત્યાં વૃત્તિકારાદિના મત પ્રમાણે **तपस्** શબ્દથી સંન્યાસીનું પણ ગ્રહણ કરવું એવો પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે. તે સંબંધમાં શારીરકભાષ્યમાં શ્રી શંકરાચાર્ય જણાવે છે કે **तदयुक्तं, न हि सत्यां गतौ वानप्रस्थविशेषणेन परिव्राजकोग्रहणमर्हति । यथात्र ब्रह्मचारि गृहमेधि नाव साधारणे नैव स्वेन स्वेन विशेषणेन विशेषितावेवं भिक्षुवैखानसावपीति युक्तम्** ॥ એમ તપસ્ શબ્દથી પરિવ્રાજકનું –સંન્યાસીનું ગ્રહણ કરવું અયુક્ત છે. તપસ્ શબ્દ વાનપ્રસ્થના ધર્મનું અસાધારણપણે કથન કરનાર છે તેથી વાનપ્રસ્થના વિશેષણરૂપ છે માટે તેવડે પરિવ્રાજકનું ગ્રહણ કરવું ઘટતું નથી. આ શ્રુતિમાં જેમ બ્રહ્મચારી અને ગૃહસ્થ પોત પોતાના અસાધારણ વિશેષણ ( ધર્મ ) વડે અત્ર નિર્દિષ્ટ છે તે જ પ્રમાણે ભિક્ષુ અને વાનપ્રસ્થ એ બેનું પણ તે જ પ્રકારે ગ્રહણ કરવું, અર્થાત્ તપસ્ એ ભિક્ષુનો અસાધારણ ધર્મ નથી પણ બ્રહ્મસંસ્થતા એ જ ભિક્ષુનો અસાધારણ ધર્મ છે અને તપસ્ એ વાનપ્રસ્થનો અસાધારણ ધર્મ છે. માટે તપસ્‌વડે વાનપ્રસ્થ માત્રનું ગ્રહણ કરવું અને બ્રહ્મસંસ્થ પદવડે સંન્યાસીનું ગ્રહણ કરવું.

આ પ્રમાણે આ ભાષ્યમાં બ્રહ્મસંસ્થા એ ભિક્ષુનો–સંન્યાસીનો અસાધારણ ધર્મ કહ્યો છે. તેનો શો અર્થ છે તે ભામતીકાર સ્પષ્ટ કરતાં કહે છે કે **एष हि ब्रह्मसंस्थता लक्षणो धर्मो भिक्षोरसाधारणः, आश्रमान्तराणि तत्संस्थान्यतत् संस्थानि च, भिक्षुस्तत्संस्थ इत्येव** ॥ આ બ્રહ્મસંસ્થતારૂપ ધર્મ સંન્યાસીનો અસાધારણ ધર્મ છે. સંન્યાસી ભિન્ન ત્રણ આશ્રમીઓ બ્રહ્મસંસ્થ અને અબ્રહ્મસંસ્થ છે અને ભિક્ષુ તો સદા બ્રહ્મસંસ્થ જ હોવો

જોઇએ તેથી જે સદા આશ્રમી નિયમે કરી બ્રહ્મસંસ્થ હોય તેનો જ બોધ આ બ્રહ્મસંસ્થ-પદ કરે છે. તાત્પર્ય કે જે સંન્યાસી બ્રહ્મસંસ્થ હોતો નથી તે પતિત છે, તે પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે અને ગૃહી તથા બ્રહ્મચારીઆદિ બ્રહ્મસંસ્થ નથી એમ નથી; તે સર્વ બ્રહ્મસંસ્થ હોઇ શકે છે પણ સદા સર્વદા એ સર્વ આશ્રમીઓ બ્રહ્મસંસ્થ રહી શકે તેમ નથી. આમ હોવાનું કારણ આનંદગિરિ આપતાં કહે છે કે **तानि हि रागाद्याक्षिप्तानि । न च रागादिमतां ब्रह्मसंस्थता ॥** તે રાગ, દ્વેષ આદિથી આક્ષિપ્ત છે અને જેમનું અંતઃકરણ રાગઆદિ દોષવાળું છે, અને વિરાગવાળું નથી તેમને બ્રહ્મસંસ્થતા હોતી નથી. આ જ અર્થ શાંકરભાષ્યની **ब्रह्मणि परिसमाप्तिरनन्यव्यापारतारूपं तन्निष्ठत्वमभिधीयते । तच्च त्रयाणामाश्रमाणां न संभवति । स्वाश्रमविहित कर्माननुष्ठाने प्रत्यवायश्रवणात् ॥**–બ્રહ્મમાં એટલે પ્રણવમાં તથા તેના અર્થરૂપ બ્રહ્મમાં પરિસમાપ્તિ એટલે બીજા વ્યાપાર વિનાનું તેમાં રહેવાપણું એ બ્રહ્મસંસ્થાનો અર્થ છે અને એ સંન્યાસીથી અતિરિક્ત ત્રણ આશ્રમીમાં સંભવતું નથી કેમકે તેમને સ્વાશ્રમવિહિત કર્મો કરવાનાં છે અને તે ન કરે તો તેને પ્રત્યવાય લાગે છે–આ પંક્તિઓનો છે. આ પંક્તિમાં સ્પષ્ટપણે કહ્યું છે કે જે ગૃહી હોય તેને કર્મ ન કરે તો પાપ લાગે છે. પાપ કેવા ગૃહીને ? આત્મજ્ઞાનરહિતને કે આત્મજ્ઞાનવાળાને, વિરક્તને કે અવિરક્તને ? આત્મજ્ઞને તથા વિરક્તને પ્રત્યવાય છે જ નહિ એ શંકરાચાર્ય પોતે જ ઉપદેશસાહસ્રીમાં કહે છે. ત્યાં કહ્યું છે કે **प्रत्यवायस्तु तस्यैव यस्याहंकार इष्यते । अहंकार फलार्थित्वे विद्येते नात्मवेदिनः ॥ १. २४ ॥**–પ્રત્યવાય તેને જ છે કે જેને અહં એ અભિમાન ગલિત થયું નથી પણ જેને હું બ્રહ્મચારી છું, હું ગૃહસ્થ છું, હું કર્મી છું, ઇત્યાદિ પ્રકારે ઉભું રહ્યું છે. જે પુરુષને બ્રહ્માત્મૈક્યનો નિર્વિકલ્પ સાક્ષાત્કાર થાય છે અર્થાત્ જે બ્રહ્મવિદ્ થાય છે તેનો અહંકાર અને ફલકામના એ બંને ગલિત થઇ જાય છે તેથી તેને કર્મ ન કરે તો પ્રત્યવાય લાગતો નથી. અહંકાર અને ફલકામના એ બે જેને છે તેને જ તે તે ફલની પ્રાપ્તિ માટે તથા તે તે અભિમાનને લીધે કર્મ કરવાનું બંધન છે અને તે જો કર્મનો ત્યાગ કરે તો પ્રત્યવાયી થાય છે. અદ્વૈત બ્રહ્મસિદ્ધિની ટીકામાં પણ જણાવ્યું છે ( પૃષ્ઠ ૩૫૪ ) કે **अयोगिनामेव बाह्यकर्माकरणे प्रत्यवायात् । योगरूपस्यैव नित्यकर्मणो मन्वादिभिर्विहितत्वाच्च ॥** જે યોગનો સાધક નથી, જે શ્રવણ મનનનિદિધ્યાસન કરતો નથી તે જ બાહ્ય કર્મનો ત્યાગ કરે તો પ્રત્યવાયી છે, સાધક પ્રત્યવાયી થતો નથી. અને વળી શ્રીમનુઆદિએ યોગરૂપ–સંયમરૂપ નિત્યકર્મનું વિધાન કર્યું છે. તેથી આત્મવિદને કર્મ કરવાનું બંધન નથી એટલું જ નહિ પણ જેને વિરાગ થયો છે તેને પણ બંધન નથી. માટે જ આનંદગિરિએ એ ભાષ્યની પંક્તિનો અર્થ સ્ફુટ કરતાં કહ્યું છે કે જે અવિરક્ત છે તે બ્રહ્મસંસ્થ થઇ શકે તેમ નથી. જે વિરક્ત છે તેને કર્મ કરવાનું બંધન નથી, તે બ્રહ્મસંસ્થ થાય તેમાં કોઇ પ્રતિબંધ નથી.

આ પ્રમાણે આ ભાષ્યમાં એ સમજાવ્યું છે કે સદા બ્રહ્મસંસ્થા એ સંન્યાસાશ્રમમાં સર્વને સારી રીતે થઇ શકે છે માટે એ પ્રકારની બ્રહ્મસંસ્થા યતિનો અસાધારણ ધર્મ છે કે જેને એ ન પાળે તો તે પતિત થાય છે. એ બ્રહ્મસંસ્થા સહિત સંન્યાસઆશ્રમનું **ब्रह्मसंस्थोऽमृतत्वमेति** એ વાક્યોથી વિધાન કર્યું છે.

આ ભાષ્યનો તથા ગ્રન્થનો આ પ્રમાણે અર્થ સર્વ ટીકાકારોએ કર્યો છે અને

એમની જ પંક્તિઓથી સ્પષ્ટ થાય છે. આ પ્રસંગમાં સંન્યાસી જ સદા બ્રહ્મસંસ્થ થઈ શકે છે એ ભાષ્ય પંક્તિમાં જોઈ કોઈ કોઇ પ્રતિપક્ષી જણાવે છે કે અહિં **परिव्राडेव ब्रह्मसंस्थः** કહ્યું છે અને સદ્‌ગુરુની ઉપસત્તિનું વિધાન કરનાર **स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** આ શ્રુતિમાં બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ કરવા કહ્યું છે તેથી પરિવ્રાજક તે બ્રહ્મસંસ્થ બ્રહ્મસંસ્થ તે બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મનિષ્ઠ તે ગુરુ, **तस्मात्** પરિવ્રાજક–સંન્યાસી જ તે ગુરુ ઇતિ સિદ્ધમ્, આ પ્રકારનું અનુમાન કરવામાં, આ પ્રકારની દલીલ કરવામાં પોતાનો જે ન્યાય, મીમાંસા અને વેદાન્તના જ્ઞાનનો ભંડાર તેને એક પદે તેઓ પ્રજા આગળ ખુલ્લો કરે છે અને વિષ્ણુશર્માના પંચતન્ત્રમાં આપેલા પંડિત બ્રાહ્મણોના પણ શિરોમણિરૂપે પોતાને સ્થાપે છે. પંચતન્ત્રના પાંચમા તન્ત્રમાં પાંચમી કથામાં આવા જ બુદ્ધિશાલી એક નહિ પણ ચાર પંડિતોની વાત આપી છે. ત્યાં કહ્યું છે કે એ મહાપંડિતોમાંથી એકે પુસ્તકમાંથી શાસ્ત્રવચન કાઢયું કે **राजद्वारे स्मशाने च यस्तिष्ठति स बान्धवः**–રાજદ્વાર તથા સ્મશાનમાં જે ઉભો રહે ( સ્હાય કરે ) તે મિત્ર છે. આ પંડિતો આ વખતે સ્મશાનમાં ઉભા હતા અને ત્યાં એક ગર્દભ ઉભો હતો. આ વચન લગાડી એ ગર્દભને તેમણે મિત્ર સ્વીકાર્યો. એટલામાં એક ઉંટ ઉતાવળું આવતું જોયું એટલે **धर्मस्य त्वरिता गतिः**–ધર્મની ગતિ ત્વરિત છે એ વચન લઇ આ પંડિતોએ નિર્ણય કર્યો કે આ દોડતું આવતું–ત્વરિત ગતિથી આવતું પ્રાણી તે ધર્મ છે. અન્યે શાસ્ત્રવચન કાઢયું કે **इष्टं धर्मेण योजयेत्** ઇષ્ટને ધર્મ સાથે જોડવું ( અર્થાત્ ધર્મવડે ઇષ્ટસિદ્ધિ કરવી ) અને તે પરથી ઉંટની ડોકે ગર્દભને આ પંડિતોએ લટકાવ્યો. આ સર્વ પ્રવૃત્તિ એ પંડિતોએ ઉપર પ્રમાણે દલીલ લાવનારની પદ્ધતિને અનુસરીને જ કરી છે છતાં ખેદ થાય છે કે વિષ્ણુશર્મા જેવા વિદ્વાન્ આ બિચારા બ્રાહ્મણોને મુર્ખપંડિત કહે છે.

અહિં તમે પૂછશો કે ત્યારે શું આ બ્રહ્મસંસ્થ યતિ તે ગુરુ નહિ ? તો એનું ઉત્તર કે એકવાર નહિ પણ હજારવાર નહિ. આ સંન્યાસીની તો હજી બધી જ સોગટીઓ કાચી છે. એ પોતે જ હજી સિદ્ધ થયો નથી–પોતે જ આપ્તમત થયો નથી, પોતાને જ હજી કર્તવ્ય કરવાનું રહ્યું છે અને પ્રામાણ્ય મેળવવાનું રહ્યું છે,. પોતે જ હજી શિષ્ય છે તો એ ગુરુ ક્યાંથી થઇ શકે ? આ જ સૂત્રના ભાષ્યમાં આ સંન્યાસાશ્રમનું વિધાન શામાટે અત્ર કર્યું છે તે સ્પષ્ટ કરતાં જણાવ્યું છે કે **ब्रह्मज्ञान परिपाकांगत्वाच पारिव्राज्यस्य**–આ સંન્યાસ તે પરિપક્વ બ્રહ્મજ્ઞાન માટે વિધાન કરવામાં આવ્યો છે. એને સ્પષ્ટ કરતાં આનંદગિરિ ટીકાકાર લખે છે કે **श्रवणादिद्वारा संन्यासस्य ब्रह्मज्ञानदार्ढ्यार्थत्वम्**–આ સંન્યાસ ગ્રહણ કરી એ પુરૂષ જો શ્રવણાદિ વેદાન્તનાં સાધનો સાધે તો એ સાધનદ્વારા દૃઢ બ્રહ્મજ્ઞાનને એટલે નિર્વિકલ્પ–સંશયવિપર્યયરહિત–બ્રહ્માત્મૈક્યના સાક્ષાત્કારને પામે છે અને તેથી એ તત્ત્વજ્ઞાન તે મોક્ષનું–અમૃતનું સાધન છે માટે અત્ર તેને અમૃત કહ્યું છે. તાત્પર્ય કે સંન્યાસ જાતે મોક્ષનું સાધન નથી, તેમ તત્ત્વજ્ઞાનનું પણ સાધન નથી તેમ તત્ત્વજ્ઞાનનાં સાધનો જે શ્રવણાદિ તેનું પણ સાક્ષાત્ સાધન નથી પણ એ શ્રવણાદિ કરવામાં નિષ્પ્રતિબંધક સ્થિતિ આપવામાં ઉપકારક છે માટે આનંદગિરિ કહે છે કે **परिव्राजकस्यापि ब्रह्मसंस्थस्य वाक्यार्थसाक्षात्कार द्वारेणैव मुख्यममृतत्वम्**–બ્રહ્મનિષ્ઠ પરિવ્રાજક હોય તોપણ તેને જ્યારે તત્ત્વમસિ ઇત્યાદિ વાકયના અર્થરૂપ બ્રહ્માત્મૈક્યનો સાક્ષાત્કાર થાય છે ત્યારે જ તે મુખ્ય અમૃતરૂપ મોક્ષને પામે છે. ભામતીકાર પણ કહેછે કે **ब्रह्मज्ञानस्य शब्दजनितस्य यः परिपाकः**

साक्षात्कारोपवर्गसाधनं तदंगतया पारिव्राज्यं विहितम् ॥ શબ્દજનિત જે જીવ તથા બ્રહ્મનું પરોક્ષજ્ઞાન તેનો જે પરીપાક એટલે જીવબ્રહ્મના અભેદનો સંશયવિપર્યયરહિતપણે સાક્ષાત્કાર તેના સાધનરૂપે સંન્યાસનું વિધાન છે. આમ હોવાથી જે જે આ સંન્યાસ લે છે કે તે દ્વિતીયક્ષણે જ બ્રહ્મજ્ઞાનને પામતા નથી. પણ અધિકારાનુસાર ન્યૂનાધિક સમયે જ એ જ્ઞાનને પામે છે અને કોઈ કોઇ તો એ સંન્યાસ લીધા છતાં મરણ પર્યન્ત પણ તત્ત્વજ્ઞાનને પામતા નથી. જે જે સંન્યાસીઓ ઉપનિષદાદિનું રટણ કરતા રહે છે, પ્રણવાદિની ઉપાસના કરતા રહે છે છતાં એ સર્વના પરિણામમાં જીવ અને બ્રહ્મ ભિન્ન છે એ નિશ્ચયપર આવે છે તે સર્વ સંન્યાગી બ્રહ્મનિષ્ઠ થયા છતાં તત્ત્વજ્ઞાનથી સદા રહિત જ રહે છે એમ શાંકરવેદાન્ત સ્વીકારે છે, અર્થાત્ ઇતર સંપ્રદાયના સર્વ બ્રહ્મનિષ્ઠ સંન્યાસીઓ તત્ત્વજ્ઞાનથી રહિત છે એમ એ વેદાન્ત માને છે. તેમ જ શાંકરવેદાન્તનું અવલંબન કરનાર બ્રહ્મનિષ્ઠ સંન્યાસીઓ પણ સર્વ આ તત્ત્વજ્ઞાનને પામે જ એવો નિયમ નથી. બ્રહ્મસૂત્ર ૩–૪–૫૧ ના ભાષ્યમાં શ્રવણાદિમાં પ્રવૃત્ત થયેલા સર્વને આ જન્મમાં જ તત્ત્વજ્ઞાન થાય છે એવો પૂર્વપક્ષ લઇને સિદ્ધાન્ત જણાવ્યો છે કે यदा प्रक्रान्तस्य विद्यासाधनस्य कश्चित् प्रतिबन्धो न क्रियते उपस्थित विपाकेन कर्मान्तरेण तदेहैव विद्या उपपद्यते, यदा तु खलु प्रतिबन्धः क्रियते तदाऽमुत्रेति ॥ તત્ત્વજ્ઞાનનાં સાધનો જે શ્રવણ, મનનાદિ તેનો ઉપક્રમ કરનારને જો કોઇ પ્રતિબંધક કર્મનો ઉદય થનો નથી તો તેને આ જન્મમાં વિદ્યાનો ઉદય થાય છે અને એવો પ્રતિબંધ નડે છે તો આ જન્મમાં તત્ત્વજ્ઞાન થતું નથી પણ ઇતર જન્મમાં થાય છે. તાત્પર્ય કે બ્રહ્મનિષ્ઠ સંન્યાસી થયા છતાં તે જન્મમાં જ તત્ત્વજ્ઞાની તે થાય એ નિયમ નથી તો તરત જ તત્ત્વજ્ઞાનને પામે એમાં આશા શી ? તેથી આ બ્રહ્મનિષ્ઠ યતિ તત્ત્વજ્ઞાનથી રહિત છે માટે તે એકવાર નહિ પણ હજારવાર ગુરૂ થઇ શકે તેમ નથી. તેથી આ બ્રહ્મસંસ્થ યતિને બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય ગુરુ સાથે એક કલ્પનાર કેવલ મતિની મંદતા જ સૂચવે છે અને ઉપરના મહાપંડિતોના દલીલનું જ સર્વ મુનને સ્મરણ કરાવે છે. (અપૂર્ણ.)

---

# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૯૬ થી )

## પ્રકરણ ૯.

### મેષ રાશિ.

( ૨૧ મી ડિસેંબરથી ૨૦ મી જયાન્યુઆરીસુધી. )

( પૃથ્વી તત્ત્વની ત્રણ રાશિઓમાં આ રાશિ છેલ્લી ગણાય છે. તેની સત્તા વ્યષ્ટિ શરીરમાં ઘુંટણ અને તેના પાછળના ભાગ ઉપર પ્રવર્તે છે. એકાગ્રતા અને અંતર્જ્ઞાન એ ઉભયને તે પોષનાર છે. સૂર્ય પ્રત્યેક વર્ષે આ રાશિમાં ડિસેંબરની ૨૧ મી તારીખે અથવા એ અરસામાં પ્રવેશે છે, અને ૨૦ મી જયાન્યુઆરીએ અથવા એ અરસામાં તેનું અતિક્રમણ કરે છે. આ રાશિની ખરેખરી અસર સૂર્યનો તેમાં પ્રવેશ થયા પછી છ દિવસે થાય છે, તેથી ૨૧ મીથી ૨૭ મી ડિસેંબરસુધીમાં જન્મેલાં મનુષ્યોમાં આ રાશિનાં સંપૂર્ણ લક્ષણો હોતાં નથી.

તેઓનામાં કંઈક પૂર્વ રાશિનાં એટલે ધન રાશિનાં અને કંઈક આ રાશિનાં લક્ષણો હોય છે. વળી તેમના જન્મસમયે ચંદ્ર જે રાશિમાં હોય છે, તે રાશિનાં લક્ષણોના અંશો પણ તેમનામાં હોય છે.)

આ રાશિ પૃથ્વીતત્ત્વની ગૂઢ રાશિ છે. ઇતિહાસ, એકાંતવાસ અને ધ્યાનના અગમ્ય અંશોની તે સૂચક છે. તેમાં જન્મેલા મનુષ્યો સમર્થ વિચારકો, સ્વાભાવિક વક્તાઓ, અને શિક્ષકો હોય છે. તેઓ માનસિક શક્તિઓને કેળવવાપાછળ ઘણું ધ્યાન આપે છે, અને ગ્રંથમાંથી પ્રાપ્ત થતા જ્ઞાનના તેઓ પરમ ઉપાસક હોય છે. પોતાની બુદ્ધિનો વિકાસ કરવાની તેમનામાં તીવ્ર ઇચ્છા હોય છે; અને જ્યાં સુધી તેમને પોતાની બુદ્ધિ સર્વોત્કૃષ્ટ થયેલી નથી લાગતી ત્યાં સુધી તેઓ કદી શાંત બેશી રહેતા નથી. તેઓ અત્યંત મહેનત કરનારા હોય છે, પરંતુ એકી વખતે ઘણાં કામ કરવાનું માથે લેતા હોવાથી સહેલાઇથી થાકી જાય છે. જ્યાં સુધી તેઓ એક જ કામને એકી વખતે સંપૂર્ણ ધ્યાન લગાડીને કરવાનો અભ્યાસ પાડતા નથી ત્યાં સુધી તેઓ ઉન્નતિને પ્રાપ્ત કરી શકતા નથી.

મેષ રાશિમાં જન્મેલાં મનુષ્યોમાં એક ઉત્તમ લક્ષણ એ છે કે તેઓ બીજાના કામમાં વચમાં કદી પણ માથું મારતા નથી. બીજાના કામમાં કદી પણ વચમાં મુંડી ઘાલવી નહિ, પણ પોતે પોતાનું જ કામ કર્યાં કરવું, એ જે વિજયનું મોટું સૂત્ર છે, તેને તેઓ સારી રીતે સમજે છે. જેમ તેઓ બીજાના કામમાં માથું મારતા નથી, તેમ તેમના કામમાં કોઈ માથું મારી તમારે 'આ કામ આમ કરવું કે તેમ કરવું', એવી જો તેમને કોઈ સલાહ આપે છે, તો તે તેમને જરા પણ પસંદ પડતું નથી.

જેમ મેષ અર્થાત્ બકરો પોતાને જ માટે મહેનત કરે છે, તેમ આ લોકો પોતાને જ માટે વગર અટક્યે આખો દિવસ શ્રમ કર્યા કરે છે. બીજાઓને માટે શ્રમ કરવામાં જ્યારે તેમને જોડવામાં આવે છે, ત્યારે તેમને ઘણું દુઃખ ઉત્પન્ન થાય છે. આથી આ લોકને તેમનું પોતાનું જ કામ કરવા દેવું, એ ઘણું ઉત્તમ છે.

બીજાઓને આનંદ ઉપજાવવાની કળામાં તેઓ કુશળ હોય છે. તેઓને વાતો કહેતાં બહુ સારી આવડે છે. હાસ્ય ઉપજાવે એવા ટુચકાઓનો તથા ગમત ઉપજાવે એવી વાતોનો તેમની પાસે ભંડાર હોય છે. કારણ કે તેમની સ્મરણશક્તિ બહુ સારી હોય છે.

પ્રસંગે તેઓ બહુ જ આનંદમાં આવી જાય છે, અને પ્રસંગે અત્યંત ઉદાસ થઇ જાય છે. જ્યારે તેઓ આનંદમાં હોય છે, ત્યારે તેમના જેવું ગમતી કોઇ જ હોતું નથી, અને ઉદાસીમાં હોય છે ત્યારે તેમના કરતાં ચઢીયાતી ઉદાસી બીજા કોઇની જ હોતી નથી. તેઓ પોતાની ઉદાસીનું યોગ્ય કારણ ક્વચિત્ જ આપે છે.

તેઓ માયાળુ, ઉદાર, અને વિશ્વાસપાત્ર હોય છે. તેમને એક વાર જેની સાથે મિત્રતા થાય છે, તેનો તેઓ કદી પણ ત્યાગ કરતા નથી. આ રાશિમાં જન્મેલા કેટલાક, પોતાના મિત્રોસાથે હદઉપરાંત નિકટનો સંબંધ રાખવાથી સંકટમાં પણ આવી પડે છે.

ધંધામાં તથા પૈસાની લેવડદેવડમાં તેઓ બહુ જ કાળજીવાળા હોય છે. તેઓ જે વચન આપે છે, તેને યથાર્થ પાળે છે. તેઓ મોટા પેટના હોવાથી કોઇ પણ વાતને ગુપ્ત રાખી શકે છે. પોતાના મિત્રોને હદઉપરાંત મદદ કરવી, એ તેઓનામાં દોષ છે. તેઓનામાં મોટી મોટી યોજના ઘડવાની સ્વાભાવિક કુશળતા હોય છે.

આવતા હોય એવા મેષ રાશિના મનુષ્ય પ્રસંગોપાત્ત મળી આવે છે. આવો પુરુષ કંજુસાઇ કે કસર શું છે તે જાણતો હોતો નથી. તેને ભવિષ્યમાં વિપત્તિ આવવાનો ભય થતો નથી. તે પૈસા ખરચવામાં ઘણો જ અવિચારી હોય છે. તે સર્વદા સારાની જ આશા રાખનારો અને ભવિષ્યમાં સુખ મળવાની ભારે ઉમેદવાળો હોય છે.

ઉત્તમ શિક્ષકો આ રાશિનાં મનુષ્યોમાંથી નીવડી આવે છે, અને તેનું કારણ એ કે તેઓ નાની નાની બાબતોમાં પણ બહુ ધૈર્યથી અને ચોકસીથી ધ્યાન આપે છે. તેઓ તન દઇને શીખવે છે, અને બાળકોઉપર બહુ જ માયા રાખે છે. તેઓ આઠ વર્ષના બાળકપાસેથી સોળ વર્ષના બાળકજેટલા જ્ઞાનની આશા રાખતા નથી. વિદ્યાર્થીઓ આ રાશિના શિક્ષકોઉપર અત્યંત પ્રેમ તથા ભક્તિ રાખે છે, અને તેમને પ્રસન્ન કરવાને માટે તેઓ જે કહે તે કરે છે. વળી તેમની પ્રસન્નતા મેળવવાને માટે તેમના વિદ્યાર્થીઓ અત્યંત શ્રમ લેઇને અભ્યાસ કરે છે.

આ લોકોને ખુશામતઉપર અત્યંત તિરસ્કાર હોય છે, તોપણ જે પ્રશંસાની તેઓનામાં યોગ્યતા હોય છે, તેવી પ્રશંસા તેમની કોઇ કરે છે, તો તે પ્રશંસા કરનારની તેઓ અત્યંત ગુજ જાણે છે. તેઓનામાં એક પ્રકારની મોહની રહેલી હોય છે, અને તેથી લોકો તેમના તરફ સ્વભાવથી જ આકર્ષાય છે. તેમના ઉપર બહુ પ્રેમ છે, એવું દર્શાવવાનો કોઈ ખાસ પ્રયત્ન કરે તો તે તેમને ગમતું નથી. સામાના ખરા પ્રેમને તેઓ ઓળખી લે છે, અને આ પ્રકારે જાણીને જ તેઓ સંતુષ્ટ રહે છે. સ્ત્રીઓને પતિનાં લાડને વિનયથી તાબે થવાની ફરજ પડે છે ત્યારે તેમને અતિશય દુઃખ થાય છે. જેમના પ્રતિ તેમનો ખરો પ્રેમ હોય છે, તેમના પ્રતિ તેઓ તે પ્રેમને દર્શાવવાનાં બાહ્ય ચિહ્નો બહુ જ ઓછાં કરે છે. જ્યારે તેઓના વિકારોને તેઓ જિતે છે ત્યારે તેઓ આધ્યાત્મિક વિષયોમાં અત્યંત ઉત્સાહ દર્શાવે છે, અને તેની સિદ્ધિમાટે ભારે શ્રમ કરે છે. બહારની ટાપટીપમાં દીર્ઘ સમયથી પચી રહેલા તેમના મનને જાગ્રત્ કરવું અને પારમાર્થિક વિષયોનો તેમને શોખ લગાડવો એ કામ કઠિન છે, તોપણ એક વાર જો તેમને તેનો શોખ લાગે છે તો પછી બીજી કોઈ રાશિના મનુષ્ય તેમના જેવી ચાનક દર્શાવતો નથી. (અપૂર્ણ)

---

# अंतरमां रहेलुं अमर्याद सामर्थ्यवान् कंइक,

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૦૩ થી)

(૪)

આંતર મનપાસે આપણી ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ કરાવવાનો પ્રથમ હેતુ એ છે કે આપણામાં જે જે દોષો, જે જે દુર્ગુણો, જે જે ખામીઓ, જે જે વિકારો, જે જે ભ્રષ્ટતાઓ, અને જે જે અપૂર્ણતાઓ હોય તે સઘળી આપણે ટાળી શકીએ; અને બીજો હેતુ એ છે કે આપણા આત્મામાં જે અમર્યાદ સામર્થ્ય રહેલું છે, તેને આપણે પ્રકટાવી શકીએ.

આપણામાં જે જે દોષો તથા દુર્ગુણો વગેરે આપણને જણાય છે, તે સર્વ દોષો તથા દુર્ગુણો વગેરેના સંસ્કારો પૂર્વે આપણા આંતર મનઉપર પડેલા હોવાથી જ આજે તેઓ

આપણા જીવનમાં આપણને પ્રકટ જણાય છે. આંતર મનઉપર પડેલા ખોટા સંસ્કારો એ કારણ છે, અને દોષો, દુર્ગુણો વગેરે કાર્ય છે. આમ હોવાથી જો આંતર મનમાંથી આપણે આ દોષો તથા દુર્ગુણો વગેરેના પડેલા સંસ્કારો કાઢી નાંખીએ, તો તેમનાં કાર્ય જે દોષ તથા દુર્ગુણો તે આપણામાંથી કેવળ નાશ પામે, અને આપણે દોષમુક્ત થઇ વિશુદ્ધ જીવન ગાળવાને સમર્થ થઇએ.

આંતર મનઉપર પડેલા અયોગ્ય સંસ્કારો ટાળવાને માટે તે સંસ્કારોના વિરોધી શુદ્ધ સંસ્કારો આંતર મનમાં પાડવા જોઇએ. ખોટા સંસ્કારોના સામા થવાથી અર્થાત્ તેમના સામા મનોબળ વાપરવાથી, અથવા તમે દૂર થાઓ, દૂર થાઓ, એમ બોલ્યા કરવાથી, અથવા તેમના સામા ક્રોધ કરવાથી તેઓ કંઇ અંતઃકરણમાંથી ટળતા નથી. યોગ્ય અથવા શુદ્ધ સંસ્કારોને પાડો, અને અયોગ્ય સંસ્કાર આપોઆપ ટળી જશે.

જે સુખદ વસ્તુઓનો આપણે આપણા જીવનમાં પ્રત્યક્ષ અનુભવ કરવો હોય, અર્થાત્ જેની આપણને ઇચ્છા હોય, તેનો જ માત્ર વિચાર કરવાનો મનને અભ્યાસ પાડવાથી, અને તે સઘળી ઇચ્છાઓને અને વિચારોને આપણા આંતર મનમાં ઉંડા ઠસાવવાથી, પ્રત્યેક અયોગ્ય સંસ્કાર નિર્મૂળ થાય છે; અર્થાત્ પ્રત્યેક દુર્ગુણ, દોષ અને વિકારોનાં કારણો વિનાશ થાય છે; અને કારણનો અર્થાત્ અયોગ્ય સંસ્કારોનો નાશ થતાં દુર્ગુણદોષાદિનો પણ નાશ જ થાય છે.

મારા દોષ ટાળવા માટે શું કરવું, એવો પ્રશ્ન ઘણા કરે છે. સત્શાસ્ત્રો કહે છે કે તત્ત્વવિચારના સેવનથી અને ઇશ્વરભક્તિથી દોષ, અને પાપમાત્ર ટળે છે. જ્યારે તત્ત્વના જ વિચારને અને ઇશ્વરના સ્મરણને જ પ્રેમથી નિરંતર કરવામાં આવે છે, ત્યારે આંતર મનઉપર તેના જ શુદ્ધ સંસ્કારો પડે છે, અને શુદ્ધ સંસ્કાર પડતાં દોષોનાં કારણ જે અયોગ્ય સંસ્કાર તેનો લય થતાં દોષો આપોઆપ જ ટળી જાય છે.

આંતર મનઉપર પડેલા સઘળા પ્રકારના અયોગ્ય સંસ્કારો, શુદ્ધ વિચારવડે ટાળી શકાય છે; અર્થાત્ આપણા આંતર મનનું હાલ જેવું સ્વરૂપ છે, તેના કરતાં ઘણા જ ઉંચા પ્રકારનું સ્વરૂપ, પ્રતિદિન વધારે ઉંચા અને વધારે શુદ્ધ વિચારોના સેવનથી આપણે કરી શકવા સમર્થ થઇયે છીએ. અને આપણું આંતર મન સર્વ પ્રકારે જ્યારે શુદ્ધ થાય છે, ત્યારે આપણા બાહ્ય મનમાં અને શરીરમાં પણ તેવો જ ઉત્તમ ફેરફાર થઇ જાય છે; અર્થાત્ અંતરબાહ્ય આપણે ઉચ્ચતા અને વિશુદ્ધિને જ અનુભવીએ છીએ.

આપણા બાહ્ય જીવનમાં જાણી એવી કોઇ પણ પ્રતિકૂળતા નથી કે જે આંતર મનઉપર યોગ્ય સંસ્કાર પાડવાથી ન ટાળી શકાય; અર્થાત્ સઘળ દુઃખો, દોષો અને દુર્ગુણો—પછી ભલેને તે આપણે આપણા પોતાના પ્રયત્નથી પ્રાપ્ત કર્યા હોય અથવા તો તેઓ આપણાં માબાપતરફથી આપણને મળ્યા હોય તોપણ—આંતર મનઉપર બુદ્ધિપૂર્વક યોગ્ય સંસ્કાર પાડવાથી સંપૂર્ણ રીતે ટાળી શકાય છે.

આંતર મનઉપર બરાબર પાડવામાં આવેલો પ્રત્યેક સંસ્કાર આપણા બાહ્ય જીવનમાં પોતાના ફળને પ્રકટાવ્યા વિના રહેતો જ નથી. આ સિદ્ધ નિયમ છે, અને તે કોઇ કાળે પણ ખોટો પડતો નથી. પરંતુ સંસ્કાર યથાર્થ પાડવો જોઇએ.

આંતર મનને આજ્ઞા માત્ર કરવાથી તે આજ્ઞાને તે પાળતું નથી, કારણ કે તે અમુક

સારું છે, અથવા ખોટું છે, એવા વિવેકને કે તર્કને કરતું નથી. તેને જે કરવાનું કહેવામાં આવે છે તેને તે કરતું નથી પણ જે કરવાના તેના ઉપર સંસ્કાર પડે છે તેને તે કરે છે. જે વિચાર તેનામાં ઉંડો ઠસે છે, તે વિચારપ્રમાણે જ તે ક્રિયા કરે છે. ઉપર ઉપરથી તેને જણાવેલા અથવા તેના આગળ ધરેલા વિચારને તે અનુસરતું નથી પણ જે વિચાર તેના ઉંડાણના ભાગમાં પ્રવેશે છે તેને તે અનુસરે છે.

આંતર મનને કશાની પણ પ્રેરણા કરવાના સમયે જે વિચાર આપણા બાહ્ય મનમાં મુખ્યપણે વર્તતો હોય છે, તે વિચારના તેના ઉપર સંસ્કાર પડે છે. આથી અમુક વસ્તુને ન પ્રાપ્ત કરવાની ઇચ્છાને કરવાથી, જેને આપણે ઇચ્છતા નથી તેના જ સંસ્કાર તેના ઉપર પડે છે.

દૃષ્ટાંતતરીકે મંદવાડને ટાળવામાટે આંતર મનને પ્રેરણા કરવા જતાં આપણે મંદવાડના વિચારનો જ સંસ્કાર તેનામાં પાડીએ છીએ. કારણ કે મારો મંદવાડ ટળો, એવી તીવ્ર ઇચ્છા જે સમયે આપણે કરીએ છીએ તે સમયે આપણા મનમાં મંદવાડનો વિચાર જ મુખ્યપણે વર્તતો હોય છે. આથી મંદવાડ ટાળવાને બદલે મંદવાડ ઉત્પન્ન કરવાની જ ક્રિયાને આપણે કરીએ છીએ.

ફળ જણાવાનો આધાર આંતર મનને જે કરવાની પ્રેરણા કરવામાં આવે છે તે ઉપર રહ્યો નથી. પણ પ્રેરણા કરતી વખતે જે મુખ્ય વિચાર તેના આગળ ધરવામાં આવ્યો હોય છે, તે ઉપર રહ્યો હોય છે. આ કારણથી, પરિણામે જે ફળ ઉત્પન્ન કરવા આપણે ઇચ્છતા હોઇએ તે ફળના સરખો જ મુખ્ય વિચાર હોવો જોઇએ.

આરોગ્યની જો આપણને ઇચ્છા હોય તો મંદવાડનો સ્વલ્પસરખો વિચાર પણ આપણે ન કરવો જોઇએ. આંતર મનને મંદવાડ ટાળવામાટે કદી ન પ્રેરવું પણ આરોગ્યને ઉત્પન્ન કરવાને પ્રેરવું.

જે ગુણોને અને જે સ્થિતિઓને પ્રાપ્ત કરવાને આપણે ઇચ્છતા હોઇએ તે ગુણોને અને તે સ્થિતિઓને જ ઉત્પન્ન કરવાને આપણે આંતર મનને પ્રેરવું, અર્થાત્ તે ગુણોનો અને તે સ્થિતિઓનો જ આપણે સર્વદા વિચાર કરવો, પણ જે સ્થિતિઓને આપણે ટાળવા ઇચ્છતા હોઇએ, તેમનું નામ સરખું પણ આંતર મનઆગળ આપણે કદી પણ ન લેવું. સુખદ સ્થિતિઓનો અને ગુણોનો વિચાર અને ઇચ્છા કરતાં જ્યારે તેમના સંસ્કાર આંતર મનમાં સ્થપાશે, અને તેમ થતાં જ્યારે સુખદ સ્થિતિઓ અને ગુણો આપણામાં ઉદ્ભવવા માંડશે ત્યારે પ્રતિકૂળ સ્થિતિઓ તો એની મેળે અળપાઇ જશે, પરંતુ જ્યાં સુધી પ્રતિકૂળ સ્થિતિઓતરફ આપણે દૃષ્ટિ રાખીએ છીએ અને તેમનો જ વિચાર કરી તેમનું જ ધ્યાન ધરીએ છીએ ત્યાં સુધી સુખદ સ્થિતિઓના સંસ્કાર આંતર મનઉપર આપણે પાડી શકતા નથી, અને તેમને ઉત્પન્ન કરી સ્થિર રાખી શકતા નથી.

આ ન કરીશ અને તે ન કરીશ, એવી આંતર મનને પ્રેરણા કરવાથી, તે ન કરવાનું કામ કરવાના જ આપણે તેના ઉપર સંસ્કાર નાંખીએ છીએ. ભવિષ્યમાં કોઇ દિવસ પણ મને મંદવાડ ન આવો, એવા આપણા વિચારને જ્યારે આપણે આપણા આંતર મન ઉપર દબાવવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણા મનમાં મંદવાડનો વિચાર હોય છે; અને જે વિચાર આપણા મનમાં રમણ કરતો હોય છે, તેની જ આપણે આંતર મનઉપર ઉંડી છાપ પાડીએ છીએ.

સામર્થ્ય અને બુદ્ધિ પણ તે તેમને આપે છે. આ મહાન્ નિયમ કુદરતમાં અબાધિતપણે પ્રવર્તે છે. આપણા હૃદયમાં ધનની ઇચ્છા થાય છે, એ જ દર્શાવી આપે છે કે તે ઇચ્છાને તૃપ્ત કરવાનાં બુદ્ધિ અને સામર્થ્ય આપણામાં છે, તેમ જ આપણે જોઇએ તેટલું ધન પણ આપણે માટે કુદરતમાં છે.

તમે પૂછશો કે મને તો કરોડો માઇલ ઉંચા સોનાના પર્વતજેટલા ધનની ઇચ્છા થાય તો તેટલું ધન કુદરત પાસે ક્યાં છે? પ્રિય ભાઇ! કુદરતની નિર્ધનતાની શંકા કરશો નહિ. કુદરતપાસે શું શું છે તે હાલ આપણે જોઇ શકતા નથી, માટે અમુક કુદરતપાસે નથી, એમ કહેવાનો આપણને કશો જ અધિકાર નથી. કુદરતના વૈભવઆગળ સોનાના કરોડો માઇલ ઉંચાઇવાળા કરોડો પર્વત કશા જ હિસાબમાં નથી. તેનું ઐશ્વર્ય અનંત અને અમર્યાદ છે; અને એમ હોવાથી જ હાલની આપણી બુદ્ધિને અસંભવિત અને અશક્યસરખી જણાતી ઇચ્છાઓને પણ આપણા હૃદયમાં સ્ફુરાવતાં તેને સંકોચ થતો નથી. એ ઇચ્છાઓવડે તે આપણને આગળ અને આગળ વધવાને અને પોતાના અનંત ભંડારો આપણા આગળ ખુલ્લા મૂકવાને આમંત્રણ કરે છે. જેઓ આ ઇચ્છાઓને અનુસરી આગળ વધે છે તેઓ સર્વદા અભ્યુદયને જ પામે છે. જેઓ આ ઇચ્છાઓનો અનાદર કરી આગળ વધતા નથી અર્થાત્ પ્રયત્નને વેગ આપતા નથી, તેઓ હોય છે ત્યાંના ત્યાં જ સડ્યા કરે છે. મનુષ્યનો જે કંઇ આજે ઉદય થયો છે, તે આ ઇચ્છાઓને અનુસરવાથી જ થયો છે. જો ઇચ્છાને તે અનુસર્યો ન હોત તો જે અનેક ચમત્કારિક શોધોવડે આજે તે પોતાની મૂછ મરડે છે તે શોધો અસ્તિત્વમાં આવી જ ન હોત.

ધનની ઇચ્છા આપણને થાય છે, માટે તે કુદરતી છે. અને તેમ હોવાથી તે પ્રાપ્ત કરવાનું આપણામાં સામર્થ્ય અને બુદ્ધિ છે, એ નિશ્ચયને આપણે કદી પણ વિસ્મરણ કરવો ન જોઇએ. પણ તેની સાથે આ વાત ધ્યાનમાં રાખવાની છે કે મોટા શ્રીમાન્ ગણાવાની ખાતર જ ધનનો સંચય કરવાને કુદરત ઉત્તેજન આપતી નથી. ઉપયોગને માટે જે ધનની ઇચ્છા છે, તે જ કુદરતી ઇચ્છા છે; પણ ધનનો સંચય કરવાની જે ઇચ્છા છે, તે કુદરતી નથી. આવી ઇચ્છા તે ભ્રષ્ટ ઇચ્છા અથવા અસ્વાભાવિક ઇચ્છા છે. ધનનો સંચય કરવાની અસ્વાભાવિક ઇચ્છાને સેવીને જેઓ ધનનો સંચય કરે છે, તેમની તે ભૂલની તેમને સખ્ત શિક્ષા કર્યાવિના કુદરત રહેતી જ નથી. ધનના ઢગલાને જોતા અને બળતા તેઓ હાથ ઘસતા મરી જાય છે, અને તેમના ધનનો બીજાઓ ઉપયોગ કરે છે. જેમ સંચયને જ માટે મધને એકઠું કરનારી મધમાખીઓનું મધ બીજાઓ ખાય છે, અને મધમાખીઓને તો નસીબમાં મહેનત અને મોત જ રહે છે, તેમ ધનનો સંચય કરનારાઓનું ધન બીજાઓ ખાય છે, અને તેમને નસીબે તો મહેનત અને મોત જ ભોગવવાનાં હોય છે. જે જે કુદરતી અથવા સ્વાભાવિક ઇચ્છાઓ હોય છે, તે ઇચ્છાઓ, જે જે પદાર્થોની ઇચ્છાઓ થાય છે, તે પદાર્થના ઉપભોગ અથવા ઇચ્છાને માટે જ હોય છે. આપણને પાણીની થતી ઇચ્છા પાણીના સંચયમાટે નથી પણ પાણીનો ઉપભોગ કરવામાટે અર્થાત્ પાણીને પીવામાટે છે. વનસ્પતિને હવા અને જળની ઇચ્છા, તેનેં ભરી મૂકવામાટે નથી, પણ પોતાના જીવનમાં તેમનો ઉપયોગ કરવામાટે હોય છે. ઇચ્છાના નિયમના જેનો જ ઉપયોગ અથવા ઉપયોગનો નિયમ કરવામાં વ્યાપી રહ્યો છે, અને તે એ સૂચવે છે કે પોતાના સુખને માટે કોઇ પણ

પ્રાણી જે કંઈ પ્રાપ્ત કરે તે તેણે વાપરવું જ જોઇએ. કુદરતે જે કંઈ ઉપજાવ્યું છે તે ઉપયોગને માટે જ ઉપજાવ્યું છે, અને ઉપયોગને માટે જ તે વસ્તુઓને તે પ્રત્યેક જીવંત પ્રાણીને આપે છે. આથી જેઓ કુદરતપાસેથી વસ્તુઓ પ્રાપ્ત કરી તેમનો ઉપયોગ કરતા નથી, પણ માત્ર તેમનો સંચય જ કરે છે તેઓ કુદરતના નિયમનું ઉલ્લંઘન કરે છે અને આ ઉલ્લંઘનની જ્યારેત્યારે પણ તેમને સખ્ત શિક્ષા થયાવિના રહેતી જ નથી.

આપ્રમાણે કુદરતના નિયમથી જ ધનની મનુષ્યોને ઇચ્છા થાય છે, ઇચ્છા થતાં તેને પ્રાપ્ત કરવા તે પ્રયત્નને સેવે છે, અને તેના અંતમાં તે ધનને પ્રાપ્ત કરે છે. પરંતુ ધન પ્રાપ્ત થયા પછી જે હેતુથી ધન પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા થઇ હતી તે હેતુને તેણે વિસરી જવો જોઇએ નહિ. તે હેતુ બીજો કોઇ જ નહિ પણ ઉપર વર્ણેલો ઉપયોગનો અથવા ઉપભોગનો છે. તે હેતુનું વિસ્મરણ કરી ધનનો જો તે સંચય કરે છે, અને 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એવા અયોગ્ય સ્વભાવને સેવે છે તો કુદરતથી વિરોધી વર્તન તે કરે છે, એ સ્પષ્ટ થાય છે. અને કુદરતથી વિરોધી વર્તન થતાં કોઇનું કદી પણ હિત થતું જ નથી.

પરંતુ ધનનો સંચય ન કરતાં મનુષ્ય જ્યારે તેનો ઉપયોગ કરે છે ત્યારે તે કુદરતના ઉપભોગના મહાનિયમને અનુસરે છે. આ મહાનિયમને અનુસરવાથી કુદરતનાં જેટલાં જેટલાં મહા સામર્થ્યો અને હેતુઓ છે, તેને અનુકૂળ જ મનુષ્યનું વર્તન થાય છે, અર્થાત્ વિશ્વવ્યવસ્થાપક સત્તાની વિરુદ્ધ તે વર્તતો નથી, પણ તેને અનુકૂળ વર્તે છે. અને આપ્રમાણે જ્યારે વિશ્વવ્યવસ્થાપક સત્તાને અનુકૂળ તેનું વર્તન થાય છે ત્યારે જેમ જળના અને પવનના વેગભણી જતી નૌકાને કોઇ પણ પ્રતિબંધ નડતો નથી અને ધારેલે સ્થળે તે સત્વર પહોંચી જાય છે, તેમ મનુષ્યને પોતાનો વિકાસ અને ઉન્નતિ કરવામાં કોઈ પણ પ્રતિબંધ નડતો નથી, અને જન્મ ધરવાનો તેનો ઉદ્દેશ જે ચતુર્વિધ પુરુષાર્થની સિદ્ધિ, તેને તે સત્વર સાધી લે છે.

આથી આ પ્રકરણની સમાપ્તિ કરતાં સદ્વિવેકી વાચકોને સવિનય સૂચવવામાં આવે છે કે સુખમય જીવન કરવામાટે અને શાસ્ત્રે વર્ણેલા ચાર પુરુષાર્થોમાંથી બીજો પુરુષાર્થ સિદ્ધ કરવા માટે ધનની ઇચ્છા કરતાં કદી પણ ભયને ધરશો નહિ. તેની ઇચ્છા કરવાથી નરકમાં પડવાની જે કોઈ તમને ધાસ્તી આપતું હોય તે, ધનનો વાસ્તવિક અર્થ જે જીવનને સુખમય કરનાર પદાર્થો, તેમનાથી કેટલો દૂર રહ્યો છે, તે બારીકીથી અવલોકી જોશો, અને તમને ખાતરી થશે કે તેનો ઉપદેશ 'પારકાં છોકરાંને જ જતિ' કરવાનો છે. તે જે કહે છે તેનો તેના હૃદયમાં લેશ પણ સ્પર્શ જ નથી. નિશ્ચય માનજો કે સદુપયોગ કરવાને માટે ધનની ઇચ્છા કરવાથી અને ધનને પ્રાપ્ત કરવાથી તમે કદી પણ નરકમાં પડવાના નથી; ઉલટાં તેમ કરવાથી તમે સ્વર્ગનાં દ્વાર જ તમારે માટે ઉઘાડાં કરો છો. સંચય કરવાને માટે ધનની ઇચ્છા કરવાથી અને તેને પ્રાપ્ત કરવાથી તમને કોઇ નરકમાં નાંખે તો લેખક જવાબદાર નથી. સંચય કરવાથી મરણપછી નરકમાં પડવાની વેળા તમારે આવશે ત્યારે ખરી, પણ ખરું જોતાં જીવતાં જ તમે નરકમાં પડ્યા જેવા છો; કારણકે તમારું સંચિત ધન જેટલું તમને સુખ આપે છે, તેના કરતાં પોતાના વિનાશના ભયથી તમને સોગણો પરિતાપ ઉપજાવે છે. આથી સંચયને માટે નહિ, પણ ઉપયોગ અને ઉપભોગને માટે ધનની ઇચ્છા કરતાં ભયને ન ધરો. શ્વાસ લેવાનો જેમ તમને કુદરતી હક છે, તેમ ધનને પ્રાપ્ત કરવાનો તમને કુદરતી હક છે, એમ માનો. અને આમ માનીને જ બેશી ન

રહો. જેમ પિતાપાસે પુત્ર હક કરીને પોતાને જોઇતી વસ્તુ માગે છે, તેમ કુદરતના પુત્ર જે તમે તે કુદરતપાસે હક કરીને ધનને માગો. તે લેવાનો જેમ તમારો સંપૂર્ણ હક છે તેમ તમને તે આપવાનો કુદરતનો સ્વધર્મ છે; અને જેમ પિતાની પ્રીતિ સંપાદન કરનાર પુત્રને પિતા પોતાનું સર્વસ્વ આપે છે, તેમ કુદરતની જ્યારે તમે પ્રીતિ સંપાદન કરો છો ત્યારે તે તમને પોતાનું સર્વસ્વ આપ્યાવિના રહેતી નથી.

નિર્ધનતામાં આવા લાભ રહ્યા છે અને તેવા લાભ રહ્યા છે, નિર્ધનતા બહુ નિરુપાધિક અવસ્થા છે, અને 'દુઃખે રામ' એ કહેવતપ્રમાણે તેમાં ઇશ્વિરસ્મરણ બહુ ઉત્તમ પ્રકારે થાય છે, ધનવાનથી પરમેશ્વર હજારો ગાઉ દૂર રહે છે,::અને નિર્ધનની બહુ સમીપ રહે છે, નિર્ધનતામાં બહુ જ આનંદ અને ખરા સુખની પ્રાપ્તિ થાય છે, આવી .આવી વાતો કરવી અને સાંભળવી છોડી દો. જેઓ આવી વાતો કરે છે, તેઓના અંતઃકરણના ઉંડા ભાગમાં તેઓ જે કહે છે, તેનો એક અક્ષર પણ તેઓ સાચો માનતા નથી. ગાદીતકીએ બેસીને અને ફુલના હાર ગળામાં નાંખીને, સુંદર ભવનમાં, પડ્સ ભોજન ગ્રહણ કરીને આમ બોલવું, અને શ્રોતાઓને મોહ પમાડવા એ બહુ સહેલું છે. ધન ન હોવાથી અન્નવિના સાત સાત દિવસની લાંઘણો થઇ હોય, બળતી રેતીમાં પગે પહેરવાના જોડા પણ ન હોય, પોષ મહિનાની કકડતી ટાઢમાં, મચ્છરોથી ભરેલી ગંધાતી ગટરોપાસે કાંકરામાં ફાટેલું એકાદ વસ્ત્ર પણ ન હોય એવી સ્થિતિમાં સુવાનું હોય, અને અને એવાં જ વિવિધ કષ્ટવાળી સ્થિતિમાં, નિર્ધનતામાં બહુ લાભ રહ્યા છે, એવો બોધ કરનાર અને માનનાર એકે મનુષ્ય તમે જોયો છે? જે ત્યાગીઓ ગૃહસ્થોને ધનમાં અપાર દુઃખ રહ્યાં છે, એવો બોધ કરે છે, તે બોધને ગૃહસ્થો જો માને, અને તત્કાળ પોતાને પ્રાપ્ત ધનનો ત્યાગ કરી નિર્ધનતાને પ્રીતિથી વરે, તો તમને લાગે છે કે જે સુખથી ત્યાગીઓ હાલ નિરાંતે જ્યાં ત્યાં મહાલે છે, તેવા સુખથી તેઓ એક ક્ષણ પણ મહાલી શકે? ખરું જોતાં ધનમાં દુઃખ છે, એવું અંતઃકરણના ઉંડાણના ભાગમાં કોઈ જ માનતું નથી. સઘળાને જ તે જોઇએ છે; છતાં તેઓ અસત્ય બોલે છે. જેને તેઓ દુઃખરૂપ માનતા નથી, તેને તેઓ દુઃખરૂપ માને છે, એવું ખોટું બતાવે છે. કેટલાકને ઘણા દિવસના અભ્યાસથી ધનને દુઃખરૂપ ગણવાની ખોટી ટેવ પડી ગઇ છે. તેઓ ધનને ખરા મનથી દુઃખરૂપ કહેતા હોય એમ તેમને પોતાને પણ ભાસે છે, તથાપિ તેમાં તેઓ પોતે જ ઠગાય છે. પ્રિય વાચક! આવો દંભ, આવી આત્મછગતા તમારે સેવવાની અગત્ય નથી. તમે વ્યવહારમાં છો, ક્ષણે ક્ષણે તમારે ધનની જરૂર પડે છે, ધનથી તમારું જીવન સુખમય થાય, એમ તમે અંતઃકરણપૂર્વક માનો છો, તો પછી જેવું તમે માનો છો તેવું જ નિર્ભયપણે વર્તન કરો. છાતી કાઢીને, મનુષ્યત્વપૂર્વક વદો કે હા. હું ધનને ઇચ્છું છું. મારે તેની જરૂર છે, અને અત્યંત જરૂર છે અને મારા વાસ્તવિક હકતરીકે કુદરતમાં રહેલા નિયમપ્રમાણે હું તે કુદરતપાસે માગું છું. યોગ્ય પ્રયત્નપૂર્વક હું તે અવશ્ય મેળવીશ.

માગ્યાવિના મા પણ પીરસતી નથી, એ કહેવતને તમે જાણો છો? કુદરત પણ માગ્યા વિના તમને કંઇ જ આપે તેમ નથી. ધનની થતી ઇચ્છાને તમે કાપ કાપ કરો ત્યાં કુદરત જો કે તમારી મા છે તોપણ તેને આપવા ઉલટ થતી નથી. માગો—દીનપણે નહિ, પણ હક કરીને માગો, અને તમને તે આપશે જ. માતાપાસે જે જોઇતું હોય તે માગતાં બાળક ભય

ધરે છે ? તો તમે શા માટે ભય ધરો છો ? ધનસમીપમાં ડગલે ડગલા પડ્યું છે, એમ જાણી લેવાને હાથ લંબાવો. હાથ લંબાવતાં આજ સુધી કરેલા સંકોચથી જ તમારી મુઠીઓ ખાલી રહી છે. કુદરતપાસે નિર્ભયપણે માગતાં અને હાથને લંબાવતાં તમારા ઈપ્સિતાર્થ પૂર્ણ થશે.

શી રીતે હાથ લંબાવવો તે હવે પછી કહેવાશે.

(અપૂર્ણ).

---

# વિશ્રાંતિ લેવાની કળા.

શરીરનું કામ કરતાં અથવા મનનું કામ કરતાં જ્યારે આપણે થાકી જઇએ છીએ ત્યારે શરીરને અને મનને પાછાં બળવાન્ કરવા આપણે વિશ્રાંતિ લઇએ છીએ; પરંતુ વિશ્રાંતિ કેવી રીતે લેવી તે જ્યારે આપણને આવડે છે ત્યારે વિશ્રાંતિ લેવાની આપણને જરૂર પડતી નથી.

બધાં કામ અટકાવીને અક્રિય પડ્યા રહેવું, એને આપણે વિશ્રાંતિ સમજીએ છીએ; પરંતુ વિશ્રાંતિને માટે બધાં કામો અટકાવી દેવાની કશી જ અગત્ય હોતી નથી. એથી વિશ્રાંતિ મળતી નથી, કારણ કે બધાં કામો અટકાવી દેવાથી હંમેશાં હાનિ થાય છે.

જ્યારે આપણે બધાં કામ અટકાવી દઇએ છીએ, અર્થાત્ આળસુ થઇએ છીએ ત્યારે આપણા બળનો ક્ષય થાય છે. બધાં કામ અટકાવી દેવાથી આપણા બુદ્ધિબળનો અને શરીરબળનો આપણે ક્ષય જ સાધીએ છીએ.

બધાં કામો અટકાવી દઇને આપણે એમ ધારીએ છીએ કે આપણે અક્રિય થઇએ છીએ, પણ વસ્તુતઃ આપણે અક્રિય થતા નથી. આપણા શરીરના અને મનના જૂદા જૂદા ભાગોને થોડી વાર કામ કરતા અટકાવી શકાય છે, પણ આપણે પોતે કામ કરતા કદી પણ અટકી શકતા નથી. કેવળ અક્રિય થઇને જીવવું એ આપણે માટે સંભવિત નથી. આપણે અખંડ ક્રિયા કરવી જ પડે છે. અખંડ ક્રિયા કરવા કરવી, એ આપણો સ્વભાવ જ છે; અને ક્રિયા કોઇ વસ્તુઉપર હમેશાં ચાલતી હોવાથી, આપણને ક્રિયામાટે કશાની અગત્ય સર્વદા રહે છે. આથી જો આપણે શરીરના અમુક ભાગને આરામ આપવા ઇચ્છીએ તો આપણે બીજા ભાગોને ક્રિયામાં જોડવા જોઇએ. શરીરના બધા ભાગોને અક્રિય કરવાનો કદી પણ પ્રયત્ન ન કરવો. તેમ બની શકતું જ નથી. તેમ કરવાનો પ્રયત્ન થાકેલા અવયવને વિશ્રાંતિ મળવા દેતો નથી.

ક્રિયાથી કેવળ અટકવું અશક્ય છે. કાં તો આગળ વધવાની ક્રિયા થવી જોઇએ, અથવા કાં તો પાછળ હઠવાની ક્રિયા થવી જોઇએ. જો આગળ વધવાની ક્રિયા આપણે અટકાવીએ છીએ, તો આપણાથી પાછા હઠવાની ક્રિયા થયાવિના રહેતી નથી.

ઘણા મનુષ્યો જ્યાં હોય છે ત્યાંના ત્યાં રહી ક્રિયા ન કરતા દેખાય છે; પણ વસ્તુતઃ તેમ નથી. તેઓ એક ડગલું પાછળ હઠવાની ક્રિયા કરે છે.

મનુષ્યોનો મોટો ભાગ ધારે છે કે બધાં કામો અટકાવી દેવાથી વિશ્રાંતિ મળે છે, અને

થાક ઉતરી જાય છે; પરંતુ બધાં કામ અટકાવી દેવાનો પ્રયત્ન, કામ કરવાંના કરતાં પણ વધારે થકવી નાંખનાર છે, અને ભારેમાં ભારે કામ કરવામાં જેટલા બળનો ક્ષય થાય છે, તેના કરતાં વધારે બળનો ક્ષય કરનાર છે.

એક કામ કરતાં શ્રમ જણાય ત્યારે તે કામ અટકાવીને બીજી જાતનું કામ કરવા મચી પડવું એ શ્રમ ઉતારવાની અને વિશ્રાંતિ મેળવવાની એક કળા છે.

શરીરના એક ભાગના સ્નાયુઓ કામ કરતાં શ્રમિત થાય ત્યારે બીજા ભાગના સ્નાયુઓને કામમાં જોડવા.

જ્યારે મગજના એક ભાગને વિશ્રાંતિ આપવાની ઇચ્છા થાય ત્યારે કોઇ બીજા વિષયનો વિચાર કરવો.

જાગ્રદવસ્થાનું મન અર્થાત્ આ બાહ્ય જગતના પદાર્થોને વિષય કરનારું આપણું બાહ્ય મન જ્યારે થાકી જાય, ત્યારે સ્વપ્નાવસ્થાના અર્થાત્ આંતર મનને કામમાં જોડવું. આપણે જ્યારે જાગતા હોઇએ છીએ ત્યારે આપણા બાહ્ય મનનો ઉપયોગ કરીએ છીએ, અને નિદ્રામાં આપણા આંતર મનનો ઉપયોગ કરીએ છીએ.

નિદ્રાસમયે સ્વપ્નાવસ્થાના મનને અર્થાત્ આંતર મનને જ્યારે ખાસ કોઈ કાર્ય સોંપવામાં આવે છે ત્યારે નિદ્રાનો આપણને ખરેખરો લાભ મળે છે; તેમાં પણ જો સોંપવામાં આવેલું કાર્ય રસવાળું અને આપણા સુખને સાધનારું હોય છે તો તો ખાસ કરીને ખરેખરો લાભ મળે છે.

ઉંઘતાપહેલાં, જે કામ તમારા આંતર મનપાસે તમારે કરાવવું હોય તે કામ કરવાનું તેને કહેવું, અને તમે જ્યારે ઉંઘશો ત્યારે તે કામ તે અવશ્ય કરશે જ; અને વળી વિશેષમાં તમારા બાહ્ય મનને અને શરીરને પૂર્ણ વિશ્રાંતિ મળશે.

જ્યારે આપણા જીવાત્માની સ્થિતિ કંઇક બાહ્ય મનમાં અને કંઇક આંતર મનમાં હોય છે, અર્થાત્ જે સમયે આપણને કાંઇક બાહ્ય મનનું અને કંઇક આંતર મનનું ભાન હોય છે, તે સમયે આપણને અસ્વસ્થ નિદ્રા હોય છે. આ અવસ્થામાં આપણે અર્ધા જાગતા અને અર્ધા ઉંઘતા હોઇએ છીએ. ખરેખરી નિદ્રામાં આંતર મનમાં જ આપણી સ્થિતિ હોય છે; અર્થાત્ આંતર મનના વ્યાપારોનું જ આપણને સંપૂર્ણ ભાન હોય છે. આથી ખરેખરી નિદ્રા આવવામાટે બાહ્ય મનનું આપણને અભાન થઇ આંતર મનનું જ આપણને ભાન રહેવું જોઇએ; અને ઉંઘતાપહેલાં આંતર મનને જો આપણે કોઇ ખાસ કામ કરવાનું સોંપીએ છીએ તો આપણને નિદ્રામાં તેના જ વ્યાપારોનું ભાન થાય છે,

આપણું સ્થૂલ શરીર ઉંઘી જવાથી જ્યારે આપણું બાહ્ય મન વિશ્રાંતિ લેતું હોય છે તે સમયે આપણા આંતર મનને આપણે આપણી માનસિક શક્તિઓની વૃદ્ધિ કરનારાં કારણો રચવામાં યોજવું જોઇએ; જેથી આપણા મનનો અધિકાર અને શરીરનું સામર્થ્ય નિરંતર વૃદ્ધિને પામતું રહે.

આંતર મનને ઉંઘતાપહેલાં કોઇ પણ ખાસ કામ જો આપણે નથી સોંપતા તો આખી રાત તે ગમે તેવાં ઢંગધડાવિનાનાં ચિત્રો રચવામાં ગાળે છે. આમાંનાં થોડાંક આપણને સ્મરણમાં રહે છે, અને તેમને આપણે સ્વપ્ન એ શબ્દથી ઓળખીએ છીએ.

આથી આંતર મનને ખાસ કોઇ કામ કરવાનું સોંપવામાં આવવાથી નિદ્રામાં આપણને પૂર્ણ વિશ્રાંતિ મળે છે. અન્ય શબ્દોમાં કહીએ તો આપણા જાગ્રદવસ્થાના બાહ્ય મનને જો વિશ્રાંતિ આપવાની આપણી ઇચ્છા થાય તો આપણે ઉંઘી જવું અને આંતર મનમાં પ્રવેશીને ત્યાં કોઇ કામ કરવું. થાકીને લોટપોટ થઇ ગયેલી હાલતમાં ઉંઘમાં પ્રવેશવું નહિ, પણ આંતર મનના સૂક્ષ્મ પ્રદેશમાં પ્રવેશવાના અને ત્યાં કોઈ આપણા કલ્યાણને સાધનારા કાર્યને કરવાના હેતુથી ઉંઘી જવું.

આ હેતુ વ્યગ્રતાવાળો ન હોવો જોઇએ. વ્યગ્રતાથી કોઇપણ કાર્ય ઉત્તમ પ્રકારે સધાતું નથી, તેથી અવ્યગ્ર ચિત્તથી આંતર મનમાં પ્રવેશવું.

આખા શરીરને તથા બાહ્ય મનને શી રીતે સંપૂર્ણ વિશ્રાંતિ આપવી, તે આપણે ઉપર જણાવ્યું. હવે જાગ્રદવસ્થામાં શરીરના કોઇ ભાગને આપણે વિશ્રાંતિ આપવી હોય તો શું કરવું, તે વિષે વિચારીએ. હાથ થાકી જાય અથવા પગ થાકી જાય તો આખા શરીરને વિશ્રાંતિ આપવાની અગત્ય નથી. પણ જે ભાગ થાક્યો હોય ત્યાંથી આપણા મનને ખેંચી લેઇ કોઇ બીજા ભાગમાં જોડવું. આમ કરવાથી તે અવયવને વિશ્રાંતિ મળે છે.

શરીરના જે જે ભાગમાં આપણું મન હોય છે, તે તે ભાગનું આપણને ભાન હોય છે; અને જ્યાં સુધી તે ભાગનું આપણને ભાન હોય છે, ત્યાં સુધી તે ભાગને કદી પણ વિશ્રાંતિ મળતી નથી. કારણ કે ભાન થવામાં હમેશાં ક્રિયા હોય છે. અને તે ક્રિયા જે ભાગનું ભાન થાય છે, તે ભાગઉપર જ ચાલતી હોય છે. આથી તે ભાગનું બળ વપરાયા કરતું હોવાથી તેને વિશ્રાંતિ મળવાનો અસંભવ રહે છે.

વિશ્રાંતિનો હેતુ શ્રમથી અથવા માનસ ચિંતાથી વપરાયલા અથવા ખરચાઇ ગયેલા બળને પાછું મેળવવું એ છે. પરંતુ જ્યાં સુધી શરીરના કોઈ ભાગમાં રહેલા બળને આપણે વાપર્યા કરીએ ત્યાં સુધી તે ભાગમાં પાછો બળનો સંચય થવો એ અશક્ય છે; અને જ્યાં જ્યાં આપણું મન હોય છે ત્યાં બળ વપરાયાવિના રહેતું જ નથી.

જ્યારે કોઇ ભાગને આપણે માત્ર શાંત પડ્યો રહેવા દઇએ છીએ ત્યારે તે ભાગનું આપણને કંઇ અજ્ઞાન થતું નથી. આથી તેને સંપૂર્ણ વિશ્રાંતિ મળતી નથી.

કેટલાક મનુષ્યોના શરીરમાં ગયેલા બળને પાછું જમાવ થતાં બહુ જ સમય લાગે છે, તેનું કારણ એ છે કે તેમને તેમના આખા મનનું તથા આખા શરીરનું હમેશાં ભાન રહે છે.

જે મનુષ્ય પોતાના મનને સંપૂર્ણ રીતે બીજા કામમાં અથવા બીજા વિચારમાં તત્કાળ લીન કરી શકે છે, તે બહુ જ ત્વરાથી પોતાના બળને પાછું મેળવે છે. આવો મનુષ્ય જર્જર અથવા ક્ષીણ થતો નથી; તેમ જ ૬૦, ૭૦, કે ૮૦ વર્ષે તે જગતના ઉપયોગમાં ન આવે એવો રહેતો નથી. એ અવસ્થાએ પણ તેનું શરીરબળ અને મનોબળ પહેલા દરજ્જાનું હોય છે, અને તેના વિશાળ અનુભવને લીધે તે જગતને અત્યંત ઉપયોગી થઇ પડે છે.

મનને સર્વ પ્રકારે બીજી દિશાભણી વાળી જવામાં વ્યગ્રતારહિત ક્રિયા કરવાની અગત્ય છે. જ્યારે આપણે અવ્યગ્રપણે ક્રિયા કરીએ છીએ, ત્યારે એકાગ્ર થવાનો પ્રયત્ન કર્યાવિના પણ આપણે સારી રીતે એકાગ્ર થઇએ છીએ. હાથમાં લીધેલા કામમાં સ્વભાવથી જ આપણે આપણું બધું ધ્યાન આપી શકીએ છીએ, અને આથી બીજા બધાને સંપૂર્ણ આરામ મળે છે.

શરીરથી અથવા મનથી જે જે આપણે દિવસમાં કરવાનું હોય તે પૂરૂ થઈ રહે ત્યારે જે માનસિક શક્તિને ખીલવવાની આપણી ઇચ્છા હોય તે પ્રતિ આપણે આપણા વિચારને વાળવો જોઇએ. આ રીતે મનના અથવા શરીરના થાકેલા ભાગોને પૂર્ણ વિશ્રાંતિ મળશે એટલું જ નહિ પરંતુ આપણા નિવૃત્તિના સમયનો ઉત્તમ પ્રકારે સદુપયોગ થશે.

મનુષ્યોનો મોટો ભાગ નિવૃત્તિને નામે દરરોજ કલાકોના કલાકો નકામા ગુમાવી નાંખે છે. તેઓ ધારે છે કે અમે કામ કરતા નથી માટે અમે વિશ્રાંતિ લેઇએ છીએ; પણ તેઓ કામ કરતા જ હોય છે. આખા શરીરમાં પોતાના ભાનને સ્થાપીને તેઓ બળને બાળી નાંખતા હોય છે. તેઓના બળનો ઉપયોગ કરવાની ક્રિયા બીજા કશાઉપર ચાલતી નથી, પણ પોતાના જ સામર્થ્યઉપર ચાલે છે.

આ સઘળું હાનિને કરનાર છે. જ્યારે તમે તમારૂં કોઇ ખાસ કામ ન કરતા હો ત્યારે તમારા આત્માની શક્તિઓને પ્રકટ કરવાતરફ તમારી વૃત્તિને વાળો. આથી જે માનસિક શક્તિઓનો તમે નિત્ય ઉપયોગ કર્યા કરો છો તેમને પૂર્ણ વિશ્રાંતિ મળશે, અને બીજી શક્તિઓનો વિશેષ વિકાસ થશે. સમયનો તેમ જ બળનો વ્યર્થ ક્ષય નહિ થાય, અને આખા શરીરમાં પ્રવૃત્તિ, નિવૃત્તિ અને વિકાસ અખંડિતપણે અને અવિરોધીપણે ચાલ્યા કરશે.

---

## ધોળા વાળ થવાનું તથા દાંત પડી જવાનું કારણ.

જેઓ કસરત કરતા નથી, ખુલ્લી હવામાં ફરતા નથી, ખાનપાનમાં બહુ અનિયમિત રહે છે, અને ચિંતાશોક વગેરે અસંખ્ય વિકારોને સેવે છે, તેઓના વાળ વહેલા ધોળા થઇ જાય છે, અને દાંત પણ વહેલા પડી જાય છે.

યુવાવસ્થામાં આરોગ્યના નિયમોનો ભંગ કરવા છતાં પણ ઘણી વાર મનુષ્યો વ્યાધિના પંઝામાં સપડાતા નથી, તેથી આરોગ્યના નિયમો પાળવામાં એ અવસ્થામાં ઘણા મનુષ્યો બેદરકાર રહે છે, પણ આ બેદરકારીનું ફળ યુવાવસ્થા ઉતરતાં તેમને વ્યાજસાથે મળે છે.

દાંતવિનાનું મુખ અને ધોળા વાળ દર્શાવે છે કે આ મનુષ્યે આરોગ્યના નિયમોનો ભંગ કર્યો છે. મોટી ઉમરે વાળ ધોળા થવા જ જોઇએ, અને દાંત પડવા જ જોઇએ, એવું કંઇ જ નથી. જો શરીરમાં લોહીનું ફરવું ઉત્તમ પ્રકારે થતું હોય, દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કર્યા કરવામાં આવતા હોય, અને ભય, ચિંતા તથા શોકને સેવાતાં ન હોય તો વાળને ધોળા થવાનું કે દાંતને પડવાનું કશું જ કારણ નથી.

કસરત ન કરવાથી જ લોહીની ગતિ મંદ પડી જાય છે. સારી પેઠે કસરત કરવામાં આવે છે ત્યારે લોહીની ગતિ વધે છે, એટલું જ નહિ, પણ વગરપ્રયત્ને દીર્ઘ શ્વાસપ્રશ્વાસ થાય છે.

જેઓ સારી પેઠે કસરત કરે છે, અને ખુલ્લી હવામાં પોતાનું જીવન ગાળે છે, તેવા મનુષ્યોના વાળ ૬૦ કે ૭૦ વર્ષનું વય થતાસુધી પણ ધોળા થતા નથી.

આખો દિવસ ઘરમાં બેઠા રહેવાથી, ધોળા વાળ થાય છે, માથે તાલ પડે છે, દાંત ખરાબ થઇ જાય છે, અને વિવિધ વ્યાધિઓ થાય છે.

એકલા શુદ્ધ વિચારો આરોગ્યને આપતા નથી, પણ તેમની સાથે આરોગ્યના નિયમોનું પાલન કરવામાં આવે છે ત્યારે જ ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત થાય છે, તથા વૃદ્ધાવસ્થા આવતી અટકે છે.

વાપર્યાવિના જેમ શસ્ત્ર કટાઈ જાય છે તેમ વાપર્યાવિનાં શરીર પણ જીર્ણ થઈ નાશને પામે છે. નિરંતર શરીરને વાપરતા રહો, અને તમે તેને નિત્ય નવું થતું જોશો.

આજ સુધી શરીરને તમે ન વાપર્યું હોય તો ચિંતા કરશો નહિ. હજુ મોડું થયું નથી. આ ક્ષણથી જ વાપરવા માંડો. કસરત કરો, અને નિત્ય તેમાં થોડો થોડો વધારો કરતા જાઓ. કસરત કરતાં શરીર દુઃખે અને થાક લાગે તોપણ તેને ગણશો નહિ. થાક લાગે તો થોડી વિશ્રાંતિ લો, અને પાછી કસરત કરો. આખા શરીરમાં લોહી વેગથી વહેવા માંડે અને પરસેવો થાય ત્યાં સુધી કસરત કરો. જીર્ણ થઇ ગયેલાં પરમાણુને શરીરમાંથી બહાર કાઢવાનો, અને નવાં બળપ્રદ પરમાણુઓને શરીરમાં ભરવાનો એ વિના બીજો ઉપાય નથી. કસરતથી વધારે ભુખ લાગે તોપણ અધિક ખાશો નહિ. થોડો અને સાદો ખોરાક ખાજો. બહુ ખાવાથી બહુ લોહી થાય છે, અને બહુ બળ આવે છે, એમ જાણશો નહિ, પણ જે ખાધું હોય છે તેનું યોગ્ય રીતે પચન થવાથી જ શુદ્ધ લોહી થાય છે, અને શરીરમાં બળ આવે છે. જેટલું જેટલું વધારે ખાવામાં આવે છે, તે શરીરમાં પચતું નથી પણ ઉલટું મળરૂપ થાય છે, અને તેને બહાર કાઢી નાંખવામાં શરીરના બળનો વ્યર્થ ક્ષય થાય છે. આથી થોડો આહાર ગ્રહણ કરવામાં જ લાભ છે. વિચારપૂર્વક ઉપવાસ, સાદો આહાર, પ્રત્યેક ગ્રાસનું બરાબર ચર્વણ ( સારી પેઠે ચાવવું તે ), દીર્ઘ શ્વાસપ્રશ્વાસ, અને સારી પેઠે કસરત, લોહીની ગતિને વધારીને ઉત્તમ આરોગ્ય આપે છે, અને વૃદ્ધ શરીરને પણ પાછું ટટાર કરી દે છે.

ધોળા થયેલા વાળને પાછા કાળા કરવા, અથવા પડી ગયેલા દાંતને પાછા ઉગાડવા, એ અસંભવિત અથવા અશક્યસરખું કાર્ય નથી. ઉપર જણાવ્યું તે રીતે કસરત કરતાં, તેજ આંતર મનને કાળા વાળ કરવાની તથા નવા દાંત આણવાની તીવ્ર ઇચ્છાપૂર્વક પ્રેરણા કરતાં, ધોળા વાળના કાળા વાળ થાય છે, તેમ જ નવા દાંત આવે છે. શ્રદ્ધાવાને પ્રયત્ન કરી ખાતરી કરી લેવી.

---

## દુધ.

ઈંડિયન લેન્સેટ લખે છે કે ગરમ કરેલું દુધ એક પ્યાલો ભરીને નાને નાને ઘુંટડે રાત્રે પીવાથી મન સ્વસ્થ થાય છે, અને બહુ સારી નિદ્રા આવે છે. નરમ કપડાને દુધમાં પલાળીને તે કપડાને રાત્રે મુખઉપર ઘસવાથી અને પછી મોંને સુકાવા દેવાથી તથા સવારમાં તેને દુધથી ધોવાથી મુખનું સૌંદર્ય વધે છે. વળી દુધથી નિત્ય સ્નાન કરનારની ચામડી તડકામાં ફરવા છતાં પણ કાળી પડી જતી નથી. દુધથી સ્નાન કરનારે સાબુનો ઉપયોગ નહિ કરવો જોઇએ.

---

## હિંદુઓનો વનસ્પતિઆહાર એ તેમની પરતંત્રતાનું કારણ નથી.

જર્નલ ઑફ ટ્રોપિકલ મેડિસિન લખે છે કે હિંદુઓ માંસ તથા મત્સ્ય નથી ખાતા તેથી તેઓ નિર્બળ છે તથા તેમના ઉપર વિદેશીઓ રાજ્ય કરે છે, એવું જે કેટલાક મનુષ્યો ધારે છે તે ખોટું છે. ડૉ. ફિન્કે હિંદુઓના ખોરાકનો અત્યંત ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો છે, અને તેને જણાયું છે કે માંસાહારી પ્રજા માંસના આહારમાંથી જે 'પ્રોટીડ' નામનું પોષક તત્ત્વ મેળવે છે, તે જ તત્ત્વ હિંદુઓને કઠોળમાંથી અને દુધમાંથી પુષ્કળ પ્રમાણમાં મળે છે. આથી તેઓની દુર્બળતાનું કારણ વનસ્પતિઆહારવિના કોઇ બીજું જ હોવું જોઇએ.

---

## દારૂના દુર્વ્યસનનું ઘટી જવું.

સુધરેલી પ્રજાઓમાંથી દારૂનું દુર્વ્યસન હવે મોટા પ્રમાણમાં ઘટવા માંડયું છે, અને થોડાં વર્ષમાં તે સમૂળ નાશ પામશે, એવું ત્યાંના વિચારવાન્ પુરુષો અનુમાન કરે છે. યુનાઇટેડ સ્ટેટ્સનાં ઘણાં ઘણાં ગામોમાંથી દારૂની દુકાનો હવે કાઢી નાંખવામાં આવી છે, અને સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું છે કે ત્યાંની આઠ કરોડ મનુષ્યોની વસ્તીમાંથી ત્રણ કરોડ છત્રિશ લાખ મનુષ્યો એવા ભાગોમાં રહે છે કે જ્યાં દારૂ વેચવાની એક પણ દુકાન નથી. અર્થાત્ અમેરિકાની ત્રિજા ભાગની વસ્તીને પૈસા આપતાં છતાં પણ હવે દારૂ મળી શકતો નથી. આ સ્થળમાં રહેતાં મનુષ્યો જો અન્ય કોઇ સ્થળેથી દારૂ લાવી પીએ છે તો તેમને સરકારતરફથી કેદની શિક્ષા કરવામાં આવે છે. મિનેસોટામાં ૧૨૩ નગરોમાં દારૂની દુકાન નથી. આયોવામાં ૯૯ તાલુકામાંથી ૬૫ તાલુકામાંથી દારૂની દુકાનો કાઢી નાંખવામાં આવી છે. મિસુરીમાં ૧૧૫ તાલુકામાંથી ૪૪ તાલુકામાંથી, આર્કાન્સાસમાંથી ૭૫ માંથી ૫૮ તાલુકામાંથી, મિસીસીપીમાંથી પાંચવિના બધા તાલુકામાંથી અને લુઇસીઆનાંમાંથી સોએ ૬૫ તાલુકામાંથી દારૂની દુકાનોનો નાશ કરવામાં આવ્યો છે. ઇલિનોઇસમાં ૬૦૦ શહેરોમાં, વિસ્કૉન્સીનમાં ૭૦૬ શહેરોમાં, મિચીગાનમાં ૫૦ શહેરોમાં, ઇંડિયાનામાં ૬૮૦ શહેરોમાં, કેન્ટકીમાં ૧૧૯ તાલુકામાંથી ૯૭ તાલુકામાં, અને અલાબામામાંથી ૧૦૦ એ પોણોસો નગરોમાં દારૂ વેચાતો બંધ થયો છે. જ્યોર્જીયામાંથી તો ગયા જાન્યુઆરીની પહેલી તારીખથી દારૂની એકે એક દુકાન કાઢી નાંખવામાં આવી છે. આ વિના બીજા ઘણા તાલુકાઓમાં દારૂની દુકાનો બંધ કરવાના કાયદા અમલમાં મૂકાતા જાય છે. આ સર્વ દર્શાવે છે કે પાશ્ચાત્ય પ્રજાઓ હવે દારૂનાં ભયંકર નુકસાનો સમજતી થઇ છે. આ દેશમાંથી પણ દારૂની દુકાનો બિલકુલ કાઢી નાંખવાનું બ્રિટિશ સરકાર ધ્યાનમાં લે તો પ્રજાનું કેટલું બધું હિત સધાય ?

---

## અપરાધીઓને શિક્ષા કરવાનો નિયમ શું યોગ્ય છે ?

પ્રજાનું સંરક્ષણ કરવામાટે સર્વ દેશમાં ન્યાયખાતાં સ્થાપવામાં આવેલાં હોય છે, અને તે ખાતાંતરફથી પ્રજામાંથી જે કોઇ અપરાધી જણાય છે, તેને શિક્ષા કરવામાં આવે છે. આપ્રમાણે અન્યનું ખુન કરનારને ફાંસીની, ચોરી કરનારને કેદની, અને એ જ પ્રમાણે ભિન્ન ભિન્ન અપરાધો કરનારને ભિન્ન ભિન્ન પ્રકારની શિક્ષા કરવામાં આવે છે. આ શિક્ષા કરવાનો હેતુ તે અપરાધી અને પ્રજામાંથી અન્ય કોઇ મનુષ્ય ફરીને તેવો અપરાધ ન કરે તે

હોય છે; પરંતુ શિક્ષા કરવાથી શું તે હેતુ સચવાય છે? સહેજ વિચાર કરતાં જણાશે કે શિક્ષા કરવામાં અપરાધીને સુધારવાનો હેતુ જેટલો સફળ થાય છે તેના કરતાં વેર લેવાનો હેતુ વધારે સફળ થાય છે.

અપરાધ એ બીજું કંઈ જ નથી, પણ અજ્ઞાનથી થયેલી ભૂલ છે. જેવું નીતિબળ અને મનોબળ મનુષ્યમાં હોવું જોઈએ તેવું તેનામાં જ્યારે નથી હોતું ત્યારે જ તે અપરાધ કરે છે. ચોરને ચોરી કરવાનું અને ખુનીને ખુન કરવાનું કારણ તેમનામાં નીતિબળની ન્યૂનતા વિના બીજું શું છે? ધર્મરાજા કદી પણ અસત્ય બોલતા ન હતા, અને દુર્યોધન વિવિધ છળ-પ્રપંચ કરતો હતો, તે બન્નેમાં નીતિબળના ભેદવિના બીજો કયો ભેદ છે? આ પ્રમાણે નીતિબળની ન્યૂનતાવાળા મનુષ્યો જ અસત્ય આચરણ કરે છે તો પછી જે શિક્ષાથી અપરાધીનું નીતિબળ ન વધે તેવી શિક્ષા તેને કરવી, એને કયો બુદ્ધિમાન્ પુરુષ યોગ્ય ગણશે? નેત્ર ન હોવાથી કોઈ અંધ ખાડામાં પડે, તેટલા માટે તે આંધળાને કેદમાં નાંખવો, એ શું તેને નેત્ર આપનાર ક્રિયા છે? ઘરનો કરો નબળો હોય તો શું આપણે આખા ઘરને પાડી નાંખીએ છીએ? ખુનીનું મગજ નબળું હોવાથી તેણે કોઇનું ખુન કર્યું માટે તેને ફાંસી દેવી, એ શી રીતે યોગ્ય ગણાશે?

અજ્ઞાનને લીધે જ મનુષ્યો અપરાધ કરે છે, તેથી અપરાધીઓનો અપરાધ જણાતાં તેમને શિક્ષા ન કરતાં જે દોષને લીધે તેમને અપરાધ કરવાનું મન થયું હોય તે દોષ ટાળવાનો ઉપાય કરવો, એ જ બુદ્ધિમાનોનું કર્તવ્ય છે. શિક્ષા એ તો માત્ર ભયરૂપ અંકુશ છે. શિક્ષાના ભયથી કદાચ મનુષ્યો અપરાધ ન કરે પણ તેથી તેઓ સુધરે તો નહિ જ. શિક્ષાથી તેમનામાં રહેલા દોષો તો ટળવાના નહિ જ; અને રાજસત્તાનો મુખ્ય હેતુ પ્રજાને ભયથી અપરાધો કરતાં રોકવાનો ન હોવો જોઇએ, પણ તેમનું નીતિબળ સુધારીને તેમને અપરાધોથી ઉગારવાનો હોવો જોઇએ. ભયથી અપરાધો નિર્મૂળ થતા નથી, પણ નીતિબળ વધારવાથી તે નિર્મૂળ થાય છે. જો આમ છે તો પછી આવા સુધરેલા સમયમાં અપરાધીઓના દોષને ન ટાળનારી શિક્ષાઓ બુદ્ધિમાન્ કાયદા બાંધનારાઓએ કાયદામાં શામાટે ફરમાવી હશે, તે સમજાતું નથી.

ન્યાયખાતાં કેદખાનાં, પોલીસખાતાં એ વગેરેમાં હાલ જેટલો ખર્ચ કરવામાં આવે છે, તેટલો જ ખર્ચ પ્રજાનું નીતિબળ વધારવાપાછળ જો કરવામાં આવતો હોય તો રાજા તથા પ્રજા ઉભયનું કેટલું હિત થાય, અને સમયનો તથા દ્રવ્યનો કેટલો બધો દુરુપયોગ થતો બચે?

જે પ્રજા રાત્રે ઉઘાડાં બારણાં મૂકીને નિર્ભયપણે સુઈ શકે, અને ગામ જતાં જેને બારણે તાળુ મારવાની પણ અગત્ય ન પડે, જેને પરસ્પરની લેવડદેવડમાં ખત લખવાલખાવવાની અગત્ય ન પડે અને માર્ગમાં પાંચસેં કે હજારનો દાગીનો પડેલો છતાં પોતાનો ન હોવાથી જેને હાથ પણ ન અડાડે, તેવી પ્રજામાં ન્યાયખાતાંની, કેદખાનાંની અને પોલીસખાતાંની શી જરૂર રહે?

પ્રજાનું નીતિબળ વધારવાના ઉપાયો એ જ પ્રજાને નિર્દોષ અને સુખી કરવાના સાચા ઉપાયો છે.

---

# रोगने निवारवामां रेतीनो उपयोग.

રેતી એ રોગને ટાળનાર છે, એ વાંચી ઘણાને આશ્ચર્ય લાગશે, તથાપિ નિત્ય તેનો ઉપયોગ કરવાથી કેટલાક વ્યાધિ મટે છે, એટલું જ નહિ, પરંતુ તેથી શરીરનું બળ વધે છે, એવું પશ્ચિમના કેટલાક વિદ્વાનોના અનુભવમાં આવ્યું છે. પ્રો. વીલીયમ વીન્ડઝર (Prof. William Windsor LL. B. Ph. D.) નામના એક વિદ્વાને એ સંબંધમાં પોતાનો અનુભવ પ્રકટ કરેલો છે, તેમાંથી કેટલોક ભાગ વાચકોના લાભને અર્થે અત્ર પ્રકટ કરીએ છીએ. તે વિદ્વાન્ લખે છે કેઃ—

મનુષ્યવિના સઘળાં પ્રાણિઓ પોતાના ખોરાકમાં રેતીના રૂપમાં કેટલીક માટી નિત્ય મેળવીને ગ્રહણ કરે છે, અને આ રેતી અન્નનલિકામાં થઇને પસાર થાય છે, તેથી જ તે શુદ્ધ અને ખુલ્લી રહે છે, અને મળથી પૂરાઇ જતી નથી. અન્નનલિકા મળથી પૂરાઇ જવાથી જ પરિણામે બંધકોશનો વ્યાધિ થાય છે. મનુષ્યસહિત સઘળાં પ્રાણીઓનું પચનેંદ્રિય, તેમાં રેતીના રૂપમાં માટી પ્રવેશ કરીને પસાર થાય એવું બનાવવામાં આવ્યું છે, અને જ્યારે તે તેમાં થઇને જાય છે ત્યારે જઠરમાંથી આહારને પાચન કરનાર રસ અધિક પ્રમાણમાં ઝરે છે, અને તેથી આહાર બહુ ઉત્તમ પ્રકારે પચે છે.

પશુઓનો આહાર તેમના જઠરમાં પૂરે પૂરો પચવાનું ખરું કારણ તેઓ રેતીને પોતાના આહારસાથે ખાય છે, એ આશ્ચર્યકારક વાત જ્યારે મને સમજાઈ ત્યારે તેની સત્યતાનો નિર્ણય કરવાને માટે મેં તત્કાળ કેટલાંક અવલોકન કરવા માંડ્યાં. મને જડેલો નિયમ સાચો છે, તેની ખાતરી કરનાર અનેક પ્રમાણો મને કુદરતમાંથી મળી આવ્યાં. પરંતુ કોઈ પણ વાત સાચી છે કે ખોટી, તેનો નિર્ણય તેની અજમાયશઉપરથી જ થતો હોવાથી મેં એકદમ આ સંબંધી પ્રયોગો કરવા માંડ્યા. જે જે રોગીઓ મારી પાસે આવ્યા તે સર્વને મેં રેતી આપવા માંડી, અને જો કે મારી પોતાની પચનશક્તિ ઉત્તમ પ્રકારની હતી તોપણ મેં પોતે પણ તેનો ઉપયોગ કરવા માંડ્યો, અને તેને નિત્ય ખાવાથી મને થયેલા લાભથી અને મારી વૃત્તિઓમાં થયેલા ફેરફારથી મને આશ્ચર્ય ઉત્પન્ન થયું. ઉદરના વ્યાધિઓમાં, બંધકોશમાં, અને અજીર્ણ વિકારમાં જેમાં જેમાં મેં મારા રોગીઓને રેતી આપી, તેમાં તેમાં ઘણી વાર તે જ દિવસે લાભ જણાતો, અને તે લાભ પછીથી હમેશાં કાયમ રહેતો. જ્યાં જ્યાં હું ભાષણો કરતો ત્યાં ત્યાં મારા રેતીસંબંધી વિચારોને હું લોકોને સમજાવવા લાગ્યો, અને તેનો પરિણામ એ આવ્યો કે સેંકડો મનુષ્યોએ પોતાના વ્યાધિ મટી ગયાની હકીકત મારા ઉપર લખી મોકલી. આ વિષયઉપર જ્યાં જ્યાં હું ભાષણ કરતો ત્યાં લગભગ દરેક ભાષણમાં હું લોકોને કહેતો કે રેતી ખાવાથી કોઇને કશી પણ હાનિ થાય તો તે મને સંપૂર્ણ રીતે જણાવવી. ઇ. સ. ૧૮૯૭ ની સાલથી હું રેતીના લાભનાં ભાષણો સારી પેઠે કરું છું, તથાપિ હજુ સુધી તેનાથી નુકસાન થવાનો એક પણ દાખલો કોઇએ મને જણાવ્યો નથી. પરંતુ ઉલટું તેનાથી લાભ થવાના કાગળોનો અખંડ પ્રવાહ મારા તરફ આવ્યા જ કરે છે, અને જ્યાં જ્યાં હું જઉં છું ત્યાં ત્યાં તેનાથી લાભ થયેલા પુષ્કળ લોકો પોતાનો અનુભવ મને કહેવાને મારી આજુબાજુ ફરી વળે છે. આ ઉત્તમ કાર્યમાં ઘણી વાર હું સમય ગાળી શકતો નથી, તેથી મને ખેદ થાય છે,

તોપણ આવી સાદી-શોધથી આટલાં-બધાં મનુષ્યોનાં જીવનને સુખમય કરવા હું શક્તિમાન્ થયો છું, એ જાણી મને હર્ષ થાય છે.

રેતીવડે રોગ ટાળવાનો વિધિ ટુંકામાં કહીએ તો નીચે પ્રમાણે છેઃ—ફળ, મેવો, શાક અને દુધ એ મનુષ્યનો કુદરતી આહાર છે. આ સર્વ પદાર્થોને કાચા ખાવા, અને તાજા ખાવા, તથા તમારી પ્રકૃતિને તેમાંથી જે જે અનુકૂળ આવે તે ખાવા. દરરોજ ગોળ, સ્વચ્છ, શામળી, પાણીમાં ન ઓગળે એવી, અને જાડી રેતી થોડીક ગળી જવી, અને પુષ્કળ પાણી પીવું.

ગોળ રેતી જ માત્ર ગ્રહણ કરવી યોગ્ય છે. જે રેતીની કણીઓ અણીવાળી હોય છે, અર્થાત્ જેમને ધાર નીકળી હોય છે, તેઓ આંતરડાંમાં મજ્ત દાહ ઉત્પન્ન કરે છે. વળી અણીવાળી રેતીને પેટમાં ગઠ્ઠા બાઝવાનો સ્વભાવ હોય છે. આથી જ ચુનાનો કોલ કરનારા કોલ કરવામાં ગોળ રેતી નથી વાપરતા પણ અણીવાળી વાપરે છે, કારણ કે ગોળ રેતીથી કરેલો કોલ સુકાઇ જાય છે ત્યારે તેનો ભુકો થઇ જાય છે. પેટના નળમાં આવો પરિણામ ઉપજાવવાની જ આપણે જરૂર છે. ભુકો કરી નાંખવાના સ્વભાવથી, મળના ગઠ્ઠા ન બાઝતાં તે છુટો પડી જાય છે, અને તેથી બંધકોશ થતો અટકે છે. વળી આંતરડાંમાં ગોળ રેતીનું ધીરે ધીરે વહેવું થવાથી દાહ થતો નથી, પણ ઝાડુ કાઢવાની પેંઠે તેઓ વળાઇઝુડાઇને સાફ થઇ જાય છે. ગોળ રેતીના ગઠ્ઠા બાઝી શકતા નથી, અને તેની અસર હંમેશાં લાભકારક અને સુખદ થાય છે.

રેતી સ્વચ્છ હોવી જોઇએ. સ્વચ્છ ન મળે તો તેને મારી પેંઠે શોધી નાંખવી જોઇએ. ધોળી રેતીકરતાં શામળી રેતી વધારે સારી છે, કારણ કે તે પીગળી શકે એવી હોતી નથી, અને તેમાં ચકમક ઓછો હોય છે. ધોળી રેતી એ ઘણોખરો સ્વચ્છ ચકમક ( Silica ) છે, અને જઠરમાંથી ઝરતા ખાટા રસમાં તે ઘણી વાર ઓગળી જાય છે. જો રેતી જઠરમાં ઓગળી જાય તો તેનો લાભ સમૂળ નાશ પામે છે.

રેતી જરા જાડી લેવી જોઇએ. અનુભવવિનાના મનુષ્યો ઝીણી ધોળી રેતી શોધે છે, પણ ઝીણી લેવાની અગત્ય નથી. અન્નનલિકામાંથી વટાણાકરતાં પણ મોટી વસ્તુઓ સારી રીતે પસાર થઈ શકે છે, તેથી જાડી રેતી લેવામાં જરા પણ ભય નથી; અને અનુભવથી સિદ્ધ થયું છે કે તે વધારે લાભ કરે છે,

રેતીનો ઉપયોગ કરનારા કેટલીક શંકાઓ કરે છે, તેનાં આ સ્થળે સમાધાન આપીએ છીએ.

' રેતીના ઉપયોગથી ' એપેન્ડીસીટીસ ' ( appendicitis ) નો રોગ થશે ? ' ના, ઉલટો રેતીનો ઉપયોગ કરવાથી એ રોગ થયો હોય છે, તો પણ મટી જાય છે.

'રેતીથી આંતરડાંને હાનિ થશે ?' જો શામળી રેતી વાપરવામાં આવશે તો નહિ થાય. ચકચકતી અને ધારવાળી રેતીથી હાનિ થવાનો સંભવ પ્રસંગે આવે, પણ આવો એકે દાખલો મારા અનુભવમાં આવ્યો નથી; અને હું ગોળ રેતીવિના બીજી કોઇ જાતની રેતી વાપરવાની સલાહ આપતો નથી.

' રેતીથી પથરીનો રોગ થશે ? ' શરીરછેદનવિદ્યા ( anatomy ( ના જ્ઞાનવાળો કોઈ માણસ તો આવો પ્રશ્ન ન કરે, કારણ કે શરીરની રચના જ એવી છે કે જઠરમાં નાંખવામાં આવેલી રેતીના એક કણને પણ મૂત્રાશય અથવા ગુર્દામાં પ્રવેશ થવાનો કેવળ અસં-

ભવ છે. ઉલટું મળાશયમાંથી સંચય થયેલા મળની નિવૃત્તિ થઇ જવાથી મૂત્રાશયનો કામનો બોજો ઘણો જ ઓછો થઇ જાય છે, અને તેથી તેઓ બહુ સારી રીતે પોતાનું કામ કરી શકે છે.

'રોજ કેટલી રેતી ખાવી જોઇએ' ? આનો ઉત્તર રોગીની સ્થિતિઉપર આધાર રાખે છે. તત્કાળ અસર કરવાની જો જરૂર હોય, અને પુષ્કળ મળને શરીરમાંથી કાઢી નાંખવો હોય તો બે કે ત્રણ નાના ચમચા સારી પેઠે ભરીને આપવા જોઇએ, અને તેની સાથે પુષ્કળ પાણી પીવું જોઇએ. કોઇ કોઇ વખતે સખ્ત બંધકોશમાં, અને જેમાં તરત ઝાડો કરાવવાની જરૂર હોય એવા તાવમાં રેતીની સાથે એક મોટો ચમચો ભરીને દીવેલ, અથવા વિલાયતી મીઠું કે એવો જ કોઇ નરમ જુલાબ આપવો એ સારું છે. પણ જ્યાં ઉતાવળની જરૂર નથી એવા સાધારણ પ્રસંગોમાં રોજ એક નાનો ચમચો ભરીને રેતી લેવી એ બસ છે.

'ક્યાં સુધી રેતી ખાવાની ચાલુ રાખવી ?' જ્યાં સુધી તમે જીવો ત્યાં સુધી, અને સ્વચ્છ અને સુખી રહેવાને ઇચ્છો ત્યાં સુધી. સ્મરણમાં રાખજો કે રેતી એ ઔષધ નથી, પણ જળ અને ખોરાકના જેવી આપણા જીવનમાં જરૂરની એક ઉપયોગી વસ્તુ છે. નિત્ય જો તમે રેતીનો ઉપયોગ નહિ કરો તો તમારા નળ સ્વચ્છ રહેવાના જ નહિ, અને સ્વચ્છ નળવિના તમને આરોગ્ય પ્રાપ્ત થઇ શકવાનું નહિ.

---

## चाहा अने कोफी, ए दारु करतां पण वधारे हानि करे छे.

દારૂ પીનારને આપણી પ્રજાનો મોટો ભાગ વખોડે છે, અને તે છતાં દારૂથી વધારે નુકસાન કરનાર ચાહા અને કોફી નિત્ય પીવી, એ ગૃહસ્થાઇનું લક્ષણ છે, એવું આજે જ્યાં ત્યાં મનાવા લાગ્યું છે, એ થોડું આશ્ચર્યકારક નથી. ડૉ. લીલા બ્હાઇટહેડે ચીકાગોમાં થોડા સમય ઉપર આપેલા એક વ્યાખ્યાનમાં જણાવ્યું છે કે બાળકોને ચાહા અને કોફી પાવી, એ તેમને દારૂ આપવા કરતાં પણ વધારે નુકસાન કરે છે. તેમનાં કુમળાં ઉગતાં શરીરઉપર આ ઉત્તેજક પદાર્થો નહિ માની શકાય એવી ખરાબ અસર કરે છે; વળી બાળકોના રોગોનો જ ઉપચાર કરનાર એક ડૉક્ટર કહે છે કે મારાં બાળકોને દિવસમાં ત્રણ વાર દારૂ આપવો હું પસંદ કરીશ, પણ ચાહા અને કોફી કદી પણ આપીશ નહિ.

જેમને સર્વોત્તમ આરોગ્યની ઇચ્છા હોય તેમણે ચાહા, કોફી કે કોઇ પણ પ્રકારના ઉત્તેજક અને માદક પદાર્થનો સ્પર્શ પણ કરવો ન જોઇએ. ચાહા અને કોફીનો સ્વાદ ખરી રીતે ઉલટી કરે એવો હોય છે, પરંતુ જેમ તમાકુ ખાનારને તેનો બેસ્વાદ જણાતો નથી, તેમ વ્યસનીઓને તે જણાતો નથી. તેઓનો મોટો ભાગ પણ તેનો બેસ્વાદ ઢાંકવાને તેમાં દુધ અને ખાંડ ભેળવે છે. ચાહાના શોખીઓને પણ ખાંડ અને દુધ વિનાની ચાહ આપી હોય તો તે પીતાં ઉબકા આવે છે. આવો એક હાનિકારક ઝેરી ઉકાળો કે જેનો બેસ્વાદ ઢાંકવા તેમાં દુધ અને ખાંડ ભેળવવાં પડે, તેને છતી આંખે, બુદ્ધિમાનમાં ગણાતાં મનુષ્યો હોસે હોસે પીએ, એ તે પીવામાં મોટી ગૃહસ્થાઇ સમજે, એ શું થોડું હાસ્યજનક છે!' જેઓ ચાહ અને કોફી પીએ છે, તેઓને દારૂ પીનારાઓને વખોડી કાઢવાનો કશો જ હક નથી.

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## केटलीक सामान्य शंकाओनां निराकरण.

સદાચરણે ચાલનારને સર્વદા સુખ પ્રાપ્ત થવું જોઇએ, એવો નિયમ છતાં શા માટે આ જગતમાં ઘણી વાર 'ધર્મીને ઘેર ધાડ અને પાપીને ત્યાં કુશળ' એ કહેવતપ્રમાણે જોવામાં આવે છે? શા માટે જેઓ સર્વોત્તમ સુખ ભોગવવાને જ યોગ્ય ભાસે છે, તેમને કોઇ કોઇ વાર અત્યંત દુઃખ આવી પડે છે?

જે મનુષ્ય જેની તીવ્ર ઇચ્છા કરે છે તેને તે મળવાનો નિયમ છતાં શા માટે જેની આપણે ઇચ્છા પણ નથી કરી હોતી તે વસ્તુ પ્રસંગે આપણને પ્રાપ્ત થાય છે?

મન, વાણી તથા કાયાથી અન્યને પીડા ઉપજાવનારને દુઃખ આવે એ સ્વાભાવિક છે, પણ જાણી જોઇને જેમણે કોઇનું પણ અનિષ્ટ કર્યું હોતું નથી, તેઓને શા માટે દુઃખ આવે છે?

જે દુઃખનાં કારણો આપણે જાણી જોઇને ઉપજાવેલાં નથી હોતાં તેવાં દુઃખ પ્રસંગોપાત્ત શા માટે આપણા ઉપર આવી પડે છે?

જેઓ નિરંતર પોતાનું આયુષ્ સન્માર્ગમાં ગાળે છે, અને જેઓ પ્રત્યેક માણસનું પોતાનાથી બનતું કલ્યાણ કરવાનો સર્વદા પ્રયત્ન કરે છે, તેઓને મંદવાડનાં, નિર્ધનતાનાં અને બીજી વિપત્તિનાં કષ્ટો શા માટે આવે છે? શું આપણને જે જે દુઃખો પડે છે, તેમને આપણે પોતે જ ઉત્પન્ન કરીએ છીએ? જો હા, તો કેવી રીતે? અને જો ના, તો તે દુઃખોને કોણ ઉત્પન્ન કરે છે?

. . . . . . . . . .

આવા પ્રશ્નો અનેક મનુષ્યો અનેક પ્રસંગે કરે છે, અને તેનું જોઇએ તેવું સમાધાન ન થવાથી સદાચરણમાં દૃઢતાથી સ્થપાતા નથી. આથી ઉપરના પ્રશ્નોનાં સંક્ષેપમાં અત્ર સમાધાન આપવા પ્રયત્ન કરીએ છીએ.

સર્વોત્તમ સુખને ભોગવવાની યોગ્યતાવાળા જેઓ ભાસે છે, તેઓ સર્વોત્તમ સુખને ભોગ-

સર્વ કાળ સુખ પ્રાપ્ત થવામાટે મનુષ્યે સર્વ કાળ અંતર્બાહ્ય શુદ્ધ રહેવું જોઇએ. ઉપરનો થોડો સદાચાર પૂર્ણ સુખમય જીવનનો અનુભવ કરવાને માટે બસ નથી: આખું આંતર માનસિક જીવન યથાર્થ, શુદ્ધ, અને સત્શાસ્ત્રને અનુસરતું હોવું જોઇએ.

મનુષ્ય જે જે નાનાં સત્કર્મ કરતો હોય છે તેનાં સ્વભાવથી પ્રાપ્ત થનારાં શુભ ફળો એક જ મુખ્ય આધ્યાત્મિક નિયમનો ભંગ કરવાથી ઘણી વાર નાશને પામે છે. આથી સત્શાસ્ત્રાનુસાર શુદ્ધ વિચારને સેવવાની અનિવાર્ય અગત્ય સિદ્ધ થાય છે.

ઘણા મનુષ્યોનું એવું માનવું હોય છે કે આ સંસારમાં તેમને જે સુખ વગેરે પ્રાપ્ત થયું હોય છે તેના કરતાં વધારે પ્રાપ્ત થવાની યોગ્યતાવાળા તેઓ હોય છે; પરંતુ તેઓની કોઈ જ બુજ જાણતું નથી. આમ માનવામાં વારંવાર તેઓ પોતાના કરતાં ઓછા સદાચરણી અને ઓછા બુદ્ધિમાન્ છતાં જેમને વધારે સુખ મળ્યું હોય છે, તેમનાં ઉદાહરણ આગળ ધરે છે. ખરું છે કે આવાં દૃષ્ટાંતો વ્યવહારમાં ઘણાં મળી આવે છે, તોપણ શું આ ઓછી યોગ્યતાવાળા મનુષ્યોએ અધિક યોગ્યતાવાળા મનુષ્યોના જેટલું જ ચિંતાનું સેવન કર્યું હોય છે? શું તેમણે નિરંતર ભયને તેઓના જેટલો જ સેવ્યો હોય છે? સુખ મળવામાં પ્રતિકૂળ માનસિક સ્થિતિઓને શું તેઓ અખંડ રાખી રહ્યા હોય છે? તેઓના પ્રયત્નમાં શું તેમણે અસ્થિર ઇચ્છાઓ, હદઉપરાંત કાળજી, સંતાપ, દ્વેષ, કંટાળો, નિરાશા, નાઉમેદી, દોષદર્શન વગેરે માનસિક અશુદ્ધ ક્રિયાઓને ભેળી છે? જો આમાંનું કશું જ તેઓએ મોટા પ્રમાણમાં ન સેવ્યું હોય તો તેમને અધિક સુખ મળે તેમાં આશ્ચર્યજેવું શું છે? અધિક યોગ્યતાવાળા મનુષ્યોએ આ સઘળા વિકારોને સેવીને, પોતાની અધિક યોગ્યતાથી મળનારાં અધિક ફળનો નાશ કર્યો હોય છે.

મનુષ્ય ઓછી યોગ્યતાવાળો કદાચ હોય તોપણ જેટલી યોગ્યતા તેનામાં હોય તેનો તે ઉત્તમ પ્રકારે સદુપયોગ કરે અને પ્રાપ્ત થનાર ફળને પોતાના અયોગ્ય વિચારોથી તોડી ન નાંખે તો અયોગ્ય વિચારથી પ્રાપ્ત થનાર ફળને નિરંતર તોડી નાંખનાર ભારે યોગ્યતાવાળા મનુષ્યકરતાં પણ અત્યંતગણું અધિક સુખને મેળવે છે.

ઉત્તમ માનસિક શક્તિઓવાળા અને અસાધારણ યોગ્યતાવાળા હજારો મનુષ્યો સંસારમાં હોય છે, પરંતુ તેઓએ કશું જ જાણવાજેવું સિદ્ધ કરેલું હોતું નથી, તેનું કારણ એ છે કે તેઓ નિરંતર અથવા સમયે સમયે અધ્યાત્મશાસ્ત્રના એક અથવા વધારે મુખ્ય નિયમોનું ઉલ્લંઘન કર્યા જ કરતા હોય છે; અને આ જ કારણથી, ઉત્તમ વર્તનવાળા અને સાધુજેવા જણાતા હજારો મનુષ્યોને નિરંતર વ્યાધિ, નિર્ધનતા વગેરે દુઃખો પ્રાપ્ત થયેલાં જોવામાં આવે છે. કેટલીક બાબતોમાં તેઓનું વર્તન અત્યંત નિર્દોષ અને સાધુજેવું હોય છે, પણ બીજી બાબતોમાં તેઓ દોષથી ભરેલા, ભ્રષ્ટ અથવા અસાધુ હોય છે; અને કોઇ માણસ કેટલીક બાબતોમાં ભલે મોટો સાધુ અને સજ્જન હોય પરંતુ જો બીજી બાબતોમાં તેનું જીવન અસદ્વ્યાપારમાં વહન થતું હોય તો તેની અપૂર્ણ સાધુતા બીજાં દુઃખથી તેનું રક્ષણ કરી શકતી નથી.

તમારામાં જેટલી યોગ્યતા છે તેના પ્રમાણમાં ઉત્તમ સુખ મેળવવાની જો તમારી ઇચ્છા હોય તો સત્શાસ્ત્રાનુસાર વિચારને કરો. અર્થાત્ ભય, શોક, ચિંતા વગેરે વિચારોને ત્યજી નિરંતર શુદ્ધ વિચારોને સેવો. પ્રત્યેક પ્રસંગે અંતર્બાહ્ય શુદ્ધ વર્તન જ રાખો, અને જે જે પ્રબલ

કરો તેને સર્વોત્તમ પ્રકારે કરવાની સાથે તેનું ઉત્તમ ફળ મળશે જ, એવી શ્રદ્ધાને સેવો.

જ્યાં સુધી આપણા અંતઃકરણમાં એક પણ નિંદ્ય વિકાર પ્રકટપણે વર્તતો હોય છે, અને જ્યાં સુધી આપણા જીવનના એક પણ નિયમનું અખંડિતપણે ઉલ્લંઘન થયા કરતું હોય છે, ત્યાં સુધી ગમે તે સમયે આપણા ઉપર દુઃખ આવી પડે છે. આ પ્રકારનો નિયમ હોવા છતાં ભૂતકાળમાં આપણાથી થઇ ગયેલી ભૂલોને માટે આજે આપણે ભય ધરવાનું પ્રયોજન નથી. કારણ કે ભય ધરવો, એ અધ્યાત્મશાસ્ત્રના નિયમનો ભંગ છે, અને તેથી કોઇ કાળે પણ આપણે તેને ન ધરવો જોઇએ. વળી પાછલી ભૂલોને માટે ભય ન ધરવાનું બીજું કારણ એ છે કે તેમનું જે ફળ આપણને ભવિષ્યમાં મળવાનો સંભવ છે, તે ફળ આપવાનાં સાધનો તેઓ વડે રચાતાં હોય તે પહેલાં તો તેમનો આપણામાંથી સમૂળ નાશ કરવાને આપણે સમર્થ છીએ.

આમ છતાં જ્યાં સુધી આપણે શુદ્ધ વિચારને સેવતા નથી, ત્યાં સુધી આ ભૂલોના પરિણામનો આપણે સમૂળ નાશ કરી શકતા નથી. જ્યારે શુદ્ધ વિચારનું આપણે સેવન કરીએ છીએ ત્યારે નિયમનો ભંગ થતો અટકે છે; અને તેથી આપણી યોગ્યતાપ્રમાણે જ આપણને ફળ મળવા માંડે છે, તથા આપણે જે જે ઇચ્છીએ છીએ તેજ આપણને મળે છે.

જે આપણને જોઇતું નથી તે કોઇ કોઇ વાર આપણને મળે છે તેનું મુખ્ય કારણ એ છે કે આપણે જેની જરૂર નથી તે કોઇ કોઇ વાર આપીએ છીએ, એટલે કે જેટલું આપી શકવાની આપણામાં યોગ્યતા હોય છે તેનાથી ઓછું જ્યારે આપણે આપીએ છીએ ત્યારે જેટલું આપણને મળ્યું હોત તેના કરતાં આપણને ઓછું મળે છે. જે પ્રકારના આપણે થવું જોઇએ તેના કરતાં ન્યૂનતાવાળા જ્યારે આપણે થઇએ છીએ ત્યારે જેટલું સુખ આપણને મળવું જોઇએ તેના કરતાં ઓછું આપણને મળે છે; અને જ્યારે વધારે ઉચ્ચ સુખને સમજવાને આપણે શક્તિમાન્ થઇએ છીએ ત્યારે ઓછા સુખથી આપણને કદી પણ સંતોષ થઇ શકતો નથી.

આપણી પાસે જે સર્વોત્તમ હોય છે તે આપણે જ્યારે જગતને આપીએ છીએ ત્યારે જગત્ પોતાની પાસે જે સર્વોત્તમ હોય છે તે આપણને આપે છે; પણ જ્યારે આપણે સર્વોત્કૃષ્ટ થતા નથી, આપણાથી બનતી સર્વોત્કૃષ્ટ ક્રિયા કરતા નથી, અને આપણી પાસે જે સર્વોત્તમ હોય છે તે આપતા નથી ત્યારે આપણને સર્વોત્કૃષ્ટ મળતું નથી. જે આપણને જોઇતું હોતું નથી, તે જ આપણને મળે છે.

આપણામાં જે સર્વોત્તમ ગુણો છે, તેને જ્યારે આપણે બહાર કાઢતા નથી, ત્યારે વસ્તુતઃ જે આપણે છીએ તેના કરતાં ન્યૂનતાવાળા જણાઇએ છીએ. આથી આપણે ન્યૂનતાવાળી વસ્તુઓને જ પામીએ છીએ, અને જે આપણે નથી જોઇતું તે મેળવી લઇએ છીએ. વળી આપણામાં જેટલું સિદ્ધ કરવાનું સામર્થ્ય છે તેના કરતાં આપણે ઓછું સિદ્ધ કરીએ છીએ, તેથી જે આપણને મળવું જોઇએ તે આપણને મળતું નથી.

જેમાંતેમાં દોષો જોવાના સ્વભાવથી, આમ થતી સ્થિતિઓમાં પ્રતિકૂળ બુદ્ધિ ધરવાથી, અને મનની વિરોધવાળી સ્થિતિ રાખી રહેવાથી જે આપણને નથી જોઇતું હોતું, તે આપણને મળે છે.

સર્વ સમયે અને સર્વ સ્થિતિમાં જે મનુષ્ય પોતાનામાં રહેલી સર્વોત્કૃષ્ટતાને બહાર

# The Phalanx, ( ફેલેન્કસ ).

મિ. ડેલ્માર ડી ફોરેસ્ટ બ્રાયન્ટ જેઓ અમેરિકાની ધી - એડિરેક્ટેડ એસો-સીએશનના અધ્યક્ષ છે, તથા એક સમર્થ તત્વજ્ઞાની, લેખક તથા કવિ છે, તેમના તરફથી ઉપલા નામનું માસિક ગયા જાન્યુઆરીથી પ્રકટ થાય છે. વિચાર કરી શકે એવા તથા સમજી શકે એવા પુરુષોને માટે તે કાઢવામાં આવે છે. ઉચ્ચ વિચારો સમજવાને જેઓ અસમર્થ છે, તથા સ્વાર્થમાં જેઓ રચીપચી રહ્યા છે, તેમણે આ માસિક મંગાવવા શ્રમ લેવો નહિ. એનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૨-૦ છે. સ્વતંત્રપણે મંગાવનારને ખર્ચ સાથે રૂ. ૩-૮-૦ થશે નીચે સહી કરનારમારફતે મંગાવવાથી રૂ. ૩-૪-૦ માં મળી શકશે. નમૂનાનો પ્રથમ અંક જેની સાથે મિ. બ્રાયન્ટની છબી આપવામાં આવે છે, તે પાંચ આનાની ટીકીટો મોકલનારને મોકલવામાં આવશે. અંક પસંદ પડ્યે ગ્રાહક થવા ઇચ્છનારે પાંચ આના કાપીને બાકીનું લવાજમ મોકલવું. પ્રથમ અંકમાં બીજા વિષયોમાંથે રૂબાર્બના ઉદ્યોગસંબંધે વિસ્તારથી લખવામાં આવ્યું છે. ધી એડિરેક્ટેડ એસોસીએશન અને તેના પ્રેસિડેંટ મિ. બ્રાયન્ટને મુંબઇનાં ગુજરાતી વગેરે પત્રોએ એક પક્ષની અપૂર્ણ હકીકતને આધારે પ્રપંચો અને ઇતરરીતે કેટલાંક અઠવાડીયાં ઉપર પ્રસિદ્ધ કરીને પ્રજાને આડે માર્ગે દોરવાનો, નિષ્પક્ષપાત પત્રકારોને ન શોભે એવો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં તેઓએ કેવો ઉતાવળીઓ અને છાછરો સ્વભાવ દર્શાવ્યો છે તે પ્રજા હવે પછી જોશે. લૉસ એન્જેલીસમાં ત્રિશ વર્ષથી પ્રકટ થતું એક અત્યંત પ્રતિષ્ઠિત પત્ર The California Cultivator એ પોતાની તા. ૧૬ મી એપ્રિલના અંકમાં મિ. બ્રાયન્ટના રૂબાર્બના ઉદ્યોગસંબંધમાં એક વિસ્તારવાળો લેખ પ્રકટ કર્યો છે, તેમાં તે લખે છે કે Mr. Bryant had been in the publishing business in the city of Chicago, and was the writer of note along other lines beside that for his own publications વળી તે આગળ લખે છે કે It is also a credit to men of Mr. Bryant's class to come here and put in their means to develop this great industry.........આવા એક સુપ્રસિદ્ધ વિદ્વાનના માસિકમાં જિજ્ઞાસુને ઘણું જાણવાનું હોય એ સ્પષ્ટ જ છે. ખાસ કરીને Hermetic Philosophy નો અભ્યાસ કરનારાઓને આના જેવું અન્ય માસિક મળવું દુર્લભ છે. અંગ્રેજી ભાષાનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન નહિ ધરાવનારાઓએ આ માસિક મંગાવવું નહિ.

व्यवस्थापक, महाकाल बडोदरा.

Registered No. B. 185.




रूप (पुस्तक) २०.—श्रावण कृष्ण० १४. संवत् १९६४, दर्शन (अंक) १०.

श्लोकः।

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूमकलेवरस्य ।
यस्येह तस्य भगवंस्तव साङ्गनस्य
रीत्या कया भवति धूलिकणे निवासः ॥

અર્થ:—હે ભગવન્! ભૂમા અર્થાત્ અતિ મહાન્ વિગ્રહવાળા આપ, જેમનું સિંહાસન રચવામાટે વિશાલ આકાશ પણ ખરે પૂરતું થયું નહિ, તે આપની માયાશક્તિસાથે શી રીતે ભૂલોકમાં ધૂળના રજકણમાં મોકળાશથી રહી શકો છો ?

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

શ્રી "સત્યવિજય" પ્રેસ.—પાંચકૂવા, નવા દરવાજા—અમદાવાદ.

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रश्नानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઇ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.



रूप (पुस्तक) २९—श्रावण. कृष्ण० १४. सवत् १९६४. दर्शन (अक) १०

॥ ॐ श्रीं ॥

# स्वरूपोत्थित स्थितिना अनुभवोद्गार.

પદ. ( આહા ! વસતે શી ખીલી વાવાડીઓ—એ લય )

રમતાં સ્વરૂપે શો આ અનુભવ ઉલટ્યો, કોણે દર્શાવ્યો કોણે ભાળ્યો રે;
એક છતાં હું અહા ! ભાસું અનેકમાં, કોઈસમે કહીં ન મને ન્યાળ્યો રે—
અણછતું અળગું અહં થયું, તોપણ નિજપદમાંહ્ય,
રચી સંકલ્પ યથાવિધિ, વિવર્તરૂપે થાય.
અનવધિ આકાશમાં ન્યુ હું રહ્યો ધાર,
સ્થૂલ સૂક્ષ્મ ભેદથી પ્રસારૂં ભલી ભાત
સર્વ ને સ્વતંત્ર છતાં, મુજથી અધીન,
મુજથી પર દીસે છતાં, મુજમાં અભિન્ન
અટપટું એવું બ્રહ્માંડ, વિલાસ મારો રે,
મુજ રૂપ છતાં ધરી ભેદ, દીસે ન્યારો રે.
વર્તે સઘળો વિવર્ત સ્વચ્છંદે રે, જાણે મુજને નહિ કે નિજને નહિ,
રચું ખેલ આ વિધિ હું આનંદે રે, સર્વથી ન્યારો વહી વળી તેમાં રહી.
ગામી શૂન્યે જતાં હું ન જાણું રે, ખેલ રચ્યો કોણે અને ક્યારે, કહીં.

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૫ થી)

આ પ્રમાણે ત્રણ આચાર્યના મતપ્રમાણે આ પ્રસંગના વિરોધ પરિહાર જણાવ્યા તેમાં જે કાશકૃત્સ્ન આચાર્યનો સિદ્ધાન્ત છે તે જ શ્રુતિઅનુસારી છે એ પૂર્વે કહ્યું છે, તેથી તે જ

વિશેષ આદર કરવાયોગ્ય છે. માટે જીવાત્મા અને પરમાત્માનો જે ભેદ છે તે વાસ્તવિક નથી પણ અવિદ્યાવડે અસ્તિત્વમાં આવતાં નામરૂપથી રચાયેલા દેહાદિ ઉપાધિને લીધે છે. સર્વ વેદાન્તવાદીએ આ સિદ્ધાન્ત સ્વીકારવો જોઇએ, કેમકે सदेव सोम्येदमग्र आसीद्, एकमेवाद्वितीयम्, आत्मैवेदं सर्वम्, ब्रह्मैवेदं सर्वम्, इदं सर्वं यदयात्मा, नान्योऽतोऽस्ति द्रष्टा—હે સૌમ્ય! આ ઉત્પત્તિપૂર્વે સદ્રૂપ હતું, એક અદ્વિતીય આત્મા, આ સર્વ આત્મારૂપ જ છે, આ સર્વ બ્રહ્મરૂપ જ છે, આ સર્વ જે છે તે આત્મા છે, આત્માથી વ્યતિરિક્ત કોઈ દ્રષ્ટા નથી—ઇત્યાદિ શ્રુતિઓ તથા वासुदेवः सर्वम्, क्षेत्रज्ञं चापिमां विद्धि सर्वक्षेत्रेषु भारत, समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्—સર્વ વાસુદેવ છે, સર્વ ક્ષેત્રમાં રહેલો ક્ષેત્રજ્ઞ તે હું છું એમ જાણ, સર્વ પ્રાણીમાં સર્વ પદાર્થમાં એક સરખી રીતે રહેલા પરમેશ્વરને—ઇત્યાદિ સ્મૃતિઓ એ જ અર્થને પોકારી કહે છે. अन्योऽसावन्योहमस्मीति न स वेद यथा पशुः, પરમાત્મા અન્ય છે અને હું અન્ય છું એમ જે માને છે તે પશુની માફક અજ્ઞાન છે, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति। જે આ આત્મામાં લેશ પણ ભેદ જુએ છે, તે કદિ સંસારથી મુક્ત થતો નથી—ઇત્યાદિ વચનો ભેદદર્શનની નિન્દા કરે છે. स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म—આ આત્મા મહાન્ છે, ઉત્પત્તિથી રહિત છે, જરાથી રહિત છે, મરણથી રહિત છે, અમૃત છે, અભય છે, અને બ્રહ્મ છે ઇત્યાદિ શ્રુતિ સર્વ વિકારોનો આત્મામાં નિષેધ કરી જીવ બ્રહ્મના વિકારરૂપ છે એમ માની પ્રવૃત્ત થતા ભેદાભેદવાદનો નિષેધ કરે છે. વળી ભેદ જો સત્ય હોય તો ભેદજ્ઞાન પણ યથાર્થ જ્ઞાન છે, તો પછી હું બ્રહ્મ છું એ પ્રકારનું અભેદજ્ઞાન નિર્બાધપણે કેવી રીતે ઉદય થાય? એ અભેદજ્ઞાનનો ભેદજ્ઞાન બાધ જ કરે. તેથી ભેદ સત્યત્વવાદીનાં મતપ્રમાણે નિર્બાધ અભેદજ્ઞાન થવાનો સંભવ નહિ હોવાથી મુમુક્ષુને મોક્ષનો જ સંભવ રહેતો નથી. કારણ કે वेदान्तविज्ञान सुनिश्चितार्थाः એ શ્રુતિ તથા तत्र को मोहः शोक एकत्वमनुपश्यतः એ સ્થિતપ્રજ્ઞનું સ્વરૂપ જણાવનાર સ્મૃતિ સ્પષ્ટ કહે છે કે અપવાદરહિત 'હું બ્રહ્મ છું' એ પ્રકારનો નિશ્ચય જ શોકાદિનો નિવર્તક છે. તેથી જીવબ્રહ્મનો અભેદ જ સત્ય સિદ્ધાન્ત છે. જેમ સ્તંભ અને કુંભ, એ બે નામો ભિન્ન છે તેથી સ્તંભ અને કુંભનો ભેદ છે, તેમ ક્ષેત્રજ્ઞ અને પરમાત્મા એ બે પર્યાય શબ્દ નથી માટે ક્ષેત્રજ્ઞ—જીવ અને પરમાત્માનો ભેદ લેવો એ આગ્રહ તે નિરર્થક છે; કેમકે એ જ આત્મા જીવત્વ, ઈશ્વરત્વ આદિ વિવિધ ઉપાધિને લીધે ભિન્ન ભિન્ન નામોથી વ્યવહારાય તેમાં ભેદને પામે તેમ નથી. બુદ્ધિમાં રહેલો તે જીવ છે એમ ભેદવાદી માને છે પણ શ્રુતિ તેને જ બ્રહ્મ કહી વર્ણે છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायाम्—સદ્રૂપ અને ચિદ્રૂપ બ્રહ્મ છે તેને બુદ્ધિરૂપ ગુહામાં રહેલું તે જુએ છે—એ શ્રુતિ કોઈ ગુહાવિશેષમાં બ્રહ્મ રહે છે એમ કહેતી નથી પણ સર્વ બુદ્ધિમાં પરમાત્મા રહેલા છે એમ કહે છે, તેથી બુદ્ધિરૂપ ગુહામાં રહેલા જીવની સાથે પરમાત્માનો અભેદ જ છે. तत्सृष्ट्वा तदेवानु प्राविशत्—તેને સર્જી તેમાં પોતે પરમાત્મા પ્રવેશ્યા—એ શ્રુતિ સ્પષ્ટ કહે છે કે બ્રહ્મથી અતિરિક્ત કોઈ બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત થયેલો નથી. તેથી સર્વથા જીવબ્રહ્મનો અભેદ છે. અને જેઓ ભેદનો આગ્રહ કરે છે તેઓ વેદના અર્થને બાધ કરે છે, મોક્ષનું સાધન જે અભેદજ્ઞાનરૂપ તત્ત્વજ્ઞાન તેને બાધિત ઠેરવે છે, મોક્ષને અનિત્ય ઠેરવે છે અને યુક્તિપૂર્વક વિચાર કરતા નથી. તેથી કાશકૃત્સ્નનો જે અભેદસિદ્ધાન્ત છે તે જ શ્રુતિસ્મૃતિનો સિદ્ધાન્ત છે. અને એ સિદ્ધાન્તાનુસાર જીવોપક્રમ અને જીવોપસંહારનો

પરમાત્માના પરિગ્રહ કરવાના પક્ષમાં પરિહાર થઇ જાય છે. તેથી આ પ્રસ્તુત પ્રકરણમાં પરમાત્મા વેદિતવ્યરૂપે ઉપદિષ્ટ છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે આ અધિકરણને વિસ્તારથી ચર્ચી સમાપ્ત કરી હવે અન્ય અધિકરણ રચી બ્રહ્મ એ વિશ્વનું અભિન્નનિમિત્તોપાદાન છે એ સિદ્ધાન્ત શ્રીસૂત્રકાર સ્થાપે છે.

**प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ॥ २३ ॥**

**સૂત્રાર્થ**:—પ્રતિજ્ઞા તથા દૃષ્ટાન્તનો બાધ ન થાય તે માટે બ્રહ્મ (કેવલ નિમિત્તકારણ નહિ પણ નિમિત્તકારણ અને) ઉપાદાન કારણ છે, એ પણ સ્વીકારવું જોઇએ.

**प्रकृतिः**—એટલે ઉપાદાન કારણ.

જેમ અભ્યુદયનો હેતુ હોવાથી ધર્મ જિજ્ઞાસ્ય છે તેમ નિઃશ્રેયસનો હેતુ હોવાથી બ્રહ્મ પણ જિજ્ઞાસ્ય છે, એ ૧-૧-૧ માં જણાવ્યું અને ૧-૧-૨ માં એ બ્રહ્મનું લક્ષણ કર્યું કે જે જગતના જન્માદિનું કારણ છે તે બ્રહ્મ છે. ત્યાં કારણ બે પ્રકારનું છે. જેમ ઘટનું મૃત્તિકા, કડાંસાંકળાંનું સુવર્ણ કારણ છે તેમ જે વિકારની પ્રકૃતિ હોય તે ઉપાદાન કારણ છે અને તે એક પ્રકારનું કારણ છે, અને જેમ કુંભાર, સોની વગેરે ઘટ, અલંકારાદિનાં બનાવનાર હોવાથી નિમિત્તકારણ છે તેમ જે વિકારનું નિમિત્તકારણ હોય તે બીજા પ્રકારનું કારણ છે. સૂત્ર ૧-૧-૨ માં બ્રહ્મને માત્ર કારણ કહ્યું છે, પણ તે આ બેમાંથી કેવા પ્રકારનું કારણ છે તે નિર્ણય કર્યો નથી તેથી એ પ્રશ્ન થાય છે.

આ સંશય થતાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે બ્રહ્મ કેવલ નિમિત્ત કારણ છે અને ઉપાદાન કારણ નથી. એના હેતુઓ આ પ્રમાણે છે. **स ईक्षांचक्रे, सप्राणमसृजत**–તેણે સંકલ્પ કર્યો, તેણે પ્રાણને ઉત્પન્ન કર્યો–ઇત્યાદિ અનેક શ્રુતિઓ સંકલ્પપૂર્વક બ્રહ્મનું સ્રષ્ટૃત્વ વર્ણવે છે. એ પ્રકારનું કર્તૃત્વ તે કુલાલાદિ નિમિત્ત કારણોમાં જ રહેલું દેખાય છે. અને મૃત્તિકાઆદિ ઉપાદાન કારણમાં રહેલું દષ્ટ નથી. વળી લોકમાં જોઇએ છીએ તો ક્રિયાના ફલની સિદ્ધિ થવા એક કારણની અપેક્ષા હોતી નથી, પણ અનેક કારણો મળે છે ત્યારે એ સિદ્ધિ થાય છે. કર્તા અનેક કારકને ભેગાં કરી કાર્ય રચે છે, એ ન્યાય આદિ કર્તૃબ્રહ્મમાં પણ લગાડી શકાય છે. બ્રહ્મ કર્તા હોવાથી ઉપાદાન કારણ થઇ શકે તેમ નથી. વળી રાજા, વૈવસ્વત આદિ જેઓ ઈશ્વર મનાય છે તે સર્વમાંથી કોઇ પણ ઉપાદાન કારણ નથી, પણ નિમિત્તકારણ માત્ર જ હોય છે તેથી બ્રહ્મ પણ ઈશ્વર હોવાથી કેવલ નિમિત્તકારણ હોવું ઘટે છે. વળી કાર્યરૂપ આ જગત્ સાવયવ છે, અચેતન છે અને અશુદ્ધ છે, કાર્ય અને ઉપાદાન કારણનું સારૂપ્ય જ્યાં ત્યાં હોય છે, તેથી આવા જગત્‌નું ઉપાદાન કારણ પણ આવું જ સાવયવ, અચેતન અને અશુદ્ધ હોવું ઘટે. બ્રહ્મ એ પ્રકારનું નથી કેમકે **निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्**—બ્રહ્મ નિરવયવ છે, અચલ છે, અપરિણામિ છે, સમગ્ર દોષશૂન્ય છે અને તમસથી રહિત છે–એ શ્રુતિ બ્રહ્મને જગતથી વિલક્ષણ ધર્મવાળું જણાવે છે. તેથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ ઘટતું નથી. માટે પરિશેષાત્ બ્રહ્મથી અન્ય, અશુદ્ધિ આદિ ધર્મવાળું કોઇ સ્મૃતિપ્રસિદ્ધ તત્ત્વ જેવું કે પ્રધાન તે જગતના ઉપાદાન કારણરૂપ સ્વીકારવું જોઇએ, અને બ્રહ્મને કારણ દર્શાવનાર શ્રુતિને નિમિત્તકારણનું પ્રતિપાદન કરનાર લેવી જોઇએ.

આ રીતનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત જણાવ્યો કે બ્રહ્મને કેવલ નિમિત્ત કારણ ન લેતાં ઉપાદાનકારણ પણ લેવું જ જોઇએ, કેમ કે તેમ નહિ લઇએ તો શ્રુતિમાં

કહેલી પ્રતિજ્ઞામાં બાધ આવે છે અને ત્યાં આપેલા દૃષ્ટાન્તો પીડાય છે. ત્યાં उत तमादेशमप्राक्षो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम्—તેં તે તત્ત્વ પૂછ્યું કે જેના જ્ઞાનથી અશ્રુત શ્રુત થઇ જાય છે, મનનો વિષય નહિ થયેલા મનનો વિષય થઇ જાય છે અને બુદ્ધિનો અવિષય થયેલા બુદ્ધિનો વિષય થઇ જાય છે–એ આદિ વાક્યોમાં દર્શાવેલી પ્રતિજ્ઞા છે અર્થાત્ એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થઇ જાય છે, બ્રહ્મજ્ઞાનથી સર્વનું જ્ઞાન થઇ રહે છે એ પ્રતિજ્ઞા છે. ઉપાદાનકારણથી કાર્ય ભિન્ન નથી તેથી ઉપાદાનકારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થઇ જાય એ ઉચિત છે. પણ સુથારાદિ નિમિત્તકારણથી તેના કાર્યરૂપ પ્રાસાદાદિ ભિન્ન દેખાય છે તેથી નિમિત્તકારણથી કાર્ય ભિન્ન હોવાથી નિમિત્તકારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થઇ જાય એ અસંગત છે. તેથી આ પ્રતિજ્ઞાની સિદ્ધિ તે બ્રહ્મ ઉપાદાન કારણ છે એ સેવાથી જ થાય છે. માટે પ્રતિજ્ઞાનો ઉપરોધ ન થાય તે માટે બ્રહ્મને ઉપાદાન કારણ સ્વીકારવું જોઇએ, એમ શ્રીસૂત્રકારે જણાવ્યું. વળી શ્રૌત દૃષ્ટાન્ત છે કે यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्–હે સૌમ્ય! જેમ એક મૃત્પિણ્ડનું જ્ઞાન થવાથી સર્વ મૃત્તિકાના વિકારોનું જ્ઞાન થઈ જાય છે કારણ કે જે વિકાર છે તે વાચારંભણ નામ માત્ર છે અને જે મૃત્તિકારૂપ કારણ છે તે જ સત્ય છે—एकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यादेकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातं स्यात् એક સુવર્ણની લગડી જાણવામાં આવે તો સર્વ સુવર્ણના વિકારો જણાઇ જાય છે, તથા એક નરેણીનું જ્ઞાન થાય તો સર્વ લોહવિકારોનું જ્ઞાન થઈ જાય છે—ઇત્યાદિ આ સંબંધમાં આપેલા દૃષ્ટાન્તોમાં ઉપાદાન કારણના જ્ઞાનથી જ તેનાં કાર્યોનું જ્ઞાન થઇ જાય છે, એમ સૂચવ્યું છે. તેથી એ દૃષ્ટાન્તને અનુસરતાં પણ બ્રહ્મ ઉપાદાન કારણ પણ હોવું જોઇએ, એ સમજાય છે. આ જ પ્રકારે મુણ્ડકોપનિષદ્માં પણ कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति—હે ભગવન્! કોનું જ્ઞાન થયે આ સર્વનું જ્ઞાન થઇ જાય છે—એ પ્રતિજ્ઞા છે અને यथा पृथिव्यामोषधयः संभवन्ति—જેમ પૃથ્વીમાં ઔષધિ ઉગે છે—ઇત્યાદિ દૃષ્ટાન્ત છે. બૃહદારણ્યકોપનિષદ્માં પણ आत्मनि खल्वरे दृष्टे श्रुतेमते विज्ञाते इदं सर्वं विदितम्—અરે, આત્માનું દર્શન થયે, શ્રવણ મનન વડે જ્ઞાન થયે આ સર્વ જણાઇ જાય છે—એ પ્રતિજ્ઞા છે અને स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्यान् शब्दान् शक्नुयाद् ग्रहणाय—જેમ દુંદુભિનું હનન થાય છે ત્યારે તે પુરુષ બાહ્ય શબ્દોને ગ્રહણ કરવા શક્તિમાન્ થતો નથી-ઇત્યાદિ દૃષ્ટાન્ત છે, આ પ્રકારે પ્રત્યેક ઉપનિષદ્માં આવી પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્ત દેખાય છે કે જે બ્રહ્મની ઉપાદાનકારણતા જણાવે છે. આ પ્રમાણે પ્રતિજ્ઞાસિદ્ધિઆદિ લિંગથી બ્રહ્મની ઉપાદાનકારણતા સિદ્ધ છે એટલું જ નહિ પણ यतो वा इमानि भूतानि जायन्ते એ શ્રુતિમાં પણ यतः પદ છે તેની પંચમી શ્રુતિ પણ એ જ અર્થને સિદ્ધ કરે છે. जनिकर्तुः प्रकृतिः એ પાણિનિ ૧–૪–૩૦ થી જે જાયમાન કાર્ય તેની પ્રકૃતિ, તેનું ઉપાદાન કારણ તે અપાદાન કહેવાય અને અપાદાન સંજ્ઞા થઇ એટલે अपादाने पंचमी ૨, ૩, ૨૮ એ સૂત્રપ્રમાણે એ પંચમીમાં આવે. આ નિયમોપ્રમાણે यतः એમાં પંચમીનો તસ્ પ્રત્યય છે તે જણાવે છે કે यत् શબ્દવાચ્ય બ્રહ્મ તે જગતરૂપ કાર્યની પ્રકૃતિ છે. તેથી બ્રહ્મની ઉપાદાનકારણતા શ્રુતિસિદ્ધ છે. બ્રહ્મ નિમિત્તકારણ તો છે જ, એ પૂર્વપક્ષીએ પણ સ્વીકાર્યું છે. છતાં તે નહિ સ્વીકાર્યું હોય તોપણ બ્રહ્મનો કોઇ અન્ય અધિષ્ઠાતા

નથી તેથી પણ એ નિમિત્તકારણ છે એ સિદ્ધ થાય છે. જેમ લોકમાં મૃત્તિકા, સુવર્ણ આદિ ઉપાદાનકારણોનો કુંભાર, સોની આદિ અધિષ્ઠાતા હોય છે અને તેની અપેક્ષા રાખી, તેની સહાયથી જ એ ઉપાદાન કારણો તે તે કાર્યને ઉપજાવે છે, તે પ્રમાણે બ્રહ્મનો કોઈ અધિષ્ઠાતા નથી, સૃષ્ટિપૂર્વે બ્રહ્મ એક અદ્વિતીય હતું, એમ શ્રુતિ નિર્ણય કરે છે તેથી બ્રહ્મથી અતિરિક્ત કોઇ વસ્તુ તે સમયે છે જ નહિ કે જેની અપેક્ષા રાખી બ્રહ્મ પ્રવૃત્તિ કરે; તેથી અન્ય અધિષ્ઠાતાનો અભાવ હોવાથી બ્રહ્મ નિમિત્તકારણ પણ છે. બ્રહ્મથી અતિરિક્ત કોઇ અધિષ્ઠાતા નથી એ અર્થની સિદ્ધિ પણ આ સૂત્રમાં જણાવેલા જ હેતુઓ કરે છે. જો બ્રહ્મથી અતિરિક્ત કોઇ બ્રહ્મનો અધિષ્ઠાતા હોય તો બ્રહ્મના જ્ઞાનથી તેનું જ્ઞાન નહિ થઇ શકે, તેથી એક જ્ઞાનથી સર્વનું જ્ઞાન થઇ જાય છે, એ પ્રતિજ્ઞાનો અને એને સ્પષ્ટ કરનાર દૃષ્ટાન્તોનો ઉપરોધ જ થશે. તેથી અધિષ્ઠાતાના અભાવને લીધે બ્રહ્મ કર્તા છે, અને અન્ય ઉપાદાનનો અસંભવ હોવાથી બ્રહ્મ ઉપાદાન છે એમ બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન સ્વીકારવું જોઇએ.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રીસૂત્રકાર અન્ય હેતુ જણાવે છે.

(અપૂર્ણ.)

---

# हृदयमां ज्ञानरवि प्रकटाववा इष्टने अभ्यर्थना.

પદ. ( આવોને મારે મંદિરીએ જગરાય, એ લય. )

નાંખો આ મારે ઉર પ્રભુ જ્ઞાનપ્રકાશ, અવર મારે કોઈ હવે નથી આશ.
ઇચ્છું ન હું પ્રભુ, પુત્ર અને દારા, વિભવ મને લાગે ન અતિ પ્યારા,
ભુવન ઉપવન દિવ્ય પણ ખારાં, ગુંદવા ન ગમે ભોગતણા ગારા,
શું કરૂં તેને, થાય જે અંતે વિનાશ. નાંખો૦
બેસું હું પ્રભો ! આપપ્રતિ જોઇ, ભાળું ન બેલી આપવિના કોઇ,
સાચું દો જ્ઞાન યાચું પ્રભુ રોઇ, વિકળતાથી ધીરજ, છે ખોઇ,
પ્રકટાવો જ્ઞાનઅર્ક હૃદયઆકાશ. નાંખો૦
વ્યાપેલું જ્યાં ત્યાં જોઉં હું અંધારૂં, જગત્ આખું અથડાતું બિચારૂં,
નિરખું ન જ્ઞાનતેજ ક્યાંહિ ચારૂ[1], નિઃસારે શું અહીં મનને ઠારૂં,
[2]નવનીત આપો, તુચ્છ ન ઇચ્છું હું છાશ. નાંખો૦
શાસ્ત્રોને વાંચું, સાધનને સેવું, હજી પણ મનનું તિમિર એવું ને એવું,
જાણું, શું સાધીને, છે [3]ઇદં જેવું, કો વિધિ ખોલી જ્ઞાનનયન દેવું,
મથી મથી હવે છેક થયો છું નિરાશ. નાંખો૦
ગુંચો આ મારી ગુરુવર ઉકેલો, જાઉં હું થાવા કોનો હવે ચેલો,
ઉછેરો આપે રોપેલો વેલો, આપનો છું યદ્યપિ મેલો ઘેલો,

---

૧ સુંદર. ૨ માખણ. ૩ આ દશ્ય જે પ્રકારનું છે, તે પ્રકારનું જ્ઞાન શું સાધીને પ્રાપ્ત કરૂં ?

હેઠી ન મૂકો કૃષ્ણ ! આ રથની રાશ, નાંખો૦

નરહરિ પ્રભો ! હૃદય હવે ચાંપો, સંતપ્ત શિશુને આશ્વાસન આપો,
પ્રતિબંધઅભ્રો સઘ હવે કાપો, હૃદયનભમાં જ્ઞાનરવિ સ્થાપો,
જોશો ન શિશુના અધિક હવે નિઃશ્વાસ, નાંખો૦

---

# श्रीसद्गुरु कोण होइ शके ? गृहस्थ के संन्यासी ?

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૩૦ થી )

આ ભાષ્યમાં જે સંન્યાસાશ્રમનું વિધાન કર્યું છે તેને જ દર્શાવનારં શાંકર વેદાન્તીનાં અનેક વચનો છે. સંન્યાસાશ્રમને સૂચવનાર ત્રણ પ્રકારનાં વચનો શ્રુતિસ્મૃતિમાં અને શાંકરવેદાન્તમાં છે. કેટલાંક વચનો તત્ત્વજ્ઞાનપૂર્વે તત્ત્વજ્ઞાનને માટે લેવામાં આવતા સંન્યાસનું પ્રતિપાદન કરે છે. આ સંન્યાસ તે વિવિદિષા સંન્યાસ છે. જીવન્મુક્તિવિવેકમાં ( પૃષ્ઠ ૨. ) જણાવ્યું છે કે **विविदिषया संपादितत्वादयं विविदिषासंन्यास इत्यभिधीयते । अयं च वेदनहेतुः ॥** બ્રહ્મજ્ઞાનની તીવ્ર ઇચ્છારૂપ વિવિદિષા ઉત્પન્ન થવાથી કરવામાં આવતો હોવાથી આ સંન્યાસ વિવિદિષા સંન્યાસ કહેવાય છે, અને એ બ્રહ્મજ્ઞાનમાં સાધનરૂપ છે. બીજો સંન્યાસ તત્ત્વજ્ઞાન થયા પછી લેવાય છે, અને તે વિદ્વત્ સંન્યાસ કહેવાય છે. તૃતીય સંન્યાસ તે આ બંનેમાંથી કોઇ પણ પ્રકારનો નથી, પણ ક્રમપ્રાપ્ત થવાથી લીધેલો સંન્યાસ છે કે જે સંન્યાસ લીધા પછી બ્રહ્મજ્ઞાનમાટે તેઓ પ્રયત્ન કરતા નથી પણ સગુણ બ્રહ્મની ઉપાસના આદિમાટે તથા તપશ્ચરણમાટે પ્રયત્ન કરે છે. આ ત્રણેનું પ્રતિપાદન શાસ્ત્રમાં આવે છે. જેમનાં મગજ અનંગવિલાસના સેવનથી આકુલવ્યાકુલ થઇ ગયાંછે તેઓ આ પ્રકારની મગજની અવ્યવસ્થાને લીધે આ ત્રણ સંન્યાસમાં વિવેક કરી શકતા નથી. જેમ અડદ દેખી ભૂત ભડકે છે, તેમ જેઓ સત્ય જોઇ ભડકી નાસે છે તેઓ આ ત્રણેનો વિવેક જાણીજોઇને કરતા નથી, કેમકે તેમ થવાથી તેમનું મત ખંડન થઈ જાય છે, અને તેઓ મતાંધતામાં એટલા સપડાયેલા છે કે તે તેમને પિશાચિકાની માફક વળગેલી છે. અન્ય કેટલાક પુરુષો પ્રમાણનો ( એટલે માત્ર વાક્યોનો ) હારડો કરવાથી ફુલીને ફાળકા થવાની લાલસાવાળા છે, અને ઘણાં વાક્યો ગમે ત્યાંથી શોધી સંગ્રહવાળાં હોય કે નહિ તોપણ લોકઆગળ મૂકવાથી શ્રદ્ધા તો નહિ છેતરાય પણ કેટલાક અજ્ઞાન મનુષ્યો તો 'આપણી વિદ્વત્તા માની અંજાઇ જઇ છેતરાઇ જશે' એવું ધારી આ સંન્યાસોનો વિવેક કરતા નથી. આ પ્રકારે પ્રવૃત્તિ કરનાર પુરુષો સંત જનસમાજને શિખાઉ શરાફ કે જે ગીની, રૂપીઆ અને પૈસાનો ભેદ ન ગણી સર્વને એક કોથળીમાં ભરવાનો અવિવેક કરે છે તેનું ભાન કરાવે છે, પણ વેદાન્તનું પરિશીલન કરનારે આ ત્રણેનો વિવેક કરવો આવશ્યક છે. દિગ્દર્શન કરાવવા થોડાં વાક્યો દર્શાવીએ. **ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते ॥** ( છાં. ઉ. ૫-૧૦-૧ ), **तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये ।** ( મુ. ૧. ૨. ૧૧. ) આ આદિ વાક્યો તૃતીય પ્રકારના સંન્યાસનું સૂચન કરે છે. પ્રથમની છાંદોગ્યશ્રુતિ આ પ્રમાણે છે કે **तद्य इत्थं विदुः । ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसंभवन्ति ॥** જે ગૃહસ્થો આ પંચાગ્નિ વિદ્યા જાણે છે તે ગૃહસ્થો તથા જે સંન્યાસીઆદિ શ્રદ્ધાવાળા તથા તપસ્વી હોય છે તે સર્વ

અર્ચિરાદિ-માર્ગને પામે છે. એ શ્રુતિપરનું શાંકરભાષ્ય કહે છે કે, ये चारण्योपलक्षिता वैखानसाः परिव्राजकाश्च અહિં અરણ્ય પદ છે તેથી યે એ પદવડે વૈખાનસ એટલે વાનપ્રસ્થ તથા સંન્યાસી એ બન્નેનું ગ્રહણ કરવું, અને એ જ પ્રસંગમાં નૈષ્ઠિક બ્રહ્મચારીને પણ આમાં લીધા છે, તેથી આ શ્રુતિનો શ્રી શંકરાચાર્ય પ્રમાણે એ અર્થ થાય છે કે જે નૈષ્ઠિક બ્રહ્મચારી, વની તથા સંન્યાસી શ્રદ્ધાવાળા અને તપસ્વી થાય છે,તે તથા જે સગુણ બ્રહ્મનેઉપાસે છે તે સર્વ દેવયાનને પામે છે મુણ્ડકશ્રુતિ પણ આવી આ પ્રમાણે છે કે तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः । सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति ॥ અને એ પરનું શાંકરભાષ્ય જણાવે છે કે ये पुनस्तद्विपरीतज्ञानयुक्ता वानप्रस्थाः संन्यासिनश्च...श्रद्धा हिरण्यगर्भादि विषया विद्या...शान्ता उपरतकरणग्रामाः विद्वांसो गृहस्थाश्च ज्ञानप्रधाना इत्यर्थः ॥ જે વની તથા સંન્યાસીઓ સ્વાશ્રમવિહિત કર્મરૂપ તપને અને હિરણ્યગર્ભરૂપ જે સગુણ બ્રહ્મ તેની ઉપાસનારૂપ વિદ્યાને, અરણ્યમાં રહી, સેવે છે તથા જે જ્ઞાનપ્રધાન ગૃહસ્થો એ જ તપસ્ અને શ્રદ્ધાને સેવે છે તે સર્વ સૂર્યદ્વારા બ્રહ્મલોકને પામે છે. આ પ્રમાણે આ બે શ્રુતિનો અર્થ કરેલો છે. તેથી સર્વને સ્પષ્ટ થાય તેમ છે કે એ શ્રુતિમાં પ્રથમ તો સંન્યાસીનું જ કથન નથી, પણ વની અને નૈષ્ઠિક બ્રહ્મચારી પણ તેની સાથે જ લીધા છે અને વળી, જે ફળ એ સંન્યાસીને કહ્યું છે તે જ ગૃહસ્થોને પણ કહ્યું છે, તથા અહિં જે સંન્યાસ કહ્યો છે તેને, તથા તત્ત્વજ્ઞાનને સંબંધ નથી, એ સંન્યાસ તત્ત્વજ્ઞાનના સંબંધનો છે જ નહિ,[1]– તેથી આ અને આવાં વાક્યો કે જે તત્ત્વજ્ઞાન સાથે સંબંધવાળાં નથી, તત્ત્વજ્ઞાનમાટેના તથા સાર પછીના સંન્યાસનો લેશ પણ જેમાં નથી તે અત્ર કોઇ રીતે ઉપયોગનાં નથી છતાં એ પણ સંન્યાસીઓને એક પ્રકારનું કર્ત્તવ્ય સૂચવે છે અને તેથી તૃતીય સંન્યાસને દર્શાવનાર હોવાથી અત્ર દિગ્દર્શનાર્થે બતાવવામાં આવ્યા છે.

અન્ય વાક્યો આથી ભિન્ન પ્રકારનાં એટલે વિદ્વત્સંન્યાસનાં દર્શાવનાર છે. એનું વિવેચન આગળ કરવામાં આવશે, છતાં દિગ્દર્શનાર્થે અત્ર આ એક શ્રુતિ જણાવીએ છીએઃ— एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ॥ ( बृ. कहोल ब्राह्मण १. ) આ શ્રુતિનો અર્થ કરતાં શ્રીશંકરાચાર્ય કહે છે કે तमेतं वा आत्मानं स्वं तत्त्वं विदित्वा ज्ञात्वाऽयमहमस्मि परं ब्रह्म सदा संसारविनिर्मुक्तं नित्यतृप्तमिति ब्राह्मणाः । ब्राह्मणानामेवाधिकारो व्युत्थानेऽतो ब्राह्मणग्रहणम् ॥ તે આ આત્માને અર્થાત્ પોતાના વાસ્તવ સ્વરૂપને જાણીને એટલે આ હું તે સદા સંસારથી રહિત નિત્યતૃપ્ત પરબ્રહ્મ છું, એ પ્રકારે સાક્ષાત્કાર કરીને બ્રાહ્મણો ( અહિં બ્રાહ્મણનું એટલે બ્રહ્મવિદ્‌નું ગ્રહણ કર્યું છે, કેમકે આ સંન્યાસ લેવાનો બ્રહ્મવિદ્‌નો જ અધિકાર છે, ઇતરથી આ સંન્યાસ લેવાય તેમ નથી ) ત્રિવિધ એષણાને સ્થૂલ-સૂક્ષ્મરૂપે ત્યાગ કરી ભિક્ષાચર્યને આચરે છે. જીવન્મુક્તિવિવેકમાં (પૃષ્ઠ ૩) કહ્યું છે કે

---

૧ આ પ્રમાણે આ શ્રુતિઓ આ વિષયમાં કેવલ નિરુપયોગી છે છતાં મતાંધતા વિદ્વાન્ પુરુષોને પણ કેવા ખાડામાં નાંખે છે તે જાણવું હોય તો 'ગુજરાતી' તા. ૪–૮–૦૭ નું જોવું. આશ્ચર્ય છે કે ત્યાં સંન્યાસી જ સદ્ગુરુ થઇ શકે તેની સિદ્ધિ કરવા આ બે પ્રસ્તુતમાં લેશ પણ ઉપયોગી નહિ એવી શ્રુતિઓને પ્રમાણરૂપે આપી પ્રમાણના હારડામાં એના પર પ્રમાણ નં. ૯ અને પ્રમાણ નં. ૧૦ એ બે આંકડા લગાવી દેવામાં આવ્યાં છે.

**कहोलब्राह्मणेऽपि विद्वत्संन्यास आम्नायते 'एतं वै तमात्मानं विदित्वा...चरन्ति' इति। न चैतद् वाक्यं विविदिषासंन्यासपरमिति शंकनीयम्। पूर्वकालवाचिनो विदित्वेति क्त्वाप्रत्ययस्य ब्रह्मविद्वाचिनो ब्राह्मणशब्दस्य च बाधप्रसंगात्॥** કહોલ બ્રાહ્મણમાં પણ '**एतं वै तमा०**' એ શ્રુતિથી વિદ્વત્સંન્યાસ જ કહ્યો છે. એ વાક્ય વિવિદિષા સંન્યાસનું કથન કરનાર છે, એ માનવું ભૂલભરેલું છે. કેમકે **विदित्वा**—જાણીને—એમાં જે ક્ત્વા પ્રત્યય લાગેલો છે તે પૂર્વકાળવાચક છે તેથી તત્ત્વજ્ઞાન એ પૂર્વે થયું છે એ એ પદથી જણાય છે અને બ્રાહ્મણ શબ્દ જે વાપર્યો છે તેનો અર્થ બ્રહ્મવિદ્ છે—એ બંને શ્રુતિનાં આ વાક્યને વિવિદિષા સંન્યાસપર લેતાં બાધ થવાનો પ્રસંગ આવે છે.[1]

તૃતીય પ્રકારનાં વાક્યો વિવિદિષા સંન્યાસને સૂચવનાર છે અને હાલ બ્રહ્મવિદ્ થવાના સાધનરૂપ સંન્યાસનો પ્રસંગ ચાલે છે તેથી તે જ પ્રાસંગિક છે. **एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति.** આ આત્મારૂપ લોકને ઇચ્છીને જ સંન્યાસ ગ્રહણ કરે છે, **ब्रह्मविज्ञानलाभाय परहंस समाह्वय : । शान्तिदानयादिभिः सर्वैः साधनैः सहितो भवेत् ॥** બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને માટે જેણે પરમહંસ દશા લીધી છે તેણે એ જ અર્થને માટે શમ, દમ આદિ સાધનોની સંપત્તિ કરવી, **त्यक्ताशेषक्रियस्यैव संसारं प्रजिहासतः । जिज्ञासोरेव चैकात्म्यं त्रय्यन्तेष्वधिकारिता ॥** જેણે સર્વ કર્મો છોડી દીધાં છે, જે સંસારના ત્યાગને ઇચ્છે છે, એવા મુમુક્ષુને જ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે. આ અને આવા અર્થવાળાં સર્વ વાક્યો વિવિદિષા સંન્યાસનું પ્રતિપાદન કરનાર છે કે જેનું જ્ઞાનના સાધનરૂપે પૂર્વે આપેલા ભાષ્યમાં સ્થાપન કર્યું છે. એ વાક્યો એક હોય કે હજાર હોય તેમાં ફેર નથી, તેથી અત્ર એ વાક્યોના ઢગલા કરતા નથી. પ્રમાણવિષયનો નિર્ણય વાક્યના સમૂહથી થતો નથી. જો તેમ હોય તો જ્યારે એક શ્રુતિ સંન્યાસનો બોધ કરનાર નીકળે તેમ છે તો હજાર શ્રુતિ ગૃહસ્થાશ્રમનો બોધ કરનાર મળે છે. ત્યાગનું તો વેદમાં સૂચનમાત્ર જ છે અને ગૃહસ્થાશ્રમનું તો પ્રત્યક્ષ વિસ્તારથી વર્ણન છે. આમ હોવાથી જ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં યતિધર્મપ્રકરણમાં મિતાક્ષરા ટીકાકાર જણાવે છે કે **एकाश्रम्यं त्वाचार्याः प्रत्यक्षविधानाद् गार्हस्थ्यस्येति ॥** ગૃહસ્થાશ્રમ એ એક જ આશ્રમ છે અને એથી ઉત્તર આશ્રમો નથી, કેમકે ગાર્હસ્થ્યનું જ શ્રુતિમાં પ્રત્યક્ષ વિધાન કરવામાં આવ્યું છે, એમ ગૌતમાદિ આચાર્યો માને છે. તાત્પર્ય કે બે આશ્રમને વિધાન કરનાર વાક્યોની સંખ્યાથી નિર્ણય

૧ આ પ્રમાણે આ વાક્યનો અર્થ શ્રીશંકરાચાર્યે તથા શ્રીવિદ્યારણ્ય સ્વામીએ સ્પષ્ટપણે કર્યા છતાં આ વિષયમાં પ્રતિપક્ષ ધારણ કરનારા પોતાને શાંકર વેદાન્તી કહેવરાવનારા આ બંનેને કેવી રીતે બાજુએ મૂકી દે છે અને પોતાનો દુર્બલ મત સમર્થન કરવા તથા પોતાના પક્ષના વાક્યોના આંકડામાં વધારો કરવા મનમાનતા કેવા અર્થ કરી પ્રવૃત્ત થાય છે તે જેમને જોવું હોય તેમણે તા. ૪ થી ઓગસ્ટ ૧૯૦૭ ના "ગુજરાતી" ના અંકમાં આ શ્રુતિનો આપેલો અર્થ જોવો. સરખાવવા સુકર થઇ પડે તે માટે તે અત્ર આપીએ છીએ. "પ્રજા, દેવાદિ લોક અને તત્પ્રાપ્ત્યર્થે વિત્તાદિ જે અનાત્મ લોકપ્રાપ્તિનાં સાધન છે તેની તૃષ્ણા નિવૃત્ત કરી બ્રાહ્મણો (**બ્રહ્મજ્ઞાનની ઇચ્છાવાળાઓ**) **બ્રહ્મજ્ઞાનને અર્થે** ભિક્ષાચર્યને ચરે છે એટલે સંન્યાસ ગ્રહણ કરે છે,"

('ગુજરાતી' પૃષ્ઠ ૧૧૦૫.)

કરવો યોગ્ય નથી, તેથી કર્મનાં વિધાન કરનાર તથા સંન્યાસના વિધાન કરનાર વાક્યોનું માત્ર દિગ્દર્શન અત્ર કરાવ્યું છે.

આ પ્રમાણે બ્રહ્મવિદ્ થવાનાં સાધનોના સંબંધમાં શાંકર વેદાન્ત કર્મ અને કર્મત્યાગ એ બેને સ્વીકારે છે, અને કર્મમાટે ગૃહસ્થાશ્રમ તથા ત્યાગની સરળતામાટે સંન્યાસાશ્રમનો વિધિ સ્થાપે છે. પણ આટલી ચર્ચાથી પ્રસ્તુતમાં કોઇ પણ અર્થની સિદ્ધિ થતી નથી. જેમ કર્મનું વિધાન કરનાર વાક્યોના ભારા જનસમાજઆગળ ધરી એવું કહેવું કે જુઓ, આ સર્વ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને શાંકર વેદાન્તને સ્વીકારનારનાં વચનો ગૃહસ્થાશ્રમની આવશ્યકતા બતાવે છે માટે ગૃહસ્થાશ્રમી જ તત્ત્વજ્ઞ થાય છે એ જેવું ભૂલભરેલું છે, તે જ પ્રમાણે સંન્યાસાશ્રમનાં વાક્યો ટાંકી કહેવું કે જુઓ, આ સર્વ સંન્યાસાશ્રમને દર્શાવે છે માટે સંન્યાસી જ તત્ત્વજ્ઞ થઇ શકે છે એમ કહેવું એ પણ તેવું અને તેટલું જ અને વખતે વધારે ભૂલભરેલું છે. એ બંને પક્ષનાં વાક્યો માત્ર કર્મ અને કર્મત્યાગ એ બંનેને સાધનરૂપે પ્રતિપાદન કરે છે. પણ તેટલાથી પ્રસ્તુતમાં કોઇ અર્થની સિદ્ધિ નથી. જેઓ એમ કહે છે કે સંન્યાસીને જ તત્ત્વજ્ઞાન થાય, અને અન્યને નહિ થાય તેમણે માત્ર સંન્યાસનું વિધાન કરનાર વાક્યો બતાવવાં બસ નથી પણ એ સંન્યાસ તે આશ્રમરૂપે અનિવાર્ય સાધન છે એવું સિદ્ધ કરી આપવું જોઇએ. સંન્યાસનું પગથીયું એવું છે કે જેના પર આવ્યા વિના તત્ત્વજ્ઞાનનું દર્શન થઇ શકતું નથી એ સિદ્ધ કરવું જોઇએ. શ્રુતિસ્મૃતિમાં એવો કોઇ પણ તત્ત્વજ્ઞાનનો માર્ગ નથી કે જેને અનુસરવાથી સંન્યાસ છોડી દઇ શકાય એમ શાંકર વેદાન્તીઓએ સ્વીકાર્યું છે એવું સિદ્ધ કરવું જોઇએ. આટલું સિદ્ધ થાય તોપણ પ્રતિપક્ષીઓનું મત સાચું ઠરે તેમ નથી. પ્રતિપક્ષીઓ જણાવે છે કે સંન્યાસી જ તત્ત્વજ્ઞાની થઇ શકે, એટલે કે જે ક્ષણે તત્ત્વજ્ઞાન થાય તે ક્ષણે તે પુરુષ સંન્યાસાશ્રમમાં હોવો જોઇએ. એ માટે એવું સિદ્ધ કરી બતાવવું જોઇએ કે તત્ત્વજ્ઞાનથી અવ્યવહિત પૂર્વ ક્ષણે સંન્યાસાશ્રમ હોવો જોઇએ એવું શાંકર વેદાન્તીઓ માને છે. જ્યાં સુધી એવું સિદ્ધ ન કરી શકાય ત્યાં સુધી સંન્યાસની આવશ્યકતા બતાવનાર વાક્યોથી એમનું કંઇ વળે તેમ નથી. કેમકે પૂર્વ કોઇ જન્મમાં તે પુરુષ સંન્યાસી હોય અને આ જન્મમાં તે બ્રહ્મચારી હોય કે ગૃહસ્થ હોય તો એને આ જન્મમાં તત્ત્વજ્ઞાનનો ઉદય થાય ત્યારે એ ગૃહીની કે બ્રહ્મચારીની દશામાં હોવાનો: તેથી તો ઇતર આશ્રમીઓ પણ તત્ત્વજ્ઞાની થઇ શકે એમ જ ઠરે. માટે એમના પક્ષની સિદ્ધિમાટે સંન્યાસ અનિવાર્ય સાધન છે એવું, એવો કોઇ માર્ગ નથી કે જેનું અવલંબન કરનાર સંન્યાસાશ્રમ સ્વીકાર્યા શિવાય તત્ત્વજ્ઞાનને પામી શકે એવું, અને તત્ત્વજ્ઞાનનો ઉદય થતી વેળાએ તે પુરુષની સંન્યાસાશ્રમમાં પ્રતીતિ થવી જોઇએ એવું શાંકરવેદાન્તનાં પ્રમાણોથી એમણે સિદ્ધ કરી આપવું જોઇએ. એવું જ્યાં સુધી તેઓ સિદ્ધ કરી શકતા નથી ત્યાં સુધી તેમનો પોતાનો માનેલો પક્ષ દુર્બળ છે, અપ્રમાણ છે અને કપોલકલ્પિત છે એવું જ સુજ્ઞ જાણે તેમ છે. એ સત્ય છે કે આ છલવાદીઓ માત્ર સંન્યાસની આવશ્યકતા દર્શાવનાર વાક્યો ટાંકે છે પણ તે તો ઉભય પક્ષને સંમત છે. આથી એમનું છલ તથા પ્રપંચ ક્યાં છે તે સ્પષ્ટ રીતે સર્વને વિદિત થાય છે. માટે હવે આ બે સાધનો—કર્મ અને ત્યાગ—આવશ્યક છે કે એમાંથી કોઇ મૂકી દેવાય તેમછે, એ સાધનોની સિદ્ધિ ક્યાં સુધી કરવી જોઇએ ઇત્યાદિ વિચાર કરવો ઉચિત છે. તેમાં પણ એ સ્પષ્ટ છે કે જો શાંકર વેદાન્તીઓ એવું જણાવતા જણાય કે સંન્યાસ અનિવાર્ય સાધન

નથી અને તેવું હોય તોપણ તત્વજ્ઞાનના ઉદયસમયે તે હોવો જોઇએ તેમ નથી તો પ્રતિપક્ષીના પક્ષ રેતીપર બાંધેલા લલા ઘરની માફક તરત જ ગબડી પડી પ્રતિપક્ષીને કચડી નાંખે તેમ છે. (અપૂર્ણ)

## तत्त्वज्ञान ज सर्वोत्कृष्ट सुख अर्पनार छे.

પદ. (જો મન સદા સ્વરૂપે રમે, એ લય.)

સુખ અચલ જ્ઞાનવિના નથી, છે જ્ઞાનમાં સઉ ઉન્નતિ.
ધનને ઘણા જન ઇચ્છતા, ધનનાં ન દુઃખો પ્રીછતા;
કરને ઘસે અનુભવ થતાં, પણ પ્રથમ ન ધરે સન્મતિ. સુખ૦
સુખ સ્ત્રીમાં જાણી જનો ઘણા, શ્રમ કરે સ્ત્રીપ્રાપ્તિતણા,
ટળતાં ન પણ દુઃખતાપણાં, દુઃખહોળી ઉલટી પ્રજળતી. સુખ૦
અધિકારથી સુખ આવશે, લહી કંઇ તદર્થ સદા ઘસે,
પરિણામમાં મળતાં ત્રસે, જુએ શાંતિ ના અધિકારથી. સુખ૦
સુતધામનું પણ એ વિધિ, સુખશૂન્યતા વિભવાદિથી,
અષ્ટ સિદ્ધિ હોય કે નવનિધિ, સુખભુખ ન કોઇથી ભાગતી. સુખ૦
સુખ પૂર્ણ જ્ઞાનવિષે રહ્યું, ઋષિમુનિ ને વેદે કહ્યું,
સંસ્કારી વિરલ જને ગ્રહ્યું, સુખ મરડી હીંડે મૂઢમતિ. સુખ૦
ધીમંત ત્યજી બીજા શ્રમો, ધરી પ્રેમ જ્ઞાનપદે નમો,
જ્ઞાનાર્થ કષ્ટ વિકટ ખમો, દો તનની મનની આહુતિ. સુખ૦
ખોટા વિભવના મોહથી, લલચાઇ બનીને મંદધી,
વિરમો ન સત્ય પ્રયત્નથી, જે જ્ઞાનરૂપ દે સંપત્તિ. સુખ૦
પામ્યે સકળ, રહે પામવું, આ જ્ઞાન શેષ, વિચારવું,
પણ જ્ઞાન પામ્યે નવ નવું, રહે પામવું જોજો નથી. સુખ૦
પ્રાપ્તવ્ય માત્રતણું શિખર, લહી તત્ત્વજ્ઞાન અઘોઘહર,
સાધનરૂપી ગ્રહી શસ્ત્ર કર, સાધો નૃહરિશિશુ મહામતિ. સુખ૦

## ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૩૩ થી.)

* આ રાશિમાં જન્મેલાં મનુષ્યો કદમાં ઘણું કરીને ઠીંગણાં હોય છે, અને તેમનાં શ-

* ભૂલ—આ વર્ણન મકર રાશિમાં જન્મેલાં મનુષ્યોનું છે. ગયા અંકમાં મકર રાશિને બદલે મેષરાશિ દૃષ્ટિદોષથી છપાયું છે, તેથી સુજ્ઞ વાચકોએ જ્યાં જ્યાં મેષ રાશિ એવો શબ્દ આવે ત્યાં ત્યાં સુધારીને મકર રાશિ વાંચવું.

રીરનો વર્ણ શામળો હોય છે, તેમના વાળ કાળા હોય છે, અને તેમનાં નેત્ર સુંદર તથા તેમના હૃદયના ભાવને દર્શાવી આપે એવાં હોય છે.

વૃષભ, કન્યા, અને તુલા રાશિમાં જન્મેલાં મનુષ્યોસાથે, અથવા પોતાની રાશિમાં જન્મેલાં મનુષ્યોસાથે આ રાશિમાં જન્મેલાં મનુષ્યોને સ્નેહસંબંધ થાય છે, તો તેનો બહુ ઉત્તમ પરિણામ આવે છે, તેથી આ રાશિમાં જન્મેલાં મનુષ્યોએ વૃષભ વગેરે ઉપર કહેલી રાશિઓમાંથી મિત્રોને પસંદ કરવા.

સ્વાર્થવૃત્તિ અને આત્મસામર્થ્યમાં અવિશ્વાસ એ મકર રાશિના મનુષ્યોના દોષ છે. તેઓ હદઉપરાંત બોલ બોલ કરે છે, અને પોતાનાં ક્ષુદ્ર દુઃખોને અને મુંઝવણોને ઘણા ભારે રૂપમાં વર્ણવે છે. તેમનામાં આધ્યાત્મિક વૃત્તિને ઉદય કરવાનું કાર્ય ઘણું કઠિન હોય છે, પણ તે વૃત્તિનો એક વાર ઉદય કરવામાં આવે છે તો પછી સર્વોત્તમ શિખરે પહોંચવાના સામર્થ્યવાળા તેઓ હોય છે. તેઓનો સ્વભાવ સહજ ક્રોધ ચઢે એવો હોતો નથી, પરંતુ જો તેમના હકઉપર તરાપ મારવામાં આવે છે તો તેઓ ઘણા ક્રોધી અને નિર્દય બની જાય છે. આમ છતાં સામાન્ય રીતે તેઓ ઘણા શાંત સ્વભાવના હોય છે, અને સહજ સાવધાનતાથી અને ઉત્તમ થવાની ઉચ્ચ અભિલાષાને ધરવાથી તેઓ ઘણી ઉંચી પંક્તિના થાય છે.

અજીર્ણ વિકારનો તથા આખો દિવસ ઉદાસ રહેવાનો આ મનુષ્યોને રોગ થવાનો સંભવ હોય છે. આ વ્યાધિ તેમને હદઉપરાંત મહેનત કરવાથી તથા માથે લીધેલા કામમાં પાર વિનાની કાળજી કરવાના સ્વભાવથી થાય છે. સર્વ પ્રસંગોમાં સમાધાન વૃત્તિ રાખી રહેવાથી, અને ચિંતા કરવાથી કાર્યની સિદ્ધિ થતી નથી, પણ ઉલટું તે કાર્ય બગડે છે, એમ જાણી કાળજી કરવાના સ્વભાવને ત્યજી દેવાથી આ મનુષ્યો અત્યંત ઉચ્ચ બને છે. એવો કોઇ પણ વ્યાધિ નથી કે જે પોતાના આત્મસ્વરૂપના જ્ઞાનવડે પ્રકટતી પ્રસન્નતાથી ન મટે. આથી આ મનુષ્યોએ પોતાનાં દુઃખો નિવારવા નિત્ય આત્માભિમુખ થવાનો પ્રયત્ન સેવવો જોઇએ. આત્માભિમુખ થતાં ચિંતા, ઉદાસી વગેરે તત્કાળ શમી જાય છે, અને શરીરમાં બળ, સામર્થ્ય તથા આરોગ્યનો આવિર્ભાવ થાય છે.

મૌન અને ધ્યાનના અભ્યાસથી આ રાશિનાં મનુષ્યોને બહુ લાભ થાય છે. અયોગ્ય અભિપ્રાય બાંધવાની તેઓની ટેવને તેમણે પુષ્કળ વિચારથી ટાળવી જોઇએ. તેમણે પાછા વળીને પોતાના સ્વભાવનો અભ્યાસ કરવો જોઇએ; અને પોતાનામાં રહેલી ખામીઓને શોધી કાઢી તેમને ટાળવાનો આગ્રહથી પ્રયત્ન કરવો જોઇએ. મકર રાશિમાં જન્મેલા બુદ્ધિમાન્ મનુષ્યોએ બુદ્ધિકરતાં પણ ઉત્કૃષ્ટ કંઇક છે, તથા ગણિતથી અને ન્યાયશાસ્ત્રથી ન સિદ્ધ થઇ શકે એવાં ઘણાં સત્યો છે, એ પ્રથમ શીખવું જોઇએ. આ રાશિના ઉપદેષ્ટા પુરુષોની મતિ જ્યારે આધ્યાત્મિક પ્રકાશવડે પ્રકાશિત થાય છે ત્યારે હિત કરવાનું તેઓનામાં અમર્યાદ સામર્થ્ય આવે છે, અને તેમનામાં પ્રાપ્ત કરવાયોગ્ય અનેક ઉત્તમ સદ્‌ગુણોનો આવિર્ભાવ થાય છે. જીવત્વનું અભિમાન તજવાથી અને આત્મચિંતન કરવાથી મતિમાં આધ્યાત્મિક પ્રકાશ થવાનો સંભવ આવતો હોવાથી આ મનુષ્યોએ પોતાના પરિચ્છિન્ન જીવભાવને તજી દેવા પ્રયત્ન સેવવો જોઇએ. અવિદ્યા અર્થાત્ અજ્ઞાનથી પ્રકટનારાં દુઃખોને જોયા કરવાનો સ્વભાવ ઘણો જ નિંદ્ય અને તજવા યોગ્ય છે. તે મનને ઉદાસ રાખનાર છે. જગત્ પરમેશ્વરસ્વરૂપ છે, અને તેથી સર્વત્ર શુભ અને સુખને જોવાનો અભ્યાસ પાડવો એ જ કલ્યાણકારક છે. આ

રાશિનાં મનુષ્યોને પૃથ્વીનું આકર્ષણ બહુ હોય છે, પણ તેનો મોહ ઉત્તમ પ્રકારે જિતી શકાય છે. આ રાશિ પૃથ્વીની કાળી બાજુને દર્શાવનારી છે, અને તેથી તેમાં જન્મેલા જે મનુષ્યો પોતાના વિકારોનો અને દોષોનો જય કરે છે, તેમને અત્યંત ધન્યવાદ ઘટે છે. વિકારોનો અને દોષોનો જય કરવાનું ઉત્તમ ફળ તેમને મળ્યા વિના રહેતું નથી, કારણ કે પછી તેઓ આ જગતમાં સર્વ પ્રકારનાં સર્વોત્તમ સુખોનો ઉપભોગ કરે છે.

મકર રાશિમાં જન્મેલાં મનુષ્યોએ વૃષભ રાશિમાં જન્મેલાં મનુષ્યોસાથે લગ્ન કરવું, એ અત્યંત હિતકર છે. આથી તેમનો ગૃહસ્થાશ્રમ બહુ સુખી નીવડે છે, એટલું જ નહિ, પણ તેમને જે પ્રજા થાય છે, તે શરીરે અત્યંત નીરોગ તથા બળવાન્ થાય છે. મકર રાશિનાં અને તુલા રાશિનાં મનુષ્યો જો એકબીજાની સાથે લગ્ન કરે છે, તો તેમની પ્રજા અધિક બુદ્ધિવાળી થાય છે, અને મકર રાશિનાં તથા કન્યા રાશિનાં મનુષ્યોનાં લગ્નથી થનારી પ્રજા એથી પણ વધારે બુદ્ધિ તથા સામર્થ્યવાળી થાય છે.

આ રાશિમાં જન્મેલાં બાળકોઉપર સોબતની અસર તાત્કાળિક થતી હોવાથી હઠીલાં અને ગ્રામ્ય મનુષ્યોના સંગમાં તેઓ જરા પણ ન આવે તે વિષે તેમનાં માબાપે અથવા વડિલોએ અત્યંત કાળજી રાખવી જોઇએ. માબાપે કોઈ પણ પ્રસંગે તેમના આગળ પોતાનો હઠીલો અથવા ક્રોધી સ્વભાવ દર્શાવવો ન જોઇએ. તેમના ઉપર યોગ્ય અંકુશ રાખવામાં નથી આવતો તો તેઓ ઘણાં અભિમાની, ઉદ્ધત, અને ત્રાસ ઉપજાવનારાં થાય છે. તેમને કેળવવાનો ઉત્તમ માર્ગ અત્યંત પ્રેમ અને અત્યંત દૃઢતા છે. તેઓ હઠ પકડે તો તેમને જરા પણ નમતું આપવું ન જોઇએ. તેઓને બહુ સામાન્ય ઇચ્છાઓ સ્ફુરે એ રીતે તેમને કેળવવાં જોઇએ. તેમને હદઉપરાંત ખાવા દેવું ન જોઇએ. બહારનો અત્યંત ડોળ એ અધમ પ્રકારનો છે, એ તેમને બાલ્યાવસ્થાથી જ શીખવવું જોઇએ. સ્ત્રી પુરુષના યોગ્ય સંબંધથી પ્રકટતાં શુભ ફળવિષે તથા અયોગ્ય સંબંધથી પ્રકટતાં હાનિકારક ફળવિષે સ્પષ્ટ શબ્દોમાં તેમને સમજાવવું જોઇએ. આ પ્રકારનું તેમને શિક્ષણ આપવામાં જેટલી કાળજી લેવામાં આવે તે ઓછી જ જાણવી જોઇએ. તેમને પોતાનું હિત સાધવાકરતાં બીજાઓનું કલ્યાણ કરવાનું અધિક શીખવવું જોઇએ. જ્યારે આ રાશિમાં જન્મેલાં મનુષ્યો માનવજાતિમાટે પોતાના હૃદયમાં શુદ્ધ અને સાચો પ્રેમ ધારણ કરે છે. અને **आत्मवत् सर्वभूतेषु** એ વચનાનુસાર સર્વને પોતાના આત્માવત્ જાણીને સર્વની સાથે તેવો વ્યવહાર કરે છે ત્યારે આ જગતનું તેઓ અત્યંત કલ્યાણ કરી શકે છે.

આ રાશિનો સ્વામિ શનિ છે. તેનાં રત્ન શ્વેત ગોમેદ અને ચંદ્રકાંત છે. રાતો, બદામી, ચકચકતો, ઘેરો ધોળો, અને કાળો એ તેના રંગો છે.

### મકરરાશિમાં જન્મેલાં મનુષ્યોને હિતકર બોધ.

પુષ્કળ વાંચવું અને વિચારવું, એ તમને બહુ લાભ કરનાર છે. સઘળા પ્રકારની વિદ્યા અને જ્ઞાન તમને હિતકર હોવાથી તમારે પ્રત્યેક વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત કરવાના પ્રસંગને આદરથી વધાવી લેવા જોઇએ. એકી વખતે ઘણાં કામ કરવાનો કદી પ્રયત્ન કરતા નહિ, પણ એકી વખતે એક જ કામ તન અને મન દઇને કરજો. તમારા વિચારપ્રમાણે જ વર્તજો અને બીજા કોઇને પણ તમારા કામમાં વચ્ચે મુંડી ઘાલવા દેશો નહિ. તમારા ઉદાસ અને ખિન્ન

રહેવાના સ્વભાવને સર્વ પ્રકારના પ્રયત્નથી જિતજો. માયાળુ, નમ્ર અને ઉદાર થવાથી સર્વની તમારા ઉપર પ્રીતિ થશે. કદી ક્રોધવશ થશો નહિ, તેમ જ બીજાની અદેખાઈ કરશો નહિ. તમારા દ્રવ્યને સાચવી રાખજો, અને બીજાઓને હદઉપરાંત મદદ કરશો નહિ. જગત પ્રતિદિન કેટલું આગળ વધતું જાય છે, તેની હંમેશાં માહિતી મેળવતા રહેજો. બીજાઓના વિચાર તમને માન્ય ન હોય તોપણ તે જાણવાને સર્વદા તત્પર રહેજો. નજીવું કામ કરો તોપણ તેમાં સંપૂર્ણ ચિત્ત પરોવીને જ તે કરજો. ધંધાનું ઉત્તમ શિક્ષણ તમારે સંપાદન કરવાની અગત્ય છે. પૈસો મેળવવાનો તેમ તેને બચાવવાનો સર્વદા પ્રયત્ન કરજો; આમ છતાં કંજુસ ન થશો. ઉદારતાવિના ખરેખરો અભ્યુદય થતો નથી, એ વિસરી જશો નહિ. સંગીતનો અભ્યાસ તમને બહુ લાભકારક છે. જે કરો તેમાં મધ્યમપણું રાખજો, અને તમને વિજય અને સુખ મળ્યાવિના રહેશે નહિ. અભિમાની અને ગર્વિષ્ઠ થશો નહિ. પરમેશ્વરની ભક્તિ કરજો, અને તેમના નિયમોનું પાલન કરજો. જેટલા જેટલા મોટા પુરુષો થઈ ગયા છે, તે સર્વ ઈશ્વરમાં પ્રેમવાળા તથા તેમના નિયમોનું પાલન કરનાર હતા, એ વાત વિસરી જશો નહિ. શ્રવણ કરનાર થજો પણ બહુ બોલબોલ કરનાર ન થશો. સંસારના સ્વરૂપનો તથા મનુષ્યના કર્તવ્ય, પ્રાપ્તવ્ય તથા જ્ઞાતવ્યનો વારંવાર વિચાર કરજો. આથી તમારો અસાધારણ અભ્યુદય થશે. તત્ત્વજ્ઞાનના તથા ગૂઢ વિદ્યાઓના ગ્રંથોનો અભ્યાસ કરજો. વિવિધ મનોવિકારોને તથા ઇચ્છાઓને દૃઢ સંકલ્પબળથી રોકજો. હદઉપરાંત મહેનત કરશો નહિ.

## ધનરાશિ અને મકર રાશિમાં જન્મેલાં મનુષ્યોનો સંધિસમય.

મકર રાશિ ડિસેંબરની ૨૧ મી તારીખે બેસે છે, અને તેની પૂરેપૂરી અસર થતાં છ દિવસ લાગે છે; તેથી આ છ દિવસમાં એટલે ૨૧ મીથી ૨૭ મી સુધીમાં જેમનો જન્મ થાય છે, તેમનો જન્મ ધનરાશિ અને મકરરાશિના સંધિસમયમાં થયેલો ગણાય છે. મકરરાશિમાં જન્મેલાં મનુષ્યોકરતાં આ સંધિસમયમાં જન્મેલાં મનુષ્યો વધારે સુખી હોય છે. તેઓ મોટા વિચારકો તથા મહત્વનાં કામ કરનારાઓ થાય છે. બાળકોને તથા યુવાનોને શિક્ષણ આપવામાં તેઓ બહુ જ કુશળ હોય છે. મકર રાશિનાં મનુષ્યોકરતાં બાળકોના તેઓ વધારે શોખી હોય છે. આ સંધિસમયમાં જન્મેલા મનુષ્યો જો સંગીતનો અભ્યાસ કરે છે તો તેમાં તેઓ બહુ જ કુશળતા પ્રાપ્ત કરે છે, કારણ કે સંગીતનું વાતાવરણ સર્વદા તેમની આજુબાજુ વીંટળાયલું રહે છે. આ લોકો ભારે અવલોકન કરનારા તથા સૂક્ષ્મ વિવેચકો હોય છે. ધનરાશિનાં અથવા મકરરાશિનાં મનુષ્યોકરતાં તેઓ વિવેચના કરવામાં વધારે ન્યાયી અને માયાળુ હોય છે. તેઓ સહેલાઇથી કોઈની સાથે પ્રેમમાં પડતા નથી, અને પ્રેમ એ જ તેમને લગ્ન કરવાનું કારણ હોય છે. જે કાંઈ કામ તેઓ કરે છે, તેમાં તેઓ ચોક્સ, નિયમિત, અને કુશળ હોય છે. તેઓ નૃત્ય કરવામાં કુશળ હોય છે. તેઓનું ભાષાજ્ઞાન ઉત્તમ પ્રકારનું હોય છે. પ્રવાસમાં તેઓની સંગતિ બહુ જ સુખકારક નીવડે છે.

ધનરાશિ અને મકર રાશિનાં રત્નો અને રંગોમાંથી આ મનુષ્યોએ પોતાને રુચે તે રત્નો તથા રંગો પસંદ કરી લેવા.

( અપૂર્ણ. )

પ્રશ્વાસ એ દુધને માફક કરનાર રામબાણ ઉપાય છે, કસરતથી અને દીર્ઘશ્વાસપ્રશ્વાસથી શરીર બળવાન્ થાય છે, અને શરીર બળવાન્ થતાં જઠર બળવાન્ થાય છે, અને જઠર બળવાન્ થતાં દુધ માફક આવ્યા વિના રહેતું નથી.

વિધિપૂર્વક પીવાથી જ દુધના લાભ જણાય છે. ચાર શેર પાંચ શેર દુધ એકી વખતે સામટું ગટગટાવી જવાનું નથી, પણ દર કલાકે અર્ધો શેર અથવા પોણો શેર પીવાનું છે, અને તે પણ નાને નાને ઘુંટડે પીવાનું છે. બાળક અથવા વાછરડું કેવી રીતે ધાવે છે, તે જુઓ, અને તે પ્રમાણે દુધ પીતાં શીખો. જેમ બને તેમ ધીરે ધીરે, અને કેરી ચુસતા હોઇએ તેમ દુધને પીવું. એકી વખતે જેમ બને તેમ ઓછું દુધ મોંમાં લેવાય તેમ કરવું. દુધને પીવું નહિ, પણ ખાવું. આહારના બીજા પદાર્થો જેમ ચાવીએ છીએ અને મુખના રસસાથે મેળવીએ છીએ, તેમ દુધને પણ મેળવવું. આમ કરવાથી જ દુધના ખરા લાભ સમજાશે.

સવારે અગીઆર વાગતાસુધી ટાઢું દુધ પી શકાય છે. પછી દુધ બગડી જવાનો સંભવ હોવાથી તે પછી પીવાનું દુધ ગરમ કરીને પીવું. સવારે સાત કે આઠ વાગતાથી તે સાંજે ત્રણ કે ચાર વાગતા સુધી આ પ્રમાણે દુધને પીવાનો પ્રયોગ કર્યા કરવો. સાંજે છ કે સાત વાગે ખજુર, અંજીર, દ્રાક્ષ, કેળાં કે એવાં જ કોઈ જાતનાં ફળ અથવા બદામ, મગફળીના દાણા કે એવો જ કોઈ મેવો ( nuts ) ખાવાની ઇચ્છા થાય તો ઘણા જ ઓછા પ્રમાણમાં ખાવો.

આ પ્રમાણે દુધ પીતાં છતાં જેમને બંધકોશ જેવું જણાય તેમણે જુલાબ ન લેતાં બંધકોશના યંત્રનો ઉપયોગ કરવો. એક અઠવાડીઆમાં ત્રણ વાર કરતાં વધારે વાર યંત્રનો ઉપયોગ કરવો નહિ.

જેમને દુધથી ઝાડા થાય, તેમણે ગભરાવાનું પ્રયોજન નથી તેમણે દુધનું પ્રમાણ ઓછું કરવું, કસરત વધારે કરવી, અને દીર્ઘશ્વાસપ્રશ્વાસ વારંવાર કરવા. આથી અલ્પ સમયમાં દુધ માફક આવી જશે. શરીરમાં ભરાયલો કેટલોક કચરો નીકળી જવા માટે પ્રસંગે ઝાડા થવાની અગત્ય રહે છે.

ઉપર દર્શાવેલા વિધિપ્રમાણે જ દુધ પીવા ઇચ્છનારે તે પીવું. ધીરે ધીરે પીવાના નિયમનું વિસ્મરણ કરવું નહિ. ધીરે ધીરે પીવાની ટેવ પાડવી. પુનઃ કહેવામાં આવે છે કે દુધ સૌંદર્યને, માંસને, રુધિરને અને બળને વધારનાર ચમત્કારિક રસ છે.

---

## श्रीश्रेयस्साधकअधिकारिवर्गना महोत्सवो.

આ વર્ગનો ૭૭ મો મહોત્સવ પ્રતિવર્ષના નિયમપ્રમાણે વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં આષાઢ માસની પૂર્ણિમાના દિવસે પાલન કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે 'વેદાંતવિચાર' એ વિષયઉપર પ્રો. જેઠીસનદાસ જેઠાભાઇ કણીયા બી. એ. એમણે, 'આપણા ધાર્મિક જીવનમાં ઉપાસનાનું સ્થાન' એ વિષયઉપર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. એમણે 'જ્ઞાનસોપાન' એ વિષયઉપર શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી એમણે, તથા 'સાધનોનો ઉદ્દેશ' એ વિષયઉપર આ માસિકના વ્યવસ્થાપકે વ્યાખ્યાનો આપ્યાં હતાં. અન્ય સર્વ કાર્યક્રમ પ્રતિવર્ષના નિયમપ્રમાણે જ પાલન કરવામાં આવેલો હોવાથી અત્ર વ્યર્થ પુનરુક્તિ કરી નથી.

ચિતિપ્રદીપપ્રકટી કરણોત્સવ નામનો ૭૮ મો મહોત્સવ પણ શ્રાવણ માસની શુક્લ પંચમીએ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો.

# શ્વસનવિદ્યાકલા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૯૮ થી )

## પ્રકરણ ૨૩.

### ઉદરને તથા નાનામોટા નળને પોષનારી જીવનપ્રક્રિયા.

ઉદરમાં તથા નાનામોટા નળમાં કન્યા રાશિની સત્તા પ્રવર્તે છે, તેથી આ ક્રિયા કન્યા રાશિ જે ૨૨મી આગસ્ટે બેસે છે, અને ૨૨મી સપ્ટેમ્બરે ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

ઉપરના પ્રકરણમાં કહ્યાપ્રમાણે ઉભા રહેવું; હાથને નીચે લટકતા રાખવા. હથેળીઓ બહારની બાજુએ રહે, એ રીતે મુઠીઓ વાળવી. હાથને અને પગને સંપૂર્ણ રીતે તંગ કરવા. પછી ઉદર પૂરેપૂરૂં ભરાય તેવી રીતે દીર્ઘ શ્વાસ લેવો. ભરેલા વાયુને રોકી રાખવો. પછી ઉદરમાંથી વાયુ છાતીમાં આવે અને છાતીમાંથી પાછો નીચે ઉદરમાં આવે એ રીતે ઉદરને સંકોચવું તથા ફુલાવવું. શ્વાસ બહાર કાઢ્યા પૂર્વે આ પ્રમાણે આઠ અથવા દશ વાર કરવું. પછી અવયવોને શિથિલ કરવા. આમ શ્રમ જણાય ત્યાં સુધી કર્યા કરવું.

આ ક્રિયા કરતી વખતે વૃત્તિને ઉદરમાં તથા નાનામોટા નળમાં સ્થાપવી, અને આ અવયવો પૂર્ણ બળવાન્ તથા નીરોગ છે, એવું ચિત્ર વૃત્તિમાં કલ્પવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવોઃ—આ ક્રિયાથી મારૂં પચનેંદ્રિય અત્યંત બળવાન્ થાય છે. અને તે બળવાન્ થતાં મારૂં આખું શરીર બળવાન્ થાય છે. મારા આખા શરીરમાં રુધિર વગરઅડચણે વહે છે.

મિથુન, ધન અને મીન રાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરવાની ઇચ્છા હોય તો કરવી. ( અપૂર્ણ. )

---

# योगिनी.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૧૨ થી.)

યોગિનીએ કહ્યું, ભગવન્! હૃદયના અજ્ઞાનને ટાળનારી આપની સુમધુર વાણીથી મારા મનનું સમાધાન થયું છે, અને આપે દર્શાવેલા ઉપાયની અમોઘતાવિષે મારી ખાતરી થઇ છે. પરંતુ આ ઉપાય તત્ત્વજ્ઞાનમાં આગળ વધેલા સદ્વિવેકી પુરુષોવિના સામાન્ય મતિના મનુષ્યો સાધી શકવા અસમર્થ છે, એ શું આપને નથી ભાસતું ?

મેં ઉત્તર આપ્યું, હે સૂક્ષ્મ મતિવાળી! તું કહે છે, તેમ જ છે. સર્વત્ર ગુણદર્શન મહામતિવાળા તત્ત્વનિષ્ઠ પુરુષો જ કરી શકે છે.

તેણે કહ્યું, પ્રિય પતિ! જો એમ જ છે, તો પછી આ સામાન્ય મતિવાળા મનુષ્યોની શી દશા? મારો પ્રશ્ન તો, આપને જ્ઞાત જ છે કે આપણાં આર્યકુટુંબોમાં ઘેરેઘેર વ્યાપી રહેલો ક્લેશ શી રીતે નિર્મૂળ થાય, તે વિષે હતો.

મેં હસીને કહ્યું, હે કરુણાળુ હૃદયવાળી ! તારો પ્રશ્ન મારા લક્ષમાં જ છે. જે સદ્વિવેકી મનુષ્યો પોતાના ગૃહમાંથી ક્લેશને ટાળવા ઇચ્છતા હોય તેમને માટે જ મારું સમાધાન છે; અવિવેકી મનુષ્યોઅર્થે મારું સમાધાન નથી, એ સ્પષ્ટ જ છે. એવા અવિવેકી મનુષ્યોને, તું ઇચ્છે છે, એવી શાંતિની તીવ્ર અભિલાષા હોતી જ નથી. જેમ મલિન સુવર્ણને પોતાનો મળ ટાળવાને માટે અગ્નિમાં પ્રવેશવાની અગત્ય હોય છે, તેમ અજ્ઞાન અવિવેકી મનુષ્યોને પોતાના હૃદયમાં રહેલો અંધકાર ટાળવાને માટે ક્લેશાગ્નિમાં પ્રવેશ કરવાની અગત્ય હોય છે. દુઃખ અથવા ક્લેશ, મનુષ્યોના અહિતને માટે છે, એમ પ્રિય દેવિ ! તું નિશ્ચય કરીશ નહિ; પરંતુ તે તેમના દોષને અને અજ્ઞાનને ટાળી તેમને સન્માર્ગમાં ખેંચી આણનાર તથા તેમનામાં સદ્ગુણોનાં બીજકને સ્થાપનાર હોવાથી તેમના હિતને માટે જ છે. જે મનુષ્યના દોષો ટાળવાને જેટલા દુઃખની અગત્ય હોય છે, તેટલું જ દુઃખ તેને આવે છે, અને તે દોષ ટળતાં તે દુઃખ પોતાની મેળે જ અળપાઇ જાય છે. આપણાં આર્યકુટુંબોમાં અધિક ક્લેશ હોવાનો હેતુ આપણા દોષોવિના અન્ય કોઇ જ નથી. તે ટાળવા આપણી પ્રજા જ્યારે પ્રવૃત્ત થશે ત્યારે દુઃખ એક ક્ષણ વાર પણ સ્થિર રહે તેમ નથી.

યોગિની બોલી, હે યથાર્થદર્શી પતિ ! આપનાં વચનો સત્ય છે, પરંતુ આ પ્રજા પોતાના દોષો ટાળવાને પ્રવૃત્ત થતી નથી, ત્યાં શું આપણે તેને નિરંતર દુઃખમાં પ્રજળતી જોયા કરવી ? બાળક અજ્ઞાન હોવાથી પોતાના દોષો ટાળવા પ્રવૃત્ત ન થાય તો સમજુ માબાપનું શું કર્તવ્ય નથી કે બાળકને પોતાના દોષો ટાળવાની પ્રવૃત્તિ કરવામાં પ્રેરવું ? અને અજ્ઞાન પ્રજા અને બાળક શું સમાન નથી ? ભગવન્ ! દુઃખના તીક્ષ્ણ અગ્નિમાં શેકાઈ શેકાઇને ઘણે લાંબે સમયે આ અજ્ઞાન પ્રજા દોષથી મુક્ત થાય, એ મારું અંતઃકરણ સહન કરી શકતું નથી. ઘણા મનુષ્યો એમ કહે છે કે આપણે આપણા સુખને જ સાધ્યા કરવું, અને બીજાઓને તેમનું પોતાની મેળે જ ફોડી લેવા દેવું, એ જ યોગ્ય છે, પરંતુ તેમનું આ કહેવું સર્વાશે મને સાચું લાગતું નથી. પોતાનું કલ્યાણ સાધ્યાવિના પરનું કલ્યાણ સાધી શકાતું નથી, અને તેથી પ્રથમ પોતાનું કલ્યાણ સાધવું, એ મનુષ્યનો મુખ્ય સ્વધર્મ છે, એ સત્ય છે, તથાપિ પરનું કલ્યાણ સાધ્યાવિના સ્વકલ્યાણ જો પૂર્ણ અંશે ન સધાતું હોય તો પછી એકલું સ્વકલ્યાણ સાધ્યા કરવાનો પ્રયત્ન કર્યા કરવામાં શો સ્વાર્થ સધાય છે, એ મારી બુદ્ધિમાં તો ઉતરી શકતું નથી. આપણે સુખની પુષ્પમય શય્યામાં સુઈ રહીએ અને આપણા બંધુઓ તીક્ષ્ણ કંટકની શય્યામાં સુએ તો તેથી આપણું સુખ પૂર્ણાંશે સધાયું હોય એમ હું માની શકતી નથી. આપણે જ્ઞાનના તેજસ્વી પ્રકાશમાં વિહરીએ, અને આપણા બંધુઓ અજ્ઞાનની રાત્રિમાં ગોથાં ખાધા કરતા હોય તો તેથી આપણા જ્ઞાનના મહાઆનંદને આપણે સંપૂર્ણ અંશે ઉપભોગ કરી શકીએ કે કેમ તે વિશે મને સંશય છે. એક કુટુંબમાં પુરુષ જ્ઞાનવાન્ હોય પરંતુ તેની સ્ત્રી, પુત્ર, બ્હેન વગેરે અજ્ઞાન હોય તો શું તે પુરુષને પોતાના જ્ઞાનનું સંપૂર્ણ સુખ મળે છે ? જો નથી મળતું તો પછી આ વિશ્વકુટુંબમાં આપણે જ્ઞાનવાન્ અને સુખી હોઇએ અને આપણા બંધુઓ અજ્ઞાન અને દુઃખી હોય તો આપણને સુખનો પૂર્ણ ઉપભોગ શી રીતે થઇ શકે ? વિશ્વની સમગ્ર પ્રજા આપણા બંધુરૂપ જ છે. એકલાં મનુષ્યોની સાથે જ આપણે બંધુ અને ભગિનીનો સંબંધ છે, એમ કંઇ નથી, પરંતુ પશુ, પક્ષી, જંતુ અને જડ મનાતા પદાર્થોસાથે પણ

આપણે બંધુ અને ભગિનીનો સંબંધ છે; અને તેઓ જ્યાં સુધી દુઃખી અને અજ્ઞાન છે ત્યાં સુધી આપણું સુખ પૂર્ણાંશે સધાયું છે, એમ આપણે માનવું એ ભ્રમ છે. આપણા બંધુઓ અને ભગિનીઓથી થતા દોષોમાટે તેઓ જવાબદાર છે, એટલું જ નહિ પણ એક કુટુંબના હોવાથી આપણે પણ થોડા અંશમાં જવાબદાર છીએ. આપણે નિર્દોષ અને સદ્વર્તનવાળાં થવાથી કૃતકૃત્ય થઇએ છીએ એમ નથી. તેઓ પોતાનું પોતાની મેળે ફોડી લેશે, એમ કહેવું, એ સંકુચિત હૃદયને સૂચવનાર સ્વાર્થવૃત્તિ છે. આફ્રિકાનો હબસી, કે અમેરિકાનો ઇંડીયન, ભરતખંડમાં વસતા એક હિંદુજેવો જ આપણો બંધુ છે. જે પરમેશ્વર આપણા પિતા છે, તે જ તેમના છે, તો પછી જૂદા દેશમાં જન્મવાથી અથવા જૂદા રંગની ચામડી હોવાથી અથવા જૂદા આચારવિચાર હોવાથી, તેઓ અને આપણે બંધુ નથી એમ માનવું, એ અજ્ઞાન છે. જેમ કાંટા, પુષ્પ, પાંદડાં અને શાખા એ સર્વ ગુલાબના વૃક્ષનાં અંગ હોવાથી, જો કે વિરુદ્ધ ધર્મવાળાં હોવા છતાં પણ બંધુરૂપ છે, તેમ આચારવિચારમાં તથા રૂપરંગ વગેરેમાં પરસ્પર વિરુદ્ધ ધર્મવાળી હોવા છતાં પણ આખી પૃથ્વીની પ્રજા એકએકની બંધુરૂપ છે. જેમ ગુલાબના તીક્ષ્ણ કાંટાને, સુકોમળ રમણીય પુષ્પને, પાંદડાંને તથા શાખાને અદષ્ટ મૂળમાંથી ઉપર ચઢતો એક જ રસ પોષે છે, તેમ પૃથ્વીની સુધરેલી અને જંગલી સર્વ પ્રજાઓને એક જ અદષ્ટ મૂળ પોતાના ચૈતન્યરસથી પોષે છે. વૃક્ષનું એક અંગ છેદાવાથી જેમ આખું વૃક્ષ સહન કરે છે, તથા શરીરના એક અવયવને દુઃખ થવાથી જેમ આખા શરીરને સહન કરવું પડે છે, તેમ આ વિશ્વકુટુંબના એક મનુષ્યને પીડા થતાં આખા વિશ્વને પીડા સહન કરવી પડે છે. વૃક્ષની એક શાખામાં સડો પેસવાથી તે શાખાને જ હાનિ થઇને અટકતી નથી, પણ આખા વૃક્ષમાં હાનિ થવાનો સંભવ આવે છે, તેમ એક પ્રજા દુઃખી અથવા અજ્ઞાન રહેવાથી તેને એકલીને જ હાનિ થાય છે, એમ કંઇ નથી, પણ જો તેને જ્ઞાનવાન્ અને સુખી કરવાનો પ્રયત્ન કરવામાં નથી આવતો તો બીજી પ્રજાઓને પણ હાનિ થવાનો સંભવ આવે છે. આમ એકના સુખમાં બીજાનું સુખ રહેલું હોવાથી આપણે આપણું જ હિત સાધવું, અને બીજાને તેનું ફોડી લેવા દેવું, એ નિશ્ચય મને તો યોગ્ય ભાસતો નથી. ખરું છે કે આપણે એકલાં સમગ્ર વિશ્વનું કલ્યાણ સાધી શકીએ એમ નથી, પણ તેથી આપણાથી બનતું અન્યનું હિત સાધવામાં આપણે પ્રમાદ સેવવો, એ કોઇ પણ રીતે યોગ્ય ગણાય તેમ નથી. દુષ્કાળમાં લાખો મનુષ્યો અન્નવિના મરતાં હોય તે પ્રસંગે તે સર્વને અન્ન આપીને તેમના જીવ આપણે ઉગારી શકવાને અસમર્થ છીએ તો પણ તેટલા ઉપરથી બે ચારને પણ અન્ન આપવાની જવાબદારી આપણે માથેથી ઉતારી નાંખવી, એ શી રીતે ઉચિત ગણાય ? તેથી હે ધર્મશીલ પ્રભો ! આપણા માનવ બંધુઓનાં તેમાં પણ આપણી આર્યપ્રજાનાં દુઃખો ટાળવા આપણે કાંઇ પણ વિચાર કરવો તે યોગ્ય જ છે, એમ મને લાગે છે.

મેં કહ્યું, હે અન્યનાં દુઃખે દ્રવનારી ! તારા વિચારો મને સર્વાંશે માન્ય છે. પરકુંહિત કરવું, એ જ પુણ્ય છે, અને પરને પીડા આપવી, એ જ પાપ છે, એમ આપણાં સત્શાસ્ત્રો ડિંડિમ વગાડીને કહે છે. આથી બીજાઓના હિતને અર્થે પ્રવૃત્તિ કરવા તારા અંતઃકરણમાં જે વેગ ઉઠ્યો છે, તે શાસ્ત્રવિહિત હોવાથી મારા અત્યંત આદરને પાત્ર છે. પ્રિય દેવિ ! દુઃખનું કારણ દોષ છે, અને દોષનું કારણ અજ્ઞાન છે, તેથી દુઃખને ન્યૂન કરવા ઇચ્છનારે અ-

જ્ઞાનને ન્યૂન કરવા પ્રતિ લક્ષ આપવું અગત્યનું છે. આથી પ્રજાનું અજ્ઞાન ટાળવા આપણે યથામતિ હવેથી પ્રયત્ન કરીશું. જ્ઞાનદાનને જ સર્વોત્કૃષ્ટ દાન માન્યું છે, તેથી પ્રજામાં જ્ઞાનવૃદ્ધિ થાય, એવા ઉપાય આપણે હવે પછી વિચારીશું.

આ પ્રમાણે અમારે વાર્તા ચાલતી હતી એટલામાં મારા નોકરે 'આપને કોઇ મળવા આવ્યું છે,' એવી ખબર અમે જ્યાં બેઠાં હતાં ત્યાં આવીને કહી. આથી યોગિનીને પોતાના એકાંતગૃહમાં જવાનું સૂચવી હું મારા દીવાનખાનામાં આવ્યો.

---

## પ્રકરણ ૨૪.

### સૂર્યાનના નાટક.

મને મળવા આવનાર મનુષ્ય મુંબઇની આનંદવિલાસ નાટક કંપનીનો મેનેજર હતો. આ કંપની અમારા નગરમાં ત્રણેક અઠવાડીયાં થયાં આવી હતી, અને તેનાં નાટકો જોવા આખું નગર ઉલટયું હતું. મેનેજરને અને મારે કશું ઓળખાણ ન હતું, પરંતુ તેણે તેનો પ્રથમ ખેલ જે દિવસે મૂક્યો તે જ દિવસે તેનુ એક મુખ્ય પાત્ર માંદું પડી ગયું. તેનુ કામ તેના વિના બીજા કોઇથી થઇ શકે તેમ ન હતું અને ખેલમાં તે ઉતરનાર છે, એમ અગાઉથી પ્રસિદ્ધ થયેલું હોવાથી સઘળી ટીકેટો ચાર દિવસપૂર્વે ખપી ગઇ હતી. તે જો ખેલમાં ન ઉતરે તો પ્રેક્ષકોને ભારે અસંતોષ થવાનો, તેમ જ કંપનીને ભવિષ્યના ખેલોમાં હાનિ થવાનો સંભવ હતો. આથી કોઇ પણ રીતે તેનો વ્યાધિ તે જ દિવસે મટાડવાની કંપનીના મેનેજરને તીવ્ર ઇચ્છા હતી. તેણે અમારા નગરના એક ગોરા ડૉક્ટરને બોલાવ્યો, અને તેનું ઔષધ ચાલુ કર્યું પણ ઔષધ લીધાને અર્ધો કલાક ન થયો એટલામાં તો તેનો વ્યાધિ અત્યંત વધી ગયો. આથી મેનેજર ગભરાયો, અને તેણે બીજા ડૉક્ટરને બોલાવ્યો. આમ ઉપરાઉપરી એક પ્રહરમાં તેણે સાત ડૉક્ટર તથા દેશી વૈદ્ય બદલ્યા, પરંતુ કોઇથી તેને સહજ પણ લાભ ન થતાં તેની સ્થિતિ વધારે અને વધારે ગંભીર થતી ચાલી. સાંજના સાત વાગતાં તો વ્યાધિનું સ્વરૂપ એવું તો ભયંકર થઇ પડયું કે ડૉક્ટરોએ તથા વૈદ્યોએ તેના જીવવાની આશા છોડી. મેનેજર છેક જ નિરાશ થઇ ગયો. આ સંધિમાં તેના આગળ કોઇએ મારૂં નામ દીધું, તથા જણાવ્યું કે મારે માથે ગુરુનો હાથો હોવાથી મરણપથારીએ સુતેલા મનુષ્યને પણ હું ઉઠાડી શકું છું. આથી મેનેજર પુરપાટ ગાડી દોડાવતો મારે ત્યાં આવ્યો, અને મારા અત્યંત કાલાવાલા કરવા લાગ્યો. વ્યાધિનું જે સ્વરૂપ તેણે વર્ણવ્યું તેથી મને પણ સમજાયું કે તે ભાગ્યે જ એક પ્રહરથી વધારે જીવે. આથી મેં તેને જણાવ્યું કે મને તેડી જવો હોય તો હું આવીશ, પણ મને નથી લાગતું કે હું તેને કંઇ પણ ઉપયોગનો થઇ પડીશ. મારાં આ વચનથી તેના હૃદયમાં બંધાયલો આશાનો છેલ્લો તંતુ તુટી ગયો, અને તે એકદમ પોક મૂકીને રડી પડ્યો. તેના અવાજથી પાસેના ખંડમાંથી યોગિની દોડી આવી. સઘળી હકીકત જાણતાં તેને અત્યંત કરુણા પ્રકટી. તે તરત જ મને બીજા ખંડમાં તેડી ગઇ, અને મને ધીમેથી કહેવા લાગી, ભગવન્ ! આપ આ દયાપાત્ર મનુષ્યના દુઃખને દૂર કરવા સર્વ રીતે સમર્થ છો, તે વાર્તા આજે કેમ વિસરી ગયા છો ? પેલો મહાપુરુષ 'રમતા રામ' આપને કહી આપેલો, સર્વ વ્યાધિને નિવારનાર રૂપેરી રંગનો ગોળો

આજે આપને કેમ સ્મરણમાં નથી આવતો? મને લાગે છે કે મરણપથારીપર પડેલા તે પાત્રને તે ગોળાના પાણીથી આપ અવશ્ય નીરોગ કરી શકશો. યોગિનીનાં આ વચનોથી મને તે ગોળાનું તત્કાળ સ્મરણ થઇ આવ્યું. આટલા દિવસ તે અમૂલ્ય દિવ્ય ઔષધને હું શાથી વિસરી ગયો હતો, એ વિચારથી મને આશ્ચર્ય થયું. યોગિનીસાથે હું તત્કાળ બહાર આવ્યો, અને પેલા મેનેજરને કહ્યું કે નિર્ભય થાઓ. પરમાત્માની કૃપા છે તો તમારું પાત્ર રોગમુક્ત થશે, એટલું જ નહિ પણ આજ ને આજ એક કલાક પછી ખેલમાં ઉતરવા સમર્થ થશે. ચાલો હું તમારી સાથે આવું છું. આમ બોલી હું તેની સાથે જવા તૈયાર થયો. યોગિની પણ મારી સાથે આવવા તૈયાર થઇ. મેં પેલા અલૌકિક ઔષધરૂપ ગોળાને, જળથી ભરેલા એક રૂપાના પાત્રમાં નાંખ્યો. પછી તે પાત્ર સાથે લઇ હું તથા યોગિની તે મેનેજરની સાથે તેના નિવાસસ્થાનમાં આવ્યાં. રોગીની સ્થિતિ બહુ ભયંકર હતી. તે ઘોરમાં પડ્યો હતો. તેને છેલ્લો શ્વાસ ચાલતો હતો. મેં એકાદ ઘટિકા જવા દઇ મારી સાથે આણેલા પાણીમાંથી ત્રણ ચમચી પાણી તેના ગળામાં રેડ્યું. તે પાણી તેના કંઠ નીચે ઉતરતાં જ તેની સ્થિતિમાં ફેરફાર થવા લાગ્યો. મેં ચમચીથી જલ આપવું જારી રાખ્યું. શ્વાસનો જે ઘરેડો ચાલતો હતો તે ક્રમે ક્રમે ઓછો થવા લાગ્યો, અને દશ મિનિટ નહિ ગઇ એટલામાં તો નીરોગ મનુષ્યની પેઠે તેનો શ્વાસ વહેવા લાગ્યો. પછી બાકીનું જળ મેં તેને પૂરે પૂરું પાઇ દીધું, અને પછી સર્વને કહ્યું કે આને અર્ધો કલાક ઉંઘવા દેજો. અર્ધો કલાકપછી તે કેવળ નીરોગ થઇને ઉઠશે. તેને એક દસ્ત થશે, અને તે દ્વારા તેનો સંપૂર્ણ વ્યાધિ નીકળી જશે. આ વગેરે વચનો કહીને અમે ઘેર આવ્યાં. બીજે દિવસે સવારે મેનેજર મને મળવા આવ્યો ત્યારે તેનાથી મને જણાયું હતું કે મારા કહેવાપ્રમાણે અર્ધો કલાક પછી તે પાત્ર કેવળ નીરોગ થઇને ઉઠ્યું હતું, તથા ખેલમાં પોતાનું કાર્ય તેણે બહુ ઉત્તમ પ્રકારે કર્યું હતું. આવા ભારે મંદવાડની અશક્તિ કે બીજું કોઇ ચિહ્ન નાટકમાં તેને જણાયું ન હતું. પછી તે મેનેજરે મારો અત્યંત ઉપકાર માન્યો, તથા મારા શ્રમના બદલામાં મને એક ભારે રકમ આપવા માંડી, પણ મેં તે સ્વીકારી નહિ. આ પછી મને તથા યોગિનીને પોતાનાં નાટકો જોવા આવવાને માટે તેણે અત્યંત આગ્રહ કર્યો, પરંતુ વિવેકથી તે પ્રસંગે મેં ના કહી હતી. આજે સૂર્યાસ્તના નામનું રેનું અત્યંત પ્રસિદ્ધ અને લોકપ્રિય નાટક થવાનું હતું, અને તેથી તે જોવા આવવાનું અમને આમંત્રણ કરવા તે આવ્યો હતો. મેં પ્રથમ તો પૂર્વની પેઠે જ ના કહી, પણ તેણે એટલો બધો આગ્રહ કર્યો કે અંતે અમે ઉભય આવીશું, એમ કહી મેં તેને વિદાય કર્યો.

(અપૂર્ણ)

---

## અત્યાચારના અનર્થો.

અત્યાચાર અથવા કોઇ પણ કામમાં હદબહાર જવાથી અનેક હાનિઓ થાય છે. અનેક વિષયોમાં મનુષ્યો આજે હદબહાર જાય છે, પરંતુ ખાવામાં તેઓ જે અત્યાચાર કરે છે, તેના આગળ બીજા સઘળા અત્યાચાર ઝાંખા પડી જાય છે. એવો કોઇક જ મનુષ્ય હશે કે જે પોતાના શરીરને જેટલા પોષણની અગત્ય છે, તેના કરતાં વધારે નહિ ખાતો હોય. ભોજનની થાળી ઉપર વિદ્વાન્ કે અવિદ્વાન્ જ્યારે બેસે છે ત્યારે તે ખાવાનો હેતુ શરીરને પોષણ

આપવાનો છે, એ વાત કેવળ વિસરી જાય છે. જઠરમાંથી અન્ન પાછો ઉછાળો મારે છે ત્યાં સુધી તે આઘુંપાછું જોયા વિના આડે હાથે ઝાપટે છે. તે શરીરને પોષવા ખાતો નથી, પણ જીભને સંતોષવા ખાય છે. હદઉપરાંત ખાવાથી તે પોતાના શરીરના બળનો ક્ષય કરે છે, અને પોતાના અર્ધાંઅર્ધ આયુષ્ ઉપર પૂળો મૂકે છે. હદઉપરાંત ખાવાથી તે પોતાની કામ કરવાની શક્તિઓને હણી નાંખે છે, અને વિવિધ વ્યાધિઓને પોતાના શરીરમાં સ્થાપી નિવાસ કરવાને આમંત્રણ આપે છે.

ડાક્ટરો અને વૈદ્યોની દવા ખાનારા હજારો રોગીઓમાં સેંકડે ૯૫ મનુષ્યો હદઉપરાંત ખાનારા હોય છે. હદઉપરાંત ખાવું એ એક જબરૂં પાપ છે, અને આ પાપથી બચનારા કોઇ વિરલા જ નજરે પડે છે. સાજા મનુષ્યો જેમ આ પાપમાં ડુબેલા રહે છે તેમ માંદા મનુષ્યો પણ તેમાં ડુબેલા રહે છે; સ્ત્રીઓ જેમ તેમાં પડેલી રહે છે, તેમ પુરુષો પણ રહે છે! વૃદ્ધો અને બાળકો પણ તેથી મુક્ત હોતા નથી. જગત્ રોગથી, વિવિધ દુઃખોથી અને મરણથી ભરેલું હવે જોવામાં આવે એમાં શું આશ્ચર્ય છે!

કેટલાક પોતાના પેટને ચાહા અને કોફીના ઝેરી ઉકાળાની ટાંકીઓ જ બનાવે છે; કેટલાક પોતાનાં ફેફસાં અને શ્વાસનલિકાને તમાકુનો ધૂમાડો ભરવાનાં અને કાઢવાનાં ભુંગળાં જ બનાવે છે; કેટલાક પોતાનાં મુખને પાન અને સોપારીના ડુચા કચરવાની ખાંડણીઓ જ બનાવે છે; કેટલાક પોતાના નાકને અને મગજને તપખીર ભરવાની શીશીઓ જ બનાવે છે; અને કેટલાક પોતાની કંઠથી તે પાયુપર્યંતની અન્નનલિકાને વિવિધ આચર કુચરને ઠાંસી ઠાંસીને ભરવાની ઉભી કોઠીઓ જ બનાવે છે. આવા અત્યાચારમાં યથાર્થ આરોગ્યનું શી રીતે સંરક્ષણ થાય, દીર્ઘ આયુષ્ શી રીતે પ્રાપ્ત થાય, અને માનવદેહનાં કર્તવ્યો શી રીતે યથાવિધિ સધાય?

હદઉપરાંત કામ કરવું, એ પણ અત્યાચાર છે. મોડી રાત સુધી જાગવું, અને ઉજાગરા કરવા એ પણ અત્યાચાર છે. માસમાં એકવાર કરતાં અધિક વાર બ્રહ્મચર્યનો ભંગ કરવો, એ પણ અત્યાચાર છે. આ સર્વ અત્યાચાર મનુષ્યને દુઃખનો જ ભોક્તા કરે છે.

જરૂર જેટલું જ ખાતાં શીખો. શરીરરૂપી યંત્ર ઉત્તમ પ્રકારે શી રીતે ચાલે છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરો. શું ખાવું, કેટલું ખાવું, ક્યારે ખાવું, અને કેવી રીતે ખાવું, તે પ્રયત્નથી જાણો. શરીરની તમારે બહુ અગત્ય છે, તે બહુ મોંઘુ છે. દુરુપયોગવડે તેનો સત્વર નાશ કરી નાંખવા તે મળ્યું નથી, પણ તે વડે તમારૂં તથા અન્યનું સર્વોત્તમ કલ્યાણ તમે સાધો, તે માટે તે તમને મળ્યું છે. જીભના સ્વાદ માટે બે વાર કે ચાર વાર, જેમ ગધેડા ઉપર બોજો લાદવામાં આવે તેમ પેટમાં આહારનો બોજો ન ભરો. એથી જઠર વગેરે જીવનસંરક્ષક અવયવો ઘસાઈ જાય છે, અને તે ઘસાતાં તમે પોતે ઘસાઈ જાઓ છો, માટે અધિક ખાઈને પોતાના પગઉપર જ કુહાડો ન મારો.

ખાવાપીવામાં મિતાહારી થવાથી, તેમ જ બીજી બધી બાબતોમાં મર્યાદામાં રહેવાથી તમે સુદૃઢ આરોગ્યને તથા દીર્ઘ આયુષ્ને પ્રાપ્ત કરશો. એટલું જ નહિ પણ બીજી અનેક બાબતોમાં તમે ઉન્નતિને પ્રાપ્ત કરશો. કારણકે સઘળા પ્રકારની ઉન્નતિનો પાયો યથાર્થ આરોગ્ય છે.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## प्रतिकूलतामां परमार्थ साधी शकावो संभवे छे?

સર્વ પ્રકારની અનુકૂલતા હોય છે, તો જ પરમાર્થ સાધી શકાય છે, એવું ઘણાનું માનવું હોય છે, પરંતુ એવી કોઇ પણ સ્થિતિ નથી કે જેમાં આતુર ઇચ્છાવાન્ પોતાની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ સર્વોત્તમ પ્રકારે ન સાધી શકે!

પરમાર્થમાં પ્રવેશેલા કેટલાક મનુષ્યો પોતાનાથી યથાર્થ પ્રયત્ન ન થવામાં પોતાની સ્ત્રીનો દોષ કાઢે છે, કોઈ પોતાનાં સંબંધી જનોનો દોષ કાઢે છે, કોઇ પોતાની કઠિન નોકરીનો દોષ કાઢે છે, અને કોઇ પોતાના રોગી અથવા નિર્બળ શરીરનો દોષ કાઢે છે. સર્વ પોતાના દોષને બીજાને માથે ઓઢાડવાનો અને પોતાને નિર્દોષ જણાવવાનો પ્રયત્ન કરે છે.

જેને મનુષ્યો પ્રતિકૂળતા કહે છે, તેને કોઇ અન્ય સ્વચ્છંદી સત્તાએ મનુષ્યોને આપી હોતી નથી. કેદીના પગમાં પડેલી બેડી જેમ કેદીની પોતાની જ કૃતિનો પરિણામ છે, તેમ મનુષ્યને પ્રાપ્ત થયેલી પ્રતિકૂળતા તેની પોતાની જ કૃતિનો પરિણામ છે. પોતાના જ કૃતિએ જો તેને પ્રતિકૂલતા આપી છે, તો પોતાની જ કૃતિ તેને અનુકૂળતા આપવા સમર્થ છે. પ્રતિકૂળતા કોઇ બહારની સત્તાએ તેને આપી નથી, તો અનુકૂળતા પણ કોઇ બહારની સત્તા તેને આપે એમ છે જ નહિ. પોતે જ અનુકૂળતાનો ઉપજાવનાર છે તો પછી મને અનુકૂળતા મળે તો જ મારાથી પરમાર્થ સાધી શકાય, એવો વિચાર કરવો એ કેટલો નિષ્ફળ છે? સ્વપ્રયત્નવિના તેને અનુકૂળતા કોણ મેળવી આપે એમ છે?

'પણ આ કર્કશા સ્ત્રીની સાથે હું અંતઃકરણની પ્રશાંત સ્થિતિ શી રીતે રાખી શકું? મારામાં અને તેનામાં આકાશ અને જમીનજેટલું અંતર છે. મને વિરાગની અને તત્ત્વવિચારની વાતો ગમે છે, ત્યારે તેને ઘરેણાંની, સારૂં સારૂં ખાવાની અને પહેરવાની વાતો ગમે છે. હું સર્વાત્મભાવના સાધવા જાઉં છું, ત્યાં એ શંખિની સગાંસંબંધીના, જ્ઞાતિજનોના તથા આડોશીપાડોશીના સેંકડો દોષો મારા આગળ કથન કરવા મચી પડે છે. હું જપ કરવા કે

ધ્યાન કરવા બેસું છું, ત્યાં એ ફૂતરી વહાણુના પહોરથી છોકરાંને મારતી અને ધમકાવતી ઉઠે છે, અને પારવિનાનું કકળાણુ મચાવી મૂકે છે. આ પાપ મરી જાય, અથવા મને કોઇ સદ્‌ગુણી સુશીલ સ્ત્રી મળી હોય તો મારી ઉન્નતિ શું હું સત્વર અને ઉત્તમ પ્રકારે ન સાધી શકું ? ' આ વગેરે ભાવનાં વચનો, પ્રિય વાચક ! તમારામાંથી ઘણા મને કહેવા તત્પર થયા હશો, નહિ વારુ ?

પરમાર્થમાર્ગમાં ન પ્રવેશેલાં અને સંસારનાં જ સુખોમાં સ્થીપચી રહેલાં સ્ત્રીઆદિ સંબંધી જનો પ્રતિકૂળ વર્તન કરે, એ સ્વાભાવિક છે, પરંતુ પરમાર્થમાર્ગમાં પ્રવેશેલા સાધકો તેવા પ્રતિકૂળ વર્તનથી પોતાની વૃત્તિમાં વિક્ષેપને થવા દે, એ સ્વાભાવિક નથી. સ્ત્રી આદિ સંબંધી જનો સંસારને સાચો માનનાર છે; સાધક તેને ક્ષણિક અર્થાત્ અસત્ય માનનાર છે. સાચો માનનાર સ્ત્રીઆદિ જનો, સાધકની સઘળી પ્રવૃત્તિ ધૂમાડાના બાચકાજેવી સમજે છે, અને પોતાની પ્રવૃત્તિ સકારણ અને સફળ સમજે છે. પોતાના જ્ઞાનાનુસાર તે પ્રવૃત્તિ કરે છે, અને તેથી તે તેને માટે સંભવે છે; પરંતુ સાધક શું પોતાના જ્ઞાનાનુસાર પ્રવૃત્તિ કરે છે ? સંસાર અસત્ય અથવા મિથ્યા છે, એવા નિશ્ચયવાળા સાધકે સ્ત્રીઆદિ સંબંધી જનોની પ્રવૃત્તિને શા માટે સાચી માનવી જોઇએ, અને પોતાની વૃત્તિમાં વિક્ષેપ પ્રકટાવવો જોઇએ ? જો સાધક વિક્ષેપને પ્રકટવા દે છે, તો તે પોતાના નિશ્ચયથી ભ્રષ્ટ જ થાય છે, અને ભ્રષ્ટ સાધક સાધક ગણી શકાતો જ નથી.

જેઓ યથાર્થ સાધક છે, તેઓ સંબંધી જનોની ગમે તેવી પ્રવૃત્તિ થતી જોઇને અંતઃકરણને તપાયમાન થવા દેતા નથી. તેઓ પોતાના સન્નિશ્ચયને સર્વદા આગળ ને આગળ તરતો રાખે છે. એથી ઉલટું જેઓ પોતાના સન્નિશ્ચયને ભૂલી જાય, સંબંધી જનોથી અથવા પ્રાપ્ત પ્રસંગોથી વ્યાકુલ થઇ જાય છે, તેઓ પરમાર્થસાધક નથી, પણ પ્રતિકૂળ સંબંધી જનોના જેવા જ વ્યવહારમાં સ્થીપચી રહેનાર અને તેને જ સાચો માનનાર છે.

જે મનુષ્ય જેવી દૃષ્ટિથી જગતને જુએ છે, તેવી જ દૃષ્ટિથી તે તેને જણાય છે. કાળા કાચવાળાં ચશ્માં પહેરનારને સર્વ પદાર્થો જેમ કાળા દેખાય છે, તથા પીળા કાચવાળાં ચશ્માં પહેરનારને સર્વ પદાર્થો જેમ પીળા જણાય છે, તેમ તત્ત્વદૃષ્ટિથી જોનારને આખું જગત્ પરમાનંદમય સ્વરૂપ ભાસે છે, અને અતત્ત્વદૃષ્ટિથી જોનારને આખું જગત્ દુઃખના મહાસાગરજેવું ભાસે છે. સાધક તત્ત્વદૃષ્ટિને સાધનાર છે, કંઇ અતત્ત્વદૃષ્ટિને સાધનાર નથી, અને તેથી સ્ત્રીઆદિ સંબંધી જનો તેને વિક્ષેપનું ભાન કરાવનાર ન થતાં પરમાનંદનું જ ભાન કરાવનાર થવા જોઇએ. જો તે તેને વિક્ષેપનું ભાન કરાવનાર થાય છે, તો તેથી એ જ સિદ્ધ થાય છે કે તત્ત્વદૃષ્ટિને સાધવાનો તે પ્રયત્ન કરતો નથી.

એકાંતવાળી નિરુપાધિ અવસ્થામાં જ તત્ત્વદૃષ્ટિ સાધી શકાય છે, એમ ઘણાનું માનવું છે, પણ તે સર્વદા સાચું નથી. તત્ત્વદૃષ્ટિ સાધવાને માટે ગમે તે અવસ્થા અનુકૂળ છે. વૃત્તિઉપર સાવધાનતા રાખતાં ગમે તે સ્થિતિમાં તત્ત્વદૃષ્ટિ રહી શકે છે. જો તેમ ન બની શકતું હોય તો વ્યવહારમાં, જગમાં કમળપત્રની પેઠે નિર્લેપ રહેવાનાં જીવન્મુક્ત મહાપુરુષોનાં ઉદાહરણો સત્શાસ્ત્રોમાં ન જોવામાં આવે.

મહાપુરુષોને તત્ત્વદૃષ્ટિ સિદ્ધ છે; સાધકને તે સિદ્ધ કરવાની છે, અને તેથી પ્રત્યેક પ્રતિકૂળ પ્રસંગને તેણે આનંદથી વધાવી લેવો જોઇએ. ગરવીર યોદ્ધો થવા ઇચ્છનાર મનુષ્ય,

શસ્ત્ર બાંધીને શું કરે છે? તે પ્રત્યેક પ્રસંગે યુદ્ધમાં ઉતરે છે, અને જાણી જોઈને વિકટ પ્રસંગોમાં ઝંપલાવીને પોતાના યુદ્ધચાતુર્યને કેળવે છે. શસ્ત્ર બાંધીને ઘરના ખુણામાં ભરાઇ રહેનાર કયો મનુષ્ય યોદ્ધો નીવડે છે? જેમ શસ્ત્રો શત્રુસામે વાપરવામાટે હોય છે, તેમ સાધનો પ્રતિકૂળ પ્રસંગોમાં યોજવામાટે હોય છે. શસ્ત્ર વાપરવાની કુશળતા શત્રુસાથે વારંવાર યુદ્ધમાં ઉતરવાથી પ્રાપ્ત થાય છે, તેમ સાધનોની સુદૃઢ સિદ્ધિ પ્રતિકૂળ પ્રસંગોમાં તેનો નિત્ય ઉપયોગ કરવાથી થાય છે. આમ હોવાથી જે ખરા સાધકો છે, તેમને પ્રતિકૂળતા વિઘ્નરૂપ નથી, પણ મિત્રરૂપ છે; વિક્ષેપને ઉપજાવનાર નથી, પણ વિક્ષેપને ટાળનાર છે.

યથાર્થ સાધકને કશું જ પ્રતિકૂળ ભાસતું નથી. જે કાંઇ પ્રાપ્ત થાય છે, તેમાં દુઃખને ન જોતાં તે સુખને જ જુએ છે; માયાને ન જોતાં બ્રહ્મને જ જોવાનો પ્રયત્ન સેવે છે. આથી કર્કશા સ્ત્રી કે ખરાબ નોકરી કે રોગી શરીર તેને પોતાનાં સાધનો સાધવામાં લેશ પણ પ્રતિબંધક થતાં નથી.

પરંતુ સઘળા સાધકો યથાર્થ સાધક હોતા નથી, અને તેથી તેવા અયથાર્થ સાધકોને જ્યારે પ્રતિકૂળ પ્રસંગોનો અથવા પ્રતિકૂળ મનુષ્યોનો સંબંધ થાય છે ત્યારે ક્લેશ થવાનો પ્રસંગ આવ્યાવિના રહેતો નથી. આવે પ્રસંગે ક્લેશ ન થાય માટે શું કરવું,, એવો પ્રશ્ન સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે, અને તેનું સમાધાન પણ તેટલું જ સ્વાભાવિક છે કે અયથાર્થ સાધકે યથાર્થ સાધક થવું.

પ્રતિકૂળ સંબંધી જનોને અથવા પ્રસંગોને આપણે અનુકૂળ કરવા, એ પગમાં કાંટો ન વાગે માટે આખી પૃથ્વીઉપર ચામડું મઢી લેવાજેવું છે. કાંટો ન વાગે એટલા માટે જેમ પોતાના જ પગમાં જોડા પહેરી લેવા, એ જ યોગ્ય છે, તેમ પ્રતિકૂળ પ્રસંગોમાં પોતે જ પોતાના મનને તત્ત્વદૃષ્ટિવાળું કરવું-પોતે જ યથાર્થ સાધક થવું, એ અધિક યોગ્ય છે. ઓછે પ્રયત્ને સિદ્ધ થઈ શકે એવું એ જ છે.

યથાર્થ સાધક સઘળા પ્રકારના મનુષ્યોને, સઘળા પ્રકારના ઉપાધિઓને અને સઘળા પ્રકારની સ્થિતિઓને પોતાને અનુકૂળ કરી લે છે; અર્થાત્ પોતે તેમને અનુકૂળ થઇ જાય છે. યથાર્થ સાધકપણાનો એ એક મુખ્ય નિયમ છે કે જેનો જેનો વૃત્તિને સંબંધ થાય તે સર્વમાંથી જડ, દુઃખ અને અસત્ અંશોનો ત્યાગ કરવો, અને સત્ ચિદ્ અને આનંદ અંશોનું ગ્રહણ કરવું; અર્થાત્ માયાના ધર્મોનો વૃત્તિમાં સંસ્કાર પડવા ન દેવો, પણ બ્રહ્મના ધર્મોના જ સંસ્કાર પાડવા. સાધક ભક્તિમાર્ગે વહન કરતો હોય તો તેણે જે કંઇ જોવામાં આવે તેમાં તે વસ્તુને ન જોવી પણ તેમાં રહેલા પોતાના ઇષ્ટને અથવા ઉપાસ્યને જ જોવા. આથી જ પ્રલ્હાદ આદિ ભક્તોનો જળમાં, સ્થળમાં, ચરમાં, અચરમાં સર્વમાં જ પોતાના ઇષ્ટને જોવાનો પ્રયત્ન સત્શાસ્ત્રોમાં વર્ણવ્યો છે.

જ્યારે સાધક જે જે પ્રાણીપદાર્થ વગેરેનો પોતાને સંબંધ થાય છે, તેમાં પોતાના ઇષ્ટને જ જોવાનો પ્રયત્ન સેવે છે ત્યારે તેને કશાથી વિક્ષેપ થવાનો સંભવ રહેતો નથી. તેનો આ પ્રયત્ન એ જ સાધનાભ્યાસ છે, અને તે તો તેને ચોવિશે કલાક થતો રહેતો હોવાથી સાધનો સાધવા તેને કોઈ પણ પ્રકારની નવી અનુકૂળતા પ્રાપ્ત કરવાની રહેતી નથી.

ભૂત માત્રમાં રહેલા પરમાત્મા કોની પ્રીતિના વિષય નથી? સર્વની જ પ્રીતિના વિષય

છે; અને તેથી ભૂતમાત્રમાં પરમાત્મા જોવાનો પ્રયત્ન સેવનાર સાધકને કર્કશા સ્ત્રી વગેરેથી ક્લેશ થવો શી રીતે સંભવે?

યથાર્થ સાધક કર્કશા સ્ત્રીસાથે, અને યથાર્થ સાધક સ્ત્રી ગમે તેવા તુંડમિજાજી પુરુષસાથે ઉપર કહેલી તત્ત્વદષ્ટિથી સુખપૂર્વક રહી શકે એમ છે, એટલું જ નહિં પરંતુ પોતાનું સર્વોત્કૃષ્ટ કલ્યાણ સાધી શકે એમ છે. પોતાની કર્કશા સ્ત્રીના પ્રત્યેક કામમાં તેમ જ પોતાના તુંડમિજાજી પતિના પ્રત્યેક કામમાં યથાર્થ સાધક પુરુષ અથવા સ્ત્રીને પ્રસન્નતા દર્શાવવામાં કશી જ અડચણ નડે તેમ નથી. પ્રત્યેક પ્રસંગમાં હિતને જોવું અને પ્રસન્નતાને પ્રકટાવવી, એ યથાર્થ સાધકનું એક સિદ્ધ લક્ષણ છે.

જે પુરુષની અથવા સ્ત્રીની વૃત્તિ જેના જેના સંબંધ થાય અને જે જે પ્રાપ્ત થાય તેમાં હિતને જોઇ શકતી નથી અને પ્રસન્નતાને પ્રકટાવી શકતી નથી તે પુરુષ અથવા સ્ત્રી યથાર્થ સાધકત્વમાં પ્રવેશ્યાં નથી. આવાં સ્ત્રીપુરુષે બીજાને પોતાની વૃત્તિઅનુકૂળ વર્તાવવાનો પ્રયત્ન કરવાનો છોડી દઇને યથાર્થ સાધકત્વમાં પ્રવેશવાનો પોતે જ પ્રયત્ન કરવો, એ જ અધિક યોગ્ય છે.

તમારી મનની સ્થિતિ બદલો; તમારી દૃષ્ટિમાં ફેરફાર કરો, અને તમને સ્પષ્ટ થશે કે આ જગત્ જે તમને વિરૂપ જણાય છે, તે મનોહર છે. તમને સ્પષ્ટ થશે કે જગતમાં જે વિરૂપતા જણાતી હતી તે તમારા પોતાના મનની જ હતી. પ્રત્યેકમાં રહેલી સર્વોત્તમ વસ્તુને જુઓ, અને તમને સમજાશે કે પ્રત્યેક પોતપોતાની મર્યાદામાં સર્વોત્તમ છે.

યથાર્થ સાધકત્વ બોલવામાં—અન્યને ઉપદેશ આપવામાં—નથી, પણ વર્તનમાં છે. તમે પોતે જ્યારે યથાર્થ સાધકના ધર્મે આચરતા થશો, ત્યારે કર્કશા સ્ત્રી કે કોઇ પણ તમારા પ્રતિ પ્રતિકૂળ વર્તન નહિ કરે. તમારામાંથી દોષ ટળતાં, તમારા સંબંધમાં આવનાર સર્વ, પોતાના દોષ વેગળા મૂકીને તમારી સાથે સંબંધમાં આવશે. આમ હોવાથી કર્કશા સ્ત્રીને કેવી રીતે સુધારવી અથવા અનુકૂળ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરવી, એ પ્રશ્નનો તમારે વિચાર કરવાનો નથી, પણ તમારા પોતાના મનને કેવી રીતે નિર્દોષ કરવું, તમારા પોતાના મનને કેવી રીતે સર્વમાં હિતને જોતું કરવું, એ જ પ્રશ્નનો તમારે વિચાર કરવાનો છે.

આપણે જે પ્રમાણે વિચાર કરીએ છીએ, તે જ પ્રમાણે બીજાઓને વિચાર કરવા સમજાવવાનો પ્રયત્ન કરવો, એ નિષ્ફળ છે. એ પ્રકારના પ્રયત્નમાં આપણો સમય તથા કાળજી બને નકામાં વહી જાય છે: બીજાઓનો જ્યાં સુધી અધિકાર આવ્યો હોતો નથી, ત્યાં સુધી જેવા વિચારો આપણે કરીએ છીએ તેવા વિચારો તેઓ કરી શકતા જ નથી; અને જ્યારે તેમનો અધિકાર આવે છે, ત્યારે તેમને તેવા વિચારો કરવાનો આગ્રહ કરવાની જરૂર રહેતી નથી.

પોતાના જેવા જ વિચારો બીજા કરે, અને પોતાના નિશ્ચયો બીજા સ્વીકારે એવો દુરાગ્રહ ઘણા મનુષ્યો ધરે છે. જે પ્રકારે આપણું અંતઃકરણ કેળવાયું છે તેવું બીજાનું ન કેળવાયું હોય તો તેઓ આપણી પેઠે શી રીતે વિચાર કરે, અને આપણા નિશ્ચયોને શી રીતે સ્વીકારે? ઉંદર મારવા, એ પાપ છે, એવો બોધ બિલાડીને આપવા પ્રયત્ન કરવો, એ શું વ્યર્થ શ્રમ નથી? અને આમ છતાં અસંખ્ય મનુષ્યો પોતે જે માનતા હોય છે અને જે પ્રમાણે ચાલતા હોય છે, તે જ બીજા માને અને તે જ પ્રમાણે બીજા ચાલે એવો દુરાગ્રહ

ધરે છે. સ્ત્રી અથવા સંબંધી જનો આપણા નિશ્ચયપ્રમાણે ન વર્તે તેથી વ્યાકુળ થવાનું પ્રયોજન નથી, તેમ તેમના ઉપર બળાત્કાર કરવાનું પણ પ્રયોજન નથી. આપણા નિશ્ચયોનો અધિકાર આવ્યાવિના તેઓ આપણા નિશ્ચયપ્રમાણે શી રીતે વર્તે ?

પોતાના નિશ્ચયો અને વિચારો ઉત્તમ છે, એવી પ્રથમ ખાતરી કરી જોયાવિના ઘણા મનુષ્યો, તેમને બીજાને ગળે ઘાલવાનો પારવિનાનો દુરાગ્રહ સેવે છે. વિચાર અને નિશ્ચયની ઉત્તમતા વિવિધ કારણો આપવાથી સિદ્ધ થતી નથી. નિશ્ચયોને આચારમાં મૂકવાથી પ્રકટતા પરિણામઉપરથી તેની ઉત્તમતા સિદ્ધ થાય છે.

યથાર્થ સાધક શબ્દોવડે બીજાઓને પોતાના વિચાર અને નિશ્ચયો સ્વીકારવા આગ્રહ કરતો નથી. ઉપદેશ આપવાનું તેનું શસ્ત્ર શબ્દો નથી પણ વર્તન છે. પોતાના વિચારોને અને નિશ્ચયને આચારમાં મૂકીને તેના ફળને તે પ્રથમ પોતાનામાં પ્રકટ કરે છે, અને તે ફળનું બીજાઓને દર્શન કરાવીને તેવડે જ તે બીજાઓને ઉપદેશ આપે છે. શબ્દોના ઉપદેશકરતાં વર્તનનો અને તેથી પ્રકટતા ફળનો ઉપદેશ વધારે સચોટ છે, એમ તે જાણે છે. વળી તે જાણે છે કે શબ્દનો ઉપદેશ સામાને જેટલો મદદગાર થઇ પડે છે, તેના કરતાં વર્તનનો ઉપદેશ અધિક મદદગાર થાય છે. આથી તે બોલતો નથી, પણ કૃતિને કરે છે. તે લુખાં કારણોવડે કશું સિદ્ધ કરતો નથી, પણ ફળનું પ્રત્યક્ષ દર્શન કરાવી સામાની ખાતરી કરે છે.

પ્રતિકૂળ મનુષ્યોસાથે તમારે સંબંધ થયો હોય તો તેમના પ્રતિકૂળ વર્તન અથવા વિચારતરફ ધ્યાન આપવાની તમારે કશી જ અગત્ય નથી. તમે તે મનુષ્યોસાથે જોડાયલા છો; તેમના વિચાર અને વર્તનસાથે નથી. તેઓ પ્રતિકૂળ વિચાર દર્શાવે અથવા પ્રતિકૂળ વર્તન કરે ત્યારે તે પ્રતિ પ્રતિકૂળ બુદ્ધિ ન કરો. તમારા વિચાર તથા નિશ્ચયો જેવા તમને પ્રિય છે, તેવા તેમના વિચાર તથા નિશ્ચયો તેમને પ્રિય છે, તેથી તેમના વિચારો તથા નિશ્ચયોના સામા ન થાઓ.

સંબંધી જનોના વિચાર તથા વર્તનને ન જોતાં તેમના કલ્યાણપ્રતિ જ તમારે ધ્યાન આપવું. જ્યારે તેઓ જોશે કે તમે તેમના કલ્યાણમાં જ નિરંતર તત્પર રહો છો ત્યારે તેઓ તમારા પ્રતિનું પોતાનું પ્રતિકૂળ વર્તન લજ્જા પામી ત્યજી દેશે.

તમારા વિચારો તથા નિશ્ચયો ઉત્તમ હશે તો બીજા તેનો સ્વીકાર કર્યાં વિના નહિ જ રહે; પણ તમારા નિશ્ચયોની ઉત્તમતા તમારે બીજાને સિદ્ધ કરી આપવી જોઇએ. વાતોથી ? ના. કૃતિથી; તમારા નિશ્ચયોને આચારમાં મૂકી તેનાં ઉત્તમ ફળ બીજાને દર્શાવીને.

ઉત્તમ વિચારોને અને નિશ્ચયોને જ્યારે વાતોમાં ઉછાળવામાં નથી આવતા, પણ વર્તનમાં તેમને દર્શાવી આપવામાં આવે છે, ત્યારે તેમના અગાધ સામર્થ્યનો અનુભવ થાય છે. યથાર્થ સાધક પોતાના ઉત્તમ વર્તનથી, એક શબ્દ પણ મુખમાંથી બોલ્યાવિના પોતાના ઘરનાં સર્વ મનુષ્યોના આચારવિચાર કેવળ બદલી નાંખે છે; ગમે તેવાં પ્રતિકૂળ મનુષ્યોના વિચાર અને વર્તનને તે પોતાને અનુકૂળ કરે છે. પોતાના વર્તનથી તે પોતાની ઉત્કૃષ્ટતા સર્વને દર્શાવી આપે છે.

યથાર્થ સાધકને પોતાની ઉન્નતિ કરવાને માટે અનુકૂળ ઘર, કે સ્ત્રી કે ઉદ્યોગની અગત્ય હોતી નથી, અર્થાત્ આવાં બહારનાં સાધનો હોય છે તો જ તે પોતાની ઉન્નતિ કરી શકે છે, એવું કશું જ હોતું નથી. જેને આવાં સાધનોની જરૂર હોય છે, અર્થાત્ તેવાં સાધનો હોય તો જ જે પોતાની ઉન્નતિ સાધી શકે એમ હોય છે, તેને યથાર્થ સાધક થતાં

હજી વિલંબ છે. આવા સાધકો સ્વાત્માવલંબી નથી પણ પરાવલંબી છે, એટલે પોતાના સામર્થ્યઉપર ઝુઝનારા નથી, પણ પારકાના સામર્થ્યઉપર ઝુઝનારા છે. અને આત્મસામર્થ્યનો વિશ્વાસ ત્યજી જેઓ પારકાના સામર્થ્યઉપર વિશ્વાસ રાખે છે તેઓ ક્વચિત્ જ વિજયી થાય છે.

અસંખ્ય મનુષ્યો ધારે છે કે અમને આવી અનુકૂળતા હોય ને તેવી અનુકૂળતા હોય તો અમે સાધનોનો રૂડી રીતે અભ્યાસ કરી શકીએ અને અમારો અભ્યુદય બહુ સત્વર સાધી શકીએ; પરંતુ અભ્યુદય વિવિધ અનુકૂળ સાહિત્યોની મધ્યમાં હોવાથી સત્વર થતો નથી, પણ આપણાં ઉત્તમ વર્તન અને આચારથી સત્વર થાય છે. લાખો ગ્રંથોવાળા પુસ્તકાલયમાં કામ કરનારા નોકરો વિદ્વાન્ થતા નથી, પણ થોડાં પુસ્તકોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરનારા જ વિદ્વાન્ થાય છે.

અનુકૂળ સાહિત્યો મનનો ઉંચો અધિકાર કરતાં નથી, પણ મનનો ઉંચો અધિકાર અનુકૂળ સાહિત્યોને જ્યાં ત્યાંથી ઘસડી આણે છે. આપણાં સંબંધીઓને મનનો ઉંચો અધિકાર કરવાનું કહ્યા કરવાથી તેઓ ઉંચા અધિકારવાળાં થતાં નથી, પણ જ્યારે આપણે પોતે આપણા મનનો અત્યંત ઉંચો અધિકાર કરીએ છીએ, ત્યારે આપણા સંબંધમાં આવનાર પ્રત્યેક આપણા જેવા થવાનો પ્રયત્ન કરે છે.

યથાર્થ સાધકત્વ શું છે તે બીજાને સમજાવવું હોય અને યથાર્થ સાધકત્વમાં બીજાને આણવા હોય તો તમે પોતે યથાર્થ સાધક થાઓ. જ્યારે તમે યથાર્થ સાધક થશો ત્યારે તમારી કર્કશા સ્ત્રી પણ તમારા સાધકત્વની સ્તુતિ કરશે, અને તમારા જેવા થવાનો પ્રયત્ન કરશે.

યથાર્થ સાધક ધર્મને અનુસરનાર પુરુષને, તેની સ્ત્રી ભલેને કર્કશા હોય તોપણ પૂજતી થાય છે; યથાર્થ સાધક ધર્મને અનુસરનાર સ્ત્રીને તેનો પતિ ભલેને તુંડમિજાજી હોય તોપણ દેવીતરીકે સ્વીકારતો થાય છે. યથાર્થ સાધક ધર્મને અનુસરનાર પુરુષની નોકરી ગમે તેવી કઠિન હોય તોપણ સરળ થાય છે, એટલું જ નહિ પણ અલ્પ સમયમાં છુટી જાય છે. યથાર્થ સાધક ધર્મને અનુસરનાર પુરુષનું શરીર ગમે તેવું દુર્બળ અને વ્યાધિગ્રસ્ત હોય છે તો પણ સત્વર સબળ અને નીરોગ થાય છે. સ્વલ્પમાં યથાર્થ સાધકધર્મને અનુસરનારને આખું વિશ્વ અનુકૂળ થઇ જાય છે.

ઉચ્ચ વિચારો સર્વ કોઇ સહેલાઇથી સમજી શકતા નથી, પણ ઉચ્ચ વર્તન સઘળા જ સમજી શકે છે; અને વર્તન જેમ અધિક ઉંચા પ્રકારનું તેમ તે મનુષ્ય સર્વથી અધિક પૂજાય છે, અને સર્વના અધિક પ્રેમને પામે છે.

યથાર્થ તત્ત્વજ્ઞાન એ વિચારોનો કે નિશ્ચયોનો સંગ્રહ નથી, પણ મનુષ્યમાં રહેલા જે **પરમાત્મા** તેનું બહાર પ્રકટવું તે છે. અને સર્વોત્તમ શુદ્ધ વર્તન એ જ આ પરમાત્માનું બહાર પ્રકટવું છે. જે મનુષ્યનાં વિચાર, વાણી અને વર્તન સર્વોત્તમ પ્રકારનાં શુદ્ધ થયાં છે, તેનામાં **પરમાત્મા** નિઃસંદેહપણે પ્રકટ્યા છે. યથાર્થ તત્ત્વજ્ઞાન તેનું જ નામ છે. આવું યથાર્થ તત્ત્વજ્ઞાન સિદ્ધ કરવું, એ જ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. જ્યારે આ કર્તવ્યને પ્રત્યેક મનુષ્ય સમજતો થશે, અને તેને સિદ્ધ કરવા કટિ કસશે ત્યારે ક્લેશથી ભરેલો આ સંસાર ક્લેશમય નહિ રહે, પણ બ્રહ્માનંદથી પૂર્ણ બ્રહ્મલોક થશે. તે સમયે પ્રત્યેક મનુષ્ય જીવ શબ્દથી નહિ ઓળખાયે પણ સિદ્ધેશ્વર શબ્દથી ઓળખાશે.

# मानसोपचार.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૨૦ થી ).

## પ્રકરણ ૫.

શરીરના પ્રત્યેક ભાગને, પ્રત્યેક અવયવને, અને ટુંકામાં પ્રત્યેક અણુને રુધિરવડે પોષણ મળતું હોવાથી તથા શરીરના વિવિધ ભાગમાં નિઃસત્ત્વ થઇ ગયેલા અણુઓ બહાર કાઢી નંખાવા માટે રુધિરવડે જ ફેફસાંમાં અણાતા હોવાથી આરોગ્યઅર્થે રુધિર શરીરમાં સારી રીતે ફરવું જોઇએ, એ આપણે પૂર્વે જોયું છે. શરીરના પ્રત્યેક ભાગને જોઇએ તેટલું પોષણ મળ્યા વિના તેઓ નીરોગ રહી શકતા નથી, તથા પોતાને કરવાની ક્રિયા બરાબર કરી શકતા નથી, તેથી પ્રત્યેક ભાગમાં રુધિર સમાન રીતે વહે તે માટે શું કરવું, તે વિષે પણ ગયા પ્રકરણમાં આપણે વિચાર કરી ગયા છીએ. હવે શરીરના પ્રત્યેક ભાગને પોષવાનાં તત્ત્વો રુધિર ક્યાંથી મેળવે છે, તે વિષે વિચારીએ.

આ વિષય ઘણું કરીને સર્વના જાણવામાં છે, તથાપિ તે ઉપર વાચકનું પુનઃ ધ્યાન ખેંચવું અગત્યનું છે. જે પદાર્થો આપણે આહારમાં ગ્રહણ કરીએ છીએ, જે પ્રવાહી પદાર્થો આપણે પીએ છીએ, અને જે હવા આપણે શ્વાસમાં લઇએ છીએ, તેમાંથી આપણને આપણા શરીરના પોષણનાં તત્ત્વો મળે છે. ઘસારાથી શરીરના જે અણુઓનો નિત્ય ક્ષય થાય છે, તેનો ખુટકો જો આપણે ખાઇએ નહિ તો પૂરાય નહિ. જળ વગેરે પ્રવાહી પદાર્થો જો આપણે ન પીએ તો આપણા અવયવો પોતાનાં કામ યથાર્થ રીતે કરી શકવાના નહિ, કારણ કે તેમને ચોકસ પ્રમાણમાં જળની જરૂર હોય છે. જો હવા આપણે શ્વાસમાં ન ગ્રહણ કરીએ તો આપણે જીવી શકવાના નહિ, કારણ કે રુધિરને જીવનમય કરનાર તત્ત્વ આપણને હવામાંથી જ મળે છે.

આહાર, જળ, અને હવામાંથી આપણને પોષણનાં તત્ત્વો મળતાં હોવાથી આ ત્રણ વિષે વિચાર કરવાની અગત્ય છે.

આહારમાંથી પોષણનાં તત્ત્વો જઠર તૈયાર કરે છે. આથી જઠર જો પોતાની ક્રિયા ઉત્તમ પ્રકારે કરે છે, તો જ આપણને આહારમાંથી પોષણનાં તત્ત્વો જોઇતા પ્રમાણમાં મળે છે. જઠરનો વ્યાપાર અર્થાત્ પચનક્રિયા જો બરાબર ચાલતી નથી તો આપણું રુધિર ઉત્તમ પ્રકારનાં પોષણનાં તત્ત્વોવાળું થતું નથી; અને આમ થતાં, શરીરને ઓછું અને ઉત્તમ પ્રકારનું પોષણ ન મળવાથી તેમાં વિવિધ પ્રકારના વ્યાધિઓ થાય છે.

જો કે વૈદકશાસ્ત્ર ત્રણ હજારકરતાં પણ વધારે વ્યાધિઓ ગણાવે છે, તોપણ લગભગ બધા જ વ્યાધિઓ અયોગ્ય પચનક્રિયામાંથી જ ઉત્પન્ન થતા હોવાથી, સઘળા વ્યાધિઓનો એક જઠરના વ્યાધિમાં સમાવેશ કર્યો હોય તો ચાલે એમ છે. હજારો વ્યાધિઓનાં અટપટાં નામ અજ્ઞાન મનુષ્યોને વ્યર્થ ભડકાવનારાં છે. વસ્તુતઃ જૂદી જૂદી જાતના આઠ દશ વ્યાધિઓ હશે કે કેમ, એ પણ સંશયભરેલું છે. સર્વ વ્યાધિનું મૂળ અયોગ્ય પચનક્રિયામાં જ છે, અને તેમાં જો પૂર્ણ રીતે સુધારો થાય તો પછી બીજા કોઇ કારણથી વ્યાધિ થવાનો સંભવ ભાગ્યે જ આવે છે.

હજારો અજ્ઞાન રોગીઓને આપણે વારંવાર ફરીઆદ કરતા સાંભળીએ છીએ કે સેંકડો

Registered No. B. 185.




रूप (पुस्तक) २०.—भाद्रपद कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ११.

श्लोकः।

सिंहासनं रचयितुं गगनं विशालं
नालं बभूव किल भूमकलेवरस्य।
यस्येह तस्य भगवंस्तव साङ्गजस्य
रीत्या कया भवति धूलिकणे निवासः ॥

અર્થઃ—હે ભગવન્! ભૂમા અર્થાત્ અતિ મહાન્ વિગ્રહવાળા આપ, જેમનું સિંહાસન રચવામાટે વિશાલ આકાશ પણ ખરે પૂરતું થયું નહિ, તે આપની માયાશક્તિસાથે શી રીતે ભુલોકમાં ધૂળના રજકણમાં મોકળાશથી રહી શકો છો?

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

શ્રી "સત્યવિજય" પ્રેસ.—પાંચકૂવા, નવા દરવાજા—અમદાવાદ.

વાર્ષિક લવાજમ. પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.



---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે પોસ્ટ દિવસ વાટ જોઇ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા

# श्रीमहाकाल.

रूप (पुस्तक) २०—भाद्रपद. कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ११.

॥ ॐ श्रीं ॥

## सर्वत्र ब्रह्मभावना.

પદ. ( શ્રીપતિ જુએ ગોપાલ—એ લય. )

ચિતિપતિ રાજે સાક્ષાત્—સર્વત્ર આજ;—
જડમાં ચિતિ ને ચેતનમાં ચિતિ, ચિતિમય અપ્ તેજ વાત[1],
સ્થૂલ ને સૂક્ષ્મ સકલ ચિતિમય છે, ચિતિમય સૃષ્ટિની ( સૌ ) જાત;—
ચિતિમય વાણી, ચિતિમય ચિંતન, ચિતિમય સર્વ સંઘાત,
અહં ઇદં ત્વં ચિતિમય ભાસે, ચિતિ દિન, રાત, પ્રભાત;—
ચિતિમય આ વ્યવહાર સકલ છે, ચિતિમય શાંત ઉત્પાત,
ચિતિમય પુત્ર કલત્ર સંબંધી, ચિતિમય છે પિતુ માત;—
ચિતિમય વ્યતીત, પ્રકટ સઉ પ્રાણી, ચિતિમય સૃષ્ટિ અજાતર,
સર્વ ચિતિમય, સઘળું ચિન્મય, ચિતિમય શુભ પ્રખ્યાત;—
સમસર્વત્ર ચિતિપતિ વિલસે, કરીએ પ્રીતે પ્રણિપાત,
ચિતિવિણ અન્ય દીસે તે ન સાચું, મિથ્યા ઝંઝાવાત[3];—

## प्रणति, ध्यान तथा तेनो परिणाम.

પદ. (ભક્તિ નવધા અમને વહાલી, એ લય.)

જય જય નરહરિ સચ્ચિતસુખઘન, ધ્યાન, પ્રણમી પદ, ધરીએ રે,
આપ સ્વરૂપમાં મિથ્યા આ હુંપદ, હેતથી આજ વિખરીએ રે.
દૃશ્ય સ્થળે સઘળે બહિર્, લહીએ આપસ્વરૂપ,
બાધિત કરી જડ દુઃખ અસત્, નામ અને આ રૂપ.
અસ્તિ ભાતિ પ્રિય આપમાં અંતર, એકાગ્ર થઇ ઉતરીએ રે. જય૦
ઇંદ્રિય મનમાં લય કરી, મન કરી મતિમાં લીન,
મતિ ગાળી પ્રભુ આપમાં, રહીએ આજ અભિન્ન,
સચ્ચિતિ મહાઉદધિમાં આજે મહોદધિરૂપ ઠરીએ રે. જય૦
અંશ નથી હું આપનો, હું તે કેવળ આપ,
આપ જ આપ દશે દિશે, નથી પુત્ર નથી બાપ.
નરહરિધ્યેયે ગળીને સન્મય સુખમય ચિન્મય ફરીએ રે. જય૦

---

## प्रेमलक्षणाभक्ति साधवा साधकोने निमंत्रण.

પદ. ( મારે મંદિરે પધારો યોગિરાજ—એ લય. )

પ્રભુપ્રેમમાં રમાડું, ઓ સુજાણુ ! મારા પ્રાણુ !
આવો, પધારો, આનંદથી.
પ્રેમ આનંદ એ જ મત આપણું.
જેથી જાય સઘ અંતરનું તાપણું,
પમાડું તમને ચિતિરત્નખાણ;—મારા—
સાધનો વિવિધ સ્નેહે નિત્ય સાધવાં,
ઉરે સ્થિર ચિત્તે ગુરુને આરાધવા,
આપું ષડરિ હણવાનો એ કૃપાણ[1];—મારા—
અન્ય વિષયે વહેતી વૃત્તિ રોધજો,
તૈલધારાવત્ સતત સ્વરૂપ શોધજો,
( એ ) આપું લક્ષ્ય વીંધવાનું અચુક બાણ;—મારા—
ગણી સર્વસ્વ પ્રિયતમ નરહરિ,
સાચા ભાવથી લેજો સઘ વશ કરી,
દશેદિશામાં વર્તાવું તમ આણ;—મારા—

1 શસ્ત્ર.

# स्वरूपानुभवार्थे इष्टप्रति अभ्यर्थना.

પદ. ( હે કૃષ્ણ મુરારિ, આશ્રય સાચો—એ લય. )

હે સચ્ચિતિ સ્વામિ ! આપસ્વરૂપરવિ મુજ ઉર આજ ઉગાડજો.
આપસ્વરૂપરવિકિરણમહિમા, વાણીથી ન કથાય,
જેપર પડતાં તે મટી લોહું, સ્પર્શમણિ બની જાય રે; હે૦
હે ચિન્મય ભાનુ ! આપની અદ્ભુત રશ્મિ મુજપર નાંખજો.
શાંતિસુધા છે આપ કિરણમાં, તત્ત્વજ્ઞો ગુણ ગાય,
ક્લેશાતીત થતા તે જન જે, ક્ષણ પણ તેમાં ન્હાય રે, હે૦
હે અદ્ભુત જ્યોતિ ! મુજ હૃદયે મંગલમય દ્યુતિ પ્રકટાવજો.
આપની મંગલમય દ્યુતિ જ્યાં ત્યાં કામઉલૂકનો ન વાસ,
ક્રોધ શોક ભય પીડ ન આપે, અવિદ્યાથી ના ત્રાસ રે, હે૦
હે ઐશ્વર્યાબ્ધિ ! આપવિષે મુજ મતિને સ્નાન કરાવજો.
આપસ્વરૂપસાગરમાં કરીને અલ્પશક્ત કંઈ સ્નાન,
ઈશના ઈશ ગણાયા ભવમાં, શાસ્ત્રો કરતાં ગાન રે. હે૦
હે અજ અવિનાશી ! પ્રકટપણે મુજ અણુઅણુમાંહિ વ્યાપજો.
આમય સઘળા ક્ષણમાં ટળતા, જે સ્થળ પ્રકટો આપ,
ક્ષર પણ અક્ષર બનતા સહજે, કથશે કોણ પ્રતાપ રે, હે૦
હે જ્ઞાનપ્રદાતા ! હું યાચકને જ્ઞાનનું દાન જ આપજો.
પરવશપણું ટાળે જે પળમાં, બદ્ધને કરે સ્વતંત્ર,
કરો સિદ્ધ નરહરિ મુજ મતિમાં, તત્ત્વમસિ મહામંત્ર રે. હે૦

---

# चिन्मयताना अनुभवोद्गार.

પદ. ( અહો બ્રહ્મનાદ ગાજે, એ લય. )

આ સ્ફુરણ ક્યાંથી આવે, હું બ્રહ્મ કો સ્ફુરાવે,
મને આજ કો શમાવે ચૈતન્યમાં.
મુજને ચિતિમય કરી જણાવે ચિતિ અન્યમાં;—
સર્પ ઉતારે કાંચળી, તેમ ગયો જીવભાવ,
ચિતિરૂપે ચળકી રહ્યો, એ શો દિવ્ય પ્રભાવ,
સામર્થ્ય હુંમાં આ ક્ષણે હું મહા અનુભવું,
પૂર્ણ રૂપે ભાસું મને, શેષ ના રહ્યું થવું,
મારૂં સ્વરૂપ આજ અવનવું;—

મર્યાદિત સઉ શક્તિઓ, અમર્યાદ થઈ જાય,
ક્ષણનું ન જાણું જે કંઇ, ( હવે ) ભૂતભવિષ્ય લહાય,
અન્ય રૂપે પ્રતીત થતો ( હું ) શમ્યો આજ અનન્યમાં;—
સકલ સૃષ્ટિ આ ભાસતી, ( એ ) ચિતિસાંકેતિક ચિહ્ન,
( તે ) સઉ સંકેત ઉરે લહું, થતાં ચિતિથી અભિન્ન,
કરૂં ન કાંઈ તદપિ કારણસ્વરૂપે હું રહું,
કાર્યરૂપે થઇ સદા હું ટકું, આવું, હું જઉં,
સઉમાં હું સાંભળું ને હું કહું;—
મગ્ન નિજાનંદે રહું, કરૂં ચેષ્ટા વિધવિધ,
અહંબ્રહ્મનું ભાન એ, મુજ ઉર રહે સુસિદ્ધ,
શરણપદ હું ત્યાગી આજ આવ્યો પદ શરણ્યમાં;—
અજરઅમર મુજ સ્વરૂપનું, કથી શકે કો ગાન,
જીવોને મુજ સ્વરૂપને, શ્રુણવાને નથી કાન,
રાજું હું પ્રાપ્તવ્ય પદમાં મૂર્દ્ધન્યમાં;—

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૨૫ થી )

अभिध्योपदेशाच्च ॥ २४ ॥

સૂત્રાર્થ:—સંકલ્પ કર્યો એવો ઉપદેશ શ્રુતિ કરે છે તેથી પણ બ્રહ્મ નિમિત્ત અને ઉપાદાન કારણ છે.

આ સૂત્રથી એ કહ્યું કે શ્રુતિમાં બતાવેલો સંકલ્પ પણ બ્રહ્મ કર્તા છે અને પ્રકૃતિ છે એ અર્થને સાધે છે. શ્રુતિ કહે છે કે सोऽकामयत बहुस्यां प्रजायेय તેણે સંકલ્પ કર્યો કે હું બહુ થાઉં, तदैक्षत बहुस्यां प्रजायेय ઇત્યાદિ, આ વાક્યોમાં સંકલ્પપૂર્વક સ્વતંત્ર પ્રવૃત્તિનો કર્તા બ્રહ્મ છે એમ સૂચવ્યું છે, અને "હું બહુ થાઉં" એ ભાગથી વિશ્વ એ બ્રહ્મરૂપ જ છે, એમ કહી બ્રહ્મ વિશ્વની પ્રકૃતિ છે, એ પણ સૂચવ્યું છે. તેથી બ્રહ્મ અભિન્નનિમિત્તોપાદાન છે.

વળી બ્રહ્મ પ્રકૃતિ શા માટે સ્વીકારવું, તેમાં અન્ય હેતુ કહે છે.

साक्षाच्चोभयाम्नानात् ॥ २५ ॥

સૂત્રાર્થ:—સાક્ષાત્ બ્રહ્મમાંથી જ વિશ્વના પ્રભવ અને પ્રલય કહ્યા છે, તેથી બ્રહ્મ એ પ્રકૃતિ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે સાક્ષાત્ બ્રહ્મને કારણરૂપે સ્થાપી सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते आकाशं प्रत्यस्तं यान्ति—આ સર્વ પદાર્થો આકાશપદવાચ્ય

બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે અને બ્રહ્મમાં જ અસ્ત થઈ રહે છે. એ શ્રુતિમાં બ્રહ્મમાંથી જ સર્વનો પ્રભવ અને પ્રલય એ બન્નેનું વર્ણન છે. જે પદાર્થ જેમાંથી ઉત્પન્ન થાય છે, અને જેમાં લય પામે છે તે તેનું ઉપાદાન કારણ છે; જેમકે ચોખાનું પૃથ્વી, એ લોકમાં પ્રસિદ્ધ છે. ઉત્પત્તિ ઉપાદાનથી અન્ય કારણને લીધે સંભવે, પણ પ્રલય ઉપાદાનથી અતિરિક્તમાં સંભવતો જ નથી. સૂત્રમાં જે સાક્ષાત્ પદ વાપર્યું છે તે ઉદાહૃત શ્રુતિના एव પદના અર્થનું છે તેથી બ્રહ્મ અને બ્રહ્મ જ પ્રકૃતિ થઈ શકે તેમ છે.

આ જ અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ આપે છે.

आत्मकृतेः परिणामात् ॥ २६ ॥

સૂત્રાર્થ:—પરિણામ કરવામાં આત્મસંબંધિની કૃતિ શ્રુતિ જણાવે છે તેથી બ્રહ્મ પ્રકૃતિ છે. आत्मकृतेः–आत्मनः कृतेः–આત્મસંબંધવાળી કૃતિ–કરણ. ત્યાં કૃતિ અને આત્માનો સંબંધ બે પ્રકારનો છે; (૧) કૃતિનો વિષય અને (૨) કૃતિનો આશ્રય. કૃતિનો આશ્રય તે કર્તા કહેવાય છે અને કૃતિનો વિષય તે કર્મ કહેવાય છે. કર્તા પૂર્વસિદ્ધ હોય છે, અને કર્મ તે, તે કૃતિથી સાધ્ય છે તેથી પછી સિદ્ધિમાં આવે છે.

આ સૂત્રથી એ કહ્યું કે તૈત્તિરીય શ્રુતિ બ્રહ્મપ્રક્રિયામાં જણાવે છે કે तदात्मानं स्वयमकुरुत–તેણે પોતે પોતાને પોતાની મેળે કર્યું અહિં अकुरुत–કર્યું, એ ક્રિયાપદ "કૃતિ" દર્શાવે છે. એના કર્તારૂપે तद्–બ્રહ્મ–છે અને કર્મરૂપ आत्मानम् છે. અહિં આત્માનું, બ્રહ્મનું, કર્તૃત્વ અને કર્મત્વ બન્ને છે. કોઈને શંકા થાય કે કર્તા તો કૃતિની પૂર્વે રહેનાર સિદ્ધ વસ્તુ છે, અને કર્મ તો કૃતિથી સાધ્ય થતી ઉત્તર કાલે થનાર વસ્તુ છે, તો પોતે પોતાનો કર્તા કેવી રીતે થઇ શકે? એનું ઉત્તર આ સૂત્રમાં परिणामात् પદથી આપ્યું છે કે એમ થઇ શકે છે. દુધ કૃતિની પૂર્વે સિદ્ધ છે છતાં દુધનાં પરિણામરૂપ દધિ એ કૃતિની પાછળ થનાર છે, છતાં દુધના વિકારરૂપ હોવાથી દુધરૂપ જ છે. તે જ પ્રમાણે વણનારની કૃતિપૂર્વે તન્તુ હોય છે, અને વણનારની ક્રિયા થયા પછી એ તન્તુના પરિણામરૂપ પટ અસ્તિત્વમાં આવે છે, તે પણ પરિણામ હોવાથી તન્તુરૂપ જ છે. તેથી જો દુધ પોતાની મેળે દધિરૂપ થતું હોય તો દુધ પોતે પોતાને કરે છે એમ કહેવાય. એમ કહેવાતું નથી તેનું કારણ કે દુધને દધિરૂપ કરનાર બાહ્ય સાધન હોય છે. પરમાત્માને જગતરૂપ પરિણામ પોતાનો કરવા બાહ્ય સાધનની અપેક્ષા રહેતી નથી, અને તે આ શ્રુતિમાં स्वयम्–પોતાની મેળે, એ પદથી જણાવ્યું છે, તેથી પરમાત્માએ પોતે પોતાને કર્યા એટલે કે પરમાત્માએ પોતે પોતાને જગતરૂપ કર્યા એમ કહેવામાં વિરોધ નથી. તેથી આ શ્રુતિમાં બ્રહ્મ પોતે કર્તા, અને કર્મ બન્ને રીતે કહ્યું છે; તેથી બ્રહ્મ પ્રકૃતિરૂપ છે એ સિદ્ધ થાય છે અને પોતે જ કરનાર છે તથા પોતાની મેળે જ કરે છે તેથી કર્તા પણ પોતે છે, એ પણ આ જ શ્રુતિથી જણાય છે.

આ પ્રમાણે આ સૂત્રની એક વ્યાખ્યા થાય છે, અને બીજી આ વ્યાખ્યા પણ થઇ શકે છે. आत्मकृतेः એ એક સૂત્ર લેવું અને તેની ઉપર પ્રમાણે વ્યાખ્યા કરવી, તથા परिणामात् એ બીજું સૂત્ર લેવું, અને તેથી એ અર્થ લેવો કે सच्च त्यच्चाभवत् निरुक्तं चा निरुक्तं च–ઇત્યાદિ તૈત્તિરીય શ્રુતિમાં બ્રહ્મનો જે વિકારરૂપ પરિણામ તેનો બ્રહ્મવાચક એક વિભક્તિમાં નિર્દેશ કર્યો છે, તેથી તે બ્રહ્મને પ્રકૃતિરૂપ સૂચવે છે કેમકે નિમિત્તકારણ અને

વિકાર એ બંને અત્યંત ભિન્ન હોય છે, અને ઉપાદાનકારણ તથા વિકાર જ વસ્તુતઃ એક હોવાથી તેમનો જ એક વિભક્તિમાં નિર્દેશ થઇ શકે તેમ છે.

પ્રસ્તુત અર્થની સિદ્ધિમાં અન્ય હેતુ શ્રીસૂત્રકાર બતાવે છે.

**योनिश्च हि गीयते ॥ २७ ॥**

સૂત્રાર્થઃ—યોનિ પદ શ્રુતિમાં છે, તેથી પણ બ્રહ્મ પ્રકૃતિરૂપ છે.

આ સૂત્રથી એ કહ્યું કે ઉપનિષદોમાં **कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम्**—ક્રિયા શક્તિસંપન્ન, નિયન્તા પુરુષ કે જે બ્રહ્મ યોનિ છે—**यद्भूत योनिं परिपश्यन्ति धीराः** ધીર પુરુષો ભૂતોપલક્ષિત સમગ્ર પ્રપંચની યોનિરૂપ જેને ધ્યાનવડે સાક્ષાત્કાર કરે છે—ઇત્યાદિ વચનોમાં બ્રહ્મને યોનિરૂપ કરી વર્ણન કર્યું છે. ત્યાં વનસ્પતિ તથા ઔષધિની પૃથ્વી યોનિ છે, ઇત્યાદિ વાક્યો જોતાં લોકમાં યોનિશબ્દ પ્રકૃતિવાચકરૂપે વપરાય છે. સ્ત્રી યોનિ કહેવાય છે. ત્યાં પણ એ યોનિ પોતાના અવયવરૂપ શોણિતદ્વારા ગર્ભનું ઉપાદાનકારણ છે. એ સત્ય છે કે **योनिष्ट इन्द्र निषद अकारि**—હે ઇન્દ્ર! તમારે બેસવામાટે સ્થાન કર્યું છે—ઇત્યાદિ સ્થલે યોનિશબ્દનો અર્થ સ્થાન થાય છે. પણ અત્ર પ્રસ્તુત શ્રુતિમાં **यथोर्णनाभिः सृजते गृह्णते च**—જેમ કરોળીઓ જાળને સર્જે છે અને પાછી ગ્રહણ કરી લે છે—ઇત્યાદિ વાક્યશેષ જોતાં યોનિશબ્દ સ્થાનવાચક લઇ શકાય તેમ નથી. પણ પ્રકૃતિવાચક જ છે એ સિદ્ધ થાય છે. તેથી આ શબ્દ પરથી બ્રહ્મ એ પ્રકૃતિ છે, એ સિદ્ધ છે.

આ પ્રમાણે વિવિધ હેતુઓથી બ્રહ્મ વિશ્વનું ઉપાદાન કારણ પણ છે, એ સિદ્ધ થાય છે; તેથી પૂર્વપક્ષીએ આપેલા હેતુઓ સર્વ બાધિત ઠરે છે. પૂર્વપક્ષીએ જણાવ્યું હતું કે ઇક્ષાપૂર્વક કર્તૃત્વ કુલાલાદિ નિમિત્ત કારણોમાં જ હોય છે અને ઉપાદાન કારણમાં દૃષ્ટ નથી એ અનુમાન અત્ર વ્યર્થ છે. કારણ કે આ બ્રહ્મતત્ત્વનો વિષય, એ અનુમાનગમ્ય નથી પણ શ્રુતિગમ્ય છે, માટે એમાં શ્રુતિને અનુસરીને વ્યવસ્થા કરવી જોઇએ; અને કેવલ શુષ્ક તર્કને અનુસરી નહિ; શ્રુતિ સ્પષ્ટપણે આ ઇક્ષણકર્તા પરમાત્મા પ્રકૃતિરૂપ છે એમ જણાવે છે. તેથી પરમાત્મા વિશ્વના અભિન્નનિમિત્તોપાદાન સ્વીકારવા ઘટે છે. પુનઃ દ્વિતીયાધ્યાયમાં આ સંબંધની ચર્ચા વિસ્તારથી કરવામાં આવનાર છે, અને આ પ્રસંગમાં જણાવેલા પૂર્વપક્ષીના હેતુઓનું ત્યાં ખંડન આપવામાં આવનાર છે, તેથી અત્ર વિસ્તાર કરતા નથી.

આપ્રમાણે આ અધિકરણથી બ્રહ્મ અભિન્ન નિમિત્તોપાદાન છે એ સિદ્ધ કર્યું, અને તેથી આ અધ્યાયમાં બ્રહ્મમાં જ કારણવાદ સમન્વિત છે એ જણાવ્યું છે, અને પ્રધાનનું ગ્રહણ કરવું અવૈદિક છે, એ અનેક વાર વિસ્તારથી વિવિધ હેતુવડે કહ્યું. હવે એ જ ન્યાય પરમાણુઆદિને કારણરૂપ માનનાર પક્ષોની સામે લાગે છે, એ અતિદેશ કરી ભગવાન્ શ્રીવ્યાસ આ પાદની અને આ અધ્યાયની સમાપ્તિ કરતાં કહે છે કે,

**एतेन सर्वे व्याख्याता व्याख्याताः ॥ २८ ॥**

સૂત્રાર્થઃ—આથી અન્ય સર્વ વાદોનું વ્યાખ્યાન થઇ ગયેલું સમજવું.

આ સૂત્રથી એ કહ્યું કે **ईक्षतेर्नाशब्दम्** એ સૂત્રથી આરંભી પ્રધાન જગતનું કારણ છે એ વાદને વારંવાર આશંકાપૂર્વક ખંડન કર્યો, કેમકે એ વાદને સમર્થન કરનાર હોય તેવાં કોઇ કોઇ લિંગાભાસ શ્રુતિમાં છે એમ મંદમતિને લાગે તેમ છે. વળી કાર્યકારણનું અનન્યત્વ, પુરુષનું અસંગત્વ ઇત્યાદિ પ્રધાનકારણવાદી સાંખ્ય સ્વીકારે છે, તેથી એ શાસ્ત્ર વેદાન્તને પ્રત્યાસન્ન છે તેમ જ દેવલ આદિ કોઇ કોઇ ધર્મસૂત્રકારોએ પોતાના ગ્રંથમાં અને

સ્વીકારેલો છે. આ પ્રકારનાં વિવિધ કારણોને લીધે એના ખંડનમાં મહા પ્રયાસ કર્યો છે, અને ન્યાયાદિસંમત અણુકારણવાદઆદિ પક્ષોનું સાક્ષાત્ ખંડન કર્યું નથી. પણ બ્રહ્મકારણતા વાદના એ સર્વ પણ પ્રતિપક્ષો જ છે, તેથી તેમનો પણ પ્રતિષેધ કર્તવ્ય જ છે, એ પક્ષોને સમર્થન કરનાર પણ કોઇ કોઇ વૈદિક લિંગાભાસ મંદમતિને દેખાય તેમ છે. તેથી પ્રધાન મલ્લને હરાવ્યો એટલે તેનાથી હલકા તો હારી જ ગયા, એ પ્રધાનમલ્લનિબર્હણ ન્યાયને અનુસરી આ સૂત્રથી અતિદેશ કરવામાં આવ્યો છે કે પ્રધાનને કારણ માનવારૂપ પક્ષના નિષેધમાં જે ન્યાય આપવામાં આવ્યા છે કે એ અશબ્દ છે એટલું જ નહિ પણ શ્રુતિથી વિરુદ્ધ છે તે ન્યાય એ ઇતર સર્વ પક્ષોની સાથે પણ લાગે છે, તેથી આથી એ સર્વનું પણ ખંડન થઇ જાય છે. આ પ્રમાણે આ સૂત્રમાં અતિદેશ કરી છેલ્લું પદ વ્યાખ્યાતાઃ જે બે વાર વાપર્યું છે તેથી આ અધ્યાયની પરિસમાપ્તિ સૂચવી છે.

( અપૂર્ણ )

---

# श्रीसद्गुरु कोण होइ शके ? गृहस्थ के संन्यासी ?

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૭૦ થી. )

ત્યાં શાંકરવેદાન્તનાં પ્રમાણો જે અનુપદ આપવામાં આવનાર છે તે જોતાં સર્વને જણાશે કે પ્રસ્તુત સંબંધમાં શાંકરવેદાન્તીઓમાં ત્રણ પક્ષ છે, અને તે સર્વ શંકરાચાર્યના વચનને આધારે જ થયેલા છે. તે પક્ષ તે આ છે.

(૧) ઘણા ખરા તો સંન્યાસાશ્રમની અનિવાર્યતા સ્વીકારતા જ નથી, પણ વેદાન્તવિચાર-માટે માનસ કર્મત્યાગ કરવામાં આવે તો ચાલે તેમ છે, અને એ પ્રકારે કરવામાં આવતા કર્મત્યાગમાં કોઇ જાતનો દોષ નથી એવું માને છે. આ એક પક્ષ છે. (૨) અન્ય કેટલાક, બ્રાહ્મણોમાટે જ સંન્યાસની આવશ્યકતા માને છે. ઇતર વર્ણના મનુષ્યોમાટે સંન્યાસ અંગરૂપ નથી પણ બ્રાહ્મણોએ જો તેમને પ્રતિબંધ નહિ હોય તો સંન્યાસ લેવો અને તેમ લઇ તેઓ શ્રવણાદિનું અનુષ્ઠાન કરે છે તો તેમને તત્ત્વજ્ઞાનની વહેલી પ્રાપ્તિ થાય છે. આ દ્વિતીય પક્ષ છે. (૩) કોઇ કોઇ સંન્યાસને તથા કર્મને ઉભયને, બંનેનું શ્રુતિમાં વિધાન છે માટે, અનિવાર્ય માને છે. છતાં જેમ શ્રીશંકરાચાર્યે એ જન્મમાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ નહોતો કર્યો છતાં એમનું અંતર શુદ્ધ હતું તેથી પૂર્વજન્મમાં એમણે ગૃહસ્થાશ્રમ સેવી વિવિદિષાની સંપત્તિ કરી હોવી જોઇએ એમ અનુમાન થાય છે તે જ પ્રમાણે જો પૂર્વજન્મમાં સંન્યાસ લઇ શ્રવણાદિમાં પ્રવૃત્તિ થઇ હોય તો વર્તમાન જન્મમાં તે પુરુષ ગમે તે આશ્રમમાં રહેતો હોય તોપણ તેને તત્ત્વજ્ઞાન થવામાં બાધ નથી, આવું સ્વીકારે છે, અર્થાત્ એમનું માનવું એવું છે કે જેમ વિવિદિષાની પ્રતીતિ થતાં પૂર્વજન્મસેવિત ગૃહસ્થાશ્રમનું અનુમાન થાય છે તે જ પ્રમાણે વર્તમાન જન્મમાં ગમે તે આશ્રમમાં રહેનારને મનના વિક્ષેપનો અભાવ પ્રતીત થાય તો તે એણે પૂર્વજન્મમાં સંન્યાસ લીધો છે એમ સૂચવે છે, અને એ પુરુષે તત્ત્વજ્ઞાન-માટે પુનઃ આ જન્મમાં સંન્યાસ લેવાની જરૂર નથી. આમ લેવાથી કર્મનું વિધાન કરનાર તથા કર્મત્યાગનું વિધાન કરનાર બંને પ્રકારની શ્રુતિ ચરિતાર્થ થાય છે. આ તૃતીય પક્ષ છે. સંતને સ્પષ્ટ સમજાશે કે આ ત્રણે પક્ષમાંથી કોઇ પણ પક્ષનું અવલંબન કરનાર સંન્યાસીથી

ઇતર આશ્રમીને તત્ત્વજ્ઞાન થતું નથી એવું કહેતા નથી, અર્થાત્ જો શાંકરવેદાન્તી હોય તો કોઈ દિવસ એવું કહે તેમ નથી જ. આમ છતાં આ શાંકરવેદાન્તીઓએ સ્પષ્ટ જણાવેલા સિદ્ધાન્તથી વિરુદ્ધ અર્થ શાંકરવેદાન્તને નામે પ્રસારવા કોઈ મહેનત કરે તો તેની કૃતિમાટે શાંકરવેદાન્ત જોખમદાર નથી; કારણ કે ખરા શાંકરવેદાન્તી તેને હસી કાઢે છે અથવા તેની મતિની મંદતા જોઈ તેની ઉપેક્ષા કરે છે, પણ કોઈ પણ શાંકરવેદાન્તી આ દુરાગ્રહી ઘુસણદાસને પોતાનો કરી સંગ્રહતા નથી.

આ ત્રણે પક્ષને સૂચવનાર અસંખ્ય વાક્યો શાંકરવેદાન્તમાં સ્થળે સ્થળે ઉપલબ્ધ થાય તેમ છે, છતાં દિગ્દર્શનઅર્થે એ પક્ષોને સ્પષ્ટ દર્શાવવામાટે જ તેમાંથી થોડાં અત્ર પ્રાસંગિક હોવાથી આપીએ છીએ.

પંચપાદિકાવિવરણમાં આ પ્રકારના પક્ષો જ સૂચવ્યા છે. ત્યાં (પૃષ્ઠ ૧૬૨) કહ્યું છે કે **कथं पुनः कर्मणां तत्त्यागस्य चात्मज्ञानफलता शक्याऽवधारयितुम्। षोडशिग्रहणाग्रहणयोरिव क्रत्वंगतेति वदामः । क्रमेण वा कर्मतत्त्यागयोरात्मज्ञानोपकारितया समुच्चयः कल्प्यते।...ब्रह्मक्षत्र विषयतया वा व्यवस्था कल्प्यते ॥**

**ભાવાર્થ:**—કર્મ અને કર્મનો ત્યાગ એ બે વિરોધી દેખાય છે તો એ બે વિરોધી સાધનો આત્મજ્ઞાનરૂપ ફળને આપે એ કેવી રીતે બને, અર્થાત્ એ બે વિરોધી સાધનની કેવા પ્રકારથી વ્યવસ્થા કરવી? આ પ્રશ્ન કોઈ કરે તો તેના ઉત્તર આ પ્રમાણે છે કે જેમ ષોડશિનું ગ્રહણ કરવું અને ગ્રહણ ન કરવું એ બંને શ્રૌત છે અને બંને પ્રકારે ક્રતુની સિદ્ધિ કરાય છે તે જ પ્રમાણે આ બે વિરોધી સાધનોનો વિકલ્પ લેવો, એ એક વ્યવસ્થા છે. કર્મદ્વારા તત્ત્વજ્ઞાન થાય છે અને કર્મના ત્યાગદ્વારા પણ થાય છે માટે બેમાંથી ગમે તે સાધનનું અનુકૂલતાપ્રમાણે અને અધિકારપ્રમાણે અનુષ્ઠાન કરવું. બીજી વ્યવસ્થા એ થાય છે કે એ બંનેનો સમુચ્ચય લેવો અને એ બંને સાધનોનું ક્રમિક અનુષ્ઠાન કરવું. અને ત્રીજી વ્યવસ્થા એ થાય છે કે બ્રાહ્મણોમાટે કર્મત્યાગ અને ઇતર વર્ણમાટે કર્મો સાધનરૂપે લેવાં. આ ત્રણ રીતે આ બે વિરોધી સાધનો આત્મજ્ઞાનનાં સાધનરૂપે વ્યવસ્થિત કરવાં.

મધુસૂદન સરસ્વતીએ શ્રીમદ્ ભગવદ્ગીતાની ટીકામાં (૧૮-૫૬) શુદ્ધાન્તઃકરણવાળા ક્ષત્રિયાદિએ કર્મોનું અનુષ્ઠાન કરવું કે સંન્યાસ લેવો એ પ્રશ્ન કરી, અંતઃકરણની શુદ્ધિવાળાને કર્મનો નિષેધ કર્યો અને સંન્યાસ તો બ્રાહ્મણનો ધર્મ છે માટે ક્ષત્રિયાદિ માટે તેનો નિષેધ છે માટે આ બંને માર્ગનો નિષેધ થયો અને તેથી મારે એ નિષેધનું અતિક્રમણ તો અવશ્ય જ કરવાનું છે તો પછી કર્મત્યાગ કરવો જ વધારે સારો છે, કેમકે બંધના હેતુનો તેમાં પરિત્યાગ કરાય છે અને કર્મો તો ચિત્તનો વિક્ષેપ કરનાર છે માટે તે કરવાં મારે સારાં નથી એ પ્રકારનો અર્જુનનો અભિપ્રાય પૂર્વપક્ષરૂપે સ્થાપી, સિદ્ધાન્ત કરતાં શ્રીકૃષ્ણ પરમાત્માએ આ શ્લોક કહ્યો છે કે **सर्व कर्माण्यपि सदा कुर्वाणो मद् व्यपाश्रयः। मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ १८-५६ ॥** એમ જણાવ્યું છે. અને એનો અર્થ સ્પષ્ટ કરતાં કહ્યું છે કે **यः पूर्वोक्तैः कर्मभिः शुद्धान्तःकरणः सोऽवश्यं भगवदेकशरणः । भगवदेकशरणतापर्यन्तत्वादन्तःकरणशुद्धेः । एतादृशश्चेद् ब्राह्मणः संन्यासप्रतिबन्धरहितः सर्वकर्माणि संन्यस्यतु नाम । संसारविमोक्षस्तु तस्य भगवदेकशरणस्य भगवत्प्रसादादेव । एतादृशश्चेत् क्षत्रियादिः संन्यासानधिकारी स करोतु नाम कर्माणि**

। किन्तु मद्‌व्यपाश्रय:...सर्वाणि कर्माणि वर्णाश्रमधर्मरूपाणि...सदा कुर्वाणो मत्प्रसादात्...अवाप्नोति हिरण्यगर्भवन्मद्विज्ञानोत्पत्त्या शाश्वतं नित्यं पदम् ।

ભાવાર્થ:—પૂર્વે જે વિવિધ કર્મો કહ્યાં છે તે કર્મવડે જેનું અંતઃકરણ શુદ્ધ થયેલું હોય છે તે અવશ્ય ભગવદેકશરણુ જ હોય છે, પરમાત્મામાં જ નિષ્ઠાવાળો હોય છે, કારણ કે પરમાત્મામાં સર્વાત્મભાવનું અર્પણ થઇ રહે એ જ અંતઃકરણની પરમશુદ્ધિ છે, હવે આ સ્થિતિને પહોંચેલો જો બ્રાહ્મણ હોય તો તે ભલે સંન્યાસને અંગીકાર કરે, પણુ તેમાં પણ સર્વ બ્રાહ્મણોએ સંન્યાસ લેવાનો નથી, પણુ જેને સંન્યાસ લેવામાં પ્રતિબંધ નહિ હોય તેણે જ. પણ આમ સંન્યાસ તે લે તો તેટલાથી તેને મોક્ષ થતો નથી, પણુ એ આશ્રમમાં રહી મારો અનુગ્રહ મેળવે તો જ તે અનુગ્રહને લીધે મારું વિશેષ જ્ઞાન તેને થાય છે, અને તે વડે મોક્ષની સિદ્ધિ થાય છે. હવે એ સ્થિતિને પહોંચેલો જો બ્રાહ્મણ નહિ હોય પણુ ક્ષત્રિયાદિ હોય કે જેને સંન્યાસનો અધિકાર નથી અથવા બ્રાહ્મણ હોય અને સંન્યાસ લેવામાં પ્રતિબંધવાળો હોય તો તે ભલે કર્મો કરતો રહે, પણ મને જ શરણુ રહી સર્વ વર્ણાશ્રમ ધર્મરૂપ તથા લૌકિક કર્મો કરતો રહેનાર એ પણુ, જેમ શ્રીહિરણ્યગર્ભ આમ કર્મ કરતા રહે છે છતાં મારું જ્ઞાન પામી તે દ્વારા મોક્ષને પામે છે તેમ, મારો સાક્ષાત્કાર પામી મોક્ષને પામે છે.

આ વાક્યમાં કોણે સંન્યાસ લેવો, ક્યારે લેવો અને ક્યારે નહિ લેવો તથા સંન્યાસ નહિ લીધા છતાં કર્મ કરતાં રહેવાથી પણુ તત્ત્વજ્ઞાન અને તે દ્વારા મોક્ષની સિદ્ધિ થાય છે એ એટલું તો સ્પષ્ટપણે સૂચવ્યું છે કે એ વાંચનાર કોઇ પણ સુજ્ઞને ભાગ્યે જ એ સંબંધમાં લેશ પણ સંશય રહે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના દ્વિતીયાધ્યાયના ૧૧ મા શ્લોકના ભાષ્યમાં શ્રીશંકરાચાર્ય જણાવે છે કે અથ न ते तत्त्ववित् ईश्वरसमर्पितेन कर्मणा साधनभूतेन संसिद्धिं सत्त्वशुद्धिं ज्ञानोत्पत्तिलक्षणां वा संसिद्धिं आस्थिता जनकादय इति व्याख्येयम् ॥

ભાવાર્થ:—તૃતીયાધ્યાયના ૨૦ મા શ્લોકમાં શ્રીજનકાદિ કર્મવડે જ સંસિદ્ધિને પામ્યા છે, એવું કહ્યું છે તે શ્લોકમાં જો એ એમતી તત્ત્વજ્ઞાન થતા પૂર્વની હકીકત જણાવનાર શ્લોક લઇએ તો એનું વ્યાખ્યાન આ પ્રમાણે કરવું ઉચિત છે કે એ સમયે તત્ત્વજ્ઞાનથી રહિત શ્રીજનકાદિ ઇશ્વરાર્પણબુદ્ધિથી કર્મ કરતા રહ્યા અને એ કર્માનુષ્ઠાનરૂપ સાધનવડે જ, સંન્યાસ લીધા વિના જ, સંસિદ્ધિને એટલે અંતઃકરણની શુદ્ધિ અથવા તો તત્ત્વજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્‌ની સ્થિતિને પામ્યા. તેથી સંન્યાસ અનિવાર્ય સાધનરૂપ લઇ શકાય તેમ નથી, એ આથી સૂચવાય છે.

તૈત્તિરીયોપનિષદ્‌ના ભાષ્યમાં શ્રીશંકરાચાર્ય જણાવે છે ( પૃ. ૩૫) કે जन्मान्तरकृतकर्मभ्यश्च प्रागपि गार्हस्थ्याद् विद्योत्पत्तिसंभवात् ॥

ભાવાર્થ:—પૂર્વપક્ષી કહે છે કે તત્ત્વજ્ઞાન માટે કર્મ કરવાં જોઇએ અને તે માટે ગૃહસ્થાશ્રમ અવશ્ય લેવો જ જોઇએ. એના ઉત્તરમાં અહિં કહ્યું છે કે ના, એમ નથી. ગૃહસ્થાશ્રમના સ્વીકારપૂર્વે જ, પૂર્વજન્મમાં કરેલાં કર્મવશાત્ તત્ત્વજ્ઞાન થઇ શકે છે, માટે ગૃહસ્થાશ્રમની પ્રત્યેક જન્મે આવશ્યકતા નથી. આ વાક્ય સંન્યાસની પણ વ્યાવૃત્તિ કરે છે. કેમકે ગાર્હસ્થ્યપૂર્વે બ્રહ્મચર્યાશ્રમ છે અને એ આશ્રમમાં જ બ્રહ્મવિદ્ થઇ શકે છે એમ અહિં

કહ્યું છે. ગાર્હસ્થ્યપૂર્વે કોઈ દિવસ સંન્યાસાશ્રમ આવતો નથી. બ્રહ્મચર્યનું સેવન થયા પછી ગૃહસ્થ અથવા સંન્યાસી થઈ શકાય છે, પણ આશ્રમનો પ્રતિલોમક્રમ શાસ્ત્રથી નિષિદ્ધ છે. તેથી બ્રહ્મચર્યાશ્રમી બ્રહ્મવિદ્ થયા એટલે તે સંન્યાસી નથી જ એ સ્પષ્ટ છે, અર્થાત્ ગૃહસ્થ થયા વિના બ્રહ્મવિદ્ થવાય છે તો સંન્યાસવિના તો થવાય એમાં શું કહેવું હતું ?

(અપૂર્ણ.)

---

# ग्रहो तथा राशिओनी मनुष्यना जीवनपर थती असर.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૩ થી )

## જલતત્ત્વની ત્રણ રાશિઓ.

## कर्क, वृश्चिक अने मीन.

## પ્રકરણ ૧૦.

### કર્ક રાશિ.

( ૨૧ મી જ્યુનથી ૨૨ મી જ્યુલાઇસુધી )

( જલતત્ત્વની ત્રણ રાશિઓમાં આ રાશિ મુખ્ય ગણાય છે. તેની સત્તા વ્યષ્ટિ શરીરમાં છાતી અને સ્તનઉપર પ્રવર્તે છે. વેદન અને સમભાવ, એ ઉભયને તે પોષનાર છે. સૂર્ય પ્રત્યેક વર્ષે આ રાશિમાં જ્યુનની ૨૧ મી તારીખે અથવા એ અરસામાં પ્રવેશે છે, અને ૨૨ મી જ્યુલાઇએ અથવા એ અરસામાં તેનું અતિક્રમણ કરે છે. આ રાશિની ખરેખરી અસર સૂર્યનો તેમાં પ્રવેશ થયા પછી છ દિવસે થાય છે, તેથી ૨૧ મીથી ૨૭ મી જ્યુનસુધીમાં જન્મેલા મનુષ્યોમાં આ રાશિનાં સંપૂર્ણ લક્ષણો હોતાં નથી. તેઓનામાં કંઇક પૂર્વરાશિનાં એટલે મિથુન રાશિનાં અને કંઇક આ રાશિનાં લક્ષણો હોય છે. વળી તેમના જન્મસમયે ચંદ્ર જે રાશિમાં હોય છે, તે રાશિનાં લક્ષણોના અંશો પણ તેમનામાં હોય છે. )

બારે રાશિમાં આ રાશિને વિરોધાભાસવાળી રાશિ ગણવામાં આવે છે, કારણકે આ રાશિમાં જન્મેલાં મનુષ્યોનું યથાર્થ સ્વરૂપ સમજવું એ ખરેખર ઘણું કઠિન છે. તેમના અત્યંત નિકટના મિત્રો પણ તેમને તેઓ જેવા હોય છે, તેવા યથાર્થ જાણી શકતા નથી. આ રાશિમાં એક પક્ષે જેમ કેટલાક અત્યંત મોટા પુરુષો થયા છે, તેમ અન્ય પક્ષે કેટલાક છેક હલકી સ્થિતિમાં રહેલા પુરુષો પણ થયા છે.

આ રાશિનાં મનુષ્યોએ આ પ્રકરણમાં તેમને માટે જે કંઇ લખવામાં આવે તેનો યથાર્થ અભ્યાસ કરીને તેમાંથી બોધ ગ્રહણ કરવાનો છે, અને તેને સર્વ પ્રકારના પ્રયત્નેઆચારમાં મૂકવાનો છે.

આ રાશિમાં જન્મેલા થોડા જ મનુષ્યો સર્વની સાથે શાંતિથી અને સંપથી રહેનારા હોય છે. તેઓમાં ખરેખરા સુખી કોઇક જ જોવામાં આવે છે; તોપણ આ રાશિના મનુષ્યો જો ખરા મનથી પોતાના દોષો જિતવાનો પ્રયત્ન કરે છે, તો તેઓ તે દોષોને જિતીને સુખી થયાવિના રહેતા નથી.

કર્ક રાશિનાં મનુષ્યો દૃઢ નિશ્ચયવાળાં અને ભારે આગ્રહી હોય છે. તેઓનામાં અંતર્જ્ઞાન હોય છે, તથા તેઓ કોઇ ઉદ્દેશને લઇને ક્રિયા કરનારા હોય છે. જો તેઓ આગ્રહથી પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં મચ્યા રહે છે તો તેઓ મોટો વિજય મેળવે છે. આમ છતાં નજીવા કારણમાટે અથવા કશા પણ દેખીતા કારણવિના તેઓ પોતાના નિશ્ચયને અને આગ્રહને ઘણી વાર છોડી દેછે. ગમે તેવાં કારણોવડે તેઓની ખાતરી કરી શકાતી નથી. તેઓની લાગણી બહુ જ સહેલાઇથી દુઃખવી શકાય છે, અને જો કોઇ તેમને ક્ષોભ ઉપજાવે છે તો તરત જ નિરાશ થઇ જાય છે, અને ગમે તેવાં માથે લીધેલાં મહત્વનાં કામો પણ છોડી દેછે.

તેઓ પ્રસંગે રાક્ષસોજેવું બળ બતાવે છે, અને વળી પાછા બાળકના જેવા નિર્બળ બની જાય છે. તેઓના ભારે લાગણીવાળા સ્વભાવથી તેઓ છેક બેવકુફીભરેલાં કામો કરે છે, અને તે જોઇને તેમના મિત્રોને ઘણું આશ્ચર્ય થાય છે.

તેઓને પ્રસંગોપાત્ત ઘણો અજંપો અને વ્યાકુળતા થાય છે. તેઓ પ્રવાસના ઘણા શોખી હોય છે, અને ઘણીવાર લાંબી સફરો કરે છે; પરંતુ તેમાં તેઓને હમેશાં લાભ થતો નથી. બની શકે ત્યારે આ લોકોની પ્રવાસ કરવાની વૃત્તિને સંતોષવી જોઇએ.

આ રાશિનાં મનુષ્યોને જો ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું હોય છે, તો તેઓનામાં ઘણી અસાધારણ બુદ્ધિની શક્તિઓ ખીલી નીકળે છે, અને સામાન્ય મનુષ્યોકરતાં તેઓ ઘણા જ આગળ વધી જાય છે. ઉત્તમ શિક્ષણ અને વિદ્યાભ્યાસ આ લોકોને અકથ્ય લાભ કરનારાં છે.

તેમને એક જ ધંધો કે એક જ સ્થળ ગમતું નથી. તેમને નવા નવા ફેરફારો જોઇએ છે. તેઓનામાં ઘણું ઉંચા પ્રકારનું બુદ્ધિબળ હોય છે, અને નવી વાતો શીખવાનો અને નવા વિચારોને આચારમાં મૂકવાનો તેમનામાં સ્વભાવ હોય છે.

કર્ક રાશિનાં મનુષ્યો સ્વભાવથી જ ઉદાર હોય છે. જનસમાજનું કલ્યાણ કરવાની તેમને અધિક અભિરુચિ હોય છે. કોઇ કોઈ પ્રસંગે અન્યનું હિત કરવામાં જ્યારે તેઓ સફળ નથી થતા ત્યારે તેમને ઘણું લાગી આવે છે.

કર્કરાશિના જે મનુષ્યો પરમાર્થમાર્ગમાં આગળ વધ્યા હોતા નથી તેઓ પોતાના વિષે, જે મોટાં કામ પોતે કર્યાં હોય છે, તેમના વિષે અને જે ચમત્કારિક પ્રસંગો તેમના જોવામાં આવ્યા હોય છે તેમને વિષે હદઉપરાંત વાતો કરવાના સ્વભાવવાળા હોય છે. સમય જતાં આ પોતાના જ ગુણો ગાવાની ટેવ તેમને એક મોટા દોષરૂપ થઇ પડે છે, અને તેથી બીજાઓનો તેમના ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે. આવું થાય છે, ત્યારે તેમને આ જગતમાં પોતાનો વ્યવહાર ચલાવવો બહુ કઠિન થઇ પડે છે. જેઓ પોતાના જ ગુણ ગા ગા કરે છે, અને પોતાની જ વાતો બીજાને સંભળાવ સંભળાવ કરે છે, તેમના વિષે જગત્ કદી પણ ઉંચો વિચાર બાંધતું નથી, તેમ તેમનામાં જરા પણ વિશ્વાસને ધરતું નથી.

આ લોકોને બીજાને તાબે રહેવાનું કામ ઘણું કઠિન ભાસે છે. જે ઘરમાં તેઓની સર્વોપરિ સત્તા હોતી નથી, તે ઘરમાં તેઓ શાંતિથી રહી શકતા નથી. સર્વોપરિ સત્તા પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે તેને માટે યોગ્યતા મેળવવી. જ્યાં સુધી બાહ્ય વિષયોમાં લોલુપતા રહે છે, અને અંતરાત્માસાથે વૃત્તિ અધિક સંલગ્ન થતી નથી ત્યાં સુધી સર્વોપરિપણું પ્રાપ્ત થતું નથી.

ધનઉપર આ મનુષ્યોને અત્યંત પ્રીતિ હોય છે. તેઓ તેની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખે છે. પોતાનાં બાળકો તેમને અત્યંત વહાલાં હોય છે. તેઓનામાં પ્રેમ અને સાચી નિષ્ઠા છતાં તેઓ વારંવાર પોતાના મિત્રોને અને સોબતીઓને બદલે છે, અને તેઓના પૂર્વના સ્નેહીઓસાથે પ્રસંગોપાત્ત કટ્ટી શત્રુતા બાંધે છે.

આ મનુષ્યો એક વાર જો પોતાના મનોવિકારોનો અને વાસનાઓનો જય કરે છે, અને વધારે શાંત અને વિચારશીલ થાય છે તો તેઓ પુષ્કળ દ્રવ્ય એકઠું કરી શકે છે. કેટલીક બાબતમાં તેઓ ઉંડી પહોંચવાળા જોવામાં આવે છે, તો કેટલીક બાબતમાં તેઓ તેથી વિરુદ્ધ ગુણનું જ ભાન કરાવે છે. તેઓના સમજવાની શક્તિ ઘણી શીઘ્ર અને તીક્ષ્ણ હોય છે. વળી તેઓની સ્મરણશક્તિ ઘણી ઉત્તમ હોય છે. અશ્રાન્ત પરિશ્રમ કરનારા વિદ્વાનો અને કેટલાક સહુથી ઉત્તમ વક્તાઓ આ રાશિમાં જન્મેલા મનુષ્યોમાં જોવામાં આવે છે.

આ રાશિનાં સ્ત્રી અને પુરુષ બન્ને દ્રવ્યઉપર ઘણી પ્રીતિવાળાં હોય છે. પુરુષમાં કંજુસ થવાનો સ્વભાવ હોય છે; સ્ત્રીમાં પૈસા મેળવવાનો અને તેનો સંચય કરવાનો અતિશય લોભ દૃષ્ટિએ પડે છે. આ મનુષ્યોને નિર્ધનતાનો બહુ ભય રહે છે. પોતાને નિર્ધન જોઇને તેઓ બહુ જ લજ્જા પામે છે.

કર્ક રાશિનાં મનુષ્યોનાં મન યંત્રશાસ્ત્રાનુરાગી હોય છે. પુરુષો કારખાનાં કાઢવાના ઉદ્યોગોમાં તેમ જ સઘળી જાતના પ્રવૃત્તિવાળા વ્યાપારોમાં ઘણું કરીને સારી રીતે વિજય પ્રાપ્ત કરે છે. સ્ત્રીઓ બુદ્ધિવાળી હોય છે, તર્કશાસ્ત્રાનુસાર ઉત્તમ લેખો લખનારી હોય છે, ઉત્તમ ભાષણ કરનારી હોય છે, પોતાના વિચારોમાં નિરંતર આશ્ચર્યકારક રીતે વૃદ્ધિ કરતી રહે છે, અને મોટાં દયાથી ભરેલાં કામોમાં ઘણીવાર આગેવાનીભરેલો ભાગ લે છે.

સુશિક્ષિત કર્ક રાશિના મનુષ્યો પ્રગામી હોય છે, અને જગતની સ્થિતિ સુધરેલી જોવાને સર્વદા આતુર હોય છે. ઘણી પુસ્તકશાળાઓ, દવાખાનાં, પાઠશાળા, અથવા સાર્વજનિક સંસ્થાઓની સ્થાપનામાં આ રાશિના મનુષ્યો હેતુભૂત હોય છે.

દિવસે આ રાશિના મનુષ્યો ઘણા સુખી અને આનંદી સ્વભાવવાળા હોય છે, અને તેમનો ક્વચિત્ જ કોઇથી પરાભવ થઇ શકે છે, પરંતુ રાત્રિએ તેઓ ઘણીવાર ઉદાસ અને દુઃખી થઇ જાય છે. આવે સમયે તેઓએ કોઇ શાંત સ્થળમાં જવું, અને ત્યાં ધ્યાનવડે પોતાની વ્યાકુળતાને ટાળવી. ધ્યાનનો અભ્યાસ થતાં તેમને રાત્રિ પણ દિવસના જેવી જ આનંદમય ભાસશે.

સલાહ આપવામાં આ મનુષ્યો ન્યાયને અનુસરનારા હોય છે, અને મહત્વના વિષયમાં સલાહ આપવી તેમને ઘણી ગમે છે.

આ રાશિનાં મનુષ્યો સ્વભાવથી માયાળુ અને અન્યની દાઝ જાણનારાં હોય છે. અન્ય મનુષ્યોને તેઓ મંદવાડમાં અને દુઃખમાં મદદ કરવાના સ્વભાવવાળા હોય છે. આ રાશિના હલકામાં હલકા મનુષ્યો પણ જ્યારે તેમને દુઃખીનો સંબંધ થાય છે, ત્યારે તેઓ નમ્ર અને માયાળુ થાય છે. આથી નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે કે કર્ક રાશિનાં મનુષ્યો અંતરથી ભલાં હોય છે, અને તેથી કદાચ તેમનામાં દોષો જણાતા હોય તો તેમણે વધારે સારા થવાનો પ્રયત્ન કરવો જોઇએ. સુધરવાનો પ્રયત્ન કરતાં આ મનુષ્યો બહુ જ ઉત્તમ પંક્તિનાં અને પ્રીતિપાત્ર મનુષ્યો બને છે.

આ મનુષ્યો પોતાની નિકટનાં અને પોતાનાં પ્રિય મનુષ્યોના હકનું રક્ષણ કરવામાં ઘણા હિંમતવાળા અને શૂરવીર હોય છે. સ્ત્રીઓકરતાં આ રાશિના પુરુષો ઘણા જ આગ્રહી હોય છે.

સુંદર અને કારીગીરીવાળી વસ્તુઓઉપર આ મનુષ્યોને સ્વભાવથી જ પ્રેમ હોવાથી આ રાશિમાં જન્મેલા કેટલાક, ઉત્તમ ગાયકો, તથા કારીગરો થાય છે.

આ રાશિના મનુષ્યો કસરત નથી કરતા તથા આરોગ્યના નિયમોઉપર ધ્યાન નથી આપતા તો તેઓનું શરીર નબળું રહેવાનો સંભવ હોય છે. તેઓ ઘણું કરીને મધ્યમ કદના હોય છે, અને તેઓના શરીરનો ઉપરનો ભાગ કંઇક મોટો હોય છે. તેમનું મુખ ગોળ હોય છે, ચામડી કોમળ હોય છે, શરીરનો વર્ણ પીળચટો અથવા ઘણો ફીકો હોય છે, મુખનો ઘાટ નાનો હોય છે, અને નેત્ર જરા ભુરા રંગનાં અથવા ધોળાં હોય છે. તેઓનો બાંધો ઘણું કરીને નબળો હોય છે.

મીન અને વૃશ્ચિક રાશિનાં મનુષ્યોસાથે તેઓનો બહુ અનુકૂળ સંબંધ બંધાય છે. કર્ક અને મીન રાશિનાં સ્ત્રીપુરુષના લગ્નથી થનાર પ્રજા શરીરે અત્યંત બળવાન્ થાય છે.

(અપૂર્ણ)

---

## દીર્ઘ શ્વાસપ્રશ્વાસના લાભ.

તમારા શરીરમાં જીવનતત્ત્વ ઓછું થાય છે, ત્યારે જ તમે માંદા પડો છો. જેના શરીરમાં જીવનતત્ત્વ ભરપુર હોય છે, તે કદી પણ માંદો પડતો નથી, કારણ કે જ્યાં સુધી જીવનતત્ત્વ શરીરમાં પુષ્કળ પ્રમાણમાં હોય છે, ત્યાં સુધી તે વ્યાધિને શરીરમાં કદી પણ પ્રવેશવા દેતું નથી. જેમ અંધકારનો વિરોધી પ્રકાશ જ્યાં હોય છે, ત્યાં અંધકાર કદી પણ આવી શકતો નથી, તેમ વ્યાધિ અને મૃત્યુનું વિરોધી જીવનતત્ત્વ જ્યાં લગી શરીરમાં જોઇએ તેટલું હોય છે ત્યાં સુધી મૃત્યુ અને વ્યાધિનું તેના ઉપર ચાલી શકતું નથી.

તમે માંદા પડો છો ત્યારે તમારામાં જીવનતત્ત્વ ઘટી ગયું હોય છે, એટલું જ નહિ પણ તમારું મનોબળ અથવા નીતિબળ જ્યારે ન્યૂન થયું હોય છે ત્યારે પણ તમારામાં જીવનતત્ત્વ ઓછું થયું હોય છે. કારણ કે મનોબળ અથવા નીતિબળનું પોષક પણ જીવનતત્ત્વ જ છે. શરીરમાં જીવનબળની વૃદ્ધિ કરો, અને તમે માનસિક અથવા શારીરિક કોઇ પણ વ્યાધિથી પીડાને પામશો નહિ.

શરીરમાં જીવનબળની વૃદ્ધિ કરવાના અનેક ઉપાયો છે, તોપણ અત્ર જે ઉપાય લખવામાં આવે છે તે અત્યંત સરળ છતાં ઘણો જ સમર્થ છે. તે અત્યંત મૂલ્યવાન્ છતાં તેનું કંઇ પણ મૂલ્ય બેસતું નથી.

ગમે તે પ્રકારના નાના કે મોટા, સાધ્ય કે અસાધ્ય શારીરિક વ્યાધિથી તમે પીડાતા હો તો નીચેની સરળ સૂચનાઓને તત્કાળ અનુસરોઃ વ્યાધિને લીધે જો તમે પથારીમાંથી ઉઠી શકતા ન હો તો પથારીમાં જ દિવસમાં કેટલીક વાર અને રાત્રે જ્યારે જ્યારે જાગો ત્યારે તમારા હસ્ત શાંતિથી લાંબા કરજો, મનને શાંત અને અત્યંત મંદ વેગવાળું કરજો, અને આપણી દશે દિશાએ જે જીવનતત્ત્વ ભરી રહ્યું છે તે સઘળા જીવનતત્ત્વને વિચારથી અને સંકલ્પબળથી તમારા શરીરમાં પ્રવેશવાનું આમંત્રણ કરજો.

બીજી બાજુએ કુદરતનો રામબાણ ઉપાય હવા મૂકો—સ્વચ્છ સજીવ કરનાર હવા મૂકો; તમને અનુભવ થશે કે હવાવાળું ત્રાજવું નીચું નમ્યું છે.

હવાફેરને માટે સેંકડો રોગીઓને સ્વચ્છ હવાવાળાં સ્થાનોમાં, સમુદ્રકાંઠે, પર્વતઉપર કે મેદાનોમાં જવા વારંવાર ભલામણ કરવામાં આવે છે, પણ શ્વસનક્રિયા કેમ કરવી, તેનું કાંઇ પણ શિક્ષણ આપવામાં આવતું નથી, એ થોડું ખેદકારક નથી. જો પ્રત્યેક રોગીને દીર્ઘ શ્વાસ કેમ લેવા તેનો ઉપદેશ આપવામાં આવતો હોય, તો કેટલા બધા રોગીઓ કેટલા સત્વર સાજા થઇ જાય!

શુદ્ધ હવા! તું કે જે જીવનની, સુખની, આરોગ્યની, પ્રેમની, જ્ઞાનની, અને સઘળાં દૈવી સામર્થ્યોની સાક્ષાત્ દેવી છું, તેનું ખરું સ્વરૂપ મનુષ્યો ક્યારે સમજશે, તથા તેઓ ઔષધીની ઉપાસના મૂકી ક્યારે તારી ઉપાસના કરતા થશે?

---

## अतिथिसत्कार.

**धन्वंतरी**—( સદ્ગત તંત્રી ડૉ. મંજુલાલ ભોગીલાલ કુંવારીયાકર, પ્રકાશક બાલાપ્રસાદ ફાર્મસી, વિસનગર, વાર્ષિક લવાજમ રૂ. ૨–૦–૦ ) પ્રાચીન આયુર્વેદના તથા અર્વાચીન પાશ્ચાત્ય વૈદ્યવિદ્યાના વિષયો આ માસિકમાં ચર્ચવાનો ઉત્તમ પ્રકારનો પ્રયત્ન થતો જોઇ સંતોષ થાય છે. શરીરનું આરોગ્ય કેમ જાળવવું, એ વિષયમાં મનુષ્યોનો મોટો ભાગ બહુ અજ્ઞાન છે. ધર્મ, અર્થ વગેરે પુરુષાર્થ સર્વોત્તમ પ્રકારે સિદ્ધ કરવાનો મોટો આધાર શરીરના આરોગ્યઉપર રહેલો છે, તેથી આ વિષયનું મનુષ્ય માત્રને જ્ઞાન હોવાની પ્રથમ અને મુખ્ય અગત્ય છે. અમદાવાદમાં પ્રકટ થતું વૈદ્યકલ્પતરુ આ વિષયમાં બહુ સારો પ્રયત્ન કરી રહ્યું છે. ધન્વંતરીનો પ્રયત્ન પણ તેવો જ યશસ્વી નીવડશે, એમ તેમાં ચર્ચાતા ઉત્તમ વિષયોથી અનુમાન થયા વિના રહેતું નથી. તેના વિદ્વાન્ ધર્મનિષ્ઠ તંત્રીનું આયુષ્ અધિક ટક્યું હોત તો આ માસિકમાં કોઇ નવું જ ચૈતન્ય દૃષ્ટિએ પડત. આથી એમ કહેવાનું તાત્પર્ય નથી કે તેના હાલના વિદ્વાન્ લેખકો તેને ઉત્તમ પ્રકારનું નથી કરી શક્યા. પોતે સ્વીકારેલા કર્તવ્યમાં ધન્વંતરી ઉત્તરોત્તર અધિક વિજયશાલી થાઓ.

**तमाकुस्तोत्र तथा चास्तोत्र**—તમાકુ તથા ચાહાના ભાવિક ભક્તોને પોતાની ઇષ્ટ દેવી જે તમાકુ તથા ચાહા તેના ગુણોનું સંકીર્તન કરનાર આથી બીજાં ઉત્તમ સ્તોત્રો મળવાં દુર્લભ છે. તમાકુ તથા ચાહાની ઉપાસનાથી થતા અનુપમ લાભનું આ સ્તોત્રોમાં બહુ ઉત્તમ રીતે વર્ણન કરવામાં આવ્યું છે. જંબુસરમાં યોગિરાજ **એ. ટી.** કૂટસ્થ એ શિરોનામે પોસ્ટેજમાટે અર્ધા આનાની સ્ટેમ્પ મોકલવાથી આ સ્તોત્રો મફત મોકલવામાં આવે છે.

**शान्तिशतक**—( શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્યવર્ય સ્વામિ **શ્રીનિર્ભયાનંદજી** કૃત; મળવાનું ઠેકાણું પં. વૈજનાથ વકીલ, મેરઠ, મૂલ્ય ૦–૧–૦ ) આ ગ્રંથ હિંદુસ્તાની ભાષામાં છે, તથા તેમાં જ્ઞાન તથા વૈરાગ્યના વિવિધ છંદો આપ્યા છે. જિજ્ઞાસુને મનન કરવા યોગ્ય છે.

**निर्भयविलास**—આ ગ્રંથ પણ ઉક્ત સ્વામિશ્રીએ રચેલો છે, અને તેમાં પણ જ્ઞાન તથા વૈરાગ્યનાં ઉત્તમ પદાદિનો સમાવેશ કર્યો છે. હિંદુસ્તાની ભાષાના જ્ઞાનવાળા મુમુક્ષુઓને ઉપયોગી છે. મૂલ્ય ૦–૪–૦.

# શ્વસનવિદ્યાકલા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૮૭ થી )

## પ્રકરણ ૨૪.

### મૂત્રાશય તથા કટિપ્રદેશને પોષનારી જીવનપ્રદ ક્રિયા.

મૂત્રાશયમાં તથા કેડમાં તુલા રાશિની સત્તા પ્રવર્તે છે, તેથી આ ક્રિયા તુલા રાશિ જે ૨૩ મી સેપ્ટેમ્બરે બેસે છે, અને ૨૨ મી ઓક્ટોબરે ઉતરી જાય છે, તે દિવસોમાં કરવી.

ઉપરના પ્રકરણમાં કહ્યાપ્રમાણે ઉભા રહેવું. હાથને નીચે લટકતા રાખવા. હાથેળીઓ ખુલ્લી રાખવી. પગને તંગ રાખવા, અને ક્રિયા પૂરી થાય ત્યાં સુધી ઘુંટણને જરા પણ વળવા દેવા નહિ. પછી બંને હાથને પસારીને માથાની ઉપર ઉંચે પૂરે પૂરા લાંબા કરવા. પછી શરીરને કેડમાંથી આગળ નમાવીને હાથથી પગના અંગુઠાને અડવું. જમણા હાથથી જમણા પગના અને ડાબા હાથથી ડાબા પગના અંગુઠાને અડવું. પાછા મૂળ સ્થિતિએ આવવું, અને અંગને શિથિલ કરવું. પગના અંગુઠાને અડતી વખતે શ્વાસને બહાર કાઢવો, અને પાછા ઉભા થતી વખતે, શ્વાસને અંદર ગ્રહણ કરવો. આ પ્રમાણે આઠ દશ વાર, અથવા શ્રમ જણાય ત્યાં સુધી કર્યાં કરવું.

આ ક્રિયા કરતી વખતે વૃત્તિને મૂત્રાશયમાં તથા કટિપ્રદેશમાં સ્થાપવી, અને શ્વાસ લેતી વખતે તેમાં ગ્રહણ કરવામાં આવતા જીવનતત્ત્વથી તે અવયવો પૂર્ણ બળવાન્ થાય છે, એવું ધારવું.

નીચેનાં વિધિવાક્યોનો આ ક્રિયામાં ઉપયોગ કરવોઃ—પ્રાણ વાયુ એ જીવન તથા આરોગ્ય છે. પ્રત્યેક શ્વાસ લેતી વખતે હું મારા આરોગ્યમાં તથા જીવનમાં વૃદ્ધિ કરૂંછું. મારૂં મૂત્રાશય પોતાનું કર્તવ્ય સર્વોત્તમ પ્રકારે કરે છે. તે પૂર્ણ આરોગ્યવાળી સ્થિતિમાં છે.

મેષ, કર્ક, અને મકર રાશિની ક્રિયાઓ કરતી વખતે આ અવયવોને પોષનાર ઉપરની ક્રિયા ગૌણપણે કરવાની ઇચ્છા હોય તો કરવી.

( અપૂર્ણ. )

---

# अंतरमां रहेलुं अमर्याद सामर्थ्यवान् कंइक.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૯ થી )

( ૬ )

કોઈ પણ કાર્ય કરવામાટે આંતર મનને પ્રેરતી વખતે, મર્યાદાનો જરા પણ વિચાર કરવો નહિ, અર્થાત્ તે કામ આ પ્રકારનું થાઓ, એવી હદ આપણે આપણા વિચારથી બાંધવી નહિ; તેમ જ આપણે પૂર્વે કરેલાં કામોકરતાં આ કામ સારૂં થાઓ, અથવા અમુક પુરુષે કરેલા કામકરતાં આ કામ ઉત્તમ થાઓ, એવી સરખામણીના વિચારો પણ આપણે કરવા નહિ.

ગઈ કાલના કરતાં આજે હું સારૂં કામ કરવા ધારૂં છું, એવો વિચાર કરવાથી આંતર મનને બે સંબંધવિનાના વિચારો ઉપર ક્રિયા કરવાનું પ્રાપ્ત થાય છે—એક ગઈ કાલે સામાન્ય પ્રકારે સાધેલા કામનો વિચાર, અને બીજો આજે તેથી ઉત્તમ પ્રકારે સાધવા ધારેલા કામનો વિચાર,

આ બન્ને વિચારોની એકી વખતે આંતર મનઉપર અસર થવાથી, આંતર મન તે બન્નેને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવાનું; પરંતુ તે બન્ને વિચારો પરસ્પર વિરોધી હોવાથી, એકના બળને બીજો તોડી નાંખે છે, અને તેથી કશો જ પરિણામ પ્રકટતો નથી. એકી વખતે એક જ સામર્થ્યથી ઉત્તમ પ્રકારનું અને અધમ પ્રકારનું કાર્ય પ્રકટાવી શકાતું નથી.

એ જ પ્રમાણે અમુક મનુષ્યના કરતાં વધારે સારું કામ કરવાની ઇચ્છા કરવાથી અથવા સર્વ મનુષ્યોના કરતાં વધારે સારું કામ કરવાની ઇચ્છા કરવાથી, એ વિરોધી ઇચ્છાઓનું આંતર મનમાં સૂચન થાય છે, અને તેમ થતાં, ઉપર કહ્યાપ્રમાણે એકનું બળ બીજાવડે તુટી જાય છે, અને કશો જ પરિણામ પ્રકટતો નથી.

આપણે અનુસરવાયોગ્ય માર્ગ તો એ છે કે ગઇ કાલે અથવા ભૂતકાળમાં કરેલા કામના સ્વરૂપને વિસરી જવું; આજે જે ઉત્તમ પ્રકારનું કાર્ય કરવા ધાર્યું હોય તેનો જ માત્ર વિચાર કરવો; અને તેમ કરીને પછી આજે જે સિદ્ધ કરવા ધાર્યું હોય તે કરવાને આંતર મનને પ્રેરવું. આમ કરવાથી આપણું અમર્યાદ સામર્થ્યવાન્ આંતર મન, પોતાનું સઘળું બળ અને લક્ષ આપણા તે એક જ વિચારઉપર—આપણે સાધવા ધારેલા તે એક જ કામઉપર આપશે; અને આમ થતાં આપણું કામ અવશ્ય ઉત્તમ પ્રકારનું થશે.

કેવા પ્રકારના આપણી થવાની ઇચ્છા છે, તેનું પ્રથમ બરાબર સ્વરૂપ બાંધો; પછી જેવા થવાની આપણી ઇચ્છા હોય, તેવી ઉચ્ચ સ્થિતિએ બીજું કોઇ પહોંચ્યું હોય કે ન પહોંચ્યું હોય, તે વિષેનો જરા પણ વિચાર ન કરતાં, તે સ્થિતિએ પહોંચવાનો દૃઢ નિશ્ચય કરો; આપણે નિશ્ચય કરેલી ઉચ્ચ સ્થિતિથી ઉતરતી જે જે સ્થિતિઓ બીજાઓએ પ્રાપ્ત કરી હોય, તેનું વિસ્મરણ કરો; અને પછી જે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવા તમે નિશ્ચય કર્યો હોય, તેના જ વિચારમાં સર્વ પ્રકારે તન્મય થઇ જાઓ.

જે પ્રકારના થવાની તમારી ઇચ્છા હશે, તે પ્રકારના તમે થઇ શકવા સમર્થ છો. તમારું આંતર મન અથવા અંતરાત્મા અમર્યાદ સામર્થ્યવાન્ છે, અને તમારી ધારણા સિદ્ધ કરવામાં જે સામર્થ્ય અને બુદ્ધિની અગત્ય હશે, તે સર્વ તમને આપવા તે સમર્થ છે. આ પ્રકારનો વિશ્વાસ રાખીને, તમારા ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવામાટે જેની તમારે અગત્ય હોય તેને તમારા અંતરમાંથી બહાર પ્રકટ કરવા તમારા અંતરાત્માને તમે પ્રેરો, અને તેમ જ થવાનું. આંતર મન, જે કાર્ય સિદ્ધ કરવામાટે તેને વિધિપૂર્વક પ્રેરવામાં આવે છે, તે સિદ્ધ કર્યાવિના કદી રહેતું નથી.

આંતર મનને કોઇ પણ કાર્ય કરવામાટે પ્રેરતી વખતે, ગુણસંબંધમાં તે કાર્યની સર્વોત્તમતાનો, અને પ્રમાણના સંબંધમાં તે કાર્યના અમર્યાદપણાનો વિચાર વૃત્તિમાં આરૂઢ રાખજો. આવું અને આટલું, એવી મર્યાદા કદી બાંધશો નહિ. સર્વદા સર્વોત્તમની અને અમર્યાદની જ ઇચ્છા કરજો. ઓછાની કદી ઇચ્છા કરતા નહિ; અને ઇચ્છાને આંતર મનમાં સુદૃઢ સ્થાપતી વખતે, વિચારનું સ્વરૂપ નિરંતર અધિક અધિક વિશાળતાને ધરતું જાય, એવી તીવ્ર સ્પૃહા ધરજો. આથી ઈપ્સિતાર્થનો ગુણમાં સર્વોત્કૃષ્ટરૂપે, અને પ્રમાણમાં અત્યંત અધિકતારૂપે અનુભવ થશે.

અનંત વર્તમાનકાળમાં જ અંતરાત્મામાંથી બને તેટલું પૂર્ણ સામર્થ્ય બહાર પ્રકટ કરવાની ઇચ્છા કરો; તમારામાં રહેલું સામર્થ્ય અને યોગ્યતા અમર્યાદ છે, એવું દૃઢપણે માનો, અને તે વિચારને તમારા આંતર મનમાં ઉંડો કોતરો.

તમારા પોતાના જીવનમાં અથવા અન્ય મનુષ્યોના જીવનમાં જે જે અપૂર્ણતાવાળાં કાર્યો સિદ્ધ થયાં હોય, તે વિષે સ્વલ્પસરખો પણ વિચાર ન કરો. તમારી માનસિક દષ્ટિ, જેવા તમે થવા ધાર્યું હોય, તેના એકલાના ઉપર જ માત્ર નાંખ્યા કરો. નિશ્ચય માનો કે જેવા થવાની તમે ઇચ્છા કરશો તેવા જ તમે થશો; કારણ કે અંતરાત્મામાં, આટલું જ થઇ શકે, એવો કોઇ અવધિ નથી.

જ્યારે અંતરાત્મા આપણી ઇચ્છાનુસાર પોતાનું સામર્થ્ય બહાર પ્રકટાવવા માંડે છે, ત્યારે આપણા આંતર પ્રદેશમાં કોઇ સત્તા ક્રિયા કરતી હોય તેવું પ્રસંગોપાત્ત આપણને સ્પષ્ટ ભાન થાય છે. આવું ભાન થાય ત્યારે જાણવું કે આપણા અંતરમાં રહેલી અમર્યાદ સામર્થ્યવાન સત્તા જાગ્રત થઇ છે. આવી વખતે આંતર સામર્થ્યને બાહ્ય મનમાં સ્વતંત્ર રીતે પૂર્ણ પ્રકારે પ્રકટવા દેવું; અર્થાત્ બાહ્ય મને શાંત અને નિર્વિક્ષિપ્ત પડ્યા રહેવું, અને આંતર મનમાંથી જે જે પોતાનામાં આવે તેને પૂર્ણ પ્રકારે ગ્રહણ કરાય, એવી સ્થિતિ રાખવી. અલ્પ સમય-સુધી તેણે પોતાનું પોતાપણું વિસરી જવું.

જ્યારે પોતાનું પોતાપણું વિસરી જવામાં આવે છે, અને મહાન્ સામર્થ્યવાળા આપણા અંતરાત્માને આપણા બાહ્ય મનનું, અને આપણા મિથ્યા હુંપણાનું સ્વામિત્વ સોંપી દેવામાં આવે છે, અર્થાત્ અંતર્યામી ઇશ્વરને જ સંપૂર્ણ પ્રકારે આપણા નિયામક અને ચાલક થવા દેવામાં આવે છે, ત્યારે આપણે હાથે જે કંઇ થાય છે, તે સર્વોત્તમ જ થાય છે. તે સમયે જ ખરી યોગ્યતા, ખરી બુદ્ધિ, અને ખરી પ્રતિભા આપણા જીવનનાં કાર્યોમાં પ્રત્યક્ષ દર્શન દેછે.

ગાનકરતી વખતે ગાયક જ્યારે પોતાનું પોતાપણું વિસરી જાય છે, ત્યારે જ તેના ગાનમાં કંઇક એવું બહાર પ્રકટ થાય છે કે જે શ્રોતાઓનાં હૃદયના છેક ઉંડામાં ઉંડા ભાગને દ્રવીભૂત કરે છે, અને પૂર્વે નહિ અનુભવેલા ઉચ્ચ આનંદના પ્રદેશમાં તેને મુકી દે છે.

જ્યારે ચિત્રકાર અથવા શિલ્પી ચિત્ર કાઢતી વખતે અથવા મૂર્તિ ઘડતી વખતે પોતાના પોતાપણાને વિસરી જાય છે, ત્યારે તેના ચિત્રમાં અથવા મૂર્તિમાં પ્રાણની પ્રતિષ્ઠા થાય છે, અને એકેએક અવયવમાં અવર્ણનીય સૌંદર્યનું આરોપણ થાય છે.

જ્યારે કવિ કવિતા રચતી વખતે અથવા લેખક લેખ લખતી વખતે પોતાના પોતાપણાને વિસરીને અંતરાત્મામાં અભિન્ન થાય છે, ત્યારે તેના પ્રત્યેક અક્ષરમાં વાચકના હૃદયને અલૌકિક રસમાં નિમજ્જન કરાવનાર ઓજસ્નું સિંચન થાય છે.

જ્યારે વક્તા પોતાના હુંપણાને વિસરી જઇને, અંતરાત્માને જ પોતાની મતિના તથા વાણીના પ્રેરક થવા દે છે, ત્યારે તેના પ્રત્યેક અક્ષરથી શ્રોતાનાં રોમાંચ ખડાં થઇ જાય છે, શ્રોતાઓઉપર તે આશ્ચર્યકારક પ્રતાપ પાડે છે, અને સર્વને અંતરથી ભાન થાય છે કે તેનો પ્રત્યેક શબ્દ સત્યથી ભરેલો છે.

જ્યારે કોઇ પણ કાર્ય સાધનાર મનુષ્ય પોતાના પોતાપણાને વિસરી જાય છે, ત્યારે તેને અંતરમાંથી એવું સામર્થ્ય મળે છે કે જે કશાને નમ્યું આપતું નથી, અને પોતાનાં કાર્ય સાધતાં માર્ગમાં જે જે વિઘ્નો આવે છે, તે સૂર્યોદયથી ઝાકળની પેઠે તત્કાળ ઓગળાઇ જાય છે.

આવા પુરુષો જ જગતમાં મોટાં કાર્યો સાધે છે. આવા પુરુષો જ યુગોના યુગો વીતી જતાં છતાં પણ મનુષ્યનાં હૃદયમાં સ્થાયી ઘર કરી રહે છે. તેમની કીર્તિ ચિરસ્થાયી રહે છે; અને તેમનામાં આવેલી આવી અસાધારણ મહત્તાનું એક જ કારણ છે, અને તે એ કે તેમ-

નામાં રહેલા અંતરાત્માને તેમણે જાગ્રત્ કર્યો હોય છે; અને પોતાનું પોતાપણું વિસરીને તે અંતરાત્માના દુર્લભ અને સર્વોત્કૃષ્ટ_સામર્થ્યને પૂર્ણપણે પ્રકાશવા દીધું હોય છે.

જ્યારે આ દૈવી સત્તા તમારા હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં નિગૂઢપણે ક્રિયા કરતી તમને સમજાય ત્યારે શાંત થઇ જજો, અને તેને તમારી નિયામક અને ચાલક થવા દેજો. જે રીતે તે પોતાનું સામર્થ્ય બહાર પ્રકટાવવા પ્રયત્ન કરે, તે રીતે તેને તે પ્રકટાવવા દેજો.

આરંભમાં આ દૈવી સત્તા જાણે આપણાથી જૂદી હોય, એમ આપણને ભાન થાય છે; પણ તે જૂદી નથી. તે આપણી પોતાની જ ઉચ્ચ સ્વરૂપસત્તા છે. આપણા પોતાના અંતરાત્મામાં રહેલા અમર્યાદ સામર્થ્યનું તે બહાર પ્રકટીકરણ છે. જે સામર્થ્યને બહાર પ્રકટ થવા આપણે તીવ્ર ઇચ્છા કરી હોય છે, તે જ તે સામર્થ્ય છે, અને તે આપણું પોતાનું જ છે, એવો જ્યારે આપણને અનુભવ થાય છે, ત્યારે આપણી ઇચ્છાપ્રમાણે તેને પ્રેરવાનું આપણા પોતાનામાં જ સ્વામિત્વ આપણને ભાસે છે.

સમગ્ર આંતર પ્રદેશ આપણો પોતાનો છે—આપણું પોતાનું જ આંતર સ્વરૂપ છે, એવું અંતરથી આપણને ભાન થવાની અત્યંત અગત્ય છે; કારણ કે બાહ્ય મન જેમ અધિક પૂર્ણ રીતે અંતરાત્માના સામર્થ્યસાથે એકતાનો અનુભવ કરે છે, તેમ તે અંતરાત્માના સામર્થ્યને પોતાનામાં અધિક પૂર્ણ રીતે પ્રકટેલું, અને વ્યવહારમાં ક્રિયા કરતું અનુભવે છે.

તમારામાં રહેલી સર્વોત્તમ યોગ્યતાનો કોઇ કાર્યમાં ઉપયોગ કરવાની તમને અગત્ય જણાય, ત્યારે તે કાર્ય કરવા માંડતાં પહેલાં, વધારે ઉત્તમ યોગ્યતા અથવા સામર્થ્યને માટે આંતર મનને તમારી તીવ્ર ઇચ્છા જણાવો; પછી તે સામર્થ્યને પ્રકટવામાટે થોડી ક્ષણો ધૈર્ય ધરો; અને જ્યારે તે પ્રકટે ત્યારે બાહ્ય મનને તેને અનુસરવા દો. તમારૂં કાર્ય કરવા અંતરાત્માનું સામર્થ્ય બહાર પ્રકટ થયું છે, અને તેના જેવું ઉત્તમ પ્રકારે તે કાર્ય ત્રિભુવનમાં અન્ય કોઈ કરી શકે એમ છે જ નહિ.

અંતરાત્મામાં રહેલું સામર્થ્ય આપણું પોતાનું જ છે, એવું સંપૂર્ણ ભાન કરવું, અને તેને બહાર પૂર્ણ રીતે પ્રકટવા દેવું, એ આપણા બાહ્ય મનની શક્તિઓને સર્વોત્તમ સામર્થ્યવાળી કરવાની કળા છે. (અપૂર્ણ.)

---

# * मारुतिस्तवन.

## પદ. આરતી.

જય મારુતિ મહાવીર, હર્ષવડે સ્તવીએ,
આપ એક વજાંગ, જઇ પહોંચ્યા રવિએ,
જય વીર—મહાવીર.

---

* ઉત્તમ શરીરબળને ઇચ્છનારા પુરુષો આ દેશમાં, પ્રાચીન કાલથી શ્રીહનુમાનને લક્ષ્યરૂપે સ્થાપતા આવ્યા છે. શરીરને કેળવવાને માટે, પ્રાચીન નિયમાનુસાર સ્થાપવામાં આવતી વ્યાયામશાળાઓમાં શ્રીહનુમાનની મૂર્તિની સ્થાપના સર્વદા જોવામાં આવે છે. આ પ્રાચીન નિયમને અનુસરીને વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં શ્રીશ્રેયસાધકઅધિકારિવર્ગના બાળકોને માટે વર્તમાન માસમાં ઉઘાડવામાં આવેલી વ્યાયામશાળામાં શ્રીમારુતિની સ્થાપના કરવામાં આવી હતી. તે મંગળમય પ્રસંગનિમિત્ત ઉપરની આરતી રચવામાં આવી હતી.

શ્રીકૃષ્ણે તો ગિરિવર, આંગળીપર ધરીયો, વીર,
આપ તો ગિરિવર લઈ વળી, કુદી ગયા દરીયો;—
રામ કૃષ્ણ શિરઉપર, રથમાં ધ્વજમાંહિ,
આપ રહ્યા તેમ રહેજો, આ અમ ભુજમાંહિ;—
અમરવેલીના જ્ઞાતા, બટુક બ્રહ્મચારી,
આપનું બધું બળ ગ્રહેવા, કરજો અધિકારી;—
અનંત બળના રાશિ, અજરામર કહાવો,
બળ, અજરામરરૂપે, અમ શરીરે આવો;—
પુચ્છથી રાવણ દાબ્યો, એમાં નથી શંકા;
અધર્મીનું બળ હણવા, બાળી દીધી લંકા;—
જે ગુરુની ભક્તિથી, બળ આપ જ પામ્યા,
અમ અંતર તે રામ, સદા રહો જામ્યા;—
રામથી ગણી અભિન્ન, પ્રેમવડે સ્મરીએ,
અદ્‌ભુત બળ પુષ્ટિ અમ, અણુ અણુમાં ભરીએ;—
આપ હૃદયમાં રામ, જેમ અખંડ રમે,
ઉભય આપ તનમનમાં, રહો કહી સર્વ નમે;—

---

# ધનપ્રાપ્તિમાં પ્રવર્તતા નિયમો.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૮૧ થી. )

નિષ્ફળતા, નિરાશા, નિરુત્સાહ અને પોતાના સામર્થ્યમાં અવિશ્વાસના વિચારો કરનારા મનુષ્યોની આજુબાજુ તેમના અયોગ્ય વિચારોનું વાતાવરણ વીંટળાઈ રહેલું હોય છે, અને તેથી તેમના સંબંધમાં જ્યારે જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે તેમના તે અયોગ્ય વિચારોની અસર આપણા ઉપર થોડાઘણા પ્રમાણમાં થયા વિના રહેતી નથી. તે જ પ્રમાણે આત્મશ્રદ્ધા, વિજય, ઉચ્ચ અભિલાષા, નિર્ભયતા, ઉત્સાહ અને હિંમતના વિચારો કરનારા મનુષ્યોની આજુબાજુ તેમના યોગ્ય વિચારોનું વાતાવરણ આવી રહેલું હોય છે, અને તેથી તેમના સંબંધમાં જ્યારે જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે તેમના તે યોગ્ય વિચારોની અસર પણ આપણા ઉપર થોડાઘણા પ્રમાણમાં થયા વિના રહેતી નથી. વિચારનાં વાતાવરણ મનુષ્યોની આજુબાજુ હોવાની વાત કેવળ સત્ય છે; અને જેમનાં મન વિશેષ સચેતન અર્થાત્ તરત અસર થાય એવાં હોય છે, તેમના ઉપર તેની તત્કાળ સારી કે નઠારી અસર થાય છે. વિચારનું આ વાતાવરણ મનુષ્યની આજુબાજુ તે અખંડ નિત્ય જેવા વિચારો કરે છે, તે પ્રકારનું થાય છે. સ્વલ્પમાં પોતપોતાની ભાવનાપ્રમાણે જ મનુષ્યની આજુબાજુ વિચારનું વાતાવરણ બંધાય છે. આ નિયમઉપર સહજ વિચાર કરતાં એક મનુષ્ય બીજા મનુષ્યઉપર સારી અથવા નઠારી અસર શાથી ઉત્પન્ન કરે છે, તેનું કારણ તમને સ્પષ્ટ થયા વિના નહિ રહે.

વિજય મળવામાં અથવા ધનની પ્રાપ્તિ થવામાં જે માનસિક લક્ષણો અને સામર્થ્યની અગત્ય છે તે સબળ ભાવના આપણને આપે છે, તે વિષે આપણે પ્રથમ વિચાર કર્યો. વળી આપણી સબળ ભાવના બીજાના મનઉપર કેવી અસર કરે છે, તે વિષે પણ આપણે વિચાર કર્યો. હવે આપણી ભાવનાથી ત્રીજુ શું થાય છે, તે વિષે વિચાર કરીએ.

ભાવનાનો ત્રીજો પરિણામ, આપણી ભાવનાપ્રમાણેની વસ્તુઓ આપણા પ્રતિ આકર્ષાઈ આવે છે, એ છે. વિશ્વમાં પ્રવર્તી રહેલા આકર્ષણના નિયમથી આમ બને છે. આ નિયમથી સજાતીય સજાતીયને સર્વદા પોતાના પ્રતિ આકર્ષે છે, અર્થાત્ એક જાતિની વસ્તુ પોતાની જાતિની બીજી વસ્તુઓને પોતાના ભણી હમેશાં ખેંચ્યા કરે છે.

પૃથ્વી ગુરુત્વવાળી એટલે ભારે છે, અને તેથી જેટલા જેટલા પદાર્થોમાં પૃથ્વીના અધિક અંશ હોય છે, તેમને તે સર્વદા પોતાના તરફ ખેંચ્યા કરે છે. જળના વહેતા એક પ્રવાહમાં, બીજા જળના પ્રવાહ આજુબાજુથી આકર્ષાઈ આવે છે, અને એક મોટી નદી બને છે. પુનઃ તે નદી આકર્ષાઇને સમુદ્રમાં જઈને મળે છે. આમ જડ પદાર્થોમાં જેમ આ નિયમ પ્રવર્તે છે, તેમ પશુ, પક્ષી તથા મનુષ્યાદિ ચેતન પ્રાણીઓમાં પણ તે જ નિયમ પ્રવર્તે છે. કાગડા, પોપટ અને કાબરોનાં ટોળાં બંધાતાં નથી, પણ એક જ જાતિનાં પક્ષિનાં ટોળાં બંધાય છે. અંગ્રેજ અંગ્રેજતરફ આકર્ષાય છે, પારસી પારસીતરફ આકર્ષાય છે. મુસલમાન મુસલમાનતરફ આકર્ષાય છે અને હિંદુ હિંદુતરફ આકર્ષાય છે. સાધુની પ્રતિ સાધુવૃત્તિવાળા, પાપીઓની પ્રતિ પાપવૃત્તિવાળા, વ્યસનીની પ્રતિ વ્યસનીઓ, અને વિદ્વાનોની પ્રતિ વિદ્વાનો આકર્ષાઇ આવે છે. આમ સજાતીયપ્રતિ સજાતીયનું આકર્ષણ થવાનો નિયમ વિશ્વમાં સર્વત્ર પ્રસરી રહ્યો છે.

મનુષ્યના મનમાં પ્રબળ આકર્ષણશક્તિ રહેલી છે. જેમ લોહચુંબક લોઢાને પોતાના તરફ આકર્ષે છે, તેમ મન પોતાની પ્રબળ ભાવનાપ્રમાણેની વસ્તુઓ વગેરેને પોતાની તરફ આકર્ષે છે. મનની જેવી પ્રબળ ભાવના હોય છે, તે પ્રમાણેનાં મનુષ્યો, ગૃહ, ક્ષેત્ર, પશુ, ધન, પ્રસંગો, સ્થિતિઓ તેના પ્રતિ આકર્ષાઇ આવ્યા વિના રહેતાં જ નથી. અસંખ્ય કષ્ટે પણ ન પ્રાપ્ત થઇ શકે એવા દેવ, અને સાક્ષાત્ ઈશ્વર પણ મનની પ્રબળ ભાવનાવડે આકર્ષાઇ આવે છે, તો અન્ય સર્વ આકર્ષાઇ આવે, એમાં આશ્ચર્યજેવું શું છે ?

જો વિજયના જ આપણે વિચારો કર્યાં કરીએ છીએ, અને તે જ વિચારોને નિરંતર આપણી દૃષ્ટિસંમુખ તરતા રાખી રહીએ છીએ તો આપણા મનમાં વિજયની અખંડ પ્રબળ ભાવના બંધાય છે; અને આ ભાવના વિજયની સિદ્ધિમાં જે જે સાધનોની અગત્ય છે, તે સર્વને અને પરિણામે વિજયને આપણા પ્રતિ આકર્ષી આણ્યાવિના રહેતી જ નથી. જો આપણે મહાધનની પ્રાપ્તિનું ચિત્ર વૃત્તિમાં રચીએ છીએ, અને તે ચિત્રને વૃત્તિમાં અખંડ આરૂઢ રાખીએ છીએ, તો મહાધનની પ્રાપ્તિની આપણા અંતઃકરણમાં પ્રબળ ભાવના બંધાય છે; અને આ ભાવના ધીરે ધીરે માનસિક સૃષ્ટિમાંથી ભૌતિક સૃષ્ટિમાં મૂર્તિમંતી થાય છે, અને મહાધનનું આપણને દર્શન કરાવે છે. ધનને પ્રાપ્ત કરાવનાર સાધનો—ધનની સંપ્રાપ્તિ કરી આપનાર મનુષ્યો—આપણા પ્રતિ મહાધનને આણી આપનાર પ્રસંગો, તથા ઉદ્યોગો—સ્વરૂપમાં જે જેવડે મહાધન પ્રાપ્ત થવું સંભવે છે, તે સર્વ આપણી પ્રબળ ભાવના આપણાપ્રતિ આકર્ષી આણે છે.

તમને આ વચનો ઠંડા પહોરની ગપજેવાં લાગે છે, નહિ વારુ ? માનસ નિયમોનો જેમણે અભ્યાસ કર્યો નથી, તથા તેમને આચારમાં મૂકી તેથી પ્રકટતા પરિણામોનો જેમણે

અનુભવ કર્યો નથી, તેમને તે ગપજેવાં લાગે, એ સ્વાભાવિક છે, પરંતુ સદ્વિવેકીએ વસ્તુનિર્ણય કરતાં બહુ સાવધાનતા સેવવી જોઇએ. જે મનુષ્યે મહાધનને પ્રાપ્ત કર્યું હોય, તેના કોઇ મનુષ્યના જીવનનો લક્ષપૂર્વક અભ્યાસ કરો, અને અવલોકન કરો કે તેના મનમાં કેવી ભાવના પ્રબળપણે વર્તી રહી હોય છે. તમને જણાશે કે તેના મનમાં ધનપ્રાપ્તિની એક જ અભિલાષા પ્રબળપણે વર્તતી હોય છે. તે ધનને આવવાની વાટ જોયા જ કરતો હોય છે. ધનને આવવાનું ચિત્ર તેના મનમાં પ્રબળપણે આરૂઢ થયેલું હોય છે, અને તેની આ પ્રબળ ભાવના-પ્રમાણે તેના પ્રતિ નિરંતર ધન મહા પ્રવાહની પેઠે વહ્યું આવતું હોય છે.

**કોઇ પણ સારી અથવા નઠારી વસ્તુ ઉપર તમારા મનને દૃઢપણે સ્થાપો અને પૂર્વોક્ત નિયમપ્રમાણે તે વસ્તુને તમે તમારા પ્રતિ આકર્ષવાના, અથવા તે વસ્તુ જ્યાં હશે ત્યાં તમે તેના પ્રતિ આકર્ષાઇને જવાના. જે વસ્તુને તમે તમને પ્રાપ્ત થવાની આતુરતાથી વાટ જોયા કરો છો, જે વસ્તુનો જ તમે વિચાર કરો છો, અને જે વસ્તુને જ તમે મનમાં આરૂઢ રાખો છો, તે વસ્તુને તમે તમારા પ્રતિ અવશ્ય આકર્ષો છો.** આ ભ્રમમૂલક વિચાર નથી, પરંતુ સત્શાસ્ત્રોએ સિદ્ધ કરેલો, આધ્યાત્મિક નિશ્ચય છે.

પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓ પણ આ નિયમની સત્યતાનો સ્વીકાર કરે છે. તેઓ કહે છે કે જેમ વાતાવરણમાં વાયુના પ્રવાહો વહે છે, અને સમુદ્રોમાં સમુદ્રના પ્રવાહો વહે છે, તે જ પ્રમાણે માનસપ્રદેશમાં વિચારના પ્રવાહો વહે છે. ઉદાહરણતરીકે આ વિચારના પ્રવાહોમાં કેટલાક પ્રવાહ દુર્ગુણના વિચારોના હોય છે, તો કેટલાક પ્રવાહ સદ્ગુણના વિચારોના હોય છે; કેટલાક પ્રવાહ ભયના વિચારોના હોય છે તો કેટલાક પ્રવાહ નિર્ભયતાના અથવા વીરત્વના હોય છે; કેટલાક પ્રવાહ દ્વેષના અથવા શોકના હોય છે, તો કેટલાક પ્રવાહ પ્રેમના અથવા આનંદના હોય છે; કેટલાક પ્રવાહ નિર્ધનતાના હોય છે તો કેટલાક પ્રવાહ સધનતાના હોય છે. વળી તેઓ કહે છે કે જે મનુષ્ય નિર્ધનતાના વિચારો કરે છે, નિર્ધનતાની વાતો કરે છે, અને નિર્ધનતાને આવવાની જ નિરંતર વાટ જોયા કરે છે, તે વિશ્વમાં વ્યાપી રહેલા નિર્ધનતાના વિચારોના પ્રવાહોમાં આકર્ષાય છે, અને જેઓ નિર્ધન હોય છે, નિર્ધનતાના વિચારો કરે છે, અને નિર્ધનતાની વાતો કરે છે, તેવા મનુષ્યોને જ પોતાના પ્રતિ આકર્ષે છે. તે જ પ્રમાણે જેઓ ધનના અને અભ્યુદયના વિચારો કરે છે, ધનની અને અભ્યુદયની વાતો કરે છે, અને ધનની અને અભ્યુદયની જ નિરંતર વાટ જોયા કરે છે, તે વિશ્વમાં વ્યાપી રહેલા સધનતાના વિચારોના પ્રવાહમાં આકર્ષાય છે, અને જેઓ ધનવાન હોય છે, ધનના વિચારો કરે છે, અને ધનની નિરંતર વાટ જોયા કરે છે, તેવા મનુષ્યોને પોતાના પ્રતિ આકર્ષે છે, અથવા પોતે તેમના પ્રતિ આકર્ષાય છે, અને સમય જતાં તેઓના જેવા જ ધનને અને અભ્યુદયને પ્રાપ્ત કરે છે. જો આમ છે તો પછી આપણા વિચારોઉપર અને આપણી વાતોઉપર કેટલો અંકુશ રાખવાની આપણે અગત્ય છે? નિર્ધનતાના તથા એવી જ બીજી અપ્રિય સ્થિતિઓના વિચાર આપણે કદી પણ ન કરવા જોઇએ, તથા તે સંબંધી વાતો પણ બીજાઆગળ કદી પણ ન કરવી જોઇએ, પરંતુ તેમને બદલે અભ્યુદય અને તેવી જ બીજી સુખદ સ્થિતિઓના વિચાર આપણે કરવા જોઇએ, તથા તે સંબંધી જ વાતો બીજાઆગળ સર્વદા કરવી જોઇએ.

પ્રિય વાચક! આ ક્ષણથી જ તમારા અંતઃકરણમાંથી પૂર્વે વર્ણેલી દુર્બળ ભાવનાઓને

હમેશને માટે દેશનિકાલની શિક્ષા કરો. 'મારા નસીબમાં સુખ લખેલું જ નથી,' 'આગળ ઉપર મારી શી વલે થશે' 'ઘડપણમાં મને કોઇ રોટલો ખવાડશે કે નહિ ખવાડે,' 'મારા જેવું દુર્ભાગી જગતમાં બીજું કોઇ જ નથી,' 'આપણે કોઇ દિવસ શ્રીમંત થવાના જ નથી' એવા એવા સેંકડો દુર્બળ વિચારોને હૃદયમાંથી એકદમ હાંકી કાઢો, અને તેમને સ્થાને ઉત્સાહને વધારનારા, મનને પ્રસન્ન કરનારા, અને ઉદયને આપણા પ્રતિ આવવાની અવશ્ય ફરજ પાડનારા સબળ વિચારોને સેવો. ઉદય પ્રાપ્ત થશે જ, એવી શ્રદ્ધાનો એક ક્ષણ પણ ત્યાગ ન કરો. સર્વદા ઉદયની જ વાટ જોયા કરો. જે તમારે જોઇતું હોય, જે તમારી પ્રીતિનો વિષય હોય, તેને પ્રાપ્ત થવાની જ વાટ જોયા કરો; અને નિશ્ચય માનજો કે જેમ લોહાની કરચો ઉડી ઉડીને લોહચુંબકને જઇને વળગે છે, તેમ તમારી પ્રબળ ભાવના થતાં, આકર્ષણના માનસિક મહાનિયમાનુસાર, તમારી ઇચ્છેલી વસ્તુઓ તમારા પ્રતિ જ્યાંસુધી આકર્ષાઇ આવીને તમારા ખોળામાં પડશે. આ જ ક્ષણથી વિચારને—ભાવનાને—બદલો. મહાધનપ્રાપ્તિની—અભ્યુદયની ઉચ્ચ ભાવના બાંધો. મનમાં અભ્યુદયના ચિત્રને રચીને તેને જ જોયા કરો. અભ્યુદયને જ આવવાની અખંડ વાટ જોયા કરો. અભ્યુદયવિના બીજા કશાને આવવાની વાટ ન જુઓ. અભ્યુદયને જ ધ્યેય અને ઉપાસ્યરૂપ કરો. હઠ કરીને અભ્યુદયને જ માગો. આ પ્રકારનો અભ્યાસ થતાં મનમાં અભ્યુદયની પ્રબળ ભાવના બંધાશે; અને તેમ થતાં **ભાવનાસદૃશી સિદ્ધિઃ** એ પ્રકારના આ પ્રકરણને મથાળે ટાંકેલા મહાસૂત્રાનુસાર તમે મહાધનના અને અભ્યુદયના સ્વામિ થઇ રહેશો.

(સંપૂર્ણ.)

---

## ખાંડ અને ખાંડના પદાર્થો.

ખાંડ અને ખાંડના બનાવેલા પદાર્થો ખાવાનો શોખ મનુષ્યોને હદઉપરાંત વધી ગયો છે. ખાંડના પદાર્થો ખાવાનો હડકવા દર્શાવી આપે છે કે તે મનુષ્ય જે પદાર્થો ખાય છે, તેથી તેના શરીરનું પોષણ જોઇએ તેવું થતું નથી. છભના ચટાકાને માટે જ મનુષ્યો વિશેષ કરીને ખાંડના બનાવેલા પદાર્થો ખાય છે. ભોજનસમયે જ જો તેમને ખાવામાં આવે છે, તો તેથી એટલી બધી હાનિ થતી નથી, પરંતુ ભોજનવિનાના આડાઅવળા સમયે જો તેમને ખાવામાં આવે છે તો તેથી થોડીઘણી પણ હાનિ થયાવિના રહેતી નથી. ખાંડમાં કેટલાંક પોષક તત્ત્વો રહેલાં છે, એ ખરૂં છે, પરંતુ રાંધતી વખતે તેમાંનો મોટો ભાગ બળી જાય છે. સઘળીજાતની મીઠાઇમાં વપરાયલી ખાંડનાં પોષક તત્ત્વો બળી જવાથી અથવા પચી ન શકે એવાં થવાથી મીઠાઇ ખાવી, એ હાનિકારક છે.

ધર્મભ્રષ્ટ થવાના ભયથી જેઓ ખાંડનો ઉપયોગ કરતાં સંકોચને ન ધરતા હોય તેમણે વ્યાધિ થવાના ભયથી પણ તેનો ઉપયોગ કરતાં અટકવું ઘટે છે.

ગળ્યું ખાવાની ઇચ્છા થવી, એ અસ્વાભાવિક છે, એમ કહેવાનું તાત્પર્ય નથી. આ ઇચ્છાને તૃપ્ત કરવાના બીજા ઘણા, હાનિને ન કરનારા અને આરોગ્યને વધારનારા માર્ગો છે. મધ એ ગળપણમાં ખાંડથી કોઇ પણ પ્રકારે ઉતરે એવી વસ્તુ નથી. શ્રીમંતો ખાંડને બદલે તે વાપરી શકે. મધ્યમ સ્થિતિના માણસોને માટે ખજુર, દ્રાક્ષ, અંજીર વગેરે અનેક ગળ્યાં

રૂપી, ખાંડની ગરજ સારે એમ છે. ખાંડ ખાઈને આરોગ્યને બગાડવા કરતાં, આવા પદાર્થોવડે ગળપણની ઇચ્છા તૃપ્ત કરીને આરોગ્યનું સંરક્ષણ અને વૃદ્ધિ કરવી, એ ઉચિત છે.

---

**તમાકુ, ચાહા, કૉફી વગેરેનો ઉપયોગ કરનારની કામ કરવાની શક્તિ ન્યૂન થાય છે.**

વિશ્વપ્રસિદ્ધ કૃષિકાર લ્યુથર બર્બેન્ક પોતાનાં ક્ષેત્રોમાં બુદ્ધિનો ઉપયોગ કરવાનાં કાર્યોમાં તમાકુ વગેરેનો ઉપયોગ કરનારાઓને યોજતો નથી. તે કહે છે કે જેમાં ખાસ ધ્યાન આપવાની અને થોડા પ્રમાણમાં પણ એકાગ્રતા કરવાની જરૂર હોય છે, તેવાં કામોને માટે, તમાકુ વગેરે ઉત્તેજક પદાર્થોનો થોડા પ્રમાણમાં પણ ઉપયોગ કરનારા મનુષ્યો નાલાયક હોય છે. એવો મને પૂર્ણ અનુભવ થયો છે. તે કહે છે કે નિત્ય માત્ર એક જ બીડી પીનારને પણ હું બુદ્ધિનો ઉપયોગ કરવો પડે એવું કામ કદી પણ સોંપી શકતો નથી. તમાકુ વગેરેના વ્યસનીઓ ખેતરમાં જાડું કામ કરવાને માટે જ માત્ર લાયક હોય છે.

---

# શ્રીયુત ઠાકોરલાલ પ્રાણલાલ મૌલાનું દેહાંતરગમન.

સ્થિત્યંતર એ સૃષ્ટિનો સ્વાભાવિક નિયમ છે, અને એ નિયમ જેવો સ્વાભાવિક છે, તેવો જ કલ્યાણકારક છે. સ્થિત્યંતરનો અર્થાત્ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવાનો નિયમ સૃષ્ટિમાં જો ન પ્રવર્તતો હોત તો ઉદયને અવકાશ જ ન હોત; પ્રત્યેક પ્રાણીપદાર્થ જે સ્થિતિમાં હોત તેની તે જ સ્થિતિમાં તે સર્વદા રહેત, અને તેમ થતાં આનંદને સ્થાને સર્વત્ર શૂન્યતા જ પ્રસરી રહેત.

ચરઅચર સર્વમાં પ્રાપ્ત સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં જવાનો નિયમ પ્રવર્તી રહ્યો છે. એક વ્યક્તિ પ્રાપ્ત એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જ્યારે ગમન કરે છે, ત્યારે પૂર્વ સ્થિતિનો વિનાશ થાય છે. આવો પૂર્વ સ્થિતિનો વિનાશ, પ્રત્યેક ક્ષણે પ્રત્યેક સૃષ્ટ પદાર્થનો થતો જ રહે છે, અને તેથી પ્રત્યેક સૃષ્ટ પદાર્થ પ્રત્યેક ક્ષણે મૃત્યુને પામે છે.

પ્રાપ્ત સ્થિતિનો વિનાશ અથવા મૃત્યુ એ દુઃખને માટે નથી, પણ સુખને માટે છે; અધોગતિને માટે નથી, પણ ઊર્ધ્વ ગતિને માટે છે, અને તેથી વિવેકદૃષ્ટિથી મૃત્યુ એ વિપત્તિ નથી પણ ઉત્સવ છે; ભય ઉપજાવનાર નથી, પણ આનંદને ઉપજાવનાર છે.

મૃત્યુ અને જીવન, એ ઉભય બે ભિન્ન સ્થિતિઓ નથી; પરસ્પરથી બે વિરુદ્ધ ધર્મવાળાં પ્રતીત થતાં છતાં પણ વિરુદ્ધ ધર્મવાળાં નથી, પણ ઉભય એક અખંડ જીવનની બે કળા છે. મધ્યબિંદુમાંથી જીવનનું બહાર નીકળવું, અને વર્તુલરૂપે થવું, તેને આપણે જીવન કહીએ છીએ; પુનઃ વર્તુલરૂપે થયેલું તે જ જીવનનું પાછું ખેંચાઇને મધ્યબિંદુમાં શમાઇ જવું, તેને આપણે મૃત્યુ કહીએ છીએ.

મધ્યબિંદુમાંથી જીવન જ્યારે વિસ્તારને પામી વર્તુલરૂપે થાય છે ત્યારે જ તે જીવનરૂપે હોય છે. એમ કંઈ નથી; વિસ્તારને સંકોચીને જ્યારે તે મધ્યબિંદુમાં સ્થિત થાય છે, ત્યારે પણ જીવનરૂપ જ હોય છે. તે સમયે તેનું સામર્થ્ય ન્યૂન હોતું નથી, પણ અબાધ હોય છે.

બીજકની અને મૃત્યુની સ્થિતિ સમાન છે. બીજકમાંથી જેમ નવું સુંદર વૃક્ષ નીકળે

છે, તેમ મૃત્યુકાળે મધ્યબિંદુમાં એકત્ર થયેલા સતતત્ત્વમાંથી પુનઃ નવા અને ઉચ્ચ ધર્મવાળું જીવન બહાર પ્રકટે છે. આમ મૃત્યુ અનિષ્ટને અર્થે નથી, પણ જીવનને નવા અને ઉચ્ચ ધર્મો, મધ્યબિંદુરૂપ સત્ તત્ત્વમાંથી અર્પવા અર્થે છે.

મનુષ્યને નિત્ય આવતી નિદ્રા, એ સ્વલ્પ સમયનું મૃત્યું જ છે. શું નિદ્રા મનુષ્યનું અનિષ્ટ કરે છે? જાગ્રદવસ્થામાં આખો દિવસ બહાર વિસ્તારને પામેલું જીવન, નિદ્રાસમયે હૃદયસ્થ મધ્યબિંદુમાં એકાગ્ર થાય છે, અને ત્યાંથી બળને પામી બીજે દિવસે અધિક કાર્ય કરવાને સમર્થ થાય છે. નિદ્રારૂપ સ્વલ્પ સમયના મૃત્યુમાં જેમ થાય છે, તે જ પ્રમાણે શરીરના ત્યાગરૂપ દીર્ઘકાલની નિદ્રારૂપ મૃત્યુમાં થાય છે. આ દીર્ઘકાલની નિદ્રામાં જીવન નવીન બળને પામી સુંદર નવા શરીરમાં દર્શન દે છે.

આ પ્રકારે નિદ્રા જેમ કલ્યાણકારક છે, તેમ મૃત્યુ પણ કલ્યાણકારક છે, અને નિદ્રાનો જેમ ભય અને દ્વેષ ધરવો યોગ્ય નથી તેમ મૃત્યુનો પણ ભય અને દ્વેષ ધરવો યોગ્ય નથી. ઉલટુ, નિદ્રાને જેમ આનંદથી સર્વ વધાવી લે છે, તેમ મૃત્યુને પણ સર્વેએ આનંદથી જ વધાવી લેવું જોઇએ.

મૃત્યુ આમ વિચારદૃષ્ટિથી સુખનું કારણ છે, તો પછી સર્વને તેનો ભય શા માટે થાય છે? શા માટે મૃત્યુનો જય કરવાનો સર્વ સત્પુરુષો ઉપદેશ આપે છે? શા માટે છેલ્લામાં છેલ્લો જિતવાયોગ્ય શત્રુ મૃત્યુ છે, એમ વિદેશી શાસ્ત્રકારો પણ વદે છે?

મૃત્યુનો જય કરવાનો, વસ્તુતઃ કોઇ સત્પુરુષે કે શાસ્ત્રકારે ઉપદેશ આપ્યો જ નથી, કારણ કે પૂર્વે કહ્યું તેમ મૃત્યુ એ એક સ્થિતિમાંથી બીજી ઉચ્ચ સ્થિતિમાં જવું, એ છે; તથી મધ્યબિંદુમાંથી નવીન બળ પ્રાપ્ત કરવાની તે સ્થિતિ છે. આથી મૃત્યુનો જય કરવો, એ ઉન્નતિવૃક્ષના મૂળમાં જ કુહાડો મારવાતુલ્ય છે, અને તેથી સત્શાસ્ત્રોનો આવો ઉપદેશ હોવો સંભવતો નથી. પોતાના અજરામર સ્વરૂપના યથાર્થ ભાનને જ તેઓએ મૃત્યુનો જય ગણ્યો છે. જેમ નિદ્રામાંથી ઉઠ્યા પછી આપણને આપણા પોતાપણાનું વિસ્મરણ થતું નથી, તેમ દેહાંતર થયા છતાં પણ પોતાના આત્મત્વનું વિસ્મરણ ન થવું, એનું જ નામ મૃત્યુનો જય છે. જેમ જીર્ણ વસ્ત્ર ઉતારીને આપણે નવું વસ્ત્ર જ્ઞાનપૂર્વક ધારણ કરીએ છીએ, તેમ જીર્ણ દેહ ઉતારીને જ્ઞાનપૂર્વક નવો દેહ ધારણ કરવો, એનું નામ મૃત્યુનો જય છે. એક ફૂટસ્થ (એરણ) ઉપર જેમ અસંખ્ય ઘાટ ઘડાય છે, તેમ આપણે ધરેલા અસંખ્ય જન્મોનું, આપણા ઉપર ઘાટ ઘડાયલાની પેઠે સ્મરણ હોવું, એનું નામ મૃત્યુનો જય છે. જ્યારે આવું આપણા આત્મસ્વરૂપનું આપણને અખંડ ભાન થાય છે, ત્યારે નિદ્રામાં પ્રવેશતાં જેમ આપણને ભય થતો નથી, તેમ મૃત્યુને ભેટતાં આપણને ભય થતો નથી. પ્રસન્નતાથી જેમ આપણે નિદ્રામાં પ્રવેશીએ છીએ તેજ રીતે પ્રસન્નતાથી મૃત્યુને આપણે સ્વીકારીએ છીએ.

આટલો ઉપોદ્ઘાત આ પ્રસંગે અમારે શ્રીશ્રેયસાધકઅધિકારિવર્ગના અગ્રગણ્ય પુરુષોમાંના એક અગ્રગણ્ય પુરુષ શ્રીયુત ઠાકોરલાલ પ્રાણલાલ મોલા **બી. એ એલ. એલ. બી.** એમના વર્તમાન માસના શુક્લ પક્ષની સપ્તમીએ થયેલા દેહાંતરગમનથી કરવો પડ્યો છે. શ્રીયુત મોલા આ વર્ગના એક અસાધારણ સંભાવિત સાધકરત્ન હતા. એમનો આ વર્ગસાથે એટલો તો નિકટનો સંબંધ હતો, તથા આ વર્ગથી આરંભાયલાં તથા આરંભાતાં પ્રત્યેક કાર્યોમાં

તેઓ એટલો તો આગેવાનીભરેલો ભાગ લેતા હતા કે તેમનું દેહાંતરગમન, તેમના અત્યંત અભ્યુદયને સાધનાર છે, એમ આ વર્ગ અનુભવપૂર્વક જાણતાં છતાં, પણ સ્વપક્ષથી થયેલી દષ્ટ-હાનિનો વિચાર સ્ફુરતાં તેને ખેદ થયા વિના રહેતો નથી. એ સંસ્કારી ભાગ્યશાલી નરવીરનું જે ઉચ્ચતર સ્થિતિમાં ગમન થયું છે, તે કોઈ પણ તત્ત્વદષ્ટિસંપન્ન પુરુષને પ્રસન્નતા ઉપજાવ્યાવિના રહે તેમ નથી. તથાપિ તેવી તત્ત્વદષ્ટિ જેમને પ્રાપ્ત નથી, તેવા સર્વને એમના ઉજ્જવલ સ્નેહનું સ્મરણ બાષ્પ અશ્રુપાત કરાવે છે.

શ્રીયુત મૌલામાં ઉત્તમ શ્રેયસ્સાધકના અનેક અનુકરણીય સદ્ગુણો હતા. શ્રેયસ્ સાધવાની તીવ્ર ઇચ્છા તથા તે ઇચ્છાને સિદ્ધ કરવાનો પ્રબળ આગ્રહ તેમનામાં જેવો પ્રતીત થતો હતો તેવો કવચિત્ જ અન્ય પુરુષમાં પ્રતીત થતો હશે. અને આ ઇચ્છા અને આગ્રહથી તેમના સંક્ષિપ્ત પણ સફળ જીવનમાં તેમણે શ્રેયસ્સિદ્ધિના માર્ગમાં જેટલો પંથ આગળ કાપ્યો હતો, તેટલો ક્વચિત્ જ કોઇ કાપી શકવા સમર્થ થતું હશે. એ પુરુષાર્થી વીરપુરુષે લૌકિક, અલૌકિક, તથા આધ્યાત્મિક વિદ્યાઓમાં શું અને કેટલું સિદ્ધ કર્યું હતું, તે જગતના મોટા ભાગથી સર્વદા અંધકારમાં રહે તેમ છે, તથાપિ એમના નિકટના જે જે આપ્ત સંબંધીઓ એમના પ્રયત્નના સ્વરૂપને યથાર્થ જાણવાને સમર્થ થયા હતા, તે સર્વ તેથી ચકિત થયા વિના રહ્યા નથી. થોડાં વિશેષ વર્ષ પ્રાપ્ત દેહમાં તેમણે અધિક નિવાસ કર્યો હોત, તો તેમના પ્રયત્નનાં સત્ફળ જગત્ અનુભવવાને ભાગ્યશાળી થાત.

એમનામાં અમાનિત્વ, અદંભિત્વ, અક્રોધ, આર્જવ, સ્પષ્ટ વક્તૃત્વ, પરમતસહિષ્ણુતા. ઔદાર્ય, સર્વજનપ્રિયત્વ, આદિ અનેક દૈવી ગુણો હતા. પોતાના લૌકિક, અલૌકિક તથા આધ્યાત્મિક વિદ્યાના ગુરુ, મહાગુરુ તથા સદ્ગુરુપ્રતિ તેમનાં આશ્ચર્યકારક શ્રદ્ધા, ભક્તિ તથા પ્રેમ હતાં. જાણવામાં આવેલા ઉચ્ચ કર્તવ્યને આચારમાં મૂકી તેના સત્પરિણામને પ્રત્યક્ષ કરવામાં તેઓ નિઃસીમ આતુરતા દર્શાવતા.

કોલેજમાં તેઓ અભ્યાસ કરતા હતા ત્યારથી જ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના સંબંધમાં આવ્યા હતા, અને તે સંબંધ તેમના ઉચ્ચ ગુણોવડે જેમ જેમ વર્ષ વીતતાં ગયાં તેમ તેમ અત્યંત ગાઢ થતો ગયો હતો.

તેઓ એક ઉત્તમ પંક્તિના માનસોપચારક હતા, અને કેટલાક અપસ્માર, ઉન્માદ વગેરે વિવિધ અસાધ્ય ગણાતા વ્યાધિગ્રસ્ત મનુષ્યોના વ્યાધિ તેમણે નિવાર્યા હતા.

ભરુચમાં તેઓ વિવિધ જનહિતંકર પ્રવૃત્તિઓમાં ભાગ લેતા હતા અને તેથી સર્વની પ્રીતિના પાત્ર થયા હતા.

મૃત્યુ અને જીવન એ બે સ્થિતિઓવચ્ચે જે ભેદ પ્રતીત થાયછે, તે ભેદને તોડી જીવનતત્ત્વઉપર અંકુશ પ્રાપ્ત કરી, પોતાના સ્વત્વનું ભાન અખંડ સ્થિર રહે, એ પ્રકારની સ્થિતિ સિદ્ધ કરવાનો છેલ્લાં પાંચ વર્ષથી તેમણે પ્રબળ પ્રયત્ન આરંભ્યો હતો. એ પ્રયત્નના પરિપાકનો સમય અત્યંત નિકટ આવ્યો હતો, એમ આ લેખકના જાણવામાં છે; પરંતુ એ પ્રયત્નનાં ફળના ઉપભોગમાટે તેમનો પ્રાપ્ત દેહ, ઘણાં કારણોથી અયોગ્ય ભાસવાથી, જે દૈવી સત્તાઓ તેમના હૃદયમાં પ્રયત્નના ફળને પ્રકટાવવાને પ્રવૃત્ત થનાર હતી, તે સત્તાઓએ, સામાન્ય જનોની મતિથી ભાસતા અનુચિત સમયે, તેમને દેહાંતરગમનનો પ્રસંગ આપ્યો છે.

પ્રાણોત્ક્રમણની થોડી ક્ષણોપૂર્વે તેઓ પોતાની સંયમશાળામાં ગયા હતા, તથા ત્યાં તેમણે પોતાના સદ્ગુરુશ્રીની સ્થાપિત પ્રતિમાને ભક્તિપુરઃસર સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યાં હતા. ત્યાંથી નીચે આવી પોતાની શય્યામાં બેસી તત્કાળ તેમણે પ્રાણને છોડયો હતો.

તેમના દેહવિલયથી તેમના સંબંધીઓને, તેમના મિત્રોને, તથા આ વર્ગને ભારે હાનિ થયેલી ઉત્વદૃષ્ટિથી પ્રતીત થાય છે, તથાપિ જે વિશ્વવ્યવસ્થાપક સત્તા સર્વના કલ્યાણમાં નિરંતર પ્રવૃત્ત થાય છે, તે સત્તાનો આ પ્રસંગ પ્રકટાવવામાં કલ્યાણકારક હેતુ જ હોવો જોઈએ, એવો નિશ્ચય કરી, તે સત્તાને અનુકૂળ થવું, એ જ સર્વનું કર્તવ્ય છે.

સંબંધી જનોનાં અંતઃકરણને વિશીર્ણ કરનાર આ પ્રસંગમાં, વિશ્વવ્યવસ્થાપક સત્તાનો કલ્યાણકારક હેતુ સર્વને સત્વર પ્રત્યક્ષ થાઓ, અને તે સત્તાવડે સર્વનું હિત અધિક વેગથી સધાઓ.

# योगिनी.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૯૧ થી.)

ખેલ રાત્રિએ સાડા નવ વાગતાં શરૂ થનાર હોવાથી મેં નવ વાગતાં મારી બગી જોડાવી, અને તેમાં બેશીને હું તથા યોગિની નાટકશાળામાં આવ્યાં. નાટકશાળાનો મેનેજર અમને તેડવાને સામો આવ્યો, અને અત્યંત સન્માનપૂર્વક અમને અંદર લેઈ જઇ, અમારે માટે ખાસ રાખેલા પ્રતિષ્ઠિત સ્થળે અમને બેસાડ્યાં. હજી નાટકનો આરંભ થવાને દશેક મિનિટની વાર હતી. મેં મુંબઇમાં તેમ જ યુરોપમાં તથા અમેરિકામાં પૂરે ઘણાં નાટકો જોયાં હતાં, અને તેથી મને નાટકમાં નવાઇજેવું કશું જ ન હતું, પરંતુ યોગિનીને તો નાટકનો આ પ્રથમ જ અનુભવ હતો. તેણે પુસ્તકોદ્વારા જ નાટકો એ શું છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, અને તેથી નાટકગૃહમાં તે આશ્ચર્યથી આમતેમ જોવા લાગી, અને મને વિવિધ પ્રશ્નો કરવા લાગી. મે તેના પ્રશ્નોનાં યથોચિત ઉત્તર આપ્યાં. એટલામાં મેનેજરે આવીને અમને સૂર્યાનના નાટકનાં ગાયનોની એકેક પ્રતિ આપી. અલ્પ સમયમાં નાટકનો પડદો ઉઘડવાની ઘંટડી વાગી, અને પડદો ઉઘડ્યો. સૂત્રધાર અને નટી આવી ગયાં, અને પોતપોતાના વેષ ભજવી ગયાં. પછી નાટકનો આરંભ થયો. ચંદ્રસિંહ નામનો રાજકુમાર શિકારમાટે નીકળ્યો હતો. તે શિકારની પાછળ પડતાં પોતાના સાથીઓથી વિખુટો પડી ગયો હતો. ત્યાં તૃષા લાગતાં જળની શોધ કરતાં દૂરથી તેની દૃષ્ટિએ એક દેવાલયનું શિખર પડ્યું. તેથી તે પ્રતિ પોતાનો અશ્વ હંકાર્યો. દેવાલયની આજુબાજુ એક કોટ હતો; તેના દ્વારઆગળ અશ્વ ઉભો રાખી અંદર પ્રવેશ કર્યો. આ સ્થળે પ્રથમ પ્રવેશ પૂરો થયો, અને બીજા પ્રવેશનો પડદો ઉંચકાયો. મહાદેવના દેવાલયમાં સૂર્યાનના નામની એક રાજકન્યા મહાદેવનું પૂજન કરતી દૃષ્ટિએ પડી. તે પૂજન કરતી હતી, એટલામાં ચંદ્રસિંહે દેવાલયમાં પ્રવેશ કર્યો. તેના અદ્ભુત સૌંદર્યથી તે ચકિત થયો. તેના અંતઃકરણમાં પ્રેમનો અંકુર પ્રકટ્યો; અને તે તેણે વિવિધ પ્રકારના હાવભાવથી તથા વચનોથી દર્શાવવા માંડ્યો.

તેના હાવભાવ, તેનાં વચનો તથા તે સાથે તેણે ગાયેલું ગાયન સાંભળી યોગિનીના હૃદયમાં ભારે ખેદ થયો. તેના પ્રસન્ન વદનઉપર એકદમ અપ્રસન્નતાની છાયા ફરી વળી, અને શોકાતુર નેત્રથી મારા સંમુખ જોઇ તે બોલી, ભગવન્! આ તો અત્યંત ત્રાસજનક છે. આ પ્રસંગને મારાં નેત્ર જોઇ શકતાં નથી, અને આ વચનોને કર્ણ સાંભળી શકતા નથી. જો આ નાટક આ પ્રમાણે જ ચાલવાનું હોય અને તેમાં આવું જ જોવાનું તથા સાંભળવાનું હોય તો હું આપને પ્રાર્થના કરૂં છું કે હવે આપણે અહિંથી

સત્વર ઉઠી જઇએ તો સારૂં. હું તેને ઉત્તર આપવા જતો હતો, એટલામાં મહાદેવનું પૂજન કરતી સૂર્યાનનાની દૃષ્ટિ ચંદ્રસિંહઉપર પડી, અને તે શું કરે છે, તે જોવામાં યોગિનીની વૃત્તિ લાગેલી જોઇ હું મૌન રહ્યો. સૂર્યાનનાએ યોગિનીના હૃદયઉપર ચંદ્રસિંહકરતાં કંઇ વધારે સારી છાપ પાડી નહિ. તે જે દૃષ્ટિથી ચંદ્રસિંહપ્રતિ જોવા લાગી, તેથી યોગિનીના હૃદયમાં પ્રકટેલી શોકની જ્વાલા અધિક પ્રબલ થઇ. પછી બન્ને પાત્રોનો પરસ્પર મેળાપ થયો, પરસ્પર પ્રેમનાં ભાષણો થયાં, પરસ્પર પ્રેમનાં ગાયનો ગવાયાં, અને પરિણામે તેમણે પરસ્પર પ્રેમસૂચક અસભ્ય ચિહ્નો કર્યાં. આખું નાટ્યગૃહ પ્રેક્ષકોના 'વન્સ મોર' 'વન્સ મોર'ના કાન ફાડી નાંખે એવા પોકારોથી ગાજી ઉઠયું. અર્ધો પડેલો પડદો પાછો ઉંચકાયો, અને તેના તે અશ્લિલ હાવભાવ, તેનાં તે અશ્લિલ વચનો, તેનાં તે અશ્લિલ ગાયન, અને તેના તે અશ્લિલ વર્તનની પુનરાવૃત્તિ થઇ. પાછો પડદો પડવા માંડ્યો, અને પુનઃ પ્રેક્ષક વર્ગના 'વન્સ મોર' ના પોકારો શરૂ થયા. આમ છતાં પડદો તો પડતો જ રહ્યો, તેથી પ્રેક્ષકવર્ગ પુષ્કળ આવેશમાં આવી ગયો, અને મોટી મોટી સીસોટીઓ વગાડીને તથા પાટીયાંનો જમીનઉપર જોડા લાકડીઓ વગેરે પછાડીને પારવિનાનો ઘોંઘાટ કરવા લાગ્યો. યોગિની આ સઘળું જોઇને સ્તબ્ધ થઇ ગઇ. તેનાં મુખઉપરથી રુધિર ઉડી જઇને તે ફીકુ પડી ગયું. તે વગરમોલ્યે મારા સામું ટગર ટગર જોઇ રહી. એટલામાં પ્રેક્ષકવર્ગના પારવિનાના ઘોંઘાટથી પાછો પડદો ઉંચકાયો અને તેના તે જ પ્રસંગની તૃતીયાવૃત્તિનો આરંભ થયો. હવે યોગિનીનું ધૈર્ય રહ્યું નહિ. તે રડી પડી, અને ગદ્‌ગદ્ કંઠે અત્યંત કરુણાજનક સ્વરમાં મને કહેવા લાગી, ભગવન્! હવે આ સ્થળે મારાથી અધિક બેસી શકાતું નથી. મારા ઉપર દયા આણી આપ હવે ઘેરં પાછા ચાલો. મેં કહ્યું આ પ્રથમ અંક પૂરો થઇ રહેવા દે; પછી આપણે જઇશું. તત્કાળ જ આપણે ઉઠી જઇશું તો આપણને આવા ભારે સંમાનથી અહિં બેસાડનાર ગૃહસ્થને ખોટું લાગશે.

મારી પ્રથમ અંક પૂર્ણ થતા સુધી બેસવાની ઇચ્છા જાણી પછી તે અધિક બોલી નહિ, પણ પછી પોતાની ખુરશીપર પોતાનું શરીર પાછું નાંખી દઇને અઢેલીને નિરાશ થઇને પડી. પોતાના હાથમાંની ગાયનની ચોપડી તેણે નીચે નાંખી દીધી, અને નેત્ર મીંચી દઇને પોતાના પંખાવડે પોતાનું વદન ઢાંકી દીધું. આ સમયે બીજો પ્રવેશ ચાલતો હતો, અને તેમાં એક અત્યંત મોટા પેટવાળા કાજીનો તથા તેની બીબીનો હસવાલાયક વેષ ભજવાતો હતો. સમગ્ર પ્રેક્ષક વર્ગ ગાંડાઘેલો બની ગયો હતો, પણ યોગિનીએ પોતાનું મસ્તક તે જોવાને ઉંચું કર્યું નહિ, તથા પંખાને પોતાના મુખઉપરથી દૂર કર્યો નહિ. આમ ઉપરાઉપરી પ્રવેશો થવા માંડ્યા, પણ યોગિનીએ કંઇ પણ જોવાની ઇચ્છા કરી નહિ. તે અસંગોપાત્ત નિઃશ્વાસ મૂકતી તેની તે સ્થિતિમાં પડી રહી. એક બે બોધક અને આનંદદાયક પ્રવેશપ્રસંગે મેં તેને તે જોવા સૂચન કર્યાં છતાં તેણે એવા ભાવનું ઉત્તર આપ્યું હતું કે સાકરવાળું દુધ ગમે તેટલું ગુણકારી છતાં જો તેમાં સહજ પણ ઝેર ભળ્યું હોય છે, તો તે પ્રાણને જ હરે છે, તેમ આ નાટકમાં જોવાલાયક બોધક બીજા ઘણા પ્રસંગો હશે, પરંતુ તેમાં ભળેલા થોડા સરખા વિષથી મને તેમાં રુચિ પ્રકટતી નથી. તેના આવા ઉત્તરથી મેં પછી તેની વૃત્તિના સ્વરૂપનો વિચાર કરી તેને તે પ્રવેશો જોવા આગ્રહ કર્યો-ન હતો.

આ પ્રકારે દોઢેક કલાક વ્યતીત થયા પછી પ્રથમ અંક સમાપ્ત થયો, અને મેનેજર અમને અંદર જળપાન કરવાને તેડી જવા માટે આવ્યો. તે પ્રસંગે યોગિનીથી અધિક બેસી શકાય એવું ન હોવાથી નિરુપાયે અમારે જવું પડે છે, એમ કહીને તથા જોયેલા ભાગમાંથી

કોઇ કોઇ પ્રસંગની સ્તુતિ કરીને મેં અમારી ઘેર જવાની ઇચ્છા બતાવી. મેનેજરે અમને બાકીના બે અંક જોવા ઘણો આગ્રહ કર્યો, તથા 'ખરેખરૂં જોવાનું હજી આવે છે, એ વગેરે લલચાવનારાં વચનો કહ્યાં, પણ યોગિનીની ઘેર જ જવાની પ્રબળ ઇચ્છા જોઇને પછી મેં ગાડી જોડાવી, અને અમે ઘર ભણીના માર્ગ લીધો.

ગાડીમાં બેઠા પછી જ યોગિનીના જીવમાં જીવ આવ્યો હોય એમ જણાયું. એકાદ ક્ષણ પછી તે બોલી, ભગવન્! આ નાટકગૃહ મને નરકના કુંડકરતાં પણ અધિક દુઃખદ જણાયું છે. તેમાં વ્યાપી રહેલા રાજસ તામસ વિચારોના વાતાવરણથી આપ સમીપ છતાં પણ હું તો છેક જ ગભરાઇ ગઇ હતી. મને ભાસે છે કે તેની વિરોધી અસરથી મારી મતિ કલુષિત થવાથી આપની સાથે પણ મારાથી અયોગ્ય વર્તન થઇ ગયું છે. આપની આજ્ઞાને અને ઇચ્છાને અનુસરવાના મારા સ્વધર્મથી પણ હું તે સ્થળમાં ભ્રષ્ટ થઇ હોઉં એમ મને ભાસે છે.

મેં કહ્યું, હે કોમળ હૃદયવાળી! તું વ્યર્થ ચિંતા કરીશ નહિ. મારા અપ્રીતિ ઉત્પન્ન થાય, એવું કશું જ એ સ્થળમાં તેં કર્યું નથી, ઉલટું તે સ્થળમાં તારૂં આચરણ મારી પ્રસન્નતાને વધારનાર જ થયું છે.

તે બોલી, આપનાં વચનથી મને બહુ જ સંતોષ થયો. મને તો તે નાટકનો પ્રથમ પ્રવેશ જોઇને જ ભારે ત્રાસ થયો, અને આપ તો આનંદથી તે પ્રસંગ જોતા હતા. આપને અનુસરનાર મારે પણ આપની પેઠે જ વર્તવું જોઇએ, એવો વિચાર આવતાં મેં મારા હૃદયમાં પ્રકટેલા ભાવ વિસરી જવા, અને આપના વિચારને અનુકૂળ થઇ જવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ તેમાં હું નિષ્ફળ થઇ. એક તો તે પ્રવેશથી મારૂં હૃદય ખિન્ન થયું હતું, તેમાં આપનાથી મારૂં વિરોધી વર્તન થાય છે, એ વિચાર મને આવતાં મારો સંતાપ દ્વિગુણ થયો હતો. પરંતુ આપનાથી મારૂં વિરોધી વર્તન થયું નથી, એ આપના મુખથી જાણી મારો સંતાપાનલ હવે શમ્યો છે.

હું બોલ્યો, હે સરળ હૃદયવાળી! તારા વિષે મારી મતિ વિરોધી વિચાર બાંધે, એવું કદી બને તેમ નથી. માટે તું નિર્ભય થા. તને આ નાટક જોઈ સંતાપ થયો, એમાં આશ્ચર્યજેવું નથી, તેમ હું તેમાં આનંદથી ભાગ લેતો જણાતો હતો, તેથી તારે વિસ્મય પામવા જેવું પણ કશું જ નથી. તારા જેવી શુદ્ધ હૃદયવાળી અને સદાચરણી સ્ત્રીને આજના નાટકમાં ભજવાયલો પ્રસંગ જોઇને સંતાપ થાય, એ સ્વાભાવિક છે. હાલમાં ભજવાતાં અનેક નાટકોમાં આજના જેવા પ્રસંગો વારંવાર આવે છે, અને તેથી જો કે તેમાં નીતિના અને બોધના પ્રસંગો ગુંથેલા હોય છે, તોપણ તેં નાટકમાં કહ્યું હતું તેમ વિષ ભેળવેલા દુધજેવા જ તે થયા હોય છે. તેથી બોધ ન થતાં અનર્થ થવાના સંભવો આવે છે; અને તેથી સર્વ સદ્વિવેકી સુજ્ઞ પુરુષો આજનાં નાટકોને વખોડે છે, એ યોગ્ય જ છે. આમ છતાં આ નાટકોપ્રતિ તારા હૃદયમાં જેવી તિરસ્કારબુદ્ધિ પ્રકટી છે, તથા અનેક સમજુ મનુષ્યો તેમનો નાશ કરવા જેવો આગ્રહ વારંવાર ધરે છે, તેવી તિરસ્કારબુદ્ધિ મારામાં હજી પ્રકટતી નથી, તથા તેમનો નાશ કરવાનો આગ્રહ મારા અંતઃકરણમાં ઉદય પામતો નથી.

તેણે કહ્યું, ભગવન્! જ્યારે હાલનાં નાટકોમાં ગુંથેલા બીભત્સ શૃંગારના પ્રસંગોથી નાટકના બીજા બોધક પ્રસંગોનો હેતુ નિષ્ફળ જાય છે, તથા અનર્થ થવાના સંભવો આવે છે, એવું આપ સ્વીકારો છો, તો પછી આ પ્રજાની અનીતિને બગાડનાર નાટકોપ્રતિ આપને તિરસ્કારબુદ્ધિ કેમ પ્રકટતી નથી?

મેં કહ્યું, દેવિ ! સાંભળ. આ જગતમાં કેટલીક વસ્તુઓ આપણી દૃષ્ટિથી આપણને ખોટી અને નાશ કરવાજેવી ભાસે છે, પરંતુ વિશ્વવ્યવસ્થાપક સત્તાની દૃષ્ટિયે તે તેવી હોતી નથી. સઘળી જ વસ્તુઓ આ જગતમાં પોતપોતાને યોગ્ય સ્થળે છે. ખોટું એવું આ જગતમાં, પરમાર્થદૃષ્ટિથી, કશું છે નહિ, હતું નહિ, અને થશે નહિ. આપણી દૃષ્ટિથી મોટા મોટા વ્યાધિઓ, મોટી મોટી લડાઇઓ, અને મોટા મોટા દુષ્કાળો અયોગ્ય અને અનર્થકર લાગે છે, પણ પરમાર્થદૃષ્ટિથી તેમ નથી. વિશ્વવ્યવસ્થામાં સર્વની જ જરૂર છે. વિશ્વની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા ચાલવામાં આવા પ્રસંગોની જરૂર હોવાથી જ તેઓ બને છે; નહિ તો શું તને એમ લાગે છે કે ભૂતમાત્રનું હિત ઇચ્છનારી કલ્યાણકારક વિશ્વવ્યવસ્થાપક સત્તા તેમને બનવા દે ? એક ધર્મજ્ઞ સાવધાન રાજા પણ પોતાની રાજ્યમર્યાદામાં કોઈ અનર્થ થતો જાણે છે, તો બનતા પ્રયત્ને તેને ટાળે છે, તો સર્વ પ્રકારના ધર્મને જાણનારી સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ તથા અત્યંત સાવધાન વિશ્વવ્યવસ્થાપક સત્તા, પોતાની આ વિશ્વમર્યાદામાં અનર્થ કરનારા પ્રસંગોને કેમ જ થવા દે. પરંતુ દુષ્કાળ આદિ આપણને અનર્થકર ભાસતા પ્રસંગો તે થવા દે છે, એ જ દર્શાવે છે કે એવા પ્રસંગોમાં આખા વિશ્વનું હિત રહેલું છે. વિશ્વવ્યવસ્થાપક સત્તા એક વ્યક્તિના જ કલ્યાણને જોતી નથી, પણ આખા વિશ્વના અથવા ઘણાના કલ્યાણને જુએ છે, અને તેથી કોઇ પ્રસંગ આપણ એકલાને અનર્થકર હોય છે તોપણ તેમાં ઘણાનું કલ્યાણ રહેલું હોય છે. અને વસ્તુતઃ તો ઘણાનું કલ્યાણ સાધવામાટે વિશ્વવ્યવસ્થાપક સત્તા એકનું પણ અહિત કરતી નથી. એકનું અહિત થયેલું જે દેખાય છે, તે જીવની સ્થૂલ દૃષ્ટિએ જ જણાય છે. ઈશની સર્વજ્ઞ દૃષ્ટિમાં જે જે પ્રસંગ બને છે, તે સર્વના હિતનો જ હોય છે.

પોતે ધારેલા હિતને અર્થે ઈશસત્તા અત્યંત રમણીય અને અસંખ્ય મનુષ્યોના હૃદયને આનંદને આપનાર શરીરનો એક ક્ષણમાં નાશ કરે છે, અને તેની ભસ્મને પુનઃ અન્ય શરીરો રચવામાં યોજે છે; અને તે હિતની સિદ્ધિ થતાપર્યંત આવાં હજારો રમણીય શરીરનો પુનઃ પુનઃ હજારો વાર અથવા કરોડો વાર નિર્દયપણે નાશ કરવો પડે છે તો તેમ કરતાં તે ઈશસત્તાને લેશ પણ સંકોચ થતો નથી. પોતે નિર્ણય કરેલું હિત એ જ ઈશસત્તાનું લક્ષ્ય હોય છે, અને તેને તે સર્વ પ્રયત્ને સાધે જ છે.

(અપૂર્ણ.)

---

## સર્પદંશનો સરળ અને અમોઘ ઉપાય.

ચાર્લ્સ એસ. ઑર્બોર્ન સર્પદંશનો નીચેનો સરળ અને ખાતરી લાયક ઉપાય વર્ણવે છેઃ— કાચા કાંદા લેવા, અને તેઓ પુષ્કળ ખારા થાય એટલું મીઠું લેઇને તે સાથે તેમને છુંદી નાંખવા. પછી તે કાંદાની લુગદીને દંશ ઉપર બાંધવી. તે લીલા રંગની થઇ જાય, એટલે તેને બદલીને બીજી બાંધવી. આ પ્રમાણે જ્યાં સુધી તેનો રંગ લીલો પડી જતો બંધ થાય ત્યાં સુધી ફરી ફરીને તે લુગદી બદલ્યા કરવી. મધમાખી, વીંછી વગેરેના દંશઉપર પણ આ ઉપાય અસર કરે છે.

---

## ગેસોલીનના ઉપયોગમાં વાપરવી જોઇતી સાવધાનતા.

ગૅસોલીનનો આપણા દેશમાં હમણાં ઉપયોગ વધવા માંડ્યો છે, પરંતુ તેમાં જો સાવધાનતા રાખવામાં નથી આવતી તો ભયંકર અકસ્માત્ થવાના પ્રસંગો આવે છે. ખુલ્લા

મેદાનમાં અને હવાની પુષ્કળ અવર જ્વરવાળાં સ્થાનોમાં તેનો ઉપયોગ નિર્ભયતાવાળો છે, પણ બંધ ઓરડામાં દારૂ અથવા ડીનેમાઇટ કરતાં પણું તે વધારે ભયંકર છે. ગૅસોલીનનો સીસો ઢળી ગયો હોય, અથવા તેના ડબામાં જરા કાણું પડયું હોય છે તો તરત જ તેમાંથી તત્કાળ ઉડી જાય એવો ગેસ ઉત્પન્ન થવા માંડે છે, અને હવાથી તે ભારે હવાથી જમીનની લગોલગ એકઠો થાય છે. પછી તેને સહજ દીવાનો કે દેવતાનો સ્પર્શ થતાં તે મોટા ધડાકા સાથે ફુટે છે, અને સાધારણ ઘરના ફુરચે ફુરચા ઉડાડી દે છે. વસ્ત્રને સાફ કરવા માટે અથવા જંતુઓનો નાશ કરવામાટે બંધ ઘરમાં ગૅસોલીન કદી પણ છાંટવું નહિ. ઝટ આગ લાગે એવા ઉનાળાના દિવસોમાં, બારી બારણાં બંધ રાખીને ગૅસોલીનનો ઉપયોગ કરવો, એ મહા વિપત્તિને અને મૃત્યુને આમંત્રણ કરવા બરાબર છે.

---

## એક નવલકથાકારના જીવનનો અદ્ભુત પ્રસંગ.

એસ. આર. ક્રોકટ નામનો એક વિદ્વાન્ નવલકથાકાર પોતાના જીવનનો એક આશ્ચર્યકારક પ્રસંગ નીચે પ્રમાણે વર્ણે છે. યુવાવસ્થામાં ઉદરનિર્વાહને માટે તેને વર્તમાનપત્રોમાં લેખો લખવા પડતા હતા. એક દિવસે તેને સેન્ટ જેમ્સ ગૅઝીટ નામના વર્તમાનના તંત્રીએ, તેના પત્રમાં લખેલા કોઈ લેખને માટે તેના ઉપર ટપાલમાં એક ચેક (હુંડી) મોકલ્યો. તે ચેક મળતાં ક્રોકેટે પોતાનો હિસાબ તપાસી જોયો, અને તેને જણાયું કે તેનું કશું લહેણું તે પત્રના તંત્રી પાસે નીકળતું ન હતું. આથી તેણે તેવો એક પત્ર લખી તે ચેક તે પત્રના તંત્રી ઉપર પાછો મોકલ્યો. તે તંત્રીને તે ચેક મળતાં તેણે તમારૂં લહેણું નીકળે છે, એમ જણાવી તે ચેક પાછો ક્રોકેટ ઉપર મોકલ્યો. ક્રોકેટે મારૂં સઘળું લહેણું ચુકવી આપવામાં આવ્યું છે, અને કશું જ બાકી નીકળતું નથી, એમ લખી પાછો તે ચેક તંત્રીઉપર મોકલ્યો. આથી તંત્રીએ પોતાના પત્રમાં આવેલા એક વિષયને કાપી કાઢીને તેને તથા ચેકને પાછા ક્રોકેટ તરફ મોકલ્યાં, અને જણાવ્યું કે આ વિષયના તમારા પૈસા હજી ચુકવી આપવામાં આવ્યા નથી.

જ્યારે ક્રોકેટ ઉપર તે છાપેલા વિષયના કાપલા આવ્યા, ત્યારે તે જોઇને તે આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયો. તે વિષય તેનો પોતાનો જ લખેલો તેને જણાયો. કેટલાક દિવસ પહેલાં એક રાત્રિએ પુષ્કળ થાક લાગવાથી તેને સારી પેઠે નિદ્રા આવી હતી. તે સમયે તેને એવું સ્વપ્ન આવ્યું હતું કે સેન્ટ જેમ્સ ગૅઝેટ માટે અમુક અને અમુક વિષય લખવાના વિચારો સ્ફુર્યા હતા, અને તે પ્રમાણે તે વિચારો લખી કાઢી મેં તે વિષયને ટપાલમાં નાંખ્યો હતો. સવારે જ્યારે તે જાગ્યો હતો ત્યારે આ વાત તેને યાદ આવી હતી, અને તેથી પોતાના સ્વપ્નના વિચારોને કોઇ અનુકૂળ સમયે લખી કાઢવા તેણે ધાર્યું હતું. પણ તે વિષયને આ પ્રમાણે છપાયલો જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

ક્રોકેટના જેવી ઉંઘમાં કામ કરવાની કોઇ કોઈ મનુષ્યમાં શક્તિ હોય છે. કેટલાક ઉંઘમાં ઉઠે છે, અને ઉત્તમ પ્રકારનાં ચિત્રો કાઢે છે. કેટલાક કઠિન વિદ્યાઓનો અભ્યાસ કરે છે, અને જાગે છે, ત્યારે તે સર્વ તેમને યાદ હોય છે. કેટલાક, દિવસે અધુરા રહેલા ગ્રંથો, રાત્રિએ ઉંડી ઉંઘમાં પૂરા કરે છે. આશ્ચર્ય જેવું તો એ છે કે આ લોકો નિદ્રામાં જ્યારે કામ કરે છે ત્યારે તેમને દીવાની જરૂર પડતી નથી. તેઓ અંધારામાં દિવસના અજવાળામાં કામ કરતા હોય તેની પેઠે કામ કરે છે.

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

સર્વોત્તમ ઉન્નતિને માટે તત્ત્વવિચારસમાન શ્રેષ્ઠ સાધન આ જગતમાં અન્ય એક પણ નથી.

સર્વોત્તમ ઉન્નતિ એટલે શું ? સર્વોત્તમ વસ્તુરૂપ થવું, એનું નામ સર્વોત્તમ ઉન્નતિ છે, અને સર્વનું કારણ જે પરમતત્ત્વ અથવા બ્રહ્મ છે, તે જ સર્વોત્તમ વસ્તુ હોવાથી પરમતત્ત્વ અથવા બ્રહ્મરૂપ થવુ, એનું નામ સર્વોત્તમ ઉન્નતિ છે.

આ સર્વોત્તમ ઉન્નતિનો અનુભવ કરાવનાર અનેક સાધનોમાં તત્ત્વવિચાર એ જ સર્વોત્તમ સાધન છે, એમ સર્વ સત્શાસ્ત્રો અને સત્પુરુષો ડિંડિમ વગાડીને વદે છે.

યોગ, ભક્તિ વગેરે વિવિધ સાધનો સમર્થ સાધનો નથી, એમ કહેવાનું તાત્પર્ય નથી, પરંતુ તે સાધનોમાંથી વિચારના અંશને કાઢી લો, અને તમને તત્કાળ સ્પષ્ટ થશે કે તેઓ પ્રાણવિનાના દેહજેવાં થઇ રહે છે. યોગાદિ સાધનોનું પૂર્ણ બળ તેમાં વિચાર ભળે છે, ત્યારે જ જામે છે. વિચારવિના યોગ અને ભક્તિ યાંત્રિક જ થઇ રહે છે.

આમ સર્વ સાધનો વિચારની અપેક્ષા રાખતાં હોવાથી, વિચાર જ જેનો આદિ, મધ્ય અને અંત છે, એવો તત્ત્વવિચાર સર્વ સાધનોમાં શિરોમણિ હોય, એમાં આશ્ચર્ય-જેવું શું છે ?

તત્ત્વવિચાર એટલે શું ? હું બ્રહ્મ છું, એ પ્રકારના વિચારમાં સ્થિતિ, એ તત્ત્વ-વિચારનું સ્વરૂપ છે.

હું બ્રહ્મ છું, એમ બોલવાથી અને વિચારવાથી સર્વોત્તમ ઉન્નતિ શી રીતે થાય ?

આ ઉન્નતિ માનસશાસ્ત્રના મહા નિયમાનુસાર થાય છે, અને તે નિયમ આ છે: મનુષ્ય જે ક્ષણે જેનું ભાન કરે છે, તે વસ્તુના આકાર તે ક્ષણે તેનું મન થાય છે, અને જે વસ્તુના આકાર મન થાય છે, તે વસ્તુના ગુણધર્મપ્રમાણેની સ્થિતિ તેના અંતઃકરણમાં પ્રકટે છે.